

# પ્રસ્તાવના.

**પ્રવેશ.**

શ્રી પરમાત્મ વચનરૂપી બગીચામાંથી નાના પ્રકારના બોધક અને સુખદરૂપ રમણિય અને પવિત્ર પુષ્પો લઇ, તેની સુવાસ અખિલ વિશ્વમાં જૈન મહાત્માઓ પ્રસારે છે અને ભવ્ય પ્રાણીઓ પોતાની યોગ્યતા પ્રમાણે ગ્રહણ કરે છે. તેવા પુષ્પોરૂપી સાહિત્યમાંથી શાંત–વૈરાગ્ય રસાદિ સૌંદર્યથી સુશોભિત, ભવ્યજનોને રસપૂર્વક, બોધપ્રદ કથાઓના પ્રસાદ સાથે સત્ય ઉપદેશ અને સદ્‌જ્ઞાનરૂપી અમૃતનું પાન કરાવનાર શ્રી સોમપ્રભાચાર્ય મહારાજ કૃત શ્રી કુમારપાળ–પ્રતિબોધ નામક ગ્રંથનો આ અનુવાદ છે; આ ગ્રંથનું અપરનામ) જિન પ્રતિબોધ–હેમકુમાર ચરિત્ર પણ કહેવાય છે.

**જૈનમહાત્માઓની જન સમાજ પ્રત્યે-ની કલ્યાણ ભાવના.**

ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ અને રક્ષણ કરવામાં, તેમજ દેશની સેવા કરવામાં જૈનમહાત્માઓએ ઘણો ભાગ લીધો છે, તેમ ઇતિહાસ કહે છે; છતાં તે માટે જનસમાજનો ઘણો મોટો ભાગ અજાણ છે:

'જૈનસાહિત્યના આવા આવા ગ્રંથોની હકીકતનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરીએ તો, સ્પષ્ટ જણાઇ આવે છે કે, જૈન મહાત્માઓનું સમસ્ત જીવન શાસનની ઉન્નતિ કરવા સાથે દેશના કલ્યાણના માર્ગોમાં પણ વ્યતીત થયેલ છે. જૈન મહાત્માઓ ખાત્રીપૂર્વક માનતા આવ્યા છે કે દેશના કલ્યાણનો આધાર રાજા મહારાજા અથવા સર્વ સત્તા જેના હાથમાં હોય તેની સત્તા ઉપર રહેલો છે અને તેથી પ્રાચીન મહાત્માઓ દૃઢતા પૂર્વક જાણતા હતા કે, અનેક મનુષ્યોને ઉપદેશ આપવાથી જે લાભ થાય તે એક રાજા–મહારાજાને પ્રતિબોધ કરવામાં સહજ વિશેષ લાભ થાય ! તે વિશ્વાસથી જ શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય મહારાજે તે વખતના ગુર્જર ભૂપાલ શ્રી કુમારપાળ મહારાજને ઉપદેશ આપી પરમ દયાવાન, આર્હત ભક્ત, આદર્શ નૃપતિ નરરત્ન બનાવેલ છે.

**શ્રી હેમચંદ્રાચાર્યજી મહારાજનો વૈરાગ્ય અને અદ્ભૂત શક્તિ.**

શ્રીમાન્ હેમચંદ્ર સૂરીશ્વરજીની જ્ઞાન શક્તિ અદ્‌ભૂત હતી અને તેથી જ કલિકાલ સર્વજ્ઞના બિરૂદને તેઓશ્રી ખરેખર લાયક જ હતા. શ્રીમાનની તેવી શક્તિને લઇને તેઓશ્રી રાજ્યકાર્યમાં રસ લેતા હોવા છતાં, તેમજ રાજ્યમંદિર તથા રાજાના પરિચયમાં વારંવાર આવવા છતાં અલિપ્ત રહી, સાધુધર્મ અને સંજમ માર્ગને સંપૂર્ણ રીતે સંભાળી રાખી, રાજા કુમારપાળદેવને પ્રતિબોધવા અને દેશનું કલ્યાણ કરવા વિજયી નિવડયા. કલિકાલ સર્વજ્ઞ મહારાજે કુમારપાળ નરેશને તે વખતે કરેલા ઉપદેશથી અહિંસાના મુખ્ય પાયારૂપ

જૈનધર્મની ઘોષણા આખા ગુજરાત દેશમાં અને ( જૈનેતર વિદ્વાનોના જણાવ્યા મુજબ ) ભારતભૂમિના મોટા ભાગમાં થઇ હતી. આ વખતે રાજા કુમારપાળની આણ ઉત્તરમાં તુર્કસ્તાન, પૂર્વમાં ગંગાનદી, દક્ષિણમાં વિંધ્યાચળપર્વત અને પશ્ચિમમાં સમુદ્ર પર્યંત વર્તતી હતી. આ સવ પ્રદેશ સુધીમાં મહારાજા કુમારપાળે અહિંસાની ઘોષણા પ્રવર્તાવી હતી. આ હકીકતની સત્યતા માટે સદ્ગત સાક્ષરવર્ય મણિલાલ નભુભાઇ દ્વાશ્રય મહાકાવ્યમાં જણાવે છે કે "રાજા કુમારપાળે જીવહિંસા બંધ કરાવી ત્યારથી યજ્ઞમાં માંસ કે પશુઓનું બલીદાન બંધ થયું અને તેની જગ્યાએ યવ અને શાલિધાન્ય હોમવામાં આવવાનું શરૂ થયું."

**શ્રી હેમચંદ્રાચાર્યની અપૂર્વ ઉપદેશ શૈલી.**

જો કે કુમારપાળ નૃપતિ પ્રથમ ચુસ્ત શિવધર્મી હતા, સાથે તેઓ બુદ્ધિશાળી, તત્ત્વ જીજ્ઞાસુ, સમજનાર અને સત્ય વસ્તુના ગ્રહણ કરનાર હોવાથી, શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય મહારાજ જેવા પ્રખર વિદ્વાન, અપૂર્વજ્ઞાની, સમયજ્ઞ, અદ્ભૂત શક્તિ સંપન્ન હોવાથી તેમનો ઉપદેશ પણ તેવોજ સચોટ, સત્ય, નિષ્પક્ષપાતી અને સરલ હોવાથીજ આ નૃપતિ પરમ ભક્ત, ધર્માત્મા, પરોપકાર-રસિક, સત્યવાદી અને જૈનશાસનના પ્રભાવક થયા હતા.

**ગ્રંથમાં આવેલ વર્ણન.**

આ ગ્રંથ તેના નામ પ્રમાણેજ ઉપદેશક છે. શ્રીમાન્ હેમચંદ્ર મહારાજે આ ગુજરાતના પ્રખ્યાત ચૌલુક્ય રાજા કુમારપાળને, સમયે સમયે જે બોધ વિવિધ વ્યાખ્યાનદ્વારા, તે તે વિષયોને લગતી કથાઓ સહિત આપેલો, અને તે ઉપદેશની અસરથી કુમારપાળ મહારાજાએ ધીમે ધીમે જૈનધર્મનો સ્વીકાર ક્રમસર કેવી રીતે કર્યો તેનુ વર્ણન આ ગ્રંથમાં આપવામાં આવેલ છે.

**ગ્રંથ પરિચય.**

ગુજરાતની પ્રાચીન રાજધાની પાટણના જૈન ભંડારમાં સાહિત્યના અનેક જૈન ગ્રંથો છે; તે ભંડારમાંથી મળી આવેલ તાડપત્રપર લખેલ આ ગ્રંથ ઉપરથી આ ગ્રંથનું સંશોધન કરવામાં આવ્યું છે, અને તે શ્રી ગાયકવાડ સરકાર તરફથી પ્રકટ થતી શ્રી ગાયકવાડ ઓરીઍન્ટલ સીરીઝના ગ્રંથ તરીકે મૂળ પ્રસિદ્ધ થયેલ છે. આ હસ્તલીખીત તાડપત્ર ખંભાતમા સંવત ૧૪૫૮ (ઇ. સ. ૧૪૦૨) માં લખાયેલ છે. છપાયેલ મૂળ ગ્રંથમાં સંશોધન કરનાર શ્રીમાન્ ઉપરની હકીકત સાથે પણ જણાવે છે કે "ઉપરોક્ત વર્ષ પછી લખાયેલું કોઇ પણ તાડપત્ર મને એકે જૈન ભંડારમાંથી ઉપલબ્ધ થયેલ નથી, જેથી ગુજરાત કે ઉત્તર પશ્ચિમ ભારતમાં લખાયેલ આ છેલ્લુ તાડપત્ર છે. આ ઉપરથી જણાય છે કે તાડપત્ર લખવાની કળા ચૌદમા સૈકાની શરૂઆતથી મંદ થવા લાગી હતી અને કાગળ પર લખવાનો ઉપયોગ શરૂ થવા માંડ્યો હતો." આ પ્રતના અનેક પાના ઉપર તો અનેક લીટીઓ ઉડી ગઇ છે અને તેના શબ્દ પારખવાનુ પણ સંશોધનકારશ્રીને મુશ્કેલ થઇ પડેલ છે, તેમ પણ તેઓશ્રી સાથે જણાવે છે.

**તાડપત્રની પ્રત લખાયાનો સમય.**

આ ગ્રંથની પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે સંવત ૧૪૫૮ ના દ્વિતીય ભાદરવા શુદી ચતુર્થી શુક્રવારના રોજ શ્રી સ્તંભન તીર્થમાં પૌષધશાળાને વિષે ભટ્ટારક શ્રી જયતિલકસૂરિના ઉપદેશથી કાયસ્થ જ્ઞાતિના મંડલિકના પુત્ર નામે ખેતાશાએ લીપિબદ્ધ કરેલ છે.

**ગ્રંથકાર મહારાજનો પરિચય, ગ્રંથ લખવાનો કાળ તથા લખવાનો હેતુ.**

આ ગ્રંથના કર્તા શ્રીમાન્ સોમપ્રભાચાર્ય મહારાજ છે કે જેઓના અપૂર્વ વિદ્વતા પ્રસિદ્ધ છે, તેમણે આ ગ્રંથ સંવત ૧૨૪૧ (ઈ સ ૧૧૯૫) માં શ્રી કુમારપાળ મહારાજના સ્વર્ગવાસ પછી અગીઆરમે વર્ષે લખેલ છે કુમારપાળ નરેશનું મૃત્યુ સંવત ૧૨૩૦ ની સાલમાં થયેલ છે, જેથી આ ગ્રંથકર્તા મહારાજ, શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય મહારાજ અને પરમભક્ત કુમારપાળ રાજા સમકાલીન હતા

પોરવાડ જ્ઞાતિમાં જન્મેલ, અસાધારણ બુદ્ધિવાળા શ્રીપાલના પુત્ર કવિ સિદ્ધપાળ કે જે કુમારપાળ મહારાજના પ્રીતિપાત્ર હતા અને કવિઓમાં મુગટ સમાન હતા, તેના ઉપાશ્રયમાં આ ગ્રંથના લેખક મહાત્મા રહેતા હતા, તે વખતે શ્રેષ્ઠી સમુદાયમાં મુખ્ય શ્રી નેમિનાગના પુત્ર અભયકુમાર શ્રાવક અને તેની પદ્મા નામે સ્ત્રી હતી તેમના હરિશ્ચંદ્ર વગેરે પુત્રો તથા શ્રીદેવી વગેરે પુત્રીઓ, તેમના ઉપરના ધર્મ સ્નેહને લીધે કર્તાશ્રીમાને આ ગ્રંથ લખ્યો છે, કે જે સંવત ૧૨૪૧ ના ભાદરવા માસની શુક્લ અષ્ટમી અને રવિવારે પાટણમાં સમાપ્ત કર્યો છે આ ગ્રંથ પૂર્ણ થયા પછી શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજના ત્રણ શિષ્યો શ્રી મહેન્દ્રમુનિ, શ્રી વર્ધમાન મુનિ તથા ગુણચંદ્ર મુનિ આ ત્રણ મહાત્માઓએ આ ગ્રંથ આદ્યંત શ્રવણ કર્યો હતો

ઉપરોક્ત જણાવેલ કવિ શ્રીપાળ તે વખતના ગુજરાતના પ્રથમ પંક્તિના પ્રસિદ્ધ કવિ હતા અને તેમના પુત્ર સિદ્ધપાળમાં પણ તેવીજ અસાધારણ કવિત્વ શક્તિ હતી, તેથી કુમારપાળ મહારાજાના પ્રેમપાત્ર થયા હતા તેટલુંજ નહિ પરંતુ કવિ શ્રીપાળ શ્રી દેવસૂરિ મહારાજના ભક્ત (શિષ્ય) હતા, વળી તે સૂરિજી મહારાજ આ ગ્રંથના કર્તા શ્રી સોમપ્રભાચાર્ય મહારાજના ગુરૂના પ્રખ્યાત વંશના હતા, જેથી આ કવિવરને આ મહાત્મા પ્રત્યે સંપૂર્ણ માન અને ભક્તિ હતી, જેથી તેમના ઉપાશ્રયમાં મહાત્માઓ રહેતા હતા તેથી આ ગ્રંથ આ સ્થળે લખેલ છે તે સપ્રમાણ છે

હવે શ્રી ગ્રંથકાર મહારાજના ગુરૂશ્રીનું વંશવૃક્ષ આપવા પહેલા પ્રથમ કુમારપાળ નૃપતિ પાટણની ગાદીએ કેવી રીતે આવ્યા તેની સંક્ષિપ્ત હકીકત આપી પછી ગ્રંથકાર મહારાજનું વંશવૃક્ષ રજુ કરીશું

પાટણમાં ચૌલુક્ય વંશ રૂપ આકાશમાં ચંદ્રમા સમાન પ્રથમ મૂળરાજ નામે રાજા હતો તેના પછી પ્રચંડ ચામુંડરાજ થયો ત્યારપછી વલ્લભરાજ ભૂપાળ થયો કે જેણે પોતાના અશ્વ સમૂહથી જગતમાં જગઝંપણ એવી ખ્યાતિ મેળવી ત્યારપછી દુર્લભરાજ રાજા થયો ત્યારપછી ભીમ સમાન ભીમદેવ રાજા થયો ત્યારપછી જયસિંહદેવ ગાદી ઉપર આવ્યો જયસિંહદેવ મરણ પામતા રાજ્ય નગરની પ્રજા શોકાતુર થઇ પડી જેથી પ્રધાન પુરૂષોએ ભીમદેવના પુત્ર ક્ષેમરાજ અને ક્ષેમરાજનો દેવપ્રસાદ નામે પુત્ર, અને તેનો પુત્ર ત્રિભુવનપાળ અને ત્રિભુવનપાળનો પુત્ર કુમારપાળ કે જે તેજસ્વી, સ્વરૂપસુંદર દેવગુરૂની પૂજામાં તત્પર, પરોપકારી, ધીર, દીર્ઘદર્શી, ન્યાયવાન્ સર્વ પ્રકારના સત્વ યુક્ત ગંભીર, દાની, શરણાગત વત્સલ વગેરે ગુણયુક્ત હોવાથી તે રાજ્યને યોગ્ય છે તેમ જાણી ત્યાંની પ્રજાએ કુમારપાળને પાટણના રાજ્યસિંહાસન પર સંવત ૧૧૯૯ ની સાલમાં અધિષ્ઠિત કર્યો

**વંશવૃક્ષ.**

આ ગ્રંથના રચનાર શ્રી સોમપ્રભાચાર્ય, મહારાજ શ્રી વિજયસિંહ સૂરિના પટ્ટધર હતા મૂળ જે ગ્રંથ છપાયેલ છે તેમાં સંશોધક મહાશયે વિશેષ જાણવા માટે ઐતિહાસિક દ્રષ્ટિએ લેખક મહાત્માના ગુરૂશ્રીનું વંશવૃક્ષ આપેલ છે તે પ્રમાણે અમો પણ વાચકની જાણ માટે નીચે મુજબ આપીએ છીએ




આ વૃક્ષમા આવેલ નામો સર્વ વિદ્વાન મહાત્માઓ હતા અને તેઓ સર્વથી જૈન સાહિત્ય સમૃદ્ધ થયેલ છે તે જૈન ઇતિહાસમા સુપ્રસિદ્ધ છે આ ગ્રંથ કર્ત્તા મહાત્માની પછી શ્રીમાન્ જગતચંદ્રસૂરિ ગુરૂ થયા કે જેમણે ક્રિયોદ્ધાર કરી તપા એવુ બીરૂદ ઉગ્ર તપ કરી મેળવ્યુ. શ્રીમાન્ મહાવીર પ્રભુથી ૪૩ મી પેઢીએ આ ગ્રંથના રચનાર શ્રી **સોમપ્રભાચાર્ય** થયા એમ પટ્ટાવલીમાથી જણાય છે

**ગ્રંથકર્ત્તા શ્રીમાને રચેલ અન્ય ગ્રંથો.**

* ( ૧ ) **શ્રી સુમતિનાથ ચરિત્ર.** આ ગ્રંથ પણ પ્રાકૃતભાષામા લખેલો છે, તે પણ કથાઓ સહિત ઉપદેશક છે જેના શ્લોક પ્રમાણ શુમારે સાડા નવ હજાર છે ( ૨ ) **શ્રી સિંદુર પ્રકર**—જેને સોમ શતક પણ કહેવામા આવે છે, જે સો શ્લોક પ્રમાણ છે તેમા અહિંસા, સત્ય, શીલ સૌજન્ય, ક્ષમા વગેરે વિષયો ઉપર શૈલી સરલ, ઉત્તમ અને શ્લોકો કંઠાગ્ર કરવા જેવા આપવામા આવેલ છે જે સુપ્રસિદ્ધ ( પ્રકટ થયેલ ) છે ( ૩ ) **શતાર્થ કાવ્ય.** આ ગ્રંથમા આ કવિવરનુ સસ્કૃત જ્ઞાન કેવુ અપૂર્વ છે તે દેખાય છે આ ગ્રંથમા માત્ર એકજ શ્લોક વસતતિલકાવૃત્તમા છે અને તેના એકસો જુદા જુદા અર્થ કરવામા આવ્યા છે ગ્રંથકર્તાએ એક શ્લોકી ગ્રંથની ટીકામા સો જુદા જુદા અર્થ આપવા સાથે ટીકાની શરૂઆતમા પાચ શ્લોકો આપી તેમા સો જુદા જુદા અર્થની અનુક્રમણિકા સુચવી છે

શ્રી વાદીદેવસૂરિ, અને શ્રી હેમચંદ્રાચાર્ય જેવા જૈનધર્મના મહાન આચાર્યો, જયસિંહ

* આર્થિક મદદ મળ્યે આ ગ્રંથનુ ભાષાંતર પ્રકટ કરવા આ સભા ઇચ્છા ધરાવે છે

દેવ, કુમારપાળ, અજયદેવ, મૂળરાજ જેવા ગુજરાતના રાજા-
**સમકાલીન મહાપુરૂષો.** ઓ, કવિ સિદ્ધપાળ જેવા શહેરીજનો અને શ્રી અનિતદેવ અને વિજયસિંહદેવ જેવા તેના ગુરૂઓ તેઓના સમકાલીન હતા. જેનો ઉલ્લેખ આ ગ્રંથમાં છેવટે કર્યો છે.

**ગ્રંથકાર મહારાજ ની જીવન રૂપરેખા.** શ્રી સોમપ્રભાચાર્યનો પોરવાડ જ્ઞાતિમાં જન્મ થયો હતો. તેમના પિતાનું નામ સર્વદેવ અને પિતાના પિતાનું નામ જીનદેવ હતું કે જે કોઇ રાજાના મુખ્ય પ્રધાન હતા. શ્રી સોમપ્રભાચાર્યે દીક્ષા ઘણીજ નાની ઉમરમાં લીધી હતી અને અસાધારણ બુદ્ધિના પ્રભાવે આચાર્યની મહાન પદ્વી થોડા વખતમાં મેળવી શકયા હતા. ન્યાય, કાવ્ય, શાસ્ત્ર, અને ધાર્મિક ઉપદેશ આપવામાં તેઓશ્રી ઘણા કુશળ હતા.

**ગ્રંથની ભાષા.** આ ગ્રંથ પ્રાકૃત ભાષામાં લખેલ છે, પરંતુ છેલ્લા પ્રકરણમાં કેટલીક કથાઓ સંસ્કૃત અને કેટલાક ભાગો અપભ્રંશમાં લખાયેલ છે, જેથી ગ્રંથકર્તા ત્રણે ભાષાના જાણુ હતા તેમ જણાય છે. આ ગ્રંથની ભાષા તથા રચના તદન સાદી અને અકૃત્રિમ છે તેમ મૂળ ગ્રંથના વાચકને જણાયા સિવાય રહેશે નહિં.

આ ગ્રંથનો વિસ્તાર, રચના કાળ, મુખ્ય નાયકો વગેરે જોતાં પ્રથમ દર્શને વાચકને તે ઇતિહાસિક છે એમ જણાય, પરંતુ અન્ય ગ્રંથો ×શ્રી **પ્રભાવક ચરિત્ર, પ્રબંધ ચિંતામણિ** કુમારપાળ ચરિત્ર વગેરે ગ્રંથોમાં જેટલો ઇતિહાસિક ભાગ છે તેટલો આ ગ્રંથમાં નથી; તેટલુંજ નહિં પરંતુ ગ્રંથકાર આચાર્યશ્રીની તેવી ઇચ્છા પણ નહોતી તેમ આ ગ્રંથની શરૂઆતમાં પોતેજ જણાવે છે કે **"જો કે હેમચંદસૂરિ તથા કુમારપાળના જીવન** વૃતાંત બીજી દૃષ્ટિએ **જોતાં રસપ્રદ છે, પરંતુ હું માત્ર જૈનધર્મના શિક્ષણ સંબંધી કાંઇ કહેવા ઇચ્છા રાખું છું."** આ ઉપરથી મનાય છે કે આ ગ્રંથમાં આવેલ ઐતિહાસિક મહાપુરૂષોના સંબંધમાં જૈનધર્મના સિદ્ધાંતો અને ઉપદેશનું શિક્ષણ કથારૂપે આપી, ધર્મનો પ્રતિબોધ પમાડેલ તેજ કહેવાની ગ્રંથકારમહારાજ ઇચ્છા ધરાવે છે. આ ગ્રંથમાં આવેલ ધર્મના સિદ્ધાંતો અને ઉપદેશનું શિક્ષણ જે કથા સાથે આપેલ છે તે નવલકથાના સ્વરૂપમાં અમોએ તૈયાર કરેલ છે, તેની અનુક્રમણિકા આ પ્રસ્તાવનાના પછીના ભાગમાં આપવામાં આવેલ છે અને અહીં તો કયો વિષય કયા પ્રકરણમાં કયા પાનાથી કયા પાના સુધીમાં આવેલ છે તે નીચે પ્રમાણે આપીયે છીયે.

# ( ગ્રંથસંક્ષેપ. )

## પ્રથમ પ્રસ્તાવ.

( પાના ૧ થી ૧૧૮ )

પ્રથમ શ્રી રૂષભદેવ ભગવાન, શ્રી શાંતિનાથ પ્રભુ, શ્રી નેમિનાથ મહારાજ, શ્રી પાર્શ્વનાથ ભગવંત અને મહાવીર સ્વામીને નમસ્કાર કરવારૂપ મંગળાચરણ કરવામાં આવે છે, ત્યાર બાદ જિનવચન, સદ્ગુરૂને નમસ્કાર કરી, જૈનધર્મના

× શ્રી પ્રભાવક ચરિત્ર ઐતિહાસિક ચરિત્રોના ગ્રંથનું ભાષાંતર આ સભા તરફથી છપાય છે.

આરાધનથી શુભ સંપદા પામવાની સરલતારૂપ ગ્રંથ રચવાનો હેતુ જણાવી, સત્પુરૂષોના ચરિત્રો સાંભળવાથી ધર્મનો થતો ઉત્કર્ષ બતાવે છે. પા.૧-૨.

ગ્રંથની શરૂઆત હવે અહિંથી શરૂ થાય છે. પ્રથમ પ્રકરણમાં અણહીલપુર પાટણ વર્ણન, કુમારપાળ રાજા શી રીતે ગાદી ઉપર આવ્યા તેની વંશાવળી આપી, કુમારપાળ રાજા રાજ્ય ગાદી ઉપર આરૂઢ થયા ત જણાવેલ છે. પા. ૩ થી ૫.

કુમારપાળની ધર્મ જિજ્ઞાસા, બાહડ મંત્રીએ જણાવેલ ધર્મનું સ્વરૂપ, જેમાં શ્રીદત્ત ગુરૂએ યશોભદ્ર રાજાને આપેલો પ્રતિબોધ અને દુર્લભ મનુષ્ય જન્મ પામવા ઉપર મૂળદેવની રસીક કથા આપતાં, યશોભદ્ર રાજાને ઉત્પન્ન થયેલ વૈરાગ્ય, શ્રીદત્ત ગુરૂ પાસે લીધેલ ચારિત્ર, યાવજ્જીવ એકાંતરે ઉપવાસ અને પારણામાં આયંબીલ જેવું ઉત્કૃષ્ટ તપ તેઓ કરવા લાગ્યા, અને પોતાના પદ ઉપર શ્રી પ્રદ્યુમ્નાચાર્યને સ્થાપન કરી, શ્રી ગિરનાર તીર્થ ઉપર તેર દિવસ અણસણ કરી, શ્રી નેમનાથ પ્રભુનું ધ્યાન ધરતાં શ્રી યશોભદ્રસૂરિ દેવલોકમાં ગયા. તેમના શિષ્ય પ્રદ્યુમ્નાચાર્ય તેમના શિષ્ય ગુણસેનસૂરિ અને તેમના શિષ્ય શ્રી દેવચંદ્રસૂરિ થયા, કે જે વિહાર કરતાં અનુક્રમે શ્રી ધંધુકા નગરમાં પધાર્યા. જ્યાં એક વણિક કુમાર [ ભાવિ શ્રી હેમચંદ્રાચાર્ય ] તેમના મામા નેમીની સાથે તેઓ સૂરિજીને વંદન કરવા આવ્યા હતા. સૂરિજીની દેશના સાંભળતાં વણિકકુમાર સંવેગ પામવાથી ભવસાગરથી પાર ઉતારવા ચારિત્ર આપવા માંગણી કરી. સૂરીશ્વરજીએ તેમનું નામ, વંશ વગેરે પૂછતાં તેમના મામા નેમિએ વંશ, જાતિનું વર્ણન કહી તે પોતાના ભાણેજ વણિક કે જેનું નામ ચંગદેવ છે તેનું જીવન વૃત્તાંત કહ્યું. તેમના મામા પાસે બાળકની પ્રશંસા સાંભળતાં ગુરૂશ્રીએ તે બાળકના મામાને જણાવ્યું કે મત લઇ, આ બાળક તીર્થંકરની જેમ જગતને ઉપકારી થશે, જેથી તેના પિતાને તમે કહો કે આ બાળકને ચારિત્ર લેવા અનુમતિ આપે. અત્યંત સ્નેહને લઇ પિતાએ આજ્ઞા ન આપવાથી, મતને વિષે ચંગદેવ કુમારને પ્રેમ હોવાથી મામાની અનુમતી મેળવી ગુરૂશ્રીની સાથે ચાલી નીકળ્યા અને ખંભાત તીર્થમાં આવ્યા અને ત્યાં ચગદેવે દીક્ષા લીધી અને તેમનું મુનિશ્રી સોમચંદ્ર નામ રાખવામાં આવ્યું. પછી તપ તપતાં અલ્પકાળમાં શ્રુતસાગરના પારગામી થતાં ગુરૂશ્રીએ આચાર્ય પદ આપ્યું અને શ્રી હેમચંદ્રાચાર્ય નામ આપ્યું જે મહાન આચાર્ય આ ગ્રંથના મુખ્ય નાયક છે આચાર્ય શ્રી હેમચંદ્ર મહારાજ લોકોપકાર કરવાની ભાવનાથી વિવિધ સ્થળે વિચરવા લાગ્યા. એક દિવસ દેવતાએ પ્રત્યક્ષ થઇ સૂરિજીને બીજા દેશમાં નહિ વિચરતાં ગુજરાત દેશમાં વિચરતાં મોટો ઉપકાર થશે, તેમ જણાવવાથી ગુજરાતમાં વિચરતાં પ્રથમ તે વખતે ગુજરાતની ગાદી ઉપર જયસિંહ દેવને ઉપદેશ આપી જૈનધર્મ ઉપર અનુરક્ત કર્યો અને એ રાજાના વચનથી આચાર્ય મહારાજે શ્રી સિદ્ધહૈમવ્યાકરણ બનાવ્યું. આ રીતે શ્રી હેમચંદ્રસૂરિજીનું વૃત્તાંત બાહડ મંત્રીએ કહી, કુમારપાળ મહારાજને જણાવ્યું કે આપને ધર્મનું યથાર્થ સ્વરૂપ જાણવાની ઇચ્છા હોય તો ભક્તિભાવિત થઇને આપ આ મુનિશ્વરને પૂછો. ઉપર પ્રમાણે બીજા પ્રકરણમાં વર્ણન આપેલ છે. પા. ૫ થી ૨૧.

ત્રીજા પ્રકરણમાં શ્રી હેમચંદ્રસૂરિજીનો કુમારપાળને થયેલ પરિચય, ગુરૂશ્રીએ રાજા કુમારપાળને પ્રતિબોધવા ઉપદેશની કરેલી શરૂઆત, પ્રમથ જીવદયાનું સ્વરૂપ અને તેના ઉપર અમરસિંહ, દામન્નકની કથા, અભયદાન ઉપર અભયસિંહની કથા વગેરે આપવાથી રાજા કુમારપાળે માંસ નહિં ખાવા, શિકાર નહિં કરવા અને જીવદયા પાળવાના નિયમ કરતાં પોતાના સમગ્ર રાજ્યમાં અમારી ઘોષણાનો પટહ વગડાવ્યો, વગેરે હકીકત આવેલ છે. પા. ૨૧ થી ૪૧.

શ્રી ગુરૂમહારાજે રાજાને કહ્યું કે—'હે રાજન્ ! માંસગૃદ્ધિ દુસ્ત્યાજ્ય હોય છે, તું ધન્ય અને સમસ્ત કલ્યાણનું ભાજન છે, કે તેં માસનો ત્યાગ કર્યો. માટે હે નરેંદ્ર ! માંસ નિવૃત્તિના નિયમને તું યાવજ્જીવ બરાબર પાળજે. નિયમ લઇને તે સમ્યક્ પ્રકારે ન પાળવાથી જીવ કુંદની જેમ દુઃખ પામે છે.' અહીં કુદની કથા આપવામાં આવેલ છે, જે ભારે બોધદાયક છે. ( પ્રકરણ ચોથું ) પા ૪૨ થી ૪૮.

પાંચમા પ્રકરણમાં 'વળી જે પુરૂષ દોષ–પાપનો પરિત્યાગ કરવામાં તત્પર રહી પોતાના નિયમને અખંડ પાળે છે, તે પરલોકમાં અવશ્ય અખંડ સુખને પામે છે. તથા જે નિયમ ન કરે તેમજ ધર્મહીન થઇને જે નિયમને ભાગે તથા માસ ભક્ષણમાં લુબ્ધ બને તે નરકાદિકમાં ભારે કદર્થના પામે છે માટે હે નરેન્દ્ર ! તે યોગ્ય કર્યું કે સાત વ્યસનોમાથી શિકાર અને માંસભક્ષણ–એ બે વ્યસનોનો ત્યાગ કર્યો. હવે સર્વ અનર્થના કારણરૂપ બીજા વ્યસનો પણ તજવા લાયક છે તેમાં એક દ્યૂત ( જુગાર ) કે જે કુળને કલંક લગાડનાર, વડીલોની મર્યાદા, સત્ય અને શૌચથી વિપરીત, ધર્મ, અર્થ અને કામથી ભ્રષ્ટ કરનાર, દાન, દયા અને ભોગથી વિમુખ, પિતા, માતા, ભ્રાતા, પુત્ર અને ભાર્યાને છેતરનાર, સમસ્ત સુખને તજાવનાર તથા સુગતિના શત્રુરૂપ એવા દ્યૂતનો પણ તુ પરિહાર કર. જુગારમાં આસક્ત બનેલ માણસ પોતાના સમ્યક્ત્વરૂપ ધનનો ધ્વંસ કરે છે દ્યૂતમાં આસક્ત થવાથી નળ રાજા પોતાનું સમસ્ત રાજ્ય હારી બેઠો.' અહીં દ્યૂત વિષયમાં નળ રાજાનું ચરિત્ર વિસ્તારથી આપવામાં આવલ છે કે જે અત્યંત મનોરંજક છે.

એ પ્રમાણે સાંભળ્યા પછી રાજાએ કહ્યુ કે—'હે ભગવાન ! હું ક્રીડામાત્રથી પણ દ્યૂત રમીશ નહિ.'

કુમારપાલ રાજાએ કરેલ દ્યૂતનો પરિત્યાગ અને પોતાના રાજ્યમાં પણ આજ્ઞા ફેરવીને કરાવેલ તેનો નિષેધ.

એવામા મંત્રીઓએ રાજાને વિનંતિ કરી કે—'હે દેવ ! તમે તો દ્યૂતનો ત્યાગ કર્યો, પણ હવે સમસ્ત રાજ્યમા એનું નિવારણ થવું જોઇએ'

ત્યારે રાજાએ કહ્યુ—"રાજ્યમાં પણ એનું નિવારણ કરો.' એટલે–'આપની આજ્ઞા પ્રમાણ છે' એમ કહીને મંત્રીઓએ સર્વત્ર દ્યૂતનું નિવારણ કર્યું. જે આ પ્રકરણમાં પા. ૪૯ થી પા ૮૧ સુધામાં જણાવેલ છે.

પછી ગુરૂમહારાજ કહેવા લાગ્યા કે—'હે નરેંદ્ર ! સર્વ અનર્થના કારણરૂપ પર રમણી સેવવાનો પરિહાર કર કારણ કે—જે પોતાના આત્માને વિષયવાસનાની નજીક લઇ જાય છે, તે કુળને કલંક લગાડે છે, પાતાના મહાત્મ્યને મલિન બનાવે છે,

સ્વજનોના મુખને શ્યામ કરે છે, પોતાના ગુણોને દૂર હડસેલે છે અને જગતમાં અપયશનો પડહ વગડાવે છે. વળી જે પરદારાની કામના કરે છે, તે પોતાના કલ્યાણને દૂર નિવારે છે, સદ્ગતિના દ્વારને બંધ કરે છે અને ઉભય ભવમાં તે ઉત્કટ દુઃખોનું ભાજન થાય છે. મોટા નરેશ્વરોના શિર-મુગટથી પોતાના ચરણ ચુંબિત છતાં પરરમણીમાં આસક્ત થવાથી પ્રદ્યોત રાજા બંધન પામ્યો. ' અહીં પરદારાગમન પર પ્રદ્યોતની કથા આપવામાં આવેલ છે, જે બોધ લેવા લાયક છે.

પછી રાજાએ જણાવ્યું કે—' હે ભગવન્ ! ભયંકર ભુજંગી સમાન પરરમણીનો તો મેં મૂળથી જ ત્યાગ કરેલ છે. તેમજ મારાં રાજ્યમાં પણ પ્રાયે પરરમણી ગામી કોઇ પુરૂષ નહિ હોય. આ સબંધી વિવેચન અને પ્રદ્યોતરાજાની કથા પ્રકરણ ૬ ઠ્ઠામાં આપવામાં આવેલ છે. પા. ૮૧ થી પા. ૮૮.

**કુમારપાલ રાજાએ વેશ્યા અને પરદારાગમનનો કરેલ પરિહાર.**

વેશ્યા-વ્યસન પણ તજવા લાયક છે કે જે કમળવનને હિમની જેમ દ્રવ્યનો વિનાશ કરનાર છે. વળી જે કાલકૂટ ( વિષ ) સાગરમંથનની જેમ ક્ષયરોગ પેદા કરે છે તથા ચંદ્રમાને રાહુની જેમ સમસ્ત કુળને ગ્રસ્ત કરે છે. વળી ચિત્રને ધૂમ્રની જેમ ઉજ્વળ ગુણને મલિન બનાવે છે, તેમજ જેમ ભુજંગોનું સ્થાન રાફડો છે, તેમ જે સમસ્ત દોષોના સ્થાન ( નિવાસ ) રૂપ છે. વેશ્યાવ્યસનમાં આસક્ત થયેલ પુરૂષ ત્રિવર્ગના મૂળરૂપ ધન ખોઈને પછી તે અશોકની જેમ પશ્ચાત્તાપમાં નિમગ્ન થાય છે. આ રીતે ગુરૂમહારાજે વેશ્યા-વ્યસનના ત્યાગ ઉપર ઉપદેશ આપી તે વિષયપર અહીં અશોકની કથા આપવામાં આવેલ છે, જે બુદ્ધિવર્ધક અને બોધદાયક છે અને તે ઉપરથી રાજા કુમારપાળે વેશ્યામાં કદિ અનુરાગ નહિ લાવવા નિયમ કરેલ છે જે હકીકત કથા સાથે પ્રકરણ સાતમામાં આવેલ છે. પા. ૮૯ થી ૯૭.

આઠમા પ્રકરણમાં મદ્યપાનના ત્યાગ માટે આચાર્ય મહારાજે કુમારપાળ નરેશને જણાવ્યું કે—મદિરાથી મસ્ત બનેલ પુરૂષ વિના કારણે નાચે છે, ગાય છે, હસે છે, નમે છે, વસ્ત્રને પણ તજી દે છે, રોષ લાવે છે અને ક્ષણવારમાં હર્ષિત થાય છે. વળી મદ્યના મદથી મદોન્મત્ત થયેલ માણસ પોતાની જનની ( માતા ) ને પણ પત્ની અને પત્નીને પણ માતા સમજી બેસે છે, તે ગમ્યાગમ્યને કંઇ જાણતો નથી. મદ્યપાનથી મૂઢ બનેલ પોતા અને પરનો વિશેષ જાણતો નથી, તે પોતાને અધિક માને છે અને સ્વામીની પણ નિર્ભર્છના કરે છે, મદ્યમસ્ત દુરાત્મા શબની જેમ રસ્તામાં પતિત થાય છે અને તેના પસારેલ મુખમાં વિવરના ભ્રમથી કુતરા મુતરે છે, માટે એ મદ્ય ધર્મ, અર્થ અને કામમાં વિઘ્ન કરે છે અને બુદ્ધિ, કીર્ત્તિ, કાંતિ તથા મર્યાદાનો ઘાત કરે છે. વધારે શું કહીએ, એ સમસ્ત દોષોના સ્થાનરૂપ છે, કારણ કે એ મદિરામાં સદા આસક્ત બનેલા યાદવો પોતાના સ્વજનો, પરિજનો, વિભવ અને નગર સહિત નાશ પામ્યા, એ વાત તો જગતમાં પ્રસિદ્ધ જ છે.

અહીં યાદવોની કથા આપવામાં આવતાં રાજાએ પોતાના રાજ્યમાં મદિરા પ્રવૃત્તિનો નિષેધ કરાવ્યો જે વિષય કથા સાથે આ પ્રકરણમાં આપવામાં આવેલ છે. પા. ૯૭ થી પા. ૧૦૯.

પછી ગુરૂમહારાજે સંક્ષેપથી સાતમા ચોરી વ્યસન ઉપર કહ્યું કે—બધા વ્યસનોમાં ચોરીવ્યસન મુગટ સમાન છે. પરદ્રવ્યના હરણરૂપ પાપવૃક્ષનાં ફૂલો તે ધનહરણ અને મારણાદિક છે અને નરકનાં દુઃખો તે તેનાં ફળો છે. ચોર શંકારૂપ છુરીથી હૃદયમાં ભેદાતાં તે દિવસે કે રાત્રે, જાગતાં કે સુતાં સુખ કદિ પામી શકતો નથી. ચોરી કરતાં જીવ આ લોકમાં પણ સર્વ લોકોની સમક્ષ દૌર્ભાગ્ય, અંગચ્છેદ, પરાભવ અને વિભવભ્રંશ પામે છે, તથા તે પરભવમાં જે કાંઇ દુઃખો પામે છે, તેનું તો વર્ણન પણ કેટલું થઇ શકે ? પરધન હરણ કરી, પાછળથી પશ્ચાત્તાપ પામતાં તે કદાચ તેને પાછું સોંપી દે, તો પણ જીવ પરભવે વરૂણની જેમ દુઃખ પામે છે.' અહીં વરૂણની કથા આપવામાં આવેલ છે, જે મનન કરવા લાયક છે.

કુમારપાળરાજાએ ગુરૂમહારાજનો આ વ્યસન ઉપર ઉપદેશ સાંભળી, ચોરી અને મૃતધનના અપહરણનો ત્યાગ કરતાં ગુરૂશ્રીને જણાવ્યું કે—'હે ભગવન્ ! પૂર્વે પણ મેં અન્યનું ધન કોઇવાર લીધું નથી અને હવે મારા રાજ્યમાં તે કદિ ન લેવું—એવો નિયમ કરૂં છું. વળી કોઇવાર કોઇ અપરાધીને દંડ કરવામાં આવે છે, તે ધનની વ્યવસ્થા પણ હવે લોકોના રક્ષણ-પાલન નિમિત્તે કરવામાં આવશે, તેમજ રૂદન કરતી પુત્ર હીન વિધવાનું ધન લેવું તે પણ મહાપીડાના કારણરૂપ હોવાથી પ્રચંડ પાપબંધના કારણરૂપ છે, માટે હવે પછી તેવા ધનનો પણ હું પરિહાર કરીશ.' પા. ૧૦૯ થી ૧૧૮.

અહીં તે ઉપદેશ વરૂણની કથા અને પ્રથમ પ્રસ્તાવ સાથે પૂર્ણ થાય છે.

## દ્વિતીય પ્રસ્તાવ. (પા૦ ૧૧૯ થી પા૦ ૧૮૨).

કુમારપાલ રાજાને દેવ, ગુરૂપૂજા, ઉપાસના વગેરે સંબંધી કરેલ ઉપદેશ.

જીવદયારૂપ ધર્મ જેમણે પોતે આચરીને અન્યજનોને હિતના કારણે કહી બતાવ્યો, તે અરિહંત દેવ કે જે સમસ્ત રાગાદિ દોષથી રહિત, સર્વજ્ઞ અને સત્યતાથી સમસ્ત જગતના ભાવ પદાર્થના પ્રકાશક હતા. જે રાગાદિ દોષયુક્ત હોય, તે રાગાદિથી પરવશ થયેલ બીજાનું રક્ષણ કરવાને સમર્થ થઇ શકતો નથી, કારણ કે પોતે પ્રલિપ્ત હોય તે બીજાને નિર્મળ બનાવી ન શકે. વળી જે અસર્વજ્ઞ હોય, તે ધર્માધર્મના સત્ય સ્વરૂપને શી રીતે સમજાવી શકે ? કારણ કે રૂપવિશેષ કહેવાને અંધને અધિકાર કયાંથી ? અર્થાત્ તે શું કહી શકે ? પરમાર્થ ન કહે છતાં તે દેવ હોઈ શકે એ યુક્તિયુક્ત વાત નથી. નહિ તો આકાશમાં પણ દેવત્વ કેમ માનતા નથી ? માટે જે ભવ્યાત્મા અરિહંત દેવને નમે છે, ધ્યાવે છે અને નિત્ય તેની પૂજા કરે છે, તે પાપરહિત થઇને દેવપાલની જેમ કલ્યાણને પ્રાપ્ત કરે છે. એ રીતે આચાર્ય મહારાજે રાજાને દેવપૂજા માટે પ્રથમ ઉપદેશ કરેલ છે. તેના ઉપર દેવપાલ, સોમભીમ, પદ્મોત્તર, તથા દીપશિખ વિગેરેની કથાઓ આપવામાં આવેલ છે, જે અતિરસિક અને બોધ લેવા લાયક

છે. જે પ્રથમ, બીજા, ત્રીજા અને ચોથા પ્રકરણમાં આપવામાં આવેલ છે. પા૦ ૧૧૯ થી ૧૪૯.

સર્વજ્ઞનું સ્વરૂપ અને દેવપૂજાનો અધિકાર ગુરૂ મહારાજ પાસે સાંભળી જેમનું ચિત્ત પ્રસન્ન થયું છે, તેવા કુમારપાલ રાજાએ ગુરૂ મહારાજને કહ્યું કે—'હે મુનીંદ ! તમારી દેશનારૂપ અમૃતરસ સર્વાંગે સિંચન પામતાં મારી મોહ-વિષની મૂર્છા નષ્ટ થઇ ગઇ, તેથી હવે હું સમજી શક્યો છું કે ચોવીશ જિનેશ્વરો એજ દેવ છે કે જેઓ રાગ, દ્વેષ, મદ, મોહ, ક્રોધ અને લોભથી તદ્દન રહિત છે. વળી વિશેષમાં પાપ-પ્રવેશને અટકાવનાર આપનો ઉપદેશ પામતાં મેં પૂર્વે પણ ભદ્રિક ભાવથી, શ્રીમાળવંશમાં મુગટ સમાન એવા ઉદયન મંત્રીરૂપ સમુદ્રને ઉલ્લાસ પમાડવામાં ચંદ્રમા સમાન, પોતાની મતિથી બૃહસ્પતિને પણ જીતનાર, ધર્મવૃક્ષને વૃદ્ધિ પમાડવામાં ક્યારા સમાન, ન્યાયવંતમાં શિરોમણિ વિવેકરૂપ માણિક્યના રોહણાચલરૂપ તથા સચ્ચરિત્રરૂપ કુસુમના વૃક્ષ સમાન એવા બાહુડદેવ મંત્રીને તેમજ જય, પાયડ અને વાયડ વંશરૂપ આકાશને શોભાવવામાં ચંદ્ર અને સૂર્ય સમાન તથા ગર્ગના પુત્ર એવા સર્વદેવ અને સાંબને આજ્ઞા કરીને અહીં કુમાર વિહાર ચૈત્ય કરાવેલ છે, જે અષ્ટાપદ સમાન સુંદર અને ચોવીશ જિનાલયયુક્ત છે. પછી કુમારપાળ રાજાએ એજ નગરમાં ગગનને અવલંબનરૂપ એક મોટો ત્રિભુવન વિહાર જિનપ્રાસાદ કરાવ્યો. તેનું તેમજ તેમાં બિરાજમાન કરેલ દેવાધિદેવ શ્રીનેમિનાથ વગેરે પ્રભુની સુંદર નિલરત્ન વગેરેની પ્રતિમાઓ સંબંધીનું અદ્ભુત વર્ણન આપેલ છે. પા૦ ૧૪૮.

પાંચમા પ્રકરણમાં શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય મહારાજ શ્રી કુમારપાલ નરેશને ગુરૂતત્ત્વનો ઉપદેશ આપતાં જણાવે છે કે—મોહરૂપ તિમિરને હરનાર એવા જિનેશ્વરરૂપ સૂર્ય અસ્ત થતાં, દીપકની જેમ ગુરૂજ જીવાદિ પદાર્થોને પ્રકાશિત કરે છે. શ્રેષ્ઠ ગુણ ( તંતુ )થી ગ્રથિત ગુરૂદેશનારૂપ વસ્ત્ર ( વાધર ) વિના જીવો ગહન સંસારરૂપ કુપ થકી નિસ્તાર પામતા નથી. કારુણ્ય-ઘન (મેઘ) રૂપ ગુરૂની દેશનારૂપ જળથી સિંચાયેલ ભવ્યોરૂપ વૃક્ષોનો મિથ્યાત્વ-દાવાનળ સત્વર બુઝાઇ જાય છે. જે સર્વ સંગના ત્યાગી, જિતેંદ્રિય પરિષહ કષાયને જીતનાર તથા નિર્મળ શીલગુણથી અલંકૃત છે, તેજ ગુરૂ સમજવા; પણ તે કરતાં વિપરીત હોય, તે ગુરૂ ન, કહેવાય. પ્રદેશી રાજાએ નરકગતિમાં ગમન કરવા યોગ્ય પાપ કર્યા છતાં જે તે દેવપણાને પામ્યો, તે ગુરૂના પ્રસાદનું ફળ સમજવું. આ પ્રમાણે ગુરૂતત્ત્વનું સ્વરૂપ જણાવ્યા બાદ ગુરૂસેવા ઉપર પ્રદેશીરાજા, લક્ષ્મી, ગુરૂ વિરાધન ઉપર કુલવાલ અને ગુરૂચરણસેવા ઉપર શ્રી સંપ્રતિરાજાની કથાઓ આપવામાં આવેલ છે તે. મનન કરવા લાયક અને સંપ્રતિરાજાની કથા તો ખાસ ભક્તિરસથી ભરપુર હોઇ આલ્હાદ ઉત્પન્ન કરે છે. પ્રકરણ. ૫-૬-૭-૮ પા. ૧૪૯ થી પા. ૧૭૮.

શ્રીગુરૂ મહારાજ પાસે સંપ્રતિ રાજાનું ચરિત્ર સાંભળતાં કુમારપાલરાજાએ તેજ પ્રમાણે રથયાત્રા કરાવી. રાજાએ કુમાર વિહારમાં શાશ્વત અઠ્ઠાઇ-મહોત્સવ

શરૂ કરાવ્યો, આઠે દિવસ રાજા પોતે અષ્ટ કર્મરહિત એવા જિનેશ્વરનું સ્નાત્ર કરીને શ્રી હેમચંદ્ર ગુરૂની સમક્ષ અંજલિ જોડીને બેસતો. પછી આઠમે દિવસે ચૈત્રી પૂર્ણિમાના ચોથે પહોરે સૂર્યરથની જેમ આશા (દિશા) ઓને પ્રકાશતો જિનરથ બહાર નીકળ્યો. ત્યાં કુમારવિહારના દ્વાર આગળ મહાજને ઋદ્ધિપૂર્વક, સ્નાત્ર પછી વિલેપન કરેલ અને પુષ્પસમૂહથી પૂજિત એવી પાર્શ્વનાથની પ્રતિમા તે રથમાં સ્થાપન કરી. પછી વાજિંત્રોનો નાદ થતાં સામંત મંત્રીઓ સહિત તે રથ રાજભવન આગળ આવ્યો, એટલે રાજાએ પોતે રથસ્થ પ્રતિમાની રેશમી વસ્ત્ર અને કનકના આભુષણોથી પૂજા કરીને ત્યાં વિવિધ પ્રકારનું નૃત્ય કરાવ્યું. પછી રથ ત્યાં રાત્રિભર રહી પ્રભાતે સિંહ દ્વારની બહાર નીકળ્યો. પટમંડપમાં આવતાં રાજાએ રથસ્થ જિનપ્રતિમાની પૂજા કરી અને ચતુર્વિધ શ્રી સંઘ સમક્ષ પોતે આરતિ ઉતારી. ત્યાંથી હસ્તીઓ જોડેલ રથ નગરમાં સ્થાને સ્થાને પટમં-ડપોમાં સ્થિતિ કરતો ફરવા લાગ્યો શણગારેલા એવા તે નગરના લોકોને ચમત્કાર ઉપજાવતાં રાજાએ જેમ આઠ દિવસ રથયાત્રા કરી, તેમ તેણે આસો મહિનામાં પણ તેજ પ્રમાણે રથયાત્રા કરી. પછી કુમારપાલ રાજાએ પોતાના માંડલિક રાજાઓને જણાવ્યું કે—' તમે જિનધર્મનો આદર કરો.' એટલે તેમણે પોત પોતાના નગરમાં કુમારવિહારો (જિનપ્રાસાદો) કરાવ્યા અને જિનરથયાત્રા તથા મુનિભક્તિ તેઓ કરવા લાગ્યા. આથી સમસ્ત જગત્ જિનધર્મમય બની ગયું.

એકદા કુમારવિહારમાં ચતુર્વિધ સંઘ સમક્ષ કુમારપાલને ધર્મોપદેશ આપતા શ્રી હેમચંદ્રસૂરિ બેઠા છે, તેવામાં જુદા જુદા દેશોમાંથી ધનવંત લોકો ત્યાં આવ્યા. કનકભૂષણોથી જિનપૂજા કરી તથા કનક-કમળોથી ગુરૂ મહારાજના ચરણ-યુગલ પૂજીને વંદન કર્યું. પછી અંજલિ જોડીને તેમણે કુમારપાલ રાજાને નમસ્કાર કર્યો. એટલે રાજાએ કહ્યું કે—' આ લોકો અહીં શા કારણે આવેલા છે ? '

ત્યારે એક શ્રાવકે જણાવ્યું કે—' હે મહારાજ ! સાંભળો—પૂર્વે શ્રીવીર ભગવંત પોતે ધર્મોપદેશક છતાં અને બુદ્ધિમાન અભયકુમાર મંત્રી છતાં શ્રેણિક રાજા જે જીવદયા પળાવી ન શક્યો, તે જીવદયા જેમના વચનામૃતનું પાન કરતાં કુમારપાલ રાજાએ વિના કલેશે પળાવી. તે શ્રી હેમચંદ્ર પરમ ગુરૂના ચરણ-કમળની રજથી પોતાના આત્માની પરમ શુદ્ધિ કરવા, તેમના મુખ-ચંદ્રના દર્શ-નથી પોતાના લોચનને સફળ કરવા અને તેમના વચનામૃતના પાનથી કર્ણોને સંતુષ્ટ કરવા, ભક્તિના ઉત્કર્ષ અને કુતૂહલને લીધે આ લોકો અહીં આવેલ છે. માટે હે નરનાથ ! અમે કૃતાર્થ થયા, અમારૂં જીવિત સફળ થયું કે સાક્ષાત્ ગૌતમ સમાન એ ગુરૂના અમે દર્શન કર્યાં. પછી રાજાએ સૌરાષ્ટ્ર દેશમાં કયા તીર્થો છે તેમ પુછતાં ગુરૂશ્રીએ જણાવ્યું કે હે રાજેંદ્ર ! ત્યાં બે તીર્થો છે. જ્યાં પ્રથમ જિનેશ્વરના પ્રથમ ગણધર શ્રી ઋષભસેન સિદ્ધિપદને પામ્યા, તે એક શત્રુંજય તીર્થ

અને બીજું ઉજ્જયંત ( ગિરનાર ) તીર્થ કે જ્યાં શ્રી નેમીનાથના દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ કલ્યાણકો થયાં છે.'

. એમ સાંભળતાં રાજાની ઈચ્છા તીર્થોને વંદન કરવાની થતાં તીર્થવંદના પૂજા-કરવાથી પ્રાણીને શું આત્મિક લાભ થાય છે તે ગુરૂમહારાજે સુંદર ઉપદેશથી એવું જણાવ્યું કે, જેથી તરત શુભ દિવસે ચતુરંગ સેના લઇ, ચતુર્વિધ શ્રી સંઘ તથા શ્રી હેમચંદ્રગુરૂ સાથે કુમારપાલ રાજા તીર્થયાત્રા કરવા ચાલ્યો. સ્થાને સ્થાને તે જિનેશ્વરોની પટ્ટાંશુકથી પૂજા કરતો અનુક્રમે ચાલતાં રૈવતાચળની તળેટીમાં રહેલ ગિરિનગર નામના નગરની પાસે આવીને તેણે આવાસ કર્યો. ત્યાં ભુવનના મંડનરૂપ દશાર્હ મંડપ તથા અખાડાસહિત ઉગ્રસેનનો આવાસ તેના જોવામાં આવ્યો. જેથી આચાર્યમહારાજને તે માટે પૂછતાં શ્રી ગિરનારજી તીર્થનો આગલો ઇતિહાસ જેમાં શ્રી નેમિનાથ ભગવાનનું સંક્ષિપ્ત ચરિત્ર, તેમજ દશાર્હ મંડપ સંબંધે પૂછતાં તેના ભૂતકાળના ઈતિહાસ સંબંધે શ્રી પાદલિપ્તસૂરિ તથા નાગાર્જુનભિક્ષુનું વર્ણન આપવામાં આવેલ છે.

એ પ્રમાણે ચરિત્રો સાંભળતાં ભક્તિપરાયણ કુમારપાલ રાજા શ્રી નેમિનાથને વંદન કરવા માટે પર્વતપર આરોહણ કરવા તત્પર થયો; પરંતુ માર્ગ બહુ વિષમ હોવાથી પોતે ઉપર ન ચઢતાં રાજાએ પોતાના પ્રધાનોના હાથે પ્રભુની પૂજા મોકલી અને પોતે ત્યાં રહીનેજ ભારે ભક્તિથી ભગવંતને નમસ્કાર કર્યો.

પછી રાજા ત્યાંથી શત્રુંજય-તીર્થને વંદન કરવા ચાલ્યો, અને અનુક્રમે ત્યાં પહોંચતાં તેણે પાલીતાણામાં આવાસ કર્યો. એટલે શ્રી હેમચંદ્રસૂરિએ તેને જણાવ્યું કે-' હે રાજેંદ્ર ! આ પાલીતાણા ગામ પાદલિપ્તના નામથી નાગાર્જુને આ તીર્થની પૂજા માટે સ્થાપન કરેલ છે. વળી શ્રી પાદલિપ્તાચાર્યે પ્રતિષ્ઠાન, ભરૂચ, માનખેટ વિગેરેના રાજાઓને ધર્મમાં સ્થાપન કર્યા, તેનું પણ કેટલું વર્ણન આ નવમા પ્રકરણમાં આપવામાં આવેલ છે. શ્રી ઋષભસ્વામીની તેણે અતિશય ભક્તિ કરી. ત્યાં અદ્‌ભુત પ્રાસાદ જોતાં વિસ્મય પામેલ રાજાને ગુરૂ મહારાજ કહેવા લાગ્યા કે-' તારા પ્રસાદથી બાહડ મંત્રીએ એનો ઉદ્ધાર કરાવ્યો છે. પછી ત્યાંથી ઉતરીને રાજા પોતાના નગરમાં આવ્યો; પણ ઉજ્જયંત તીર્થપર શ્રી નેમિનાથના દર્શન ન થવાથી તે મનમાં ખેદ પામવાથી રાજસભામાં આવતાં તેણે જણાવ્યું કે-' ઉજ્જયંત પર્વતપર સુગમ માર્ગ કરાવવાને કોણ સમર્થ છે ? ' એમ પૂછતાં શ્રી સિદ્ધપાલ કવિ બોલ્યો કે-' જે પોતાના વચનમાં પ્રકૃષ્ટ પ્રતિષ્ઠા ધરાવે છે, દેવ, ગુરૂના ચરણ-કમળનો જે પરમ ભક્ત છે, શ્રેષ્ઠ ધર્માનુષ્ઠાનમાં જે પરમ શ્રદ્ધા-નિષ્ઠા રાખે છે, વિષયસુખના સ્વાદમાં જે અનાદર ધરાવે છે, જે દાનમાં ભારે પ્રીતિમાન અને સ્વ-પરમતના વિચારમાં જે પ્રવીણ છે એવો ધીમાન્ આમ્ર ઉજ્જયંતપર સત્વર માર્ગ-પગથીયાં બંધાવવાને સમર્થ છે.' તેથી ગિરનારપર પગથીયાં બંધાવવા માટે શ્રી રાણિકના પુત્ર તે આમ્રને રાજાએ સૌરાષ્ટ્રનો અધિપતિ બનાવ્યો.

પછી સુજ્ઞ આમ્ર સેનાપતિએ વિસામાના સ્થાનયુક્ત સોપાન ( પગથીયાં ) ની શ્રેણિયુક્ત જે માર્ગ મંદજનો, સ્ત્રી, સ્થવિર, બાળક વિગેરેને સુગમ અને નિર્વાણના માર્ગ સમાન એવો તે માર્ગ બનાવી દીધો. આ પ્રમાણે આ પ્રસ્તાવમાં શ્રી સર્વજ્ઞ તથા ગુરૂનું સ્વરૂપ અને તેમની સેવા ઉપર કથાઓ તે તમામ વાંચક વર્ગને આનંદ ઉત્પન્ન કરવા સાથે દેવ, ગુરૂ ઉપર શ્રદ્ધા, ઉત્પન્ન કરાવે છે. પા. ૧૭૮ થી ૧૮૨. અહિં બીજો પ્રસ્તાવ પૂર્ણ થાય છે.

## તૃતીય પ્રસ્તાવ. (પા. ૧૮૩ થી પાને ૩૦૬)

( દાન, શીયલ, તપ, અને ભાવધર્મનું વર્ણન. )

જીવદયાલક્ષણ ધર્મના કારણભૂત દાન છે. જે પુરૂષો વાંછિતાર્થ આપનાર એવા દાનમાં પ્રયત્ન કરે છે, એટલે જાણે કુપિત થયેલ હોય તેમ સમસ્ત દુઃખ તેમની સન્મુખ પણ જોતું નથી, પગે પડેલ દાસીની જેમ લક્ષ્મી કદાપિ તેમના ભવનને મૂકતી નથી તથા જાણે ગુણતંતુથી બંધાયેલ હોય તેમ સૌભાગ્યાદિ ગુણો તેમના શરીરને તજતા નથી. તે દાન જ્ઞાન, અભય અને ધર્મોપષ્ટંભ એમ ત્રણ પ્રકારે છે એ ત્રણે પ્રકારના દાનનો વિષય એવો સરલ, સુંદર અને ભાવવાહી આપવામાં આવેલો છે કે તે મનનપૂર્વક વાંચતા તત્ક્ષણ તેવું દાન આપવા માટે દરેક મનુષ્ય ઉત્સુક થઇ જાય છે, અમે પણ અહિં ટુંક સ્વરૂપ તેટલાજ માટે જણાવીયે છીયે. એ દાન સ્વર્ગ અને મોક્ષસુખના સાધનરૂપ છે તેમાં મિથ્યાજ્ઞાન અને સમ્યગ્જ્ઞાન એમ જ્ઞાન બે પ્રકારે છે જે પાપ પ્રવૃત્તિ કરાવે તે મિથ્યાજ્ઞાન કહેલ છે અને તે વૈદ્યક, જ્યોતિષ, રસ, ધાતુર્વાદ, કામ, નાટય, વિગ્રહ અને મૃગયા ( શિકાર ) ની પ્રરૂપણા કરનાર શાસ્ત્ર સમજવું. તેમજ જે જીવદયામૂલ સમસ્ત સંસારના માર્ગથી પ્રતિકૂલ અને ભાવશત્રુના હૃદયને શૂળરૂપ એવું જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન છે, અને તે સર્વજ્ઞ ભગવતે પ્રરૂપેલ દ્વાદશાંગી રૂપ છે, કે જેમાં મોક્ષવૃક્ષના બીજરૂપ ધર્મ બતાવેલ છે, અને વળી સમ્યક્ પૂર્વકનું શ્રુત તે સમ્યગ્જ્ઞાન અને લૌકિક શ્રુત તે મિથ્યાજ્ઞાન, પણ તે શ્રોતાને આશ્રીને લૌકિક કે લોકોત્તરની ભજના સમજવી. જ્યા પ્રાણીઓને પાપમતિ ઉત્પન્ન થાય તે જ્ઞાન છતાં જ્ઞાન નહિ. કારણ કે સૂર્ય ઉગતાં રાત્રિ કદિ ટકી ન શકે. વળી જ્ઞાન એ મોહાંધકારની લહરીનો નાશ કરવામાં સૂર્યોદય સમાન છે જ્ઞાન એ દૃષ્ટ કે અદૃષ્ટ ઘટના જોડવામાં કલ્પવૃક્ષ તુલ્ય છે. જ્ઞાન એ દુર્જય કર્મરૂપ ગજઘટાને પરાસ્ત કરવામાં પંચાનન ( સિંહ ) સમાન છે, અને જ્ઞાન એ જીવ, અજીવાદિ વસ્તુસમૂહને પ્રકાશવામાં લોચન સમાન છે. જ્ઞાનવડે જીવ પુણ્ય-પાપ અને તેના કારણો જાણી પુણ્યમાં પ્રવૃત્તિ કરે છે અને પાપથી નિવૃત્ત થાય છે, અને પુણ્યમાં પ્રવર્ત્તમાન થવાથી તે સ્વર્ગ અને મોક્ષનાં સુખો પામે છે તથા પાપથી નિવૃત્ત થતાં જીવ નારક-તિર્યંચનાં દુઃખોથી મુક્ત થાય છે. જે અપૂર્વ

જ્ઞાન ભણે છે, તે ભવાંતરમાં તીર્થંકરપણું પામે છે, તો જે પરમ સમ્યક્‌જ્ઞાન ભણાવે છે, તેનું તો કહેવું જ શું ? વળી જે જ્ઞાનના અભ્યાસીઓને ભકત, પાન, વસ્ત્ર, પુસ્તકાદિકની સહાયતા આપે છે, તે પણ જ્ઞાનદાનજ કરે છે. જે પુરૂષો એ જ્ઞાન આપે છે અને ગ્રહણ કરે છે, તેમના વક્ષઃસ્થળમાં કેવળલક્ષ્મી પોતે આવીને આળોટે છે. જ્ઞાનથી એકેંદ્રિયાદિક જીવ જાણીને તેમનું ત્રિવિધ ત્રિવિધે રક્ષણ કરવું તે અભયદાન છે. જે દયાળુ થઇ નિરંતર જીવોને અભયદાન આપે છે, તેને આ જીવલોકમાં કયાંયથી પણ ભય સંભવતો નથી.

વળી જે નવકોટી શુદ્ધ અને અવિરૂદ્ધ તથા ધર્મોપગ્રહના હેતુરૂપ ધર્મી જનોને દાન આપવું તે ધર્મોપષ્ટંભદાન કહેવાય છે, માટે ભવસાગરથી તરવાને ઇચ્છતા ધીમાન્ પુરૂષે અશન, પાન, ઔષધ, શયન, આસન, વસતિ, વસ્ત્ર અને પાત્ર પ્રમુખનું દાન આપવું. નિર્વાણ સુખના કારણરૂપ એ દાન અનંતજ્ઞાનીઓએ દાયક, ગ્રાહક, કાલ અને ભાવ-શુદ્ધિથી ચાર પ્રકારે બતાવેલ છે. તેમાં નિર્જરાના અર્થે, સુજ્ઞ, શ્રદ્ધાયુકત, આશંસારહિત અને મદમુકત ( રહિત ) થઇને જે યતિજનને યોગ્ય વસ્તુનું દાન આપે, તે દાયકશુદ્ધ કહેવાય. તેમજ એ કરતાં વિપરીત યતિજનોને અનુચિત ધનં, ક્ષેત્રાદિક જે આપે, તે પોતાને તેમજ ગ્રાહકને સંસારમાં પાડે છે. વળી જે સર્વ સંગત્યાગી, જિતેંદ્રિય, કષાયને જીતનાર તથા સ્વાધ્યાય ધ્યાનમાં તત્પર અને ત્રણ ગુપ્તિયુકત સાધુ, તે ગ્રાહક શુદ્ધ જાણવા. તે લઘુકર્મી હોવાથી પોતાને અને પરને તારે છે, પણ જે પોતે અંતરથી ભારે કર્મી છે, તે બીજાને શી રીતે તારી શકે ? પૂર્વોકત ગુણ રહિત કુપાત્રોને જે દાન આપવામાં આવે છે, તે રૂધિરથી ખરડાયેલ વસ્ત્ર રૂધિરથી ધોવા જેવું છે. કુપાત્રે શુભ દાન આપતાં પણ તે અશુભ ફળ આપે છે, કારણ કે દુધ આપતાં પણ તે વિષપણાને પામે છે. સુપાત્રને તુચ્છ દાન આપતાં પણ તે અવશ્ય શુભ ફળ આપે છે, કારણકે ગાયને ઘાસ આપતાં પણ તે દુગ્ધપણાને પામે છે. જે દાન આપવાથી યતિજનના દેહને ઉપકાર થાય, તે કાલે જે ભકિતપૂર્વક આપવું, તે કાલશુદ્ધ કહેવાય તથા એકાંત નિર્જરાના હેતુરૂપ અને આશંસા રહિત જે દાન આપતાં પુરૂષ પોતાને કૃતાર્થ માને, તે ભાવશુદ્ધ કહેવાય. નજીકના લક્ષ્યને ઉદ્દેશીને મોટા પ્રયત્નથી પણ છોડવામાં આવેલ બાણ જેમ દૂર જતું નથી, તેમ આશંસા (ફલની ઇચ્છા) થી આપવામાં આવેલ દાન અધિક ફળદાયી થતું નથી. જે મોક્ષ નિમિત્તે દાન આપવામાં આવે છે, તેનો એ વિધિ સમજવો, પણ જિનેશ્વરોએ કયાં પણ તેનો નિષેધ કરેલો નથી અવસરે ભકિતયુકત માણસ સુપાત્રને અલ્પદાન આપતાં તે પાપમુકતથાય છે. દાનવિષયમાં આટલું સ્ફૂટ વિવેચન આપવા સાથે ચંદનબાળા, ધન્ય, કુરૂચંદ્ર, કૃતપુણ્યના દ્રષ્ટાંતો આપવામાં આવેલ છે, જે રસિક અને બોધદાયક છે. પ્રકરણ ૧ થી ૫ સુધી. પા૦ ૧૮૩ થી ૨૧૨.

એ પ્રમાણે મુનિદાનનું માહાત્મ્ય સાંભળતાં રાજાએ ગુરૂ મહારાજને પોતાને ઘેર ભિક્ષા લેવા માટે પ્રાર્થના કરી ત્યારે આચાર્ય મહારાજે એ રાજ-

પિંડ છે, માટે ભરતચક્રીની જેમ તારી ભિક્ષા લેવી યતિઓને કલ્પે નહિ; એમ ઉપદેશ આપતાં તે રાજપિંડપર ભરતચક્રીની કથા પ્રકરણ ૬ ઠ્ઠામાં આપવામા આવેલ છે, તે વાંચવા લાયક છે. પા. ૨૧૩ થી ૨૧૯.

પછી ગુરૂમહારાજે કહેલ ભરત રાજાનું ચરિત્ર સાંભળતાં રાજાએ ભરતની જેમ 'શ્રાવકોને ભોજન આપીશ.' તેવો નિયમ કર્યો, અને તરતજ કુમારપાલ રાજાએ દાનશાળા, ભોજનશાળા, પૈષધશાળા કરાવી. તેમાં શ્રીમાળવંશરૂપ આકાશમાં ચંદ્રમા સમાન તથા નેમિનાગના પુત્ર એવા અભયકુમાર શ્રેષ્ઠીને તેણે અધિકારી બનાવ્યો. જે હકીકત પા. ૨૧૯ મા આવેલ છે.

પછી તે શ્રાવકોને સત્કારપૂર્વક ઘૃત, ભાત, મગ, માંડા, નીમક, વડાં વગેરેનું ત્યાં ભોજન આપવા લાગ્યો. તેમજ કિંમતી વસ્ત્રો તથા કુટુંબના નિર્વાહ માટે તેમને ધન આપી ખરેખરૂં સ્વામીવાત્સલ્ય કરવા લાગ્યો. સંસાર—સાગર તરવાના સેતુરૂપ અને જીવદયાના હેતુરૂપ દાનને મોક્ષનું કારણ બતાવીને ગુરૂ મહારાજે શિલવ્રત (ધર્મ) ઉપર ઉપદેશ આપતાં રાજાને જણાવ્યું કે— 'હે રાજન્! જીવદયા પાળવાને ઇચ્છનાર મનુષ્યે શીળ પાળવું જોઇએ. કારણ કે જિનેશ્વરોએ મૈથુન સંજ્ઞામાં જીવવધ બતાવેલ છે મૈથુન રમણીના સંગેજ થાય અને તે ધન વિના હોઇ ન શકે, તે ધન આરંભથી પ્રાપ્ત થાય અને આરંભમાં દયા સંભવતી નથી કાર્યાકાર્યનો વિચાર ન કરતાં, અંકુશ વિના ઉભય લોકના ભયની દરકાર ન કરતાં મૈથુનમાં આસક્ત બનેલ પુરૂષો એવું કયું પાપ છે કે જે તે ન કરતા હોય? જેઓ શીલને ધારણ કરે છે તેમને અગ્નિ જળ સમાન, સમુદ્ર ગોષ્પદ સમાન; પર્વત સમભૂમિ તુલ્ય, સર્પ માળા સમાન અને વિષ અમૃત સમાન થાય છે; વળી દાસની જેમ અંજલિ જોડીને બધા દેવતાઓ તેમની આજ્ઞા ઉઠાવે છે, માતંગ (હસ્તી) સર્પ, જળ, અગ્નિ અને સિંહ પ્રમુખ બધા તેમને તાબે થાય છે, તેમનો કયાંયથી પણ પરાભવ થતો નથી અને સ્વર્ગ તથા મોક્ષ-લક્ષ્મી તેમના કરતલમાં આવીને ક્રીડા કરે છે કે જેઓ નિર્મળ શીલને કદાપિ લોપતા નથી. વળી તેમની કીર્તિ વિસ્તાર પામે છે અને સ્વર્ગ કે મોક્ષનાં સુખો તેમનાથી દૂર નથી કે જેઓ શીલવતીની જેમ શશાંક સમાન ઉજ્વળ શીળને પાળે છે.' અહીં શીલવ્રતપર શીલવતી, મૃગાવતી, તારાસતી, અને જયસુંદરીની કથાઓ પ્રકરણ સાતમા, આઠમા, નવમા અને દશમામાં આપવામાં આવેલ છે જે અત્યંત હૃદયદ્રાવક, મનનીય અને રસયુક્ત છે, પા. ૨૨૦ થી ૨૫૩

એ પ્રમાણે ભવસાગર થકી તારવામાં નાવ સમાન શીલધર્મ સાંભળતાં મનમાં સંવેગ પામીને રાજાએ ગુરૂ પાસે અષ્ટમી, ચતુર્દશી પ્રમુખ પર્વના દિવસે નિરંતર મન, વચન અને કાયાથી બ્રહ્મચર્ય પાળવા નિયમ લીધું.

અગ્યારમા પ્રકરણમાં શ્રી હેમચંદ્ર ગુરૂરાજે કુમારપાળ રાજાને તપોવ્રત ( ધર્મ ) નો ઉપદેશ આપ્યો છે તે હવે કહેવામાં આવે છે. ગુરૂવર્યે કહ્યું કે, તપ પણ જીવદયાના કારણરૂપ હોવાથી તે આદરવા લાયક છે. કારણ કે તે આચરતાં છકાય જીવોનો વધ થતો અટકે છે. જેમ અગ્નિ મેલ દૂર કરીને સુવર્ણની શુદ્ધિ કરે છે, તેમ તપ કર્મનો ઉચ્છેદ કરીને આત્માને વિશુદ્ધ બનાવે છે. ભવાંતરમાં સંચેલા કર્મો તપ વિના કેમ તૂટે ? કારણ કે દાવાનળ વિના વનને કોણ બાળી શકે ? પોતાના શરીર-કષ્ટની દરકાર ન કરતાં તીર્થંકરોએ પોતે પણ તપ આચરેલ છે અને તેમણે એ તપને તીર્થંકરપદના કારણરૂપ બતાવેલ છે. ઇંદ્ર અને ચક્રવર્ત્તીની સમૃદ્ધિ તો તપરૂપ કલ્પવૃક્ષના પુષ્પો છે અને મોક્ષસુખ એ તેનું ફળ સમજવું. પૂર્વભવે રૂક્મિણીએ બાર વરસ તપ કર્યો, તેમ અન્ય ભવ્યાત્માઓએ પણ સમસ્ત દુઃખને ખપાવવા એ તપનો આદર કરવો જોઇએ. ' અહીં તપોવ્રતપર રૂક્મિણી, શાંબ, પ્રદ્યુમ્ન, ધર્મયશ, ધર્મઘોષ, અને વિશ્ણુકુમારની કથાઓ આપવામાં આવેલ છે કે જે મનન કરવા લાયક છે. પ્રકરણ ૧૧ થી ૧૪. પા૦ ૨૫૪ થી ૨૮૨ સુધીમાં આવેલ છે.

એ પ્રમાણે તપનો મહિમા અને તેના ભેદો સમજીને તે આદરવા લાયક જાણી રાજા કુમારપાળે અષ્ટમી, ચતુર્દશી વિગેરે પર્વદિવસે તથા જિન-કલ્યાણકની તિથિએ યથાતપ આચરવાની પ્રતિજ્ઞા કરી. એ પ્રમાણે તપનું સ્વરૂપ જણાવી સૂરીશ્વરજી મહારાજે બાર પ્રકારે ભાવના ધર્મનો ઉપદેશ આપવો શરૂ કર્યો.

શુભ ભાવના સહિત પ્રાણી જીવદયા પાળવાને સમર્થ થાય છે, તે જો અશુભ ભાવનાથી ગ્રહિલ ( ગાંડો ) બને, તો કયું પાપ ન કરે ? કારણ કે જેમ અર્થના બોધ વિના શાસ્ત્રપઠન કેવળ બાહ્યાચારરૂપ છે, સૌભાગ્ય વિના જેમ શ્રૃંગાર વૃથા છે, સન્માન વિના જેમ દાન, સદ્ભાવ-સ્નેહ વિના જેમ રમણીય સમાગમ અને ઘૃત વિના જેમ ભોજન નીરસ લાગે, તેમ હે સુજ્ઞો ! શુભ ભાવના વિના ધર્મનો ઉદ્યમ પણ કેવળ કષ્ટરૂપ છે. પ્રસન્નચંદ્ર રાજર્ષિએ અશુભ ભાવનાથી સાતમી નરકનું કર્મ બાંધ્યું અને શુભ ભાવનાથી કેવળજ્ઞાન ઉપાર્જન કર્યું. ' અહીં ભાવના વિષયપર પ્રસન્નચંદ્રનું દૃષ્ટાંત પંદરમા પ્રકરણમાં આપવામાં આવેલ છે. જે વારંવાર વાંચવાલાયક છે. પા૦ ૨૮૨ થી પા૦ ૨૮૯

પછી કુમારપાલ રાજાએ ' મન-મર્કટને બાંધવામાં સાંકળ સમાન એવી બાર ભાવનાઓ શી રીતે ભાવવી ? તે માટે પુછતાં ગુરૂશ્રીએ મેઘ સમાન ગંભીર વાણીથી ભાવનાના સ્વરૂપનું વર્ણન કહેવા લાગ્યા કે—' કમળપત્રપર લાગેલ જળબિંદુ સમાન જીવિત, યૌવન, ધન અને શરીર ચંચળ છે, અથવા તો જગતમાં જે કાંઈ વસ્તુ છે, તે સર્વ અનિત્ય છે, માટે ધિક્કાર થાઓ. પિતા, માતા, ભ્રાતા, ભાર્યા, પુત્ર, સ્વામી, પરિજન કે સ્નેહી મિત્ર-એ કોઇ પણ મરણ થકી જીવને બચાવાને સમર્થ નથી. માટે ધર્મ વિના

અન્ય કંઇ શરણુ નથી. રાજા તે રંક થાય, સ્વજન તે શત્રુ બને, પિતા તે પુત્ર થાય અને માતા તે પત્ની થાય. એમ કુકર્મના વશે જીવ નટની જેમ સંસારરૂપ રંગભૂમિમાં અનેક રૂપને ધારણ કરે છે. જીવ એકલોજ જન્મ પામે છે, એકલોજ પરભવે દુઃખ સહન કરે છે અને એકલોજ ધર્મના પ્રભાવે તે મોક્ષ પામે છે. જ્યારે જીવથકી આ દેહ પણ ભિન્ન-અન્ય છે, તો ધન, સ્વજન અને ગૃહાદિક કેમ અન્ય-ભિન્ન ન હોય ? પરંતુ જ્ઞાન, દર્શન અને ચારિત્ર અનન્ય-અભિન્ન છે, માટે એકચિત્તે તેનું આરાધન કરો. પુરૂષ અને સ્ત્રીનું શરીર અશુચિમય, માંસ, ચરબી. રૂધિર, ચર્મ અને હાડકાંથી જડેલ અને નવ છિદ્રોથી ઝરતા મળયુકત છે. માટે હે ધીર ! તેમાં પવિત્રતાની બુદ્ધિ લાવીશ નહિ. મિથ્યાત્વ, યોગ, અવિરતિ, પ્રમાદ, મદ, ક્રોધ, લોભ, માયા-કષાય એ બધા પાપાશ્રવ છે, માટે જો મોક્ષની ઇચ્છા હોય તો એનો નિરોધ કર. જો દ્વાર બંધ હોય, તો મંદિરગૃહમાં જેમ રજ અને તળાવમાં જળ દાખલ થઇ શકતું નથી, તેમ આશ્રવને અટકાવતાં જીવમાં પાપકર્મ આવી શકતાં નથી. એમ જિનેશ્વરોએ સંવરનો પ્રભાવ બતાવેલ છે. અજ્ઞાનતાથી પરવશપણે દુઃખ સહન કરતાં જીવ અલ્પ કર્મની નિર્જરા કરે છે; પરંતુ તેટલું દુઃખ જો જ્ઞાનપૂર્વક તે સ્વવશપણે સહન કરે, તો જિતેંદ્રિયપણાથી અનંત કર્મોની નિર્જરા કરે. એવું વાળના અગ્રભાગ જેટલું કોઇ સ્થાન નથી કે જ્યાં ચૌદ રાજલોકમાં જીવ જન્મ મરણ ન પામ્યો હોય, એમ ઉપયોગથી નિરંતર ચિંતવન કરવું. શુભ કર્મના યોગે મહાકષ્ટે જીવ સમ્યક્ત્વ પામ્યો છે; છતાં તે અનેક વિરૂદ્ધ પાપાચરણ કરે છે, તેથી સાગરમાં ફેંકેલ રત્નની જેમ તે ખોઇ બેસશે, એમ સમજીને હે જીવ ! તું પ્રમાદી ન થા. જે પાપને ધર્મ કહી બતાવે છે, તે નિર્દય સ્વભાવી અને પાપી કુગુરૂ સમજવા. મહાપુણ્યયોગે દુર્લભ સુગુરૂનો યોગ થયો છે, તો હે જીવ ! વિષયાસકત થઇને તું તેનો ત્યાગ નહિ કરતો. વગેરે સ્વરૂપ પ્રકરણ ૧૬ થી ૧૯ સુધીમાં શાલ-મહાશાલ, ઇલાપુત્ર, જયવિજયની કથા તથા બાર ભાવનાનું સ્વરૂપ સાથે આપવામાં આવેલ છે પા ૨૮૯ થી પા૦ ૩૦૬.

એ પ્રમાણે બાર ભાવનાનું સ્વરૂપ સાંભળતાં રાજાના મનમાં ભવ-વિરાગ પ્રગટ થયો. એટલે પોતે રાજ્ય ચલાવતાં પણ એ ભાવનાઓ ભાવતો અને કુગતિના કારણરૂપ પ્રમાદનો તેણે ત્યાગ કર્યો. ધર્મનું વર્ણન તેના ચાર પ્રકાર-દાન, શીયળ, તપ અને ભાવ તેમજ બાર ભાવનાનું સ્વરૂપ અનેક રસિક કથાઓ સાથે આપેલ છે જે પઠન પાઠન કરનારને જિનધર્મ ઉપર પ્રેમ અને શ્રદ્ધા કરાવવા સાથે, તે ક્રમરૂપે મોક્ષની નજીક લાવે છે. આ હકીકત ગ્રંથકાર મહારાજ આ ત્રીજા પ્રસ્તાવમાં આપી તે પૂર્ણ કરે છે. અહિં ત્રીજો પ્રસ્તાવ સમાપ્ત થાય છે

# ચતુર્થ પ્રસ્તાવ. ( પા. ૨૯૭ થી ૩૭૯ સુધી. )

## બાર વ્રતનો સૂરીશ્વરજીએ આપેલ ઉપદેશ.

આ પ્રસ્તાવમાં સૂરિરાજે નૃપતિને બાર વ્રતનો ઉપદેશ જે કથા સહિત આપેલ છે તે આપવામાં આવેલ છે. જીવદયારૂપ ધર્મને ઇચ્છતા પુરૂષે શિવમંદિરની નિસરણી સમાન વિરતિ આદરવી જોઇએ, કારણકે સર્વ ઇંદ્રિયોને વશ પડેલા અને સમસ્ત પાપાશ્રવથી ન નિવર્ત્તેલા એવા અવિરત જીવો કોઇ રીતે જીવદયામાં પ્રવર્ત્તી શકતા નથી. જો મુનિ ધર્મરૂપ સર્વવિરતિ કોઇ રીતે આદરવાની શક્તિ ન હોય, તો ગૃહસ્થ-ધર્મને યોગ્ય દેશવિરતિ આદરવી. જેમ ભીંતને સાફ કરવાથી તે ચિત્રકર્મને યોગ્ય થાય છે, તેમ દેશવિરતિ પાળવ થી જીવ સર્વ વિરતિ આદરવાને સમર્થ થાય છે. કારણ કે-એ દેશવિર્રાત સર્વવિરતિને માટે સેવવા યોગ્ય છે. પ્રાયઃ એને આદરવાથી સર્વવિર્રાતની ભાવના પ્રગટ થાય છે. તે પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને બાર શિક્ષાવ્રત-એમ બાર પ્રકારે છે.

સંકલ્પપૂર્વક નિરપરાધી ત્રસ જીવોનું જે દ્વિવિધ ત્રિવિધે રક્ષણ કરવું-તે પ્રથમ અણુવ્રત છે. જે પુરૂષ જીવરક્ષા કરે છે, તે દીર્ઘાયુષી, સુરૂપવાન્, નીરોગી, સકળ લોકોના મનને અભીષ્ટ અને શિવની જેમ સુગતિગામી થાય છે. એ રીતે પ્રથમ પ્રકરણમાં તે ઉપર શિવની કથા આપવામાં આવેલ છે, જે મનન કરવા લાયક છે. પા. ૩૦૭ થી પા૦ ૩૧૩.

બીજા પ્રકરણમાં મૃષાવાદ વિરતિ માટે આપેલ ઉપદેશ નીચે પ્રમાણે છે. ગાય ( પશુ ) સંબંધી, ભુમિ સંબંધી, કન્યા સંબધી, કૂટ સાક્ષી સંબંધી અને થાપણ ઓળવવા સંબંધી અસત્યનો દ્વિવિધ ત્રિવિધે પરિહાર કરવો, તે બીજું અણુવ્રત છે. મિથ્યાવાદી મનુષ્ય જગતમાં ભુજંગની જેમ અવિશ્વાસનું ભાજન થાય છે, તે ભારે અપકીર્ત્તિ પામે છે અને લોકોને પણ સંતાપકારી થઇ પડે છે: સત્યથી કીર્ત્તિ પ્રસરે છે, લોકોમાં વિશ્વાસ વધે છે અને સત્યથી સ્વર્ગ તથા મોક્ષની સુખ સંપત્તિ પ્રાપ્ત થાય છે. જે પુરૂષ સત્ય વચનરૂપ વ્રતને ધારણ કરી મૃષાવાદની વિરતિ કરે છે, તે મકરધ્વજની જેમ ઉભયલોકમાં કલ્યાણને પામે છે. અહીં મકરધ્વજનું દૃષ્ટાંત આપવામાં આવેલ છે, તે બોધદાયક છે. પા૦ ૩૧૩ થી પા૦ ૩૧૯

અદત્તાદાન-વિરતિનો ઉપદેશ ત્રીજા પ્રકરણમાં એ રીતે આપવામાં આવ્યો છે કે ખાતર પાડવા વિગેરેથી પરધન ચોરવાનો દ્વિવિધ ત્રિવિધે જે ત્યાગ કરવો, તે ત્રીજું અણુવ્રત સમજવું. જે પરધનનું હરણ ન કરે, તે આ લોકમાં પણ વધ બંધનાદિક ન પામે, તેમજ પરલોકમાં તે દેવ-મનુષ્ય સંબંધી વિપુલ સંપત્તિને પામે છે. મારતાં તો એકનેજ ક્ષણવાર દુઃખ થાય, પણ ધનનું હરણ

કરતાં તો કુટુંબ સહિત પુરૂષને યાવજજીવ દુઃખ થાય છે. દ્રવ્ય એ બાહ્ય પ્રાણુ ગણાય છે, તેથી જે દ્રવ્ય ચોરે છે, તે તેનો ઘાત કરે છે. કારણ કે દ્રવ્યનો નાશ થતાં તેના અંતરંગ પ્રાણુ પણ નાશ પામે છે. જે ખાતર પાડવું, બીજાને બાંધીને ધન લઇ લેવું એ સાક્ષાત્ દૂષિત કાર્ય તો દૂર રહો; પરંતુ પરને છેતરીને દ્રવ્ય પાછું આપતાં પણ પરભવમાં દત્ત વણિક પુત્રની જેમ પરધન પરના ઘરેજ જાય છે. અહીં દત્ત અને સંખાયણુની કથા આપવામાં આવેલ છે, જે રસિક અને બોધદાયક છે. પા૦ ૩૧૯ થી પા૦ ૩૨૪

જે પોતપોતાના ભાંગાથી દેવ, મનુષ્ય અને તિર્યંચની પરદારાનો પરિહાર તે ચોથું અણુવ્રત છે. ચાર પ્રકારના કષાયથી મુક્ત તથા ચાર ગતિના ભ્રમણુથી ખેદ પામેલ એવો જે પુરુષ ચોથા વ્રતને ધારણુ કરે છે, તે ચતુર્થ પુરૂષાર્થ એટલે મોક્ષને પામે છે. પરરમણીના સંકટમાં પડ્યા છતાં જે પુરૂષો પોતાની મર્યાદાને મૂકતા નથી, સુભટભાવનો નિર્વાહ કરનાર એવા તેમની આ જગતમાં કોણુ બરોબરી કરી શકે ? જે પરદારા વિરમણુ વ્રત આદરવું એજ ધર્મનું બીજ છે, એજ વિવેકરૂપ કનકની કસોટી છે અને એજ દુષ્કર કાર્ય છે. જે પરસ્ત્રી વિરમણુ-વ્રતને નિષ્કપટ ભાવે પાળે છે, તે પુરંદરની જેમ આ લોકમાં અને પરલોકમાં કલ્યાણુનું ભાજન થાય છે. અહીં પુરંદરની કથા સાથે આ ઉપદેશ ચોથા પ્રકરણુમાં આપવામાં આવેલ છે, જે રસિક અને બોધ લેવા લાયક છે. પા૦ ૩૨૫ થી પા૦ ૩૩૨

પાંચમા પ્રકરણુમાં પરિગ્રહ વિરતિનો ઉપદેશ આપેલ છે. દ્વિપદ, ચતુષ્પદ, ધન, ધાન્ય, ક્ષેત્ર, ઘર, રૂપું, સુવર્ણ અને ઇતર ધાતુનું જે પરિમાણુ કરવું, તે પાંચમું અણુવ્રત કહેવાય છે. ભારે પરિગ્રહના ભારથી દબાતાં જીવ અપાર ભવ-સાગરમાં તરંગોથી આઘાત પામતા વ્હાણુની જેમ નિમગ્ન થાય છે. પરિગ્રહ તે ગિરિ-નદીના પૂરની જેમ વૃદ્ધિ પામતાં ધર્મરૂપ આરામનો નાશ કરે છે, ક્ષમારૂપ કમલિનીના સમૂહને આઘાત પમાડે છે, મર્યાદારૂપ તટને પાડી દે છે, શુભ-મનરૂપ હંસને હાંકી કહાડે છે, લોભરૂપ સમુદ્રને વધારે છે અને જીવદયારૂપ ભૂમિને ખોદી નાખે છે. મનમાંથી લોભનો ત્યાગ કરતાં જે પુરૂષ પરિગ્રહનું પરિમાણુ કરે છે, તે ભવાંતરે નાગની જેમ અપરિમિત સંપત્તિ પામે છે અહીં નાગની કથા આપવામાં આવેલ છે પા૦ ૩૩૨ થી પા૦ ૩૩૮

દિગ્વ્રતનો ઉપદેશ છઠ્ઠા પ્રકરણુમાં આપેલ છે. સર્વ પ્રાણીઓનું રક્ષણુ કરવાની ભાવનાથી દશે દિશામાં ગમન કરવાનું જે પરિમાણુ કરવું, તે પ્રથમ ગુણુવ્રત છે. ધનના લોભરૂપ ગ્રહથી ગ્રહિલ બનેલ જીવ જ્યાં જ્યાં સંચરે છે, ત્યાં ત્યાં તપેલા લોહપિંડની જેમ જંતુઓનો નાશ કરે છે. માટે મનમાં સંતોષ ધારણુ કરી જે પુરૂષ દિશાઓમાં જવાનું પરિમાણુ કરે છે, તે આ જન્મમાં પણુ સુબંધુની જેમ કલ્યાણુ પામે છે અહીં સુબંધુની કથા આપવામાં આવેલ છે. પા૦ ૩૩૮ થી પા૦ ૩૪૩

સાતમા પ્રકરણમાં ભોગોપભોગ વિરમણ વ્રતનો ઉપદેશ જે આપેલ છે તે હવે કહેવામાં આવે છે. ભોગોપભોગ અને કર્મથી એમ બે પ્રકારે બીજું ગુણવ્રત બતાવેલ છે. તેમાં જે આહાર, પુષ્પાદિક એકવાર ભોગવવામાં આવે. તે ભોગ અને સ્ત્રી, ગૃહાદિક જે વારંવાર ભોગવવામાં આવે, તે ઉપભોગ કહેવાય છે. તેમાં રાત્રે કાંઇ નહિં તો છેવટે અશન અને ખાદિમની યાવજ્જીવ વિરતિ કરવી અને મધ ગદ્ય, માંસ, માખણુ પ્રમુખનો સર્વથા નિયમ કરવો તેમજ પંદર કર્માદાન અને કોટવાળ વિગેરેના જે અધિકાર તે કર્મથકી કહેલ છે, તેમાં સુજ્ઞ પુરૂષે યતના કરવાની છે. એ ભોગોપભોગ વ્રતને આદરથી પાળતાં પુરૂષ જયદ્રથની જેમ આ જન્મમાં પણ અભીષ્ટ સંપત્તિને પામે છે. અહીં જયદ્રથની કથા આપવામાં આવેલ છે. પા૦ ૩૪૩ થી પા૦ ૩૫૦

આઠમા વ્રત અનર્થદંડ વિરમણ વ્રતનો ઉપદેશ આઠમા પ્રકરણમાં આપેલ છે તે કહેવામાં આવે છે. દોષરૂપ ભુજંગના કરંડીયા સમાન તથા અનર્થરૂપ વૃક્ષોના વનરૂપ અનર્થદંડથી જે વિરામ પામવું, તે ત્રીજું ગુણવ્રત છે. શરીર, સ્વજન અને ગૃહાદિકના કારણે જે પાપાચરણ થાય, તે અર્થદંડ અને તે કરતાં વિપરીત તે અનર્થદંડ કહેવાય. અનંત જ્ઞાનીઓએ એ અનર્થદંડને પાપોપદેશ, અપધ્યાન હિંસાપ્રદાન અનેપ્રમાદ આ ચાર પ્રકારથી વર્ણવેલ છે. કૃષિ, વાણિજ્ય, અશ્વ-વૃષણનો છેદ, તથા ગો-વૃષભદમન પ્રમુખ પાપકર્મનો જે પરને ઉપદેશ આપવો, તે પાપોપદેશ કહેવાય વરસાદ વરસે કે ન વરસે, શત્રુઓ નાશ પામો, હું રાજા થાઉં, તે જય પામો અને શત્રુ ભગ્ન થાઓ, એમ ચિંતવવું તે અપધ્યાન કહેવાય. હળ, મુશળ, ઉખળ, શકટ, અગ્નિ, ધનુષ્ય, બાણ. તરવાર, કુહાડા પ્રમુખ જે હિંસાના કારણરૂપ વસ્તુઓ બીજાને આપવી, તે હિંસાપ્રદાન કહેવાય. જે મદ્ય, વિષય, વિકથાનું સેવન તે પ્રમાદ પંચવિધ છે અથવા તો ઘી, દુધ, તેલ વિગેરેનાં ભાજન ઉઘાડાં મૂકવાં તે પણ પ્રમાદ કહેવાય. પરને જેથી પીડા થાય એવુ અસંબદ્ધ ભાષણ કરવું તે મૌખરિક કહેવાય અને તે અનર્થદંડનું પ્રથમ અંગ હોવાથી તજવા લાયક છે. મધુર વચન બોલવાથી તે બધાને પ્રિય લાગે છે, માટે જે મુખરત્વને તજે છે, એટલે દેવતાઓ પણ તેની આજ્ઞા ઉઠાવે છે. અનર્થદંડને વર્જવાથી ખંદ પુરૂષચંદ્ર રાજા થયો અને કંઇક મૌખર્ય કરવાથી રૂદ્રનો જીવ દુઃખ પામ્યો. અહીં રૂદ્ર-જીવનું દૃષ્ટાંત આપવામાં આવેલ છે. પા૦ ૩૫૦ થી પા૦ ૩૫૬

સામાયિક વ્રતનો ઉપદેશ નવમા પ્રકરણમાં આપેલ છે. આસક્ત અને દુષ્ટ મન વિના શ્રમણની જેમ સાવદ્યયોગનો પરિહાર કરવો, તે સમભાવરૂપ પ્રથમ શિક્ષાવ્રત કહેવાય છે. જે રાગ દ્વેષથી રહિત થઇ સામાયિક લઇને ખંડિત ન કરે, તે શ્રાવક છતાં સાગરચંદ્રની જેમ પરલોકને સાધે છે. અહીં સાગરચંદ્રનું દૃષ્ટાંત આપવામાં આવેલ છે. પા૦ ૩૫૭ થી પા૦ ૩૬૧

દશમા પ્રકરણમાં દેશાવકાશિક દશમા વ્રતનો ઉપદેશ આપેલ છે, પૂર્વે લીધેલ સમસ્ત વ્રતોનો જે પ્રતિદિવસે સંક્ષેપ કરવો, તે દેશાવકાશિક નામે બીજું શિક્ષાવ્રત સમજવું. જીવ હમેશાં ભારે પ્રમાદી હોય છે. એટલે પ્રમાદનો ત્યાગ કરવો તે ધર્મ છે. માટે પ્રતિદિન સંક્ષેપનો પણ સંક્ષેપ કરવો. જેમ સ્વચ્છંદે ચાલનારા બાળકો અનર્થમાં આવી પડે છે તેમ વ્યાપારને નિયંત્રિત કર્યા વિના જીવો નરકમાં પડે છે. માટે દુઃખપરંપરારૂપ વિષમ વિષને અટકાવવા માટે રક્ષાકટક ( કંકણ ) સમાન આ શિક્ષાવ્રત કહેલ છે. દાક્ષિણ્યથી પણ લેવાયેલ ઔષધની જેમ જે પુરૂષ એ વ્રતને આદરે છે, તે પવનંજયની જેમ આ લોકમાં પણ સુખ-સંપત્તિને પામે છે અહીં પવનંજયની કથા આપવામાં આવેલ છે. પા૦ ૩૬૧ થી પા૦ ૩૬૬

અગીયારમા પ્રકરણમાં અગીયારમા પૌષધવ્રતનો આપેલ ઉપદેશ આવેલ છે. આહાર, દેહભૂષણ, અબ્રહ્મ અને વ્યાપારના ત્યાગરૂપ જે પર્વદિવસે પૌષધ કરવું, તે બીજું શિક્ષાવ્રત છે. જે પુરૂષ અષ્ટમી ચતુર્દશી પ્રમુખ પર્વદિવસે એ વ્રત આદરે છે. તે રણશૂરની જેમ ઉભય ભવમાં કલ્યાણને પામે છે અહીં રણશૂરની કથા આપવામાં આવેલ છે, જે બોધદાયક છે. પા૦ ૩૬૬ થી પા૦ ૩૭૨

બારમા અતિથિ સંવિભાગ વ્રતનો ઉપદેશ, જે ગુરૂશ્રીએ રાજાને આપ્યો તે કહેવામાં આવે છે. મુનિઓને જે ભક્ત પાનાદિકનું દાન આપવું તે અતિથિ સંવિભાગ નામે ચોથું શિક્ષાવ્રત છે. જે પુરૂષ પ્રવર સત્ત્વયુક્ત આ અતિથિ સંવિભાગવ્રતને પાળે છે, તે ભાગ્યશાળી નરદેવની જેમ આ ભવમાં પણ કલ્યાણને પામે છે. અહીં નરદેવનું દૃષ્ટાંત આપવામાં આવેલ છે. પા૦ ૩૭૨ થી પા૦ ૩૭૯

એ રીતે શ્રીમાન્ હેમચદ્રાચાર્ય મહારાજે કુમારપાળ નરેશને બાર વ્રતનો ઉપદેશ કથાઓ સાથે આપવામાં આવતાં-કુમારપાલ રાજા કહેવા લાગ્યો કે-" હે ભગવન્ ! તમે મારાપર મોટો અનુગ્રહ કર્યો. હવે પંચમહાવ્રતનો ભાર તો મેરૂ-પર્વતની જેમ દુર્ધર છે, એ ભારને જે વહન કરે છે, તેવા દુષ્કરકારક મુનિઓને હું વંદન કરૂં છું. વળી તે પણ કોને શ્લાઘનીય નથી કે જેઓ પરિગ્રહારંભને પરિમિત કરીને એ બાર વ્રત પાળવાને સમર્થ છે. "

ત્યારે ગુરૂ બોલ્યા કે-' પૂર્વે આણંદ કામદેવાદિક શ્રાવકો હતા કે જેમણે એ શ્રાવકવ્રતો દૃઢપણે પાળ્યા અને અત્યારે અહીં છડ્ડક નામે પ્રવર ગૃહસ્થ શ્રેષ્ઠી છે કે જેણે પરિગ્રહનું પરિમાણ કરેલ છે. પાપ-વ્યાપારનો પરિહાર કરેલ છે, જે નવતત્ત્વનો અભ્યાસી, સંતોષી, વિવેકી તથા દેવ-ગુરૂ અને ધર્મકાર્યમાં પોતાની ભુજાથી ઉપાર્જન કરેલ દ્રવ્ય વાપરનાર છે. તે અમારી પાસે ભાવથી એ બાર વ્રત લઇને નિરતિચાર પણે પાળે છે. '

એમ સાંભળતાં રાજા બોલ્યો કે-' એ ધનાઢ્ય હોવાથી મારે ગૌરવ કરવા લાયક છે અને હવે સાધર્મી બંધુ હોવાથી વિશેષથી આદરપાત્ર થયો છે. હે ભગવન્ ! એ શ્રાવકના બાર વ્રત પાળવાનો હું પણ રાજાને ઉચિત પ્રયત્ન કરીશ. '

આ ચોથા પ્રસ્તાવમાં બાર વ્રત સંબંધી આપેલ સુંદર બોધ મનન અને આદર કરવા યુકત હોવાથી વાચકને સાદ્યંત વાંચી જવાની સુચના કરીયે છીયે અને જો તેનું મનન પૂર્વક વાંચન કરવામાં આવે તો કોઇપણ મનુષ્યને દેશ વિરતિપણું પ્રાપ્ત કરાવે છે. આ પ્રમાણે આ પ્રસ્તાવમાં તેનું વર્ણન આપી તે પૂર્ણ કરવામાં આવેલ છે.

## પંચમ પ્રસ્તાવ.

( પા૦ ૩૮૦ થી પા૦ ૪૪૦ )

પ્રથમ પ્રકરણમાં કષાય જીતવાનો પ્રતિબોધ જે આપવામાં આવ્યો તે હવે કહેવાય છે.

જે જીવદયા પાળવાની ઇચ્છા કરે, તેણે કષાયોનો પરાજ્ય કરવામાં યત્ન કરવો જોઇએ; કારણકે કષાયને પરવશ થયેલ મનુષ્ય કંઇ પણ કૃત્યાકૃત્ય ન જાણતાં નિર્દય મનથી તે જીવોને સતાવવામાં પ્રવર્ત્તમાન થાય છે. તે કષાય, ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર છે અને તે દરેકના અનંતાનુબંધી પ્રમુખ ભેદોથી ચાર પ્રકાર છે.

કાર્યાકાર્યના વિચારનું બળ હરનાર વિષધર સમાન ક્રોધને કયો મતિમાન્ પોતાના મનોમંદિરમાં સ્થાન આપે ? બળતો અગ્નિ તો સારો કે જ્યાં લાગે, તે સ્થાનનેજ બાળે, પણ ક્રોધરૂપ અગ્નિથી બળતો પુરૂષ તો સ્વસ્થાનને, અન્યને અને પરભવને પણ દગ્ધ કરે છે. જે પુરૂષ જિનવચનરૂપ મેઘથી ઉત્પન્ન થયેલ પ્રશમામૃતથી ક્રોધ-દાવાનળને બુઝાવી દે છે, તેનું ધર્મરૂપ વન શિવફળ દાયક થાય છે. ક્રોધથી જીવો સિંહ અને વ્યાઘ્રની જેમ દુર્ગતિનાં દુઃખ પામે છે અને ક્ષમાધારી થતાં સ્વર્ગ અને મોક્ષનાં સુખ પ્રાપ્ત કરે છે. અહીં સિંહ અને વ્યાઘ્રની કથા આપવામાં આવેલ છે. પા૦ ૩૮૦ થી પા૦ ૩૮૫

માન જીતવાનો ઉપદેશ બીજા પ્રકરણમાં કહેલ છે. આઠ મદસ્થાનથી મદોન્મત્ત થયેલ પુરૂષ અંતરમાં ખુંચેલ શલ્યની જેમ કોઇને પણ ન નમતાં તે ત્રણે ભુવનને તૃણ સમાન માને છે. ઉંચે મુખ કરીને જાણે ગગનમાં તારાઓ ગણતો હોય એવો મદમસ્ત પુરૂષ પોતાના સુખ-માર્ગને ન જોવાથી સંસારરૂપ ખાડામાં પડે, તેમાં આશ્ચર્ય શું છે ? રાજા, અમાત્યાદિકનો સેવક છતાં માનરહિત પુરૂષ મનોવાંછિત સુખને મેળવે છે, પણ માની તો અનર્થનેજ પામે છે. માની પુરૂષ ઉદ્વેગ કરનાર હોવાથી તે કામિનીઓના કામસુખને પામી શકતો નથી. કારણ કે સ્રીઓના કામશાસ્રમાં મૃદુતાને કાર્મણતુલ્ય બતાવેલ છે. અભિમાની પુરૂષ મોક્ષવૃક્ષના બીજરૂપ એવા ધર્મને પણ પામી શકતો નથી, કારણ કે શાસ્રમાં વિનયમૂલ ધર્મ વર્ણવેલ છે. જાતિ, કુલાદિકના મદથી ઘેરાયેલ જીવ વિડંબના પામે છે અને તેથી રહિત થતાં તે ગોધનની જેમ સુખભાજન થાય છે. અહીં ગોધનની કથા આપવામાં આવેલ છે. પા૦ ૩૮૫ થી પા૦ ૩૯૦

ત્રીજા પ્રકરણમાં માયા કષાય એ ધર્મરૂપ વનને બાળવામાં અગ્નિજવાળા સમાન છે, મોહરૂપ મતંગજની શાળા તુલ્ય, કુગતિરૂપ વધૂની વરમાળા સમાન અને શુભમતિનો નાશ કરવામાં વિષસદશ છે. અલ્પ લાભની ખાતર કપટ કરનાર મનુષ્ય, પયપાન કરનાર બિલાડો જેમ લાકડીને ન જુએ, તેમ આવી પડતી લાખો આપત્તિને જોઇ શકતો નથી. માયાના વશથી કપટ પ્રયોગમાં કુશળ એવી નાગિની અકૃત્ય આચરીને આ ભવમાંજ લજ્જા પામી પોતાની મેળે મરણ પામી. આ હકીકત ત્રીજા પ્રકરણમાં જણાવેલ છે. અહીં તે ઉપર નાગિનીની કથા આપવામાં આવેલ છે. પા૦ ૩૯૦ થી પા૦ ૩૯૬

ચોથા પ્રકરણમાં લોભ કષાય જીતવાનો બોધ આપેલ છે. ક્રોધ, માન અને માયાનો પરિહાર કર્યા છતાં જે લોભનો ત્યાગ ન કરે, તે કર્મથી ભારે થઇને સાગરમાં વહાણની જેમ સંસારમાં બુડે છે. નીચ આશયને વહન કરનાર લોભમાં ચંદ્રકિરણ સમાન નિર્મળ ગુણો પણ અગ્નિતપ્ત લોહમાં જળકણોની જેમ નષ્ટ થાય છે. લોભથી આ લોકમાં મહાકલેશ પામીને સાગર પરલોકમાં દુર્ગતિનાં તીક્ષ્ણ દુઃખો પામ્યો. અહીં સાગરનું દૃષ્ટાંત આપવામાં આવેલ છે. પા૦ ૩૯૭ થી પા૦ ૪૦૩.

એ પ્રમાણે શ્રી હેમચંદ્ર સૂરીશ્વરની દેશના સાંભળતાં કુમારપાલ રાજા સમ્યકત્વ-તત્ત્વને જાણવાથી જિનધર્મ આરાધવાને તત્પર થયો.

પાંચમા પ્રકરણમાં ગુરૂશ્રીનો અમૃતમય ઉપદેશ સાંભળતાં રાજા કુમારપાળ જિન ધર્મ પરાયણ થયો અને તેનું ઉચ્ચજીવન થતાં દિવસના તથા રાત્રિના પોતાનું કર્તવ્ય જે કરતો તે હવે કહેવામાં આવે છે.

## કુમારપાળની દિનચર્યાનું વર્ણન.

પંચનમસ્કારનું સ્મરણ કરતાં તે પ્રભાતે જાગતો. દેવ, ગુરૂ અને ધર્મની પ્રાપ્તિનો, વિચાર કરતો. પછી દેહશુદ્ધિ કરી પુષ્પયુક્ત સ્તોત્ર અને વિવિધ પૂજાથી જિનપ્રતિમાઓને તે પૂજતો, પ્રતિદિન યથાશકિત તે પ્રત્યાખ્યાન કરતો પછી હસ્તિસ્કંધે આરૂઢ થઇ બધા સામંત મંત્રીઓ સહિત તે જિનભવને જતો. પછી અષ્ટ પ્રકારે જિનપ્રતિમાઓને પૂજીને તે ભૂમિ સુધી મસ્તક નમાવીને પ્રણામ કરતો તથા પવિત્ર સ્તોત્રથી ભગવંતની સ્તવના કરતો. પછી ચંદન, કપૂર અને કનક-કમળોથી શ્રી હેમચંદ્રગુરૂના ચરણને પૂજીને તે પ્રણામ કરતો અને યથાશક્તિ પ્રત્યાખ્યાન લેતો. ધર્મનું તે શ્રવણ કરતો પછી પોતાના સ્થાને આવીને તે લોકોને વિનંતિ કરવાનો અવસર આપતો અને નૈવેદ્યનો થાળ લઇને તે પુનઃ ગૃહચૈત્યની પૂજા કરતો. ભોજન કર્યા પછી સભામાં આવીને તે પંડિતો સાથે શાસ્ત્રાર્થનો વિચાર ચલાવતો પછી દિવસના છલ્લા પહોરે રાજા રાજસભા-સિંહાસનપર બિરાજમાન થતો ત્યાં સામંત, મંત્રી, માંડલિક, શ્રેષ્ઠી પ્રમુખને તે દર્શન આપી તેમની વિનંતિ

સાંભળતો અને તેનો પ્રતીકાર કરતો, પછી અવિવેકી જનોને આશ્ચર્ય પમાડનાર એવા હસ્તી, આખલા, મલ્લ પ્રમુખના યુદ્ધ, પોતાની ઇચ્છા ન હોવા છતાં રાજ્યસ્થિતિ સમજીને કોઇવાર તે નિહાળતો, અષ્ટમી અને ચતુર્દશી શિવાય દિવસના આઠમે ભાગે તે ફરીને ભોજન લેતો અને સાંજે ગૃહચૈત્યમાં કુસુમાદિકથી પ્રભુની પૂજા કરતો, તથા વારાંગનાઓ અને ચારણોથી ગુણગાન કરાતો રાજા રાત્રે પાટપર બેસીને આરતિ-મંગળ દીવો કરાવતો. પછી નિદ્રા લેવા જતાં તે મદન-ભુજંગના વિષને શમાવવામાં મંત્ર સમાન એવા શ્રી સ્થૂલિભદ્ર પ્રમુખ મહામુનિઓના ચરિત્રનું મનન કરતો હતો. અંતર્ગત સિદ્ધપાળ કવિએ રાજાના આદેશથી જીવ, મન અને ઇંદ્રીયોના સંલાપરૂપ કહેલ કથા અહિં છઠ્ઠા પ્રકરણમાં આપવામાં આવેલ છે પા૦ ૪૦૪ થી ૪૧૨

કોઇ વીરપુરૂષે કથા સહિત પૂછેલ પ્રશ્ન જે વિક્રમાદિત્યની કથા તેમજ કુમારપાળ રાજાએ આપેલ ઉત્તર જેમાં શ્રી આર્યખપુટાચાર્યની કથા આવેલ છે તે પણ આપેલ છે. પ્રકરણ ૭-૮ પા૦ ૪૧૨ થી પા૦ ૪૧૭.

નિદ્રા લેવા જતાં કુમારપાળ મહારાજા મદનરૂપ ભૂજંગના વિષને નષ્ટ કરવામાં મંત્ર સમાન એવા સ્થુલિભદ્ર પ્રમુખ મહામુનિઓના ચરિત્રનું ચિંતવન કરતો હતો; જે નવમા પ્રકરણમાં શ્રી સ્થુલિભદ્ર મહાત્માની કથા સાથે આપેલ છે. પા૦ ૪૧૭ થી પા૦ ૪૨૮

કુમારપાળ નૃપતિ હમેશાં શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરતાં નિદ્રાવશ થતો. જે નમસ્કારમંત્રનું માહાત્મ્ય ગુરૂમહારાજે બતાવેલ તે પ્રમાણે ચિંતવન કરતો તે નવકાર મંત્રના માહાત્મ્ય પર નંદનની કથા દશમા પ્રકરણમાં પા૦ ૪૨૯ થી પા૦ ૪૩૬ સુધી આવેલ છે.

પછી પરમેષ્ઠિ-મંત્રનું સ્મરણ કરતાં કુમારપાલ રાજા કહેતો કે—' નમસ્કાર-મંત્રનું માહાત્મ્ય તો સાક્ષાત મારા જોવામાં આવી ગયું છે બધા સૈન્યની સાથે પોતે દિગ્યાત્રા કરતાં પણ મારૂં કાર્ય સિદ્ધ થતું આવ્યું, પરંતુ અનર્થ તો કયાં થયું જ નહિ. વળી અત્યારે એ નમસ્કારનું સ્મરણ કરતાં મારા શત્રુઓ તો અંબડાદિ દંડેશ ( કોટવાળ ) એવા વણિકથી પણ જીતાઇ જાય છે. સ્વચક્ર કે પરચક્ર કંઇ પણ અનર્થ ઉપજાવી શકતું નથી. તથા દેશમાં દુર્ભિક્ષનું તો નામ પણ સાંભળવામાં આવતું નથી.' એમ નમસ્કારનું માહાત્મ્ય સમજી તેનું સ્મરણ કરતાં કુમારપાલ રાજા નિદ્રા લેતો અને પ્રભાતે ચારણોએ કહેલ જિનસ્તવનથી તે જાગ્રત થતો, પછી પંચ નમસ્કાર અને ધર્મના સ્મરણપૂર્વક દેવ-વંદન કરી ભવથી ઉદ્વિગ્ન થયેલ તે આ પ્રમાણે બોલતો કે—' હા ! મારા જેવો વિષયના પંકમાં મગ્ન થઇને પડયો છે, તે દશાર્ણભદ્રને ધન્ય છે કે જેણે ક્ષણવારમાં રાજ્યનો ત્યાગ કરી દીધો.' ત્યારબાદ અગીયારમા પ્રકરણમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ સ્મરણનો મહિમા અને શુભ ભાવના ઉપર દશાર્ણભદ્રની કથા આપવામાં આવેલ છે. પા૦ ૪૩૬ થી પા૦ ૪૪૯

ઉપર પ્રમાણે આ છેલ્લા પ્રસ્તાવમાં ચાર કષાયોનું કથાઓ સહિત વર્ણન, જીવ, મન, અને ઇંદ્રિયોના સંલાપરૂપ કથા, કુમારપાળ મહારાજનું દિન કૃત્ય, નમસ્કારમંત્રનુ માહાત્મ્ય, શ્રી પાર્શ્વનાથ પ્રભુનો સ્મરણુ મહિમા અને તે ઉપર અદ્ભૂત દૃષ્ટાંત આપેલ છે, કે જેનું શ્રવણુ મનન આત્માને કર્મથી મુક્ત કરી પરમાત્મ સ્વરૂપ પ્રગટ કરાવનાર અવશ્ય થાય છે. અહીં ગ્રંથકાર મહાત્માએ આ પ્રસ્તાવને સુંદર સ્વરૂપમાં લખી આ ગ્રંથની ગૌરવતામાં વૃદ્ધિ કરી છે પા૦ ૪૩૯ થી પા૦ ૪૪૦

ઉપસંહાર—એ પ્રમાણે દિવસ અને રાત્રિ સંબંધી કૃત્ય કરતાં પરમાર્હત કુમારપાલ રાજા રાજ્ય ચલાવવા લાગ્યો. રાજાની અભયદાનની ઘોષણાથી મહીતલપર મહત્સ્ય, મયૂર, તીતર, મેંઢા, મૃગ વિગેરે પ્રાણીઓના આનંદી મન સાથે તેની કીર્ત્તિરૂપ નર્તકી નૃત્ય કરવા લાગી. વળી રાજાએ અહીંજ પોતાના રાજ્યમાં લોકોના મદ્ય, દ્યુતાદિ સાત વ્યસનો અટકાવ્યાં, તેથી પરલોકે તો દુષ્કર્મથી દુર્ગતિના ઉત્પન્ન થતાં દુઃખો તેમનાં ચાલ્યાંજ ગયાં. વળી રાજાએ પગલે પગલે કાંચનદંડોથી મંડિત જિનાલયો કરાવ્યાં, તેથી ઉભા થયેલા વેત્રધર છડીદારોની જેમ નિવારણ કરાયેલા કોઇ ઉપદ્રવો ક્યાં પણ પ્રગટ થતા ન હતા.

અસાધારણ ઉપદેશ શકિતને ધરાવનાર શ્રી હેમચંદ્ર સૂરિની અમે ત્રિકાલ સ્તુતિ કરીએ છીએ કે છદ્મસ્થ છતાં જેણે કુમારપાલ રાજાને પ્રતિબોધ પમાડયો. રાજાઓને જીવદયા ન હોય, એ લોકોક્તિ જેણે જિનધર્મ સ્વીકારીને અસત્ય કરી બતાવી તે કુમારપાલ રાજા કોને શ્લાઘનીય ન હોય? વિચિત્ર વૃત્તાંત યુકત તેમનું આ ચરિત્ર રચવાને કોણુ સમર્થ થઇ શકે? તથાપિ તેમના પ્રસાદથી સમુદ્ર થકી બિંદુની જેમ મેં અહીં કરી બતાવ્યું છે.

ઉપર પ્રમાણે આ ગ્રંથનો ઉપસંહાર કરી, મહારાજ હેમચંદ્રસૂરિએ કુમારપાલને આપેલ જિનધર્મના પ્રતિબોધનો આ પાંચમો પ્રસ્તાવ, લેખક આચાર્યશ્રી પણુ પૂર્ણ કરે છે. પા૦ ૪૪૧

**પ્રશસ્તિ.**

છેવટે ગ્રંથકાર શ્રીમાન્ સૂરિજીએ પ્રશસ્તિ આપેલ છે, તેમાં પોતાના ગુરૂની પટ્ટ પરંપરા આપી, ગુરૂભક્તિ બતાવી, પોતાની લઘુતા દર્શાવી, ગ્રંથ રચવાનો હેતુ જણાવેલ છે અને આ ગ્રંથ કયા મહાનુભાવ ગૃહસ્થના ઉપાશ્રયમાં, કોના ધર્મસ્નેહ માટે, કયા વર્ષમાં લખી પૂર્ણ કર્યો છે તે બતાવેલ છે. છેવટે તેઓશ્રીએ જણાવેલ કે શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ અને કુમારપાળદેવ મહારાજા એ બંને મહાપુરૂષોએ જે દુષ્કર કાર્ય કરી બતાવ્યું અને જિનમતની અતૂલ પ્રભાવના કરી છે તેનું વર્ણન આ ગ્રંથમાં આપવામાં આવેલ છે તેમ જણાવી પ્રશસ્તિ સમાપ્ત કરેલ છે. જે મનુષ્યને તે ધર્મમાં અતૂલ નિર્મળતા મેળવવાની ઇચ્છા હોય, શ્રીમાન્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ ગુરૂપર અદ્ભૂત ભક્તિ બતાવવા માંગતા હોય, તેમના વચન-વાણીમાં પરમ યોગ્યતા પામવા ઇચ્છતા હોય, ચમત્કાર પમાડે તેવી વિવિધ બોધપદ જે

છેવટ. મનનપૂર્વક પઠન પાઠન કરવું. આ ગ્રંથના પઠન પાઠનથી ધર્મ જે મહા મંગળરૂપ છે તે પ્રાપ્ત થાય છે અને તેથી આત્મજ્ઞાનની ભાવનાઓ પ્રકટ કરનાર નિર્મળ સમ્યકત્વ, શ્રાવકત્વ, પરમાત્મત્વ પ્રકટ કરાવનાર એક અજબ અને સુંદર રચના આ ગ્રંથની છે એમ નિઃસંદેહ અમારે કહેવું પડે છે. છેવટે પરમાત્માની પ્રાર્થના કરીયે છીયે કે આ ગ્રંથના વાચકો આચાર્ય શ્રીમાન્ હેમચંદ્રસૂરિ જેવા કે પરમાર્હત કુમારપાળ રાજા જેવા જૈનો બની મોક્ષ લક્ષ્મી પામો.

આ મૂળ ગ્રંથ પ્રાકૃત ભાષામાં છપાયેલ છે તેની સંસ્કૃત પ્રસ્તાવનાના લેખક શ્રીયુત જિનવિજયજી આચાર્ય ( શ્રી પુરાતત્ત્વ મંદિર ) છે, અમારે આ પ્રસ્તાવના લખવામાં તે ઉપયોગી થયેલ હોવાથી તે મળેલા સાધન માટે તેમનો, તથા આ ગ્રંથ ઘણો ઉપદેશક અને ભવ્યજનોને બોધપ્રદ હોઇ આ સભા તરફથી અનુવાદ કરાવી પ્રકટ કરવાની સુચના કરવા, તથા કેટલીક અનુવાદ તપાસી જવા માટે બંધુ લાલચંદભાઇ ભગવાનદાસ પંડિત જેઓ શ્રી ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ ખાતાના સંસ્કૃત વિભાગમાં મેનેજર છે અને જેઓ જૈન વિભાગના પ્રકટ થતા ગ્રંથોપર સારૂં પ્રકાશ પાડે છે તેમનો, તેમજ આ ગ્રંથોના પ્રુફ તપાસવા માટે કરેલ સહાય માટે ભાઇ ફતેહચંદ ઝવેરભાઇનો આ સ્થળે આભાર માનીયે છીયે.

અસાધારણ ઉપદેશશક્તિના ધારક, દિવ્ય જ્ઞાન સહિત, અને કલિકાલ સર્વજ્ઞ બિરૂદધારી શ્રીમદ્ હેમચંદ્ર સૂરીશ્વર અને પરમાર્હત કુમારપાળ મહારાજા બંને મહા પુરૂષોનું વૃત્તાંત આ ગ્રંથમાં આવેલ છે, છતાં તે મહાન પુરૂષોના વધારે પરિચય થવા અને દર્શનાભિલાષિ મનુષ્યોની તે ઇચ્છા પૂર્ણ કરવા માટે, પાટણના ભંડારમાંના તાડપત્ર ઉપર લખાયેલા આ ગ્રંથમાં તે બંને મહાપુરૂષોની છબી તે વખતની તેમાં હતી, તેના ઉપરથી સુધરાવી મોટો ખર્ચ કરી સાચી સોનેરી અને બીજા સુંદર રંગોથી સુશોભિત આબેહુબ બનાવી છપાવી તે બે છબીયો, તેમજ આ સભા જે મહાન પુરૂષના સ્મરણાર્થે અને ગુરૂભક્તિ નિમિત્તે સ્થપાયેલ છે તે શ્રીમદ્ વિજયાનંદ સૂરિ (આત્મારામજી) મહારાજની પણ તેવીજ સુશોભિત સોનેરી અને રંગીન છબી તૈયાર કરાવી ગુરૂભક્તિ અને દર્શન નિમિત્તે તે છબી તેમજ આ ગ્રંથમાં ઉદાર વૃત્તિથી સહાય આપનાર શેઠ નાગરદાસભાઇ કે જેમનું ગૃહસ્થપણાનું જીવન અનુકરણીય છે તેઓશ્રીની છબી, આ ત્રણ છબીયો સુંદર રીતે તૈયાર કરાવેલ છે ( કે જેવી પ્રગટ થતાં જૈન સાહિત્યના ગ્રંથોમાં ભાગ્યેજ જોવામાં આવશે ) તે આ ગ્રંથમાં દાખલ કરી ગ્રંથની ગૌરવતામાં, સુંદરતામાં વૃદ્ધિ કરવાનો બનતો પ્રયત્ન કર્યો છે.

આ ગ્રંથની શુદ્ધિ માટે યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે, છતાં દ્રષ્ટિદોષ કે પ્રેસ દોષને લઇને કે તેવી કોઇ બીજી રીતે કોઇપણ સ્થળે સ્ખલના જણાય તો મિથ્યા દુષ્કૃતપૂર્વક ક્ષમા ચાહિયે છીયે અને અમો જણાવવા વિનંતિ કરીયે છીયે.

શ્રી આત્માનંદ ભવન
વસંત પંચમી, સંવત ૧૯૮૩.
આત્મ સંવત ૩૧. વીર સંવત ૨૪૫૩.

ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ.
સેક્રેટરી.




સદ્ગુણાલંકૃત–શ્રાવકકુલભુષણ,

## શેઠશ્રી નાગરદાસ પુરૂષોત્તમદાસ.

**રાણપુર.**

બાલ્યાવસ્થાથી સ્વશક્તિબલે સાંસારિક વ્યાપારમાં અભ્યુદય પ્રાપ્ત થતાં, સ્વોપાર્જિત દ્રવ્યનો અન્યઅન્ય પ્રસંગે તીર્થયાત્રા, પ્રતિષ્ઠા, જીવદયા, કેલવણી ને ઉત્તેજનાદિ અનેક ધર્મકાર્યોમાં અંતઃકરણના ધાર્મિક ઉત્સાહથી વ્યય કરી, મનુષ્ય જન્મનું અને મળેલી લક્ષ્મીનું સાર્થક કરો છો, અને ધર્મ ભાવનાથી વાસિત હૃદયવડે દેવ, ગુરૂ અને ધર્મની ભક્તિ કરવામાં નિરંતર પ્રયત્નશીલ છો; તેમજ આ સભાની ઉચ્ચ કાર્યવાહી જોઈ તેના પ્રત્યે અત્યંત પ્રેમ રાખો છો જેથી તે ગુણોથી આકર્ષાઇ આ જૈન શિક્ષણનો પ્રતિબોધ ગ્રંથ આપને પ્રેમપૂર્વક અર્પણ કરીયે છીયે.

પ્રસિદ્ધ કર્ત્તા.



દાનવીર શેઠ નાગરદાસ પુરૂષોત્તમદાસ રાણપુરનિવાસી.

( કાઠિયાવાડ )

Lakshmi Art, Bombay, 8

# શ્રીયુત નાગરદાસભાઈ પુરૂષોત્તમદાસ

( રાણપુરવાળા. )

## [ એમની સંક્ષિપ્ત જીવનરેખા ]

**જીવન ચરિત્ર એ શું ?**

અંગ્રેજીમાં મોટા માણસો સંબંધી બે શબ્દો વપરાય છે. તેઓનું ' Work ' અને તેઓની ' Personality ' ' Work ' એટલે તેઓએ પોતાના જીવનમાં જે મહાકાર્ય કર્યું હોય તે; આ મહાકાર્ય એમની મહત્તાને પ્રગટ કરે છે; જગતના ઇતિહાસનાં અમર પૃષ્ઠો ઉપર ચિરંજીવ અક્ષરે તે મુદ્રિત થયા છે, અને ભવિષ્યની સર્વ પ્રજા મુખ્યત્વે એ મહાકાર્યથી તેમની સ્મૃતિ સાચવી શકે છે. ' Personality ' શબ્દથી તે પુરૂષોના પ્રકૃતિ, એમની ટેવ તથા રીતભાત તેમજ મ્હોટા પ્રસંગોએ અમુક દૃષ્ટિએ પડતા એમના ન્હાના મોટા ગુણોનો સમૂહ વિગેરે તદ્દન અંગત ગુણ વગેરેનો સમુદાય સૂચિત થાય છે; અને આ રીતે જીવન ચરિત્રને યથાર્થ ન્યાય આપી શકાય છે. કોઇ પણ વ્યક્તિ કે જેમના જીવનમાં કાંઇને કાંઇ મહત્વતા હોય છે અને તેજ અનુકરણીય હોય છે તેથી આ જીવન વૃત્તાંતમાં તેવું કાંઇ હોઇને તે આપીયે છીયે.

**શેઠ નાગરદાસભાઇનું વ્યવહારિક જીવન:—**

આ સદ્‌ગૃહસ્થનો જન્મ વિ. સં. ૧૯૨૧ ના કારતક શુદિ ૮ ને દિવસે એમના મોસાળ વઢવાણ તાબે રામપુરા ગામમાં થયો હતો. નિશાળની કેળવણીમાં તેર વર્ષની ઉમ્મરે ગુજરાતી અભ્યાસ પુરો કરી ખાનગી શિક્ષક પાસેથી થોડું ઇંગ્રેજી જ્ઞાન મેળવ્યું. સં. ૧૯૩૬ માં તેમના લગ્ન થયા અને સં. ૧૯૩૯ માં તેમના પિતાશ્રી દેવગત થયા. શેઠ નાગરદાસભાઇ સાહસિક શિરોમણિ અને પુરૂષાર્થપ્રેમી હોવાથી આ નરરત્ન શેઠ શ્રી સં. ૧૯૪૧ માં સ્ટીમર રસ્તે એકલા ભાદરવા માસમાં મલાયાના ટાપુઓમાં સીંગાપુર બંદરે પહોંચ્યા. ત્યાં જઇ ડહાપણ અને ધીરજથી ધર્મદૃષ્ટિ સન્મુખ રાખી વ્યાપારી અનુભવ

મેળવી શેઠ નાગરદાસ પુરૂસોત્તમદાસની કંપનીના નામથી દુકાનની સ્થાપના કરી. અને જથ્થાબંધ કરીઆણાં, સૂતર, ખાંડ વિગેરેનો વ્યાપાર ચલાવવા લાગ્યા. પુણ્યયોગે વેપારની વૃદ્ધિ થતી ચાલી. તેઓને સંતતિમાં પુત્ર નહિ હોવાથી સં. ૧૯૫૮ ની સાલમાં ફરીથી લગ્ન કર્યું. કેટલાક વર્ષો સુધી સારી રીતે વ્યાપાર ચલાવ્યા બાદ કમાણી વિગેરેથી સંતોષ પામી સીંગાપુરની બે દુકાનો તથા પીનાંગ, સુરબાયા, મદ્રાસ, કલકત્તા અને મુંબઈની બે દુકાનો તથા બીજી કેટલીએક પેઢા દુકાનોનો વહીવટ પોતાના બે ભાઈઓને સોંપી જીવનમાં શાંતિ લેવાની ખાતર સં. ૧૯૬૨ માં રાણપુર આવ્યા. ત્યાર પછી પોતાની લક્ષ્મીની સાર્થકતા કરવાને પાલીતાણામાં બે ચાતુર્માસ કરી અનેક ધર્મક્રિયાઓ કરી, રાણપુર નજીકના અળાઉ ગામમાં પ્રતિષ્ઠામાં મુખ્ય ભાગ ભજવ્યો; ચતુર્વિધ સંઘના સગવડતા ખાતર સુંદર મકાન બનાવ્યું, ગિરનારજીના બે વખત રેલરસ્તે સંઘ કાઢયા તથા સમેતશિખરનો સંઘ પણ રેલ્વે રસ્તે કાઢી ઉપરીયાળા, ભોયણીજી, પાનસર, સેરીસા, શ્રી શંખેશ્વર, તારંગાજી, રાણકપુર, વિગેરે તીર્થની યાત્રા કરી. શ્રી સિદ્ધાચળજી તીર્થનો સંઘ પગ રસ્તે છરી પાળતા કાઢી દેવ, ગુરૂ, ધર્મ અને સહધર્મી બંધુઓની સારી ભક્તિ કરી શંખેશ્વર, રાણકપુર વિગેરે તીર્થયાત્રા કરી; અંતરીક્ષજી અને કેસરીઆજીના રેલ રસ્તે ન્હાના સંઘ કાઢયા. દુષ્કાળ વખતે મનુષ્ય અને પશુઓને સારી મદદ કરી; પોતાના નિવાસ રાણપુર ગામમાં નદી ઉપર સાર્વજનિક સગવડની ખાતર આરો બંધાવ્યો; અને માતુશ્રી સાંકળીબાઇના નામથી ઉપાશ્રય બંધાવ્યો; તેમજ ઉજમણાં અને શાંતિસ્નાત્ર પણ ઉદારતા અને આનંદપૂર્વક કરી ભક્તિ કરી. આ ઉપરાંત કેળવણીની સંસ્થાઓ મહાવીર જૈન વિદ્યાલય, લીંબડી જૈન બોર્ડીંગ અને બનારસ જૈન પાઠશાળા તેમજ રાજકોટ જૈન બોર્ડીંગમાં દ્રવ્યનો વ્યય સુંદર રીતે કર્યો, તેમજ કેટલાક વિદ્યાર્થીઓને દ્રવ્ય સહાય આપી કેળવણીના કાર્યને પણ યોગ્ય સહાય આપી અને પોતાના નિવાસસ્થળ રાણપુરમાં પણ પૂર્ણ ઉત્સાહ અને ઉદાર મનથી પ્રતિષ્ઠા કરી દેવભક્તિ કરી. રૂા. ૨૫૦૦૦) જેટલી રકમ શ્રી જૈનધર્મ પ્રસારક સભાના મકાન માટે નામ આપવાની શરતે પણ આવેલ છે. તેમજ હજી પણ ધાર્મિક ક્રિયામાં ઓતપ્રોત રહેતાં દીન દુઃખી મનુષ્યોને ભુલી જતા નથી. હાલમાં તેમને પરિવારમાં બે પત્ની સૌ૦ હરિબાઇ તથા ઝવેરબાઇ અને બે પુત્રો ભાઈ ધરમચંદ તથા ન્યાલચંદ તથા ત્રણ પુત્રીઓ વિગેરે છે. એમના એક બંધુ ઉજમશીભાઈ સં. ૧૯૭૮ ના માહા શુદ ૪ અવસાન પામેલ છે અને બીજા બંધુ વાડીલાલભાઇ તેમને સોંપેલી દુકાનોની વ્યવસ્થા કરે છે.

**જીવનમાંથી નીતરતા સદ્‌ગુણોઃ—** પ્રસ્તુત જીવનમાંથી આપણને એમના આંતર જીવનના નીચેના સદ્‌ગુણોમળી આવે છે, જે અનુકરણીય હોઇ આપણને તેમાંથી સુંદર સંદેશ મળી શકે છે. એમની સાહસિકતા, ઉદારતા, કેળવણીપ્રતિ અભિરૂચિ, ક્રિયારૂચિ, પ્રભુભક્તિ, અને દયા.

**સાહસિકતાઃ–** ધર્મ અર્થ અને કામ એત્રણે પુરૂષાર્થો છે તેમાં અર્થ પુરૂષાર્થની સાધના નિરૂદ્યમી અને આળસુ મનુષ્યોથી થઇ શકતા નથી. સાહસ વગર વ્યાપારી જીવન ખીલવી શકાતું નથી. સામાન્ય આર્થિક સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિમાં જવાને માટે સાહસિકતા અને પુરૂષાર્થને પોતાની દૃષ્ટિસમીપ રાખી એકલા વ્યાપારને માટે સીંગાપુર જેવા અત્યંત દૂર પ્રદેશમાં જઇ ત્યાં દુકાનો ખોલી વ્યાપારને ખીલવવો એ પુરૂષાર્થ છે એમ બતાવી આપે છે. કેટકેટલી નિરાશાઓમાંથી પણ તેમને પસાર થવું પડયું હશે; પરંતુ છેવટે विघ्नैः पुनः पुनःरपि प्रति हन्यमानाः प्रारब्धमुत्तमजना न परित्यजंति એ ન્યાયે અર્થ પુરૂષાર્થ સારી રીતે દૃઢતાપૂર્વક સિદ્ધ કરી ગર્ભશ્રીમંત બન્યા.

**ઉદારતાઃ—** ઘણાં જન્મોમાં સંકુચિત વૃત્તિ કમી થયા પછીજ અમુક જન્મમાં ઉદારતાનો ગુણ મનુષ્યનો વિકસે છે. એવા ઉદાર મનુષ્યને દ્રવ્ય પણવૃદ્ધિ પામતુંજ હોય છે પુણ્યાનુબંધિપુણ્ય વગર લક્ષ્મી સન્માર્ગે વાપરી શકાતી નથી. શ્રીયુત નાગરદાસભાઇના આ જીવન પ્રસંગો જોતાં એમની લક્ષ્મીનો વ્યય દેવ, ગુરૂ અને ધર્મની ભક્તિમાં સારી રીતે થયેલો છે; એટલાજ માટે એક કવિએ કહ્યું છે કે लक्ष्म्याभरणंदानं અર્થાત્ લક્ષ્મીનું ભૂષણ તે દાન છે.

**કેળવણીપ્રતિ અભિરૂચિઃ—** એઓએ ઇંગ્રેજી કેળવણી વિશેષ પ્રકારે લીધી નથી, છતાં કેળવણી તરફનો તેમનો સદ્‌ભાવ એમના જીવનમાં વારંવાર દૃષ્ટિગોચર થાય છે. જુના જમાનામાં જન્મ પામેલ હોવા છતાં દેશ, કાળ, ક્ષેત્રને અનુસારે તેમણે વિદ્યાલયો અને બોર્ડીંગોને પોષણ આપવું ઉચિત ધારેલું છે. એ એમની જીવન પ્રણાલિકાની અદ્‌ભુતતા અમુક અંશે જણાઈ આવશે. જોકે એઓ પોતે મોટા શિક્ષક, કવિ કે લેખક નથી પરંતુ ઉચ્ચ કેળવણી તરફ તો તેમની જરૂર સહાનુભૂતિ તન મન ધનથી છે અને તે વિદ્યાર્થીઓને ઉચ્ચ પંકિતએ મુકવાના તેમના જીવનના સિદ્ધાંત ઉપરથી જણાઇ આવે છે.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन, એ વાક્યાનુસાર એમના જીવનમાં એમણે સામાયિક-પ્રતિક્રમણ વિગેરે ક્રિયાઓ ચાલુ

**ક્રિયારૂચિઃ—** રાખેલ છે. જ્ઞાનપૂર્વક આ ક્રિયાઓ યથાર્થ અને સુંદર ફળ નીપજાવી શકે છે તો પણ ક્રિયા રૂચિ જીવો શુકલ પાક્ષિક ગણાય છે. જ્ઞાન અને ક્રિયા બન્ને સાથે હોય તોજ મુક્તિ સમીપ આવી શકી છે. શુભ ક્રિયાઓ એ સુંદર ટાંકણાઓ છે, તેવડે આત્મા દરરોજ ઘડાતો જાય છે અને અમુક પ્રકારના નિયત અવસ્થાવાળો થવાથી નિરંતર જાગૃત દશામાં અવસ્થાન કરે છે.

શ્રી સંઘ પચ્ચીશમો તીર્થંકર એક અપેક્ષાએ ગણાયછે. શ્રી સંઘને સાથે લઇ તીર્થયાત્રાએ જવું એ જીવનનું એક ખાસ

**પ્રભુભક્તિઃ—** મહત્વનું કાર્ય છે. આવા સમયમાં ઉત્તમોત્તમ ભાવનાનો મેળાપ આત્મા સાથે કોઇ સુંદર યોગમાં થઇ જાય તો તીર્થંકર નામ કર્મ પણ ઉપાર્જન કરાવી શકે છે તેમજ श्री तीर्थपांथरजसा विरजी भवन्ति એ ન્યાયે તીર્થોની યાત્રા કરી, પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરી, પ્રભુભક્તિનો અપૂર્વ લાભ લીધો છે, એમ પણ તેમના જીવનમાં જણાઇ આવે છે.

પ્રભુ ભક્તિના એક જ ક્ષેત્રમાં તેમણે પોતાની મનોદશા વાળી નથી; પરંતુ સાથે દુષ્કાળપીડિત મનુષ્યો અને પશુઓ તરફ પણ

**દયાઃ—** ઉચિત સમયે કરૂણા વહેવડાવી છે. એ શ્રીયુત નાગરદાસ ભાઈના જીવનમાંથી અચૂક અનુકરણીય સદ્‌ગુણ જણાઇ આવે છે. કૃપણશ્રીમાનો કે જેમને પૂર્વ પુણ્યથી લક્ષ્મી મળી ગઇ હોય છે પરંતુ દીન અને દુઃખી-પ્રાણીઓ ઉપર ઉચિત સમયે તેમણે દયાનો ઝરો વહેવડાવ્યો ન હોય તો તે લક્ષ્મી શું કામની છે? પૂર્વ પુણ્ય ભોગવાઇ જતાં તે લક્ષ્મી ચાલી જાય છે અને પાછળથી પશ્ચાત્તાપના ભાજન થવું પડે છે. નાગરદાસભાઇની લક્ષ્મીનો ઉપયોગ યથાર્થ સમયે દયા માટે પણ ઉપયોગી થયો છે, એમ તેમના જીવનમાંથી સુંદર ધ્વનિ નીકળે છે. આમ હોઇ જીવનનું ખરૂં સાફલ્ય તેમજ પોતાની ઉત્કૃષ્ટ શક્તિઓનો શ્રેષ્ઠ વ્યય પોતાની ઉન્નતિ શોધવામાં નથી; પરંતુ વિશાળમાં વિશાળ પરમાર્થમાં તેમજ ભુતદયામાંજ છે.

શ્રીયુત નાગરદાસભાઈના આંતર જીવનમાંથી નીકળતા સદ્ગુણો પ્રત્યેક મનુષ્યને અનુકરણીય છે. ખાસ કરીને લક્ષ્મીવાન્ મનુષ્યને

ઉપસંહારઃ— લક્ષ્મીનો સદુપયોગ કેમ કરવો તેનું સુંદર દૃષ્ટાંત જીવનચરિત્રો પુરૂં પાડે છે. शरीरमाद्यं खलु धर्मसाधनम् એ ન્યાયે આ અસાર શરીરમાંથી સારરૂપ ધર્મ બને તેટલો ખેંચીને પ્રવૃત્તિમાં મુકવાની યોગ્યતા પુરવાર કરે છે. બુદ્ધિ અને નીતિ એ મનુષ્યની બે સૂક્ષ્મ સંપત્તિઓ છે, તે બન્ને સમતોલ પ્રમાણમાં પ્રાપ્ત કરવી એ મનુષ્યના ઉત્તમ વિકાસનું લક્ષણ છે. આ ઉપરાંત એઓ શ્રીમાન્ છતાં એમની સાદાઇ એમના હૃદયને દીપાવે છે. જેની પ્રાપ્તિમાં મનુષ્ય પોતાના જીવનની સફળતા તથા સકળ કાર્યની કૃતાર્થતા સમજતો હોય તથા જેની અપ્રાપ્તિ કરતાં પ્રાણાર્પણ વધારે ઇષ્ટ ગણતો હોય તે તેના જીવનની ભાવના ગણાય. જો કે આપણે તેમના હૃદયનું આંતર અવલોકન ન કરી શકીએ પરંતુ સ્થૂળ ભુમિકા ઉપર થયેલા તેમના કાર્યો ઉપરથી તેમનાજીવનની ભાવનાઓ તો જાણી શકીએ. દરેક મનુષ્ય સંપૂર્ણ હોતો નથી, ગુણો સાથે દોષો પણ હોઇ શકે છે; પરંતુ ગુણોનો સરવાળો દોષો કરતા વધી જતો હોય તેવા પુરૂષનું જીવન અનુકરણીય ગણાય છે. અને એવા હેતુને લઇનેજ તેવાપુરૂષોનું જીવન ચરિત્ર સમાજ સમક્ષ મુકવામાં આવે છે.

આ ઉપયોગી પુસ્તક છપાવવા માટે એમણે સુંદર રકમ સમર્પણ કરેલી છે તેની કૃતજ્ઞતા જાહેર કરી, તેમનો આભાર માનવા સાથે એમની સુંદર પ્રતિકૃતિ સર્વની જાણ માટે આ સાથે આપી, એમને ભવિષ્યના જીવનમાં અધિકાધિક સુકર્તવ્યો પ્રેરવા સુચના કરી, પ્રાંતે તેઓશ્રીનું દીર્ઘાયુષ્ય ઇચ્છી અનેક સુકૃતના કાર્યો તેમના મુબારક હસ્તે થાઓ, એમ ભાવના ભાવી આ જીવન રૂપરેખા સમાપ્ત કરીયે છીએ.

પ્રકાશક.



શ્રી

# કુમારપાળ પ્રતિબોધ.



( જિનધર્મના પ્રતિબોધથી સુંદર અને સુકૃત તેમજ આર્હતધર્મમાં સ્થિરતા
સંપાદન કરાવનાર, જિનશાસનની અદ્‌ભુત પ્રભાવના કરનાર એ
મહાન્ પ્રભાવી પુરૂષોનું અપૂર્વ ચરિત્ર. )



શેઠ શ્રીયુત

## નાગરદાસ પુરૂષોતમદાસ ગ્રંથમાળા સંબંધી

# બે બોલ.

— ❧ —

રાણપુર શહેરના અગ્રગણ્ય અને સંભાવિત્ ગૃહસ્થ શેઠ શ્રી નાગરદાસભાઇ પુરૂષોતમદાસે, પોતાના જીવનમાં દેવ, ગુરૂ અને ધર્મની કરેલી સેવા, તેમજ પરમ પવિત્ર શ્રી સિદ્ધાચળજીનો છરી પાળતો સંઘ કાઢી શ્રી ચતુર્વિધ સંઘની કરેલ અપૂર્વ ભક્તિના સ્મરણ અને શુભ નિમિત્તે, તેમજ જૈન સાહિત્ય અને જ્ઞાનની અભિવૃદ્ધિ માટે, પોતાના નામથી ગ્રંથમાળા આ સભાના ધારા પ્રમાણે પ્રકટ કરાવવા સારૂ, આ સભાને એક રકમ ભેટ આપવાથી, આ ગ્રંથ શ્રીમાન્ શેઠ શ્રી નાગરદાસ પુરૂષોત્તમદાસ ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે પ્રગટ કરવામાં આવેલ છે. શાસન સેવાની ઉત્તમ ભાવનાના શુભ ચિન્હ તરિકે આવા ઉપયોગી ગ્રંથો પ્રસિદ્ધ કરી, કરાવી જ્ઞાનોદ્ધારના ઉચ્ચ કાર્ય-સાહિત્ય સેવા માટે કરવા તે પ્રસંશનીય હોઇ તે ઉત્તમ માર્ગ ગ્રહણ કરનાર શ્રીયુત નાગરદાસભાઇ ખરેખર ધન્યવાદને પાત્ર છે.

પ્રકાશક.





# વિષયાનુક્રમણિકા.




॥ न्यायांभोनिधि श्रीमद्विजयानंदसूरिभ्यो नमः ॥

# कुमारपालप्रतिबोध.

## प्रथम प्रस्ताव.




ર દિશામાં પ્રસરેલ મોહસૈન્યને જીતવાને જાણે તૈયાર થયા હોય, તેમજ ચાર પ્રકારના ધર્મને પ્રગટ કરનાર એવા ચતુરસ્વરૂપ દેહધારી **જિનેશ્વર** જયવંત વર્તે છે.

જ્ઞાનના નિધાનરૂપ શ્રી ઋષભદેવને નમસ્કાર થાઓ કે જેમના પૃષ્ઠ-ભાગપર, વૃક્ષપર લટકતા ભુજંગની જેમ ભ્રમર સમાન શ્યામ કેશસમૂહ શોભે છે.

તે શ્રી **શાંતિનાથ** પ્રભુને ધ્યાનગોચર કરો કે ચારિત્ર સ્વીકાર્યા પછી પણ દેવતાઓએ રચેલા કનક—કમળના મિષથી ચરણે આવેલા નવે નિધાનો જેની સેવા કરી રહ્યા છે.

કાજલ સમાન શ્યામ વર્ણવાળા, મદ અને મદનનું માન મોડનારા **રાજેમતી** અને [1]રાજમતિનો ત્યાગ કરનાર તથા શિવાદેવીના [2]અંગજ શ્રી **નેમિનાથને** હું નમન કરૂં છું.

શ્રી **પાર્શ્વનાથ** ભગવંત મારાપર પ્રસન્ન થાઓ કે જેમના પાર્શ્વ ભાગમાં ધરણેંદ્રની ફણાના મણીઓ, સાત તત્ત્વોને પ્રગટ કરવા જાણે સાત દીવાઓ હોય તેવા દીપે છે.

તે શ્રી **મહાવીર** જયવંત વર્તે છે કે જેણે લાંબો વખત આહાર પાણીનો [3]નિરોધ કરીને પોતાના શરીરરૂપ [4]દુર્ગમાંથી ભાવશત્રુઓને હાંકી કહાડ્યા.

પરમાર્થથી વિસ્તૃત, કિંમતિ રત્ન અથવા રચનાના આધારરૂપ, સુવર્ણ પદયુક્ત તથા દૌર્ભાગ્યનો નાશ કરવામાં સમર્થ એવા નિધાન સમાન જિનવચનને નમસ્કાર થાઓ.

તે શ્રી **સદ્ગુરૂ** જયવંત વર્તો કે જેમના આલંબનથી વિષમ કાવ્ય—માર્ગમાં લાકડીના ટેકાની જેમ મંદ ( અશક્ત ) પણ પ્રવૃત્ત થઈ શકે છે.

સાગર સમાન તે કવિવરો જયવંત રહો કે જેમના પદ ( જળ ) ને લઇને અન્ય પ ધહિન ( ઘણા પુરૂષો અથવા મેઘ ) જગતમાં ભાગ્યવંતો ( ધાન્ય ) નો ઉત્કર્ષ કરે છે.

---

1 પોતે રાજા થવાની ઈચ્છા. 2 પુત્ર. 3 અટકાવ ( મહાતપ ) 4 કિલ્લો

## ગ્રંથ રચવાનો હેતુ.

**જૈનધર્મના આરાધનથી શુભ સંપદા પામવાની સરળતા.**

મહાસાગરના પાણીમાં પડી ગયેલા રત્નસમાન દુર્લભ મનુષ્ય-જન્મ પામીને વિચક્ષણ પુરૂષે જિનધર્મમાં સદા પ્રયત્ન કરવો. જે પુરૂષો જિનધર્મને આદરથી આરાધવામાં સદા સજ્જ રહે છે, સ્વર્ગ તો તેમના ઘરના આંગણે છે, બધી શુભ સંપદા સદા તેમની સાથે રહે છે, સૌભાગ્યાદિ ગુણો તેમના સર્વાંગે આલિંગન આપી રહ્યા હોય છે, વળી તેમને સંસાર દુસ્તર નથી; તેમજ મોક્ષસુખ તો તેમના કર-કમળમાં જ છે.

**સત્પુરૂષોના ચરિત્રો સાંભળવાથી થતો ધર્મનો ઉત્કર્ષ.**

સત્પુરૂષોના ચરિત્રો સાંભળવાથી, પ્રકાશવાથી, યાદ કરવાથી; તેમજ તેમનું અનુમોદન કરવાથી જૈનધર્મ વધારે ઉત્કર્ષ પામે છે. પૂર્વે જિનેશ્વરો, ગણધરો, ચૌદપૂર્વધરો, તેમજ [1]ચરમ શરીરી સાધુઓ તથા બીજા પણ ઘણા સત્પુરૂષો થયા છે. વળી **ભરતેશ્વર, શ્રેણિક, સંપ્રતિ** વિગેરે રાજાઓ કે જેઓ ગૃહસ્થાવસ્થામાં રહેતાં પણ શાસનની પ્રભાવના કરવાથી પ્રસિદ્ધ થઈ ગયા છે. તેમના નામનું સ્મરણ કરતાં પણ પ્રાણીઓને મહાપુણ્ય ઉત્પન્ન થાય છે તેમજ અનુક્રમે સ્વર્ગ અને મોક્ષના સુખો પણ પ્રાપ્ત થાય છે; પરંતુ હાલ તો એક **શ્રી હેમચંદ્ર** સૂરિજી સત્પુરૂષ થયા છે કે આ પંચમકાળમાં પણ જેમનું ચરિત્ર અદ્ભુત છે. વળી બીજા શ્રી કુમારપાલરાજા સત્પુરૂષ થયા છે કે જેણે શત્રુ વર્ગના પરાક્રમને દબાવીને આ દુઃષમ સમયમાં પણ જિનધર્મનો ઉત્કર્ષ કર્યો. પોતાના કેવળજ્ઞાનથી ત્રણ લોકના સ્વરૂપને જાણનાર એવા જિનેશ્વરોના વચનથી પૂર્વે જે રાજાઓ પ્રતિબોધ પામીને જિનધર્મી થયા તેમાં કંઇ આશ્ચર્ય નથી. પરંતુ મિથ્યાત્વી કુમારપાલ રાજાને પોતે છદ્મસ્થ છતાં જે આચાર્યે જિનધર્મનો આરાધક બનાવ્યો એજ મોટું આશ્ચર્ય છે. કમળ સમાન લોચનથી રમણીય જેમના શરીરની શોભા સુવર્ણના વર્ણ જેવી હતી અને પ્રેક્ષક જનના લોચનમાં તે અમૃત વરસાવતી હતી, બાળપણથી જેમનું ચરિત્ર ( ચારિત્ર ) લોકોને આશ્ચર્ય પમાડતું, બાવીશ પરિષહ સહન કરવામાં સમર્થ અને તીવ્ર તપથી શ્રેષ્ઠ હતું, વિશ્વવિખ્યાત જેમની પ્રતિભા,[2] વિષમાર્થ શાસ્ત્રોમાં વિકસિત વ્યાકરણ પ્રમુખ ગ્રંથો બનાવવામાં સમર્થ અને પરવાદીઓના પરાજયથી કમનીય કીર્તિ પામી હતી, જેમનું બોધવચન, મધુ, ક્ષીર વિગેરેના માધુર્યથી જાણે બનાવેલ હોય તેમ મહામોહથી મૂર્છિત થયેલા મનુષ્યોને પણ ધર્મમાં રસિક બનાવતું હતું. ઈત્યાદિ શ્રી હેમચંદ્રસૂરીશ્વરના રમણીય ગુણોને જોતાં સુજ્ઞજનો, અદૃષ્ટ એવા તીર્થંકર, ગણધર પ્રમુખને સત્ય માને છે.

---

૧ જેમનો તેજ ભવમાં મોક્ષ થવાનો છે તે. ૨ બુદ્ધિ.

વળી કુમારપાલ રાજાની જૈનધર્મ પ્રત્યેની ભાવના જોઈને લોકો પ્રાચીન જૈનરાજાઓને શંકા વિના કબૂલ કરે છે. પોતે સાક્ષાત્ શ્રી મહાવીર મોક્ષમાર્ગના બતાવનાર છતાં શ્રેણિક રાજા **કાલશૌકરિક** પાસે જીવદયા કરાવી ન શક્યો અને દુઃષમ સમયમાં પણ શ્રી હેમચંદ્ર મહારાજના વચન સાંભળતાં કુમારપાલ રાજાએ પોતાના સમસ્ત દેશમાં જીવદયાનો ડંકો બજાવ્યો; માટે એ બંને આ સમયમાં અદ્ભુત ચરિત્રવાળા છે. જાણે સત્યયુગના અવતારી હોય તેમ જેમણે જિનધર્મની અદ્ભુત પ્રભાવના કરી છે. એ બંને પ્રભાવી પુરૂષોના ચરિત્રને હું વર્ણવું છું, તે તમે સાંભળો કે જેથી સુકૃત અને જિનધર્મમાં સ્થિરતા સંપાદન થાય. જો કે એમનું ચરિત્ર બીજું પણ અતિશય મનોહર છે; છતાં હું તો જિનધર્મના પ્રતિબોધથી સુંદર તેમાંનું લેશમાત્ર કહું છું. બહુ સ્વાદિષ્ટ રસવતીમાંથી કોઇ પુરૂષ પોતાની ઇચ્છાનુસાર અલ્પ ખાય, તો તેથી તે કાંઇ હાંસીપાત્ર ન ગણાય.

# પ્રકરણ ૧ લું.

## અણહિલ્લ પાટણ વર્ણન અને કુમારપાળ રાજાનો રાજ્યાભિષેક.

જંબૂદ્વીપના મિષથી પૃથ્વીરૂપ પ્રમદાએ આકાશ—લક્ષ્મી જોવાને ચંદ્રમા તુલ્ય પોતાનું મોટું મુખ જાણે ઉંચે કરેલ હોય, કે જ્યાં **મેરૂપર્વત** ઉન્નત નાસિકા સમાન શોભે છે, **સીતા** તથા **સીતોદા** નામની બે નદીઓ લાંબા લોચન સદૃશ દેખાય છે, દોરી ચડાવેલ ધનુષ્ય સમાન **ભરતક્ષેત્ર** લલાટ તુલ્ય શોભે છે કે જેની ઉપર **વૈતાઢયપર્વત** વિશાલ [1]રજતપટ્ટને સ્થાને શોભે છે. વળી જે ગંગા અને સિંધુનદી રૂપ મૌક્તિકમાળા સહિત તથા તેના કિનારાપર રહેલ વનશ્રેણિરૂપ કેશ—કલાપથી શોભતા પ્રાંત ભાગવડે અધિક શોભાયમાન લાગે છે. એ ભારત—લલાટના તિલક સમાન અને અત્યંત સમૃદ્ધિયુક્ત **અણહિલ્લ પાટણ** નગર છે, કે જ્યાં ચોતરફ શોભતી મોતીની માળા સમાન શ્વેત કિલ્લો શોભે છે. ગામ, નગર, આકર તથા ગોકુલયુક્ત અને સ્વર્ગ—સમૃદ્ધિનોમદ ઉતારવામાં કુશળ એવો મહાન્ ગુર્જરદેશ આ પાટણથી અધિક શોભાયમાન લાગે છે. વળી જ્યાં સતત જિનપ્રતિમાના સ્નાત્રજળના પ્રવાહથી જાણે સિંચાયા હોય તેમ ધાર્મિક લોકોના મનોરથરૂપ વૃક્ષો સદા સફલ થાય છે. વળી જ્યાં દેવમંદિરોના શિખરોપર રહેલા સુશોભિત કનકના

૧ રજત—રૂપાનો પટ્ટો.

કળશો, આકાશમાં ભ્રમણ કરતાં શ્રમિત થઈ બેસી રહેલ વિદ્યાધરીઓના જાણે કઠિન સ્તન હોય તેવા લાગે છે. જ્યાં ગગનચુંબી ચૈત્યોના શિખરપર કનકની ધ્વજારૂપ ભુજાઓને ઉંચે ઉછાળીને પોતે શુભ સ્થાને દાખલ થવાથી ઉત્પન્ન થતા હર્ષને લીધે લક્ષ્મી જાણે નૃત્ય કરી રહી હોય-એવો ભાસ થાય છે. વળી જ્યાં મણિ-મંદિરોની ભીંતોમાં પડતા પોતાનાજ પ્રતિબિંબને જોતાં સપત્નીની શંકા લાવતી મુગ્ધ માનિનીઓ પોતાના પ્રિયતમપર કોપાયમાન થાય છે. જ્યાં મહાપુરૂષોના અનુપમ ધનદાનને જોતાં પોતાના **ધનદ**[1] નામને નિરર્થક માની જાણે લજ્જા પામ્યો હોય તેમ કુબેર દૂર ચાલ્યો ગયો હતો. જ્યાં ધર્મીજનો જડ આશયવાળા તેમજ મત્સરયુક્ત ન હતા તેમજ સત્પુરૂષો સૂર્યના કિરણોની જેમ જગતને આનંદ આપનારા હતા. વળી જે પાટણની રમણીઓનું રમણીય રૂપ જોઇને લજ્જા પામતી દેવીઓ એ ચિંતાને લીધે કોઈ રીતે નિદ્રાસુખ પણ પામતી નથી.

**નરેંદ્ર-વંશાવલી.** એ પાટણમાં પ્રથમ **મૂલરાજ** નામે રાજા હતો. ચૌલુક્ય વંશરૂપ આકાશમાં ચંદ્રમા સમાન જે રાજાએ પોતાની નીતિરૂપ લતાને મૂળથીજ પ્રજાને અનુકૂળ બનાવી દીધી હતી. ત્યારપછી શત્રુઓના શિરને ખંડિત કરનાર તથા પોતાના યશ-કમળથી બ્રહ્માંડ-મંડપને શોભાવનાર એવો પ્રચંડ **ચામુંડરાજ** થયો. ત્યારબાદ કામદેવ સમાન રમણીય એવો **વલ્લભરાજ** ભૂપાલ થયો કે જેણે પોતાના અશ્વસમૂહથી જગત્‌માં **જગઝંપણું** એવી ખ્યાતિ મેળવી. ત્યારપછી **દુર્લભરાજ** રાજા થયો કે રણભૂમિપર જેના હાથમાં રહેલ તરવાર તે જયલક્ષ્મીના કસ્તુરીના તિલક સમાન શોભતી હતી. ત્યારપછી પ્રચંડ બાહુબળથી ભયંકર એવો ભીમ સમાન **ભીમદેવ** રાજા થયો કે જેણે શત્રુઓને હતાશ બનાવવાને પૃથ્વીપર પોતાનો ઉજ્વળ યશ વિસ્તાર્યો. ત્યારબાદ **કર્ણદેવ** રાજા થયો કે જેના ખડ્‌ગરૂપ જળમાં યશરૂપ રાજહંસ સહિત રાજહંસીની જેમ જયલક્ષ્મીએ ચિરકાળ વિલાસ કર્યો. ત્યારપછી **જયસિંહદેવ** થયો, જેના પ્રચંડ ભુજદંડરૂપ મંડપમાં કીર્તિ અને પ્રતાપરૂપ મિથુને ( જોડલાએ ) લાંબો વખત વિલાસ કર્યો. જાણે ઈંદ્ર સાથે મિત્રાચારી કરવા ઇચ્છતો હોય તેમ એ જયસિંહદેવ મરણ પામતાં, સૂર્ય આથમતાં કમળવનની જેમ ભુવન અનાથ થયું, અર્થાત્ રાજા વિનાની પ્રજા થઇ પડી. એટલે પોતાની મતિના વૈભવથી બૃહસ્પતિને જીતનાર એવા પ્રધાન પુરૂષો રાજ્યને અનાથ જોઇને પરસ્પર વિચાર કરવા લાગ્યા કે—"લોકોના મનને આનંદ પમાડનાર તથા સમસ્ત પૃથ્વીને સુખ આપનાર એવા ભીમદેવનો પુત્ર **ખેમરાજ,** દેહના સૌંદર્યથી કામદેવનું માન મોડનાર તથા દેવને પ્રસન્ન કરવામાં ધીર એવો ખેમરાજનો દેવપ્રસાદ નામે પુત્ર, પરસ્ત્રીથી વિમુખ મહા શૂરવીર તથા ગંગા

[1] ધનદ-કુબેર અથવા ધન આપનાર.

સમાન નિર્મળ કીર્તિવાળો એવો દેવપ્રસાદનો **ત્રિભુવનપાલ** નામે પુત્ર, તેજસ્વી, પ્રસન્ન મુખવાળો, ઈંદ્ર સમાન રૂપવાન્, દેવગુરૂની પૂજામાં સાવધાન, પરોપકારી, ધીર, દક્ષ, દાક્ષિણ્યનિધાન, ન્યાયવાન્, સર્વ પ્રકારના સત્ત્વયુક્ત; શૂરવીર, દાની તથા શરણાગતવત્સલ એવો ત્રિભુવનપાળનો **કુમારપાલ** નામે જે પુત્ર છે એ આપણા રાજ્યને યોગ્ય છે, તેમજ બધા રાજલક્ષણો પણ એનામાં પૂર્ણ છે, માટે એને રાજ્યનો સ્વામી બનાવો. બીજા નિર્ગુણોનું કાંઇ કામ નથી. "

એ પ્રમાણે પરસ્પર વિચાર ચલાવી તેમજ સામુદ્રિક, મૌહૂર્તિક, શાકુનિક અને નિમિત્તિયાની સલાહ લઈને પ્રધાન પુરૂષોએ કુમારપાલને રાજ્યસિંહાસન ઉપર અધિષ્ઠિત કર્યો અને તેથી સમસ્ત પ્રજામાં આનંદ આનંદ વર્ત્તાઇ રહ્યો. તે વખતે જનસમૂહના સંમર્દથી તુટી જતા હારના ખરતા મોતીઓથી રાજભવનાંગણ વ્યાપ્ત થઇ ગયું. વારાંગનાઓ હાવભાવથી નાચવા લાગી, હર્ષના કોલાહલથી આકાશ શબ્દમય થઇ ગયું તથા નિરંતર મંગલવાજિંત્ર વાગવા લાગ્યા. એ રીતે રાજ્યગાદીપર આવ્યા પછી ચારે દિશાના રાજાઓને પોતાના તાબેદાર બનાવી, ચાર પ્રકારના ઉપાય ( સામ, દામ, દંડ, અને ભેદ ) થી ચતુર્વર્ણી પ્રજાનું પાલન કરનાર તથા ચાર વર્ગ ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ) ને સાધવામાં સાવધાન એવો **કુમારપાલ** રાજા રાજ્ય કરવા લાગ્યો.



# પ્રકરણ ૨ જું.

## કુમારપાલની ધર્મસ્વરૂપ જિજ્ઞાસા.

### બાહડમંત્રીએ જણાવેલ ધર્મનું સ્વરૂપ.

હવે એક દિવસે અનેક ધર્મશાસ્ત્રના જાણનાર અને વિદગ્ધ એવા વિશિષ્ઠ બ્રાહ્મણોને બોલાવીને કુમારપાલ રાજાએ કહ્યું કે—" અનેક અશ્વ, રથ, હસ્તી વિગેરે સમૃદ્ધિથી યુક્ત અને જ્યાં અનેક નરેંદ્રો શિર ઝુકાવી રહ્યા છે એવા રાજ્યને હું સંખ્યાબંધ સંકટોને ઓળંગીને પામ્યો છું; તેથી પૂર્વભવમાં મેં સુખના એક કારણરૂપ એવો ધર્મ અવશ્ય આરાધ્યો હશે, કારણકે નિપુણ જનો કાર્યને જોવાથી કારણની કલ્પના કરી શકે છે, માટે તમે શાસ્ત્રાર્થનો બરાબર વિચાર કરીને મને ધર્મનું સ્વરૂપ કહી બતાવો; કે જેથી તેનું આરાધન કરીને હું મનુષ્યપણાને સફલ કરૂં. મનુષ્યજન્મ પામ્યા છતાં જે મૂઢમતિજનો ધર્મ

કળશો, આકાશમાં ભ્રમણ કરતાં શ્રમિત થઈ બેસી રહેલ વિદ્યાધરીઓના જાણે કઠિન સ્તન હોય તેવા લાગે છે. જ્યાં ગગનચુંબી ચૈત્યોના શિખરપર કનકની ધ્વજારૂપ ભુજાઓને ઉંચે ઉછાળીને પોતે શુભ સ્થાને દાખલ થવાથી ઉત્પન્ન થતા હર્ષને લીધે લક્ષ્મી જાણે નૃત્ય કરી રહી હોય–એવો ભાસ થાય છે. વળી જ્યાં મણિ–મંદિરોની ભીંતોમાં પડતા પોતાનાજ પ્રતિબિંબને જોતાં સપત્નીની શંકા લાવતી મુગ્ધ માનિનીઓ પોતાના પ્રિયતમપર કોપાયમાન થાય છે. જ્યાં મહાપુરૂષોના અનુપમ ધનદાનને જોતાં પોતાના **ધનદ**[1] નામને નિરર્થક માની જાણે લજ્જા પામ્યો હોય તેમ કુબેર દૂર ચાલ્યો ગયો હતો. જ્યાં ધર્મીજનો જડ આશયવાળા તેમજ મત્સરયુક્ત ન હતા તેમજ સત્પુરૂષો સૂર્યના કિરણોની જેમ જગતને આનંદ આપનારા હતા. વળી જે પાટણની રમણીઓનું રમણીય રૂપ જોઇને લજ્જા પામતી દેવીઓ એ ચિંતાને લીધે કોઈ રીતે નિદ્રાસુખ પણ પામતી નથી.

**નરેંદ્ર–વંશાવલી.**

એ પાટણમાં પ્રથમ **મૂલરાજ** નામે રાજા હતો. ચૌલુક્ય વંશરૂપ આકાશમાં ચંદ્રમા સમાન જે રાજાએ પોતાની નીતિરૂપ લતાને મૂળ-બીજ પ્રજાને અનુકૂળ બનાવી દીધી હતી. ત્યારપછી શત્રુઓના શિરને ખંડિત કરનાર તથા પોતાના યશ–કમળથી બ્રહ્માંડ–મંડપને શોભાવનાર એવો પ્રચંડ **ચામુંડરાજ** થયો. ત્યારબાદ કામદેવ સમાન રમણીય એવો **વલ્લભરાજ** ભૂપાલ થયો કે જેણે પોતાના અશ્વ-સમૂહથી જગત્‌માં **જગઝંપણ** એવી ખ્યાતિ મેળવી. ત્યારપછી **દુર્લભરાજ** રાજા થયો કે રણભૂમિપર જેના હાથમાં રહેલ તરવાર તે જયલક્ષ્મીના કસ્તુરીના તિલક સમાન શોભતી હતી. ત્યારપછી પ્રચંડ બાહુબળથી ભયંકર એવો ભીમ સમાન **ભીમદેવ** રાજા થયો કે જેણે શત્રુઓને હતાશ બનાવવાને પૃથ્વીપર પોતાનો ઉજ્વળ યશ વિસ્તાર્યો. ત્યારબાદ **કર્ણદેવ** રાજા થયો કે જેના ખડગરૂપ જળમાં યશરૂપ રાજહંસ સહિત રાજહંસીની જેમ જયલક્ષ્મીએ ચિરકાળ વિલાસ કર્યો. ત્યારપછી **જયસિંહદેવ** થયો, જેના પ્રચંડ ભુજદંડરૂપ મંડપમાં કીર્તિ અને પ્રતાપરૂપ મિથુને ( જોડલાએ ) લાંબો વખત વિલાસ કર્યો. જાણે ઇંદ્ર સાથે મિત્રાચારી કરવા ઇચ્છતો હોય તેમ એ જયસિંહદેવ મરણ પામતાં, સૂર્ય આથમતાં કમળવનની જેમ ભુવન અનાથ થયું, અર્થાત્ રાજા વિનાની પ્રજા થઇ પડી. એટલે પોતાની મતિના વૈભવથી બૃહસ્પતિને જીતનાર એવા પ્રધાન પુરૂષો રાજ્યને અનાથ જોઇને પરસ્પર વિચાર કરવા લાગ્યા કે—"લોકોના મનને આનંદ પમાડનાર તથા સમસ્ત પૃથ્વીને સુખ આપનાર એવા ભીમદેવનો પુત્ર **ખેમરાજ**, દેહના સૌંદર્યથી કામદેવનું માન મોડનાર તથા દેવને પ્રસન્ન કરવામાં ધીર એવો ખેમરાજનો દેવપ્રસાદ નામે પુત્ર, પરસ્ત્રીથી વિમુખ મહા શૂરવીર તથા ગંગા

---

૧ ધનદ–કુબેર અથવા ધન આપનાર.

સમાન નિર્મળ કીર્તિવાળો એવો દેવપ્રસાદનો **ત્રિભુવનપાલ** નામે પુત્ર, તેજસ્વી, પ્રસન્ન મુખવાળો, ઇંદ્ર સમાન રૂપવાન્, દેવગુરૂની પૂજામાં સાવધાન, પરોપકારી, ધીર, દક્ષ, દાક્ષિણ્યનિધાન, ન્યાયવાન્, સર્વ પ્રકારના સત્ત્વયુક્ત; શૂરવીર, દાની તથા શરણાગતવત્સલ એવો ત્રિભુવનપાળનો **કુમારપાલ** નામે જે પુત્ર છે એ આપણા રાજ્યને યોગ્ય છે, તેમજ બધા રાજલક્ષણો પણ એનામાં પૂર્ણ છે, માટે એને રાજ્યનો સ્વામી બનાવો. બીજા નિર્ગુણોનું કાંઇ કામ નથી. ”

એ પ્રમાણે પરસ્પર વિચાર ચલાવી તેમજ સામુદ્રિક, મૌહૂર્તિક, શાકુનિક અને નિમિત્તિયાની સલાહ લઈને પ્રધાન પુરૂષોએ કુમારપાલને રાજ્યસિંહાસન ઉપર અધિષ્ઠિત કર્યો અને તેથી સમસ્ત પ્રજામાં આનંદ આનંદ વર્ત્તાઇ રહ્યો. તે વખતે જનસમૂહના સંમર્દથી તુટી જતા હારના ખરતા મોતીઓથી રાજભવનાંગણ વ્યાપ્ત થઇ ગયું. વારાંગનાઓ હાવભાવથી નાચવા લાગી, હર્ષના કોલાહલથી આકાશ શબ્દમય થઇ ગયું તથા નિરંતર મંગલવાજિંત્ર વાગવા લાગ્યા. એ રીતે રાજ્યગાદીપર આવ્યા પછી ચારે દિશાના રાજાઓને પોતાના તાબેદાર બનાવી, ચાર પ્રકારના ઉપાય ( સામ, દામ, દંડ, અને ભેદ ) થી ચતુર્વર્ણી પ્રજાનું પાલન કરનાર તથા ચાર વર્ગ ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ) ને સાધવામાં સાવધાન એવો **કુમારપાલ** રાજા રાજ્ય કરવા લાગ્યો.



# પ્રકરણ ૨ જું.

## કુમારપાલની ધર્મસ્વરૂપ જિજ્ઞાસા.

### બાહડમંત્રીએ જણાવેલ ધર્મનું સ્વરૂપ.

હવે એક દિવસે અનેક ધર્મશાસ્ત્રના જાણનાર અને વિદગ્ધ એવા વિશિષ્ઠ બ્રાહ્મણોને બોલાવીને કુમારપાલ રાજાએ કહ્યું કે—“ અનેક અશ્વ, રથ, હસ્તી વિગેરે સમૃદ્ધિથી યુક્ત અને જ્યાં અનેક નરેંદ્રો શિર ઝુકાવી રહ્યા છે એવા રાજ્યને હું સંખ્યાબંધ સંકટોને ઓળંગીને પામ્યો છું; તેથી પૂર્વભવમાં મેં સુખના એક કારણરૂપ એવો ધર્મ અવશ્ય આરાધ્યો હશે, કારણકે નિપુણ જનો કાર્યને જોવાથી કારણની કલ્પના કરી શકે છે, માટે તમે શાસ્ત્રાર્થનો બરાબર વિચાર કરીને મને ધર્મનું સ્વરૂપ કહી બતાવો; કે જેથી તેનું આરાધન કરીને હું મનુષ્યપણાને સફલ કરૂં. મનુષ્યજન્મ પામ્યા છતાં જે મૂઢમતિજનો ધર્મ

કરતા નથી, તેઓ રોહણાચલમાં ગયા છતાં કિંમતિ રત્નના ગ્રહણથી વંચિત થયેલા છે."

એ પ્રમાણે રાજાનું ફરમાન થતાં કેટલાક વૃદ્ધ બ્રાહ્મણોએ વેદાદિ શાસ્ત્રમાં બતાવેલ પશુવધ પ્રધાન યાગાદિરૂપ ધર્મ રાજાને કહી બતાવ્યો. તે હિંસાસ્વરૂપ ધર્મ સાંભળતાં, અંતરમાં વિવેક પ્રગટ થવાથી રાજાએ વિચાર કર્યો કે— "અહો ! આ વૃદ્ધ વિપ્રોએ નિર્દોષ ધર્મ ન બતાવ્યો, કારણકે એમણે બતાવેલ ધર્મમાં તો નિર્દયતાથી પંચેંદ્રિય જીવોનો વધ કરવામાં આવે છે; જો એને ધર્મ માની લઇએ, તો પછી અધર્મનું તો નામજ નહિ રહે. માટે આ લોકો ધર્મનું સ્વરૂપ બરાબર જાણતા નથી, અથવા જાણતા હશે તો મને છેતરવા માગે છે." એમ વિચાર કરતાં રાજા કુમારપાલને રાત્રિભર નિદ્રા ન આવી. રાજાની ધર્મ માટેની આવી ઉત્કંઠા જાણીને બાહડ મંત્રીએ તેને કહ્યું કે—"હે રાજન્ ! જો તમારે ધર્મ-અધર્મનું સ્વરૂપ જાણવાની ઇચ્છા હોય, તો ક્ષણવાર સાવધાન થઇને હું કહું છું તે સાંભળો,—

**શ્રીદત્ત ગુરૂએ યશોભદ્ર રાજાને આપેલો પ્રતિબોધ.**

જ્યાં પુણ્યાતિશયરૂપ વૃક્ષો, ગુરૂરૂપ કુસુમ અને ગચ્છરૂપ પુષ્પગુચ્છક છે, જ્યાં સિદ્ધાંતરૂપ શ્રેષ્ઠ સુરભિ છે તથા [1]ભ્રમ-રહિત એવા વસંત ઋતુ સમાન **શ્રીદત્ત** ગુરૂ હતા. ગામ, નગરથી વિભૂષિત વસુધા પર વિધિથી વિહાર કરતા તે કોઇવાર વાગડ દેશના શણગારરૂપ **રત્નપુર** નગરમાં પધાર્યા. ત્યાં દાનથી યશ મેળવનાર, વૈરીરૂપ હાથીઓને ભેદવામાં બહાદૂર, કુલીન તથા વિશાળ કર ( સુંઢ ) યુક્ત એવો ભદ્રહસ્તી સમાન **યશોભદ્ર** નામે રાજા હતો. ત્યાં રાજભવનની નજીકમાં વસતિ મેળવી તારાયુક્ત ચંદ્રમાની જેમ મુનિઓથી પરવરેલા તે શ્રીદત્ત ગુરૂએ નિવાસ કર્યો. સુધારસની નીક સમાન તેમની ધર્મદેશના સાંભળતાં સંવેગ પ્રગટ થવાથી કેટલાક ભવ્ય જનોએ દીક્ષા લીધી, કેટલાકોએ શ્રાવક ધર્મના બારવ્રત સ્વિકાર્યા અને કોઇએ મોક્ષવૃક્ષના બીજરૂપ સમ્યક્ત્વ આદર્યું.

એક વખતે રાત્રે મુનિઓનો સજ્ઝાયધ્વનિ સાંભળવામાં આવતાં **યશોભદ્ર** રાજા સંવેગ પામીને આ પ્રમાણે અંતરમાં વિચાર કરવા લાગ્યો:— "આ મુનિઓ ધન્ય છે કે જેઓ સર્વ પ્રકારના સંસારી સંગનો ત્યાગ કરી, ભવ-વાસનાથી મુક્ત થઇને એક પરલોકના હિતને સાધે છે. માટે પ્રભાત સમયે એ મુનિઓના પદ-પદ્મને વંદન કરતાં મારા આત્માને પાપપંકથી કંઇક રહિત કરીશ." એ પ્રમાણે ધર્મના મનોરથ કરતાં રાજાએ નિદ્રા લીધી અને પ્રભાતે

૧ ગુરૂ પક્ષમાં જ્ઞાની, વસંત પક્ષમાં ભ્રમર-હિત-ભમરાઓને આનંદ ઉપજાવનાર.

માંગલિક વાદ્યના નાદથી તે જાગ્રત થયો. એટલે પ્રાતઃકાર્ય સમાપ્ત કરી પોતાના બધા સામંત, મંત્રીઓ સાથે લઇ, હાથી તથા અશ્વોના આડંબર સહિત રાજા શ્રીદત્ત ગુરૂ પાસે આવ્યો. ત્યાં ભક્તિથી ભૂમિ સુધી મસ્તક નમાવી ગુરૂને વંદન કરી, અંજલિ જોડી આગળ બેસીને તે કહેવા લાગ્યો—"હે ભગવન ! તમે ધન્ય છો કે જે સંસારને અસાર સમજી સર્વ સંગનો પરિત્યાગ કરીને પરલોકની આરાધના કરી રહ્યા છો. અમારા જેવા તો અધન્ય, પરલોકના હિતથી વિમુખ અને મહા-આરંભ યુક્ત બની જે વિષય-તૃષ્ણાથી પાછા ન હઠતાં માત્ર આ ભવ સંબંધી પ્રતિબંધમાં બંધાઇ ગયા છે." એમ યશોભદ્ર રાજાની આત્મલઘુતાની ભાવના જોઇ શ્રીદત્ત ગુરૂ પોતાના તપરૂપ લક્ષ્મીની જાણે મુક્તા-પંકિત હોય તેવી દંતકાંતિથી સકલ ગગનાંગણને ધવલિત કરતા હોય તેમ કહેવા લાગ્યાઃ—

"મુખમાં ચંદ્રમા પ્રવેશ થવાના સ્વપ્નસમાન દુર્લભ નરજન્મ પામીને સુજ્ઞ પુરૂષે એક ક્ષણવાર પણ ધર્મને વિષે પ્રમાદ ન કરવો." એવામાં રાજાએ પ્રશ્ન કર્યો કે—"હે ભગવન ! તે સ્વપ્નની ઉપમા કેવી રીતે ? તે મને કહી બતાવો." ત્યારે ગુરૂ બોલ્યા—"હે નરેંદ્ર ! તમે પ્રશ્ન કરો છો, તેનો ઉત્તર કહું છું, તે સાંભળોઃ—

**મૂલદેવની કથા.**

**અવંતિ** દેશના અલંકાર સમાન **ઉજ્જયિની** નામે નગરી છે કે જ્યાં કુવા, વાવ, તલાવ પ્રમુખ જલાશય છે, પણ માણસો જડ આશયવાળા નથી. ત્યાં સમસ્ત કળામાં કુશળ, લલિત લાવણ્યયુક્ત, વિજ્ઞાનવિશિષ્ઠ તથા ગુણગરિષ્ઠ એવો **મૂલદેવ** નામે રાજપુત્ર હતો. જુગારના વ્યસનમાં આસક્ત હોવાથી પિતા તરફથી અપમાન પામતાં **પાટલિપુત્ર** નગરથી નીકળીને ભૂમિપર ભ્રમણ કરતાં તે ઉજ્જયિનીમાં આવી ચઢ્યો. ત્યાં અનેક ઔષધિઓના પ્રયોગથી બનાવેલી ગુટિકાના યોગે પોતાનું વામન રૂપ બનાવી સંગીતકળાથી તેણે પ્રજાજનોને આશ્ચર્યમાં નિમગ્ન કરી દીધા.

હવે ત્યાં રૂપાદિ ગુણોથી ગર્વિષ્ઠ બનેલી એવી **દેવદત્તા** નામે એક ગણિકા રહેતી હતી, તે કોઇ પણ પુરૂષથી રંજિત થતી ન હતી. એમ તે મૂલદેવના સાંભળવામાં આવ્યું. તેથી તેને ક્ષોભ પમાડવા માટે પ્રભાતે તેણીના મકાન પાસે અત્યંત કર્ણપ્રિય વિવિધ પ્રકારે તે મનહર સંગીત કરવા લાગ્યો. તે સાંભળતાં દેવદત્તા વિચારવા લાગી કે-"અહો ! આ અદ્ભુત સંગીત કોણ ગાય છે ?" એમ [illegible] તપાસ કરવાને તેણે પોતાની એક દાસી મોકલી. તે જોઇ આ[illegible] મૃદંગ લાગી કે—'એ તો કોઇ વામન ગાયન કરી રહ્યો છે, તે [illegible] રાજા છે, પણ ગુણથી તો ગરિષ્ઠ લાગે છે.' એમ સાંભળતાં તેને [illegible] પોતાની એક **માધવી** નામે કુબ્જા દાસીને મોકલી. તે મૂ[illegible]

કહેવા લાગી કે–"અમારી સ્વામિની દેવદત્તા તમોને આમંત્રણ કરે છે, માટે મહેર બાની કરીને અમારા ઘરે પધારો." ત્યારે મૂલદેવે કહ્યું–'વિશિષ્ટ જનોને વેશ્યાનો સંગ કરવો ઉચિત નથી. આથી પેલી કુબ્જાએ પોતાની અદ્દભુત વચન–ચાતુરીથી તેને વધારે વિનવ્યો, તેથી તે તેણીની સાથે ચાલ્યો. કુશલ જનોને કંઇ દુષ્કર નથી. માર્ગે ચાલતાં વિદ્યા–કળાના વિશારદ તે મૂળદેવે પેલી કુબ્જાને એક લપડાક મારીને સુરૂપા કરી. આથી અત્યંત હર્ષમાં આવી જઇને તે તેને ઘરે લઇ ગઇ. ત્યાં વામન છતાં અપૂર્વ લાવણ્યથી લલિત એવા મૂલદેવને જોતાં આશ્ચર્યમગ્ન દેવદત્તાએ તેનો ઉચિત આદર સત્કાર કર્યો. 'તેણે કુબ્જાને સાજી કરી' એ વાત જાણવામાં આવતાં તે અત્યંત વિસ્મય પામી; તેમજ મધુર આલાપ કરતાં મૂલદેવે તેને અધિક રંજિત બનાવી દીધી. બીજી જડીબુટ્ટી કરતાં સ્નેહવર્ધક, હાસ્યયુક્ત, તથા સુંદર વચનથી આકર્ષક એવું સુજ્ઞ જનોનુ વચન છે તેજ કાર્મણમંત્ર છે.

પછી દેવદત્તા તેને વાજિંત્રશાળામાં લઇ ગઇ, જ્યાં તેણે એક વીણા વગાડી. તે જોઇને દેવદત્તા બોલી–'ભદ્ર ! તારી કળા તો અપૂર્વ છે.' ત્યારે મૂળદેવ હાસ્યગર્ભિત વચન બોલ્યો—'અહો ! ઉજ્જયિનીના લોકો કેવા નિપુણ છે કે ગુણાગુણનો વિવેક જાણે છે.' આથી દેવદત્તાએ કહ્યું કે—'ભદ્ર ! એ વીણામાં શું ખામી છે ?' તેણે જણાવ્યું—'વાંસ અશુદ્ધ છે અને તારમાં કંઇક લાગેલ છે, માટે મને વીણા આપ એટલે તે બતાવું. દેવદત્તાએ મૂલદેવના હાથમાં વીણા આપી. એટલે તેણે વાંસમાંથી કાંકરો અને તારમાંથી વાળ દૂર કરીને વીણા વગાડી બતાવી, તેથી દેવદત્તા પોતાના પરિવાર સહિત તેને આધીન થઇ ગઇ. તે વિચારવા લાગી કે—'અહો ! વિધાતાએ વિશ્વકર્માને ગુપ્તરૂપે આ વીણાવાદક બનાવ્યો છે.'

હવે ભોજનસમય થતાં દેવદત્તાએ પોતાના એક નોકરને આજ્ઞા કરી કે–'અંગમર્દકને બોલાવ કે જેથી અમે બે જણ એને મર્દન કરી ન્હવરાવીએ. ત્યારે મૂલદેવ બોલ્યો–'મને આજ્ઞા કરો તો હું જ તમારૂં અભ્યંગન–તૈલમર્દન કરૂં.' દેવદત્તા બોલી–'શું એ પણ તું જાણે છે ?' તે બોલ્યો—'બરાબર નથી જાણતો, પણ જાણનારની પાસે રહેલો છું.' પછી દેવદત્તાએ ચંપાનું તેલ મંગાવ્યું, એટલે તેણે મર્દન કર્યું. તે જોતાં આશ્ચર્યચકિત થઇને દેવદત્તા વિચાર કરવા લાગી કે–'અહો ! આનું વિજ્ઞાન તો અપૂર્વ છે. એના હસ્ત–કમળનો સ્પર્શ મનને મસ્ત " ... બાવે છે. તેથી ગુપ્તરૂપે એ કોઇ સિદ્ધપુરૂષ લાગે છે.' એમ ધારી સ્નેહ–પ્રાર્થના વાસનાથી મુક્ત કેવા લાગી કે—"હે મહાસત્ત્વ! મેં ગુણોથી જાણી લીધું છે કે તમે કોઇ મુનિઓના પદ–પદ્મને વંદન કે— કરીશ." એ પ્રમાણે ધર્મના

मिभणंतो वि होइ पयडो गुणेहिं सप्पुरिसो ।
वे चंदणदुमो किं न कहिज्जइ परिमलेणं" ॥ १ ॥

૧ ગુરૂ પક્ષમાં જ્ઞાની, વર્સ

**અર્થ**—પોતાનું નામ ન કહ્યા છતાં સત્પુરૂષ ગુણોને લીધે અવશ્ય પ્રગટ થાય છે. ચંદનવૃક્ષ ગુપ્ત હોય છતાં પરિમલથી તે પ્રગટ જણાઇ આવે છે.

માટે હે ભદ્ર! તમે પોતાનું સ્વરૂપ બતાવો. તમારા દર્શનને માટે મારૂં હૃદય બહુજ ઉત્કંઠિત થઇ રહ્યું છે.” આ પ્રમાણે દેવદત્તાનો આગ્રહ ચાલતો હતો, એવામાં મૂલદેવે જરા હસીને મુખમાંથી પેલી ગુટિકા ( ગોળી ) બહાર કહાડી નાખી. એટલે પ્રથમના સ્વરૂપમાં તે આવી ગયો. આ વખતે કામદેવ સમાન મનહર, રૂપવાન્ લાવણ્ય અને તારૂણ્યયુક્ત તેને જોતાં તે આશ્ચર્ય પામી. ‘મોટી મહેરબાની કરી’ એમ બોલતાં દેવદત્તાએ પોતાના હાથે તેનું મર્દન કર્યું. પછી બંનેએ મજ્જન કર્યું અને દેવદત્તાએ તેને સુંદર દેવદૂષ્ય વસ્ત્ર પહેરાવ્યું. એવામાં અવસર થતાં મહાવિભૂતિથી દેવદત્તાએ તેની સાથે ભોજન કર્યું. ત્યારબાદ વિજ્ઞાનની વાતો કરતાં દેવદત્તાએ કહ્યું કે-‘હે મહાભાગ ! તમારા સિવાય બીજા કોઇ પુરૂષે મારૂં મનરંજન કર્યું નથી. સત્ય વાત છે કે—નેત્રથી સહુ કોઇ જોવામાં આવે છે અને વાર્ત્તાલાપ પણ બધા સાથે થાય છે; પરંતુ હૃદયને આનંદથી તરબોળ કરે, તેવા પુરૂષો તો વિરલાજ હોય છે. માટે હવે દરરોજ મારા ઘરે આવવાની મહેરબાની કરવી.” તેણીનો આવો વિશેષ આદર અને સ્નેહ જોઇને મૂલદેવ બોલ્યો કે-‘હે ગુણરાગિણી ! પરદેશી અને મારા જેવા નિર્ધન પુરૂષોમાં આટલો બધો સ્નેહ ધરાવવો તે તને શોભતું નથી.’ ત્યારે દેવદત્તા કહેવા લાગી કે-‘ ગુણી જનો વિદેશમાં ગયા છતાં અધિક ગૌરવ પામે છે. કહ્યું છે કે—

“ जलहि-विसंघट्टिएणवि निवसिज्जइ हरिसिरम्मि चंदेण ।
जत्थ गया तत्थ गया गुणिणो सीसेण वुज्झंति ” ॥ १ ॥

અર્થ—સમુદ્રની સાથે સંઘટ્ટ પામ્યા છતાં ચંદ્રમા મહાદેવના મસ્તકપર નિવાસ કરે છે, તેમ ગુણી પુરૂષો જ્યાં જાય, ત્યાં અત્યંત માનનીય થાય છે.

તેમજ નિર્ધનપણું કાંઈ સ્નેહને અટકાવનાર નથી. કારણકે હરણો અને હરણીઓ જંગલમાં ઘાસ ખાય છે, ઝરણાના જળ પીએ છે અને જંગલમાં જ નિવાસ કરે છે, છતાં જીવન પર્યંત પોતાના પરસ્પરના પ્રેમને તેઓ બરાબર નભાવી રાખે છે. માટે મારી એ વિનંતિનો આદરથી સ્વીકાર કરો. ” આ તેણીની પ્રેમભાવનાને જોઇ તેણે તેના ઘરે આવવાનું કબુલ રાખ્યું. એમ કરતાં તેમનો અન્યોન્ય સ્નેહ બરાબર જામ્યો.

એક દિવસે રાજાની સમક્ષ દેવદત્તાએ નૃત્ય કર્યું. તે વખતે મૂલદેવે મૃદંગ બજાવ્યું. તેથી રાજાએ પ્રસન્ન થઇને તેણીને વરદાન આપ્યું, તે દેવદત્તાએ રાજા પાસેજ અનામત રહેવા દીધું.

મૂલદેવ જુગારના વ્યસનમાં એટલો બધો લુબ્ધ થયો કે તે રોજ પોતાના વસ્ત્ર પણ હારી આવતો. તેથી દેવદત્તાએ તેને સ્નેહપૂર્વક કોમળ વચનથી સમજાવતાં કહ્યું કે—" હે નાથ ! તમારામાં બધા ગુણો હોવા છતાં આ એક જુગારનું વ્યસન છે, તે ચંદ્રમાને હરણ જેમ કલંકરૂપ છે, તેમ બધા દોષના સ્થાનરૂપ છે. માટે તેનો સર્વથા ત્યાગ કરો. " એ પ્રમાણે દેવદત્તાએ તેને વારંવાર સમજાવ્યા છતાં અત્યાસક્તિને લીધે મૂલદેવ જુગારથી નિવૃત્ત થઇ શકયો નહિ.

હવે ત્યાં એક અચલ નામે સાર્થવાહ રહેતો હતો. તે દેવદત્તા પર અત્યંત આસક્ત હોવાથી તેણીના માગ્યા પ્રમાણે ધન આપતો અને મૂલદેવ ઉપર દ્વેષ ધારણ કરી તે નિરંતર તેના છિદ્ર જોયા કરતો હતો. અચલની શંકાથી મૂલદેવ અવસર વિના દેવદત્તાને ઘેર જતો ન હતો.

એક વખતે અક્કાએ દેવદત્તાને કહ્યું કે—" હે વત્સે ! મૂલદેવ નિર્ધન છે, માટે તેનો ત્યાગ કર, અને અચલ મહા ધનવાન્ છે, તે આપણી ધારણા કરતાં વધારે ધન આપે છે, માટે હવે સર્વ પ્રકારે તેની સાથેજ વિલાસ કર. કારણકે એક મ્યાનમાં બે તરવાર ન રહી શકે. વળી અલુણા અન્નમાં કેવો સ્વાદ હોય ? તો એ જુગારીને હવે તજી દે. " અક્કાની સ્વાર્થદૃષ્ટિ તરફ નજર કરતાં દેવદત્તા બોલી—" અમ્મા ! હું એકાંત ધનની લોભી નથી, પણ ગુણાનુરાગિણી છું " અક્કાએ કહ્યું—" એ જુગારીમાં ગુણ કેવા ? " દેવદત્તા બોલી—" હે અંબા ! તે કેવળ ગુણમય જ છે. કારણકે તે દક્ષ છે, દાક્ષિણ્યનો ભંડાર છે, શૂરવીર અને દાતા છે, પ્રિયવાદી અને ધીર છે, તેમજ બધી કળાઓમાં નિપુણ છે. માટે એ મૂલદેવનો હું ત્યાગ કરનાર નથી. " આવો તેણીનો મૂળદેવ પ્રત્યે દૃઢાનુરાગ જોઇને અક્કા તેને અનેક દૃષ્ટાંતોથી સમજાવવા લાગી. જ્યારે તે ચંદન માગતી ત્યારે અક્કા તેને લીમડાનું લાકડું આપતી, ઇક્ષુ માગતી ત્યારે કુચા આપતી, મદિરા માગતી, ત્યારે જળ અને પુષ્પમાળા માગતી, ત્યારે અક્કા તેને નિર્માલ્ય કુલ આપીને પતાવતી હતી. જ્યારે અક્કા આમ વિપરીત કરવા લાગી, ત્યારે દેવદત્તાએ તેને પૂછ્યું કે—' અમ્મા ! આમ વિપરીત કેમ કરે છે ? ' તો અક્કા તેને જવાબ આપતી કે—" જેવો યક્ષ, તેવો બળિ હોય. તું નિર્ધન મૂળદેવનો ત્યાગ કરતી નથી અને ધનવંત અચલને અત્યંત આદર આપતી નથી, તેથી અસ્થાને આ નિબિડ અનુરાગ કરવાથી ગુણાગુણની વિશેષતા તું બિલકુલ સમજતી નથી. " ત્યારે દેવદત્તા બોલી કે—' હે માતા ! સગુણ અને નિર્ગુણ બંનેમાં કોણ છે, તેની તું પરીક્ષા કર. '

એક દિવસે વાત કરતાં અક્કાએ અચલને કહ્યું કે—' દેવદત્તાને શેલડી ખાવાની ઇચ્છા થઇ છે. ' ત્યારે તેણે શેલડીનું એક ગાડું મોકલી દીધું. તે જોઇ દેવદત્તા બોલી—' શું હું હાથણી છું કે આ શેલડી પાંદડાં તથા મૂળીયાં સહિત

અને મોકલી આપી ? હવે મૂલદેવ પાસે માગો કે 'જેથી એ બંનેના વિવેકનો તફાવત જાણવામાં આવે.' પછી અક્કાએ મૂળદેવને શેલડી મોકલાવવાનું કહ્યું. એટલે તેણે શેલડીના મજબુત સાંઠા લીધા. તેને બરાબર આગળ-પાછળથી કાપી નાખી તેમજ છોલીને બબ્બે અંગુલના નાના કટકા કરી, તેમાં તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસરનું ચૂર્ણ મેળવી તેમજ તેને કપૂરના વાસથી મિશ્રિત કરી, એક પાત્રમાં નાખીને મોકલ્યા. તે જોતાં દેવદત્તા કહેવા લાગી કે—'હે અમ્મા ! એ મૂળદેવ અને અચલનો સુવર્ણ તથા પીતળ જેટલો તફાવત છે.' આથી અક્કાએ વિચાર કર્યો કે 'આ મૂઢ છે, તેથી મૂલદેવને મુકનાર નથી.' પછી અક્કા મુલદેવને દૂર કરવાનો ઉપાય અચલની સાથે ચલાવવા લાગી.

એવામાં એક વખતે અચલે દેવદત્તાને કહ્યું કે—'હું બીજે ગામ જવાનો છું.' એમ કહીને અચલ નીકળી ગયો, એટલે દેવદત્તાએ મૂળદેવને દાખલ કર્યો. ત્યારે પ્રથમના સંકેત પ્રમાણે અક્કાએ અચલને ચેતવણી આપી, તેથી તે સામગ્રી સહિત ઘરે આવતાં દેવદત્તાના જોવામાં આવ્યો. આવા સ્નેહ-સંકટના વખતે તેણીએ મૂળદેવને પાનના કરંડીયાની જેમ પલંગ નીચે સંતાડી મૂકયો; પરંતુ તેમ કરતાં તે બધું અચલના જાણવામાં આવી ગયું. પછી પલંગપર બેસતાં તેણે દેવદત્તાને કહ્યું—'સ્નાનની સામગ્રી તૈયાર કરો.' તેણે કહ્યું—'વારૂ ! તો ઉઠો અને વસ્ત્ર બદલાવો કે જેથી હું તેલ-અભ્યંગ કરૂં.' ત્યારે અચલ બોલ્યો—'આજે તો સ્વપ્નમાં બધા વસ્ત્રો સહિત પલંગપરજ હું ન્હાયો હતો, તેથી એ સ્વપ્ન પ્રમાણે કરવું છે કે જેથી કંઈ અનર્થ ન ઉપજે.' તે સાંભળતાં દેવદત્તા બોલી—'એમ કરતાં તો આ તળાઈ બધી ધૂળધાણી થઈ જશે.' ત્યારે અચલે કહ્યું—'હે સુતનુ ! આ તારૂં કૃપણપણું કેવું ? જો અચલ તારો પતિ છે, તો એવી બીજી તળાઇઓ શું તને નહિ મળે ? મહાસાગર જેનો મિત્ર હોય, તે લવણથી ન સીદાય ?" એવામાં અક્કાએ આવીને કહ્યું કે—'હે પુત્રી ! જેમ અચલ કહે છે, તે પ્રમાણે કર' આથી દેવદત્તાએ પલંગપર અચલને અભ્યંગ, ઉદ્વર્ત્તન તથા સ્નાન કરાવ્યું. એવામાં અક્કાના સંકેતથી અચલના પુરૂષો આયુધ લઇને ત્યાં હાજર થયા અને તેલ મિશ્ર જળથી ખરડાયેલા મૂલદેવને તેમણે પલંગ નીચેથી તરત બહાર ખેંચી કહાડયો. ત્યારે અચલે તેને કેશમાં પકડીને કહ્યું— " અહો ! કેવો ન્યાયપંડિત છે ? કહે, હવે આ કામને યોગ્ય તને કેવી શિક્ષા કરૂં ? વેશ્યાઓ તો ધનથી વશ થાય છે, માટે જો આ દેવદત્તાની સાથે તારે કામ હોય, તો બહુ ધન આપીને ગામના તમામ અધિકારને કેમ સ્વાધીન કરતો નથી ?' આ વખતે પોતે ધૂર્તશિરોમણિ છતાં 'અત્યારે પરાક્રમ બતાવવાનો પ્રસંગ નથી' એમ ધારીને મૂલદેવ, ફાલથી વિફલ થયેલ દીપડાની માફક સ્તબ્ધ થઈ આંખો મીંચી ઉભો રહ્યો, એટલે-'આ મહાનુભાવ છતાં દૈવયોગે આવી દશા પામ્યો' એમ

ધારી અચલે તેને અવધ્ય સમજીને છોડી મૂકયો, અને તે વખતે તેણે મૂલદેવને કહ્યું કે—'દૈવવશાત્ હું કદાચ સંકટમાં આવી પડું, તો તું મને મુકત કરજે. કારણ કે દુઃખ કાંઇ દુનિયામાં દુર્લભ નથી.' પછી સંગ્રામમાં ભગ્ન થયેલ ગજરાજની જેમ તે તરત દેવદત્તાના ઘરમાંથી બહાર નીકળી ગયો. આગળ જતાં નગરના પાદરે સરોવરના નિર્મળ જળમાં સ્નાન કરીને તે વિચારવા લાગ્યો કે—

" माणि पणट्ठइ जइ न तणु, तो देसडा चइज्ज ।
मा दुज्जण–कर–पल्लविहिं, दंसिज्जंतु भमिज्ज " ॥

**અર્થ**—હે માની પુરૂષ ! જો શરીર નષ્ટ ન થાય, તો દેશનો ત્યાગ કરજે. પરંતુ દુર્જનોના કર–સ્પર્શનો કડવો અનુભવ લેતાં ભમ્યા ન કરીશ."

એમ ચિંતવતાં તે **બેન્નાતટ** નગર તરફ ચાલ્યો. જતાં જતાં રસ્તામાં તેને બાર યોજન લાંબી અટવી આવી પડી. તેને ઓળંગવા માટે તે પોતાના સહગામીની શોધ કરવા લાગ્યો. 'માર્ગમાં કોઈ વાર્ત્તાલાપ કરનાર હોય, તો સુખે ગમન થાય' એમ મૂલદેવ વિચાર કરે છે, તેવામાં જાણે આકાશમાંથી આવી પડયો હોય તેમ એક કૃપણ બ્રાહ્મણ ભાતું સાથે લઇને આવી ચડયો. તેને જોતાં મૂલદેવે કહ્યું—'ભટ્ટજી ! કયાં સુધી જવું છે?' વિપ્ર બોલ્યો—'હે ભદ્ર ! આ અટવીને પેલે પાર **વીરનિધાન** નામે નગર છે, ત્યાં મારે જવાનું છે.' બ્રાહ્મણે પૂછયું—'તમે કયાં જવાના છો? જુગારી મૂલદેવે કહ્યું—'મારે **બેન્નાતટ** જવું છે.' વિપ્ર બોલ્યો—'તો ચાલો આપણે બંને સાથે સાથે જઇએ.' એમ કહીને તે બંને આગળ ચાલ્યા. બપોર થતાં એક સરોવર આવ્યું. ત્યાં બ્રાહ્મણે કહ્યું—'ભદ્ર ! અહીં આપણે થોડીવાર વિસામો લઇએ.' એમ કહી હાથ પગ ધોઇને બંને ત્યાં બેઠા. મૂલદેવ વૃક્ષ નીચે ગયો. એવામાં તે કૃપણ બ્રાહ્મણે ભાતાની થેલીમાંથી સાથવો કહાડ્યો. તેને પાણીમાં પલાળીને તે એકલો રંકની જેમ ખાવા લાગ્યો. ત્યારે મૂળદેવે વિચાર કર્યો કે—'બ્રાહ્મણો ક્ષુધાપ્રધાન એટલે વધારે ક્ષુધાતુર હોય છે, તેથી મને એ પાછળથી આપશે.' ખાઇ રહ્યા પછી બ્રાહ્મણ ભાતાની થેલીનું મુખ બાંધીને ચાલવા લાગ્યો. એટલે—'વખતસર કાલે એ મને ખાવાનું આપશે' એમ ધારીને મૂલદેવ પણ તેની સાથે ચાલતો થયો. બીજે દિવસે પણ બ્રાહ્મણે તેવીજ રીતે ખાઇ લીધું. એમ તેણે આશામાં ને આશામાં ત્રણ દિવસ વીતાવ્યા. કારણ કે આશા એ જીવિતને અટકાવે છે.

હવે અટવીથી પાર ઉતરતાં ભટ્ટે કહ્યું—'આ મારો રસ્તો અને પેલો તારો રસ્તો, માટે હવે તું જા.' મૂલદેવ બોલ્યો—'તારી સહાયતાથી હું આ મોટી અટવી ઓળંગી શકયો. મારૂં નામ મૂલદેવ છે, જો કોઇવાર કંઇ કામ પડે તો બેન્નાતટ નગરમાં આવજે. તારૂં નામ શું ?' વિપ્રે કહ્યું—'મારૂં એક નામ **સિદ્ધડ**, તેમજ લોકો મને **નિર્ઘૃણશર્મા** એવા નામથી પણ બોલાવે છે.' પછી બંને

પોતપોતાના પંથે પડ્યા. આગળ જતાં એક ગામ આવ્યું. મૂલદેવ ભિક્ષા લેવા માટે ગામમાં ગયો. ત્યાં તેને અડદના બાકળા મળ્યા! એવામાં ગામમાંથી બહાર નીકળતાં તેણે તીવ્ર તપથી શુષ્ક થયેલ છતાં આધ્યાત્મિક તેજથી મહાસત્ત્વશાળી એવા એક મુનિને માસખમણના પારણા માટે ગામમાં પ્રવેશ કરતા જોયા. તેમને જોતાં મૂલદેવ વિચારવા લાગ્યો કે—'અહો ! આજે મારો પુણ્યોદય થયો કે ભવસાગરમાં વ્હાણ સમાન એવા આ સુપાત્ર મુનિ મને પ્રાપ્ત થયા, માટે આ અડદ એમને વ્હોરાવીને મારૂં જીવિત સફળ કરૂં.' એમ ધારીને તેણે અડદ સાધુને વ્હોરાવ્યા અને કહ્યું કે—'ભાગ્યવંત મનુષ્યોના અડદનો પણ મુનિપારણામાં ઉપયોગ થાય છે.' એવામાં તેની ભક્તિથી રંજિત થયેલ દેવતાએ આકાશમાં રહીને કહ્યું કે—"હે મૂલદેવ વત્સ ! તેં એ કામ બહુ સારૂં કર્યું. માટે અર્ધ ગાથાથી તારે જે રૂચે તે માગી લે." આથી હર્ષિત થયેલા મૂલદેવે કહ્યું કે—

"मह देहि देवदत्तं दंतिसहस्सं च रज्जं च"

એટલે—'મને દેવદત્તા તથા એક હજાર હાથી સહિત રાજ્ય આપો.'

ત્યારે દેવતાએ કહ્યું કે—'એમ થાઓ.' પછી તેણે મુનિને વંદન કર્યું અને ફરી ગામમાંથી ભિક્ષા લઈને ભોજન કર્યું. ત્યારબાદ ત્યાંથી નીકળતાં અનુક્રમે તે રાત્રે બેન્નાતટ નગરમાં આવ્યો અને ત્યાં ધર્મશાળામાં સુતો. એવામાં રાતના પાછલા પહોરે તેણે સ્વપ્નમાં પૂર્ણ ચંદ્રમાને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો. આ વખતે ત્યાં સુતેલ કોઈ ભિક્ષુકે પણ એવું જ સ્વપ્ન જોયું. એટલે તરત જાગ્રત થઈને તેણે તે સ્વપ્નની વાત બીજા ભિક્ષુકોને કહી સંભળાવી. તેમાંથી એક ભિક્ષુકે કહ્યું કે—'આજે તું ખાંડ અને ઘૃત સહિત અખંડ માંડાની ભિક્ષાનું પૂર્ણ ભોજન પામીશ.' ત્યારે તે સ્વપ્ન જોનાર ભિક્ષુક ખુશી થતો બોલ્યો કે—'ભલે એમ જ થાઓ.' કારણ કે શીયાલને બોર મળતાં પણ ઓચ્છવરૂપ થાય છે. તેવા વિવેક વિનાના મૂર્ખ જનોને સ્વપ્ન ખાવા પૂરતું ફળ આપે છે. મૂઢ જનોને બતાવવામાં આવેલ રત્નને તેઓ પત્થરના કટકા સમાન સમજે છે.

પછી તે બીજા ભિક્ષુકના કહ્યા પ્રમાણે પેલો ભિક્ષુક બરાબર માંડાનું ભોજન પામ્યો. પ્રાયે કરીને વિચારાનુસાર સ્વપ્ન ફળે છે.

હવે પ્રભાત થતાં મૂલદેવ બગીચામાં ગયો. ત્યાં ફૂલ વિણવામાં મદદ કરીને માળીને પ્રસન્ન કર્યો, એટલે તેણે તેને પુષ્પ તથા ફળો આપ્યાં. તે ગ્રહણ કરી પવિત્ર થઈને તે સ્વપ્નપાઠકના ઘરે ગયો. ત્યાં ફળ અને પુષ્પ તેના ચરણમાં ધરી, તેને પ્રણામ કરીને તેણે સ્વપ્નનો અર્થ પૂછયો. ત્યારે સ્વપ્નપાઠક ઉપાધ્યાય હર્ષ પામીને બોલ્યો કે—'એ સ્વપ્નનું ફળ હું સારા મુહૂર્તે તને કહી સંભળાવીશ, પણ અત્યારે તો તું મારો અતિથિ થા.' એમ કહી તેને સ્નાન અને ભોજન કરા-

વીને ઉપાધ્યાયે ગૌરવ સહિત પોતાની કન્યા પરણાવી. પછી તેને સ્વપ્નનો અર્થ જણાવતાં કહ્યું કે—' હે ભદ્ર ! સાત દિવસમાં તું રાજા થઇશ. ' આથી અંતરમાં આનંદ પામતાં મૂલદેવ ત્યાં ઉપાધ્યાયને ઘેર રહ્યો. ત્યારબાદ પાંચમે દિવસે તે નગરની બહાર બગીચામાં ગયો, ત્યાં ચંપકવૃક્ષ નીચે તે સુઇ ગયો.

એવામાં ત્યાં પુત્ર રહિત રાજા મરણ પામ્યો, તેથી પ્રધાન પુરૂષોએ પંચદિવ્ય સજ્જ કર્યાં, તે નગરીના મધ્ય ભાગમાં ભમી ભમીને બહાર જ્યાં મૂલદેવ સુતો હતો, ત્યાં આવ્યાં. વૃક્ષની છાયા તેનાથી દૂર ન થતી જોઇને હાથીએ ત્યાં ગર્જના કરી, અશ્વે હેષારવ કર્યો, કળશ તેના પર ઢળ્યો, ચામરો વીંજાયા અને શિરપર શ્વેત છત્ર શોભવા લાગ્યું. આ વખતે હાથીએ પોતે તેને પોતાના સ્કંધ પર બેસાર્યો અને વિવિધ વાજીંત્રોના નાદથી દિશાઓને ગજાવતાં મૂલદેવે નગરમાં પ્રવેશ કર્યો, પછી મંત્રી સામંતોએ તેનો રાજ્યાભિષેક કર્યો, તે વખતે દેવતાએ આકાશમાં અદ્દશ્ય રહીને કહ્યું કે—' સમસ્ત કળાઓને જાણનાર, પ્રચંડ પરાક્રમી આ તમારો વિક્રમરાજા સ્વામી છે. માટે જે એનું શાસન નહિં માનશે, તેમને હું શિક્ષા કરીશ. ' આથી બધા સામંતાદિક તેની આજ્ઞાને માથે ચડાવવા લાગ્યા. ઉદાર રાજ્યસુખ ભોગવતાં તે દિવસો વ્યતીત કરવા લાગ્યો. પરસ્પર ભેટ મોકલાવતાં ઉજ્જયિની નગરીના રાજા **જિતશત્રુ** સાથે તેની મિત્રાઇ થઈ.

હવે અહીં મૂળદેવની તેવા પ્રકારની વિડંબના જોતાં દેવદત્તા અચલ ઉપર વિરક્ત થઇ. તેણે અચલનો અનાદર કરતાં કહ્યું કે—" અરે ! ધનગર્વાંધ ! શું હું તારી કુલસ્ત્રી છું કે જેથી તું મારા ઘરમાં આમ મરજી પ્રમાણે વર્તે છે ? માટે હવેથી તારે મારા ઘરે આવવું નહિ. " એમ કહીને તે રાજા પાસે આવી. ત્યાં નમસ્કાર કરીને તે અરજ કરવા લાગી કે—" હે દેવ ! મને વરદાન આપો." ત્યારે રાજાએ કહ્યું—' તારી ઇચ્છાનુસાર માગી લે કે જેથી હું તારી ઇચ્છા પૂર્ણ કરૂં. ' દેવદત્તા બોલી—' મૂલદેવ વિના અન્ય પુરૂષ મારા ઘરે ન આવે અને આ અચલને મારા ઘરે આવતો અટકાવો, ' રાજાએ તેમ કબુલ કરતાં જણાવ્યું—' એમ કરવામાં તારો હેતુ શો છે ? ' ત્યારે તેની માધવી દાસીએ બધો વૃત્તાંત રાજાને કહી બતાવ્યો. જે સાંભળતાં રાજાએ રોષ લાવી અચલને બોલાવીને કહ્યું કે— મારી રાજધાનીના આ બે રત્નો છે, તેને તું હરકત કરે છે, તેથી તને પ્રાણાંત વિના બીજો દંડ નથી. " એવામાં દેવદત્તાએ વચમાં પડીને તેમ કરતાં રાજાને અટકાવ્યો. ત્યારે રાજા બોલ્યો—" આ દેવદત્તાના વચનથી તને અત્યારે મુક્ત કરૂં છું; પરંતુ મૂલદેવને લાવીને પછી અહીં નિવાસ કરજે. તે વિના અહીં રહેવા પામીશ નહીં. " આથી રાજાને પ્રણામ કરીને અચલ ત્યાંથી વિદાય થઇ ગયો, અને ખોવાઇ ગયેલા રત્નની જેમ મૂલદેવને સર્વત્ર શોધવા લાગ્યો, પરંતુ તે ક્યાં

પણ મળી શકયો નહિ. એટલે પૂર્ણિમાના દિવસે કરીયાણુના ગાડાં ભરીને તે **પારસ** બંદરે ગયો.

હવે **મૂલદેવ** રાજા અહીં વિચારવા લાગ્યો કે—' દેવદત્તા વિના મારે લૂણ વિનાના ભોજન સમાન આ રાજ્ય પણ આનંદકારી નથી.' તેથી તેણે સારા ભેટણા સહિત એક દૂતને ઉજ્જયિનીના રાજા પાસે મોકલ્યો. તેણે આવીને રાજાને અરજ કરી કે—"હે દેવ ! દેવતાના પ્રસાદથી રાજ્ય પામેલ મૂલદેવ રાજા દેવદત્તાના પ્રેમને પરવશ થઇને આપને વિનંતિ કરે છે કે—' જો આપને યોગ્ય લાગે, તો એ દેવદત્તાને મારી પાસે મોકલી આપો," રાજાએ કહ્યું—' મૂલદેવે આ શું માત્ર માગ્યું ? કારણ કે તેના અને મારા રાજ્યમાં પણ કાંઈ અંતર નથી.' પછી તેણે દેવદત્તાને બોલાવી વૃત્તાંત સંભળાવતાં કહ્યું કે—' તારા મનોરથ પૂર્ણ થયા. માટે હવે તું ત્યાં જા.' તેણીએ કહ્યું—' આપની મોટી મહેરબાની !' પછી રાજાએ તેનો આદર સત્કાર કરીને તેને બેન્નાતટ મોકલી. તેણીના આગમનના સમાચાર જાણવામાં આવતાં વિક્રમ રાજા ( મૂલદેવે ) એ અત્યંત હર્ષ સાથે મોટા આડંબરપૂર્વક પોતાના હૃદયની જેમ તેને વિશાલ રાજમહેલમાં દાખલ કરી. પછી પ્રતિદિન જિનભગવંતની પૂજા કરતાં, દેવદત્તાની સાથે સ્નેહથી સંસારસુખ ભોગવતાં અને નીતિથી રાજ્ય ચલાવતાં તે ત્રણ વર્ગની સાધનાપૂર્વક કાલ નિર્ગમન કરવા લાગ્યો.

એવામાં વ્યવસાયથી વિત્તને વધારી અચલ **પારસ** બંદરથી ત્યાં આવી ચડયો અને કિંમતિ ભેટ હાથમાં ધારણ કરીને તે રાજાના દર્શન કરવા આવ્યો. તેને જોતાંજ મૂલદેવ રાજાએ તરત ઓળખી લીધો, પણ અચલ તેને ઓળખી શકયો નહિ. પછી રાજાએ તેને પૂછયું કે—' તમે કયાંથી આવો છો ?' અચલ બોલ્યો—' રાજન્ !' હું પારસકૂલથી આવું છું. કોઇને મોકલો કે જે મારૂં કરિયાણું તપાસી લે.' રાજાએ કહ્યું—' હું પોતે આવીશ' એમ કહી પંચ સહિત રાજા અચલના આવાસમાં આવ્યો. ત્યાં અચલે મજીઠ વિગેરે પોતાનો માલ બતાવ્યો. ' આ માલ શું આટલો છે ? સાચું કહી દો.' એમ રાજાએ પૂછતાં અચલ બોલ્યો—' શું આપની આગળ અસત્ય બોલાય ?' ત્યારે રાજાએ કહ્યું— ' આ સત્યવાદી શેઠનું અડધું દાણ કરો અને બધો માલ બરાબર તપાસી જુઓ.' આથી માણસોએ બાંણુ મારતાં અને પગથી દબાવતાં મજીઠ વિગેરેના મધ્ય ભાગમાં ખીજો કિંમતિ માલ જોવામાં આવ્યો. તેથી રાજપુરૂષોએ તેના માલના બધા દાગીના ખોલી જોયા. તો તેમાં ઘણો કિંમતિ માલ દેખાયો. તે જોતાં રૂષ્ટ થઇને રાજાએ અચલને બંધાવ્યો. ત્યાંથી રાજભવનમાં લેવરાવી તેને બંધનમુક્ત કરીને રાજાએ પૂછયું—' મને તું ઓળખે છે ?' ત્યારે અચલે જણાવ્યું—' સૂર્યની જેમ આપને કોણ ન જાણે ?' રાજા બોલ્યો—' એમ ખુશામતના બોલ ન બોલ, પણ

જાણતો હોય તો સ્પષ્ટ કહી દે,' એટલે અચલે કહ્યું—'રાજન્! બરાબર હું ઓળખતો નથી,' પછી રાજાએ દેવદત્તાને બોલાવી. એટલે તે સર્વાંગે અલંકારથી અલંકૃત થઈ અપ્સરા સમાન શોભતી તરત ત્યાં આવી. તેને જોતાં અચલ શરમાઇ ગયો. ત્યારે દેવદત્તા બોલી કે—'અરે! આ તે મૂલદેવ છે કે જેને તેં તે વખતે કહ્યું હતું કે—'તમે પણ સંકટમાં સપડાઇ જતાં મને મુક્ત કરજો.' તો અત્યારે તું પ્રાણાંત સંકટમાં આવી પડ્યો છે. માટે દેવ તને દયાપૂર્વક મુક્ત કરે છે.' આથી મનમાં વિલક્ષ થઇ નીચામુખે પ્રણામ કરીને અચલે વિજ્ઞપ્તિ કરી કે—"દેવ! મારા બધા અપરાધ ક્ષમા કરો. મારા તે અપરાધથી રૂષ્ટ થયેલ જિતશત્રુ રાજા મને ઉજ્જયિનીમાં પેસવા દેતો નથી. તો તમારા વચનથી મને આવવા દેશે." રાજાએ કહ્યું—'તારાપર રાણીએ કૃપા કરી, તેથી હું ક્ષમા કરૂં છું.' પછી સન્માનપૂર્વક રાજાએ તેને દૂત સહિત ઉજ્જયિની મોકલી આપ્યો. ત્યાં મૂલદેવના વચનથી તેનો અપરાધ ખમી જિતશત્રુ રાજાએ તેને નગરીમાં આવવા દીધો, કારણ કે તેના કોપનું કારણ એજ હતું.

હવે મૂલદેવને રાજ્ય મળેલ સાંભળતાં પેલો સિદ્ધડ બ્રાહ્મણ ત્યાં તરત દોડી આવ્યો. રાજાએ તેની કૃપણતાનો વિચાર ન કરતાં તેને એક ગામ બક્ષીશ આપ્યું.

એવામાં પેલા ભિક્ષુકને કોઇએ કહ્યું કે—'જેવું સ્વપ્ન તેં જોયું, તેવુંજ સ્વપ્ન બીજા કોઇના જોવામાં આવ્યું છે, પરંતુ કથનના ફળ પ્રમાણે તે ગુણવાન રાજા થઇ બેઠો છે અને તું પુણ્ય રહિત હોવાથી હજી પણ ભિક્ષાને માટે ભમ્યા કરે છે.' આથી તેને ફરી તેવું સ્વપ્ન જોવાની ઉત્કંઠા થઇ અને તેથી તે ગોરસ–ભોજન કરીને વારંવાર ત્યાં સુવા લાગ્યો. કદાચ દૈવયોગે તે ભિક્ષુક ફરી પણ તેવું સ્વપ્ન પામી શકે, પરંતુ મનુષ્યપણું ફરી મળવું દુર્લભ છે."

## યશોભદ્ર રાજાને ઉત્પન્ન થયેલ વૈરાગ્ય.

એ પ્રમાણે ધર્મદેશનારૂપ અમૃતરસથી સિંચાયેલ રાજાના હૃદયમાં જિનધર્મના અનુરાગરૂપ વૃક્ષ ઉલ્લસિત થયું. એટલે રાજાએ કહ્યું કે—"હે ભગવન્! તમે બંને ભવનું હિત મને કહી બતાવ્યું. બીજા બધા પ્રિયજનો તો માત્ર આ ભવનું જ હિત બતાવે છે, માટે અવસર આવતાં વિવેકરૂપ પર્વતને ભેદવામાં વજ્ર સમાન એવા રાજ્યનો તૃણ સમાન ત્યાગ કરીને ધર્મનું આરાધન કરતાં આ મનુષ્ય જન્મને સફલ કરીશ." પછી આચાર્ય મહારાજને વંદન કરીને **યશોભદ્ર** રાજા પોતાના ભવનમાં આવ્યો અને તેમના ધર્મોપદેશને સતત સંભારતાં દિવસો ગાળવા લાગ્યો.

એકદા પથિકજનોના હૃદયને કંપિત કરનાર, કામદેવરૂપ નટને વિજય પમાડનાર તથા કદંબ વૃક્ષોને વિકસિત બનાવી મધુકરોને મસ્ત બનાવનાર એવી વર્ષા-

ઋતુ આવી જ્યાં વિરહાગ્નિથી બળતા વિરહી જનના હૃદયમાં પ્રસાર પામતા ધૂળના સમૂહ સમાન મેઘમંડળે આકાશમંડળને મલિન બનાવી દીધું. વળી જેમાં નૂતન મેઘરૂપ પ્રિયતમે અર્પણ કરેલ વીજળીરૂપ સુવર્ણના દીપતા આભરણને દિશારૂપ પ્રમદાઓ પ્રગટ કરી રહી છે, જ્યાં નવા વર્ષાઋતુરૂપ રાજાના રાજ્યની ઘોષણાના પટહ સમાન મેઘનો ગર્જારવ કામદેવને જાગ્રત કરીને ચોતરફ પ્રસરવા લાગ્યો છે. વળી જેમાં કામના બાણોની પંક્તિ તુલ્ય જળધારાઓ, માનિનીઓના માનનું ખંડન કરવામાં સફળતા મેળવવાને પડી રહી છે, તે વખતે રાજશાસનથી જે ક્ષેત્રોમાં ધાન્ય વાવવામાં આવ્યાં હતાં, તેની તપાસ કરવા માટે એક વખતે યશોભદ્ર રાજા પોતે બહાર નીકળ્યો. તે વખતે ખેડુતોએ વાવેલ ધાન્યમાંથી કહાડેલ નકામા ઘાસના ઢગલામાં અગ્નિ સળગાવી હતી, તે અગ્નિમાં બળી રહેલ એક સગર્ભા નાગણને જોઇ સંવેગ ઉત્પન્ન થતાં રાજા આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો—

" અહો ! જ્યાં ઘણા જીવોનો વિનાશ થાય તેવા આરંભ કરવામાં આવે છે એવો આ ઘરવાસ વિવેકી જનોને તજવા યોગ્ય છે—જેને માટે ભોગના અર્થીજનો દુર્ગતિના કારણરૂપ પાપ આચરી રહ્યા છે, તે અસાર અંગને પણ કાષ્ઠમાં પડેલ કીડાની જેમ ક્ષણે ક્ષણે રોગો ક્ષીણ કરી રહ્યા છે—જેનાથી વિમોહિત થઇને લોકો પોતાના અંતરમાં લેશ પણ હિતાહિતનો વિચાર કરતા નથી, તે યૌવનને દાવાગ્નિની જ્વાળા જેમ વનને બાળે તેમ જરા જરાવારમાં બાળી નાખે છે. જેને સ્થિર કરવા માટે માણસો અનેક રસાયનોનો ઉપયોગ લે છે, મૃગને જેમ વાઘ ગ્રસ્ત કરે તેમ મૃત્યુથી ગ્રસ્ત થતા એ જીવિતનું કોણ રક્ષણ કરી શકે તેમ છે ? જેને માટે ઘણાં કલેશ સહન કરવા પડે છે અને લોકો પોતાના પ્રાણોને પણ તૃણ સમાન ગણે છે, પ્રચંડ પવનથી હણાયેલ દીવાની શીખાની જેમ તે લક્ષ્મી પણ નાશ જ થવાની છે. જેને લીધે પ્રાણી મૂઢ બનીને મદમસ્ત થઇ વિષયની તાલાવેલીમાં તલ્લીન થતાં પરસ્ત્રીનો સંગ પણ કરે છે, હેમંતઋતુમાં કમળની જેમ ધાતુ-ક્ષોભ થતાં તે મદ પણ ક્ષણવારમાં ક્ષીણ થઇ જશે. જેને માટે જીવ, પરની અનેક પ્રકારની ખુશામત કરે છે, અગ્નિનો અલ્પ સંયોગ થતાં મીણની જેમ તે પ્રેમ પણ વિલીન થવાનો છે. જેની પ્રાપ્તિ થતાં મદિરા પીધેલની જેમ જીવ કૃત્યાકૃત્યનો વિચાર કરતો નથી, ગિરીનદીના વેગની જેમ પુણ્ય નષ્ટ થતાં તે પ્રભુતા પણ નષ્ટ થવાની છે. એક વૃક્ષમાં વાસ કરનાર પક્ષીઓ જેમ પ્રભાત થતાં ચારે દિશામાં ઈચ્છાનુસાર ચાલ્યા જાય છે, તેમ એક કુટુંબમાં કેટલોક વખત વાસ કરીને પ્રાણીઓ પોતપોતાના કર્માનુસારે ચારે ગતિમાં ચાલ્યા જાય છે. એ પ્રમાણે દુઃખના સ્થાનરૂપ સંસારમાં નજરે દેખાતી બધી વસ્તુ અનિત્ય છે, એમ સમજ્યા છતાં આગથી બળતા ઘરમાં

જેમ પ્રમાદ ઉચિત નથી, તેમ સંસારમાં ક્ષણ પણ પ્રમાદને સ્થાન આપવું તે યોગ્ય નથી."

એ પ્રમાણે સંવેગના રંગમાં આવતાં યશોભદ્ર રાજા પોતાના ભવનમાં આવ્યો અને ત્યાં એકાંતમાં એક શ્રાવકને બોલાવીને પૂછવા લાગ્યો–"અત્યારે ગુણના નિધાન **શ્રીદત્તગુરૂ** ક્યાં વિચરે છે ?" તેણે કહ્યું–'તે મુનીશ્વર હાલ **ડિંડુયાનક** નગરમાં બિરાજે છે.' તે સાંભળતાં રાજા રાત્રે કોઇને કહ્યા વિના બહાર નીકળ્યો અને એક અશ્વપર આરૂઢ થઇને તે ગુરૂમહારાજ પાસે પહોંચ્યો. ત્યાં શ્રીદત્તગુરૂને નમી પોતાનો વૃત્તાંત નિવેદન કરીને રાજા કહેવા લાગ્યો કે–'હે ભગવન ! મારા પર અનુગ્રહ કરીને મને દીક્ષા આપો.' ત્યારે ગુરૂ બોલ્યા—"હે રાજન્ ! રાજ્યને તૃણ સમાન તજીને સંયમ લેવાને જે તું ઉત્સુક થયો છે, તે અધિક સત્ત્વશાળી એવા તને ઉચિત છે. સંસારનો ઉચ્છેદ કરવાને સંયમ સિવાય બીજો કોઇ ઉત્તમ માર્ગ નથી, કારણ કે નૂતન જલધર વિના દાવાનળને કોણ શમાવી શકે ?"

પછી રાજાએ પોતાનો બહુજ કિંમતિ એક એકાવલિ હાર આપી જિનધર્મથી પવિત્ર થયેલા શ્રાવકોને કહ્યું કે—'આ એકાવલિ હારના ધનથી તમે એક જિનમંદિર કરાવો.' તેમણે રાજાના કહ્યા પ્રમાણે જિનચૈત્ય તૈયાર કરાવ્યું. તે અત્યારે પણ ચોવીશ જિનાલયયુક્ત મનહર જિનમંદિર જાણે યશોભદ્ર રાજાનું સાક્ષાત્ પુણ્ય હોય તેવું શોભે છે. હવે રાજાએ શ્રીદત્ત ગુરૂ પાસે અંતરના શત્રુઓનો વધ કરવામાં તરવારની તીક્ષ્ણ ધારા સમાન દીક્ષા અંગીકાર કરી અને તેજ દિવસે યાવજ્જીવ એકાંતરે ઉપવાસ કરવા તથા તેના પારણામાં આંબિલ કરવું'–એવી અડગ પ્રતિજ્ઞા કરી. પછી ગુરૂમહારાજના પ્રસાદથી યશોભદ્ર રાજર્ષિ શ્રુતસાગરના પારગામી થયા અને ભવ્ય જનોને પ્રતિબોધ કરતાં તે ચિરકાલ સુધી વસુધાપર વિચર્યા. સ્વ–પરસિદ્ધાંતના જ્ઞાતા એવા તેમણે પોતાના પદપર મન્મથનું મથન કરનાર એવા **પ્રદ્યુમ્નાચાર્ય**ને સ્થાપન કર્યા. પછી **યશોભદ્રસૂરિ** તીવ્ર તપથી પોતાના શરીરને શુષ્ક બનાવી પરિવાર સહિત **ગિરનાર** પર્વતપર આરૂઢ થયા. ત્યાં **રૈવતા**ચલના મુગટ સમાન, સુકૃત–લક્ષ્મીના વિલાસ–કમળતુલ્ય તથા ભવ–સાગરમાં નાવ સમાન એવા જિનમંદિરમાં પ્રવેશ કરી, શ્રી નેમિનાથને વંદન કરી અને પ્રભુની સન્મુખ બેસીને તેઓ **પ્રદ્યુમ્નસૂરિ** પ્રમુખ પોતાના પરિવારને આ પ્રમાણે કહેવા લાગ્યા.—

"રાગ–દ્વેષથી વિમુક્ત અને ચિરકાલથી જ્ઞાન, દર્શન અને ચારિત્રને સેવનાર એવો આત્મા પોતેજ નિશ્ચયનયથી જો કે તીર્થ કહેવાય છે, તો પણ વ્યવહારનયથી, પાપરહિત તીર્થંકરોના ચરણ–કમળથી સ્પર્શ કરાયેલ પ્રદેશ–તે પણ શ્રેષ્ઠ તીર્થ ગણાય છે. અહીં શ્રી નેમિનાથની દીક્ષા, જ્ઞાન અને મોક્ષ–પ્રાપ્તિ થયેલ હોવાથી આ ઉજ્જયંત તીર્થ કહેવાય છે. આ દુઃખપૂર્ણ દેહનો ત્યાગ તો અવશ્ય

કરવાનો જ છું, તો આવા પ્રશસ્ત તીર્થમાં તેનો ત્યાગ કરૂં તે ઉત્તમ છે." એમ કહીને પ્રદ્યુમ્નાચાર્ય તથા અન્ય પરિવારે અટકાવ્યા છતાં તેમણે ત્યાં જિન સમક્ષ ચાર પ્રકારના આહારનું પ્રત્યાખ્યાન કર્યું અને પદ્માસને બેસી સમસ્ત શરીરની શુશ્રૂષાને તજી, શ્રી નેમિનાથની પ્રતિમાના મુખ-કમળમાં પોતાની દ્રષ્ટિ સ્થાપન કરી, સર્વત્ર રાગ-દ્વેષથી રહિત થઇ, મનને પરમ તત્ત્વમાં લીન રાખી, મુનીશ્વરોના બનાવેલ આગમના શ્રવણથી સંવેગને અધિક વધારી તથા દુઃષમ સમયમાં પણ પૂર્વ મહર્ષિઓના માર્ગને સમ્યક્ પ્રકારે આરાધીને તેર દિવસે શ્રી **યશોભદ્રસૂરિ** દેવલોકે ગયા.

પછી સમસ્ત શ્રી સંઘને સૂત્રાર્થના પ્રકાશથી પરિતોષ પમાડતા શ્રી પ્રદ્યુમ્નાચાર્ય ચિરકાળ પરોપકારમાં બદ્ધાદર થયા. પ્રાણીઓને સુખકારી, પવિત્ર મુખવડે તથા ઠાણાંગસૂત્રના પ્રકરણરૂપ, જેમનો યશઃપટહ અદ્યાપિ સમસ્ત લોકો વગાડી રહ્યા છે, એમના શિષ્ય **શ્રી ગુણસેનસૂરિ** થયા કે સંયમરકત જેમના ગુણો આંતર શત્રુઓનો નિગ્રહ કરવામાં સશકત હતા. તેમના શિષ્ય **શ્રી દેવચંદ્રસૂરિ** થયા કે ક્ષમાધારી જેમણે દ્વિજરાજ ચંદ્રમાની જેમ જગતને આનંદિત બનાવ્યું, જેમણે બનાવેલ શ્રી શાંતિનાથની કથા, ચાંદનીની જેમ સુકૃત-કુમુદને વિકસિત કરનાર તથા ચતુર શિષ્યોને આનંદદાયક થઇ પડી. જે સ્થાને શ્રી પ્રદ્યુમ્ન સૂરીશ્વરે ધર્મ વૃક્ષો સ્થાપ્યા હતા, તેની [1]વિવૃતિ કરીને જેમણે વૃદ્ધિ પમાડયા. ચારિત્ર-લક્ષ્મીના વિલાસ માટે વાસગૃહ સમાન જેમના ચરણ-કમળને, જિનમતરૂપ મકરંદમાં લુબ્ધ થયેલા મુનિ-મધુકરો કદાપિ મૂકતા ન હતા. પ્રચંડ ભાવ-શત્રુને ખંડિત કરનાર તથા સકલ ભુવનના એક બંધુ સમાન એવા તે શ્રી દેવચંદ્ર આચાર્ય મહીમંડલ પર વિહાર કરતા કરતા **ધંધુકા** નગરમાં પધાર્યા. ત્યાં વંદન કરવાને આવેલા પૌરજનોને સંસારની અસારતા બતાવનાર તેમણે ધર્મદેશના આપી. તે સાંભળતાં સંવેગ પામેલ, તથા પોતાના શરીર-સૌંદર્યથી દેવકુમારને જીતનાર એક વણિકકુમારે અંજલિ જોડીને વિજ્ઞપ્તિ કરી કે—'હે ભગવન્ ! જન્મ, જરા મરણરૂપ લહરીમાં તણાઇ જતા મને ચારિત્રરૂપ યાનપાત્ર આપીને ભવસાગરથી પાર ઉતારો.' ત્યારે ગુરૂ બોલ્યા કે—'હે વત્સ ! તારૂં નામ શું ? અને તું કોનો પુત્ર છે ?' એટલામાં **નેમિ** નામના તેના મામાએ કહ્યું કે—

"હે ભગવન્ ! આ નગરમાં દેવ-ગુરૂને માન આપનાર તથા મોઢકુળરૂપ વિંધ્યાચલમાં ઉત્પન્ન થયેલ ભદ્ર હસ્તી સમાન **ચચ્ચ** નામે એક શ્રેષ્ઠ વણિક છે. નિર્મળ કુળમાં જન્મેલ, ગુણરૂપ અલંકારથી વિભૂષિત એવી **ચાહિની** નામે એ શેઠની સ્ત્રી છે કે જે મારી બ્હેન થાય છે. વળી જેના નિર્મળ શીલને નિહાળતાં ચંદ્રમા શરમાઇને પોતાના કલંકને ધોવા માટે હરરોજ ચરમ-છેલ્લા સમુદ્રમાં

1 વાડ

સ્નાન કરવાને નિમગ્ન થાય છે. તેમનો આ ચંગદેવ પુત્ર છે કે જે અત્યંત બુદ્ધિશાળી, અનુપમ રૂપયુક્ત તથા ભુવનના મનોહર ભૂષણરૂપ છે. એ ગર્ભમાં આવ્યો તે વખતે એની માતાએ સ્વપ્નમાં પોતાના ભવનમાં ઉત્પન્ન થયેલ અને વૃદ્ધિ પામેલ સહકાર વૃક્ષ દીઠું અને પુષ્પ–ફળનો વખત આવતાં તે ઘરને મૂકીને અન્ય કોઇ મનોહર મહા–આરામમાં ચાલ્યુ ગયું. ત્યાં છાયા, પલ્લવ, પુષ્પ અને શ્રેષ્ઠ ફળોથી અનેક જનોને ઉપકાર કરવા લાગ્યું. વળી આ બાળક ગર્ભમાં આવતાં દેશમાં ઉપદ્રવનું નામ પણ ન રહ્યું, તેમજ લોકોએ દુર્ભિક્ષના દુઃખને જલાંજલિ આપી. વળી પરચક્ર, ચરટ, ચોરાદિકના તમામ ઉપદ્રવો દૂર થઈ ગયા. ભલે સૂર્ય વાદળાંથી આચ્છાદિત હોય, તો પણ ઘુવડ વિગેરે છતા થતા નથી. વળી એના જન્મદિવસે બધી દિશાઓ પ્રસન્ન થઈ. કારણ કે દેવ–ગુરૂના વંદનથી ધર્માર્થી જનોના મન નિર્મળ થાય છે. તેમજ સુજનની જેમ લોકોને આનંદ પમાડનાર વાયુ તે વખતે વાવા લાગ્યો અને ગુરૂમહારાજના વચનની જેમ રજ–પાપને શાંત કરનાર એવા સુગંધિ જળની વૃષ્ટિ થઇ. વળી સેવકપર જેમ સ્વામીની પ્રસન્નતા થાય તેમ એના જન્મભવનમાં પુષ્પોની વૃષ્ટિ થઇ અને પોતાના હૃદયમાં કાવ્યગુણની જેમ આકાશમાં મંગળનાદ સ્ફુરાયમાન થયો. જાણે અમૃતથી નિર્મિત થયેલ હોય તેમ આ બાળક બાળપણથીજ લોકોને સંતોષ આપનાર થઇ પડ્યો અને રત્નની જેમ સહુ કોઇને અત્યંત પ્રિય થઈ પડવાથી એને બધા હાથમાં લઇને રમાડતા હતા. અત્યારે એ બાળકનું મન ધર્મ વિના બીજે કયાંય રમતું નથી. કારણ કે માનસ સરોવર સિવાય રાજહંસનું ચિત્ત નાના ખાબોચીયામાં ન રમે."

એ પ્રમાણે તે બાળકની પ્રશંસા સાંભળતાં ગુરૂ મહારાજ બોલ્યા–"એ માલિનની માગણી કરે છે તે યોગ્ય છે, કારણ કે એની માતાએ જોયેલ સ્વપ્નનો પણ એજ પરમાર્થ છે. વ્રત લઇ, બધા શાસ્ત્રોના પરમાર્થને જાણીને એ બાળક તીર્થંકરની જેમ જગતનો ઉપકારી થઇ પડશે, માટે તમે એના પિતા ચચ્ચશેઠને કહો કે જેથી તે આ ચંગદેવને વ્રત લેવાને અનુમતિ આપે." આથી ચંગદેવના મામાએ ચચ્ચશેઠને સમજાવ્યો, પરંતુ તેનો એનાપર અત્યંત સ્નેહ હોવાથી તેણે એને વ્રતની અનુજ્ઞા ન આપી. તેમ છતાં વ્રત લેવામાં ચંગદેવનો અત્યાગ્રહ હોવાથી મામાની અનુમતિ મેળવીને ગુણગરિષ્ઠ ગુરૂની સાથે અન્ય

कलिकाल सर्वज्ञ-
## श्री हेमचंद्रसूरि महाराज.

परमार्हतश्री
## कुमारपाल भूपाल.




| | |
|---|---|
| जन्म वि. सं... .. .... . | ११४५. |
| दीक्षा वि. सं.. ... .. ... | ...११५४. |
| सूरिपद वि स . .... ... | ..११६६. |
| निर्वाण वि. सं... . ... . . | ...१२२९. |

| | |
|---|---|
| जन्म वि स .. . | . ११४ |
| राज्याभिषेक वि सं. .. | ११९ |
| श्री सम्यक्त्व मूल द्वादशव्रत स्वीकार वि स . | १२१ |
| स्वर्ग गमनं वि सं. ... .... | १२३ |

હવે સ્વભાવ પ્રમાણે નિરંતર લોકોપકાર કરવાની ભાવનાથી **હેમચંદ્રસૂરિ** દેવીના કહેવાથી વિવિધ દેશમાં વિચરવા લાગ્યા. એવામાં કોઈવાર દેવતાએ તેમને કહ્યું કે—" હે મહાનુભાવ ! ગુર્જર દેશ મુકીને તમે બીજા દેશોમાં વિહાર કરશો નહિ. કારણકે અહીં રહેતાં તમે મોટો ઉપકાર કરી શકશો." આથી દેશાંતરના વિહારથી નિવૃત્ત થઇ તે ભવ્ય જનોને પ્રતિબોધ આપતા ગુજરાતમાં જ રહેવા લાગ્યા. ત્યાં બુધજનોમાં મુગટ સમાન અને જગતમાં પ્રસિદ્ધિ પામેલ એવો સિદ્ધરાજ ભૂપતિ દરેક શંકાનું તેમની પાસે સમાધાન કરવા લાગ્યો, તેમની અપૂર્વ ધર્મદેશના સાંભળીને અત્યંત મિથ્યાત્વી **જયસિંહ** રાજા જિનધર્મમાં અનુરક્ત થયો. તેથી તેણે **અણહિલ્લ** પાટણમાં રમણીય **રાજવિહાર** ( ચૈત્ય ) કરાવ્યો તથા સિદ્ધપુરમાં ચાર જિનપ્રતિમાયુક્ત **સિદ્ધવિહાર** કરાવ્યો. એ જયસિંહ રાજાના વચનથી શ્રી હેમચંદ્ર સૂરીશ્વરે સમસ્ત શબ્દ લક્ષણના નિધાનરૂપ **સિદ્ધહેમવ્યાકરણ** બનાવ્યું. અમૃત સમાન તેમની વાણીનો વિસ્તાર તથા તેમને પોતાને જોતાં જયસિંહ રાજાના મનમાં એક ક્ષણવાર પણ તૃપ્તિ થતી ન હતી.

( અહીં પ્રધાન કુમારપાલ રાજાને કહે છે )—

માટે જો તમારે ધર્મનું યથાર્થ સ્વરૂપ જાણવાની ઇચ્છા હોય, તો ભક્તિભાવિત થઇને તમે એ મુનીશ્વરને પૂછો."



## પ્રકરણ ૩ જું.

### શ્રી હેમચંદ્રસૂરિનો કુમારપાલ પ્રત્યે ઉપદેશ.

### ( જીવદયા ઉપર અમરસિંહની કથા. )



એ પ્રમાણે બાહડ પ્રધાને કુમારપાલને સત્ય ધર્મના સ્વરૂપને સમજાવનાર શ્રી હેમચંદ્રસૂરિ બતાવ્યા. તેથી કુમારપાલ ભૂપાલ શ્રી હેમચંદ્રસૂરિને પ્રતિદિન વંદન કરવા જતો અને સૂરિ મહારાજને રાજા સમ્યક્ ધર્મનું સ્વરૂપ પૂછતો, ત્યારે સકલ આગમાર્થને જાણનાર એવા ગુરૂરાજ તેને યોગ્ય જાણીને આ પ્રમાણે ઉપદેશ આપતા હતા—

" હે રાજેંદ્ર ! ભવસાગરમાં નાવ સમાન, વિશાલ કલ્યાણરૂપ લતાને વધારવામાં જળની નીક સમાન તથા સમસ્ત સુખનો ઉદય કરનાર એવી **જીવદયા** એજ ધર્મ છે. કારણ કે—

" आउं दीहमरोगमंगमसमं रूवं पगिट्ठं बलं,
सोहग्गं ति जगुत्तमं निरूवमो भोगो जसो निम्मलो ।

आएसेक्कपरायणो परियणो लच्छी अविच्छेइणी,
होज्ञा तस्स भवंतरे कुणइ जो जीवाणुकंपं नरो " ॥ १ ॥

અર્થ—જે પુરૂષ જીવદયા પાળે છે, તે ભવાંતરમાં દીર્ઘ આયુષ્ય, રોગ રહિત દેહ, અસાધારણ રૂપ, પ્રકૃષ્ટ બળ, સર્વોત્તમ સૌભાગ્ય, અનુપમ ભોગ, નિર્મળ યશ, આજ્ઞા ઉઠાવનાર પરિજન અને અખંડિત લક્ષ્મીને પામે છે.

જીવહિંસા સમસ્ત સુખને હણનાર, બધા દુઃખને ઉત્પન્ન કરનાર નરક—નગરના સીધા માર્ગરૂપ અને સંકટ—સમૂહરૂપ વાઘને વસવા માટે તે એક જંગલની ભૂમિ સમાન છે. જે માણસ પર પ્રાણીને દુઃખ ઉપજાવે છે, તે તે કરતાં અનંતગણું દુઃખ પામે છે. કારણ કે લીમડાને વાવતાં કાંઈ આમ્રફળ ન મળે. જે પુરૂષ જીવવધ કરીને પોતાની ક્ષણિક તૃપ્તિ કરે છે, તે પરભવમાં ચિરકાલ નરકના છેદન ભેદન પ્રમુખ દુઃખ પામે છે. અપરિમિત દૌર્ભાગ્ય, જેને જોતાં લોકોને દુગંછા થાય તેવું બીભત્સ રૂપ, હરસ, ક્ષય, ખાંસી, શ્વાસ અને કુષ્ઠાદિ રોગ, કર્ણ, નાસિકા, હાથ, પગનું છેદન તથા તુચ્છ જીવિત—એ બધા પૂર્વે રોપેલા જીવને દુઃખ દેવારૂપ વૃક્ષના પ્રગટ થયેલાં ફળો છે. જે પુરૂષ, આ લોક અને પરલોકના સુખના કારણરૂપ જીવદયા પાળે છે, તે પાપરહિત થઇને **અમરસિંહ**ની જેમ કલ્યાણને પામે છે. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે:—

## અમરસિંહની કથા.

આ **જંબુદ્વીપ**માં આવેલ દક્ષિણ **ભરત**ના મધ્ય ખંડમાં અમરાવતી સમાન **અમરપુર** નામે એક રમણીય નગર છે, પરંતુ અમરાવતીમાં તો એક ઐરાવણ હાથી, એક શચિ—સતી (ઇંદ્રાણી), એક જયંતકુમાર અને એક હરિ (ઇંદ્ર) છે અને અહીં તો અનેક હાથીઓ, હજારો સતીઓ, અનેક જયવંત કુમારો અને લાખો હરિ (અશ્વો) થી શોભા અને માહાત્મ્ય અધિક છે. ત્યાં **સુગ્રીવ** નામે રાજા રાજ્ય કરતો હતો. જેના હાથમાં રણભૂમિમાં બળાત્કારથી આકૃષ્ટ કરેલ જય—લક્ષ્મીના વેણીદંડ સમાન તથા તમાલ વૃક્ષના પર્ણગુચ્છ સમાન શ્યામ તરવાર શોભતી હતી. તેને સમસ્ત અંતઃપુરના તિલક સમાન **વિમલા** અને **કમલા** નામે બે માનિતી રાણીઓ હતી. એકદા કમલાદેવી ગર્ભવતી થઇ. તે ગર્ભના પ્રભાવથી તેને સંગ્રામમાં મરણ પામતા માણસોને જોવાની ઇચ્છા થઇ. એટલે રાજાએ તીવ્ર તરવારથી ભેદાતા—કપાતા સુભટોના સંકટયુક્ત યુદ્ધ કરાવીને તેણીની તે ઇચ્છા પૂર્ણ કરી. એવામાં ફરી મૃગયા (શિકાર) જોવાનું કૌતુક તેણીને ઉત્પન્ન થયું. તે પણ રાજાએ વિવિધ પ્રહરણ ( પ્રહાર કે શસ્ત્રથી ) હણાતા મૃગગણયુકત શિકારનો વિનોદ કરીને દોહલો પૂર્ણ કર્યો. પછી અવસર થતાં રાણીએ પુત્રને જન્મ આપ્યો. એટલે રાજાએ વધામણી આપીને દોહલાનાં અનુસારે તેનું **સમરસિંહ** એવું નામ રાખ્યું.

મલાદેવી પણ સગર્ભા થઈ. તેને બીજાઓના હાથે વધ પામતા પ્રાણીઓને ચાવવાનો દોહદ ઉત્પન્ન થયો. એટલે રાજાએ સર્વત્ર અમારિ–પટહ વગડાવીને દોહદ પૂર્ણ કર્યો. અવસર થતાં એ રાણીએ પણ સમસ્ત જનોના અંતરને આનંદ પમાડનાર પુત્રને જન્મ આપ્યો. રાજાએ દોહલાના અનુસારે તેનું **અમરસિંહ** એવું નામ રાખ્યું. બંને કુમાર હળવે હળવે વૃદ્ધિ પામવા લાગ્યા. કંઇક મોટા થયા ત્યારે રાજાએ તેમને બધી કળામાં વિશારદ કરાવ્યા, એવામાં અનુક્રમે તે યૌવનાવસ્થા પામ્યા.

હવે સમરસિંહ નિર્દય, અધર્મી, ક્ષુદ્ર અને દોષોના એક સ્થાનરૂપ હતો, તેથી પ્રજાજનો તેનાપર વિરક્ત રહેતા અને અમરસિંહ દયાલુ, દાક્ષિણ્યયુક્ત, પરોપકારી અને ગુણના એક નિધાનરૂપ હતો, તેથી પ્રજાજનોનો તેનાપર અનુરાગ અત્યંત વધવા લાગ્યો. એવામાં પવનથી કંપતી પતાકાની જેમ જગતના તમામ પદાર્થોના ચપલપણાને લીધે સુગ્રીવ રાજા વિષમ રોગમાં સપડાઈને મરણને શરણ થયો. એટલે સમરસિંહ જ્યેષ્ઠ હોવાથી તે પોતાની મેળે રાજ્યપર બેસી ગયો. કારણ કે નિર્ગુણી જન પણ પોતાને ગુરૂપદને અયોગ્ય સમજતો નથી. તે પોતે કરૂણા રહિત અને શિકાર કરવામાં આસક્ત હતો, વળી પ્રજાનું પાલન કરવામાં વિમુખ તથા રાજ્યકાર્યોમાં સતત બેદરકાર હતો; તેમજ અમરસિંહ જીવદયા, પરોપકારમાં તત્પર રહી નરકના કારણરૂપ પાપનો પરિહાર કરતો કાળ નિર્ગમન કરવા લાગ્યો.

એક દિવસે અશ્વો ચલાવવા માટે અમરસિંહ નગરની બહાર નીકળી ગયો. ત્યાં વિવિધ દેશમાં ઉત્પન્ન થયેલા અને અત્યંત વેગવંત અશ્વોને દોડાવીને તે એક વૃક્ષની છાયામાં વિસામો લેવા બેઠો, તેવામાં એક બકરાને લઇ જતો કોઇ પુરૂષ તેના જોવામાં આવ્યો. પોતાની ભાષામાં બડબડ કરતા બકરાને કુમારે કરૂણાથી છોડાવ્યો, તો પણ તે બડબડ કરતો છાનો ન રહ્યો. ત્યારે અધિક દયા ઉપજતાં કુમારે પેલા પુરૂષને કહ્યું કે—' તું આ બકરાને શામાટે લઈ જાય છે ? ' તેણે કહ્યું—' યજ્ઞમાં પશુનો વધ કરવાથી સ્વર્ગ મળે છે, તેથી હું એને ત્યાં હણવા માટે લઈ જાઉં છું. ' ત્યારે કુમાર બોલ્યો—' ભલા માણસ ! અનાથ પશુનો વધ કરવાથી જો સ્વર્ગની પ્રાપ્તિ થતી હોય, તો પછી નરકે કોણ જશે ? હિંસા કરતાં બીજું કોઇ મોટું પાપ નથી. '

એવામાં દિવ્ય જ્ઞાનને ધારણ કરનાર **સોમ**મુનિ ત્યાં આવી ચડ્યા, કે જેમણે ત્રસ–સ્થાવર જીવોની રક્ષા કરવા માટે પોતાની દૃષ્ટિને પૃથ્વીતલપર સ્થાપન કરી હતી. એટલે સાક્ષાત્ ધર્મમૂર્ત્તિ તથા જંગમ શમનિધાન એવા તે મુનિને જોતાં કુમારે કહ્યું કે—" આ મુનિ આપણો વિવાદ દૂર કરશે. ' એમ કહી મુનિને નમસ્કાર કરીને કુમાર બોલ્યો કે—' હે ભગવન ! અમારો સંશય ટાળો. પંચેંદ્રિય જીવોના

વધથકી શું સ્વર્ગસુખનો લાભ સંભવે છે ? ' ત્યારે મુનિ બોલ્યા—' હે કુમાર ! જીવવધથી પ્રાણીઓને નરક અને તિર્યંચના દુઃખ પ્રાપ્ત થાય છે, પણ સ્વર્ગના સુખો કદાપિ મળતા નથી. વધારે શું કહેવું ? આ બાબતમાં આ બકરો પોતેજ અત્યારે તમારો સંશય ભાંગશે. ' એમ કહીને મુનિએ બકરાને કહ્યું—

" खड्ड खणाविय सइं छगल, सइं आरोविय रुक्ख ।
पइं जि पवत्तिय जन्न सइं, किं बुब्बुयहि मुरुक्ख " ॥

અર્થ—પોતે ખાડો ખોદાવ્યો, પોતે વૃક્ષો રોપ્યા અને પોતે પ્રતિવર્ષે યજ્ઞ પ્રવર્ત્તાવ્યો, છતાં હે મૂર્ખ બકરા ! તું બડબડ શામાટે કરે છે ?

એ પ્રમાણે મુનિના વચન સાંભળતાં તે બકરો છાનો રહ્યો. ત્યારે કુમાર આશ્ચર્ય પામીને બોલ્યો—' હે ભગવન્ ! તમારા કહેવા માત્રથી આ બકરો કેમ બિલકુલ છાનો રહી ગયો ? ' એટલે સાધુ બોલ્યા—" હે ભદ્ર ! આ પુરૂષનો **રૂદ્રશર્મા** નામે પિતા હતો. તેણે આ તળાવ ખોદાવ્યું, તેની પાળપર વૃક્ષો રોપ્યા અને પ્રતિવર્ષે યજ્ઞ પ્રવર્ત્તાવ્યો, જ્યાં બકરાનો વધ કરવામાં આવે છે. વખત જતાં રૂદ્રશર્મા મરણ પામ્યો અને તે બકરો થયો. આ પુરૂષે એજ યજ્ઞમાં તેનો વધ કર્યો. ફરી તે બકરો થયો અને એજ પ્રમાણે યજ્ઞમાં વધ પામ્યો. એમ પાંચ ભવ સુધી એ બકરો થઇને યજ્ઞમાં મરાયો. આ તેનો છઠ્ઠો ભવ છે. પણ અત્યારે અકામ નિર્જરાથી ઘણા કર્મો ક્ષીણ થઇ જતાં પુત્રને જોવાથી એ બકરો જાતિ-સ્મરણ જ્ઞાન પામ્યો છે. તેથી એ બડબડ કરતાં એમ કહે છે કે-" હે પુત્ર ! તું મને શા માટે મારે છે ? હું તારો રૂદ્રશર્મા પિતા છું. જો તને વિશ્વાસ ન હોય, તો હું તને નિશાની આપું. તેમાં નિધાન બતાવું કે જે નિધાન પૂર્વે મેં તું ન જાણે તેમ અહીં દાટી રાખેલ છે. " આ સાંભળતાં પેલો પુરૂષ કહેવા લાગ્યો કે-" હે ભગવન્ ! ભલે આ તે નિધાન બતાવે. ' એમ સાંભળતાં તે બકરો આગળ ચાલ્યો અને ઘરની અંદર દાટેલ નિધાન પાસે ગયો. ત્યાં તે પગવતી પ્રહાર કરવા લાગ્યો. એટલે તે સ્થાન ખોદતાં નિધાન નીકળ્યું. આથી તે પુરૂષને બરાબર ખાત્રી થઈ જતાં મુનિ પાસે ધર્મ સાંભળીને તે સમ્યક્ત્વ પામ્યો. તે વખતે કુમાર બોલ્યો કે-' જ્યારે શાસ્ત્રવિહિત પશુવધથી પણ આવું પરિણામ નીપજે છે, તો મારે નિરંતર જીવદયા પાળવી. ' તે વખતે મુનિ પાસે ધર્મ સાંભળતાં બકરાએ ચારા-પાણીનું પ્રત્યાખ્યાન કર્યું. એટલે સાધુ મહાત્માએ તેને પંચ પરમેષ્ઠીરૂપ નમસ્કારમંત્ર સંભળાવ્યો, જે સાંભળતાં તે સમાધિપૂર્વક મરણ પામીને દેવલોકમાં ગયો. ત્યાં અવધિજ્ઞાનથી પૂર્વભવને યાદ કરી અમરકુમારને પોતાનો ઉપકારી જાણીને તેને નિરંતર તે સહાયતા કરતો હતો. એમ કાળ વ્યતીત થવા લાગ્યો.

હવે એક વખતે રાત્રે દેદીપ્યમાન મણિના મુગટ અને કુંડલથી શોભાયમાન તે દેવતાએ આકાશમાં પ્રત્યક્ષ થઇને અમરસિંહને કહ્યું કે—" હે મહાનુભાવ! તારાપર લોકોનો ઘણો અનુરાગ છે તે આ રાજા સહન કરી શકતો નથી, તેથી અત્યંત ક્રૂર પરિણામી એ સમરસિંહ તને મારવાની ધારણા રાખે છે. માટે આ નગરનો ત્યાગ કરીને અત્યારે તું દેશાંતરમાં ચાલ્યો જા, પછી અવસર આવતાં તું આ રાજ્યનો ઉદ્ધાર કરજે." એ પ્રમાણે દેવતાનું વચન સાંભળતાં અમરસિંહ પોતાના મિત્ર પ્રધાનપુત્ર **વિમલ**ની સાથે નગરથી બહાર નીકળી ગયો, અને મહીમંડલમાં તે ભ્રમણ કરવા લાગ્યો. પોતાના ગુણોના ઉત્કર્ષથી દરેક સ્થળે લોકોથી આદર સન્માન પામતો કુમાર **કુંડિનપુર**માં આવી પહોંચ્યો, કે જ્યાં તરૂણ જનોના હૃદયને હરણ કરનાર સ્ત્રીઓના લોચનોજ ચોર કહેવાતા હતા, પણ નગર જનોમાં તે શબ્દ નિરર્થક હતો. ત્યાં ન્યાય–લક્ષ્મીના કેલિ કમળરૂપ **ભાનુ** નામે રાજા રાજ્ય કરતો હતો, કે જેના હાથમાં રહેલ તરવાર શત્રુઓનો સંહાર કરવામાં સમર્થ હતી.

એકદા તે નગરમાં મોટો ઉપદ્રવ જાગ્યો, જેની શાંતિને માટે રાજાએ બ્રાહ્મણોને ઉપાય પૂછયો. ત્યારે તેમણે કહ્યું કે–' હે રાજન્! નગરદેવતાઓની પશુવધથી પૂજા કરો.' આથી રાજપુરૂષો તેજ પ્રમાણે પશુવધ કરવાને તત્પર થયા. તેમને જોઇ દયાળુ કુમારે કહ્યું–' હે હિંસકો! તમે આ પશુઓનો વધ ન કરો.' ત્યારે તે કહેવા લાગ્યા કે–' તું અમને અટકાવનાર કોણ છે? અમે રાજાના હુકમથી પશુવધ કરીએ છીએ, તો તેના કહેવાથી અમે અટકશું.' એમ કહીને તેઓ પ્રથમ કરતાં પણ વધારે મગરૂર બની હિંસા કરવા તૈયાર થયા. એવામાં કુમારે પેલા દેવને કહ્યું કે–' આ પશુવધનો અટકાવ કર.' આથી તે દેવતાએ ઉગામેલી ઉગ્ર તરવાર સહિત તેમની ભુજાઓ સ્તંભી દીધી. આ આશ્ચર્ય જોઇ લોકોએ રાજા પાસે દોડી જઇને કહ્યું, તેથી વિસ્મય પામતો ભાનુ રાજા ત્યાં આવ્યો અને અમર સમાન રમણીય રૂપયુક્ત કુમારને તેણે જોયો. કુમારે રાજાને નમસ્કાર કરીને રાજાને કહ્યું કે–" આ પશુઓને શા માટે મારવામાં આવે છે? પશુવધથી ઉપદ્રવ શાંત થવાને બદલે ઉલટો વિશેષ વૃદ્ધિ પામશે. કારણ કે અગ્નિમાં ઘાસનો પૂળો નાખવાથી તે જરૂર વૃદ્ધિ પામે." ત્યારે ભાનુરાજાએ પૂછયું–' ભદ્ર! તો આ ઉપદ્રવ શી રીતે શાંત થશે? કુમાર બોલ્યો–' હે નરનાથ! મારા મંત્રના પ્રભાવથી એ શાંત થશે. આ દેવતા, પાત્રમાં ઉતરીને ઉપદ્રવ શાંત કરવાનો ઉપાય સ્પષ્ટ કહી બતાવશે વધારે અત્યારે શું કહેવું?' પછી રાજાએ કુમારી તેડાવી, તેને કુમારે મંડલ કરીને તેમાં સ્થાપી અને ચંદન કુસુમાદિકથી પૂજતાં તે બોલી કે––

" वसइ कमलि कलहंसी जिम्वँ जीवदया जसु चित्ति।
तसु पय–पक्खालण–जलिण होसइ असिव–निवित्ति " ॥ १ ॥

અર્થ—કમળમાં રાજહંસની જેમ જેના અંતઃકરણમાં જીવ દયા વસી રહી છે, તેના પગ-ધોઇ તે જળથી અશિવ-ઉપદ્રવની શાંતિ થશે.

એ પ્રમાણે સાંભળતાં ભાનુ રાજા કહેવા લાગ્યો કે-' જેના મનમાં જીવદયા વસે છે, તે શી રીતે જાણવામાં આવે ? ' ત્યારે અમરકુમાર બોલ્યો-' હે રાજન્! તેને જાણવાનો પણ ઉપાય છે. બધા દર્શનીઓને ભેગા કરો. ' એટલે રાજાએ તે બધાને ભેગા કર્યા. પછી કુમારે નીચેની સમસ્યા કહીને બધાને પૂર્વાર્ધ મેળવી આપવા કહ્યું—

" पुरो भमंतीइ वि अंगणाए सकज्जलं दिट्ठिजुयं नव त्ति "

ત્યારે યુવતિજનના વર્ણનમાં તત્પર એવા પરતીર્થીઓએ પોતપોતાની મનોભાવના અનુસારે સમસ્યાનો પૂર્વાર્ધ નીચે પ્રમાણે બનાવ્યો—

" चक्खुं च हुट्टं थण मंडलम्मि, अणुरक्खणं तेण मए न नायं "
पुरो भमंतीइ वि अंगणाए, सकज्जलं दिट्ठिजुयं नव त्ति " ॥ १ ॥

અર્થ—આગળ ભમતી અંગનાના સ્તનમંડલમાં મારી ચક્ષુ ક્ષણે ક્ષણે લીન થવાથી તેની દૃષ્ટિ કાજળ સહિત છે કે નહિ-તે હું જાણી ન શક્યો.

એવામાં દૈવયોગે બકરાનો પૂર્વભવ કહેનાર સોમમુનિ ત્યાં આવી ચડ્યા. તેમણે પણ એ સમસ્યાનો પૂર્વાર્ધ આ પ્રમાણે પૂર્ણ કર્યો.—

" मग्गे तसा-थावर जंतुरक्खा-वक्खित्तचित्तेण मए न नायं ।
पुरो भमंतीइ वि अंगणाए, सकज्जलं दिट्ठिजुयं नव त्ति " ॥ १ ॥

અર્થ—માર્ગમાં ત્રસ અને સ્થાવર જીવની રક્ષા કરવામાં મન પરોવાયેલ હોવાથી, સમક્ષ થઇને જતી પ્રમદાના નેત્રયુગલમાં કાજળ છે કે નહિ—તે હું જાણી શક્યો નહિ.

આ વખતે અમરકુમારે રાજાને કહ્યું કે—" આ સર્વમાંથી કોના મનમાં જીવદયાનો વાસ લાગે છે ? " રાજા બોલ્યો—" એક જૈનમુનિ વિના બીજા કોઇમાં જીવદયાનો અંશ દેખાતો નથી. એ મહાત્માની જેમ બીજાઓના અંતઃકરણમાં જો જીવદયા વસી રહી હોત, તો તેમનું વચન પણ તેવુંજ નીકળત, પણ શૃંગારરસથી ઓતપ્રોત વચન નીકળત નહિ."

પછી મુનિના પગ ધોઇ તે જળ સમસ્ત નગરમાં છાંટ્યું, એટલે બધો ઉપદ્રવ તરત શાંત થયો અને તેથી રાજાને પરમ સંતોષ થયો.

હવે રાજાએ કુમારને કહ્યું કે—' તમે ઉત્તમ પુરૂષ છો, એમ સામાન્ય રીતે જો કે અમે જાણી શકયા છીએ, તથાપિ તમારા સ્થાન, કુળ પ્રમુખ જાણવાની અ-

મારી ઇચ્છા છે. ' ત્યારે વિમલે કુમારના કુળ, નગર, પિતા પ્રમુખની બધી ઓળખાણ આપી. તે સાંભળતાં સંતુષ્ટ થયેલ રાજાએ અમરકુમારને પોતાની કનકવતી નામે કન્યા પરણાવી. તેમજ હાથી, અશ્વ, કનક તથા કિંમતિ વસ્ત્રાદિક આપ્યાં, પછી પોતાની પ્રેમપાત્ર પ્રમદા સાથે વિષયસુખ ભોગવતાં અમરકુમાર ત્યાં સુખપૂર્વક રહેવા લાગ્યા

એવામાં ત્યાં અમરપુરથી કેટલાક પુરૂષોએ આવીને કુમારને વિજ્ઞપ્તિ કરી કે– " હે કુમાર ! તમે નગરમાંથી નીકળી ગયા પછી સમરસિંહ શિકારમાં લુબ્ધ થતાં શત્રુઓથી પરાભવ પામતા પોતાના રાજ્યનું રક્ષણ કરી શક્યો નહિ. વળી તે પોતે અનીતિ કરવા લાગ્યો, તેથી પ્રજા બધી તેનાથી વિરક્ત થઇ ગઈ. આથી શિકારલુબ્ધ એવા તેને પ્રધાન પુરૂષો મૃગ પકડવાને મ્હાને વનમાં લઈ ગયા. ત્યાં પત્થર વિગેરેથી હણીને તેને યમધામમાં પહોંચાડયો. માટે હવે તમે ત્યાં આવીને તમારા અનાથ રાજ્યનો ઉદ્ધાર કરો " એમ સાંભળતાં ચતુરંગ સેના સહિત અમરકુમાર ત્યાંથી ચાલી નીકળીને અમરપુરમાં આવ્યો. ત્યાં પ્રધાન પુરૂષોએ તેને રાજ્યનો માલીક બનાવ્યો. પછી જીવદયા તથા જિનધર્મ આરાધવામાં તત્પર રહેતાં ચિરકાળ રાજ્યસુખ ભોગવીને તે દિવ્ય સુખનું ભાજન થયો. "

અહીં હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે કે—

" હે રાજેંદ્ર ! એ પ્રમાણે જીવદયાથી રહિત થયેલ સમરસિંહ કમોતે મરણ પામ્યો અને જીવદયા આરાધતાં અમરસિંહ આ ભવ અને પરભવે સુખ સંપત્તિનું ભાજન થયો વળી જે પુરૂષ જીવદયાની ભાવનાથી વાસિત થઇ પર પ્રાણીને પીડા ઉપજાવતો નથી, તેને દામન્નકની જેમ વ્યસન—સંકટ પણ ઓચ્છવ સમાન થાય છે.

રાજાએ કહ્યું—' હે ભગવન્ ! તે દામન્નક કોણ ? ' ગુરૂ મહારાજ બોલ્યા— " હે નરેંદ્ર ! સાંભળ—

## દામન્નકની કથા.

આજ ભરતક્ષેત્રમા રાજપુર નામે નગર છે, કે જ્યાં દેવમંદિરોમાં વાગતા વાજીંત્રોનો અવાજ સાંભળતાં મેઘગર્જારવની શંકાથી મયૂરો નિરંતર નૃત્ય કરી રહ્યા છે. ત્યાં સ્વભાવે દયાળુ એવો સુનંદ નામે કુલપુત્ર હતો. તેનો જિનદાસ નામે મિત્ર કે જે જિનેશ્વર તથા સાધુ જનની સેવામાં સદા તત્પર હતો. એક દિવસે સુનંદ તે પોતાના મિત્ર સાથે સાધુ પાસે આવી, તેમને વિનયપૂર્વક વંદન કરીને તેમની સન્મુખ બેઠો, એટલે મુનિરાજે ધર્મદેશના આપી—

" कल्लाण–कोडी–जणणी, दुरंत–दोगच्च–दुक्ख–निद्दलणी ।
सग्गा–पवग्ग–हेऊ एक्क चिय होइ जीव–दया " ॥ १ ॥

અર્થ---કોટિ કલ્યાણને કરનાર, દુરંત દુર્ગતિના દુઃખનો નાશ કરનાર તથા સ્વર્ગ અને મોક્ષના એક કારણભૂત એવી તો એક જીવદયાજ છે.

એ પ્રમાણે સાંભળતાં સવેગ પામીને સુનંદ બોલ્યો---' હે ભગવન્ ! હવે પછી મારે યાવજ્જીવ માંસાદિકને માટે જીવવધ ન કરવો, અને માંસ ન ખાવું.' ગુરૂ બોલ્યા---' હે વત્સ ! તું ધન્ય છે, તારો મનુષ્યજન્મ સુલભ છે અને તારૂં જીવિત સફળ છે કે જેથી તેં જીવવધથી નિવૃત થઇ માંસ-ભક્ષણનું પ્રત્યાખ્યાન કર્યું. ' એ પ્રમાણે નિયમ લેતાં પોતાના આત્માને કૃતકૃત્ય માનનાર સુનંદ સુખે કાળ નિર્ગમન કરવા લાગ્યો.

એકદા મિત્ર અને સ્વજનની કસોટી કરાવનાર ભયંકર દુષ્કાળ આવી પડ્યો. તે વખતે ધાન્યની પ્રાપ્તિ બહુ દુર્લભ થવાથી લોકો મત્સ્ય-માંસથી પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યા. આવા વિષમ સમયે સુનંદની સ્ત્રીએ તેને કહ્યું કે--- ' તમે માછલાંઓ લાવીને કુટુંબનું પોષણ કેમ કરતા નથી ?' તે બોલ્યો--'પાપના કારણરૂપ કુટુંબ-પોષણ કરવાથી શો લાભ ? કે જે જીવવધથી થાય તેમ છે.' ત્યારે સ્ત્રી બોલી---' અહો ! તને કોઇ મુંડકાએ ભમાવ્યો છે, તું કાંઇ ધર્મિષ્ટ દેખાતો નથી તું આવો ધર્મી થઇશ તો આ કુટુંબ ક્ષુધાથી મરશે, તેનું પાપ કોને લાગશે ? ' એવામાં તેના સાળા ભેગા થયા અને સુનંદને નિર્ભ્રછીને તેઓ તેને એક દ્રહપર લઇ ગયા. ત્યાં જાળ નાખીને તેણે માછલાં પકડ્યાં, તે તરફડતા જોઈ દયાના પરિણામથી તેણે છોડી મૂકયા, અને તે ખાલી હાથે ઘરે આવ્યો. એમ તેણે બે ત્રણ દિવસ સુધી કર્યું. તેમાં એક વખતે એક મત્સ્યની પાંખ તુટી પડી. આથી હૃદય અધિક દયાવશ થતાં સુનંદે તેમને કહ્યું--" અરે ! તમે મારી કદર્થના કરો કે મારા પ્રાણોનો નાશ કરો, તથાપિ જીવોનો વધ કરીને હું કુટુંબનું ગુજરાન ચલાવનાર નથી. જેને માટે અત્યારે હું મૂઢ બનીને કોટિ જીવોનો વધ કરૂં, તે કુટુંબ હું નરકે ગયા પછી મને લેશ પણ મદદ કરનાર નથી. અરે ! કુટુંબ તો દૂર રહો, પરંતુ પરલોક જતાં જીવની સાથે જે એક પગલુ પણ આવતુ નથી એવા આ શરીરને માટે પણ હું કોઈ રીતે જીવવધ કરનાર નથી. " એ પ્રમાણે કહી સુનંદે મનમાં દૃઢતા લાવીને તરત અનશન આદર્યું, ત્યાંથી મરણ પામીને તે કયાં ઉત્પન્ન થયો તે સાંભળો---

મગધ દેશના મુગટ સમાન રાજગૃહ નામે અનુપમ નગર છે, કે જ્યા હસ્તીઓ મદના પ્રસારથી પરવશ હતા, પણ નગરજનો તેવા ન હતા. ત્યાં સમસ્ત શત્રુઓનો નિગ્રહ કરવામાં સમર્થ એવો નરવર્મા નામે રાજા હતો. પ્રસરતા પ્રતાપરૂપ પલ્લવોથી વ્યાપ્ત જેના વ્યવસાયરૂપ વૃક્ષમાં દિશાઓમાં વિસ્તાર પામેલ યશ-કુસુમનો સમૂહ શોભતો હતો. તે નગરમાં શ્રીમંતોના મુગટ સમાન મણિકાર નામે શેઠ હતો. શીલનુ પાલન કરતાં ઉજ્વળ યશ પામેલ સુયશા નામે તેની

ભાર્યા હતી. વિષય-સુખ ભોગવતાં સુનંદનો જીવ તેમના પુત્રપણે ઉત્પન્ન થયો. બહુ આડંબરથી તેનું **દામન્નક** એવું નામ રાખ્યું. ઈષ્ટાર્થની સંપત્તિથી ભાવનાતીત હર્ષ પામનાર તે લગભગ આઠ વરસનો થયો. એવામાં દૈવયોગે શ્રેષ્ઠીના ઘરમાં અચાનક મરકીનો ઉપદ્રવ જાગ્યો. તે રાજાના જાણવામાં આવતાં 'આ મરકી બીજા ઘરોમાં દાખલ ન થાય' એમ ધારીને તેણે શેઠના ઘરની ચોતરફ કાંટાની વાડ કરાવી. આ વખતે દામન્નકના માબાપ વિગેરે બધા મરણ પામ્યા. પૂર્વે દયા આરાધી હતી, તેથી એક દામન્નક માત્ર સહીસલામત રહ્યો. પણ તે એકલો ત્યાં ભય પામ્યો, તેથી શબ ખાવાને આવતા કુતરાઓના જવા આવવાના માર્ગથી તે બહાર નીકળી ગયો. અને નગરમાં ભિક્ષા માટે ભ્રમણ કરતો કરતો તે કોઈ **સાગરપોત** નામના શેઠના ઘરે આવ્યો, કે જે શ્રેષ્ઠીએ પોત (નાવ) થી સાગરને શોધી તેમાંથી બધાં રત્નો ગ્રહણ કરીને સમુદ્રને મત્સ્યકુળથી વ્યાપ્ત અને જળશેષ કરી મૂકયો હતો.

એવામાં ત્યાં બે મુનિવર આવ્યા. દામન્નકને જોતાં તેમાંના મોટા મુનિએ દિશા અવલોકન કરી બીજા મુનિને કહ્યું કે—'હે મહાનુભાવ! મારૂં વચન સાંભળો–શરીરના લક્ષણોથી હું જાણી શકું છું કે આ બાળક આ ઘરનો છેવટે માલીક થશે.' મુનિનું આ વચન ભીંતને આંતરે રહેલ સાગરપોત શેઠે સાંભળી લીધું અને તેથી તે વિચારવા લાગ્યો કે—

'રાગ દ્વેષરહિત તથા તૃણ, મણિ કે શત્રુ, મિત્રને સમાન ગણનાર આવા મુનિ મહાત્માઓ કોઇ સામાન્ય જનની જેમ યદ્વા તદ્વા બોલતા નથી, માટે આમ બનવાનું હશે, તેમાં સંદેહ કરવા લાયક નથી. કદાચ મેરૂ પર્વતનું શિખર ચલાયમાન થાય, પણ મુનિજનનું કથન કદાપિ મિથ્યા થતું નથી. વળી એ સંભવે પણ કેમ? કારણકે હું રૂષ્ટ પુષ્ટ બેઠો છું, તેમજ ગુણના ભંડારરૂપ મારો પુત્ર **સમુદ્રદત્ત** પણ વિદ્યમાન છે, પરંતુ દુષ્ટ દૈવના નાટક બધા વિચિત્ર છે, તો નટના નાટક સમાન આ સંસારમાં શું સંભવતું નથી? મારા પિતા, પિતામહ પ્રમુખ પૂર્વના મહાન્ પુરૂષોએ લાંબો વખત સંભાળીને જે ધનસંપત્તિ મને સોંપી અને વળી વિવિધ સંકટો સહન કરીને મેં તેમાં અધિક વધારો કર્યો. અહા! એ સંપત્તિનો, દૈવના યોગે આ રંક સ્વામી થશે? માટે શું કરૂં? કયાં જાઉં? અને કોને વાત કરૂં? ખરેખર હું ભાગ્યહીન છું." એ પ્રમાણે વિચાર કરતાં સાગરપોત મોહથી મૂઢ બની ગયો અને તે મોહના વશથી સાધુ–વચનને વિસારી મૂકી ધનના મોહથી નિર્દય બનીને તે દામન્નકને મારવાનો ઉપાય શોધવા લાગ્યો. પ્રથમ તેને સંતુષ્ટ કરવાને મોદક આપીને શેઠ કહેવા લાગ્યો—

"હે વત્સ! મારી સાથે ચાલ કે જેથી હું તને ઘણા મોદક આપું." ત્યારે દામન્નકે કહ્યું—'ભલે, તમે જેમ કહો છો તેમ કરવાને હું તૈયાર છું.'

પછી દામન્નકને તે ચંડાલવાડામાં લઇ ગયો. ત્યાં દ્રવ્ય આપીને તેણે ખંગિલ નામના ચંડાલને કહ્યું કે—' આ બાલકને તારે ગુપ્ત રીતે મારી નાખવો અને મારવાની નિશાની મને બતાવવી. ' ચંડાલે તેમ કરવાનું કબુલ કર્યું. પછી તે દામન્નકને નગરથી દૂર લઇ ગયો. ત્યાં ગયા પછી ચંડાળને વિચાર આવ્યો કે—" આ ગરીબ બાળકે એનો શો અપરાધ કર્યો હશે ? કે જેથી સાગરપોત એને મરાવે છે, તેથી શું એને મતિભ્રમ થયો છે ? અરે મારા જીવિતને ધિક્કાર છે ! કે આવું અકાર્ય કરવાને હું તત્પર થયો છું. દાવાગ્નિ સમાન એવા દ્રવ્યનું પણ શું પ્રયોજન છે ? કે આવા પાપ-કર્મથી જેની પ્રાપ્તિ થાય ? તેથી એનો વધ કરવા મારા હાથ કોઇ રીતે ચાલતા નથી." એમ વિચારીને યમની જીભ સમાન કાતરથી ચંડાલે તેની કનિષ્ઠ અંગુલિનો એક વેઢો કાપી નાખ્યો. પછી ચંડાલે તેને કહ્યું—' હું તને મારી નાખીશ. પરંતુ જો આ નગર મૂકીને બીજે ક્યાંઇ ચાલ્યો જાય, તો તને છોડી મૂકું. ' આ તેના ધમકીના બોલ સાંભળતાં દામન્નક ભયથી રોતાં અને કંપતાં બોલ્યો—' તું કહે છે તેમ હું કરીશ. ' એટલે ચંડાલે દયા લાવીને તેને છોડી મૂક્યો. ચંડાલના હાથથી મુક્ત થતાં તે જીવ લઇને નાશી છૂટયો. ચંડાલે પણ ત્યાંથી પાછા ફરી કનિષ્ઠાંગુલિનો કટકો સાગરપોત શેઠને બતાવ્યો, જે નજરે જોતાં જાણે પોતે ફરીથી સજીવન થયો હોય તેમ તે પરમ આનંદ પામ્યો.

હવે **દામન્નક** જંગલમાં ભમતો હતો, તેવામાં સાગરપોતના ગોવાળીયાના તે જોવામાં આવ્યો. તેની રમણીય આકૃતિ જોતાં સંતુષ્ટ થઇને ગોવાળીયે પૂછયું—' તું કોણ છે ? ' દામન્નક બોલ્યો—' હું વણિકપુત્ર છું, પણ મારા વંશના તમામ માણસો મરણ પામ્યા છે. ' આથી તેને કરૂણા ઉત્પન્ન થતાં, દામન્નકને તે પોતાના ઘરે લઇ ગયો અને ત્યાં પોતાની સ્ત્રીને તેણે કહ્યું કે—' તું પુત્ર વિનાની છે, માટે આ તારો પુત્ર છે એમ સમજી લેજે. ' પોતાના પતિના આ વચનથી તે અત્યંત સંતુષ્ટ થઇ.

પછી ત્યાં રહેતાં દામન્નક વિનયાદિ ગુણોથી તેમને અતિપ્રિય થઇ પડયો. કારણ કે ગુણોથી માણસ સર્વત્ર પ્રિય થઇ પડે, તેમાં આશ્ચર્ય શું છે ? હવે કામ-કેલિના ભવનરૂપ, તરૂણીજનોના નેત્રરૂપ, ભ્રમરને આનંદ પમાડવામાં કમળના વન સમાન તથા દેહના સૌંદર્યના સ્થાન એવી યૌવન-અવસ્થાને તે પામ્યો.

એવામાં એક વખતે સાગરપોત શેઠ ગોકુલ જોવાને ત્યાં આવી ચડયો. ત્યાં દામન્નકને જોતાં શંકા આવવાથી, તેણે ગોવાળીયાને પૂછયું કે—' આ કોણ છે ? ' તેણે કહ્યું—' આ અનાથ છે. અહીં અચાનક આવવાથી, અપુત્રીયા મેં એને પુત્ર તરીકે રાખ્યો છે. ' આમ તે ગોરક્ષકના કહેવાથી તથા ખંડિત અંગુ-

લિની નિશાનીથી તેને તેજ ( દામન્નક ) બાળક સમજીને સાગરપોત ચિંતવવા લાગ્યો—"અહો ! આ તો જે બાલકને મેં મારી નાંખવા પેલા ચંડાલને સુપ્રત કર્યો હતો, તેજ આ બાળક લાગે છે. તેથી નિશ્ચય સાબીત થાય છે કે ચંડાલે તેને માર્યો નહિ. અહા ! હવે તો એ અત્યારે બાહ્ય ધન ( ગોધન ) નો સ્વામી થઇ પણ ચૂક્યો. મુનિવચન કાંઈ અન્યથા થાય ? તો પણ એને મારી નાંખવાનો પ્રયત્ન મારે મૂકવો નહિ." એમ ધારીને તેણે ગોવાલીયાને કહ્યું—'અત્યારે મારે ઘેર જવાનું છે.' તે ગોવાળીયાએ કહ્યું—'આજે તમે લાંબા વખતે અહીં આવ્યા છો, તેમ ગોકુલ હજી બરાબર જોયું નથી, તો જવાની ઉતાવળ શા માટે કરો છો ?' સાગરપોતે કહ્યું—'જરૂરી કામને લીધે જવું પડે છે.' ગોવાળીયાએ કહ્યું—'જો એમ હોય તો લેખ લખી આપો, એટલે તમારે બદલે મારો પુત્ર જશે.' તેથી સાગરપોતે પોતાના હાથે લેખ લખી આપીને દામન્નકને મોકલ્યો. તે રાજગૃહ નગરે પહોંચ્યો. જતાં જતાં થાકી જવાથી તે કામદેવના મંદિરમાં વિસામો લેવા સુતો, ત્યાં તેને નિદ્રા આવી ગઇ.

એવામાં ત્રણ લોકના તિલક સમાન સાગરપોતની વિષા નામે અત્યંત માનનીય પુત્રી, મદનપૂજનને માટે ત્યાં આવી. તેણીએ મન્મથની પૂજા કરતાં અત્યંત આશ્ચર્યપૂર્વક નૂતન નીલોત્પલ ( કમળ ) ના દલ સમાન પોતાની દીર્ઘ દૃષ્ટિથી તે દામન્નકને જોયો. તેને જોતાં તે વિચારવા લાગી કે—'સુવર્ણ સમાન વર્ણયુક્ત વિશાલ વક્ષસ્થલથી વિરાજિત, લાંબી ભૂજાઓથી વિભૂષિત, હાથે અને પગે કમળ સમાન કોમળ અને રક્ત તથા કામદેવ સમાન રૂપવાન્ આ કોણ છે ?' એમ તે વિચાર કરે છે, તેવામાં પિતાના નામની નિશાનીયુક્ત, તેની લાકડી ઉપર પડેલ લેખ તેણીના જોવામાં આવ્યો. તેને લઈને તે નીચે પ્રમાણે વાંચવા લાગી—

" સ્વસ્તિશ્રી ગોકુલથી સાગરપોત શેઠ, સમુદ્રદત્તને સ્નેહપૂર્વક કુશલવાર્ત્તા પૂછે છે. વિશેષમાં એ કે—આ લેખ લાવનાર પુરૂષને પગ ધોવરાવ્યા પહેલાં **વિષ** આપી દેજો. આ બાબતમાં તમે લેશ પણ વિલંબ કે વિકલ્પ કરશો નહિ. "

એ પ્રમાણે વાંચતાં તેણીને વિચાર આવ્યો કે—'નિશ્ચય પિતાને મારા લાયક આ વર મળ્યો અને દિવસ પણ સારો તેના જોવામાં આવ્યો છે, તેથી આને સત્વર અહીં મોકલ્યો છે, પરંતુ વિષં એમ જે લેખમાં લખેલ છે, તે અનુસ્વર ભૂલથી લખાઇ ગયેલ છે.' એમ ધારી પોતાના નયનાંજનથી અનુસ્વર લુંસી નાખીને વિષં ને બદલે **વિષા** કરી નાખ્યું. એટલે અનુસ્વર લુંસીને તેને બદલે વિષની બાજુમાં એક કાનો વધારી દીધો. પછી લેખને પ્રથમ પ્રમાણે મુદ્રિત કરી તેજ સ્થાને તેણે મૂકી દીધો અને મનમાં સંતોષ પામતી તે પોતાના ઘર ભણી ચાલતી થઈ. થોડીવાર પછી દામન્નક ઉઠયો અને તે સાગરપોત શેઠના ઘરે આવ્યો

ત્યાં તે લેખ તેણે સમુદ્રદત્તના હાથમાં આપ્યો; જે વાંચતાં તેણે લેખનો અર્થ બરાબર જાણી લીધો અને ' પિતાની આજ્ઞા મને પ્રમાણ છે. ' એમ સમજીને તેણે વિવાહની સામગ્રી કરવા માંડી અને સમસ્ત સ્વજન વર્ગને ભેગા કર્યા. વરસનો વિચાર કરતાં તેજ વખતે લગ્ન નીકળવાથી તેણે પોતાની બ્હેન વિષા દામન્નકને પરણાવી એટલે વધામણી શરૂ થઇ. આ વખતે અલંકારો અને વસ્ત્રોથી દેદીપ્યમાન લાગતી વિષા દેવાંગનાઓ કરતાં પણ અધિક શોભવા લાગી. ઘરના આંગણે કુંકુમનો છંટકાવ કરવામાં આવ્યો, અને સૌભાગ્યવતી રમણીઓ રાસડા અને ધવલ–મંગલ ગાવા લાગી. એ પ્રમાણે આડંબરથી વિવાહ સમાપ્ત થયો. એવામાં સાગરપોત શેઠ નગરમાં દાખલ થયો, ત્યાં રસ્તામાંજ તેને લોકોએ કહ્યું કે— ' જમાઇ તો સારો મોકલ્યો ' એ પ્રમાણે સાંભળતાં તેણે ચિંતવ્યું કે—' અહો ! એ દુરાત્મા મારી પુત્રીને પરણી બેઠો લાગે છે. પછી ઘરે આવતાં તેણે દામન્નકને વિવાહના આભરણથી અલંકૃત જોયો. આમ પોતાની મરજી કરતાં વિપરીત થયેલ જોતાં તે ખેદ પામીને વિચારવા લાગ્યો—" હા ! હુ ચિંતવું છું કંઈ ! અને દૈવયોગે બને છે કંઈ ! હવે તો ગૃહજનોનો આ સ્વામી થઇ પડ્યો. કારણ કે ગૃહસ્થોના ઘરમાં સ્ત્રીઓનું ચાલે છે, અને તે મહિલાઓને જમાઇ તો આણ કરતાં પણ અધિક પ્રિય હોય છે. કહ્યું છે કે—

" तीयह तिन्नि पियाराइं कलि–कज्जलु सिंदूरू ।
अन्नइ तिन्नि पियाराइं दुद्ध जम्वाइ उ तूरू ॥

અર્થ—સ્ત્રીઓને કલહ, કાજળ અને સિંદૂર એ ત્રણ વસ્તુ પ્રિય હોય છે, તેમજ દુધ, જમાઈ અને વાજિંત્ર–એ ત્રણ વસ્તુ પણ વધારે પ્રિય હોય છે.

આ વિપરીત બનાવ તો મારાથી જોઇ શકાતો નથી. આ કરતાં તો પુત્રીને વૈધવ્ય મળે તે સારૂં. " એમ ચિંતવતો તે ચંડાલ પાસે જઈને કહેવા લાગ્યો— ' અરે ! ખંગિલ ! તેં પેલા બાળકને મારી ન નાંખ્યો. ' તે બોલ્યો—' તો શું થયું ? હજી પણ મને બતાવો, તો મારી નાંખું. ' સાગરપોતે કહ્યું—' જો એમ હોય, તો નગરદેવતાની પૂજા નિમિત્તે હું તેને મોકલીશ. ' પછી ઘરે આવીને શેઠે વર–વધૂને કહ્યું ' આપણો કુલાચાર છે, માટે તમે નગરદેવતાની પૂજા કરવા જાઓ.' એમ સાગરપોતના કહેવાથી તેઓ બંને નગરદેવતાની પૂજા કરવા ચાલ્યા. એવામાં દુકાનપર બેઠેલા સમુદ્રદત્તે તેમને જોયા. એટલે તે કહેવા લાગ્યો—' અત્યારે સૂર્ય અસ્ત થયો છે, અંધકાર ચોતરફ પ્રસરી રહ્યો છે, તેમ ચોર લોકોને બહાર નીકળવાનો અવસર થયો છે, તો આ વખતે નગરની પાદરે વર–વધૂને જવાનો વખત નથી. ' એમ કહીને તેણે વર–વધૂને પોતાના હાટમાં બેસાર્યા, અને પોતે પૂજાના સાધનો લઇને દેવતાના મંદિરે ગયો. ત્યાં પ્રવેશ કરતાં તેને પૂર્વના

સંકેત પ્રમાણે અગાઉથી દાખલ થયેલ ખંગિલે મારી નાંખ્યો. સમુદ્રદત્તના મરણની વાત સાગરપોતના સાંભળવામાં આવતાં તે શોકસાગરમાં ડુબી ગયો અને વિલાપ કરતાં વિચારવા લાગ્યો કે—' હા ! દૈવ ! તારો વ્યાપાર દુર્નિવાર્ય છે. તેં જે ચિંતવ્યું તે કરી બતાવ્યું. ' એમ પરિતાપ કરતાં હૃદય બંધ પડી જવાથી તે તરત મરણને શરણ થયો. એ વાત રાજાના જાણવામાં આવતાં તેણે દામન્નકને શેઠના ઘરનો માલીક બનાવ્યો.

એકદા મંગલ-પાઠકોએ આવીને દામન્નકને સંભળાવ્યું કે—

" अणुपुंखमावडंतावि आवया तस्स ऊसवा हुंति ।
सुह—दुक्खह कत्थ फुडओ जस्स कयंतो वहइ पक्खं "

અર્થ—એક પછી એક આવતી આપદાઓ પણ તેને ઓચ્છવરૂપ થાય છે, કે જેનો, કૃતાંત-યમ પક્ષ કરતો હોય; વળી દુઃખ પણ તેને સુખરૂપ નીવડે છે.

આ પ્રમાણે સાંભળતાં દામન્નકે તેમને ત્રણ લક્ષ દ્રવ્ય આપ્યું. તે જાણવામાં આવતાં અનુચિત દાન સમજી રાજાએ તેને બોલાવીને પૂછયું કે—'આ શું ?' એટલે તેણે બધો પોતાનો વૃત્તાંત કહી સંભળાવ્યો, જે સાંભળતાં રાજાએ તેને નગરશેઠ બનાવ્યો. એમ ઇચ્છાનુસાર વિપુલ ભોગ ભોગવતાં દામન્નક કાલ નિર્ગમન કરવા લાગ્યો.

એકદા રાત્રે છેલ્લા પહોરે સુખે જાગ્રત થયેલા દામન્નકને વિચાર થયો કે— " પૂર્વભવમાં મેં એવું તે શું કર્યું હશે કે જેથી સંકટો પણ મને અત્યંત ઉત્સવરૂપ થઇ પડ્યા. ' એવામાં પ્રભાતે ધર્મનિયુક્ત પુરૂષે આવીને વિજ્ઞપ્તિ કરી કે—' અતિશય-જ્ઞાનના નિધાન વિમળબોધ નામે આચાર્ય પધાર્યા છે.' એ પ્રમાણે સાંભળતાં દામન્નક અત્યંત હર્ષિત થઇ તેમને વંદન કરવાને ચાલ્યો. ત્યાં મુનિને વંદન કરીને તેણે પોતાનો મનોગત ભાવ પૂછયો. ત્યારે ગુરૂ બોલ્યા કે—" પૂર્વભવમાં તેં જીવદયા પાળી, તેથી આટલી બધી સંપત્તિ પામ્યો, અને જે મરણ-દશા તારે માથે આવી, તે ત્રણ વાર માછલાં લઇને હણવાને માટે તૈયાર થયો હતો, તે કર્મ ઉદય આવ્યું સમજવું. વળી તે વખતે એક મત્સ્યની જે પાંખ છેદાઈ, તે કર્મના યોગે તારી અંગુલિ કપાઇ. ' એ પ્રમાણે સાંભળતાં તે પ્રતિબોધ પામ્યો. પછી સમ્યક્ત્વપૂર્વક જિનભગવંત તથા મુનિરાજની ભક્તિ કરતાં અને જીવદયા પ્રતિપાલન કરતાં દામન્નક અનુક્રમે સ્વર્ગ અને છેવટે મોક્ષનો અધિકારી થયો. "

અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે કે:—

" હે રાજેંદ્ર ! જે પાપભીરૂ થઈ કરૂણાથી જીવોને અભયદાન આપે છે, તેને

**અભયસિંહની** જેમ ભય ક્યાંથી હોય ?" રાજાએ પૂછ્યું—'હે ભગવન્ ! એ અભયસિંહ કોણ ? તે મને કહો.' ગુરૂ બોલ્યા—" હે નરવર ! તેનો વૃત્તાંત કહું છું, તે સાંભળ—

## અભયસિંહની કથા

આજ ભરતક્ષેત્રમાં મનોહર **કુશસ્થલ** નામના ગામમાં પ્રકૃતિએ ભદ્રક એવો **ભદ્ર** નામે કુલપુત્ર હતો. એકદા પ્રબળ દુષ્કાળ આવી પડવાથી ગૃહ-નિર્વાહ કરવાને અસમર્થ તે ભદ્રક વિચારવા લાગ્યો કે—'મૃગાદિક જીવોનો વધ કરીને હું ગુજરાન ચલાવું.' એમ ધારી હાથમાં લાકડી લઇને તે બહાર જંગલમાં ગયો. ત્યાં એક સસલાને જોતાં તેને મારવા માટે દોડ્યો અને તેના ભણી તેણે લાકડી ફેંકી. લાકડીને પોતા ભણી આવતી જોઇ તે ભયાર્ત્ત થઇને એકદમ ભાગ્યો. ભદ્ર તેને મારવા માટે વારંવાર લાકડી ફેંકવા લાગ્યો. આથી સસલો ભાગતાં ભાગતાં તે વનમાં પ્રતિમાએ રહેલા એક મુનિના ચરણમાં છુપાઇ ગયો; કારણકે આ વખતે તેને બીજું કોઇ શરણ ન હતું. હવે મુનિના તીવ્ર તપથી સંતુષ્ટ થયેલા વનદેવતાએ તેની આગળ આકાશના જેવી નિર્મળ સ્ફટિક રત્નની એક મોટી શિલા વિકુર્વી. ભદ્રે છોડેલ લાકડી તે શિલા સાથે અથડાઇ અને વેગથી પાછી વળતાં તે ભદ્રના કપાળમાં વાગી. તેના સખ્ત પ્રહારથી ભદ્રના ભાલસ્થલમાંથી રૂધિર નીકળવા લાગ્યું. ભારે વેદનાથી વ્યાકુળ થયેલ તેના મૂર્છાથી લોચન બંધ થઇ ગયાં અને હૃદયના ધબકારા સાથે તે ધરણીતલ પર ઢળી પડ્યો. થોડીવારે વનના પવનથી સ્વસ્થ થતાં પોતાની આગળ એક મુનિને જોઇને ભદ્ર કહેવા લાગ્યો—

" હા ! હા ! આજ જન્મમાં મને મારૂં પાપકર્મ ફળ્યું. અથવા તો અત્યારે કંઇક શુભ કર્મ ઉદય પામ્યું, કે જેથી અદષ્ટ રહીને કોઇએ પ્રતિસ્ખલિત કરેલ લાકડી મારા કપાળમાં વાગી. નહિ તો તે પ્રતિમાએ રહેલા સાધુને જરૂર લાગત અને તેમ થયું હોત તો સાતમી નરકમાં પણ મને સ્થાન ન મળત !' એવામાં મુનિએ કાઉસ્સગ્ગ પારી કરૂણા આણીને તેને કહ્યું કે—' હે સુભગ ! આ અનુચિત કર્મ શું આચરી રહ્યો છે ? જે માંસલુબ્ધ મનુષ્ય નિર્દયપણે જીવોનો વધ કરે છે, તે પાપથી ભારે થઇને નરકરૂપ અગ્નિનું ઇંધન બને છે. ' એમ સાંભળતાં ભદ્ર મુનિને વંદન કરીને બોલ્યો—'હે ભગવન્ ! માંસાદિકના કારણે યાવજ્જીવ હું હવે પછી કદાપિ જીવવધ નહિ કરૂં. ' ત્યારે મુનિએ કહ્યું—' હે ભદ્ર ! તારૂં ભવિષ્યમાં કલ્યાણ થવાનું છે. તેથી ધર્મવૃક્ષના બીજરૂપ જીવદયાનો તેં સ્વીકાર કર્યો.' પછી મુનિને નમન કરીને ભદ્ર પોતાને સ્થાને ગયો અને જીવવધથી નિવૃત્ત થયેલ પોતાના આત્માને તે કૃતાર્થ માનવા લાગ્યો. પુણ્યના પ્રભાવથી પ્રતિદિન તેનો નિર્વાહ બરાબર ચાલતો હતો. હવે આયુ પૂર્ણ થતાં મરણ પામીને તે આ જંબુદ્વીપના ભરતક્ષેત્રના મધ્ય ખંડમાં પ્રાસાદ શ્રેણિથી શ્વેત એવી **શ્વેતાંબિકા**

નામે શ્રેષ્ઠ નગરી છે, જ્યાં દેવમંદિરોના શિખરપર રહેલા કળશોનો સમૂહ, ગગનાં ગણરૂપ વૃક્ષના પાકેલાં પીળા ફળોના સમૂહની લીલાને ધારણ કરે છે. ત્યાં **વીરસેન** નામે રાજા રાજ્ય કરતો હતો, જેના ન્યાય, રૂપ, સૌંદર્ય, ક્ષમા, પરાક્રમ પ્રમુખ, ચંદન સમાન પાંડુર ગુણ સમૂહથી બધા લોકો [૧]રંજિત (રક્ત) થયા એ આશ્ચર્ય છે. શરીરની સુંદરતાથી દેવાંગનાઓના ગર્વને ગંજનાર એવી વિપ્રા નામે તેની રાણી હતી. સિંહના સ્વપ્નથી સૂચિત ભદ્રનો જીવ તેણીના ગર્ભમાં અવતર્યો. ત્રિવર્ગ સાધવામાં તત્પર તે રાણીએ પ્રસૂતિ સમય થતાં લોકોના મનને આનંદ પમાડનાર એવા પુત્રરત્નને જન્મ આપ્યો. રાજાએ તેના જન્મમાં મહા વિભૂતિથી વધામણી કરી. દૈવની ગતિ વિચિત્ર છે, હજી તે બાળકને એક માસ પૂરો ન થયો, તેવામાં વીરસેન રાજા ઉપર હાથી, અશ્વ, રથ, પદાતિ પ્રમુખ અગણિત સૈન્ય લઇ તેનું જીતવાને **માનભંગ** રાજા ચડી આવ્યો. તેથી પોતાના સૈન્ય સહિત વીરસેન રાજા તેની સન્મુખ આવ્યો. ત્યાં બંને રાજાઓનું પરસ્પર યુદ્ધ ચાલ્યું. તેમાં દૈવયોગે માનભંગ રાજાએ વીરસેનને મારી નાખ્યો અને હાથી, ઘોડા, આવાસ વિગેરે બધા લઇ લીધા, તથા [૨]શ્વેતાંબિકાનું રાજ્ય પણ લઇ લીધું. રાજ્યના ભંગનો ઉપદ્રવ થતાં વિપ્રારાણી પોતાના નાના બાળકને લઇને ભાગી જતી હતી, તે જંગલમાં એક સિપાઇને હાથ ચડી. આ વખતે તે પદાતિ વિચારવા લાગ્યો કે—' અહો ! મારા પુણ્યનો પ્રકર્ષ કોઇ અપૂર્વ લાગે છે, કે દેવાંગના જેવી મનોહર મૃગાક્ષી મારા હાથમાં આવી. માટે બાળકને ક્યાં છોડાવી મૂકું, કે જેથી એ મારા પર દૃઢ અનુરાગને ધારણ કરે. ' એમ ધારીને તેણે રાણીને કહ્યું—' હે ભદ્રે ! તું આ બાળકને તજી દે. ' આ કર્કશ વચન સાંભળતાં લોચનથી આંસુ વરસાવતી તે બોલી— ' મારા પોતાના ઉદરમાં ઉત્પન્ન થયેલ અને સમસ્ત ભુવનના મુગટ સમાન આ બાળકનો ત્યાગ હું શી રીતે કરૂં ? ' પદાતિ બોલ્યો—' હું તને આધીન રહીશ, તો તને બીજા ઘણા બાળકો ઉત્પન્ન થશે. ' રાણીએ કહ્યું—'કદાચ બીજા જન્મમાં મારા બીજા પુત્રો થાય, તો તે સંભવે છે. ' એમ કહીને તે રૂદન કરવા લાગી. એવામાં નિષ્કરૂણ પદાતિએ બલાત્કારથી તેની પાસેથી બાળક છોડાવ્યો અને પોતે રાણીને ભુજામાં લઇને આગળ ચાલી ગયો. ત્યાં રૂદન કરતી રાણીને મનાવતાં તે કહેવા લાગ્યો કે—'હે કૃશોદરિ! રૂદન શામાટે કરે છે ? હવે ખેદને દૂર કરી મને પતિ તરીકે સ્વીકારી લે. જંગલના સરોવરમાં ઉત્પન્ન થયેલા કમળની જેમ પોતાના યૌવનને તું નિષ્ફળ ન કર.' એ પ્રમાણે કર્ણને કટુ લાગે તેવાં વચન સાંભળતાં તે અત્યંત વિષાદ પામી અને આંસુની ધારાથી પોતાના સ્તનને સિંચન કરતી તે આ પ્રમાણે ચિંતવવા લાગી કે—

" હે દૈવ ! પૂર્વ જન્મમાં મેં તારૂં શું બગાડયું છે ? કે અત્યારે નિર્દય

૧ વિરોધ ટાળવાને રંજિત એટલે આનંદિત.

થઇને તું મારાપર દુ:ખના ડુંગરા ઢાળી રહ્યું છે. એક તો હું જેને પ્રાણો કરતાં પણ અધિક પ્રિય હતી, ગુણરત્નોનાં નિધાનરૂપ તે ભૂપતિ ભર્ત્તાનું તેં મરણ નીપજાવ્યું, બીજું અત્યંત લક્ષ્મીયુક્ત, ચતુરંગ સૈન્યથી સમૃદ્ધ તથા બધાના મનોવાંછિત સુખ પૂર્ણ કરનાર એવા રાજ્યનો ધ્વંસ કર્યો. વળી સ્નેહના સદ્ભાવપૂર્ણ હૃદયયુક્ત સ્વજનનો તથા વિનયાદિ ગુણના નિધાન એવો પરિજનનો વિયોગ કરાવ્યો. તેમજ સેંકડો શ્વાપદોથી વ્યાપ્ત તથા કલેશના સ્થાનરૂપ એવા આ શૂન્ય અરણ્યમાં ક્ષુધા, તૃષાની આપદાથી વ્યાકુલ થઈ એકાકીપણે પરિભ્રમણ; આવી આપત્તિ પામ્યા છતાં જંગલમાં બલાત્કારે પુત્રરત્નને ઉત્સંગમાંથી છીનવી લઇને તેનો ત્યાગ કરાવ્યો. આટલું કર્યા છતાં હે દુર્દૈવ ! આવા વિવિધ દુ:ખમાં હડસેલીને હજી પણ મૃગાંક સમાન નિર્મળ મારૂં શીલ ખંડિત કરવાને તું ઇચ્છે છે. હા ! હૃદય ! તું પણ નિર્લજ્જ, અનાર્ય અને વજ્રથી બનાવેલ લાગે છે, કે જે આવાં અઘટિત વચનો સાંભળતાં પણ ફુટી જતું નથી." એમ ચિંતવતાં તે રાણીનું હૃદય એવી રીતે બંધ પડી ગયું કે જેથી તે તરત પ્રાણમુક્ત થઇ. મરણ પામીને તે તત્કાલ વ્યંતરી દેવી થઇ અને અવધિજ્ઞાનથી તેણે પોતાનો પૂર્વભવ જોયો. ત્યાં વનમાં જંબુવૃક્ષની નીચે પવનથી પડેલ પાકેલ જાંબુફળનો રસ લેતો પોતાનો પુત્ર તેણીના જોવામાં આવ્યો. એટલે પૂર્વભવના સ્નેહને લીધે ગાયનું રૂપ વિકુર્વીને દેવી તેને દુધ પાઇ ઉપદ્રવોથી રક્ષણ કરવા લાગી.

હવે કેટલાક દિવસ પછી વ્યાપાર કરીને નિવૃત્ત થયેલ, તથા શ્વેતાંબિકાના રહેવાસી **પ્રિયમિત્ર** નામના સાર્થવાહને દેવીએ તે જંગલમાં નિવાસ કરાવ્યો. તેણે જંબુવૃક્ષની નીચે તે બાળકને જોયો. તેનાપરથી વૃક્ષની છાયા ખસતી ન હતી, તેથી તેને પુણ્યશાળી તથા મનોહર રૂપથી તેને ઉંચા કુળમાં અવતરેલ સમજીને સાર્થવાહે તે બાળકને ગ્રહણ કરી અત્યંત હર્ષસહિત તેણે પુત્ર વિનાની પોતાની **રજ્જા** નામની સ્ત્રીને સોંપ્યો. અને 'મારી સ્ત્રી ગૂઢગર્ભા હતી, તેણે પુત્રને જન્મ આપ્યો.' એમ પોતાના પરિજનમાં તેણે વાત પ્રકાશિત કરી. તેમજ શ્વેતાંબિકા ગયા પછી તેણે તેનું વર્ધાપન કરાવ્યું અને 'અરણ્યમાં આ સિંહની જેમ અભય (નિર્ભય) પ્રાપ્ત થયો છે' એમ ધારીને સાર્થવાહે તેનું અભયસિંહ એવું નામ રાખ્યું. પછી પર્વતની ગુફામાં રહેલ ચંપકવૃક્ષની જેમ તે વૃદ્ધિ પામવા લાગ્યો. કંઇક લાયક થતાં સાર્થવાહે તેને ઉપાધ્યાય પાસે મોકલ્યો, એટલે ઉપાધ્યાયે તેને સમસ્ત કળામાં કુશળ બનાવ્યો અને અનુક્રમે તે કામદેવના લીલાવન સમાન યૌવનવયને પામ્યો.

એકદા રાત્રે અભયસિંહ સુવર્ણના પલંગમાં સુખે સુતો હતો, તેવામાં જનની–વ્યંતરીએ આવીને કહ્યું કે—"હે વત્સ ! પૂર્વે આ નગરીના સ્વામી વીરસેન રાજાની હું વિપ્રા નામે રાણી હતી. તું મારા ઉદરથી ઉત્પન્ન થયેલ પુત્ર

છે. આ માનભંગ રાજાએ [illegible] સેન પિતાને મારી નાખ્યો. હું પણ મરણ પામીને વ્યંતરી થઇ છું. [illegible] એના શત્રુનો પુત્ર હોવાથી આ રાજા તારી વિરૂદ્ધ છે. માટે તું પઠન [illegible] કાલ સિદ્ધ થાય તેવો આ અદૃશ્યીકરણ મંત્ર ગ્રહણ કર." વ્યંતરીના [illegible] આ વર્ણન સાંભળતાં હર્ષ પામીને 'ભગવતી! આપનો મહાન્ અનુગ્ર[illegible] બોલતાં અભયસિંહે તે મંત્રનો સ્વીકાર કર્યો અને દેવી તરત અદૃશ્[illegible]

'હ[illegible]ંગ રાજા નિરંતર માંસભક્ષણ કરે છે અને અન્ય મનુષ્યોને તે તૃણસ[illegible] છે. એકદા રસોયાની ગફલતથી પ્રથમનું લાવેલ માંસ બીલાડી લઇ[illegible] કાલક્ષેપના ભયથી બીજું માંસ ન લાવી શકવાથી તેણે કોઇ બાળકને [illegible]નું માંસ પકાવ્યું. તે માંસનું ભક્ષણ કરતાં રાજાએ પૂછયું કે—'આ [illegible] આજે બહુ કોમળ કેમ છે?' એટલે રસોયાએ યથાસ્થિત વાત કહી સંભ[illegible]ા. તેથી માંસલુબ્ધ રાજાએ તેને હુકમ કર્યો કે—'દરરોજ એક પુષ્ટ માણસ [illegible]ને તેનું માંસ તારે પકાવવું.' એમ કરતાં નગરના બધા લોકો રાજાના શત્રુ પડ્યા. પાપ કરનારનો આત્મા પોતેજ વૈરી થાય છે, તો બીજાનું શું કહેવું?

એક દિવસે માનભંગ રાજાને એવો વિચાર આવ્યો કે—'આ રાજ્ય મારા [illegible]જો ભોગવી શકશે કે નહિ?' આમ તે ચિંતવતો હતો તેવામાં કલ્પાં[illegible]કાળના સમાન પવન, કે જે મૃત્યુ જેમ માણસોના મનોરથોને ભાંગી નાંખે, [illegible]મ વૃક્ષોને ભાંગતો પ્રગટ થયો. તે પવનથી ઉછળેલ ધૂળથી આકાશ એવું છવાઇ [illegible]યું કે જાણે સૂર્ય ભયથી કયાં નાશી ગયો હોય, તેમ ક્યાંય દેખાતો ન હતો. [illegible]થી મોહની જેમ દૃષ્ટિને અટકાવનાર તથા બહુ વસ્તુઓની જાણે એકતા કરવા [illegible]ાગતો હોય તેમ અંધકારનો સમૂહ ચોતરફ પ્રસરી રહ્યો. એવામાં ખલની જેમ [illegible]સાર પામીને દુઃસહ મેઘ ક્ષણવારમાં ગાજવા લાગ્યો તથા યમની જીભ સમાન [illegible]ય ઉપજાવનાર વીજળી ક્ષણે ક્ષણે ચમકવા લાગી. આ વખતે આકાશમાં નજર [illegible]રતાં, એકીસાથે ભય અને વિસ્મય પમાડનાર તથા અન્યોન્ય આલાપ કરતું એક ભૂતમિથુન રાજાના જોવામાં આવ્યું. પ્રથમ ભૂતે કહ્યું—'હે કમલાક્ષી! હું તને કંઇક ભવિષ્યસંબંધી વાત કહું છું.' ભૂતસ્ત્રી બોલી—'હે નાથ! ભલે ખુશીથી કહો. હું બરાબર સાવધાન છું.' ત્યારે ભૂતે કહ્યું—'જીવવધના બહુ પાપથી ભારે થયેલ માનભંગ રાજા થોડા દિવસોમાં અવશ્ય પતિત થશે.' ભૂતભાર્યા બોલી—'તો હે સ્વામિન્! અહીં રાજા કોણ થશે?' ભૂતે કહ્યું—'હે સુતનુ! એને પણ હું તને શંકારહિત કહું છું, સાંભળ:—

" नरवइआण जु लंघिहइ, वसि करि हइ जु करिंदु ।
हरिहइ कुमरि जु कणगवइ करि, होसइ इह सुनरिंदु " ।।

અર્થ—જે રાજાની આજ્ઞાનો અનાદર કરશે, ગજેંદ્રને વશ કરશે અને જે કનકવતી કુમારીનું હરણ કરશે–તે અહીં રાજા થશે.

એમ કહીને ભૂતમિથુન અદૃશ્ય થઇ ગયું, તેમ ... આડંબર પણ બધો શાંત થઇ ગયો. ભૂતમિથુનનો વાર્ત્તાલાપ સાંભળતા ... ના ભયથી આકુલ વ્યાકુલ થતાં રાજાએ કોટવાલને આજ્ઞા કરી કે—'જે મો... નું અપમાન કરે, તેનો તારે નિગ્રહ કરવો.' રાજાનો આ હુકમ તેણે સાવધાન ... સ્વિકારી લીધો.

એકદા કોયલના કલરવથી પોતાની સત્તાને જણાવતી વસંત ... વસુધાપર વિરાજમાન થઇ. જે મદન–મહારાજાનો વિજય, એક ભટ્ટ–ચારણ ... તરફ પ્રગટ કરતી હતી. વળી જેમાં પોતાના પતિરૂપ સૂર્યના કર (કિરણ) ઉ... માં પડેલા જોઇ, દક્ષિણ દિશા મલય–પવનના મિષથી નિસાસા નાખવા લાગી ... રક્ત નવપલ્લવોથી વ્યાપ્ત થયેલ વનલક્ષ્મી જાણે રક્ત વસ્ત્રથી આચ્છાદિત ... પોતાના વસંત પ્રિયતમને ભેટવા તૈયાર થઇ હોય તેવી શોભતી હતી. વળી ભ્ર... રાઓથી વ્યાપ્ત થયેલ સહકાર–મંજરી તે પ્રસરતા ધૂમના પ્રવાહયુક્ત જાણે મદન–અનલની જવાળાઓ હોય તેવી શોભતી હતી. આવા વસંત સમયમાં મધ્યરાત્રે અભયસિંહ કોઇ દેવાલયમાં નાટક જોઇને પોતાના ભવન ભણી પા... જતો હતો. તેવામાં કોટવાળે તેને હાંક મારીને કહ્યું કે—'ભદ્ર ! આગળ જઇશ નહિ. થોડીવાર ઉભો રહે. તું કોણ છે, તેની ઓળખાણ આપ.' કોટવાલના આ વચનથી તે ઉભો ન રહ્યો. ત્યારે તેણે રાજાની આણ ( આજ્ઞા ) આપી એટલે—'રાજાની આણ તારા બાપને આપ' એમ બોલતો અભયસિંહ આગળ ચાલતો થયો. જેથી તલવાર લઇને 'માર માર' કહેતો કોટવાલ તેની પાછળ દોડયો. તેને આવતો જોઇ અભયસિંહ અદૃશ્ય થઇને ચાલ્યો ગયો. તેથી કોટવાલ વિલક્ષ થઇ ગયો. પછી પ્રભાતે તેણે તે વાત રાજાને નિવેદન કરી. ત્યારે રાજાએ કહ્યું—'તું બાયલો છે કે એનો નિગ્રહ કરી ન શકયો.'

એક વખતે મદોન્મત્ત થયેલ પટ્ટ હસ્તી આલાન સ્તંભને ઉખેડીને આમતેમ ભમવા લાગ્યો, તેણે નગરમાં બહુજ ભાંગતોડ કરી. એવામાં રાજાની **કનકવતી** કન્યા હતી, કે જેના શરીરની કાંતિથી જાણે લજ્જિત થયેલ હોય તેમ સુવર્ણ અનેકવાર અગ્નિમાં પડે છે. તે ઉદ્યાનથી મદનપૂજા કરીને પાછી આવતી, તે હાથીના જોવામાં આવી, એટલે તે તેણી તરફ દોડયો અને કંઇક પકડી, તેવામાં તેણીના પરિજને પોકાર કર્યો કે—'છે કોઇ ચતુર્દશીનો જન્મેલો કે જે અમારી સ્વામિનીને આ કૃતાંત જેવા ભયંકર હાથીના પંજામાંથી બચાવે ?' દૈવયોગે આ પોકાર અભયસિંહના સાંભળવામાં આવ્યો. તેણે કરૂણાથી દોડી જઇને કહ્યું—'અરે ! દુરાત્મન્ ! માતંગ ( ચંડાલ ) લાગે છે, કે સ્ત્રીવધ કરતાં પણ તું લજ્જા પામતો નથી.' એમ કહી તેણે વજ્ર જેવી કઠિન મુષ્ટિ તેની પાછળ મારી, એટલે રાજકન્યાને

મૂકીને પેલો હાથી અભયસિંહ તરફ દોડયો. તેણે હાથીને ચક્રની જેમ ભમાવ્યો. પછી તે થાકયો, ત્યારે અભયસિંહ વિદ્યુત્ક્ષિપ્ત-કરણથી તેના સ્કંધ ઉપર બેસી ગયો, અને તેણે અંકુશ લઈને તેને કુંભસ્થલમાં માર્યો. એમ તેને વશ કરીને તે રાજભવન તરફ ચાલ્યો. એવામાં ' અહો ! આ પ્રિયમિત્ર સાર્થવાહનો પુત્ર મહા સત્ત્વશાળી લાગે છે ' એ પ્રમાણે લોકો મુક્ત કંઠે બોલવા લાગ્યા. તે વખતે રાજ કન્યાએ તેને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોયો, તેમજ નગરનારીઓના નીલોત્પલ ( કમળ ) સમાન લોચનપંક્તિથી અર્ચા પામતો અભયસિંહ રાજમંદિર આગળ આવ્યો. ત્યાં રાજાએ તેને જોતાં વિચાર કર્યો કે—' આ આકૃતિ અને આ પરાક્રમથી તો નિશ્ચય એ રાજ્ય કરશે, તો પણ પ્રયત્ન મૂકવો નહિ. ' એમ ધારીને રાજાએ સુભટોને હુકમ કર્યો કે—' સામાન્ય એક વણિકપુત્ર હોઇને એણે હાથીને વશ કર્યો, તેથી મારી અપકીર્ત્તિ થઇ, માટે હાથી પરથી ઉતરતાં એને પકડી લેજો.'

હવે અભયસિંહ હાથીને આલાન સ્તંભપર લઇ ગયો, ત્યાં હાથી પરથી નીચે ઉતરતાં ' મારો મારો ' એમ બોલતા સુભટો તેના તરફ ધસ્યા. તે જોતાં અભયસિંહ અદૃશ્ય થઇને ચાલ્યો ગયો, એટલે સુભટો વલખા થઇને પાછા વળ્યા, અને તેમણે આવીને રાજાને કહ્યું કે—' અમે પ્રહાર કરવાને તૈયાર થયા કે તરત તે ભાગી ગયો. ' રાજાએ કહ્યું—' તમે પણ બાયલા છો. '

એક વખતે વસંતસેના પ્રતિહારીએ આવીને રાજાને નિવેદન કર્યું કે—" હે દેવ ! કનકવતી કુમારીની અત્યારે કેવી હાલત છે, તે આપ સારી રીતે જાણો છો. અનેક રાજપુત્રોના મનને મોહ પમાડે તેવા ચિત્રો જોઇને પણ એનું મન કયાં અનુરક્ત ન થયું, પરંતુ અત્યારે પ્રચંડ હાથીના પંજામાંથી જેણે છોડાવી, તે પ્રિયમિત્રના પુત્ર અભયસિંહ ઉપર એ અનુરક્ત થઇ છે. મેં તેને કહ્યું કે—" હે મૃગાક્ષી ! તે વણિક્ હોવાથી અનુચિત છે. " ત્યારે કુમારી બોલી—" એ અવશ્ય ક્ષત્રિયકુમાર છે, નહિ તો યમ સમાન ગજેંદ્રને તે શી રીતે વશ કરે ? પુરૂષના વિશાલ ચરિત્રથી તેનું ઉત્તમ કુળ જણાય છે. વળી એ રાજપુત્ર ન હોય તો મારા મનને હરણ પણ ન કરે. કારણ કે સંશય પડતાં માણસો પોતાના મનને પ્રમાણરૂપ સમજે છે. અને વળી હાથીના ભયથી બચાવીને જેણે મને જીવિતદાન આપ્યું, તેને મૂકીને જો બીજાને વરવાની હું ઇચ્છા કરૂં તો મારા જેવી અકૃતજ્ઞ કોણ ? "

એ પ્રમાણે સાંભળતાં રાજાએ ચિંતવ્યું કે—' ભલે એમ છે, તોપણ મારે એને મરાવવો. ' પછી પ્રતિહારી સમક્ષ તેણે કોટવાલને આજ્ઞા કરી કે—' પ્રિય-મિત્રના પુત્ર અભયસિંહને બોલાવો, કારણ કે કુમારીને એણે હાથીની આફતમાંથી છોડાવી, માટે એને સત્કાર કરવાનો છે. ' એટલે કોટવાલે જઇને રાજાનો હુકમ તેને કહી સંભળાવ્યો. જે સાંભળતાં ' રાજા મારો શત્રુ છે એમ જાણતાં છતાં ' પૂર્વભવની જનની—દેવી મારૂં સારૂં કરશે ' એમ ધારીને અભયસિંહ નિર્ભય

થઇને ત્યાં આવ્યો. પછી ' રાત્રે એને છાની રીતે મારી નાખવો છે ' એમ કહીને રાજાએ પોતાના માણસોને તે સોંપ્યો. તેમણે દિવસે બહુ કાળજીથી તેને પોતાના તાબામાં રાખ્યો. સંધ્યા થતાં તે અદૃશ્ય થઇને રહ્યો. ત્યારે ત્યાં રહ્યા છતાં તેને ન જોવાથી રાજપુરૂષો કહેવા લાગ્યા કે—' એ તો ક્યાંક ચાલ્યો ગયો. ' એ વાત રાજાના સાંભળવામાં આવતાં ' એ મારી પુત્રીનું હરણ કરી ન જાય ' એમ ધારીને રાજા મહેલની અગાસીપર કનકવતી પાસે ગયો અને ત્યાંજ સુઈ રહેતાં તેણે સ્વપ્ન જોયું કે—' અભયસિંહ કનકવતીને ભુજામાં પકડીને ચાલ્યો જાય છે. ' એટલે— ' અરે ! જાય છે ક્યાં ? ' એમ કહેતાં તરવાર લઇને રાજા દોડ્યો. એવામાં ક્રોધના આવેશથી ' પોતે અગાસીપર છે ' એમ ખ્યાલ ન રહેતાં મહેલપરથી તે નીચે પડ્યો અને પડતાં પડતાં અધવચજ તે પ્રાણથી રહિત થયો. એટલે—' આ પાપાચારી પોતાની મેળેજ પડી ગયો ' એમ સમજીને નગરજનો ઘણાજ સંતુષ્ટ થયા.

પછી પ્રધાનજનો પરસ્પર વિચાર કરવા લાગ્યા કે—' હવે રાજ્યપર કોને બેસારવો ? ' ત્યારે વ્યંતરીદેવીએ આકાશમાં અદૃશ્ય રહીને કહ્યું કે—' **વીરસેન** રાજાના પુત્ર અભયસિંહને રાજ્યનો સ્વામી બનાવો. ' એમ દેવીના કહ્યા પ્રમાણે તેમણે અભયસિંહને રાજ્યગાદીપર બેસાર્યો. પછી અભયસિંહ કનકવતીને પરણ્યો અને સમસ્ત સામંત વર્ગને તેણે પોતાને તાબે કર્યા. એ પ્રમાણે ત્રિવર્ગ સાધવામાં તત્પર રહી, સમસ્ત મનોરથને પૂરનાર રાજ્ય ભોગવતાં અભયસિંહ આનંદ સાથે પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો.

એવામાં રાજાને એકદા વિચાર થયો કે—' પૂર્વભવમાં મેં કેવાં શુભ કર્મો કર્યાં હશે કે જેથી બધાં સંકટોને ઓળંગીને હું રાજ્યસુખ પામ્યો ? ' આ વખતે અતિશય-જ્ઞાની **જ્ઞાનસૂર** નામે આચાર્ય ત્યાં પધાર્યા. તેમને વંદન કરી આગળ બેસીને રાજાએ પોતાનો સંશય પૂછ્યો. ત્યારે ગુરૂમહારાજ કહેવા લાગ્યા કે— " પૂર્વભવમાં તું સસલાનો વધ કરવાને તૈયાર થયો હતો, પરંતુ તેને તેં માર્યો નહિ, અને પાછળથી જીવવધની વિરતિ આદરી, એટલે આપત્તિ આવ્યા છતાં તેથી સંકટ ન પામતાં તું રાજ્યસુખને પામ્યો. " એ પ્રમાણે મુનિનાં વચન શ્રવણ કરતાં રાજા જાતિસ્મરણ જ્ઞાન પામ્યો અને તેણે તરત સમ્યકત્વનો સ્વીકાર કર્યો. પછી જિનેશ્વર તથા સાધુ મુનિરાજની ભક્તિ કરતાં પોતાના રાજ્યમાં તેણે જીવવધનો અટકાવ કર્યો, અને અનુક્રમે સમાધિપૂર્વક મરણ પામીને તે સ્વર્ગે ગયો."

એ પ્રમાણે જીવદયારૂપ ધર્મ સાંભળતાં અત્યંત સંતુષ્ટ થઇને કુમારપાલ રાજાએ કહ્યું કે—" હે મુનિનાથ ! તમે મને અત્યંત ઉત્તમ ધર્મ કહી બતાવ્યો. એ ધર્મ મને બહુજ ગમ્યો છે અને મારા અંતરમાં તે બરાબર સ્થાપિત થયો છે. પરમાર્થથી એજ ધર્મ ઘટી શકે છે. યુક્તિઓ લગાડતાં પણ અન્ય કોઇ ધર્મ

ઘટી શકતો નથી. વળી બધા એમજ માને છે કે—આ લોકમાં ઉત્તમ અશન, વસ્ત્ર પ્રમુખ આપતાં, પરલોકમાં તેવાંજ ઉત્તમ અશનાદિ પામી શકાય છે. એજ પ્રમાણે આ લોકમાં બીજાને સુખ કે દુઃખ ઉપજાવતાં, પરલોકમાં તે અનંતગણું સુખ—દુઃખ પ્રાપ્ત થાય છે. જે માણસ હિંસા કરે છે અને બીજાના જીવિતનો વિનાશ કરે છે, તે પોતાના સુખનો અભાવ અને સંપત્તિનો નાશ કરે છે. વળી એમ કરતો તે પરલોકમાં બીજા પ્રાણીઓથી પોતાના જીવિતનો અનેકવાર નાશ, સુખનો અભાવ અને સંપત્તિનો ઉચ્છેદ પામે છે. જે વાવવામાં આવે છે, તે કરતાં અત્યંત વધારે પ્રાપ્ત થાય છે, એ વાત તો અહીં નિઃસંદેહ છે. કારણ કે કોદ્રવને વાવતાં તો કોદ્રવજ મળી શકે. વળી જે પુરૂષ જીવોને મારતો નથી તેમજ તેમના જીવિત, સુખ કે વૈભવનો નાશ કરતો નથી, તો પરલોકમાં કોઈપણ તેને કાંઇ દુઃખ ઉપજાવતા નથી. તેથી ભદ્રની જેમ મેં પણ અવશ્ય જીવદયા આરાધી છે કે જેથી સંકટોને ઓળંગીને હું આવી રાજ્ય-લક્ષ્મીને પામ્યો. માટે હવે મારે યાવજ્જીવ જીવદયા પાળવી, માંસ ન ખાવું અને શિકારનો પણ ત્યાગ કરવો. વળી આરોગ્યની શાંતિને માટે દેવતાની સમક્ષ બકરાં, પાડા વિગેરેનો જે વધ કરવામાં આવે છે, તેનો પણ મારે અટકાવ કરવો. જીવવધથી ઉપજતા દુષ્કૃતથી પણ જો આરોગ્યાદિક થાય, તો દાવાનલથી વૃક્ષોમાં પુષ્પોત્પત્તિ થવી જોઈએ. યજ્ઞોમાં થતો પશુવધ જો સ્વર્ગાદિકના કારણરૂપ હોઇ શકે, તો હે દ્વિજવર ! વિવેકીજનો તેમ શા માટે કરતા નથી ? તેથી એક બાળક પણ એમ સમજી શકે છે કે જીવવધથી સ્વર્ગ ન મળે. સર્પના મુખથી શું અમૃતરસની ધારા સંભવે ?

એ પ્રમાણે રાજાની ઉચ્ચ ભાવના જોતાં અત્યંત સંતુષ્ટ થતાં ગુરૂ મહારાજ શ્રી હેમચંદ્રસૂરિ બોલ્યા કે— " હે નરેંદ્ર ! તારી ધર્મબુદ્ધિ સુંદર છે, સર્વોત્તમ વિવેક છે અને તત્ત્વદષ્ટિ પણ અસાધારણ છે કે જેથી જીવદયાથી રમણીય, કલ્યાણ કરનાર તથા સ્વર્ગ અને મોક્ષનો માર્ગ બતાવનાર એવા ધર્મમાં તારૂં મન લીન છે. " પછી રાજાએ સર્વત્ર ગામ, નગરોમાં રાજાનો આદેશ મોકલી અને અમારિ ઘોષણાનો પટહ વગડાવીને જીવદયા પ્રવર્ત્તાવી.

આથી રાજાની અધિક યોગ્યતા સમજીને ગુરૂ મહારાજે તેને કહ્યું કે—" હે રાજેંદ્ર ! માંસલોલુપતા પણ તજવી બહુ મુશ્કેલ છે. તું ધન્ય છે અને સમસ્ત કલ્યાણનું ભાજન છે કે જેણે માંસની નિવૃત્તિ (ત્યાગવૃત્તિ) કરી. માટે હે રાજન્ ! એ માંસવિરતિને તું યાવજ્જીવ સમ્યક્ પ્રકારે પાળજે; **સમ્યક પ્રકારે ન પાળતાં જીવ કુંદની જેમ દુઃખને પામે છે.** "

રાજાએ કહ્યું—' હે ભગવન ! તે કુંદ કોણ ? ' ગુરૂ બોલ્યા—" સાંભળ—

# પ્રકરણ ૪ થું.

## માંસની ત્યાગ વૃત્તિના વ્રતભંગ કરનાર કુંદની કથા.



સૌરાષ્ટ્ર દેશમાં અમરાવતી સમાન **અણુમંતી** નામે એક શ્રેષ્ઠ નગરી છે, જ્યાં દેવતાવાસિત વિમાન સમાન મણિમય મકાનોની શ્રેણિઓ શોભે છે. ત્યાં સ્વભાવે વિનીત એવો કુંદ નામે એક કર્મકર (નોકર) રહેતો હતો. વૃક્ષને મંજરી ( માંજર ) ની જેમ તેને **મંજરી** નામે ભાર્યા હતી. એકદા મેઘની જેમ મહા-ઉદયને પ્રકાશતા **મેઘઘોષ** નામે આચાર્ય. **વિવૃત્ત** નામના ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં કાષ્ઠ લેવા જતાં આવતાં કુંદના તે જોવામાં આવ્યા. એટલે-' આ ધન્ય છે ' એમ ધારીને કુંદે ભક્તિપૂર્વક તેમને વંદન કર્યું. ત્યારે—' આ ભવ્ય લાગે છે ' એમ સમજીને મુનિરાજે તેને સર્વોત્તમ દયાધર્મનો ઉપદેશ આપ્યો, જે સાંભળતાં કુંદે સંવેગપૂર્વક માંસત્યાગનો નિયમ અંગીકાર કર્યો.

એક વખતે તેનો સાળો અતિથિ થઈને આવ્યો. તેની પરોણાગત કરવાને મંજરીએ માંસ વિગેરે રાંધ્યું. પછી તે બંને ભોજન કરવા બેઠા. એવામાં માંસ પીરસવામાં આવતાં કુંદે તેનો નિષેધ કર્યો. એટલે-' તું નહિ લે, તો તારો સાળો પણ લેશે નહિ ' એમ કહીને મંજરીએ તેને બળાત્કારે માંસ આપ્યું. તેથી તેના ઉપરોધ ( અત્યાગ્રહ ) ને લીધે તેના મનનો સંકલ્પ શિથિલ થઇ જવાથી કુંદે તેનું ભક્ષણ કર્યું. પરંતુ પાછળથી તેને પશ્ચાત્તાપ થયો. રાત્રે નિસાસા નાખતા તેને મંજરીએ કહ્યું કે— ' કેમ આમ નિસાસા નાખે છે ? ' તેણે વૃત્તાંત સંભળાવતાં જણાવ્યું કે— ' વ્રતભંગ થવાથી મને મહાસંતાપ થાય છે. ' એમ સાંભળતાં મંજરીને પણ સંતાપ થયો. તે ખેદ કરતાં બોલી કે— ' જો એમ હતું, તો મને તે વખતે કેમ કહ્યું નહિ ? આ તો હું પણ પાપમાં પડી. હવે પ્રભાતે ગુરૂને પૂછતાં જે યોગ્ય હશે, તે કરીશું. અત્યારે નિસાસા નાંખ્યે શું થવાનું છે ? ' ત્યારે કુંદે ધાર્યું કે- ' એ પણ યુક્ત છે. ' પછી પ્રભાત થતાં અત્યંત લજ્જા પામતા કુંદને તે ગુરૂ પાસે લઇ ગઈ; ત્યાં ગુરૂને વાંદીને તે લજ્જાને લીધે અધોમુખ થઇ બેસી રહ્યો. ત્યારે ગુરૂએ તેને બોલાવ્યો કે-' હે કુંદ ! તું આમ કેમ થઇ ગયો છે ? ' તે બોલ્યો— ' હે ભગવન્ ! હું પાપી છું. મારે કહેવું પણ યુક્ત નથી. ' ગુરૂએ કહ્યું—' શા માટે ? ' ત્યારે મંજરીએ બધો વૃત્તાંત કહી બતાવ્યો, જે સાંભળતાં ગુરૂએ ચિંતવ્યું કે—' આ બંને ભદ્રક જીવ છે કે જેથી આમ નિખાલસ બોલે છે. ' એમ ધારી ગુરૂએ કહ્યું—' આ બાબતમાં ખેદ કરવાથી શું ? તૂટેલ તંતુ પણ શું સંધાતો નથી ? અશુચિથી ખરડાયેલ પગ શું ધોઇ શકાતો નથી ? તમે પણ કુભા-

વના દોષે ઇચ્છાપૂર્વક અલ્પ કર્મબંધ કર્યો છે.' એમ સમજાવીને મુનિએ તેમને ધર્મદેશના આપી, જે સાંભળતાં તે બંને સંવેગ પામ્યા અને તેમણે માંસત્યાગનો નિયમ કર્યો. ભાવથી તે નિયમ પાળતાં આયુષ્ય પૂર્ણ થવાથી કુંદ મરણ પામ્યો.

શ્રીકંઠ–દેશના ભૂષણ સમાન તથા પવિત્ર સ્થાનયુક્ત એવી **જયંતી** નામે નગરી છે, જે ગંગાનદીની જેમ શોભે છે, પણ તે અસ્વતંત્ર–પરાધીન નથી. ત્યાં ચંદ્રની જેમ લોકોને આનંદ પમાડનાર તથા ન્યાય–માર્ગે ચાલનાર એવો **કુરૂચંદ્ર** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને પરમ લાવણ્યથી રમણીય **મંગલા** નામે રાણી હતી. કુંદ મરણ પામીને તેણીના ઉદરમાં આવી ઉત્પન્ન થતાં તેજ રાત્રે મંગલાએ પોતાના મુખમાં પ્રવેશ કરતો રાજહંસ સ્વપ્નમાં જોયો. પછી સુખપૂર્વક જાગ્રત થતાં તેણે સ્વપ્નની વાત રાજાને કહી સંભળાવી, જે સાંભળતાં રાજાએ કહ્યું કે—'હે સુંદરી! રાજાઓમાં હંસ સમાન તને પુત્ર પ્રાપ્ત થશે.' રાણીએ રાજાનું એ વચન વ્હાલથી વધાવી લીધું અને અંતરમાં તે અત્યંત પ્રસન્ન થઇ.

કેટલોક કાળ વ્યતીત થતાં રાણીને જિનેશ્વર તથા મુનિરાજની ભક્તિ કરવાનો દોહલો ઉત્પન્ન થયો, જે રાજાએ પૂર્ણ કર્યો. અવસર થતાં રાણીએ પુત્રને જન્મ આપ્યો, જેના જન્મની વાત સાંભળતાં રાજાએ વર્ધાપન કર્યું અને સ્વપ્નના અનુસારે તેનું **રાજહંસ** એવું નામ રાખ્યું. કોઇવાર નૈમિત્તિકે—'આ મહારાજ્યનો સ્વામી થશે' એમ કહી સંભળાવ્યું. કેટલાક કાળ પછી હજી રાજહંસ યૌવન ને પામ્યો, તેવામાં જીવલોકના મરણના નિયમ પ્રમાણે તેનો પિતા મરણ પામ્યો, તેની પાછળ મંગલા પણ મરણ પામી. એટલે 'રાજહંસ હજી બાળક છે' એમ ધારીને રાજ્યપર તેનો કાકો **શ્રીચંદ્ર** બેઠો, અને તેણે રાજહંસને યુવરાજ બનાવ્યો.

એવામાં પૂર્વના વ્રત–ભંગના કર્મ–દોષથી 'આ મારા પુત્રના રાજ્યનો વિરોધી છે.' એમ શ્રીચંદ્રની સ્ત્રી **રજ્જાદેવીને** રાજહંસ ઉપર મત્સર ઉત્પન્ન થયો. કારણ કે:—

" सुहगो त्ति गव्वमुव्वहउ मच्छरो सयल–तिहुयणे एक्को ।
जो महिलाण खणं पि हु हिययाओ न दूरमोसरइ " ॥

અર્થ—મત્સર એક ભલે ત્રણે લોકમાં સુભગપણાનો ગર્વ ધારણ કરે, કે જે મહિલાઓના હૃદયમાંથી એક ક્ષણવાર દૂર ખસતો નથી.

પછી રજ્જાએ તેને કાર્મણ આપ્યું, જેથી તે અલ્પ સમયમાં જલોદર વ્યાધિથી ગ્રસ્ત થયો. તેને વ્યાધિગ્રસ્ત જોઇને રાજા ખેદ પામ્યો. તેણે અનેક પ્રતી-

કાર કરાવ્યા, પણ રોગ નિવૃત્ત ન થયો. ' એવામાં શત્રુએ પ્રાંત દેશને હરકત પહોંચાડી છે ' એમ જાણીને રાજા સૈન્યસહિત શત્રુ તરફ ચાલી નીકળ્યો. ત્યાં દુર્ગ-ભૂમિના બળથી જીતાય તેમ ન હોવાથી બંને વચ્ચે વિગ્રહ શરૂ થયો. અહીં રાજા રાણીના આદેશ પ્રમાણે તેના પરિજને રાજહંસને પરાભવ પમાડયો. ત્યાં તેનું કંઈપણ ચાલ્યું નહિ, તેથી તેણે વિચાર કર્યો કે—'મારે તો ઘર છે તેજ વિદેશ છે, તો ઘરમાં રહેવા કરતાં વિદેશ નીકળી જવું સારૂં છે.' એમ ધારીને તે રાજમહેલના ગુપ્તદ્વારમાંથી તથા નગરમાંથી પણ ચાલી નીકળ્યો. રસ્તામાં મહાકલેશથી ગામોગામ ભમતાં તે ઉજ્જયિનીમાં આવ્યો. ત્યાં તે વ્યાધિથી અત્યંત ગ્રસ્ત થયો, તેથી ભિક્ષા લેવાને પણ ભમી શકતો ન હતો. જેને લીધે તે એક દેવ-કુલમાં પડ્યો રહ્યો. ત્યાં લોકો દયા લાવીને તેને માંડા વિગેરે ખાવાને આપતા હતા. એમ મહાદુઃખથી તેણે કેટલોક કાળ વ્યતીત કર્યો.

હવે તેના પૂર્વ જન્મની પત્ની મંજરી આયુષ્ય પૂર્ણ કરી, મરણ પામીને આજ ઉજ્જયિનીના **મહાસેન** રાજાની **સેના** રાણીથી **દેયિની** નામે પુત્રીપણે ઉત્પન્ન થઈ. એને પણ વ્રતભંગનું કર્મ ઉદય આવ્યું. તેથી દાંત ફુટતી વખતે તેને દુષ્ટદેવી નડી. તેણે દેયિનીને બહુ પીડા કરી. ઘણા ઉપચાર કરતાં પણ કોઇ રીતે તેની પીડા શાંત ન થઇ. એવામાં તે યૌવનવય પામતાં પોતાની મેળે વ્યાધિથી મુક્ત થઇ. રાહુથી મુક્ત થયેલ ચંદ્રમાની મૂર્ત્તિ સમાન તે અત્યંત રમણીય થઇ ગઇ. પોતાના મુખ અને લોચનથી જીતાયેલા તથા તર્જના પામેલા કમળો તથા હરણીઓએ વનવાસનું વ્રત સ્વીકારી લીધું.

એવામાં અહીં મહાસેન રાજા પોતાના બધા સેવકોને પૂછવા લાગ્યો કે— ' તમે કોના પુણ્યથી સંપત્તિ-સુખ ભોગવો છો ? ' તેઓ કહેતા કે—' હે દેવ ! તમારા પુણ્યથી. ' આથી તેમનો સત્કાર કરીને રાજા તેમને વિસર્જન કરતો. એકદા દેયિનીના જોવામાં આવતાં તે હસીને કહેવા લાગી કે—' અહો ! પિતાની મુગ્ધતા કેવી છે ? કે જેને આ લોકો એ પ્રમાણે છેતર્યા કરે છે. ' તેણીનું આ કથન તેની ઓરમાન માતાની દાસીએ સાંભળ્યું અને કહ્યું કે—' હે સ્વામિની ! એમાં છેતરવા જેવું શું છે ? શું એ વાત અસત્ય છે ? ' દેયિની બોલી—' સત્ય વાત તો એ છે કે બીજાના પુણ્યથી કોઇ સંપત્તિ કે સુખ ભોગવતું નથી. ' દાસીએ આ વાત રાજાને કહી સંભળાવી. તેથી રાજાએ કોપાયમાન થઇને દેયિનીને બોલાવી અને કહ્યું કે—' કોના પુણ્યથી તને આ સંપત્તિ મળી છે ? ' તે બોલી—' હે તાત ! ખરી રીતે તો એ પોતાના પુણ્યથીજ મળી છે. કારણ કે—

" नियसुकय-दुकयाणं फलाइँ भुंजंति जंतुणो सव्वे ।
संपत्ति-विपत्तिसुंनिमित्तमित्तं परो होइ " ॥

**અર્થ**—બધા પ્રાણીઓ પોતાના કરેલાં સુકૃત-દુષ્કૃતના ફળ ભોગવે છે, બીજા તો સંપત્તિ કે વિપત્તિમાં કારણમાત્ર થાય છે.

એ પ્રમાણે સાંભળતાં રાજા અધિક કોપાયમાન થયો અને તેણે કોટવાલોને બોલાવીને સત્કારપૂર્વક કહ્યું કે—'આ નગરીમાં જે કોઇ અત્યંત દુઃખી પુરૂષ તમારા જોવામાં આવે, તેને સત્વર અહીં લઇ આવો.' તેમણે કહ્યું—'જેવી દેવની આજ્ઞા' એમ કહેતાં તે નગરીમાં ફરી વળ્યા અને રાજહંસને લાવી રાજાની આગળ ઉભો રાખીને કહેવા લાગ્યા કે—'હે રાજન ! આના કરતાં બીજો કોઇ દુઃખી મનુષ્ય અમારા જોવામાં આવતો નથી.' તેને જોતાં રાજા બોલ્યો—'અહો ! આ તો જોઇએ તેવો મળ્યો છે.' પછી અવજ્ઞાપૂર્વક ફાટેલ તૂટેલ વસ્ત્ર પહેરાવીને તેને દેયિની પરણાવી દીધી અને દેયિની સાથે દેશપાર થવાની આજ્ઞા કરી. તે વખતે રાજાએ દેયિનીને વિશેષથી કહ્યું કે—'હવે તું તારાં પુણ્ય ભોગવ.' તે બોલી—'જેવી તમારી આજ્ઞા.' એમ કહી તે બંને નગરની બહાર નીકળી ગયા, અને ઉત્તર દેશ ભણી જતા એક સાર્થને મળ્યા. ત્યાં દેયિનીએ મળેલ સાર્થપતિને પોતાનો સર્વ વૃત્તાંત જણાવીને બહુમાનપૂર્વક કહ્યું કે—'જ્યાંસુધી પિતાનો દેશ ઉતરીએ, ત્યાં સુધી તારે મારા આ પતિને લઈ જવામાં મદદ કરવી.' સાર્થવાહે તે કબુલ રાખીને તેને ચડવાને માટે એક પાડો આપ્યો. એમ ચાલતાં તે બીજા દેશમાં પહોંચ્યા, ત્યાં અટવીમાં સાર્થે વિસામો લેતાં દેયિનીએ પોતાના ભર્ત્તારને લઇને, પાસે રહેલ એક સહકાર વૃક્ષની નીચે વૃક્ષના કોમળ પાંદડાં પાથરીને પથારી કરી. ત્યાં સુતાં રાજહંસને નિદ્રા આવી. દેયિની તેનું માથું દાબતી પાસે બેસી રહી.

હવે અહીં પૂર્વે કુમારની માતા મંગલાદેવી કે જે કુરૂચંદ્રના મરણ બાદ મૃત્યુ પામી હતી, તે આ અટવીમાં વ્યંતરી દેવી થઈ હતી. તેણે રાજહંસને જોતાં ઓળખી લીધો. દિવ્ય શક્તિથી તેણે ઇંદ્રજાળ વિકુર્વી. ત્યાં રાફડામાંથી એક સર્પે ઉપર આવીને બીજા સર્પને કહ્યું કે—'અરે ! દુરાત્મન્ સર્પ ! આ રાજપુત્રને તેં શા માટે પાયમાલ કર્યો છે ? અહીં કોઈ નથી કે જે એને રાજિકા (ઔષધિ વિશેષ) છાશની, સાથે ઘસીને પાય.' એમ સાંભળતાં શ્વેત સર્પે કહ્યું કે—'અરે ! કૃષ્ણ સર્પ ! તું આ દ્રવ્યને દબાવીને શા માટે બેઠો છે ? અહીં કોઇ નથી કે જેથી એ ખોદીને લઇ લે.' આ બધું દેયિનીએ સાંભળી લીધું. 'આ તો રાજપુત્ર છે' એમ જાણીને તે અતિ હર્ષ પામી. પછી તે વિચારવા લાગી કે—"આ રાજપુત્ર છતાં રોગાર્ત્ત હોવાથી ધુળથી ઢંકાયેલ રત્ન જેમ ઢેફા જેવું લાગે તેમ એક સામાન્ય પુરૂષ જેવો લાગતો હતો. વળી સત્ય વાત છે કે—

" परस्परस्य मर्माणि ये न रक्षन्ति मानवाः ।
त एव निधनं यान्ति, वल्मीकोदरसर्पवत् " ॥

**અર્થ**—જે માણસો એક બીજાના મર્મ સાચવી શકતા નથી, તેઓ રાફડાના મધ્ય ભાગમાં રહેલ સર્પની જેમ વિનાશ પામે છે.

માટે એના રોગક્ષયનો ઉપાય પણ હાથ લાગ્યો. તેમ પિતાના દેશને પણ અમે ઓળંગી આવ્યા. તો હવે અહીં રહીનેજ એનો કાંઇ પ્રતીકાર કરૂં." એમ ધારી ગામડાની શોધ કરતાં નજીકમાંજ એક ગોકુલ તેણીના જોવામાં આવ્યું. તેના સ્વામીને પોતાનું પ્રયોજન બતાવીને તેણે ત્યાં રહેવાની માગણી કરી. ગોકુલ-પતિએ તેને પુત્રી સમાન સમજીને તેની માગણી કબૂલ રાખી. એટલે સાર્થવાહને જણાવીને દેયિની ત્યાં ગોકુલમાં રહી અને દવા કરતાં રાજહંસ અલ્પ કાળમાં બરાબર સાજો થયો. તે એક વિદ્યાધર સમાન દેદીપ્યમાન ભાસવા લાગ્યો. એમ તેના પાપકર્મનો ક્ષય થયેલ સમજીને દેયિની અતિસંતુષ્ટ થઈ. પછી વિશિષ્ટ ગોરસનો આહાર કરતાં તેમણે કેટલાક દિવસો ત્યાં વ્યતીત કર્યા.

હવે એકદા અવસર પામીને દેયિનીએ તેને કુળ, સ્થાનાદિ પૂછ્યાં, એટલે તેણે બધું યથાસ્થિત કહી સંભળાવ્યું; જે સાંભળતાં દેયિનીએ ચિંતવ્યું કે—'અત્યારે દૈવ એને અનુકૂળ છે, માટે સ્વદેશ ભણી જવું ઉચિત છે.' એમ ધારીને તેણે રાજહંસને કહ્યું કે—'આપણે તમારા દેશમાં ચાલીએ.' તે બોલ્યો—'ભલે, ચાલીએ, પણ આ ગોકુલપતિનો પ્રત્યુપકાર કર્યા વિના અહીંથી જવું યોગ્ય નથી.' આથી દેયિનીએ વિચાર કર્યો કે—'આ મહાસત્ત્વ-શાળી લાગે છે, માટે એને સંપત્તિ જરૂર પ્રાપ્ત થશે.' એમ ધારીને તેણે નિધાનની વાત કહી સંભળાવી. એટલે તે ખોદી કહાડીને તેણે ઘણું ધન ગોકુલ-પતિને આપ્યું. પછી ત્યાંથી તે બંને જયંતી નગરીમાં આવ્યા. ત્યાં બહાર આરામમાં સહકાર વૃક્ષ નીચે છાયામાં સુતાં રાજહંસને નિદ્રા આવી ગઇ.

એવામાં પુત્રરહિત **શ્રીચંદ્ર** રાજા મરણ પામ્યો. તેથી પ્રધાનોએ પંચ દિવ્ય તૈયાર કર્યાં. નગરીમાં ફરતાં ફરતાં તે બ્હાર આવ્યાં, કે જ્યાં રાજહંસ સુતો હતો. તેના પરથી સહકારની છાયા દૂર થતી ન હોવાથી તે પંચ દ્રવ્યોએ તેનો સ્વીકાર કર્યો. એટલે પ્રધાનોએ પ્રમોદથી તેને નગરીમાં પ્રવેશ કરાવીને મોટા આડંબરથી તેનો રાજ્યાભિષેક કર્યો. પોતાના પુણ્ય-બળથી તે બધાને અત્યંત પ્રિય થઈ પડવાથી સામંતાદિકને વિશેષ માનનીય થઇ પડયો. એમ રાજ્યસુખ ભોગવતાં તેણે કેટલોક કાળ નિર્ગમન કર્યો.

એક વખતે જયંતીના નવા રાજાની વાત, મહાસેનના સાંભળવામાં આવી. તેથી તેણે પોતાના દૂત મારફતે રાજહંસ રાજાને કહેવરાવ્યું કે—'હે નરેંદ્ર ! દંડ મોકલાવીને મારો સેવક થા, અથવા યુદ્ધ કરવાને તૈયાર થા.' મહાસેનનો આ સંદેશો તેણે રાજહંસને કહી સંભળાવ્યો, જે સાંભળી તેણે દૂતને જવાબ આપ્યો

કે—" તારો સ્વામી મોટો છે, તેથી અગાઉથી હું કંઇપણ કરનાર નથી. તે જ્યારે યુદ્ધ કરવા આવશે, ત્યારે કંઈપણ પ્રેરણા વિનાજ સમયોચિત કરીશ." એમ કહીને તેણે દૂતને વિસર્જન કર્યો. દૂતે ઉજ્જયિની આવતાં તે બધું મહાસેન રાજાને કહી સંભળાવ્યું, જે સાંભળતાં તે અતિ કોપાયમાન થયો અને તેજ દિવસે ઉજ્જયિનીથી ચાલી નીકળ્યો. સતત પ્રયાણ કરતાં તે જયંતીની સરહદમાં આવી પહોંચ્યો. પોતાના નીમેલા પુરૂષો મારફતે તેના આગમનના સમાચાર રાજહંસના સાંભળવામાં આવ્યા. એવામાં દેયિનીએ રાજહંસને નિવેદન કર્યું કે—" તમે પણ સંદેશો મોકલ્યો, તે પ્રમાણે તેની સામે પ્રયાણ કરો. " તેણે કહ્યું—' એમ કરવુંજ ઉચિત છે. ' પછી સામંતાદિક સાથે પૂરતો વિચાર કરીને રાજહંસ યુદ્ધ કરવા માટે ચાલી નીકળ્યો, અને દ્વિગુણ પ્રયાણોથી તે પોતાના દેશના સીમાડે આવી મહાસેનના કટકને મળ્યો. બીજે દિવસે મોટા વિસ્તારથી લડાઈ ચાલી. તેમાં મહાસેનને જીતી તેને નીચે પાડીને રાજહંસે બાંધી લીધો અને દેયિનીને પૂછાવ્યું કે—' અહીં હવે મારે શું કરવું ઉચિત છે ? ' તેણે કહેવરાવ્યું કે—' તેનો સત્કાર કરીને વિસર્જન કરવો—એ સજ્જન પુરૂષની રીત છે.' દેયિનીની આ સલાહ તેણે સ્વીકારી અને પોતે પોતાના હથીયાર નાખી દઇને વાગેલ પ્રહારોના વ્રણપર પાટા બાંધ્યા, એવામાં દેયિનીએ આવી રાજાને પગે પડીને કહ્યું કે—" હે તાત ! તમારી આશિષથી તે હું દેયિની પોતાના પુણ્ય ભોગવું છું " એમ સાંભળતાં રાજાએ દેયિનીને ઓળખી લીધી અને વિચાર કર્યો કે—' જેને મેં પરણાવી, તેને મૂકી દઇને એણે બીજો પતિ કર્યો ' એમ ધારીને રાજા લજ્જા પામ્યો. ત્યારે તેના મનનો ભાવ જાણીને દેયિનીએ પોતાનો બધો વૃતાંત રાજાને કહી બતાવ્યો. આ વખતે—' આ કુરૂચંદ્ર રાજાનો પુત્ર રાજહંસ અને આ મહાસેન રાજાની પુત્રી દેયિની ' એમ પ્રગટ ઓળખાણ થવાથી સામંતાદિક બધા અત્યંત આનંદ પામ્યા, તેમજ મહાસેન રાજા—'અહો! આ તો મેં સારૂં ન કર્યું ' એમ વિચારીને લજ્જા પામ્યો. તે વખતે રાજાએ પોતાના મુખથી કહ્યું કે—' એ પ્રમાણે સહુ કોઇ પોતપોતાના પુણ્ય ભોગવે છે. ' પછી મહાસેન રાજાને સ્વસ્થ કરીને રાજહંસે વિસર્જન કર્યો. ત્યારે તેણે કહ્યું કે—' હું તો હવે વનમાં જાઉં છું. મારા પુત્રો તારા તાબેદાર થશે. ' એમ કહીને તે વનમાં ચાલ્યો ગયો. એ પ્રમાણે અનેક દેશોને સાધતાં રાજહંસ એક મોટો રાજા થયો. કેટલાક વખત પછી દેયિનીને **મૃગાંક** નામે પુત્ર ઉત્પન્ન થયો.

હવે એકદા રાજહંસ રાજાએ વિચાર કર્યો કે—" પૂર્વે મેં કેવાં કર્મ કર્યાં હશે કે જેથી પ્રથમ દુઃખ પામીને પછી સુખ પામ્યો. " આ વખતે રાજાને પ્રતિબોધ આપવાનો અવસર જાણીને **જ્ઞાનભાનુ** નામે ચતુર્જ્ઞાની આચાર્ય ત્યાં પધાર્યા. તેમને વંદન કરવાને ઇંદ્રાણી સહિત ઇંદ્રની જેમ ઉત્તમ હસ્તીપર આરૂઢ થઇને દેયિનીસહિત રાજા આવ્યો. ત્યાં મુનિને વંદન કરી તે બેઠો, એટલે ગુરૂએ

મેઘના જેવા મધુર ઘોષયુક્ત તથા સ્વર્ગ અને મોક્ષ–પુરના માર્ગને બતાવનાર એવી ધર્મદેશના આપી કે—‘ પૂર્વકૃત સુકૃત અને દુષ્કૃતના યોગે જીવોને સુખ કે દુઃખ પ્રાપ્ત થાય છે. કારણ કે કારણ વિના કાર્ય ઉત્પન્ન થાય, તો અતિપ્રસંગનો દોષ આવે.’ ત્યારે રાજાએ પોતાના સુખ–દુઃખના કારણરૂપ પૂર્વકૃતનો વિચાર પૂછયો. એટલે સૂરિમહારાજે પૂર્વકૃત વ્રતભંગનો વૃત્તાંત કહી બતાવ્યો, જે સાંભળતાં તે બંને જાતિસ્મરણ–જ્ઞાન પામીને બોલ્યા કે—‘ હે ભગવન્ ! આપ કહો છો, તે સત્ય વાત છે.’ આ વખતે વ્રતભંગનો વિપાક સાંભળવાથી ઘણા જનો પ્રતિબોધ પામ્યા. તેમને સિદ્ધાંત શ્રવણ કરવાની ભાવના પરમ પદના સાધનરૂપ થઇ પડી. પછી તે બંનેએ ગુરૂ મહારાજ પાસે અણુવ્રત અંગીકાર કર્યા અને તેનું પાલન કરતાં તેઓ દરેક નગરમાં મણિ–કનકના જિનમંદિર કરાવતા તેમજ શીલભૂષિત મુનિઓના ચરણ–કમળને સેવવા લાગ્યા. એમ ચિરકાલ સમ્યક્ પ્રકારે શ્રાવકધર્મ પાળીને છેવટે પોતાના વિવેકી પરિજનની સાથે દીક્ષા ગ્રહણ કરી, અને તીવ્ર તપ તપતાં પ્રાંતે સમાધિપૂર્વક મરણ પામીને તે બંને **બ્રહ્મદેવલોકમાં** ઉત્પન્ન થયા. તેમજ અનુક્રમે મોક્ષને પામશે.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે )—“ હે રાજન્ ! જે પોતાના નિયમને અખંડિત પાળતાં પાપનો પરિહાર કરેછે, તે પુરૂષ પરલોકમાં અવશ્ય અખંડ સુખને પામે છે. વળી જે નિયમ ન કરે, તેમજ ધર્મહીન થઇને જે નિયમને ભાંગે તથા જે માંસનું ભક્ષણ કરવામાં આસક્ત બને છે, તે નરકાદિકની કદર્થના પામે છે.

માટે હે નરેંદ્ર ! તમે સારૂં કર્યું કે સાત મહાવ્યસનમાંના શિકાર અને માંસ–એ બે વ્યસનોનો ત્યાગ કર્યો. વળી બીજા પણ મહા–અનર્થના કારણ હોવાથી તજવા લાયક છે. તેમાં હે ભૂપાલ ! જે કુળને કલંકિત કરે છે, વડીલોની મર્યાદા, સત્ય, શૌચથી વિપરીત, ધર્મ, અર્થ અને કામથી ભ્રષ્ટ કરનાર, દાન, દયા અને ભોગથી વિમુખ, પિતા, માતા, ભ્રાતા પુત્ર તથા સ્ત્રીને છેતરનાર, સુખરૂપ જળને સુકવનાર તથા સદ્ગતિના શત્રુરૂપ દ્યૂત ( જુગાર ) નો ત્યાગ કરવો. એ જુગારમાં આસક્ત થયેલ મનુષ્ય પોતાના સમ્યક્ત્વરૂપ ધનનો ધ્વંસ કરે છે. એમાં આસક્ત થવાથી **નળ** રાજા પોતાના સમસ્ત રાજ્યને હારી ગયો. ”

રાજાએ પૂછયું—‘ હે ભગવન્ ! તે **નળ** રાજા કોણ ? ’ ગુરૂ મહારાજ બોલ્યા—“ રાજન્ ! સાંભળ—

# પ્રકરણ ૫ મું.

## જુગારના વ્યસન ઉપર નળરાજાની કથા.



આ ભરતક્ષેત્રના **કોશલ** નામના દેશમાં **કોશલા** નામે નગરી છે કે જ્યાં ગુણો ( તંતુઓ ) વસન ( વસ્ત્ર ) ના કારણરૂપ થાય છે, એ આશ્ચર્ય છે ત્યાં ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલ, અનુપમ ન્યાય, દાન અને પરાક્રમથી પૂર્ણ તેમજ શત્રુ રાજાઓને દુઃસહ એવો **નિષધ** નામે રાજા હતો. તેને **સુંદરી** રાણીથી ઉત્પન્ન થયેલ તથા લોકોના મનને આનંદ પમાડનાર **નલ** અને **કૂબર** નામે બે પુત્ર હતા.

હવે એજ ભરતક્ષેત્રમાં **વિદર્ભ** દેશના આભરણરૂપ **કુંડિનપુર** નામે નગર છે. ત્યાં શત્રુસમૂહરૂપ સિંહને અષ્ટાપદ સમાન **ભીમરથ** નામે રાજા હતો. તેને સમસ્ત અંતઃપુરરૂપ વૃક્ષના પુષ્પ સમાન **પુષ્પદંતી** નામે રાણી હતી. વિષયસુખ ભોગવતાં તેમને સકલ ભુવનના અલંકાર સમાન એક પુત્રી ઉત્પન્ન થઇ. તેના લલાટ–ભાગમાં સૂર્યના પ્રતિબિંબ સમાન તથા સત્પુરૂષના વક્ષસ્થલમાં શ્રીવત્સ–રત્ન સમાન સ્વાભાવિક તિલક હતો. ' આ કન્યા જનનીના ઉદરમાં આવતાં મેં બધા રાજાઓને દમ્યા '—એમ ધારીને ભીમરથ રાજાએ તેનું **દમયંતી** એવું નામ રાખ્યું. શુકલપક્ષની ચંદ્રલેખા સમાન સર્વ લોકોના મનને આનંદ પમાડનાર તે અનુક્રમે વૃદ્ધિ પામવા લાગી. અવસરે રાજાએ કલાચાર્યને બોલાવીને તેણીનો કલા–અભ્યાસ શરૂ કરાવ્યો. એટલે આદર્શમાં જેમ પ્રતિબિંબ પડે, તેમ તીવ્ર પ્રતિભાયુક્ત તેણીના હૃદયમાં બધી કળાઓ સંક્રાંત થઇ, તેથી ઉપાધ્યાય તો માત્ર તેને સાક્ષીરૂપજ હતો, વળી મુનિજનની સેવાથી સમ્યક્ત્વ પામીને તે વિષમ કર્મ–પ્રકૃતિ વિગેરેના વિચારોમાં પણ અત્યંત પ્રવીણ થઇ ગઇ. મધુર વાણીથી જિનાગમનો અર્થ કરતાં તેણીએ પોતાના માબાપને પણ જિન-ધર્મથી વાસિત બનાવ્યા.

એ પ્રમાણે દમયંતીના પ્રબલ પુણ્યથી પ્રેરાઇને **નિર્વૃતિ** દેવતાએ તેને ભવિષ્યમાં થનાર **શ્રીશાંતિનાથ** ભગવંતની સુવર્ણમય પ્રતિમા આપી, અને કહ્યું કે—' હે વત્સે ! આ પ્રતિમાની તારે પ્રતિદિન પૂજા કરવી. ' દમયંતીએ તે વાત સ્વિકારી અને તે પ્રમાણે તે નિત્ય કરવા લાગી. એમ કરતાં અનુક્રમે તે કામદેવના લીલાવન સમાન યૌવન–અવસ્થા પામી. તે જોતાં જનની–જનક વિચાર કરવા લાગ્યા કે—" અસાધારણ રૂપયુકત આ વિધાતાના વિજ્ઞાનની પરાકાષ્ઠા છે. જે પરમાણુઓથી આ બનાવવામાં આવી છે, તે

પરમાણુઓ તેટલાજ હશે, તેથી એના સમાન રૂપવાન કોઇ વર નથી, કદાચ હશે તો તે જાણવામાં આવતો નથી. માટે સ્વયંવર કરવો ઉચિત છે કે પોતાની ઈચ્છાનુસાર એ વર વરી લે, નહિ તો અયોગ્ય વર આપવાનો દોષ આપણને લાગશે." એમ ધારીને ભીમરથ રાજાએ દૂત મોકલીને રાજાઓ અને રાજપુત્રોને બોલાવ્યા. તે બધા ગજ, અશ્વ, રથ અને પદાતિઓના પરિવાર સહિત ત્યાં આવ્યા. તે વખતે અનુપમ સત્વશાળી નળ રાજા પણ ત્યાં આવી પહોંચ્યો. ભીમભૂપતિએ અત્યાદરપૂર્વક તે બધા નરેંદ્રોને સારા મકાનમાં આવાસ આપ્યો.

હવે આ તરફ તૈયારી કરતાં ભીમરાજાએ, સુવર્ણના સ્તંભથી વિરાજિત, રમણીયતાથી વિમાનનું માન મોડવાને કુશળ તથા પવનથી ઉછળતી ધ્વજાઓના મિષથી જાણે નૃત્ય કરતો હોય તેવો એક વિશાલ સ્વયંવર-મંડપ રચાવ્યો, જેમાં આનંદ ઉપજાવે તેવી વિવિધ પ્રકારની પૂતળીઓ રચાવી તેમજ નાના પ્રકારના રત્નોના કિરણ-સમૂહથી ઇંદ્ર-ધનુષ્યનો ભ્રમ કરાવનાર એવા સુવૃત્ત સિંહાસનો બરાબર પંક્તિવાર સ્થાપન કરાવ્યાં. ત્યાં પોતપોતાની સમૃદ્ધિ પ્રમાણે કિંમતિ વસ્ત્રાભૂષણોથી અલંકૃત થયેલા રાજાઓ આવીને બેઠા અને અનેક પ્રકારના કામ-વિકાર પ્રગટ કરવા લાગ્યા.

એવામાં રવિબિંબથી મનોહર પૂર્વદિશાની જેમ પ્રસરતા પ્રભાસમૂહયુક્ત એવા ભાલ-તિલકથી અલંકૃત, સંપૂર્ણ ચંદ્રમાથી શોભતી પૂર્ણિમાની રાત્રિ સમાન પ્રસન્ન મુખયુક્ત, આવી મળેલ ચક્રવાકના એક મિથુનયુક્ત, કામદેવની ક્રીડા-સરસી સદૃશ, પીન સ્તન મંડલયુક્ત, નવપલ્લવથી વિરાજમાન અશોકવૃક્ષની લતા તુલ્ય રક્ત ચરણ તથા હસ્તયુક્ત, વિકાસ પામતા પુષ્પોના સમૂહથી લચી રહેલ મલ્લિકા-લતા સમાન મુક્તાફલના આભરણોથી શોભાયમાન, શરદઋતુના સ્વચ્છ વાદળ સહિત આકાશ-લક્ષ્મી તુલ્ય, ધવલ વસ્ત્રથી વિરાજિત તથા ઉછળતા મત્સ્યો-ની શ્રેણિથી વ્યાપ્ત સમુદ્રની વેળ સમાન તિર્છા કટાક્ષની છટાથી દિશાઓના મુખને વિચિત્ર બનાવતી એવી દમયંતી પિતાના આદેશથી સ્વયંવર-મંડપને શોભાવતી ત્યાં આવી. તેને જોતાં આશ્ચર્ય પામતા રાજાઓએ તેનેજ ચક્ષુ વિક્ષેપના લક્ષ્યરૂપ બનાવી.

આ વખતે રાજાનો આદેશ થતાં અંતઃપુરની ભદ્રા નામે પ્રતિહારીએ રાજ-કુમારી આગળ રાજકુમારોના પરાક્રમ વર્ણવાનો પ્રારંભ કર્યો—

"હે મૃગાક્ષી ! ઉત્તુંગ તરંગયુક્ત ગંગા નદીને જોવા જો તારી ઇચ્છા હોય તો દૃઢ બાહુબળયુક્ત આ બળ નામના કાશીનરેશને વર."

દમયંતી બોલી—"હે ભદ્રે ! એમ સંભળાય છે કે કાશીમાં વસનારા લોકો બીજાઓને છેતરવામાં ચાલાક હોય છે; તેથી એમાં મારૂં મન રમતું નથી. માટે આગળ ચાલ." એટલે પ્રતિહારી આગળ ચાલીને બોલી કે—

" હે સુલોચને ! શત્રુરૂપ વૈરીઓમાં સિંહ સમાન આ સિંહ નામે કુંકણ દેશનો રાજા છે, એને વરવાથી ઉનાળામાં તું કદલીગૃહોમાં સુખે ક્રીડા કરી શકીશ."

દમયંતીએ કહ્યું—" ભદ્રે! કુંકણવાસી લોકો વિના કારણે ક્રોધ કરે છે, તેથી હું એને પગલે પગલે મનાવી શકું તેમ નથી. માટે બીજાનું નામ કહે. " તેથી પ્રતિહારી આગળ ચાલીને બોલી કે—

" હે દેવી! મહેંદ્ર સમાન રૂપયુકત આ મહેંદ્ર નામે કાશ્મીર દેશનો રાજા છે, જો તારે કેશરના ક્ષેત્રોમાં રમવાની કામના હોય, તો એના કંઠમાં વરમાળા નાખ."

કુમારી બોલી—" હે ભદ્રે ! મારૂં શરીર હીમથી બહુ કાયર છે, તે શું તને ખબર નથી ? " ' તો અહીંથી આગળ ચાલીએ ' એમ બોલતી પ્રતિહારી આગળ ચાલીને કહેવા લાગી —

" આ કૌશાંબી નગરીનો રાજા જયકોશ કે જેનો ભંડાર વિશાલ છે અને જે કામદેવ સમાન રૂપવાન્ છે, એ તને પસંદ છે ? "

દમયંતી વાત ઉડાવતાં બોલી—" દાસી ! વરમાલા તો બહુ રમણીય બનાવી છે ! " ભદ્રા વિચારવા લાગી કે–' એણે જવાબ ન આપ્યો, તેથી આ રાજાનો પ્રતિષેધ થઈ ગયો. ' એટલે આગળ ચાલીને તે બોલી કે—

" હે કોકિલકંઠી ! આ કલિંગ દેશના પતિ જયરાજાના કંઠમાં વરમાળા આરોપણ કર, કે જેનો ખડ્ગરૂપ રાહુ, શત્રુઓના યશરૂપ ચંદ્રમાને ગ્રસ્ત કરી ગયો છે. "

કુમારી બોલી—" પિતા સમાન વયોવૃદ્ધ એને નમસ્કાર છે. " ત્યારે ભદ્રા આગળ ચાલીને બોલી—

" હે ગજગામિની ! ગૌડ દેશનો આ વીરમુકુટ રાજા તને રૂચે છે ? કે જેની ગજ–ઘટાના ઘંટારવથી જાણે બ્રહ્માંડ પણ ફુટી જાય. "

કુમારી બોલી—" અહો માણસોનું આવું અત્યંત ભ્રમર સમાન શ્યામ રૂપ પણ હોય છે ખરૂં ? માટે સત્વર આગળ ચાલ. મારૂં હૃદય તો કંપે છે ! " એમ સાંભળતાં જરા હસતી હસતી આગળ જઈને તે કહેવા લાગી—

" હે પદ્માક્ષી ! અવંતી દેશના નાથ, આ પદ્મનાભને તારો નાથ કર, કે જેથી ક્ષિપ્રાનદીના તીરપર રહેલા વૃક્ષ–વનમાં તું આનંદથી રમી શકે. "

દમયંતી બોલી—" અહા ! સ્વયંવર મંડપમાં આમ ચાલતાં ચાલતાં તો હવે હું થાકી, તો ભદ્રે ! હજી કેટલીકવાર સુધી બોલ્યા કરીશ ?" એમ સાંભળતાં ભદ્રાએ ચિંતવ્યું કે–' આ પણ મને ગમતો નથી ' એમ કુમારીએ કહી સંભળાવ્યું, માટે આગળ જાઉં. ' એમ ધારી તે આગળ ચાલીને કહેવા લાગી—

"આ નિષધ રાજાનો નળ નામે પુત્ર છે; કે જેનું રૂપ જોતાં ઇંદ્ર પણ પોતાના હજાર લોચનને સફળ માને છે."

આ વખતે નળ રાજાના રૂપને જોતાં અંતરમાં આશ્ચર્ય પામતી દમયંતી ચિંતવવા લાગી કે–"અહો ! આની આકૃતિ સમસ્ત રૂપવંત પુરૂષોમાં એક દષ્ટાંતરૂપ છે, અહો ! અસાધારણ લાવણ્ય ! અહો ! ઉત્કૃષ્ટ સૌભાગ્ય ! અહો ! મીઠાશ ભરેલ વિલાસ ! માટે હે હૃદય ! આને પતિ તરીકે સ્વિકારીને પરમ સંતોષ પામ." એમ હર્ષના કલ્લોલ સાથે દમયંતીએ નળ રાજાના કંઠમાં વરમાળ આરોપણ કરી. એવામાં 'અહો ! આ યોગ્ય પતિને વરી' એમ લોકોમાં કલરવ પ્રગટ્યો.

એ અરસામાં આ બધું સહન ન કરી શકવાથી કૃષ્ણરાજ તરવાર ખેંચી કહાડી નળનો તિરસ્કાર કરવા લાગ્યો–"હે નળ ! તું દમયંતીને પરણી શકીશ નહિ. તને વરી–એ દમયંતીએ અનુચિત કર્યું. મારા વિના એને બીજો વર ઉચિત નથી. માટે એને મુકી દે અથવા યુદ્ધ કરવાને સજ્જ થા." એ પ્રમાણે તેનો આક્ષેપ સાંભળતાં નળરાજા બોલ્યો કે–"અરે નરાધમ ! દમયંતી તને ન વરી, તેથી શું દૂભાયો છે ? અને અત્યારે મને વરતાં તે પરસ્ત્રી થઇ, તો એની પ્રાર્થના કરતાં તું કુળ–કલંકને ગણતો નથી, અપયશના પંકની આશંકા રાખતો નથી, લોકથી લજ્જા પામતો નથી અને પરલોકથી ભય લાવતો નથી. તેથી તેં સન્માર્ગ તજી દીધો છે, તો મારે એ તને શીખવવાનો છે." એમ કહી હાથમાં તરવાર લેતાં કોપાનળથી જ્વલંત થતો નળરાજા ઉઠ્યો. ત્યાં બંનેના સૈન્યો વિવિધ આયુધોથી ભય પમાડતાં સજ્જ થયાં.

એવામાં દમયંતી ચિંતવવા લાગી કે–"અહા ! મારાં કેવાં મંદ ભાગ્ય કે મારી ખાતર આ પ્રલય જાગ્યો. માટે જો અરિહંત ભગવંતમાં મારી સાચી ભક્તિ હોય, તો હે શાસનદેવી ! નળરાજા વિજય–લક્ષ્મી પામે અને આ સમર–સમારંભ ઉપશાંત થાય." એમ કહેતાં તેણે જળ–કળશ હાથમાં લીધો અને ત્રણવાર જળનો છંટકાવ કર્યો. એ જળનો સ્પર્શ પામતાં કૃષ્ણરાજ નિર્વાણ પામેલ અંગારાની જેમ નિસ્તેજ થઇ ગયો, અને વૃક્ષપરથી જેમ પાકેલ પાંદડું પડે તેમ તેના હાથમાંથી તરવાર પડી ગઇ. એટલે વિષરહિત થયેલા વિષધરની જેમ રોષરહિત થયેલ કૃષ્ણરાજ વિચારવા લાગ્યો–'નળ સામે હું અયુકત બોલ્યો. એ કાંઈ સામાન્ય પુરૂષ નથી, માટે એ મારે નમન કરવા યોગ્ય છે.' એમ ધારી તેણે પ્રણામપૂર્વક નળ પાસે પોતાનો અપરાધ ખમાવ્યો. પછી નમી પડેલા કૃષ્ણ રાજાને નળે આદરસહિત વિસર્જન કર્યો. કારણ કે 'ઉત્તમ જનો પ્રણત–વત્સલ હોય છે' પંડિત જનોનું એ કથન સત્ય છે.

હવે નળના ચરિત્રથી સંતુષ્ટ થયેલ ભીમ રાજાએ અન્ય રાજાઓનો બરાબર સત્કાર કરીને તેમને વિસર્જન કર્યા. પછી મોટા ઓચ્છવ સહિત તેણે દમયંતી નળને

પરણાવી અને કર-મોચન વખતે નળને તેણે અનેક હાથી, ઘોડા, રત્ન-અલંકારાદિક કિંમતિ વસ્તુએ આપી. એમ ભીમથી સન્માન પામેલ તે કેટલાક દિવસ ત્યાં રહ્યો. પછી અત્યંત આદરપૂર્વક કેટલોક પંથ સાથે આવતા ભીમને વિસર્જન કરીને નળ રાજાએ પોતાની નગરી તરફ પ્રયાણ કર્યું આ વખતે નળની સાથે જતી દમયંતીને તેની માતાએ શિખામણ આપતાં કહ્યું કે—

" जंपिज्ज पियं विणयं करिज्ज वज्जेज्ज पुत्ति पर-निंदं ।
वसणे वि मा विमुंचसु देह-च्छायव्व नियनाहं "

અર્થ—હે પુત્રી ! સદા પ્રિય બોલજે, વિનય કરજે, પરનિંદાનો ત્યાગ કરજે તેમજ સંકટ વખતે પણ દેહની છાયાની જેમ તારા પતિનો ત્યાગ કરીશ નહિ.

આ તેની શિખામણ સ્વિકારી પ્રણામ કરતી દમયંતીને તેના જનક-જનનીએ વિસર્જન કરી, એટલે નળે તેને રથમાં ચડાવીને પોતાના ઉત્સંગમાં બેસારી. પછી ચતુરંગ સેનાથી ઉડતી ધૂળથી આકાશ-મંડળને આચ્છાદિત કરનાર નળના ગમન કરતાં વચમાં સૂર્ય અસ્ત થયો, એટલે દૃષ્ટિ-પ્રસારને રોકનાર અંધકારથી ભુવન આચ્છાદિત થઇ ગયું. જેથી જળ, સ્થળ, વૃક્ષ, પર્વત કે ખાડા કંઈ જોવામાંજ ન આવતું; તથાપિ પોતાની નગરી તરફ જવાને ઉત્કંઠિત થયેલ નળ આગળ ચાલતો અટકયો નહિ; પણ દૃષ્ટિ-પ્રસારનો નિરોધ થવાથી સ્ખલના પામીને ખાડામાં પડતા તથા ઉન્માર્ગે જતા પોતાના બળ-સૈન્યને જોઇ નળે દમયંતીને કહ્યું કે—" હે દેવી ! ક્ષણવાર જાગ્રત થા અને તારા લલાટ-તિલકરૂપ રવિને પ્રકાશિત કર." કારણ કે અત્યારે અંધકારથી લોચન-માર્ગ આચ્છાદિત થવાથી સમસ્ત લશ્કર આગળ ચાલવાને અસમર્થ છે." આથી દમયંતીએ લલાટપર હાથ ઘસ્યો કે તરત અંધકાર દૂર કરનાર તથા ઉત્કટ કાંતિના સમૂહરૂપ તિલક પ્રગટ થયો, અને તેથી સમસ્ત સૈન્ય નિર્વિઘ્ને માર્ગે ચાલ્યું.

હવે કોશલા નગરીની નજીક આવતાં નળે દમયંતીને કહ્યું કે-' હે દેવી ! જિનમંદિરોથી બિરાજમાન આ મારી નગરી છે.' દમયંતી બોલી-' હું ધન્ય છું કે નળરાજા નાથને પામીને પ્રતિદિન જિનપ્રતિમાની પૂજા કરીશ.' પછી પ્રશસ્ત દિવસે ઘણા માંચડાઓની રચનાથી ઋદ્ધિનો આડંબર થતાં, દરેક ભવને ફરકતી ધ્વજાઓથી આકાશ વ્યાપ્ત થતાં, વિવિધ વાજીંત્રોના નાદથી દિશાઓ પૂરાઇ જતાં અને વારાંગનાઓના નિરંતર નૃત્ય કરતાં પગલે પગલે મંગલ ગવાતાં નળરાજાએ નગરીમાં પ્રવેશ કર્યો. રાજભવનમાં આવતાં દમયંતીસહિત તેણે માતપિતાને પ્રણામ કર્યા. તેમણે આશિષ આપીને તેને અભિનંદિત કર્યો.

પછી સુખપૂર્વક ત્યાં રહેતાં કોઇવાર નળ-દમયંતી જળ-ક્રીડા કરતા, કોઇ વાર હીંચકાપર બેસી આંદોલન-સુખ અનુભવતા, કોઇવાર પોતે સુગંધિ પુષ્પોના

ઇચ્છથી પરસ્પર વિચિત્ર કેશ–બંધન કરતા, તો કોઇવાર અક્ષ–પાશાથી રમત રમતા, અને કોઈવાર નળ પોતે વિવિધ વાજિંત્ર વગાડીને એકાંતમાં દમયંતીને નૃત્ય કરાવતો. એમ નિરંતર દમયંતી સાથે રહીને નળ વિનોદથી કાળ વ્યતીત કરવા લાગ્યો.

એકદા નિષધ રાજાએ નળને પોતાના રાજ્યપર બેસારી અને કૂબરને કુમારપણામાં સ્થાપન કરીને પોતે દીક્ષા અંગીકાર કરી પછી વૈરીઓને અનલ સમાન દુઃસહ તેજના વિસ્તારયુકત અને રાજાઓના મસ્તકને પોતાના ચરણ–કમળમાં નમાવનાર નળ રાજા રાજ્યનું પાલન કરવા લાગ્યો.

એક વખતે રાજાએ મંત્રીઓને પૂછયું કે—' પિતાએ તાબે કરેલ તેટલીજ માત્ર પૃથ્વીને હું ભોગવું છું કે તે કરતાં અધિક ભોગવું છું ? ' તેમણે કહ્યું–" નિષધ રાજાએ ત્રણ ભાગ ન્યૂન ભરતાર્ધ ભોગવ્યુ અને તમે સમસ્ત ભરતાર્ધ ભોગવો છો, માટે ' પિતા કરતાં પુત્ર અધિક હોય ' એ કહેવત બરાબર છે, પરંતુ અહીંથી બસેં યોજનપર તક્ષશિલા નામે નગરી છે, ત્યાં કદંબ નામે રાજા છે, તે તમારી આજ્ઞા માનતો નથી. તેથી સમસ્ત ભરતાર્ધના વિજયથી ઉત્પન્ન થયેલ તમારા નિર્મળ યશરૂપ ચંદ્રમામાં તે દુર્વિનીત લાંછનપણાને ધારણ કરે છે, તમે એની રોગની જેમ ઉપેક્ષા કરી, તેથી અત્યારે વૃદ્ધિ પામીને દુઃસાધ્ય થઇ પડયો છે. જો તમે એને પરાજિત કરવાની ઇચ્છા કરો, તો પર્વતથી પતિત થયેલ ઘટની જેમ એ નાશ પામે. માટે પ્રથમ દૂત મોકલીને એના મનનો અભિપ્રાય જાણી લ્યો, પછી જેમ યોગ્ય લાગે તેમ કરજો. " એમ સમજીને વિચિત્ર વચન–ચાતુર્યમાં ચાલાક એક દૂતને તેણે બધી હકીકત સમજાવીને કદંબ પાસે મોકલ્યો. તેણે સત્વર જઇને કદંબને જણાવ્યું કે:—

" વૈરીઓરૂપ વનને બાળવામાં દાવાનળ સમાન નળરાજાએ તમને આજ્ઞા કરી છે કે—" મારી સેવાનો સ્વીકાર કરીને પોતાનું રાજ્ય પાળો. જો એમ નહિ કરે તો શીલ–ભ્રષ્ટ મુનિ જેમ સુકૃતથી ભ્રષ્ટ થાય, તેમ આ સપ્તાંગ રાજ્યથી તું ભ્રષ્ટ થઇશ. વળી તારા હિતનો વિચાર કરીનેજ મેં દૂતને તારી પાસે મોકલ્યો છે, નહિ તો અચાનક આવીને તારો નાશજ કરી નાખત. " એ પ્રમાણે દૂતનાં વચન સાંભળતાં દાંતથી હોઠને કરડતો અને પોતાની શક્તિનો વિચાર કર્યા વિના કદંબરાજા બોલ્યો–" તારો સ્વામી શું બાલક છે ? મદોન્મત્ત કે વાચાલ છે ? કે જે સમસ્ત શત્રુરૂપ સર્પોને દબાવવામાં ગરૂડસમાન એવા મને પણ ઓળખતો નથી ? ગુણ દોષનો વિચાર કરનારા શું તેના મંત્રીઓ પણ કોઇ એવા નથી ? કે જેઓ આમ વિના વિચાર્યે બોલતો નળને અટકાવે. માટે હે દૂત ! જા, જો તારો રાજા પોતાના જીવિતથી કંટાળો પામ્યો હોય, તો ભલે યુદ્ધ કરવાને તૈયાર થઈ જાય. હે દૂત ! હું પણ આ આવ્યો સમજજે. "

પછી દૂતે આવીને કદંબની વાત બધી નળને સંભળાવી. જેથી નળ રાજા

તેના પર બહુજ કોપાયમાન થયો, અને ચતુરંગ બળસહિત તેણે કદંબપર ચડાઇ કરી. તક્ષશિલા આગળ પહોંચતાં તેણે પોતાની ગજ-સેનાથી જાણે બીજો કિલ્લો હોય તેમ નગરીને ઘેરી લીધી. નળને આવેલ જાણી તેને સહન ન કરતાં કદંબ સજ્જ થઇને સામે આવ્યો. પછી વિવિધ હથિયારના કિરણોથી સૂર્યના તેજને દ્વિગુણિત કરતા, બાણ-સમૂહથી આકાશને આચ્છાદિત કરતા, તરવારોના સંઘટ્ટનથી અગ્નિની શિખાના તેજને પ્રગટાવતા, દેવો, સિદ્ધપુરૂષો, તથા, યક્ષોને નાચતો ધડ-સમૂહ બતાવતા તેમજ વહેતી રક્ત-નદીઓમાં સુભટ-મસ્તકોને કમળની ઉપમા અપાવતા તે બંનેના સૈન્યો યુદ્ધમાં જોડાયાં. એવામાં સુભટોનો સંહાર થતો જોઇને નળે કદંબને કહ્યું કે-' આ કૃમિ સમાન પદાતિઓને મારવાથી શું ? આપણે બંને યુદ્ધ કરીએ.' એમ કરતાં કદંબે જે જે યુદ્ધ નળ પાસે માગ્યું, તે તે યુદ્ધમાં નળરાજાએ તેને જીતી લીધો. આથી તે પલાયન કરી, સંયમ આદરીને પ્રતિમાએ રહ્યો. કદંબને મુનિવેષમાં જોતાં નળરાજાએ કહ્યું કે—' આ સચ્ચરિત્રથી તમે મને જીતી લીધો. માટે હવે પોતાનું રાજ્ય કરો.' એમ સાંભળ્યા છતાં કદંબે અનીલની જેમ અસાર સમજીને નલની ઉપેક્ષા કરી. કદંબના સત્ત્વથી રંજિત થયેલ નળરાજાએ તેના **જયશક્તિ** નામના પુત્રને રાજ્યપર બેસાર્યો.

નળના આવા પરાક્રમથી પરાજિત થઇને રાજાઓએ વિષ્ણુની જેમ તેનો ભરતાર્ધનો રાજ્યાભિષેક કર્યો. પગલે પગલે ભક્તિ-કુશળ રાજાઓના ભેટણાંથી ભંડારને વૃદ્ધિ પમાડતો નળરાજા કોશલા નગરીમાં રહીને વિદ્યાધરોની વનિતાઓથી પરાક્રમની પ્રશંસા પામતાં દમયંતીની સાથે વિવિધ વિનોદથી રમતાં તે કાળ નિર્ગમન કરવા લાગ્યો.

હવે અહીં સર્વ-કુલાંગાર અને રાજ્ય-લુબ્ધ કૂબર નળના છિદ્ર જોતો રહે છે. ચંદ્રના કલંકની જેમ દૈવયોગે નળને જુગારનું વ્યસન લાગુ પડયું. ' નળ પાસેથી રાજ્ય જીતી લઉં ' એમ ભાવના ભાવતો કૂબર તેને પ્રતિદિન જુગાર રમાડવા લાગ્યો. ડમરૂની ગાંઠની જેમ પરસ્પર બંને. જીતતાં જુગાર રમવામાં તેમણે ઘણો વખત ગુમાવ્યો.

એક વખતે નશીબયોગે નળ કૂબરને જીતી ન શકયો. દક્ષ છતાં નળના પાશા ઇચ્છા પ્રમાણે અનુકૂલ ન પડયા. વારંવાર નીચ કૂબર, નળના પાશાને મારવા લાગ્યો. એમ કરતાં કૂબરે નળના ગામ, નગર, ખેટ, કર્ણટાદિક હરાવ્યા, એટલે ઉનાળામાં તળાવ જેમ જળથી હીન થાય, તેમ નળ વૈભવથી ક્ષીણ થવા લાગ્યો. દ્યૂતમાં અંધ થતા નળપર લોકો નારાજ થયા, પણ તે વખતે પોતાના મનોરથ પૂર્ણ થવાથી કૂબર હર્ષ પામવા લાગ્યો. નળના અનુરાગી લોકો આ વખતે હાહારવ કરવા લાગ્યા, જે સાંભળતાં દમયંતી નળ પાસે આવીને કહેવા લાગી કે—

" હે નાથ! મારાપર પ્રસન્ન થાઓ અને હું પ્રાર્થના કરૂં છું કે—આ

જુગારનો ત્યાગ કરો. સંકટ આપવામાં દક્ષ એવા આ અક્ષ ( પાશા ) તારા વૈરી લાગે છે. લઘુ બંધુ કૂબરને આ રાજ્ય પોતાના હાથે આપી દે, તો સારૂં; પરંતુ 'આ હઠથી પોતાનું રાજ્ય હારી ગયો' એવી અપકીર્ત્તિ પોતાના શિરે વ્હોરી ન લે. જે રાજ્ય અનેક યુદ્ધો કરતાં મેળવ્યું, તે જુગારથી હારી જતાં તાપમાં રહેલ મીણની જેમ હે દેવ ! મારા મનમાં અતિ ખેદ થાય છે. " એ પ્રમાણે દમયંતીના વચન મદોન્મત્ત હાથી અંકુશને ન ગણકારે, તેમ નળે માન્ય ન કર્યા. ત્યારે દમયંતીએ પ્રધાનોને કહ્યું કે-' નળને જુગાર કરતાં અટકાવો. ' આથી તેમણે પણ નલને બહુ સમજાવ્યું, છતાં તે જુગારથી અટક્યો નહિ. કારણ કે સંનિપાતથી ગ્રસ્ત થયેલાને ઔષધ કાંઈ કામ ન આવે. આ હઠવાદથી તે સમસ્ત દમયંતી પ્રમુખ અંતઃપુર તથા શરીરે પહેરેલાં બધા આભરણો પણ હારી ગયો. ત્યારે કૂબરે તેનો અનાદર કરતાં કહ્યું કે—' આ મારૂં રાજ્ય છે, માટે મૂકીને ચાલતો થા. તને પિતાએ રાજ્ય આપ્યું હતું અને મને આ પાશાએ રાજ્ય આપ્યું. ' આવી તેની દુષ્ટતા જોઇને નળ રાજાએ કહ્યું કે-" હે ભદ્ર ! પ્રબળ ભુજાના બળવંતોને લક્ષ્મી દૂર નથી. આવા અભિમાનને તજી દે. " એમ કૂબરને સંભળાવતાં માત્ર એક વસ્ત્ર ધારણ કરી પ્રસન્ન થતો નળરાજા ચાલી નીકળ્યો. કારણ કે ધીર પુરૂષો વિષમ અવસ્થામાં પણ કાયર મનના થતા નથી. નળની પાછળ દમયંતી નીકળી, એવામાં કૂબરે તેને અટકાવતાં કહ્યું કે-" હે મૃગાક્ષી ! તું જઇશ નહિ. જુગારમાં તું પણ રાજ્ય સાથે જીતાઇ ગઇ છે. માટે મારા અંતઃપુરને અલંકૃત કર. " આ તેની અધમતા સાંભળતાં મંત્રીઓએ કૂબરને કહ્યું કે-" મહાસતી દમયંતી પરપુરૂષની છાયાનો પણ સ્પર્શ કરતી નથી, માટે એને તારા અંતઃપુરમાં ન રાખ. કારણ કે મોટા બંધુની સ્ત્રીને માતા સમાન ગણવી જોઇએ. છતાં તું હઠ લીવીને તેમ કરવા જઇશ, તો આ સતી તને બાળીને ભસ્મ કરી મૂકશે. કારણ કે સતીઓને દુષ્કર કંઇ પણ નથી. માટે આ સતીને કોપાયમાન કરીને તું અનર્થમાં ન ઉતર. સ્વામિની પાછળ જતાં એને ઉત્સાહ આપવો જોઇએ, પણ અટકાવવી ન જોઇએ. વળી નળને ગામ, ખેટાદિક આપવાં તો તારાં દૂર રહ્યાં, પણ ભાતા અને સારથિ સહિત એક રથ આપ. "

એમ મંત્રીના કહેવાથી કૂબરે દમયંતીને નળની સાથે જવા દીધી અને સારથિ તથાભાતા સહિત તેણે નળને રથ પણ આપ્યો. ત્યારે નળે કહ્યું કે-' જે મેં ભરતાર્ધના વિજયથી મેળવેલ લક્ષ્મીનો પણ લીલાથી ત્યાગ કર્યો, તો મને રથની શી જરૂર છે ? ' ત્યારે પ્રધાનોએ તેને કહ્યું કે-" ચિરકાલના સેવક એવા. અમને પણ તારી પાછળ આવતાં કૂબર અટકાવે છે. વળી અમારો એવો ક્રમ છે કે-આ વંશમાં જે રાજા થાય, તેની અમે સેવા કરીએ. તમે પોતે કૂબરને રાજ્ય આપેલ છે. અમે એને કેમ તજી શકીએ ? માટે હવે તો અત્યારે દમયંતી એજ તમારી

ભાયો, મંત્રી, મિત્ર કે પદાતિ છે, એ શરીરે શિરીષ પુષ્પ સમાન કોમળ હોવાથી સૂર્યના તાપથી તપેલ ધુળયુક્ત માર્ગે કમળ સમાન કોમળ ચરણોથી કેમ ચાલી શકશે ? માટે હે નાથ! રથનો સ્વીકાર કરીને અમારાપર અનુગ્રહ કરો અને દેવીની સાથે આ રથપર આરોહણ કરો. ”

મંત્રીઓના આવા આગ્રહથી નળ રાજા દમયંતી સાથે રથમાં બેસીને આગળ ચાલ્યો. એક વસ્ત્રધારી દમયંતીને જોતાં અશ્રુ–જળના બિંદુઓથી હારને દ્વિગુણિત કરતી નગરાંગનાઓ રોવા લાગી. જતાં જતાં નળરાજાએ નગરીના મધ્યભાગમાં પાંચસો હાથ પ્રમાણ ઉંચો એક સ્તંભ જોયો અને રાજ્ય–ભ્રંશના દુઃખને ન માનતા તેણે જાણે કૌતુકથી કદલી સ્તભની જેમ પોતાના હાથે લીલા માત્રમાં ઉખેડી નાખ્યો. પછી ઉખેડવા અને સ્થાપન કરવા રૂપ રાજ–વ્યયને જાણે બતાવતો હોય તેમ તેણે ફરી ત્યાંજ તેને આરોપણ કર્યો. આ જોતાં નાગર જનો કહેવા લાગ્યા કે– “ અહો ! આવા બળશાળી છતાં નળનો રાજ્ય–ભ્રંશ થયો. ખરેખર ! વિધિનું નિર્માણ વિચિત્ર લાગે છે. પૂર્વે નગરના ઉદ્યાનમાં કૂબરની સાથે રમતા નળને જોતાં એક દિવ્ય જ્ઞાનધારી મુનિ બોલ્યા હતા કે—‘ નળ ભરતાર્ધનો સ્વામી થશે, અને તે નગરના મધ્યમાં રહેલ પાંચસો હસ્ત પ્રમાણ સ્તંભને ચલાયમાન કરશે. આ બંને વાત અમે અમારી નજરે જોઇ. પરંતુ નળના જીવતાં કોશલાનો જે બીજો રાજા થયો–તે વિપરીત થયું છે. અથવા તો મુનિનું વચન અન્યથા ન થાય, અહીં કૂબર કંઇ લાંબો વખત રાજ્ય ચલાવી શકશે નહિ. છેવટે તો નળ પોતેજ રાજા થશે. ”

એ પ્રમાણે લોકોના સંતાપને શ્રવણ કરતાં અને રૂદન કરતી દમયંતીના અશ્રુજળથી રથને સિંચતાં નળ નગરીની બહાર નીકળ્યો, ત્યારે તેણે દમયંતીને કહ્યું કે—‘ હે દેવી ! હવે આપણે કયાં ચાલીએ ? ’ તે બોલી—‘ હે દેવ ! કુંડિનપુરમાં ચાલો, ત્યાં અતિથિ થઇને મારા તાત પર અનુગ્રહ કરો. ’ તેથી નળનો આદેશ થતાં સારથિએ રથ–અશ્વો કુંડિનપુર ભણી ચલાવ્યા. આગળ ચાલતાં અનુક્રમે ઘુરઘુર કરતા વાઘોના ઘોર અવાજથી પાંથ જનોને ત્રાસ પમાડનાર, શાર્દૂલોના રૌદ્ર શબ્દોથી હરણોના પ્રાણ હરનાર, વિષથી વિષમ થયેલા સર્પોના સંચારથી ભયંકર તથા શિકારીપશુઓની ઘોર ગર્જનાથી વ્યાપ્ત એવા અરણ્યમાં નળ આવી પહોંચ્યો. ત્યાં હાથમાં ધનુષ્ય, બાણ અને પત્થર લઇને આવતા ભીલોએ તેને અટકાવ્યો. એટલે રથને મૂકી હાથમાં તરવાર લઇને નળ તેમની સામે થયો. એવામાં દમયંતીએ તેને કહ્યું કે—“ શિયાળીયાઓપર સિંહની જેમ હે નાથ ! તમારે આ લોક સાથે કલહ કેવો ? ભરતાર્ધની વિજય–લક્ષ્મીના વિલાસના સ્થાન રૂપ તમારી તરવાર, આ પશુ જેવા બાળકોપર પ્રહાર કરતાં શું લજ્જા પામતી

નથી ? ' એમ બોલતાં રથ થકી નીચે ઉતરીને દમયંતીએ નળનો હાથ પકડી લીધો. પછી દમયંતીએ શીલના માહાત્મ્યથી દુઃસહ એવા હુંકારા ભીલો તરફ મૂક્યા. એટલે સિંહોના નાદથી જેમ હરણો નાશે, તેમ ભીલો બધા ચોતરફ ભાગી ગયા. તે ભીલોની પાછળ નળની સાથે દમયંતી બહુ દૂર નીકળી ગઇ. એવામાં પાછળથી બીજા ભીલોએ આવીને તેમનો રથ લઇ લીધો. વિધિ વિપરીત થાય, ત્યારે પુરૂષનો પ્રયત્ન શા કામનો ?

હવે તે ભયંકર અરણ્યમાં પોતાના હાથમાં દમયંતીનો કર ગ્રહણ કરી, કર-ગ્રહણના ઉત્સવના સમયને યાદ કરાવતો નળ આગળ ચાલ્યો. ત્યાં દર્ભોના તીક્ષ્ણ અગ્રભાગથી વીંધાયેલા કોમળ ચરણ–કમળથી ઝરતા રક્ત–બિંદુઓથી દમયંતીએ તે અરણ્યને [1]ઇંદ્રગોપમય બનાવી દીધું હોય તેવું ભાસવા લાગ્યું. રાજ્ય–વખતે દમયંતીના શિરે જે પટ્ટ–બંધ હતો, તે અત્યારે નળે પોતાના વસ્ત્રના ખંડથી તે-ણીના પગે કર્યો ( બાંધ્યો ). ત્યાં રસ્તાના ગમનથી શરીરે થાક લાગતાં દમયંતીને વૃક્ષનીચે બેસારીને નળ રાજા પોતાના વસ્ત્રના છેડાથી પવન નાખવા લાગ્યો. તેણી તૃષાતુર થતાં પત્રપુટમાં પાણી લાવીને તેને પીવરાવતો એમ માર્ગ ઓળંગતાં દમ-યંતીએ તેને પૂછ્યું કે—' હે નાથ ! આ અરણ્યનો પંથ હજી કેટલો બાકી છે ? ' નળ બોલ્યો—' દેવી ! આ અરણ્ય એક સો યોજનનું છે, તેમાં હજી આપણે પાંચ યોજન ઓળંગ્યા છે. માટે ધીરજ ધર.'

એમ રસ્તામાં આલાપ કરતાં આગળ ચાલતાં તેમનો પ્રતિકાર કરવાને અ-શક્ત હોવાથી જાણે લજ્જા પામ્યો હોય તેમ સૂર્ય અસ્તાચલના શિખરમાં છુપાઇ ગયો. ત્યારે જંગલના અશોકવૃક્ષના પાંદડાં લાવી નળે એક પ્રશસ્ત શય્યા (પથારી) કરતાં દમયંતીને કહ્યું—' હે દેવી ! અહીં શયન કરી દુઃખના સુખને ભેદીને નિદ્રાને અવકાશ આપો. અત્યારે ભયની શંકા લાવીશ નહિ. કારણ કે હું તારી સંભાળ રાખનાર જાગતો બેઠો છું.' એમ કહી નળે પોતાનું અર્ધ વસ્ત્ર પથારી પર પાથર્યું. એટલે અરિહંત દેવને વંદન કરી, પંચ પરમેષ્ઠીરૂપ ઇષ્ટમંત્રના સ્મરણ પૂર્વક દમયંતીએ ત્યાં શયન કર્યું. તેણીને નિદ્રા આવી જતાં નળે વિચાર કર્યો કે—

" જેઓ પોતાના સસરાના શરણે જાય છે, તે પુરૂષો પોતાના પુરૂષત્વની કીર્ત્તિને ખોઇ બેસે છે. તો હું નિર્ભાગી થઇને દમયંતીના પિતાના ઘરે કેમ જાઉં? માટે હૃદયને વજ્ર સમાન કઠિન બનાવી દમયંતીને પણ અહીં મૂકી દઇને હું રંક-ની જેમ એકલો ક્યાંક અન્યત્ર ચાલ્યો જાઉં. દમયંતીને પોતાના શીલના પ્રભાવથી કંઇ પણ આપત્તિ આવવાની નથી. કારણ કે શીલ એક બખ્તરની જેમ સર્વ રીતે સતીઓની રક્ષા કરે છે. " એમ ધારીને અર્ધ વસ્ત્ર તેણે છરીથી કાપી લીધું અને દમયંતીના વસ્ત્રના છેડાપર પોતાના રૂધિરથી નીચે પ્રમાણે અક્ષરો લખ્યા—

૧ વરસાદ વખતે તાત્કાલિક ઉત્પન્ન થતા એક જાતના જંતુ.

" वडरूक्खह दाहिण-दिसिहिं जाइ विदब्भिहि मग्गु ।
वामदिसिहि पुण कोसलिहि जहिं रूचइ तहिं लग्गू " ॥

અર્થ—" વડવૃક્ષની દક્ષિણ-દિશાએ વિદર્ભ દેશનો માર્ગ જાય છે અને ડાબી દિશાએ કોશલાનો રસ્તો છે. તને જ્યાં જવું હોય ત્યાં જજે અને હું અન્ય સ્થાને જવાનો છું." એમ લખી બોલ્યા વિના અને પગનો અવાજ કર્યા વિના નળ આગળ જવા લાગ્યો સુતેલ પ્રિય પ્રમદાને સિંહાવલોકનથી અવલોકન કરતાં કેટલીક ભૂમિ જઇને તે વિચારવા લાગ્યો—" આ સુતેલી અનાથ બાળાને કોઈ ક્ષુધાતુર વાઘ કે સિંહ મારી નાખશે તો મારી શી ગતિ થશે ? માટે સૂર્યોદય સુધી એનું રક્ષણ કરૂં. પ્રભાતે ભલે સ્વેચ્છાએ એ ગમે ત્યાં ચાલી જાય " એમ ધારી નિધાન પડી ગયેલ પુરૂષની જેમ નળ તેજ પગલે પાછો ફર્યો અને ભૂમિપર સુતેલ દમયંતીને જોઇને તે વિચાર કરવા લાગ્યો કે—" હા ! દમયંતી એક વસ્ત્રે એકલી શૂન્ય અરણ્યમાં સુતી છે. નળના અંતઃપુરમાં સૂર્યના કિરણો પણ આવી ન શકતા. મારા કર્મના દોષથી આ કમલ-લોચના આવી અવસ્થાને પામી છે. તો અરે ! હતાશ હું શું કરૂં ? બધી રીતે લાચાર છું. મહીપીઠપર આળોટતી અનાથ પ્રિયતમાને નજરે જોતાં જે નિર્લજ્જ હું લજ્જા પામતો નથી, તેથી હું જરૂર વજ્રથી ઘડાયેલ છું. એને અરણ્યમાં મૂકતાં જ્યારે એ જાગ્રત થશે અને મને જોશે નહિ, તો જીવિતથી મુક્ત થશે. તેથી આ પતિવ્રતાને અહીં મૂકીને અન્યત્ર જવાને મારૂં મન ઉત્સુક થતું નથી. જીવિત કે મરણ મારે એની સાથેજ થાઓ અથવા તો સેંકડો સંકટોથી વ્યાપ્ત આ અરણ્યમાં હું જ દુઃખનું ભાજન થવાનો, આ તો વસ્ત્રમાં લખેલા મારા આદેશને જોતાં સ્વજનોના ઘરે જઇને સુખે રહી શકશે. "

એમ નિશ્ચય કરી રજની વ્યતિત થતાં પ્રભાતે પ્રિયતમાના જાગ્યા પહેલાં નળ ઉતાવળે પગે ત્યાંથી ચાલી નીકળીને અદૃશ્ય થઇ ગયો. એવામાં વિકસિત કમળોની સુગંધથી વ્યાપ્ત શીતલ પવનથી અભિરામ પ્રાતઃકાળે દમયંતીએ સ્વપ્ન જોયું કે—" હું ફળ-ફૂલથી મનોહર સહકાર વૃક્ષપર આરૂઢ થઇ અને તેના સ્વાદિષ્ટ ફળો ખાવા લાગી. તેવામાં અચાનક કોઇ વનહસ્તીએ આવીને તે વૃક્ષને મૂલથી ઉખેડી નાખ્યું, તેથી પક્ષીના ઇંડાની જેમ હું નીચે જમીનપર પડી ગઇ. " આવી ભીતિમાં તેણુ જાગ્રત થઇને યૂથભ્રષ્ટ હરણીની જેમ ચોતરફ દૃષ્ટિ નાખતાં નળને જોયો નહિ. એટલે તે ચિંતવવા લાગી કે—" હા ! મોટો ભય આવી પડ્યો કે અરણ્યમાં પ્રિયતમે મને શરણરહિત કરીને મૂકી દીધી. અથવા તો પ્રભાતે મારી મુખ-શુદ્ધિ કરવા ક્યાંક જળાશયમાંથી તે જળ લેવા ગયા હશે અથવા તો અનુપમ રૂપમાં લુબ્ધ બનેલ કોઇ વિદ્યાધરી તેને ક્રીડા કરવા લઇ ગઇ હશે. આ તેજ વૃક્ષો,

તેજ પર્વતો અને તેજ અરણ્ય છે, પણ ચંદ્ર સમાન રમણીય સુખયુક્ત એક નળ જ અહીં દેખાતો નથી."

એ પ્રમાણે અગણિત વિકલ્પો કરતાં વ્યાકુળ થયેલ દમયંતી ચોતરફ દિશાઓનું અવલોકન કરતાં નળને ન જોવાથી ભય પામતી તે સ્વપ્નનો અર્થ વિચારવા લાગી—" પુષ્પ-ફળયુક્ત જે આમ્રવૃક્ષ તે નળ, જે ફળોનો આસ્વાદ તે રાજ્ય-સુખનો અનુભવ અને જે વનહસ્તીએ તેનું ઉન્મૂલન કર્યું તે દ્યૂતે નળને રાજ્ય-ભ્રષ્ટ કર્યો. વળી જે હું પડી ગઇ, તે નળથી હું રહિત થઇ. તો આ સ્વપ્નથી હવે મને નળનું દર્શન થવું દુર્લભ છે." એમ વિષાદ પામતી દમયંતી ઉંચેથી મુક્ત કંઠે રોવા લાગી. કારણ કે કાયર મનની કામિનીઓને સંકટમાં ધીરજ ક્યાંથી હોય? રૂદન કરતાં કરતાં તે આ પ્રમાણે વિલાપ કરવા લાગી—

" હા! નાથ! તમે મને તજી શામાટે દીધી? શું હું તને અત્યારે ભારે થઈ પડી? કારણ કે સર્પોને પોતાની કાંચળી કાંઇ ભાર કરતી નથી. હે વન-દેવતાઓ! તમને હું પ્રાર્થના કરીને કહું છું કે મારા પ્રાણનાથના તમે સમાચાર આપો, અથવા તેના ચરણ-કમળથી પાવન થયેલ માર્ગ બતાવો, અથવા તો હે વસુધા! પાકેલ ચીભડાની જેમ તું ફાટી પડ, કે જેથી તે વિવરમાં પ્રવેશ કરીને હું નિર્વૃત્તિ પામું."

એમ વિલાપ કરતાં અશ્રુજળની નીકથી વન-વૃક્ષોને સિંચતી અને નળ વિના જળ સ્થળમાં ક્યાં પણ સુખને ન પામતી દમયંતી પોતાના વસ્ત્રના છેડાપર લખેલા વર્ણોની પંક્તિ જોતાં વિકસિત મુખ કરીને તે વાંચવા લાગી. જે વાંચતાં તેને વિચાર આવ્યો કે—" જરૂર પ્રિયતમે મને દેહમાત્રથી તજી છે. આ પ્રમાણે આદેશ આપીને તેણે મારાપર કેવો અનુગ્રહ કર્યો છે? માટે ગુરૂવચનની જેમ પતિની આજ્ઞામાં રહેતાં આ લોક મને ઉત્તમ છે. તો હવે હું પિતાને ઘરે જાઉં. કારણ કે પતિનું ભવન છે તે પતિ વિના સ્ત્રીઓને પરાભવનું સ્થાન છે."

એ પ્રમાણે નિશ્ચય કરીને દમયંતી વડવૃક્ષની દક્ષિણ દિશાના માર્ગે ચાલી. જાણે નળ પોતાની પાસે હોય તેમ તે નળના અક્ષરોને જોવા લાગી. તેણીને નિર્મળ શીલના પ્રભાવથી ઉપદ્રવો કદિ પરાભવ કરી શકતા ન હતા. ક્રોધના આવેશમાં પંજો ઉપાડ્યા છતાં અને કુટિલ દાઢના સમૂહથી દુષ્પ્રેક્ષણીય એવો સિંહ, તેના સમીપ ભાગમાં પણ આવી શકતો ન હતો. મદ-ગંધમાં લુબ્ધ બનેલા ભમરાઓના ગુંજારવથી સમસ્ત દિશાઓને બધિર બનાવનાર તથા પોતાની સુંઢને નચાવતા એવા ક્રોધાયમાન હાથીઓ પણ તેનાથી દૂર દૂર ચાલ્યા જતા. ધૂમથી દિશાઓને આચ્છાદિત કરનાર તથા મોટી જ્વાલાઓના સમૂહથી ગગનના ઉંચા પ્રદેશમાં પહોંચનાર દાવાનળ તેણીની પાસે આવ્યા છતાં લેશ પણ સંતાપ ઉપજાવ્યા વિના શાંત થઇ જતો. વિસ્તૃત કરેલ મોટી ફણાઓના ફુંફાડામાંથી વિષકણોને મૂકનાર

તથા પ્રસરતા રોષથી પરવશ બનેલા છતાં વિષધરો ( સર્પો ) તેણીની આગળ લેશ પણ પોતાની ક્રૂરતા બતાવી શકતા ન હતા. દમયંતીની દૃષ્ટિમાત્રથી પોતાના દર્પના માહાત્મ્યથી હીન બની જતા રાક્ષસ, ભૂત વિગેરે તેનાથી વિમુખ થઇને દૂર ભાગી જતા હતા.

હવે માર્ગના પરિશ્રમથી મુક્ત થવા ઝરણાના જળમાં સ્નાન કરી કાંટાઓથી વિંધાયેલા ચરણ–તલમાંથી ઝરતા રૂધિરયુક્ત તથા ધૂલિવ્યાપ્ત શરીરની કાંતિયુક્ત દમયંતીએ અરણ્યમાં ભમતાં ભમતાં એક મોટો પ્રશસ્ત સાર્થ દીઠો. તેને જોતાં તે વિચારવા લાગી કે—" અહો ! અરણ્યથી પાર પામવા માટે મારા પુણ્યોદયના પ્રકર્ષથી જ પ્રશસ્ત આ સાર્થ જોવામાં આવ્યો. સાર્થના લોકો કાંઇક સ્વસ્થ થયા. એવામાં વિવિધ હથીયારોથી ભયંકર ભાસતા તસ્કરોએ સાર્થને ઘેરી લીધો. તેથી લોકો અતિ ત્રાસ પામ્યા. ત્યારે દમયંતીએ તેમને કહ્યું કે—' તમે ગભરાશો નહિ ' એમ કહીને ચોરોને હાંક મારતાં તે બોલી કે—' અરે દુષ્ટો ! હું સાર્થની રક્ષા કરનાર છું, માટે તમે એને લુંટશો નહિ, નહિ તો તમે અનર્થના પાત્ર થશો. ' એમ કહ્યા છતાં ચોરો અટક્યા નહિ. તેથી તેણે શીલના પ્રભાવથી દુઃસહ એવા હુંકાર મૂક્યા. આથી ધનુષ્યની દોરીના ટંકારવથી જેમ કાગડા ભાગે, તેમ તે ચોરો બધા પલાયન કરી ગયા. તે જોતાં સાર્થનો લોકો કહેવા લાગ્યા કે—' અમારા પુણ્યના ઉદયથી આ કોઇ દેવતા આવી છે કે જેણે ચોરો થકી સાર્થને બચાવ્યો.' દમયંતીનો આ પ્રભાવ જોતાં સાર્થવાહે જનનીની જેમ તેને પ્રણામ કરીને પૂછ્યું કે—' હે દેવી ! તમે કોણ છો ? અને આ નિર્જન અરણ્યમાં શા માટે ભમો છો ? ' તેણે રોતાં રોતાં પોતાનો બધો વૃત્તાંત બંધુ સમાન ગણી તેને કહી સંભળાવ્યો, જે સાંભળતાં સાર્થવાહ બોલ્યો કે—" તમે મહારાજ નળના પત્ની હોવાથી મને પૂજનીય છો વળી તસ્કરોથી બચાવતાં ઉપકારથી તમે મને ઋણી બનાવ્યો છે. માટે મારા આવાસને પવિત્ર કરો." એમ કહીને તે દમયંતીને પોતાના આવાસમાં લઇ ગયો અને દેવતાની જેમ તેની આરાધના કરવા લાગ્યો.

એવામાં મોટા ગર્જારવથી બ્રહ્માંડને પૂરી દેનાર, ઇંદ્રધનુષ્યરૂપ દંડને ધારણ કરનાર, મયૂરોને નૃત્ય કરાવનાર, વાદળાંના સમૂહથી નભોમંડળને આચ્છાદિત કરનાર, જળપ્રવાહથી મહી–મંડળને મંડિત કરનાર તથા નિરંતર વૃષ્ટિથી શીતલતા પ્રગટ કરનાર એવી વર્ષાઋતુ આવી. ત્યારે ત્રણ દિવસ સતત વૃષ્ટિ થવાથી દમયંતી સુખે ત્યાં રહી. વૃષ્ટિ વિરામ પામતાં તે સાર્થને મૂકીને આગળ ચાલી એવામાં તેણે દાવાનળથી બળતા પર્વત સમાન પીળા કેશયુક્ત, પ્રલયકાળના શ્યામ મેઘ સમાન, બીજા રૂપને ધારણ કરનાર કૃતાંત ( યમ ) સમાન હાથમાં કાતર ધારણ કરનાર તથા વીજળીની છટાથી વ્યાપ્ત મેઘ સમાન ભયંકર એવા એક

રાક્ષસને જોયો. એટલે રાક્ષસે કહ્યું કે—" સાત દિવસના ભૂખ્યા મને ભક્ષ્ય મળ્યું. માટે તારૂં હું ભક્ષણ કરીશ." દમયંતી બોલી—' હે ભદ્ર ! જન્મધારી જંતુને મરણ તો અવશ્ય આવવાનુંજ છે. જે કૃતાર્થ ન હોય તેને મરણનો ભય લાગે, પરંતુ હું તો પ્રથમથીજ દેવગુરૂની ભકિતથી કૃતાર્થ થઈ છું, તેથી મને મરણનો ભય નથી. અને વળી વિવિધ દુ:ખોથી હું દભાયેલ છું, તેથી તે દુ:ખોથી મુકત થવા માટે મરણની પ્રાર્થના કરૂં છું. નળના વિરહાનળથી દગ્ધ થયેલ મારૂં તું સુખે ભક્ષણ કરી શકીશ. આ મારૂં શરીર તને હું અર્પણ કરૂં છું. માટે ભક્ષણ કરી લે. શા માટે તું વિલંબ કરે છે ? મરણ વિના દુ:ખોને જલાંજલિ શી રીતે મળે ?"

આવી તેની ધીરતાથી સંતુષ્ટ થઇને રાક્ષસે કહ્યું કે—" હે ભદ્રે ! હું તારાપર સંતુષ્ટ થયો છું. કહે, તારૂં શું ઇષ્ટ કરૂં ?" દમયંતી બોલી—" જો તું સંતુષ્ટ થયો હોય તો કહે કે મને પતિ-સમાગમ કયારે થશે ?" ત્યારે યક્ષે વિભંગજ્ઞાનના બળથી જાણીને કહ્યું કે—" પ્રવાસના દિવસથી માંડીને બારમે વરસે પિતાના ઘરે રહેતાં તને નળ પોતાની મેળે આવીને મળશે. " એમ તેણીના પ્રશ્નનો જવાબ આપીને પુન: રાક્ષસે તેને કહ્યું કે—" આટલો બધો માર્ગનો સંતાપ શા માટે સહન કરે છે ? જો કહે, તો આંખનાં એક પલકારા માત્રમાં તને તારા પિતાના ઘરે પહોંચાડું.' દમયંતી બોલી—' નળ-સમાગમના કથન માત્રથી હું કૃતાર્થ થઇ છું. વળી પર-પુરૂષ સાથે હું કદાપિ જતી નથી. માટે તું તારા સ્થાને જા,' દમયંતીના આ કથ-નથી રાક્ષસ પ્રભાપુંજથી દેદીપ્યમાન દિવ્ય શરીર બતાવીને અદશ્ય થઈ ગયો.

હવે પોતાનાં પતિનો બાર વરસનો પ્રવાસ સમજીને દમયંતીએ આ નિય-મો ધારણ કર્યા—' જ્યાંસુધી નળ ન મળે, ત્યાંસુધી રંગેલાં વસ્ત્ર, તાંબુલ, ભૂષ-ણો, વિલેપન અને વિકૃતિ ( વિગઈ ) ને હું ગ્રહણ કરીશ નહિ. ' એમ ધારી તીવ્ર તપ કરતાં પારણામાં બીજ રહિત ફળનું ભક્ષણ કરી હૃદયમાં રહેલ શાંતિનાથ ભ-ગવંતની પ્રતિમાનું ધ્યાન કરતી દમયંતી પર્વતની એક ગુફામાં જઇને રહી.

અહીં પોતાના સાર્થમાં દમયંતીને ન જોવાથી સાર્થવાહ વ્યાકુળ થઇ તેની ગ્વેષણા કરતો કરતો ગિરિગુફામાં આવ્યો. ધ્યાન સમાપ્ત થતાં દમયંતીએ તેને બોલાવ્યો. તેમની વાતો થતી સાંભળીને ત્યાં કેટલાક તાપસો આવી ચડયા અને હરણોની જેમ સ્તબ્ધ થઇને બેસી રહ્યા. એવામાં મૂશળધારાએ મેઘ વરસવા લાગ્યો. બાણોની શ્રેણિ સમાન જળધારાથી તાડના પામતા તાપસો પરસ્પર બોલવા લાગ્યા ' હવે આ જળના ઉપદ્રવથી બચવાને આપણે કયાં જઇએ ? ' આ સંલાપ સાંભ-ળતાં દમયંતીને દયા આવતાં તે બોલી કે—' હે ભદ્ર ! તમે ગભરાશો નહિ ' એમ કહી તેમની ચોતરફ કુંડાળું કરીને તેણે પોતાના શીલની આણ આપી કે— ' જો મારૂં શીલ અખંડિત હોય તો આ કુંડાળાની બ્હાર મેઘ વરસે.' તેથી જાણે છત્રથી આચ્છાદિત થયા હોય, તેમ કુંડાળામાં તેમનાપર જળ ન પડયું. બીજે

ઠેકાણે પડતા જળના પૂરથી પત્થરા પણ પલળી ગયા. આ બધો ચમત્કાર નજરે નિહાળતાં મનમાં વિસ્મય પામેલા તાપસો કહેવા લાગ્યા કે—' અહો ! માનુષીનું આવું રૂપ ન હોય અથવા તો આવી સતી પણ ન હોય. તેથી અવશ્ય આ કોઈ દેવતા છે.' ત્યારે સાર્થવાહે કહ્યું કે—' હે દેવી ! તમે કોનું ધ્યાન ધરો છો ? અને આમ નિર્ભય કેમ રહી શકો છો ? ' તે બોલી—' હું અરિહંત દેવનું ધ્યાન કરૂં છું. તેમના પ્રભાવથી મને ભય નથી. ' પછી દેવગુરૂનું સવિસ્તર સ્વરૂપ બતાવીને દમયંતીએ સાર્થવાહને જિનધર્મનો આરાધક બનાવ્યો. આ વખતે તાપસો પણ દુગ્ધ–પાનને પામેલા જેમ કાંજીને નિંદે, તેમ પોતાના ધર્મને નિંદતા તે જિનધર્મ પામ્યા. પછી ત્યાં સાર્થવાહે એક નગર વસાવ્યું. અને તે પાંચસો તાપસો ત્યાં પ્રતિબોધ પામ્યા, તેથી **તાપસપુર** એવા નામથી તે પ્રસિદ્ધ થયું. વળી ત્યાં શાંતિનાથ પ્રભુની પ્રતિમાથી રમણીય એવું જિનમંદિર તેણે કરાવ્યું. એમ બધા લોકો જિનધર્મના આરાધક બનીને કાળ નિર્ગમન કરવા લાગ્યા.

એક વખતે મધ્યરાત્રે પર્વતના શિખરપર સૂર્યના તેજપુંજ સમાન ઉદ્યોત, દમયંતીના જોવામાં આવ્યો. તેમજ ત્યાં જતા આવતા દેવતાઓ જોવામાં આવ્યા. તેમના જયજયના ઘોષથી લોકો જાગ્રત થઇ ગયા. તેમની સાથે દમયંતી પર્વત ઉપર ગઇ. ત્યાં **સિંહકેશરી** મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું, તેનો દેવતાઓ મહિમા કરતા હતા. કેવળજ્ઞાની સાધુને વંદન કરીને બધા લોકો તેમની સન્મુખ બેઠા. એવામાં તે કેવળીના **યશોભદ્ર** નામે ગુરૂ ત્યાં આવ્યા. તે પણ કેવળીને વંદન કરીને બેઠા. એટલે કેવલી ભગવંતે સંસારના અસારપણાને સૂચવનાર ધર્મદેશના આપી.

એવામાં આકાશને પ્રકાશિત કરતો એક દેવ ત્યાં આવ્યો. તેણે કેવળીને વંદન કરીને દમયંતીને કહ્યું કે—" હે ભદ્રે ! આજ તપોવનમાં કુલપતિનો **કર્પૂર** નામે શિષ્ય તીવ્ર તપશ્ચરણ કરતો હતો. પંચાગ્નિને સાધનાર છતાં તેને તાપસો માન આપતા ન હતા. તેથી તેમના પર રોષને વધારતો તે અન્યત્ર જવા નીકળ્યો. તે વખતે અત્યંત નિબિડ અંધકારથી વ્યાપ્ત થયેલ રાત્રે જતાં જતાં તે પર્વતની ખીણમાં પડી ગયો. ત્યાં પર્વતની ધારથી આઘાત પામતાં તેના દાંત ભાંગી ગયા. દાંત ભાંગવાની પીડાથી પરવશ થયેલ તે સાત અહોરાત્ર ત્યાંજ પડ્યો રહ્યો, છતાં તાપસોએ દુઃસ્વપ્નની જેમ તેની ખબર પણ ન લીધી; તો ઉપચાર કરવાની શી વાત ? વિશેષમાં ઘરમાંથી સર્પ નીકળે, તેમ તપોવનમાંથી તે નીકળી જવાથી તાપસોને એક પ્રકારનું સુખ થઈ પડ્યું. તે પણ તાપસોપર અત્યંત રોષ કરતો મરણ પામીને તેજ તપોવનમાં ભુજંગ થયો. એકદા ફણા ચડાવીને તે હું તને ડંખવા દોડ્યો. એટલે મને જોઇને તેં પરમેષ્ઠી–મંત્રનો ઉચ્ચાર કર્યો, કે જે મારા કાને પડતાં મારી ગતિ અટકી પડી. તેથી હું પાછો બિલમાં પેસી ગયો.

એકદા તારા મુખે તાપસોને ધર્મ સંભળાવવામાં આવતાં તે મેં આ પ્રમાણે સાંભળ્યો—

" जो कोह—माण- माया—लोहाणुगओ करेइ पाणिवहं ।
सो परभवंमि पावइ, जीवो तिक्खाइं दुक्खाइं " ॥

**અર્થ**—જે જીવ ક્રોધ, માન, માયા અને લોભને વશ થઈ જીવવધ કરે છે, તે પરભવમાં અત્યંત વિકટ દુઃખો પામે છે.

એ પ્રમાણે સાંભળવામાં આવતાં મેં વિચાર કર્યો કે—" અહા ! હવે મારૂં શું થશે ? કે જે જીવ–વધથીજ જીવન ધારણ કરૂં છું. વળી આ તાપસોને પૂર્વે મેં કયાંક જોયા છે. ' એમ તર્ક વિતર્ક કરતાં મને જાતિસ્મરણ–જ્ઞાન ઉત્પન્ન થયું. જેથી સંવેગપૂર્વક પૂર્વ દુષ્કૃતોની ગર્હણા કરતાં મેં અનશન આદર્યું અને મરણ પામીને તે હું **સૌધર્મ** દેવલોકમાં **કુસુમપ્રભ** નામે દેવ થયો. તારા ધર્મ–વચન સાંભળવાથી મેં દેવપણું પ્રાપ્ત કર્યું. તેથી એ તારા ઉપકારને સંભારીને હું તારા દર્શન કરવા આવ્યો છું. માટે હું તારો ધર્મપુત્ર છું. " એમ કહીને તેણે તાપસોને કહ્યું કે—' તમે મારા પૂર્વના કોપયુક્ત આચરણની ક્ષમા કરો અને પૂર્વે આદરેલ શ્રાવકધર્મને બરાબર પાળો. ' પછી તેણે તે સર્પના કલેવરને ગિરિ–ગુફામાંથી બહાર કહાડી એક વૃક્ષ પર લટકાવીને કહ્યું કે—' જે કોઈ કોપ કરશે, તે **કર્પૂર** તાપસની જેમ પરભવમાં સર્પ થશે ' આ બધો વૃત્તાંત સાંભળતાં અંતરમાં સંવેગ લાવીને કુલપતિએ કેવળી ભગવંતને કહ્યું કે—' હે ભગવન્ ! મને દીક્ષા આપો. ' કેવલી બોલ્યા—' આ યશોભદ્ર ગુરૂ તમને દીક્ષા આપશે. ' ત્યારે પુનઃ કુલપતિએ પૂછ્યું કે—' તમે દીક્ષા શી રીતે સ્વીકારી ? ' કેવલી બોલ્યા—" કોશલા નગરીના કૂબરનો હું પુત્ર હતો. ભૃંગા નગરીના સ્વામી કેશરીએ મને પોતાની **બંધુમતી** નામે બ્હેન આપી. પિતાના આદેશથી જઈને હું તેને પરણ્યો, તેણીની સાથે પાછા વળતાં માર્ગમાં સમોસરેલ આ આચાર્ય મારા જોવામાં આવ્યા. મેં પરમ ભક્તિથી એમને વંદન કર્યું અને કર્ણામૃત સમાન તેમની દેશના સાંભળી. આ વખતે મેં એમને પૂછ્યું કે—' હે ભગવન્ ! મારૂં આયુષ્ય કેટલું છે ? ' એટલે જ્ઞાનથી ઉપયોગ આપતાં ગુરૂએ કહ્યું—' હે વત્સ ! તારૂં આયુષ્ય હવે માત્ર પાંચ દિવસનું છે. ' એમ સાંભળતાં મરણ પાસે આવેલ જાણીને મેં કહ્યું—' હે ભગવન્ ! આટલા અલ્પ આયુષ્યમાં હવે હું શું કરી શકું ? ' ત્યારે કરૂણાના સાગર ગુરૂ મહારાજ બોલ્યા—' હે વત્સ ! ખેદ લાવીશ નહિ. તું દીક્ષાનો સ્વીકાર કર. કારણ કે એક દિવસની દીક્ષા પણ સ્વર્ગ અને મોક્ષ આપનાર થાય છે. ' તેથી દીક્ષા ધારણ કરી ગુરૂના આદેશથી હું અહીં આવ્યો અને શુક્લ ધ્યાનરૂપ અગ્નિથી કર્મરૂપ ઇંધનને ભસ્મીભૂત કરીને હું કેવળજ્ઞાન પામ્યો. " એમ કહેતાં યોગનો

નિરોધ કરી ભવોપગ્રાહી ચાર કર્મ ખપાવીને **સિંહકેશરી** મુનિ મોક્ષે ગયા. દેવતાઓએ તેમના શરીરનો અગ્નિ-સંસ્કાર કર્યો. પછી કુળપતિએ યશોભદ્ર સૂરિ પાસે દીક્ષા અંગીકાર કરી. ત્યારે દમયંતીએ આચાર્ય મહારાજને વિજ્ઞપ્તિ કરી કે—"હે ભગવન્! મને પણ દીક્ષા આપો." આચાર્ય બોલ્યા—'હે ભદ્રે! હજી તારે નળની સાથે ભોગ ભોગવવાના બાકી છે, માટે દીક્ષા લેવાને તું લાયક નથી.' પછી પ્રભાતે પર્વતપરથી ઉતરીને આચાર્ય તાપસપુરમાં ગયા. એ પ્રમાણે ધર્મમાં આસક્ત રહી મલીન શરીરે દમયંતી ત્યાં પર્વતની ગુફામાં સાત વરસ રહી.

એકદા તેણીના સાંભળવામાં આવ્યું કે—'હે દમયંતી! તારો પતિ અમુક પ્રદેશમાં મેં દીઠો.' એમ પથિકનું વચન સાંભળતાં દમયંતી સંતોષ પામી અને ગુફા થકી તે બહાર નીકળી ગઈ. ત્યાં વચનના અનુસારે દોડતાં તે દૂર નીકળીને અરણ્યમાં પડી. પરંતુ નળને ન જોવાથી તે રોવા લાગી–'હા! હું શું કરું અને ક્યાં જાઉં?' એમ વિલાપ કરતાં તે અગાઉની ગુફા તરફ જવા લાગી. એવામાં મુખ પસારી રહેલ રાક્ષસીએ જોઈને તેને કહ્યું–'હું તારૂં ભક્ષણ કરીશ.' પરંતુ તે પણ શીલના પ્રભાવથી તેણીનું ભક્ષણ કરી શકી નહિ. એટલે જાણે સ્વપ્નમાં જોવામાં આવી હોય, તેમ તે અદૃશ્ય થઇ ગઇ. પછી આગળ જતાં દમયંતીએ એક નિર્જળ નદી દીઠી. પિપાસાથી પીડા પામતાં તેણે પોતાના શીલના પ્રભાવથી પાનીનો પ્રહાર કરતાં ત્યાં જળ ઉત્પન્ન કર્યું. જળપાન કરીને તે આગળ ચાલી. જતાં જતાં થાકી જવાથી તેણે વટવૃક્ષ નીચે વિસામો લીધો. ત્યાં સાર્થપુરૂષોએ જોઈને તેને કહ્યું કે—'હે ભદ્રે! દેવી સમાન ભાસતી તું કોણ છે?' તે બોલી–'હું માનુષી છું. સાર્થથી ભ્રષ્ટ થઈને અરણ્યમાં ભમું છું. મને તાપસપુરનો રસ્તો બતાવો.' તે બોલ્યા–"અમે પાણી લાવવાને અહીં આવ્યા છીએ. વળી અત્યારે સૂર્ય આથમવાની અણી ઉપર છે, તો અમે તે માર્ગ બતાવી શકતા નથી. પરંતુ જો અમારી સાથે તારે આવવું હોય, તો સાર્થની સાથે અમે તને કોઇ નગરમાં લઇ જઇએ." એમ સાંભળીને દમયંતી તે પુરૂષો સાથે સાર્થમાં ગઇ. ત્યાં **ધનદેવ** સાર્થવાહે પૂછ્યું–'હે ભદ્રે! તું કોણ છે?' તે બોલી—'વણિકપુત્રી છું. પિતાના ઘર ભણી જતાં અરણ્યમાં મને પતિએ નિદ્રાવસ્થામાં તજી દીધી. તેથી બંધુ સમાન તમારા પુરૂષો સાથે હું અહીં આવી છું.' સાર્થવાહે કહ્યું–'મારે **અચલપુર** જવાનું છે. માટે હે વત્સે! તું પણ ભલે ત્યાં ચાલ. તને હું પુષ્પની જેમ સંભાળીને લઇ જઇશ.' એમ કહી તેણીને એક સારા વાહનપર બેસારીને સાર્થવાહ આગળ ચાલ્યો. માર્ગમાં વિકસિત વૃક્ષ-પુષ્પોથી વ્યાપ્ત અને પરાગપુંજયુક્ત એક ગિરિનિકુંજમાં સાર્થે વિસામો લેવા આવાસ કર્યો. ત્યાં રાત્રે કોઇ સાર્થવાસી પુરૂષે ઉચ્ચારેલ પંચ પરમેષ્ઠીરૂપ મંત્ર દમયંતીના સાંભળવામાં આવ્યો. એટલે તેણે સાર્થવાહને કહ્યું કે—'જે નમસ્કારમંત્ર બોલે, તે શ્રાવક મારો સાધર્મી બંધુ છે. તેને હું જોવાને

ઇચ્છું છું" એટલે જનક સમાન વત્સલ તે સાર્થવાહ દમયંતીને લઇને ત્યાં ગયો. ત્યાં વસ્ત્રપર આળેખેલ તથા તમાલપત્ર સમાન શ્યામ શ્રી જિનબિંબને વંદન કરતો શ્રાવક તેણીના જોવામાં આવ્યો. દમયંતીએ પણ જિનબિંબને વંદન કર્યું. પછી શ્રાવક–વંદન કરીને તેણે તેને પૂછયું કે—'આ બિંબ કયા તીર્થંકરનું છે?' તે બોલ્યો–"સાંભળો—

ધરણીરૂપ રમણીની કાંચળી સમાન **કાંચી**નગરીમાં રહેનાર હું વણિક છું. ત્યાં એકદા જ્ઞાનયુકત **ધર્મગુપ્ત** નામે સાધુ પધાર્યા. તેમને વંદન કરીને મેં પૂછયું કે—'મને મોક્ષ કયારે મળશે.' તે બોલ્યા—'દેવલોકથી ચવી **મિથિલા**નગરીમાં **શ્રી પ્રસન્નચંદ્ર** નામે રાજા થઇ, ઓગણીશમા તીર્થંકર **શ્રી મલ્લિનાથ** પાસે દીક્ષા અંગીકાર કરીને તું સિદ્ધ થઇશ." ત્યારથી મને શ્રી મલ્લિનાથ પર ભકિત ઉત્પન્ન થઈ છે, અને પટમાં આળેખેલ આ મલ્લિનાથ પ્રભુના બિંબની હું પૂજા કરૂં છું." પછી તે શ્રાવકે પણ દમયંતીને પૂછતાં તેણે પોતાનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. એટલે તે શ્રાવકે કહ્યું કે—'આ સાર્થવાહ તારા પિતા તુલ્ય છે અને હું તારા ભ્રાતા તુલ્ય છું. માટે તારે કશો ખેદ ન કરવો.'

હવે પ્રભાત થતાં સાર્થવાહ અચલપુર પહોંચ્યો, ત્યાં દમયંતીને મૂકીને તે અન્યત્ર ચાલ્યો ગયો. દમયંતી તૃષાતુર થવાથી નગર વાપીમાં ઉતરી. ત્યાં નગરનારીઓને તે જળદેવી સમાન ભાસવા લાગી. એવામાં વાવમાં પાણી આગળ પગ મૂકતાં ગોધા ( જલજંતુ વિશેષ ) એ તેણીનો પગ પકડી લીધો. પોતાની જાતિને જાણે ભેટવા માટે દુઃખપર દુઃખ આવે છે. દમયંતીએ નમસ્કારમંત્રનું સ્મરણ કર્યું કે તેના પ્રભાવથી ગોધાએ તરત તેનો પગ મૂકી દીધો. પછી જળપાન કરી વાવમાંથી તે બ્હાર નીકળી અને ખેદયુકત મનથી વાવના તટપર બેઠી.

અચલપુરમાં શત્રુરૂપ સર્પોને ગરૂડ સમાન **ઋતુપર્ણ** નામે રાજા હતો. તેને ચંદ્ર સમાન નિર્મળ યશવાળી **ચંદ્રયશા** નામે રાણી હતી. એ રાણીની દાસીઓએ દમયંતીને જોઇ. તેણીના અત્યંત સૌંદર્યથી અચંબો પામતી દાસીઓએ તે વાત રાણીને કહી સંભળાવી. એટલે રાણીએ દમયંતીને પોતાની પાસે અણાવી. તેને જોતાં 'અહો ! રૂપની મધુરતા' એમ બોલતી રાણીએ દમયંતીને ગાઢ આલિંગન કર્યું. ત્યારે દમયંતી પણ રાણીના પગે પડી. પછી રાણીએ તેને પૂછયું–'હે ભદ્રે ! તું કોણ છે ?' તે બોલી—'હું વણિકપુત્રી છું, પતિએ મને અરણ્યમાં તજી દીધી.' એમ સાંભળતાં રાણીએ તેને ધીરજ આપતાં કહ્યું—'મારી **ચંદ્રવતી** પુત્રીની જેમ તું પણ મારા ઘરે નિશ્ચિંત થઇને રહે.'

હવે અહીં દેવી ( રાણી ) નગરના પાદરે પ્રતિદિન દીનાદિકને દાન દેવરાવે છે. તે દમયંતીના જાણવામાં આવતાં એક દિવસે તેણે રાણીને કહ્યું કે—'કદાચ મારો

સ્વામી ભોજનને માટે અહીં આવી જાય. માટે દાનશાળામાં હું દાન આપું.' આથી રાણીએ તેને દાનશાળામાં નિયુક્ત કરી. ત્યાં પતિને જોવાની આશાથી તે દાન આપવા લાગી. દાન આપતાં તે અર્થીજનોને પૂછતી કે—' આવા લક્ષણવાળો કોઈ પુરૂષ તમારા જોવામાં આવ્યો છે?'

એક દિવસે દમયંતી દાનશાળામાં બેઠી હતી. એવામાં કોટવાળો એક ચોરને બાંધીને લઇ જતા હતા, તે તેણીના જોવામાં આવ્યા. એટલે દમયંતીએ કોટવાલોને પૂછયું—'આ ચોરે શો અપરાધ કર્યો છે?' તેઓ બોલ્યા—' ચંદ્રવતીના અલંકારેનો કરંડીયો એણે ચોર્યો છે, માટે એ વધ્ય છે.' ત્યાં ચોરે દાંતમાં આંગળી નાખી નમન કરીને દમયંતીને કહ્યું કે—' હે દેવી! હું તમારા શરણે છું મને તમે છોડાવો.' ત્યારે દયાળુ દમયંતીએ શીલની આણ આપી. એટલે તેના પ્રભાવથી તસ્કરના બંધન બધાં તૂટી ગયાં અને કોટવાલો બધા છિન્ન ભિન્ન થઇ ગયા. આ વૃત્તાંત સાંભળવામાં આવતાં રાજા પોતે ત્યાં આવીને દમયંતીને કહેવા લાગ્યો— "હે વત્સે! આ તેં અનુચિત શું કર્યું? ચોરનું રક્ષણ કરવું તે યોગ્ય નથી. કારણ કે દુષ્ટનો નિગ્રહ કરવો અને શિષ્ટનું પાલન કરવું—એ રાજાનો મુખ્ય ધર્મ છે. જો એમ કરવામાં ન આવે, તો સર્વત્ર અવ્યવસ્થા થતાં [1]માત્સ્ય ન્યાય પ્રવર્ત્તે." એટલે દમયંતી બોલી—" હે દેવ! દયાને લીધે મારૂં મન પરવશ થવાથી મારાથી એમ થઈ ગયું, તો મારો એ અપરાધ તમે ક્ષમા કરો. કારણ કે દુષ્ટ રોગની જેમ એની પીડા મારા મનમાં સંક્રાંત થઇ " આથી રાજાએ તે ચોરને મૂકી દીધો. એટલે તે ચોર પણ ' તમે મારી માતા છો ' એમ બોલતો પ્રતિદિન દમયંતીને પ્રણામ કરતો હતો.

એક વખતે દમયંતીએ તે ચોરને પૂછયું કે—' ભદ્ર! તું કોણ છે અને કયાંથી આવેલ છે?' તેણે કહ્યું—' તાપસપુરના રહેવાસી **વસંત** નામે સાર્થવાહનો હું **પિંગલ** નામે દાસ હતો. જુગારના વ્યસનમાં આસક્ત થવાથી મેં વસંત સાર્થવાહના ઘરમાં ખાતર પાડીને સારદ્રવ્ય લીધું. તે હાથમાં લઈ પલાયન કરતાં રસ્તામાં ચોરોએ મને લુંટ્યો. કારણ કે દુરાચારીઓને કુશળ કયાંથી હોય? પછી અહી આવીને આ રાજાની હું સેવા કરવા લાગ્યો. એકવાર અચાનક ચંદ્રવતીનો રત્ન-કરંડક મારા જોવામાં આવ્યો. જેથી મારૂં મન ચલાયમાન થયું, તે લઇ લેવાનો મારો મનોરથ થયો. કારણ કે દુર્જનોનો દુષ્ટ સ્વભાવ ઘણું કરીને અન્યથા થતો નથી. પછી તે કરંડીયાને લઈ મોટા વસ્ત્રથી શરીરને આચ્છાદિત કરીને બહાર નીકળતાં મને ચેષ્ટા જાણનાર રાજાએ જાણી લીધો. એટલે તેણે આદેશ કરતાં કોટવાલોએ મને બાંધ્યો અને તેઓ મને મારવા માટે લઇ જતા હતા, તેવામાં મેં તમને જોયાં. તેથી ઓળખાણ પડતાં મેં તમારૂં શરણ

૧ સમુદ્રમાં બળવાન્ મત્સ્ય નિર્બળને ગળી જાય—એ ન્યાય.

માગ્યું અને તમે મને છોડાવ્યો. વળી તમે તાપસપુરથી ચાલ્યા ગયા, તેથી વસંત સાર્થવાહ સાત દિવસ ભોજન તજીને બેઠો. પછી યશોભદ્રસૂરિ અને બીજા લોકોએ સમજાવ્યું, ત્યારે તેણે આઠમે દિવસે ભોજન કર્યું. એક દિવસે કીંમતી ભેટ લઇને સાર્થવાહ કૂબર પાસે ગયો. તેણે સંતુષ્ટ થઇને તેને છત્રાદિક ચિન્હયુક્ત તાપસપુરનો અધિકાર આપ્યો. એટલે તે સાર્થવાહ વાજિંત્રોથી દિશાઓને ગજાવતો તાપસપુરમાં આવ્યો અને ત્યાં રાજ્ય કરે છે." આ બધો વૃત્તાંત સાંભળ્યા પછી દમયંતીએ પિંગલ ચોરને સમજાવી ને પાપ-પર્વતને ભેદવામાં વજ્ર સમાન એવી દીક્ષા લેવરાવી.

હવે એકદા **ભીમરથ** રાજાના સાંભળવામાં આવ્યું કે—"જુગારમાં નળને જીતી લઇને કૂબરે તેની પાસેથી રાજ્ય લઇ લીધું. તેથી નળ દમયંતીને લઇને એક મહા-અટવીમાં પહોંચ્યો. ત્યારપછી કંઇ જાણવામાં આવ્યું નથી કે તે જીવે છે કે મરણ પામ્યો?" એ **પુષ્પદંતી**ના સાંભળવામાં આવતાં તે ઉષ્ણાંશુની જળધારાથી સ્તનને સિંચન કરતી રોવા લાગી. આથી તેમની તપાસ કરવાને ભીમ રાજાએ સ્વામીના કાર્યમાં કુશળ એવા **હરિમિત્ર** નામના બટુકને મોકલ્યો. નળ-દમયંતીની શોધ કરતાં કરતાં તે અચલપુરમાં ઋતુપર્ણ રાજા પાસે આવ્યો. ચંદ્રયશા દેવીએ તેને પૂછ્યું કે—'મારી પુષ્પદંતી બ્હેનને કુશળ છે?' બટુકે કહ્યું—'જો કે દેવીને તો સદા કુશળજ છે, પરંતુ નળ-દમયંતીના રાજ્ય-ભ્રંશના શ્રવણથી તેને અત્યારે મહાસંતાપ થઇ પડ્યો છે.' ચંદ્રયશાએ પુનઃ પૂછ્યું—'શું કહે છે?' એટલે બટુકે મૂળથી નળના જુગારનો વૃત્તાંત બધો તેને કહી સંભળાવ્યો, જે સાંભળતાં ચંદ્રયશા રોવા લાગી અને તેને રૂદન કરતી જોઇને બધા રાજ-લોકો રોવા લાગ્યા. આ વખતે બધા લોકોને શોકથી આકુળવ્યાકુલ જોઇને ક્ષુધાથી પીડાતો બટુક દાનશાલામાં ગયો અને ત્યાં ભોજન કરવા બેઠો. એવામાં દાનમાં અધિકાર પામેલી દમયંતીને બરાબર ઓળખીને અત્યંત પરિતોષ પામતાં બટુક તેના પગે પડ્યો અને કહેવા લાગ્યો કે—'હે દેવી! ગ્રીષ્મઋતુની લતાની જેમ આ તારી અપ્રશસ્ત અવસ્થા કેવી? હજી અમારાં અહોભાગ્ય કે તું જીવતી જોવામાં આવી. તેથી હવે બધાને કુશળ થશે.' એમ બોલતો તે ક્ષુધા-દુઃખને ભૂલી જઇને ચંદ્રયશા પાસે દોડ્યો. ત્યાં જઇને તેણે કહ્યું કે—'હે દેવી! તને વધામણી આપું છું કે તારી દાનશાળામાં દમયંતી છે.' એમ સાંભળતાં ચંદ્રયશા ત્યાં આવી અને દમયંતીને ગાઢ આલિંગન કરીને બોલી કે—"અહા! મને ધિક્કાર છે કે જેણે અન્ય સામાન્ય જનથી વિલક્ષણ એવા સામુદ્રિક લક્ષણોથી જાણવામાં આવ્યા છતાં તને ઓળખી નહિ. હે વત્સે! હું વત્સલ છતાં પોતાને ગોપવીને તેં મને શા માટે છેતરી? અથવા મારી પાસે તને લજ્જા કેવી? કહે, તેં નળને મૂકી દીધો કે તને નળે મૂકી? જરૂર નળે તને મૂકી હશે. તું પણ કદાચ આપત્તિમાં

આવેલ પતિનો પરિત્યાગ કરે, તો સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે. હા ! નલ ! ગુણના નિધાનરૂપ આ દમયંતીનો ત્યાગ કરતાં તને લજ્જા ન થઈ. આ શું તારા કુળને ઉચિત હતું ? હે વત્સે ! હું તારૂં દુઃખ લઉં, તારા ઓવારણા લઉં. મેં તને ન ઓળખી એ મારો અપરાધ તું ક્ષમા કર. કાંતિના અંબારરૂપ તારા લલાટનો તિલક કયાં ?" પછી પોતાની થુંકથી ચંદ્રયશાએ દમયંતીનો ભાલપટ્ટ ઘસ્યો. એટલે મેઘથી મુક્ત થયેલ સૂર્ય અને અગ્નિથી ઉતરેલ સુવર્ણના પિંડની જેમ દમયંતીના ભાલપર તિલક ચળકવા લાગ્યો.

પછી રાણીએ પોતાના હાથે દેવતાની પ્રતિમાની જેમ દમયંતીને ન્હવરાવી અને શ્રેષ્ઠ વસ્ત્ર પહેરાવીને તે તેને રાજા પાસે લઈ ગઇ. રાણી અને દમયંતી બંને રાજસભામાં બેઠા, એવામાં ભુવનના દીપકરૂપ સૂર્ય અસ્ત થયો. એટલે કાજળથી ભાજન ભરાય તેમ અંધકારથી ગગન–મંડળ ભરાઈ ગયું, તથાપિ રાજસભામાં લેશમાત્ર પણ અંધકાર દાખલ ન થયો. તેથી રાજાએ કહ્યું કે—'સૂર્ય અસ્ત થયો અને અહીં દીપક કે અગ્નિ પણ વિદ્યમાન નથી, છતાં આવો જ્વલંત આ ઉદ્યોત કેવો ?' ત્યારે રાણીએ સ્વાભાવિક તેજપુંજના ભંડારરૂપ દમયંતીનો ભાલતિલક બતાવ્યો. તેથી કૌતુક થતાં રાજાએ પોતાના હાથથી તેનું આચ્છાદન કર્યું, જેથી પર્વતની ગુફાની જેમ રાજસભા અંધકારથી વ્યાપ્ત થઇ ગઇ. પછી હાથ દૂર કરીને રાજાએ દમયંતીને રાજ્યભ્રંશાદિક વૃત્તાંત પૂછયો. એટલે મુખ નીચે કરીને રૂદન કરતાં તેણીએ રાજાને બધી વાત કહી સંભળાવી, જે સાંભળતાં પોતાના ઉત્તરીય વસ્ત્રથી તેના અશ્રુ લુંછતાં રાજાએ કહ્યું–'હે પુત્રી ! રૂદન ન કર. દૈવને દેવ કે અસુરો પણ પહોંચી શકતા નથી.'

એવામાં સૂર્યના કિરણ સમાન તેજને પ્રસરતા કોઇ દેવતાએ રાજસભામાં આવી અંજલિ જોડીને દમયંતીને કહ્યું કે—"હે દેવી તારા આદેશથી હું પિંગલ નામે ચોર ચારિત્ર લઇ વિહાર કરતો તાપસપુરમાં ગયો. ત્યાં સ્મશાનમાં કાયોત્સર્ગે રહ્યો. એવામાં ચિતાના અનલથી બળતાં છતાં ધર્મ–ધ્યાનમાં તત્પર રહી પરમેષ્ઠી–મંત્ર સંભારતાં અને પૂર્વપાપને નિંદતાં હું પંચત્વ પામ્યો. એ ચારિત્રના પ્રભાવથી હું દેદીપ્યમાન કાંતિયુક્ત દેવ થયો. ત્યાં અવધિજ્ઞાનથી પૂર્વભવ જાણી જીવિતના રક્ષણથી પ્રવ્રજ્યા અપાવનાર તને ઉપકારિણી સમજીને જોવા આવ્યો છું. માટે તું ચિરકાલ સુખી રહે." એમ કહી સાત કોડી સોનામ્હોરો વરસાવીને તે દેવ અંતર્ધાન થયો. એમ દેવતાએ બતાવેલ સુકૃતનું ફળ સાક્ષાત્ જોતાં ઋતુપર્ણ રાજા જિનધર્મી થયો.

પછી અવસરે પેલા બટુકે વિજ્ઞપ્તિ કરી કે—'હે દેવ ! દમયંતીને પીયર મોકલો.' ત્યારે ચંદ્રયશા પણ બોલી કે—'ભલે, એને સન્માનથી વિસર્જન કરો,' એટલે ઋતુપર્ણ રાજાએ ચતુરંગ બળસહિત દમયંતીને વિસર્જન કરતાં તેણે પ્ર-

ચાણુ કર્યું. તેને આવતી સાંભળી સ્નેહ–તંતુથી સંધાયેલ ભીમભૂપતિ પુષ્પદંતી સહિત તેની સન્મુખ આવ્યો. ત્યાં જનની–જનકને જોતાં હર્ષ પામતી દમયંતી વાહન મૂકીને તેમના પગે પડી. ચિરકાળથી અત્યંત ઉત્કંઠાયુક્ત થઇને તેમને મળતાં ચોતરફ પડતા અશ્રુ–જળના પ્રવાહથી મહીતલપર કર્દમ થઇ પડયું. ગંગાને જેમ યમુના મળે તેમ જનનીને આલિંગન આપી તેના ગળે બાઝીને દમયંતી મુક્તકંઠે ઘણીવાર રોઇ. પછી પોતાના મુખ–કમળોને નિર્મળ જળથી ધોઇને તેમણે પરસ્પર બધી સુખ–દુ:ખની વાતો કરી. પછી પુષ્પદંતી દમયંતીને ખોળામાં બેસારીને કહેવા લાગી કે—'હે વત્સે ! તું જીવતી અમારા જોવામાં આવી. તેથી અમારા સુકૃત હજી જાગ્રત છે. હવે આપણા ઘરે સુખપૂર્વક રહેતાં તું તારા પતિને પામી શકીશ. કારણ કે જીવતો મનુષ્ય ચિરકાલે પણ સુખસંપત્તિ પામે છે.' આ વખતે સંતુષ્ટ થયેલ રાજાએ બટુકને પાંચસેંગામો હર્ષ–દાનમાં આપ્યાં. પછી નગરમાં આવતાં દમયંતીના આગમન નિમિત્તે તેણે સાત દિવસ વિશેષ પ્રકારે દેવ–ગુરૂની પૂજા કરી, અને આઠમે દિવસે દમયંતીને કહ્યું કે—'હે ભદ્રે ! હું હવે તેવા પ્રયત્નો કરતો રહીશ કે જેથી તને નળનો સમાગમ સત્વર થશે.' એમ ભીમરથ રાજાએ દમયંતીને આશ્વાસન આપ્યું, તેથી તે આશા અને સુખપૂર્વક ત્યાં રહેવા લાગી.

હવે તે વખતે દમયંતીને મૂકી અરણ્યમાં ભમતાં નળે વનનીકુંજમાંથી નીકળતો ધૂમ જોયો. જે ભ્રમરની પંક્તિ સમાન શ્યામ, ઉંચે વૃદ્ધિ પામતાં અખંડ શિખાવાળા પર્વત તુલ્ય લાગતાં આકાશમાં નક્ષત્રના પ્રાંતસુધી દેખાતો હતો. વળી નિમેષ માત્રમાં વિકાસ પામતી જ્વાલાઓથી વિકરાળ અને મહીતલપર ઉછળતા વીજળીના સમૂહયુક્ત જલધર સમાન જે પીળો જણાતો હતો. તેવામાં બળતા વાંસનો તડતડાટ અવાજ પ્રસરતાં વિવિધ શ્વાપદના આક્રંદથી ભયાનક અને વૃક્ષોને પરાભવ પમાડનાર એવો દાવાનળ પ્રદીપ્ત થયો. ત્યાં 'ઈક્ષ્વાકુકુળ–કમળનો વિકાસ કરવામાં રવિમંડળ સમાન હે નળ ! મારૂં રક્ષણ કર.' એવો શબ્દ નળના સાંભળવામાં આવ્યો. એટલે નિષ્કારણ કરૂણાના પ્રધાનપણાથી શબ્દાનુસારે જતાં નળે 'રક્ષણ કર, રક્ષણ કર' એમ બોલતો વનના મધ્યભાગમાં સર્પ જોયો. એમ સાંભળતાં 'આ મારૂં નામ અને કુળ ક્યાંથી જાણતો હશે ? અથવા સર્પને માનુષી ભાષા ક્યાંથી ?' એમ મનમાં વિસ્મય પામતાં તેણે તેને બ્હાર કહાડવા માટે પોતાનું ઉત્તરીય વસ્ત્ર ત્યાં નાખ્યું. તે વસ્ત્ર પડતાં સર્પ પોતાના શરીરથી તેમાં વીંટાઇ ગયો. પછી કૂવાથી દોરડીની જેમ તેને બ્હાર કહાડી વનદવ વિનાના સ્થાનમાં મૂકતાં તેણે નળને હાથમાં ડંખ માર્યો. જેથી જમીનપર નાખતાં નળે તેને કહ્યું–'તેં કૃતઘ્ને સારૂં કર્યું કે જે ઉપકાર કરનાર મારાપર તેં આવો પ્રત્યુપકાર કર્યો. સત્ય વાત છે કે જે ખીર પાવા આવે, તેને પણ તારી જાત ડંખે છે.'

એમ બોલતાં નળનું શરીર, પ્રસરતા સર્પ-વિષથી દોરી સહિત ધનુષ્યની જેમ વાંકું વળીને કૂબડું થઇ ગયું. જેથી નળ, પિશાચ સમાન ભૂરા કેશવાળો, ઉંટ તુલ્ય લાંબા ઓષ્ઠવાળો, રંકની જેમ તુચ્છ હાથ-પગવાળો અને ગણપતિની જેમ લંબોદર થઈ ગયો. એ પ્રમાણે પોતાના સર્વ અવયવને બીભત્સ થયેલા જોઇને નળે વિચાર કર્યો કે—

" અહો ! આ કુરૂપથી હવે મારૂં જીવિત વૃથા છે, માટે પરલોકના હિતને કરનાર દીક્ષા અંગીકાર કરૂં." એમ વિચાર કરતા નળ સમક્ષ પેલો સર્પ, પ્રસરતા પ્રભાસમૂહ સહિત તથા મણિ-કુંડલથી શોભાયમાન એવો દેવ થઈ ગયો અને ક્ષણવારમાં આવું પરિવર્ત્તન જોઇ અચંબો પામતા નળને તેણે કહ્યું-" હે નળ ! વિષાદ ન કર. હું તારો પિતા **નિષધ** છું. તે વખતે તને રાજ્ય આપી દીક્ષા પાળી મરણ પામીને હું બ્રહ્મદેવલોકમાં દેવ થયો છું. અવધિજ્ઞાનથી તારી આવી અવસ્થા મારા જાણવામાં આવતાં મેં માયાથી ભુજંગનું રૂપ કરી ક્ષતપર ક્ષારક્ષેપની જેમ દુર્દશામાં આવી પડેલ તારા શરીરે વિરૂપપણું કર્યું; પરંતુ તે કટુ ઔષધના પાનની જેમ તું હિતકારક સમજજે. કારણ કે તેં દાસરૂપ બનાવેલા બધા રાજાઓ તારા વિરૂપપણાથી તને ઓળખી શકશે નહિ અને તેથી તને લેશ પણ ઉપદ્રવ કરી શકશે નહિ. વળી અત્યારે તું દીક્ષાનો મનોરથ પણ કરીશ નહિ. કારણ કે હજી તારે તેટલીજ પૃથ્વીનું રાજ્ય ભોગવવાનું છે. હું પોતેજ તને ચારિત્ર લેવાનો અવસર જણાવીશ. તેમજ લે, આ બિલ્વફળ અને રત્ન-કરંડક સંભાળી રાખજે. જ્યારે તને પોતાનું સ્વરૂપ કરવાની ઇચ્છા થાય, ત્યારે આ બિલ્વફળને ફોડજે. તો તેમાંથી તને દેવદૂષ્ય વસ્ત્રો મળશે અને રત્ન કરંડક ઉઘાડજે, એટલે હાર પ્રમુખ આભરણો તેમાંથી નીકળશે. તે દેવદૂષ્ય વસ્ત્રો અને આભરણોને ધારણ કરતાં તું તરત પોતાનું રૂપ પામીશ." એ પ્રમાણે સાંભળતાં નળ સ્વસ્થ થયો.

પછી નળે દેવને દમયંતીનો વૃત્તાંત પૂછયો. એટલે સતીત્વની શ્રેષ્ઠતાયુક્ત બધો વૃત્તાંત તેણે નળને કહી સંભળાવ્યો, અને પુનઃ કહ્યું કે-' હે નળ તું આમ અરણ્યમાં કેમ ભમ્યા કરે છે ? જ્યાં તારે જવું હોય, ત્યાં હું તને લઈ જાઉં.' નળે કહ્યું-' મને **સુંસમાર**પુરમાં લઇ જા.' ત્યારે દેવ તેને ત્યાં લઇ જઇને પોતે દેવલોકમાં ચાલ્યો ગયો. અહીં નળ, તે નગરના ઉપવનના આભૂષણરૂપ જિનભવનમાં **નમિનાથ** ભગવંતને નમસ્કાર કરીને તે સુંસુમારપુરના દ્વાર આગળ આવ્યો.

એવામાં ત્યાં આલાન સ્તંભને ઉન્મૂલન કરી પવનનો સ્પર્શ થતાં પણ ધરાને ધ્રુજાવતો, ઉપર સંચરતા પક્ષીઓને પણ સુંઢથી આકર્ષતો તેમજ તરૂ-વનને ભાંગતો એવો મદોન્મત્ત હાથી બ્હાર નીકળ્યો. ત્યારે **દધિપર્ણ** રાજાએ કિલ્લાપર

આરૂઢ થઇને કહ્યું કે–' જે આ મદોન્મત્ત હાથીને વશ કરે, તેને હું સુખ માગ્યું આપું. ' એમ સાંભળતાં નળ–કુબ્જે કહ્યું–' હે રાજન્ ! તે હાથી ક્યાં છે કે જેને હું વશ કરૂં. ' તે આમ બોલતો હતો, તેવામાં મેઘની જેમ ગાજતો તે હાથી ત્યાં આવી ચડ્યો. એટલે એકદમ કુબ્જ તે હાથી તરફ દોડ્યો અને હાથીના કરાઘાતને ચૂકવવામાં ચાલાક એવા તેણે આગળ, પાછળ અને પાર્શ્વભાગમાં ચાલતાં હાથીને ખૂબ થકવ્યો. પછી ગરૂડની જેમ તે તેના સ્કંધપર કૂદકો મારીને ચડી ગયો. ત્યાં પૂર્વાસનપર બેસી [1]કલાપમાં પોતાના પગ નાખી તેણે હાથીના કુંભસ્થલમાં એક મજબુત મુષ્ટિ મારી, અને હાથમાં અંકુશ લઇને ચલાવ્યો. તે જોઇને લોકો જય જયારવ બોલવા લાગ્યા. તે વખતે રાજાએ સુવર્ણની શૃંખલા આપી, એટલે નળ તેને વશ કરીને આલાન સ્તંભપર લઇ ગયો. પછી હાથીપરથી નીચે ઉતરીને પ્રણામ કર્યા વિના નળ દધિપર્ણ રાજાની નજીકમાં બેઠો. તેની આવી ચાલાકી જોઇને રાજાએ કહ્યું કે—" હે કુબ્જ ! હાથીને વશ કરવાની ચતુરાઇ તો તારામાં છે, પણ બીજું કાંઈ વિજ્ઞાન તું જાણે છે ? " કુબ્જ બોલ્યો—' બીજું શું કહું ? જો સૂર્યપાક રસવતી જોવાની તારી ઇચ્છા હોય, તો તે કરી બતાવું. ' એટલે રાજાએ ઘરે જઈને નળને મગ, ચોખા, શાકાવગેરે આપ્યું. ત્યાં સૂર્યના આતપમાં થાળીઓ મૂકીને સૂર્યવિદ્યાનો પાઠ સંભારતાં તેણે દિવ્ય રસવતી તૈયાર કરી. રાજાએ પોતાના પરિવાર સહિત, જાણે કલ્પવૃક્ષે આપેલ હોય તેવી અસાધારણ રસવતીનું ભોજન કર્યું, જેનો અપૂર્વ સ્વાદ જાણીને રાજાએ કહ્યું કે—" અહો ! રસવતીનો પાકપ્રકર્ષ ! અહો ! રસની મધુરતા, અહો ! એની અદ્‌ભુત સ્નિગ્ધતા, અહો ! સર્વ ઇંદ્રિયોનું પોષણ, આવી રસવતી તો એક નળજ જાણે છે. નળની સેવા કરતાં લાંબા વખત સુધી મારે એ રસવતીનો પરિચય થયો છે. તો હે કુબ્જ ! તું શું નળ છે ? અથવા તો નળ આવો કદરૂપો નથી. વળી બસેં યોજનને અંતરે રહેલ એ નળનું અહીં આગમન ક્યાંથી ? અને વળી તે ભરતાર્ધના સ્વામીનું એકાકીપણું ક્યાંથી ? "

એમ સંતુષ્ટ થતાં રાજાએ તે કુબ્જને વસ્ત્રાલંકારો, લાખ ટકા અને પાંચસેં ગામ આપ્યાં. કુબ્જે તે બધું લીધું, પણ પાંચસેં ગામ ન લીધાં. રાજાએ પુનઃ કહ્યું—' શું હજી કંઈ તને જોઇએ ? ' કુબ્જ બોલ્યો—' જો એમ હોય તો તારા રાજ્યમાં શિકાર અને મદ્યનો નિષેધ કર. ' એટલે રાજાએ તેના વચનને માન આપી પોતાના રાજ્યમાં શિકાર, મદ્યનો નિષેધ કરાવ્યો.

એક વખતે રાજાએ તેને પૂછ્યું કે—' તું કોણ છે અને ક્યાંથી આવ્યો છે ? " કુબ્જે કહ્યું—" કોશલા નગરીના નળ રાજાનો હુંડિક નામે હું રસોયો છું. તેની પાસે રહેતાં હું કળાઓ શીખ્યો છું. નળ પાસેથી કુબરે રાજ્ય જીતી

૧–કંઠાભરણ–જે હાથીના ગળામાં નાખવામાં આવે છે.

લીધું, તેથી તે દમયંતીને લઇને અરણ્યમાં ચાલ્યો ગયો, ત્યાં નળ મરણ પામ્યો, તેથી હું તારી પાસે આવ્યો, પણ ગુણને ન જાણનાર તથા કપટના ભંડારરૂપ કુબર પાસે ન રહ્યો. " એ પ્રમાણે દધિપર્ણ રાજાએ નળનો મરણ વૃત્તાંત સાંભળીને એટલો બધો શોક કર્યો કે જે વચનથી કહી ન શકાય.

એવામાં એકદા દધિપર્ણ રાજાએ મિત્રાઇની વૃત્તિથી કંઇક કારણસર પોતાનો દૂત ભીમરથ રાજા પાસે મોકલ્યો. ત્યાં ભીમે તેનો સત્કાર કર્યો. એકવાર વાત નીકળતાં રાજાની આગળ દૂતે કહ્યું કે—' મારા સ્વામી પાસે નળનો રસોયો છે. તે નળના ઉપદેશથી સૂર્યપાક રસવતી જાણે છે.' એ પ્રમાણે સાંભળતાં દમયંતીએ પિતાને કહ્યું—' હે તાત ! કોઇ ખાત્રીદાર પુરૂષ મોકલીને તપાસ કરાવો કે તે રસોયો કેવો છે ? નળ વિના કોઈ સૂર્યપાક રસવતી જાણતો નથી. વખતસર તે પોતાના સ્વરૂપને ગોપવીને રહેલો નળ જ હોવો જોઇએ.' એટલે રાજાએ સ્વામીના કામમાં કુશળ એવા **કુશળ** નામના બ્રાહ્મણને દધિપર્ણ રાજાના રસોયાનું સ્વરૂપ જાણવા માટે મોકલ્યો. તે શુભ શકુનથી બમણો ઉત્સાહ પામતો સુંસુમાર નગરે આવ્યો. ત્યાં રાજા પાસે કુબ્જને જોતાં વિષાદ પામી બેઠો અને ચિંતવવા લાગ્યો કે—' અહો ! નળ ક્યાં અને આ કુબ્જ ક્યાં ? અહીં તો મેરૂ અને સરસવ જેટલું અંતર છે.' પછી પોતાના મનમાં કંઇક લાંબો વિચાર કરીને કુશળ આ પ્રમાણે દુહો ગાવા લાગ્યો—

" निठुरु निक्किवु काउरिसु एकु जि नलु न हु भंति ।
मुक्क महासई जेण वणि निसि सुत्ति दमयंति " ॥ १ ॥

અર્થ—નિષ્ઠુર, નિષ્કૃપ ( દયા રહિત ) અને કાપુરૂષ ( બાયલો ) એક નળ જ છે. તેમાં કાંઇ બ્રાંતિ નથી, કે જેણે રાત્રે સુતેલી મહાસતી દમયંતીને વનમાં એકલી મૂકી દીધી.

એ દુહાને કુશળ વારંવાર ગાતો, જે સાંભળી દમયંતીને યાદ કરતાં ચોધાર આંસુ નાખતો નળ રોવા લાગ્યો. ત્યારે કુશળે તેને પૂછયું કે—' તું શા માટે રોવે છે ? ' કુબ્જ બોલ્યો—' કરૂણારસથી ઓતપ્રોત તારૂં ગીત સાંભળતાં મને રોવું આવે છે.' એમ કહીને કુબ્જે કુશળને એ દુહાનો ભાવાર્થ પૂછયો. ત્યારે તેણે નળના જુગારથી માંડીને વિદર્ભ દેશમાં દમયંતીના આગમન સુધીની બધી વાત કુબ્જને કહી સંભળાવી અને પુનઃ વિપ્ર બોલ્યો કે—" હે કુબ્જ ! દધિપર્ણ રાજાના દૂતે ભીમરથ રાજા આગળ સૂર્યપાક રસોયા તરીકે તારૂં વર્ણન કર્યું અને સૂર્યપાક રસવતી તો એક નળ જ જાણે છે, એમ વિચાર કરતાં દમયંતીએ પોતાના પિતાને અરજ કરીને તને સાક્ષાત જોવા માટે મને અહીં મોકલ્યો. પણ

તને જોઇને મને વિચાર થયો કે—" ક્યાં અત્યંત કદરૂપો આ કુબ્જ અને ક્યાં સર્વાંગે સુંદર નળ ? ક્યાં મત્સ્યને ખાનાર બગલો અને ક્યાં લોકોને આનંદ પમાડનાર ચંદ્ર ! તેમજ અહીં આવતાં મને જે સારાં શકુનો થયાં હતાં, તે પણ નિષ્ફળ ગયાં. કારણ કે તું નળ નથી. " એ પ્રમાણે સાંભળતાં દમયંતીના પ્રેમથી પરવશ થયેલ કુબ્જ તે કુશલ વિપ્રને પોતાના ઘરે લઇ ગયો. કારણ કે—

जत्थ जणो वसइ पिओ तीए दिसाए समागओ संतो ।
कागो वि कुणइ हरिसं किं पुण पिय-पेसिओ पुरिसो " ॥

અર્થ—જે સ્થાને પ્રિય-જન રહેતા હોય, તે દિશાથી આવેલ કાગડો પણ હર્ષ ઉપજાવે છે, તો પ્રિયજને મોકલેલ પુરૂષનું તો કહેવું જ શું ?

એમ વિચારતાં કુબ્જે કહ્યું કે—' મહાસતી દમયંતી અને મહાપુરૂષ નળની વાત કરનાર હે વિપ્ર ! તારૂં કેટલું સ્વાગત કરૂં ? ' એમ કહીને તેણે ભોજનાદિકથી વિપ્રનો સત્કાર કર્યો, તેમજ દધિપર્ણ રાજાએ પૂર્વે જે આભરણ આપ્યાં હતાં, તે બધાં તેને આપી દીધાં.

પછી કુશળ ત્યાંથી વિદાય થઇ કુંડિનપુરમાં આવ્યો અને ભીમરથ રાજાની આગળ મદોન્મત્ત હાથીને વશ કરવાથી માંડીને કુબ્જનો બધો વૃત્તાંત તેણે કહી સંભળાવ્યો. જે સાંભળતાં દમયંતીએ કહ્યું—" હે તાત ! તે અવશ્ય નળ જ છે, પરંતુ કોઇ આહારના દોષથી કે કર્મના દોષથી તે વિરૂપ થયો હશે. કારણકે—

" करि-सिक्खा-कुसलत्तं, सूरियपागस्स करण-सामत्थं ।
अच्चब्भुयं च दाणं, नलं विणा नत्थि अन्नत्थ " ॥

અર્થ—હાથીને શિક્ષા આપવાની કુશલતા, સૂર્યપાક રસવતી નીપજાવવાનું સામર્થ્ય અને અત્યંત અદ્‌ભુત દાન એ નળ વિના બીજે ક્યાંય ન હોય.

માટે હે તાત ! ગમે તે ઉપાયથી તે કુબ્જને અહીં બોલાવો કે જેથી હું પોતે તેની પરીક્ષા કરૂં. " ત્યારે ભીમ બોલ્યો—" હે વત્સે ! મિથ્યા સ્વયંવરનો આરંભ કરૂં અને દધિપર્ણને બોલાવું. કારણ કે દધિપર્ણ રાજા પ્રથમ પણ તારામાં લુબ્ધ હતો, પરંતુ તું નળને વરી, તેથી અત્યારે તારો સ્વયંવર સાંભળતાં તે અહીં સત્વર આવશે, અને તેની સાથે કુબ્જ પણ આવશે. જો તે નળ હશે, તો તું બીજાને પરણી જતાં તે સહન કરી શકશે નહિ. વળી નળ અશ્વ-વિદ્યાને જાણનાર છે; જો તે કુબ્જ નળ હશે, તો રથ-અશ્વની પ્રેરણાથી અવશ્ય નળ જણાઇ આવશે. નળના ચલાવેલા અશ્વો પવન સમાન વેગવાળા થાય છે, માટે એક નજીકનો દિવસ કહેવરાવીશ. જો તે દિવસે કુબ્જ વેગથી આવશે, તો નિશ્ચે તે નળ હોવો જોઇએ. એક સામાન્ય પુરૂષ પણ સ્ત્રીનો પરાભવ સહન કરી શકતો નથી, તો નળ નરેંદ્ર તે કેમ સહી લેશે ? "

એમ વિચાર કરીને ભીમરાજાએ દધિપર્ણને દૂત મોકલ્યો અને ચૈત્ર શુદિ પંચમીનો દમયંતીનો સ્વયંવર કહેવરાવ્યો. તે સાંભળતાં દધિપર્ણને વિચાર આવ્યો કે—" મારે દમયંતીની અભિલાષા તો ઘણી છે, પરંતુ તે દૂર દેશમાં છે, અને આવતી કાલે પંચમી થશે, તેથી ત્યાં જઈ શકાય તેમ નથી. માટે શું કરૂં ?' એમ વ્યાકુળ થતાં અલ્પ જળમાં મત્સ્યની જેમ દધિપર્ણ ખેદ પામ્યો. આ વાત સાંભળતાં કુબ્જે વિચાર કર્યો કે—" દમયંતી મહાસતી છે. તે બીજા પુરૂષને ન ઇચ્છે, અને કદાચ ઇચ્છે, તો હું વિદ્યમાન છતાં તેને બીજો કોણ લઇ શકે ? માટે દધિપર્ણને ત્યાં હું છ પહોરમાં લઇ જાઉં કે જેથી એની સાથે પ્રસંગે મારે પણ દર્શન થશે. " એમ ધારીને કુબ્જે દધિપર્ણને કહ્યું—' તું શા માટે ખેદ કરે છે ? ખેદનું કારણ મને કહે. કારણકે રોગ જણાવ્યા વિના રોગીની ચિકિત્સા ન થઈ શકે. " ત્યારે રાજાએ કહ્યું—" નળરાજા મરણ પામ્યો, તેથી દમયંતી હવે સ્વયંવર કરવાની છે. દમયંતીપર મારી અભિલાષા છે, પણ વિદર્ભ દેશ દૂર છે અને સમય માત્ર હવે છ પ્રહર બાકી છે, દૂત ઘણા દિવસે આવ્યો. હવે હું એટલા ટુંકા વખતમાં કેમ જઇ શકું ? આવી ચિંતા કરતાં મને ક્યાંય શાંતિ મળતી નથી."

એ પ્રમાણે સાંભળતાં કુબ્જ બોલ્યો—' મને નામીચા અશ્વો સહિત રથ આપ, તો તને પ્રભાતે ત્યાં લઇ જાઉં. ' અહો ! આ કોઇ સામાન્ય પુરૂષ નથી, પણ વિદ્યાધર કે દેવ લાગે છે.' એમ ચિંતવતાં રાજાએ તેને જાત્ય અશ્વોસહિત રથ આપ્યો. તેને સજ્જ કરીને નળે દધિપર્ણને કહ્યું—' હે રાજન્ ! રથપર આરોહણ કરો. ' એટલે એક રાજા, એક તાંબુલવાહક, એક છત્રધર, બે ચામર ધરનાર અને એક કુબ્જ—એમ છ જણા તે રથમાં બેઠા. ત્યારે બિલ્વફળ અને કરંડકને વસ્ત્રવતી કટિતટપર બાંધી, દેવ-ગુરૂનું સ્મરણ કરતો કુબ્જ અશ્વોને ચલાવવા લાગ્યો. અશ્વવિદ્યાને જાણનાર નળે જાત્ય અશ્વોને ચલાવતાં દેવની મરજી પ્રમાણે જેમ વિમાન જાય, તેમ તે રથ વેગથી જવા લાગ્યો, એવામાં રથ-વેગના પવનથી ઉડેલ દધિપર્ણ રાજાનું વસ્ત્ર, જાણે સંતોષ પામવાથી તેણે કુબ્જપર ઓવારણું કર્યું હોય તેમ નીચે પડી ગયું, ત્યારે રાજાએ કુબ્જને વસ્ત્ર-પતનનું સૂચન કર્યું. જેથી તે હસીને કહેવા લાગ્યો—' હે રાજન્ ! તારૂં વસ્ત્ર ક્યાં છે ? વસ્ત્ર પડયા પછી તો આપણો રથ પચીશ યોજન આગળ નીકળી આવ્યો. વળી આ અશ્વો મધ્યમ છે, જો ઉત્તમ હોય, તો આટલા વખતમાં તેમને વેગથી ચલાવતાં રથ પચાશ યોજન આગળ વધી શકે.

એવામાં દધિપર્ણે [1]અક્ષ-વૃક્ષ જોઈને કહ્યું કે—'આ વૃક્ષમાં કેટલાં ફળો છે, તે ગણ્યા વિના પણ હું તેની સંખ્યા જાણી શકું છું. આપણે પાછા ફરીશું ત્યારે એ કૌતુક તને બતાવીશ.' ત્યારે કુબ્જ બોલ્યો—'હું સારથિ હોવા છતાં તમે કાલક્ષેપથી

૧ બિભીતક—બહેડાંનું ઝાડ.

ડરો નહિ એક મુષ્ટિથી એ બધાં ફળો હું તારી આગળ પાડું.' રાજાએ કહ્યું—'જો, આશ્ચર્ય ! તું નીચે પાડ. એ બધાં અઢાર હજાર ફળો છે.' પછી એક મુષ્ટિ મારતાં કુબ્જે બધાં ફળો નીચે પાડયાં. એટલે દધિપર્ણે ગણતાં તે બરાબર તેટલાંજ થયાં. ત્યારે દધિપર્ણની પ્રાર્થનાથી કુબ્જે તેને અશ્વ ચલાવવાની વિદ્યા આપી અને તેની પાસેથી ફળ-સંખ્યાની વિદ્યા ગ્રહણ કરી.

હવે પ્રભાત થતાં રથ કુંડિનપુરની નજીકમાં આવી પહોંચ્યો, જેથી દધિપર્ણનું મુખ-કમળ વિકસિત થયું. એવામાં અહીં લગભગ પ્રભાતે દમયંતીએ સ્વપ્ન જોયું અને તે વિધિપૂર્વક પિતાને કહ્યું કે—" અહીં નિર્વૃત્તિ દેવીને કોશલાનું ઉદ્યાન લાવતી મેં આકાશમાં જોઇ. એ દેવીના વચનથી હું પુષ્પ-ફળયુકત આમ્રવૃક્ષપર આરૂઢ થઇ. દેવીએ મારા હાથમાં એક પ્રધાન પદ્મ આપ્યું. ત્યાં પૂર્વે આરૂઢ થયેલ પક્ષી સત્વર પડી ગયું." એ પ્રમાણે સાંભળતાં ભીમરથ રાજાએ કહ્યું કે—'હે પુત્રી ! એ સ્વપ્ન અતિ પ્રશસ્ત છે. નિર્વૃતિ દેવી તે તારો પુણ્યપુંજ જાગ્રત થયો સમજવો. કોશલાનું ઉદ્યાન તે કોશલાના રાજ્યનો લાભ સુચવે છે. સહકાર-રૂપ આરોહણ તે નલ-સમાગમનું કારણ છે. પૂર્વે આરૂઢ થયેલ પક્ષીનું પતન તે કુબરનો રાજ્ય-ભ્રંશ સમજવો. વળી એ સ્વપ્ન તેં પ્રભાતે દીઠું, તેથી આજેજ તને નળનો સમાગમ થશે." એ પ્રમાણે ભીમરાજા દમયંતીને સ્વપ્નાર્થ સંભળાવે છે, તેજ વખતે દધિપર્ણ નગરના દ્વાર પાસે આવી પહોંચ્યો, કે મંગલ નામના પુરૂષે તેનું આગમન ભીમરાજાને કહી સંભળાવ્યું. એટલે સત્વર આવીને ભીમ મિત્રની જેમ તેને ભેટી પડયો. પછી તેણે એક સારા મકાનમાં તેને આવાસ આપ્યો, અને ભોજનાદિકથી તેનો સારી રીતે સત્કાર કરીને ભીમે તેને પૂછયું કે—'સૂર્યપાક-રસવતી બનાવનાર જે રસોયો તારી પાસે છે, તે મને બતાવ ! ત્યારે દધિપર્ણે રસવતી બનાવવા માટે કુબ્જને આદેશ કર્યો. એટલે કલ્પવૃક્ષની જેમ તેણે રસવતી તૈયાર કરી. પછી દધિપર્ણના આગ્રહથી પોતાનાં પરિવારસહિત ભીમ તે રસવતી જમ્યો. વળી તેના સ્વાદની પરીક્ષા કરવા માટે તે ભોજનસહિત થાળ, દમયંતીએ પોતાની પાસે મગાવ્યો અને તેમાંથી ચાખી જોયું. રસનો આસ્વાદ લેતાં—'આ કુબ્જ અવશ્ય નળ છે' એમ ધારીને તેણે કહ્યું—" પૂર્વે જ્ઞાનનિધાન ગુરૂ બોલ્યા હતા કે 'નળ વિના સૂર્યપાક કોઈ ભરતક્ષેત્રમાં જાણનાર નથી.' તેથી એ અવશ્ય નળ છે. વળી એ કુબ્જ છે, તેમાં કંઇ કારણ હોવું જોઇએ. નળની એક પરીક્ષા રસવતીની છે. વળી બીજી પરીક્ષા એ છે કે—મને નળની અંગુલિનો સ્પર્શ થતાં હું રોમાંચિત થાઉં છું, માટે કુબ્જ મને અંગુલીથી સ્પર્શ કરે. જો આ પરીક્ષા બરાબર મળશે, તો નિશ્ચય થશે." એમ ધારીને તેણે કુબ્જને પૂછયું—'શું તું નળ છે ?' તેણે કહ્યું—'કયાં વિસ્તીર્ણ વક્ષસ્થળ યુકત નળ ? અને લોકોના લોચનને અણગમતો હું કુબ્જ કયાં ?' તથાપિ ગાઢ આગ્રહથી તેણે પોતાની અંગુલિવતી

દમયંતીના વક્ષસ્થળનો સ્પર્શ કર્યો. એટલે માત્ર અંગુલિ સ્પર્શ થતાંજ કર્કોટક ફળની જેમ દમયંતીનું શરીર કંટકિત ( રોમાંચિત ) થઈ ગયું. એમ ખાત્રી થતાં દમયંતી કહેવા લાગી કે—' તે વખતે મને સુતેલી મૂકીને ચાલ્યા ગયા, પણ હે પ્રાણનાથ ! હવે અહોભાગ્યે હાથ ચડયા છો, તો ક્યાં જશો ? ' એમ કહેતાં દમયંતી તેને ભવનમાં લઇ ગઇ અને બોલી કે—' હે નાથ! તમારૂં સ્વરૂપ પ્રગટ કરો.' ત્યારે બિલ્વફળ અને કરંડકમાંથી વસ્ત્રાલંકાર ધારણ કરીને તે સ્વરૂપસ્થ નળ થઇ ગયો. તેને સાક્ષાત્ નળ જોઇને અંતરમાં સંતુષ્ટ થતી દમયંતીએ વેલડી જેમ વૃક્ષને ભેટે તેમ તેને સર્વાંગે ગાઢ આલિંગન આપ્યું. ભીમરથ રાજાએ પણ નળ જાણીને તેને પોતાના સિંહાસનપર બેસાર્યા અને કહ્યું કે—' તમે સ્વામી છો, માટે આદેશ કરો કે હું શું કરૂં ? ' એમ બોલતો ભીમરથ રાજા અંજલિ જોડીને સન્મુખ ઉભો રહ્યો. તે વખતે દધિપર્ણ રાજાએ વિજ્ઞપ્તિ કરી કે—' તમે મારા સ્વામી છતાં અજ્ઞાનતાથી મેં જે તમને આજ્ઞા કરી, તે મારો અપરાધ ક્ષમા કરો. ' પછી દમયંતીએ ચંદ્રયશા સહિત ઋતુપર્ણ રાજાને બોલાવ્યો. તેમજ તાપસપુરના સ્વામી **વસંત** સાર્થવાહને બોલાવ્યો. તેમના આવતાં ભીમરાજાએ તેમનો સારો આદર સત્કાર કર્યો.

એક દિવસે બધા ભીમરાજાની સભામાં બેઠા હતા, તેવામાં પ્રભાતે પ્રભાના સમૂહથી દેદીપ્યમાન કોઇ દેવ આવ્યો. તેણે અંજલિ જોડી દમયંતીને કહ્યું કે—' હું તે તાપસપતિ છું, કે જે તમારાથી પ્રતિબોધ પામી જિનધર્મના પ્રભાવથી, મરણ પામીને સૌધર્મ દેવલોકમાં દેવ થયો છું, એમ કહી સાત કોટિ કનકની વરસાવીને તે પોતાના સ્થાને ગયો.

પછી ભીમ, ઋતુપર્ણ, દધિપર્ણ વસંત પ્રમુખ રાજાઓએ મળીને નળનો રાજ્યાભિષેક કર્યો. નળના આદેશથી તેમણે પોતપોતાના સૈન્ય એકત્ર કર્યાં. એટલે બધાં સૈન્યો સહિત હાથીઓના મોટા ગર્જારવ સાથે અશ્વોના ખુરના આઘાતથી ઉડતી ધુલિથી આકાશને આચ્છાદિત કરતો તથા રથચક્રોના ચીત્કારથી શત્રુઓના કર્ણયુગલને કંપાવતો નળ રાજા કોશલા નગરીમાં આવ્યો. ત્યાં દૂત મોકલીને કુબરને કહેવરાવ્યું કે—' તારા દર્શન માટે નળ, અયોધ્યાના પાદરે આવ્યો છે. ' એ પ્રમાણે નળને આવેલ સાંભળીને જાણે અગ્નિથી આલિંગિત થયો હોય તેમ કુબરને મહાન્ સંતાપ થઈ પડયો. પછી દૂતના મુખથી તેને નળરાજાએ કહેવરાવ્યું કે—' હવે મારી સાથે યુદ્ધ કરવાને તત્પર થા. એટલે મારી સંપત્તિ તને મળે અથવા તારી લક્ષ્મી મને પ્રાપ્ત થાય. ' એમ સાંભળતાં યુદ્ધથી ભય પામતો કુબર ફરીને પણ તેની સાથે જુગાર રમવા લાગ્યો. સુકૃતના અતિશયથી નળે કુબરને હરાવ્યો. પછી ' કુબર ક્રૂર છતાં એ મારો બંધુ છે ' એમ ધારી મનમાં કોપ ન લાવતાં નિર્મળ ગુણના નળ રાજાએ તેને પુત્રની જેમ યુવરાજ બનાવ્યો. પોતાનું રાજ્ય મેળવી દમયંતી સહિત નળરાજા ઉત્કંઠિત થઇ અયોધ્યા નગરીના ચૈત્યોને નમવા લાગ્યો. એ પ્રમાણે

એક વખતે વીરમતીને ધર્મમાં સ્થિર કરવા માટે શાસનદેવતા અષ્ટાપદ પર્વતપર લઇ ગઈ. ત્યાં પોતપોતાના વર્ણ અને પ્રમાણયુક્ત, વિવિધ રત્નોની બનાવેલી તથા દેવ-દાનવોએ કરેલ મહિમાવાળી એવી જિનપ્રતિમાઓને જોતાં તે પરમ પરિતોષ પામી. પછી તે પ્રતિમાઓને વંદન કરીને વીરમતી પોતાના નગરમાં આવી. ત્યાં ' આ મહાતીર્થને મેં વંદન કર્યું ' એમ શ્રદ્ધા લાવીને વીરમતી પ્રત્યેક જિનને આશ્રી વીશ વીશ આંબિલ કરવા લાગી. વળી ભક્તિભાવ વધતાં તેણે ચોવીશ જિનપ્રતિમાઓને યોગ્ય એવા કનકના ચોવીશ તિલક કરાવ્યાં કે જે ઉપરના ભાગમાં જડેલ માણિકયથી મનહર લાગતા હતા. એકદા પોતાના પરિવાર સહિત વીરમતીએ અષ્ટાપદ પર્વતપર જઇને ન્હવણ, વિલેપન અને નૈવેદ્યાદિકથી જિનબિંબોની પૂજા કરી અને જિનપ્રતિમાઓના ભાલસ્થલમાં ભક્તિપૂર્વક તે તિલકો સ્થાપન કર્યા. જાણે તેણીના પુણ્યરૂપ વૃક્ષના પુષ્પો હોય એવા તે શોભતા હતા. વળી તે તીર્થમાં આવેલા ચારણ મુનિઓને યથાયોગ્ય દાન આપી આંબિલ તપનું તેણે ઉદ્યાપન કર્યું. એમ કરતાં વીરમતી પોતાના મનુષ્યભવને કૃતકૃત્ય માનતી, વિભવને સફલ માનતી અને જીવિતને કૃતાર્થ માનતી તે પુનઃ પોતાના નગરમાં આવી. એ પ્રમાણે શરીર ભિન્ન છતાં અંતરથી અભિન્ન તથા જિનધર્મના અનુરાગી એવા તે બંનેનો કેટલોક કાલ વ્યતીત થઇ ગયો.

હવે ' મરણ એ સાંસારિક જીવોનો સ્વાભાવિક ધર્મ છે ' એ નિયમને અનુસરીને **મમ્મણ** રાજા સમાધિપૂર્વક મરણ પામીને **સૌધર્મ** દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. તેમજ વીરમતી રાણી તેની પાછળ મરણ પામીને તેજ દેવલોકમાં તેની **મનોહરા** નામે દેવી થઇ. ચંદ્રમા અસ્ત પામતાં ચાંદની કેટલો વખત રહી શકે? ત્યાંથી મમ્મણનો જીવ ચવીને આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં આવેલ **બહલી** દેશના અલંકર સમાન **પોતનપુર** નગરમાં **ધમ્મિલ્લાખ્ય** નામે ગોવાળની **રેણુકા** નામની ગૃહિણીથી નિર્મળ ગુણોથી પૂર્ણ એવો **ધન્નો** નામે પુત્ર થયો અને વીરમતી **ધુસરી** નામે તેની ભાર્યા થઈ. ધન્નો પોતાની ભેંસો લઇને દરરોજ બહાર ચારવા જતો હતો.

એકદા વર્ષાઋતુમાં ઘણો વરસાદ પડતાં ધન્નો પોતાને માથે છત્ર ધારણ કરી ભેંસોને ચારવા માટે જંગલમાં ગયો. ત્યાં તીવ્ર તપથી કૃશ થયેલ અને કાયોત્સર્ગમાં રહેલા તેમજ મેરૂપર્વત સમાન નિષ્કંપ એવા એક મુનિ તેના જોવામાં આવ્યા. એટલે ભક્તિથી તેના માથે છત્ર ધારણ કરીને ધન્નાએ મુનિનું વૃષ્ટિસંબંધી કષ્ટ દૂર કર્યું. પછી વૃષ્ટિ નિવૃત્ત થતાં તેણે મુનિને પૂછયું કે—" તમે અહીં કયાંથી આવ્યા ? " મુનિ બોલ્યા—' હે ભદ્ર ! હું **પંડુદેશથી** નીકળી **લંકાપુરી** કે જ્યાં મારા ગુરૂ આવેલા છે, તેમને વંદન કરવાને જાઉં છું, પણ

સાત દિવસ વરસાદ વરસતાં હું અહીં રોકાઇ ગયો.' ધન્નો બોલ્યો—" હે નાથ ! પૃથ્વી અત્યારે કાદવથી દુર્ગમ છે. તો આ મારા પાડાપર આરૂઢ થઇને તમે નગરમાં ચાલો. " ત્યારે મુનિએ કહ્યું—" સાધુઓને વાહન પર આરોહણ કરવું યોગ્ય નથી. " પછી ધન્ના સાથે મુનિ હળવે હળવે નગરમાં ગયા. ત્યાં ધન્નાએ કહ્યું—" એક ક્ષણવાર તમે અહીં બેસો કે જેટલામાં હું ઘરથી સત્વર દુધ લઇ આવું. ' એમ કહી ઘરથી દૂધ લઇને ધન્નો તરતજ ત્યાં આવ્યો અને ભેંસના દુધથી ભક્તિપૂર્વક તેણે મુનિને પારણું કરાવ્યું. વળી પોતાની સ્ત્રી સહિત ધન્નાએ મુનિ પાસે શ્રાવકધર્મ અંગીકાર કર્યો. તેમજ તે મુનિ પણ ત્યાં પોતનપુરમાં ચોમાસું રહ્યા અને પછી તે અન્યત્ર ચાલ્યા ગયા.

હવે ધન્નાએ પોતાની ભાર્યા ધૂસરી સાથે ચિરકાલ શ્રાવકધર્મનું આરાધન કરીને પછી તેણે ચારિત્ર લીધું અને તે સાત વરસ સુધી પાળી, પ્રિયા સહિત મરણ પામી વાસનાના વશથી તે બન્ને **હૈમવંત** ક્ષેત્રમાં યુગલપણે ઉત્પન્ન થયા. ત્યાંથી મરણ પામીને ધન્નાનો જીવ **સૌધર્મ** દેવલોકમાં **ક્ષીરડિંડર** નામે દેવ અને ધૂસરી **ક્ષીરડિંડિરા** નામે તેની દેવી થઇ. સૌધર્મથી ચવીને ધન્નો તે તું નળ થયો અને હે રાજન્ ! ધૂસરી તે તારી રાણી દમયંતી થઇ. પૂર્વભવે જે તમે મુનિને દાન દીધું અને શ્રાવકપણું પાળ્યું, તેના ફળરૂપે તમે સારૂં રૂપ અને રાજ્ય પામ્યા છો. વળી વિશેષ તપ અને જિનબિંબોને તિલક કરવાથી તેના ફળરૂપે આ તારી દમયંતી રાણી કોઇથી પરાભવ ન પામી શકે તેવી થઇ છે. વળી બાર ઘડી સુધી તમે તે સાધુને જે વિડંબના પમાડી તેથી તમે બાર વરસ સુધી રાજ્ય–ભ્રંશ પામ્યા. "

એ પ્રમાણે મુનિનાં વચન સાંભળતાં નળ રાજા સંવેગ પામ્યો અને પોતાના **પુષ્કલ** નામના ગુણવાન્ પુત્રને રાજ્યપર બેસારી પોતે દમયંતી સહિત ગુરૂ મહારાજની પાસે ચારિત્ર અંગીકાર કર્યું. ત્યાં સાધુપણામાં શ્રુતનો અભ્યાસ કરતા, તપ તપતા અને દુઃસહ પરિષહોને તે સહન કરવા લાગ્યા. એવામાં કર્મની વિચિત્રતાથી અને રાગના દુર્જયપણાથી નલમુનિ ભોગને માટે દમયંતીને ચાહવા લાગ્યા. આથી ગુરૂએ તેનો ત્યાગ કરતાં નિષધ–દેવે આવીને તેને પ્રતિબોધ આપ્યો. ત્યારે વ્રત પાળવાને અશક્ત એવા નળમુનિએ અનશન કર્યું. તે વખતે નળમાં અનુરક્ત થતાં દમયંતીએ પણ અનશન કર્યું. **ત્યાંથી મરણ પામીને નલ તે કુબેર થયો અને દમયંતી તેની ભાર્યા થઇ.** કંઇક વ્રતની વિરાધનાથી એ પ્રમાણે તે બંને નીચ દેવપણું પામ્યા. અનુક્રમે કર્મ ખપાવીને અજરામર મોક્ષપદના અધિકારી થશે. "

એ પ્રમાણે નળ રાજાનું ચરિત્ર સાંભળતાં કુમારપાલ રાજાએ કહ્યું કે—' હે ભગવન્ ! ક્રીડા નિમિત્તે પણ હું પાશાથી ન રમું, શ્રી હેમચંદ્રસૂરિ બોલ્યા—" હે મહારાજ ! તમારા જેવા જિતેંદ્રિય પુરૂષોને પાશાથી દ્યૂત કે ક્રીડા કરવાનો ત્યાગ

કરવો તેજ યોગ્ય છે." ત્યારે મંત્રીઓ બોલ્યા કે—'હે દેવ ! તમે પોતે જુગારનો ત્યાગ કર્યો, તેમ રાજ્યમાં પણ સર્વત્ર તેનું નિવારણ કરવું જોઇએ.' એમ સાંભળતાં રાજાએ કહ્યું—'ભલે, એમ કરો.' 'જેવી આપની આજ્ઞા' એમ કહીને મંત્રીઓએ રાજાના આદેશને અમલમાં મૂકયો.

# પ્રકરણ ૬ ઠું.

## પરદારા ગમન વિષયે પ્રદ્યોત રાજાની કથા.



છી ગુરૂ મહારાજ બોલ્યા કે—"સર્વ અનર્થના કારણરૂપ પરરમણીને સેવવાનો ત્યાગ કરો. કારણ કે જે પરદારાની કામના કરે છે, તે પોતાના કુળને કલંક લગાડે છે, માહાત્મ્યને મલિન કરે છે, પોતાના વડિલોને નીચે જોવરાવે છે, પોતાના ગુણોને હાથે કરી દૂર હડસેલે છે, પોતાનો અપયશ ગવરાવે છે, પોતાના આત્માને તે દુઃખની નજીકમાં લાવે છે, કલ્યાણને દૂર કરે છે, સદ્ગતિના દ્વારને ઢાંકે છે, અને બંને ભવમાં પ્રચંડ દુઃખને તે આમંત્રણ કરે છે. ઉતાવળથી નમસ્કાર કરતાં નરેશ્વરોના મુગટો પોતાના ચરણમાં પડયા છતાં પરરમણીની કામના કરતાં **પ્રદ્યોત** રાજા બંધનને પામ્યો.

રાજાએ કહ્યું—'હે ભગવન્ ! એ શી રીતે?' ત્યારે ગુરૂમહારાજ બોલ્યા કે—

"**મગધ** દેશના મુગટરૂપ **રાજગૃહ** નામે એક શ્રેષ્ટ નગર છે, કે જ્યાં ઘેર ઘેર ગૌરી અને મહેશ્વરને વિલાસ કરતા જોઇને જાણે આશ્ચર્યથી **હિમાલય** પર્વત ત્યાં આવેલ હોય તેવો ધવલ કિલ્લો શોભી રહ્યો છે. ત્યાં પ્રણામ કરતા પાર્થિવોના મસ્તકમાં રહેલા માણિકયોના કિરણોથી પોતાના ચરણ–નખરૂપ ચંદ્રશ્રેણિને વધારે સ્નિગ્ધ બનાવનાર એવો **શ્રેણિક** નામે રાજા રાજ્ય કરતો હતો. જેનો **અભયકુમાર** નામે પુત્ર કે જે ચાર પ્રકારની બુદ્ધિથી સમૃદ્ધ, ચાર દિશાઓને સાધવાને ચાર નીતિનો પ્રયોગ કરનાર તથા ચતુર્વિધ શ્રીસંઘનો ભકત હતો.

હવે ઉજ્જયિની નગરીનો **પ્રદ્યોત** રાજા કે જેણે ચૌદ રાજાઓને પોતાના સેવક બનાવ્યા હતા. તે રાજગૃહનો રોધ કરવાને ચડી આવ્યો. તેને આવતો જાણીને શ્રેણિક રાજાએ અભયકુમારને કહ્યું કે—'હે અભય ! હવે શું કરવાનું છે ?' અભય બોલ્યો—'તમે ગભરાશો નહિ. હું તેના ગર્વનો નાશ કરવાનો છું.' એમ કહી શત્રુની સેનાના નિવાસ–સ્થાનમાં તેમના આવ્યા પહેલાં તેણે તાંબાના કળશો સોનામ્હોરો ભરીને દટાવ્યા. પછી પ્રદ્યોત આવ્યો અને તેણે રાજગૃહને ઘેરો

ઘાલ્યો. કુંડાળાથી ચંદ્રબિંબની જેમ તે નગરની ચોતરફ ફરી વળ્યો. ત્યાં બંને રાજાઓનું કેટલાક દિવસ યુદ્ધ ચાલ્યું.

એવામાં એક વખતે અભયકુમારે પોતાનાં ગુપ્ત માણસો મોકલીને પ્રદ્યોતને કહેવરાવ્યું કે—"શિવાદેવી અને ચેલ્લણામાં હું કાંઇ અંતર સમજતો નથી. તેથી શ્રેણિક અને તને સમાન ગણીને તને કંઇક હિત વચન કહું છું–મારા પિતાએ તારા રાજાઓને દ્રવ્ય-દાનથી વશ કર્યા છે, માટે એઓ તને બાંધીને શ્રેણિક રાજાને સોંપવાના છે. 'જો આ બાબતમાં તને ખાત્રી ન થતી હોય તો રાજાઓના આવાસોને ખોદાવી જો." અભયના આ સંદેશાથી પ્રદ્યોતે તે પ્રમાણે કર્યું, તો ત્યાં સોનામ્હોરોના કળશો નીકળ્યા. આથી મનમાં શંકા લાવીને પ્રદ્યોત ભાગી છુટયો. એટલે પાછળથી શ્રેણિકે આવીને પ્રદ્યોતનું લશ્કર છિન્નભિન્ન કરી નાંખ્યું. હવે ઉજ્જયિનીમાં આવ્યા પછી બધા રાજાઓ પ્રદ્યોતને કહેવા લાગ્યા કે–' એ કામ કાંઇ અમે કર્યું ન હતું, એ તો અભયકુમારની કપટકળા હતી. આ બાબતમાં અમારી નિર્દોષતા માટે તમે જે કહો તે અમે પણ કરીએ.' ત્યારે પ્રદ્યોતે વિચાર્યું કે–' ખરેખર ! એ એમજ હશે. નહિ તો અભય શ્રેણિકની ગુપ્ત વાત મને કેમ કહે ? શ્રેણિક કરતાં હું તેને કાંઇ વધારે પ્રીતિપાત્ર નથી.'

હવે એકદા રાજસભામાં પ્રદ્યોતે કહ્યું કે–' એવો કોઇ છે, કે જે અભયને અહીં લઇ આવે ? ' ત્યારે એક ગણિકાએ કહ્યું કે–' હું તેને અહીં લઇ આવું, પરંતુ મને બે નવયૌવના સ્ત્રીઓ આપો. ' રાજાએ તે આપી. વેશ્યાએ તે બંનેને એક સાધ્વી પાસે કપટ–શ્રાવિકાપણું શીખવાડયું. પછી વાહનની સામગ્રી તથા કેટલાક વૃદ્ધ પુરૂષોને સાથે લઇને તે રાજગૃહની બહાર ઉદ્યાનમાં આવીને રહી. ત્યાંથી મહાવિભૂતિપૂર્વક ચૈત્યોને વંદન કરતો તે રાજાએ કરાવેલ એક અત્યંત મનોહર જિનમંદિરમાં આવી. ત્યાં પૂજાપૂર્વક મધુર સ્વરથી તેણે ચૈત્યવંદન કર્યું. એવામાં ભૂષણરહિત અને બંને યુવતિસહિત એવી તે વેશ્યા અભયના જોવામાં આવી. જિનવંદન કર્યા પછી અભયે તેને પૂછયું કે—' તમે કોણ છો ? આ યુવતિઓ કોણ છે ? અને તમે કયાંથી આવ્યાં છો ? ' ત્યારે ગણિકા અવનત મુખી થઇને કહેવા લાગી–" ઉજ્જયિનીમાં વસનાર એક મોટા શ્રેષ્ઠીની હું વિધવા ભાર્યા છું, અને આ બંને મારી પુત્રવધુઓ છે. દૈવયોગે પુત્ર મરણ પામતાં મરણને વાંછતી એવી અમને અમારા સ્વજનો ગુરૂની પાસે લઇ ગયા. ત્યાં ગુરૂએ ધર્મ–દેશના આપતાં કહ્યું કે—

" જીવિત જળતરંગ સમાન ચપળ છે, રૂપ ઇંદ્રધનુષ્ય તુલ્ય ક્ષણભંગુર છે, લક્ષ્મી ધ્વજપટ સમાન ચંચળ છે, બળ વીજળીની છટા સમાન અસ્થિર છે, સ્નેહ સ્વપ્ન તુલ્ય અને દેહ દીવાની શિખા સમાન છે–એમ ધારીને વિવેકી પુરૂષે ધર્મમાં સમ્યક્ પ્રકારે ઉદ્યમ કરવો. " એ પ્રમાણે સાંભળતાં અમને સંવેગ ઉત્પન્ન થવાથી

મનને વિષય-સુખથી વિરક્ત કરી અમે દીક્ષા લેવાની ભાવનામાં છીએ, પરંતુ વ્રત લીધા પછી સિદ્ધાંત ભણવાની પ્રવૃત્તિને લીધે ચૈત્ય-યાત્રા ન થઈ શકે, તેથી ચૈત્યો વાંદવાને અમે નીકળ્યાં છીયે." આ તેમની માયાને સાચી સમજી લઇને અભયકુમારે કહ્યું કે—' તમે અમારા અતિથિ થાઓ. ' તેઓ બોલી-' અમે ઉપવાસી છીએ.' પછી લાંબો વખત ધર્મ-કથા કરીને તેઓ પોતાના સ્થાને ગઇ. હવે બીજે દિવસે અભયં અશ્વારૂઢ થઇને એકલો તેમના આવાસમાં આમંત્રણ કરવા માટે ગયો. તેનો સત્કાર કરતાં તેઓ બોલી કે-" હે શ્રાવક શિરોમણિ ! જે અમારા પારણા માટે તું આવ્યો, તેથી અમે સમસ્ત કલ્યાણનું ભાજન થયાં છીએ. કારણ કે ચિંતામણિ પુણ્યરહિતને હાથ ન ચડે. અથવા તો સામાન્ય ઘરમાં કાંઇ કલ્પવૃક્ષની ઉત્પત્તિ સંભવે ? માટે અહીંજ ભોજન કરો. "

આ તેમની ઉક્તિ-યુક્તિથી રંજિત થતાં અભયે વિચાર કર્યો કે-' જો હું અહીં ભોજન ન કરીશ, તો એઓ મારા ઘરે ભોજન કરવા નહિ આવે. ' એમ ધારીને અભયે ભોજન કર્યું. તેમાં તેમણે તેને ઔષધમિશ્ર મદ્ય, પાયું. જેથી તેને નિદ્રા આવી ગઇ એટલે અશ્વ-રથમાં નાખીને તેને તેઓ ઉજ્જયિનીમાં પ્રદ્યોત રાજા પાસે લઈ ગઇ. ત્યાં સાવધાન થતાં અભયને પ્રદ્યોતે કહ્યું કે-' તારું પાંડિત્ય ક્યાં ગયું ? ' તે બોલ્યો-' ધર્મ છળથી હું છેતરાઇ ગયો. ' ત્યારે પ્રદ્યોતે પુનઃ અભયને કહ્યું—' મારા વિસર્જન કર્યા વિના તારે જવું નહિ—એવું વચન આપ !' અભયે કહ્યું—' એમ કરીશ. '

હવે અહીં શ્રેણિકરાજાનો એક વિદ્યાધર મિત્ર હતો. તેની સાથે મિત્રાઇ સ્થિર કરવાને રાજાએ પોતાની સેના નામની બ્હેન તેને પરણાવી. વિદ્યાધર તેને પરણીને પોતાના નગરમાં લઈ ગયો. તે સેના તેને અત્યંત વલ્લભ ( વ્હાલી ) થઇ પડી. એવામાં તેની બીજી વિદ્યાધરી સ્ત્રીઓ હતી, તેમણે વિચાર કર્યો કે—' એક પૃથ્વીના પટપર ચાલનાર માનુષી શું રૂપાદિક ગુણોમાં આપણાથી વધી જશે ? કે તેની આપણે ખુશામત કરીએ. ' એમ ધારીને તેમણે સેનાને મારી નાખી. તેની એક પુત્રી હતી. એટલે—' આને પણ એઓ મારી ન નાખે ' એમ ધારીને તે વિદ્યાધર તેને શ્રેણિક પાસે મૂકી ગયો. તે યૌવન-અવસ્થા પામી, ત્યારે શ્રેણિકરાજાએ અભયકુમારને પરણાવી. ત્યારે તે પણ પોતાના રૂપાદિકથી અભયને અતિ વલ્લભ થઇ પડી. કારણ કે પોતાના ગુણને મૂકીને જગતમાં બીજું કાંઇ વશીકરણ નથી. આથી અભયની બીજી સ્ત્રીઓ તે વિદ્યાધર સુતાને જોઇ શકતી ન હતી. કારણકે તુચ્છ પ્રકૃતિની સ્ત્રીઓને માત્સર્ય હોય-તેમાં શું નવાઇ છે ?

પછી તેમણે એક માતંગી ( ચંડાલણી ) ને તાબે કરીને તે વિદ્યાધરસુતાપર રાક્ષસીનો કલંક મૂકાવ્યો અને ધિક્કારપૂર્વક તેને નગરની બહાર કહાડીને તજી દીધી. એટલે તે અરણ્યમાં ભમતી ભમતી તાપસોના જોવામાં આવી. તેમણે

કરુણા લાવીને તેને પૂછયું કે—'હે ભદ્રે ! તું કોણ છે અને ક્યાંથી આવી ચડી છે ?' ત્યારે તેણે પોતાનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. હવે તે તાપસો શ્રેણિક રાજાના પૂર્વજો હતા, તેથી તેમણે 'આ આપણી પ્રપૌત્રી છે' એમ ધારીને તેની રક્ષા કરી. એક વખતે ઉજ્જયિની જતાં તે વિદ્યાધરસુતાને લઇ જઇને તેમણે શિવાદેવીને સોંપી. એટલે—'આ અભયની પ્રથમની ભાર્યા છે' એમ સમજીને પ્રદ્યોતે તે અભયને સોંપી. ત્યાં અભય તેણીની સાથે રહેતાં કાળ નિર્ગમન કરવા લાગ્યો.

હવે પ્રદ્યોત રાજાના ચાર રત્નો હતાં. તેમાં **લોહજંઘ** દૂત, **અગ્નિભીરૂ** રથ કે જે અગ્નિથી બળતો નહિ, **નીલગિરિ** હસ્તી અને **શિવાદેવી**. એક વખતે તેણે લોહજંઘને ભરૂચના રાજા પાસે મોકલ્યો. ત્યાં રાજાએ વિચાર કર્યો કે—'આ એક દિવસમાં પચીશ યોજન આવે છે, તેથી વારંવાર આવીને મને હરકત કરશે, માટે એ દૂતને મારી નાખું. પછી જે બીજો દૂત આવશે, તે તો ઘણા દિવસે આવી શકશે, જેથી તેટલો વખત હું સુખપૂર્વક રહી શકીશ.' તેથી રાજા તેને ભાતું આપવા લાગ્યો, પણ તેણે તે લીધું નહિ. છતાં રાજાએ તેને રસ્તામાં ભાતું અપાવ્યું, જેમાં વિષસંયુક્ત મોદકો આપ્યા અને બીજું ભાતું પાછું લઇ લીધું. હવે તે દૂત કેટલાક યોજન આગળ ચાલીને નદીના કિનારે ભાતું ખાવા બેઠો કે તેને પક્ષીએ અટકાવ્યો. એટલે તે ઉઠીને બહુ દૂર નીકળી ગયો, ત્યાં પુનઃ ભાતું ખાવા બેસતાં તેને ફરી પક્ષીએ અટકાવ્યો. એમ ત્રીજીવાર પણ પક્ષીએ તેને અટકાવ્યો. ત્યારે તેણે વિચાર કર્યો કે—'કંઇક કારણ હોવું જોઇએ.' પછી પ્રદ્યોત પાસે આવીને તેણે રાજ-કાર્ય નિવેદન કર્યું. ત્યારે રાજાએ પૂછયું કે—'તું ક્ષુધાતુર જેવો કેમ દેખાય છે ?' જેથી તેણે ભોજન ન કરવાનું કારણ કહી બતાવ્યું. ત્યારે 'અભય બહુ વિચક્ષણ છે' એમ ધારીને રાજાએ તેને બોલાવ્યો. ત્યાં પૂર્વનો વૃત્તાંત કહીને તેને ભાતાની થેલી બતાવી. તેને સુંઘતાં અભય બોલ્યો—'એમાં દ્રવ્યના સંયોગથી સંમૂર્છિમ દૃષ્ટિવિષ સર્પ ઉત્પન્ન થયો છે. જો એણે ભાતું ખોલ્યું હોત, તો દૃષ્ટિવિષ સર્પ એને ડસ્યો હોત.' રાજાએ કહ્યું—'તો હવે શું કરવું ?' અભય બોલ્યો—'વનનિકુંજમાં વિમુખ થઇને એ નાખી દો.' ત્યારે રાજાએ તે પ્રમાણે કરાવ્યું. ત્યાં સર્પના દૃષ્ટિવિષથી, દુર્જન-મુખના દુર્વચનથી જેમ સજ્જનનું મન બળે, તેમ વન દગ્ધ થયું અને સર્પ એક મુહૂર્તમાં મરણ પામ્યો. આથી રાજાએ સંતુષ્ટ થઇને અભયકુમારને કહ્યું કે—'અહીંના બંધનથી મુક્ત થવા સિવાયનો વર માગ.' અભય બોલ્યો—'એ વર અત્યારે ભલે તમારી પાસે રહ્યો.'

પ્રદ્યોતને **વાસવદત્તા** નામે કન્યા છે. તેણે તેને ઘણી કળાઓ શીખવાડી પણ હજી તેણીને સંગીતકળા શીખવાડવાની બાકી હતી. તેથી સંગીતકળામાં કુશળ **ઉદયનને** લાવવા માટે વિચાર કરતાં રાજાના સાંભળવામાં આવ્યું કે—'**ઉદયન** જ્યાં હાથીને જુએ છે, ત્યાં ગાય છે અને તે વખતે તે પોતાના બંધનને પણ જાણી

શકતો નથી.' આથી પ્રદ્યોતરાજાએ એક યંત્રમય હાથી કરાવ્યો. તેના પુરૂષો તે હાથીને કૌશાંબીની નજીકના વનમાં લઈ ગયા અને ત્યાં નજીકમાં તેનું સૈન્ય છુપાઈ રહ્યું, એવામાં હસ્તીના આગમનની વાત સાંભળતાં ઉદયન ત્યાં આવીને ગાવા લાગ્યો. જેથી હાથી ચાલતાં ચાલતાં જાણે ગીતગાનથી પરવશ થઈ ગયો હોય તેમ નિશ્ચળ થઇને ઉભો રહ્યો. ત્યાં ઉદયન તેના પર આરોહણ કરવા લાગ્યો. તેવામાં હસ્તીના મધ્યમાં રહેલા પુરૂષોએ તેને બાંધી લીધો અને સૈન્ય તેને પ્રદ્યોતની પાસે લઇ આવ્યું. ત્યાં પ્રદ્યોતે તેને કહ્યું કે—'મારી કન્યા કાણી છે. તેને ગીત–કળા શીખવો. પણ તેને જોઇશ નહિ. કારણ કે તે તને જોઇને લજ્જા ન પામે.' પછી રાજાએ તે કન્યાને પણ કહ્યું કે—'ઉપાધ્યાય કોઢીયો છે. માટે તેને જોઈશ નહિ.' પછી પડદાને આંતરે બેસીને ઉદયન તેણીને સંગીતકળા શીખવવા લાગ્યો. વાસવદત્તા તેના સ્વરથી મોહ પામતી, પણ કોઢીઓ ધારીને તેને નજરે જોતી ન હતી.

એક વખતે ઉપાધ્યાયને જોવાની વાસવદત્તાને આકાંક્ષા થઇ, તેથી તે જેમ તેમ ગાવા લાગી. જેથી રોષ લાવીને ઉદયને કહ્યું—'હે કાણી ! કેમ ગાયન બગાડે છે ?' ત્યારે તે બોલી કે—'અરે ! કોઢીઆ ! તું પોતાને જાણતો નથી અને મને ઉપાલંભ આપે છે ?' ઉદયને વિચાર કર્યો કે—'જેવો હું કોઢીઓ છું, તેવી આ કાણી છે.' એમ ધારીને પડદો દૂર ખસેડી નાખ્યો. એટલે રૂપમાં રતિ સમાન તે વાસવદત્તાને જોતાં ઉદયન અત્યંત સંતુષ્ટ થયો. તેણીએ પણ તેને સાક્ષાત્ કામદેવ જેવો સમજી લીધો. પછી તેમણે વિચાર કર્યો કે—'અહા ! દુષ્ટ દૈવે અમને છેતર્યા કે આટલા દિવસો સુધી અમે પરસ્પર એક બીજાનું દર્શન કરી ન શક્યાં.' એમ પરિચય વધતાં તેમની વચ્ચે ગાઢ સ્નેહ જામ્યો. આ વાત વાસવદત્તાની **કાંચનમાલા** નામે એક ધાત્રીજ જાણતી હતી.

એવામાં એક દિવસે નીલગિરિ હાથી આલાનસ્તંભથી છુટો થઇને બહાર નીકળ્યો. તે કોઇ રીતે પકડાતો ન હતો. ત્યારે રાજાએ અભયકુમારને પૂછ્યું કે—'આ હાથી પકડાય શી રીતે ?' તેણે કહ્યું—'ઉદયન ગાય, તો તેનું સંગીત સાંભળતાં એ નિશ્ચલ થઇ જાય, એટલે સુખે પકડી શકાય.' ત્યારે રાજાએ ઉદયનને કહ્યું —'તમે ગાયન કરો.' તેણે કહ્યું—'ભદ્રવતી હાથણીપર બેસીને પડદાને આંતરે હું અને વાસવદત્તા બંને ગાઈએ.' રાજા બોલ્યો—'એમ કરો.' પછી તેમણે તે પ્રમાણે કર્યું. તેથી હાથી પકડી શકાયો. આથી રાજાએ અભયને બીજો વર આપ્યો. અભયે તે પણ પ્રદ્યોતની પાસેજ રખાવ્યો.

'હવે વાસવદત્તા ગંધર્વકળામાં કુશળ થઇ છે, માટે એને બગીચામાં બોલાવીને ગવરાવીએ.' એમ ધારીને રાજા પ્રદ્યોત બગીચામાં આવ્યો અને ઉદયનને પણ કહેવરાવ્યું કે—'વાસવદત્તાની સાથે તમે બાગમાં આવજો.'

અહીં ઉદયનનો યૌગંધરાયણ નામે પ્રધાન છે. તે પોતાના સ્વામીને છોડાવવા માટે ગાંડાના વેષે ગાથા કરે છે કે—"તેજ વિશાલાક્ષીને રાજા ( ઉદયન ) ને માટે જો હું હરણ ન કરી જાઉં, તો હું યૌગંધરાયણ નહિ.' એમ ઉંચે મુખ કરી ગાંડાની જેમ ગાતો પ્રદ્યોતના જોવામાં આવ્યો. 'આ અનાચારી કોઇ ઘેલો છે.' એમ ધારીને પ્રદ્યોતે તેની ઉપેક્ષા કરી.

એવામાં ભદ્રવતી હાથણી તૈયાર કરતાં તેના પર ચાર મુત્રની હાંડલીઓ બાંધી. [1]કક્ષા બાંધતાં સ્વરવિશેષને જાણનાર કોઇ આંધળો કહેવા લાગ્યો કે—'કક્ષા બાંધતાં જેમ હાથણી શબ્દ કરે છે, તેમ સો યોજન જઈને તે પ્રાણ તજી દેશે.' તેવામાં ઘોષવતી વીણા લઇ વાસવદત્તા અને કાંચનમાલા સાથે તથા મિત્ર વસંતક નામના મહાવત સાથે ઉદયન ભદ્રવતીપર આરૂઢ થઇ જતાં જતાં લોકોને કહેવા લાગ્યો કે—'આ સાર્થ—કાંચનમાલા, વસંતક, ભદ્રવતી, ઘોષવતી, વાસવદત્તા અને ઉદયન જાય છે.' એમ તેના કહેવાપરથી લોકો સમજ્યા કે—'એ બગીચામાં પ્રદ્યોતની પાસે જતો હશે.' પરંતુ ત્યાં ન જતાં કૌશાંબી તરફ તેણે હાથણીને દોડાવી મૂકી. અહીં પ્રદ્યોતના જાણવામાં આવતાં તેણે સુભટોને આજ્ઞા કરી કે—'નીલગિરિ હાથીપર આરૂઢ થઇને તમે ઉદયનને પકડો.' એમ રાજાની આજ્ઞા થતાં જેટલામાં તેઓ હાથીને સજ્જ કરે છે, તેટલામાં ઉદયન પચીશ યોજન દૂર નીકળી ગયો. પછી નીલગિરિને સજ્જ કરીને સુભટો તેની પાછળ લાગ્યા. નીલગિરિને નજીક આવતો જોઇને તેણે એક મુત્ર–ઘટિકા ભાંગી નાખી. એટલે જેટલામાં તે હાથી તેને સુંઘે છે, તેટલામાં ઉદયન બીજા પચીશ યોજન દૂર નીકળી ગયો. એમ બીજી ત્રણ મુત્ર–ઘટિકાને ભાંગતાં ઉદયન કૌશાંબીમાં દાખલ થઇ ગયો.

એક વખતે ઉજ્જયિનીમાં અગ્નિનો ઉત્પાત જાગ્યો. તે કોઇ રીતે શાંત થતો ન હતો. ત્યારે રાજાએ અભયને પૂછ્યું કે—'એની શાંતિનો ઉપાય શો ?' અભય બોલ્યો—'વિષનું ઔષધ જેમ વિષ છે, તેમ અગ્નિનો ઉપાય અગ્નિ છે.' ત્યારે તે અગ્નિ થકી બીજી અગ્નિ પ્રગટાવી; તે અગ્નિથી આઘાત પામેલ પ્રથમની અગ્નિ બળતી શાંત થઇ ગઇ. ત્યારે રાજાએ અભયને વર આપ્યો, તે પણ તેણે રાજા પાસે જ રહેવા દીધો.

એવામાં એકદા ઉજ્જયિનીમાં ઉપદ્રવ જાગ્યો. અભયને તેની ઉપશાંતિનો ઉપાય પૂછતાં તે બોલ્યો કે—'સભાની અંદર બધી રાણીઓ અલંકૃત થઇને આવે. તેમાં રાજ–અલંકારોથી વિભૂષિત થયેલા તમને જે દેવી જીતી લે, તેનું નામ મને કહેજો.' અભયના કહેવા પ્રમાણે પ્રદ્યોતે કર્યું. તેમાં રાજાના જોતાં બધી રાણીઓ અધોમુખી થઇ ગઇ, પણ શિવાદેવીએ રાજાને જીતી લીધો. પ્રદ્યોતે એ વાત અભયને કહી. ત્યારે અભયે કહ્યું—'રાત્રે વસ્ત્રરહિત થઇને એ ક્રૂરનું બલિદાન કરે. જે ભૂત ઉઠે, તેના

[1] હાથીના પેટ ઉપર બાંધવામાં આવતું દોરડું.

મુખમાં કૂર નાખે.' એટલે રાણીએ તેમ કર્યું. ત્યાં ત્રિક, ચોક, કે અગાસી કે જ્યાં દેવતા **શિવા** ( શીયાલણી ) રૂપે રહેતી હોય, ત્યાં તેના મુખમાં તે કૂર નાખીને કહેવા લાગી કે—' હું **શિવા** ગોપાલકની પાલક માતા છું.'' એમ કરતાં રાણીએ બધા ભૂતોને જીતી લીધા. આથી નગરીમાં શાંતિ થઇ. જેથી રાજા પ્રદ્યોતે અભયને ચોથો વર આપ્યો. ત્યારે અભય ચિંતવવા લાગ્યો કે—' અહીં મારે કેટલો વખત રહેવું ? હવે રાજગૃહ જાઉં.' એમ ધારીને અભયે કહ્યું—' હે દેવ ! મને વર આપો.' રાજા બોલ્યો—' માગી લ્યો.' ત્યારે અભયે કહ્યું કે—' નીલગિરિ હાથી પર બેઠેલ, શિવાદેવીના ઉત્સંગમાં બેસારીને અગ્નિભીરૂરથના કાષ્ઠથી મારા અંગે અગ્નિ આપો.' એમ સાંભળતાં રાજાએ ચિંતવ્યું કે—' અભય બુદ્ધિથી પોતે વિદાય થવા માગે છે.' એમ ધારીને રાજાએ તેને સત્કાર પૂર્વક વિસર્જન કર્યો. જતાં જતાં અભયે પ્રદ્યોતને કહ્યું કે—' તમે મને છળથી અહીં લઇ આવ્યા, પરંતુ મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે—

" करिवि पईवु सहस्सकरू, नगरीमज्झिण सामि !
जइ न रडंतु तइं हरउं, अग्गिहिं पविसामि " ॥

**અર્થ**—હે રાજન્ ! સૂર્યને દીવો બનાવી ( ધોળે દિવસે ) નગરીના મધ્ય ભાગમાંથી જો તને રડતો ન લઈ જાઉં, તો અગ્નિમાં પ્રવેશ કરૂં.

એમ કહી પોતાની ભાર્યાને લઇને તે રાજગૃહમાં ગયો. ત્યાં કેટલોક કાલ તેણે વ્યતીત કર્યો. પછી ચંદ્ર સમાન સુંદર મુખવાળી, કમળના પત્ર સમાન દીર્ઘ લોચનવાળી, વિસ્તીર્ણ સ્તનરૂપ કળશવાળી તથા વિવિધ વિકારો પ્રગટ કરવામાં સાવધાન એવી બે ગણિકાઓને લઇ અભયકુમાર વણિકના વેશે ઉજ્જયિનીમાં આવ્યો. ત્યાં રાજમાર્ગમાં આવાસ લઇને રહ્યો.

એકદા માર્ગે જતાં પ્રદ્યોતે તે ગણિકાઓને જોઇ. તેમણે પણ વિષયવિલાસયુક્ત દૃષ્ટિથી પ્રદ્યોતને જોયો. એટલે પોતાના આવાસમાં જઇને તેણે એક દાસી તેમની પાસે મોકલી, પણ તે વેશ્યાઓએ ક્રોધથી તેને બહાર હાંકી કહાડીને જણાવ્યું કે—' જે પરરમણીની અભિલાષા કરે, એ રાજા ન કહેવાય. બીજે દિવસે દાસી આવી, ત્યારે તેઓ કંઇક ઓછી ગુસ્સે થઇ. પછી ત્રીજે દિવસે તે આવી, ત્યારે ગણિકાઓએ કહ્યું કે—" આજ પછી સાતમે દિવસે અમારો ભાઈ દેવકુળમાં દેવયાત્રા કરવા નીકળશે, ત્યારે એકાંત મળશે માટે તે વખતે આવજે. તે સિવાય તો અમારે ભાઇની નજર નીચે રહેવું પડે છે. "

હવે અહીં અભયે પ્રદ્યોત જેવા એક પુરૂષને **પ્રદ્યોત** એવું નામ આપીને ઉન્મત્ત બનાવ્યો હતો. ત્યારે અભય અન્ય લોકને કહેતો કે—" આ મારો ભાઇ છે. એની સારવાર કરવી પડે છે. શું કરૂં ? એવો બંધુસ્નેહ છે.' એવામાં તે પ્રથ-

મના સંકેત પ્રમાણે રૂપ થઈને ભાગતો. એટલે તેને બાંધીને—' અરે ! અમુક અમુક પુરૂષો ! તમે ઉઠો. આ પ્રદ્યોતનું હરણ થાય છે. ' એમ રોતાં રોતાં તેને અભયના માણસો વૈદ્ય પાસે લાવતા અને પુનઃ નિવાસસ્થાને લઇ જતા. એમ કરતાં નગરજનોના જાણવામાં આવી ગયું.

એવામાં સાતમે દિવસે પ્રદ્યોતે તે વેશ્યાઓ પાસે પોતાની દૂતી મોકલી. ત્યારે તેમણે કહ્યું કે—' તે એકલો આવે. ' આ વાત દૂતીએ નિવેદન કરતાં પ્રદ્યોત રાજા ગવાક્ષ માર્ગે એકલો આવ્યો. કારણ કે રમણીરક્ત પુરૂષ યોગ્યાયોગ્યનો વિચાર કરતો નથી. ત્યાં દાખલ થતાં હાથણીમાં લુબ્ધ થયેલ હાથી જેમ બંધનમાં પડે, તેમ પૂર્વના નિયુક્ત પુરૂષોએ પરરમણીમાં લુબ્ધ થનાર પ્રદ્યોતને બાંધી લીધો. પછી ખાટલાની સાથે બાંધીને ધોળે દિવસે નગરના મધ્ય ભાગમાંથી અભયકુમારના પુરૂષો પ્રદ્યોત રાજાને લઇ ચાલ્યા. એટલે—' અરે ! દોડો, પકડો, અને આ પુરૂષો થકી મને સત્વર છોડાવો. હું આ પ્રદ્યોત પકડાયો છું અને મને આ લોકો ઉપાડી જાય છે. ' એમ પ્રગટ રીતે રોવા લાગ્યો. આ વખતે માર્ગે જતા લોકો પૂછવા લાગ્યા કે—' આ કોણ છે ? ' ત્યારે પૂર્વે સમજી બેઠેલા પુરૂષો કહેતા કે—' આ એક વણિકના ભ્રાતાને દરરોજ વૈદ્યના ઘરે લઈ જવામાં આવે છે. ' પછી નગરીની બહાર લઇ જતાં ત્યાં તૈયાર રાખેલ અશ્વ—રથમાં નાખીને તેઓ રાજગૃહમાં લઇ ગયા. એ સમાચાર શ્રેણિકના સાંભળવામાં આવતાં તે ક્રોધાયમાન થઇ તરવાર ખેંચીને તેને મારવા દોડ્યો. એવામાં અભયકુમારે કહ્યું કે—" હે રાજન્ ! અયુક્ત ન કરો. કારણ કે ઘરે આવેલ શત્રુનો પણ સત્કાર કરવો જોઇએ. વળી કોઇ રીતે સંકટમાં આવી પડેલ અને કાકતાલીય ન્યાયથી હાથ ચડેલ શત્રુ ઉપચાર કરવા લાયક છે. માટે હવે તેમ કરો કે જેથી એ દુઃખપૂર્વક જીવી શકે. " અભયના આવા આગ્રહથી શ્રેણિક રાજાએ પ્રદ્યોતનો સત્કાર કરીને તેને છોડી મૂકયો. એમ પરરમણીમાં આસકત થતાં તે બંધનને પામ્યો.

એ પ્રમાણે સાંભળતાં કુમારપાલ રાજાએ કહ્યું કે—' હે ભગવન્ ! ભુજંગી સમાન ભયંકર પરસ્ત્રીઓનો તો મેં મૂળથીજ ત્યાગ કરેલો છે, એટલુંજ નહિ પણ પરરમણીનો અભિલાષી પુરૂષ, ઘણું કરીને મારા રાજ્યમાં પણ કોઈ નહિ હશે. ' આ તેની ભાવનાથી સંતુષ્ટ થઇને શ્રી હેમચંદ્ર મહારાજ બોલ્યા કે—"હે રાજન્! તું ધન્ય છે, કે જે પરરમણીથી નિવૃત્ત થયો છે. જેમ કમળોનું સ્થાન સરોવર, રત્નોનું રોહણાચલ અને તારાઓનું સ્થાન જેમ આકાશ છે, તેમ પરદારા વિરમણ-વ્રત તે બધા ગુણોનું સ્થાન છે.

# પ્રકરણ ૭ મું.



## વેશ્યાના વ્યસન ઉપર અશોકની કથા.




વે ગુરૂ મહારાજે પુનઃ કહ્યું કે—" હે નરેંદ્ર ! વેશ્યા-વ્યસન તજવા લાયક છે, જે કમળવનને હિમની જેમ ધનનો નાશ કરે છે, જે સમુદ્રમથન કરાવનાર કાલકૂટની જેમ ક્ષયરોગ પેદા કરે છે, જે શશિબિંબને રાહુમુખની જેમ સમસ્ત કુળને ગ્રસ્ત કરે છે, અને જે ચિત્રકર્મને ધુમની જેમ ઉજ્વળ ગુણ-ગુણને મલિન કરે છે. વળી જે ભુજંગોના રાફડા-વિવરની જેમ દોષોના સ્થાન રૂપ છે. **વેશ્યામાં આસક્ત થયેલ પુરૂષ ત્રણ વર્ગના મૂલરૂપ ધનનો વિનાશ કરીને પાછળથી અશોકની જેમ પશ્ચાત્તાપ પામે છે. "**

એમ સાંભળતાં રાજાએ પૂછયું કે—'હે ભગવન્ ! અશોક તે કોણ ? ' ત્યારે ગુરૂમહારાજ કહેવા લાગ્યા-" હે રાજન્ ! સાંભળ,

### અશોકની કથા.

**શ્રીશીતલનાથ** ભગવંતના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવલજ્ઞાનથી પાવન થયેલ તથા ભદ્ર જીવોથી સેવિત એવું **ભદ્દિલપુર** નામે નગર છે. ત્યાં **યશોભદ્ર** નામે રાજા હતો, કે જેની તરવારની ધારારૂપ જળથી શત્રુઓની રમણીના શરીરે રહેલ કુંકુમ, કસ્તૂરી અને કાજલ સત્વર ધોવાઈ ગયાં. તેને, બહુ અર્થસંયુક્ત સિદ્ધાંતની જેમ માનનીય, દાન (મદજળ) ને પ્રવર્ત્તાવનાર હાથીની જેમ દાનશીલ તથા, ધર્મ-ગુણ (ધનુષ્ય અને દોરી ) ના સંયોગથી સુંદર એવો **સુંદર** નામે શેઠ હતો. એ શેઠની **લક્ષ્મી** નામે ભાર્યા કે જે કમળના પત્ર સમાન વિશાલ લોચનવાળી હતી. તે જો કે શ્રેષ્ઠીને અત્યંત વલ્લભ હોવા છતાં સંતતિરહિત હોવાથી શ્રેષ્ઠીના મનને દૂભવતી હતી. કારણ કે—

" विविह-मणि-कणय-भूसण-जुयावि जुवई विणा अवचेण ।
न विरायइ वल्लिरपल्लवा विवल्लिव्व फलहीणा " ॥

**અર્થ**—વિવિધ મણિ કનકાદિકના ભૂષણોથી વિભૂષિત હોવા છતાં, વિકસિત પલ્લવયુક્ત છતાં ફળ રહિત લતા જેમ ન શોભે તેમ સંતતિ રહિત રમણી શોભતી નથી.

ક ખુશામતનાં વચનો કહી પ્રથમ પુરૂષને સ્નેહ ઉપજાવીને તેનું ધન
છે અને પછી તે સ્નેહયુક્ત હોય છતાં નિર્ધન થતાં તેને કહાડી મૂકે છે.
પ્રકારે અનર્થ ઉપજાવ્યા છતાં મિથ્યા વચનોથી તેઓ પુરૂષને એવી રીતે
ઉપજાવે છે કે જેથી તે બધું સત્ય સમજી લે છે. ચપલ સ્વભાવની, અત્યંત
બંધાયેલી તથા અકૃતજ્ઞ એવી વેશ્યાઓ વાનરીઓની જેમ માત્ર પોતાના
જ સુખપૂર્વક જાણે છે. માટે હે વત્સ ! તેમને છેતરજે, પણ તું તેમનાથી
ઇશ નહિ. આ અક્કાનું વચન સ્વપ્નમાં પણ મંત્રની જેમ યાદ કરતાં તું
ના હૃદયને લઇ લેજે, પણ પોતાનું હૃદય તેમને આપીશ નહિ. માત્ર ધનના
સે કોઢીયાને પણ આલિંગન આપતી જે વેશ્યાઓનો આત્મા પોતેજ પોતાનો
રી બની બેઠો હોય, તો અન્ય કોણ તેમને વલ્લભ હોઇ શકે ? તેમજ વેશ્યા ભલે
પવતી હોય, છતાં વિશિષ્ટ પુરૂષોને તે તજવા લાયક છે. ગંગાના જળથી પખા-
ળતાં પણ કુતરી કાંઈ પવિત્ર થઇ શકે ? એ નેત્રમાં રૂએ છે અને મનમાં હસે છે.
લોકો આ તેની ચેષ્ટાને સત્ય સમજી લે છે. જેમ કાષ્ઠને કરવતી ભિન્ન કરે છે, તેમ
વેશ્યા વિશિષ્ઠ પુરૂષને ભેદીને ભ્રષ્ટ બનાવે છે. એમ કેટલું કહી શકાય ? કારણ કે
વેશ્યાઓનું સ્વરૂપ અતિ ગહન હોય છે. હે વત્સ ! અહીં રહેતાં પણ તું તે સ્વરૂપ
સાક્ષાત્ જોઇ શકીશ. મારી ચાર પુત્રીઓ કે જેમનાં નામ **ગૌરી, લલિતા, રંભા અને મદના** છે. આ ધવલ ઘરના ભિન્ન ભિન્ન ભાગમાં તે રહે છે. ભીંતના
આંતરે રહીને તેમનું ચરિત્ર તું જોયા કરજે. ” એ પ્રમાણે અક્કાની શિખામણ
ધ્યાનમાં રાખીને અશોક તેમનું સ્વરૂપ જોવા લાગ્યો.

તેમાં ગૌરીએ પૂર્વના પરિચિત શિવ નામના પુરૂષને લાંબા કાળે આવેલ જોઇને પ્રથમ આવેલા પુરૂષને બીજા દરવાજાથી બહાર કહાડી મૂક્યો અને પોતે તરત સતીવ્રત ધારણ કરી લીધું. એટલે વેણી ગુંથી લીધી, કુસુમ, તાંબુલ, આભરણાદિક મૂકી દીધાં. પછી શિવની સાથે દૃષ્ટિ-મેલાપ કર્યો અને અશ્રુ-જળથી ભરેલાં લોચન બતાવીને તે બોલી કે—'પ્રાણનાથને સ્વાગત કરૂં છું.' શિવે કહ્યું—' ભદ્રે ! તને કુશળ છે ?' ગૌરી બોલી—' તમારા વિરહમાં મને કુશળ ક્યાંથી ? પરંતુ અત્યારે કુશળ છે કે સેંકડો દેવની માનતા કરતાં મેં તમને જીવતાં નજરે જોયા. વળી હે નાથ ! સમસ્ત દિવસો હું તારા વિરહાનળમાં બળતી રહી છું, તેમજ અલ્પ જળમાં માછલીની જેમ હું તરફડતી હતી. મેં જાણ્યું કે— પ્રિયના વિરહમાં ચંદ્રમા મને શાંતિ આપશે, પરંતુ તે તો કલ્પાંતકાળના સૂર્યની જેમ મને તપાવવા લાગ્યો.' ઇત્યાદિક ખુશામતનાં વચનોથી સંતુષ્ટ થયેલ શિવે કહ્યું—' હે પ્રિયે ! તું ખેદ ન કર. આ તારા સ્નેહ પાસે શું માત્ર છે ?' એમ કહી તેને કુસુમ, તાંબુલ, વસ્ત્રો અને અલંકારો આપ્યાં. આ બધું જોઇને અશોક ચિંતવવ લાગ્યો—' અહો ! આ વેશ્યાઓ કપટરૂપ કુટુંબનું ઘર છે, વિવેકરૂપ

એકદા લક્ષ્મીએ શેઠને કહ્યું કે—' તમે ખેદયુક્ત કેમ દેખાઓ છો ? ' તેણે કહ્યું—' તું સંતતિ રહિત હોવાથી મને મહાન્ સંતાપ થાય છે. ' તે બોલી—'જો એમ હોય તો બીજી કન્યા પરણો. ' શેઠે કહ્યું—' બીજી ભાર્યાના અપત્યથી પણ મને સંતોષ થાય તેમ નથી. ' લક્ષ્મીએ કહ્યું—' તો આ નગરમાં શીતલનાથના મંદિરના દ્વાર આગળ અશોકા નામે દેવતા છે. તે સમસ્ત લોકોના મનોવાંછિત પૂરે છે, માટે તેની માનતા કરો.' ' એમ કરવું યોગ્ય છે ' એમ કહીને શેઠ શ્રીશીતલનાથના મંદિરે ગયો. ત્યાં કર્પૂર, કેસર અને કુસુમથી ભગવંતની પૂજા કરી. પછી તેજ પ્રમાણે તે દેવતાની પૂજા કરીને તેણે કહ્યું કે—' હે દેવી ! તારા પ્રભાવથી જો મને પુત્રની પ્રાપ્તિ થશે, તો મહા-વિભૂતિ પૂર્વક હું તારો પૂજામહોત્સવ કરીશ અને તારા નામને અનુસરીને તે પુત્રનું નામ રાખીશ. ' એમ કરતાં તે દેવીના પ્રભાવથી લક્ષ્મીને ગર્ભ રહેતાં તેણે અવસરે પુત્રને જન્મ આપ્યો. એટલે સુંદર શ્રેષ્ઠીએ અત્યંત સંતોષ પામીને રમણીઓના નૃત્યપૂર્વક મોટા આડંબરથી વર્ધાપન કરાવ્યું. પછી એક માસ પૂરો થતાં તેણે મહા-વિભૂતિથી જિન-મંદિરે આવીને જગતને આશ્ચર્ય પમાડનાર પૂજા-મહોત્સવ કરાવ્યો અને પુત્રને શ્રી શીતલનાથપ્રભુ તેમજ દેવીના પગે લગાડ્યો. વળી અશોકા દેવીના નામને અનુસરીને તેનું પણ અશોક એવું નામ રાખ્યું. અનુક્રમે વૃદ્ધિ પામતાં અવસરે અશોક સમસ્ત કળાઓમાં પ્રવીણ થયો અને કામદેવના કેલિવન સમાન યૌવનવય પામ્યો.

હવે પુત્રને યૌવન પામેલ જોઇને સુંદરને વિચાર થયો કે—વેશ્યામાં આસકત થયેલ પુરૂષો ઘણું કરીને પોતાના દ્રવ્યનો નાશ કરે છે, માટે પુત્રને વેશ્યાનું સ્વરૂપ જણાવું કે જેથી એ વેશ્યાનો વિશ્વાસ ન કરે. " એમ ધારીને સુંદર શ્રેષ્ઠીએ ચંડા નામની અક્કાને કહ્યું કે—' હે ભદ્રે ! મારા પુત્રને વેશ્યાનું સ્વરૂપ સમજાવ. હું તને એક લાખ સોનામ્હોર આપીશ. ' એટલે ધનલુબ્ધ અક્કાએ પોતાની જાતના દોષ પ્રગટ કરવાનું પણ સ્વીકારી લીધું. અથવા તો એવું કંઈ નથી કે જે એ વેશ્યાઓ ધનના લોભથી ન કરે.

પછી ચંડાએ અશોકને પોતાના ઘરે લઇ જઈને કહ્યું કે—" હે પુત્ર ! તને યથાસ્થિત વેશ્યાઓનું સ્વરૂપ હું કહેવા માગું છું. જો કે વેશ્યાઓ સારાં વસ્ત્રાભૂષણથી વિભૂષિત લાગે છે, તો પણ વિચાર કરતાં એમનામાં કંઇપણ સુંદરતા નથી; કારણકે જેમના જાતિ અને કુળનું ઠેકાણું નથી હોતું, જે ક્ષુધાથી આકુળવ્યાકુળ હોય છે અને જેમને નજરે જોતાં દુગંછા આવે એવી એ વેશ્યાઓને બાલ્યાવસ્થામાં ખરીદી લેવામાં આવે છે. લાકડીથી તેમના અંગને ભાંગતાં કરૂણા ઉપજાવે તેવી અરરાટી નાખતી એ વેશ્યાઓને નાટ્યનિપુણ પુરૂષો નાટ્યવિધિ શીખવે છે. પછી યૌવનાવસ્થા પામતાં વિવિધ પ્રકારે શરીરને સુશોભિત તેઓ પરનું ચિત્ત અને વિત્ત હરી લે છે, પણ પોતાનું કંઇ આપતી ન

કપટપૂર્વક ખુશામતનાં વચનો કહી પ્રથમ પુરૂષને સ્નેહ ઉપજાવીને તેનું ધન લુંટી લે છે અને પછી તે સ્નેહયુક્ત હોય છતાં નિર્ધન થતાં તેને કહાડી મૂકે છે. વિવિધ પ્રકારે અનર્થ ઉપજાવ્યા છતાં મિથ્યા વચનોથી તેઓ પુરૂષને એવી રીતે વિશ્વાસ ઉપજાવે છે કે જેથી તે બધું સત્ય સમજી લે છે. ચપલ સ્વભાવની, અત્યંત લોભમાં બંધાયેલી તથા અકૃતજ્ઞ એવી વેશ્યાઓ વાનરીઓની જેમ માત્ર પોતાના ભક્ષ્યને જ સુખપૂર્વક જાણે છે. માટે હે વત્સ ! તેમને છેતરજે, પણ તું તેમનાથી છેતરાઇશ નહિ. આ અક્કાનું વચન સ્વપ્નમાં પણ મંત્રની જેમ યાદ કરતાં તું તેમના હૃદયને લઇ લેજે, પણ પોતાનું હૃદય તેમને આપીશ નહિ. માત્ર ધનના લોભે કોઢીયાને પણ આલિંગન આપતી જે વેશ્યાઓનો આત્મા પોતેજ પોતાનો વેરી બની બેઠો હોય, તો અન્ય કોણ તેમને વલ્લભ હોઇ શકે ? તેમજ વેશ્યા ભલે રૂપવતી હોય, છતાં વિશિષ્ટ પુરૂષોને તે તજવા લાયક છે. ગંગાના જળથી પખાળતાં પણ કુતરી કાંઈ પવિત્ર થઇ શકે ? એ નેત્રમાં રૂએ છે અને મનમાં હસે છે. લોકો આ તેની ચેષ્ટાને સત્ય સમજી લે છે. જેમ કાષ્ઠને કરવતી ભિન્ન કરે છે, તેમ વેશ્યા વિશિષ્ઠ પુરૂષને ભેદીને ભ્રષ્ટ બનાવે છે. એમ કેટલું કહી શકાય ? કારણ કે વેશ્યાઓનું સ્વરૂપ અતિ ગહન હોય છે. હે વત્સ ! અહીં રહેતાં પણ તું તે સ્વરૂપ સાક્ષાત્ જોઇ શકીશ. મારી ચાર પુત્રીઓ કે જેમનાં નામ **ગૌરી, લલિતા, રંભા અને મદના** છે. આ ધવલ ઘરના ભિન્ન ભિન્ન ભાગમાં તે રહે છે. ભીંતના આંતરે રહીને તેમનું ચરિત્ર તું જોયા કરજે. " એ પ્રમાણે અક્કાની શિખામણ ધ્યાનમાં રાખીને અશોક તેમનું સ્વરૂપ જોવા લાગ્યો.

તેમાં ગૌરીએ પૂર્વના પરિચિત શિવ નામના પુરૂષને લાંબા કાળે આવેલ જોઈને પ્રથમ આવેલા પુરૂષને બીજા દરવાજાથી બહાર કહાડી મૂકયો અને પોતે તરત સતીવ્રત ધારણ કરી લીધું. એટલે વેણી ગુંથી લીધી, કુસુમ, તાંબુલ, આભરણાદિક મૂકી દીધાં. પછી શિવની સાથે દૃષ્ટિ–મેલાપ કર્યો અને અશ્રુ–જળથી ભરેલાં લોચન બતાવીને તે બોલી કે—'પ્રાણનાથને સ્વાગત કરૂં છું.' શિવે કહ્યું—'ભદ્રે ! તને કુશળ છે ?' ગૌરી બોલી—'તમારા વિરહમાં મને કુશળ ક્યાંથી ? પરંતુ અત્યારે કુશળ છે કે સેંકડો દેવની માનતા કરતાં મેં તમને જીવતાં નજરે જોયા. વળી હે નાથ ! સમસ્ત દિવસો હું તારા વિરહાનળમાં બળતી રહી છું, તેમજ અલ્પ જળમાં માછલીની જેમ હું તરફડતી હતી. મેં જાણ્યું કે—પ્રિયના વિરહમાં ચંદ્રમા મને શાંતિ આપશે, પરંતુ તે તો કલ્પાંતકાળના સૂર્યની જેમ મને તપાવવા લાગ્યો.' ઇત્યાદિક ખુશામતનાં વચનોથી સંતુષ્ટ થયેલ શિવે કહ્યું—'હે પ્રિયે ! તું ખેદ ન કર. આ તારા સ્નેહ પાસે શું માત્ર છે ?' એમ કહી તેને કુસુમ, તાંબુલ, વસ્ત્રો અને અલંકારો આપ્યાં. આ બધું જોઇને અશોક ચિંતવવ લાગ્યો—'અહો ! આ વેશ્યાઓ કપટરૂપ કુટુંબનું ઘર છે, વિવેકરૂપ

એકદા લક્ષ્મીએ શેઠને કહ્યું કે—' તમે ખેદયુકત કેમ દેખાઓ છો ? ' તેણે કહ્યું—' તું સંતતિ રહિત હોવાથી મને મહાન્ સંતાપ થાય છે. ' તે બોલી—' જો એમ હોય તો બીજી કન્યા પરણો. ' શેઠે કહ્યું—' બીજી ભાર્યાના અપત્યથી પણ મને સંતોષ થાય તેમ નથી. ' લક્ષ્મીએ કહ્યું—' તો આ નગરમાં શીતલનાથના મંદિરના દ્વાર આગળ **અશોકા** નામે દેવતા છે. તે સમસ્ત લોકોના મનોવાંછિત પૂરે છે, માટે તેની માનતા કરો.' ' એમ કરવું યોગ્ય છે ' એમ કહીને શેઠ શ્રીશીતલનાથના મંદિરે ગયો. ત્યાં કર્પૂર, કેસર અને કુસુમથી ભગવંતની પૂજા કરી. પછી તેજ પ્રમાણે તે દેવતાની પૂજા કરીને તેણે કહ્યું કે—' હે દેવી ! તારા પ્રભાવથી જો મને પુત્રની પ્રાપ્તિ થશે, તો મહા–વિભૂતિ પૂર્વક હું તારો પૂજામહોત્સવ કરીશ અને તારા નામને અનુસરીને તે પુત્રનું નામ રાખીશ. ' એમ કરતાં તે દેવીના પ્રભાવથી લક્ષ્મીને ગર્ભ રહેતાં તેણે અવસરે પુત્રને જન્મ આપ્યો. એટલે સુંદર શ્રેષ્ઠીએ અત્યંત સંતોષ પામીને રમણીઓના નૃત્યપૂર્વક મોટા આડંબરથી વર્ધાપન કરાવ્યું. પછી એક માસ પૂરો થતાં તેણે મહા–વિભૂતિથી જિન–મંદિરે આવીને જગતને આશ્ચર્ય પમાડનાર પૂજા–મહોત્સવ કરાવ્યો અને પુત્રને શ્રી શીતલનાથપ્રભુ તેમજ દેવીના પગે લગાડ્યો. વળી અશોકા દેવીના નામને અનુસરીને તેનું પણ **અશોક** એવું નામ રાખ્યું. અનુક્રમે વૃદ્ધિ પામતાં અવસરે અશોક સમસ્ત કળાઓમાં પ્રવીણ થયો અને કામદેવના કેલિવન સમાન યૌવનવય પામ્યો.

હવે પુત્રને યૌવન પામેલ જોઇને સુંદરને વિચાર થયો કે—વેશ્યામાં આસકત થયેલ પુરૂષો ઘણું કરીને પોતાના દ્રવ્યનો નાશ કરે છે, માટે પુત્રને વેશ્યાનું સ્વરૂપ જણાવું કે જેથી એ વેશ્યાનો વિશ્વાસ ન કરે. " એમ ધારીને સુંદર શ્રેષ્ઠીએ **ચંડા** નામની અક્કાને કહ્યું કે—' હે ભદ્રે ! મારા પુત્રને વેશ્યાનું સ્વરૂપ સમજાવ. હું તને એક લાખ સોનામ્હોર આપીશ. ' એટલે ધનલુબ્ધ અક્કાએ પોતાની જાતના દોષ પ્રગટ કરવાનું પણ સ્વીકારી લીધું. અથવા તો એવું કંઈ નથી કે જે એ વેશ્યાઓ ધનના લોભથી ન કરે.

પછી ચંડાએ અશોકને પોતાના ઘરે લઇ જઈને કહ્યું કે—" હે પુત્ર ! તને યથાસ્થિત વેશ્યાઓનું સ્વરૂપ હું કહેવા માગું છું. જો કે વેશ્યાઓ સારાં વસ્ત્રાભૂષણથી વિભૂષિત લાગે છે, તો પણ વિચાર કરતાં એમનામાં કંઇપણ સુંદરતા નથી; કારણકે જેમના જાતિ અને કુળનું ઠેકાણું નથી હોતું, જે ક્ષુધાથી આકુળવ્યાકુળ હોય છે અને જેમને નજરે જોતાં દુગંછા આવે એવી એ વેશ્યાઓને બાલ્યાવસ્થામાં ખરીદી લેવામાં આવે છે. લાકડીથી તેમના અંગને ભાંગતાં કરૂણા ઉપજાવે તેવી અરરાટી નાખતી એ વેશ્યાઓને નાટ્યનિપુણ પુરૂષો નાટ્યવિધિ શીખવે છે. પછી યૌવનાવસ્થા પામતાં વિવિધ પ્રકારે શરીરને સુશોભિત બનાવીને તેઓ પરનું ચિત્ત અને વિત્ત હરી લે છે, પણ પોતાનું કંઇ આપતી નથી. બહુજ

કપટપૂર્વક ખુશામતનાં વચનો કહી પ્રથમ પુરૂષને સ્નેહ ઉપજાવીને તેનું ધન લુંટી લે છે અને પછી તે સ્નેહયુક્ત હોય છતાં નિર્ધન થતાં તેને કહાડી મૂકે છે. વિવિધ પ્રકારે અનર્થ ઉપજાવ્યા છતાં મિથ્યા વચનોથી તેઓ પુરૂષને એવી રીતે વિશ્વાસ ઉપજાવે છે કે જેથી તે બધું સત્ય સમજી લે છે. ચપલ સ્વભાવની, અત્યંત લોભમાં બંધાયેલી તથા અકૃતજ્ઞ એવી વેશ્યાઓ વાનરીઓની જેમ માત્ર પોતાના ભક્ષ્યને જ સુખપૂર્વક જાણે છે. માટે હે વત્સ ! તેમને છેતરજે, પણ તું તેમનાથી છેતરાઇશ નહિ. આ અક્કાનું વચન સ્વપ્નમાં પણ મંત્રની જેમ યાદ કરતાં તું તેમના હૃદયને લઇ લેજે, પણ પોતાનું હૃદય તેમને આપીશ નહિ. માત્ર ધનના લોભે કોઢીયાને પણ આલિંગન આપતી જે વેશ્યાઓનો આત્મા પોતેજ પોતાનો વેરી બની બેઠો હોય, તો અન્ય કોણ તેમને વલ્લભ હોઇ શકે ? તેમજ વેશ્યા ભલે રૂપવતી હોય, છતાં વિશિષ્ટ પુરૂષોને તે તજવા લાયક છે. ગંગાના જળથી પખાળતાં પણ કુતરી કાંઈ પવિત્ર થઇ શકે ? એ નેત્રમાં રૂએ છે અને મનમાં હસે છે. લોકો આ તેની ચેષ્ટાને સત્ય સમજી લે છે. જેમ કાષ્ઠને કરવતી ભિન્ન કરે છે, તેમ વેશ્યા વિશિષ્ટ પુરૂષને ભેદીને ભ્રષ્ટ બનાવે છે. એમ કેટલું કહી શકાય ? કારણ કે વેશ્યાઓનું સ્વરૂપ અતિ ગહન હોય છે. હે વત્સ ! અહીં રહેતાં પણ તું તે સ્વરૂપ સાક્ષાત્ જોઇ શકીશ. મારી ચાર પુત્રીઓ કે જેમનાં નામ **ગૌરી, લલિતા, રંભા અને મદના** છે. આ ધવલ ઘરના ભિન્ન ભિન્ન ભાગમાં તે રહે છે. ભીંતના આંતરે રહીને તેમનું ચરિત્ર તું જોયા કરજે. ” એ પ્રમાણે અક્કાની શિખામણ ધ્યાનમાં રાખીને અશોક તેમનું સ્વરૂપ જોવા લાગ્યો.

તેમાં ગૌરીએ પૂર્વના પરિચિત શિવ નામના પુરૂષને લાંબા કાળે આવેલ જોઈને પ્રથમ આવેલા પુરૂષને બીજા દરવાજાથી બહાર કહાડી મૂક્યો અને પોતે તરત સતીવ્રત ધારણ કરી લીધું. એટલે વેણી ગુંથી દીધી. કુસુમ, તાંબુલ, આભરણાદિક મૂકી દીધાં. પછી શિવની સાથે દૃષ્ટિ-મેળાપ કર્યો અને અશ્રુ-જળથી ભરેલાં લોચન બતાવીને તે બોલી કે—‘ પ્રાણનાથને સ્વાગત કરૂં છું. ’ શિવે કહ્યું—‘ ભદ્રે ! તને કુશળ છે ? ’ ગૌરી બોલી—‘ તમારા વિરહમાં મને કુશળ ક્યાંથી ? પરંતુ અત્યારે કુશળ છે કે સેંકડો દેવની માનતા કરતાં મેં તમને જીવતાં નજરે જોયા. વળી હે નાથ ! સમસ્ત દિવસો હું તમારા વિરહાનલમાં બળતી રહી છું, તેમજ અલ્પ જળમાં માછલીની જેમ હું તરફડતી હતી. મેં જાણ્યું કે— પ્રિયના વિરહમાં ચંદ્રમા મને શાંતિ આપશે. પરંતુ તે તો કલ્પાંતકાળના સૂર્યની જેમ મને તપાવવા લાગ્યો. ’ ઇત્યાદિક ખુશામતનાં વચનોથી સંતુષ્ટ થયેલ શિવે કહ્યું—‘ હે પ્રિયે ! તું ખેદ ન કર. આ તારા સ્નેહ આગળ શું માત્ર છે ? ’ એમ કહી તેને કુસુમ, તાંબુલ, વસ્ત્રો અને અલંકારો આપ્યાં. આ બધું જોઇને અશોક ચિંતવવા લાગ્યો—‘ અહો ! આ વેશ્યાઓ કપટરૂપ કુંડનું ઘર છે, વિવેકરૂપ

એ પ્રમાણે અશોક એક વરસ અક્કાને ઘેર રહ્યો. પછી તેણે અક્કાને કહ્યું કે—'વેશ્યાનું સ્વરૂપ બરાબર મારા જાણવામાં આવી ગયું છે.' એટલે તે અશોકને સુંદર શેઠ પાસે લઇ ગઇ અને બોલી કે—'હે શ્રેષ્ઠિન્! તમારા પુત્રને વેશ્યાનું સ્વરૂપ મેં બરાબર સમજાવ્યું છે, માટે હવે એ વેશ્યાઓથી કોઇ રીતે છેતરાશે નહિ.' આથી પ્રથમના ઠરાવ પ્રમાણે સુંદરે તેણીને એક લાખ સોનામ્હોરો આપી. પછી ત્યાં રહેતાં અશોકે કેટલોક કાળ વ્યતીત કર્યો.

એક વખતે અશોકને વિચાર થયો કે—'બાલ્યાવસ્થામાં પુરૂષને માતાના સ્તનનું દુગ્ધ-પાન ઉચિત છે, પણ યૌવનાવસ્થામાં પિતાની લક્ષ્મીનો પરિભોગ કરવો તે ઉચિત નથી. માટે દેશાંતરમાં જઇને ધન વૃદ્ધિ કરૂં, સ્વજન-વર્ગને સંતોષ પમાડું, દેવ-ગુરૂની પૂજા કરૂં અને સમસ્ત યાચકોના મનોરથ પૂરા કરૂં.' એમ ધારી માત-પિતાની અનુમતિ મેળવી, દશ લાખ સોનામહોરોના કિંમતિ કરીયાણાં લઇને અશોક **ગજપુર** નગરમાં ગયો ત્યાં તે વેપાર કરવા લાગ્યો.

હવે કોઈવાર **કામલતા** ગણિકાના તે જોવામાં આવ્યો. તેથી 'આનું ધન કોઇ રીતે પડાવું' એમ ચિંતવીને કામલતાએ તેને વિલાસભરી દૃષ્ટિથી જોયો. ત્યારે—'આ વેશ્યા ધન પડાવવાને તૈયાર થઈ છે' એમ ચિંતવી ભયથી વ્યાકુળ બનેલ અશોકે વાઘણની જેમ તેને મુકી દીધી. એટલે દૃષ્ટિરૂપ દૂતીથી તેને છેતરવામાં અશક્ત થયેલ કામલતાએ તેને લાવવાને માટે એક દાસીરૂપ દૂતી મોકલી. તે પણ પોતાની વચન—ચાલાકીથી તેને ઘરે લાવી શકી નહિ. તેથી કામલતા પોતે અશોકના આવાસમાં આવીને કહેવા લાગી કે—"હે સુભગ! જ્યારથી અમરકુમારની જેમ તમને જોયા છે, ત્યારથી મને કુસુમશર (મદન) તે તપ્ત લોહના શર (બાણ) સમાન થઇ પડયો છે, માટે પ્રસાદ કરીને જેમ તમે મારા હૃદયને અલંકૃત કરેલ છે, તેમ પોતે આવીને મારા મંદિરને પણ અલંકૃત કરો." એમ કહ્યા છતાં અશોક કામલતાના ઘરે ન ગયો. તેથી તે પ્રતિદિન તેની પ્રાર્થના કરવા લાગી. પ્રતિદિવસની પ્રાર્થનાથી તે નિષ્ઠુર છતાં કોમળ મનનો થઈ ગયો. કારણ કે નિરંતર જળના પૂરથી પત્થર પણ ભેદાઇ જાય.

એક દિવસે અશોકે વિચાર કર્યો કે—'મારે ધન આપવાનું નથી, પણ એના ઘરે જવામાં મને શી હરકત છે?' એમ ધારીને અશોક કામલતાને ઘરે ગયો. ત્યારે તે કપટ-કળા કેળવતાં બોલી કે—'આજે આ પ્રભાત અને દિવસ પણ ધન્ય છે, આજે શુભ વાયુ વાયો, વળી તમે મારા ઘરે આવ્યા, તેથી બધાં દુઃખો દૂર થયાં.' આવાં ખુશામતનાં વચનોથી રંજિત થઇને અશોક દરરોજ કામલતાના ઘરે આવતો અને તેણીના ઉપરોધથી તે તેની સાથે ભોગ ભોગવવા લાગ્યો. પરંતુ વેશ્યાને લગતા વિવિધ કપટ ભરેલા ઉપયોગથી કામલતા તેની પાસે ધન માગતી,

છતાં તે તેને આપતો ન હતો. ત્યારે પડોશની અક્કાઓએ એકત્ર થઇ તેની અક્કાને સમજાવતાં તેણે કામલતાને કહ્યું કે—' તેં અનેક પ્રકારે એની પાસે માગ્યા છતાં અશોક પોતાનું ધન આપતો નથી, તેથી એને અવશ્ય કોઇએ વેશ્યાનું સ્વરૂપ સમજાવ્યું છે.' એવામાં પડોશની અક્કાઓ બોલી કે—' હે કામલતા ! તું જીવંત-કપટ તો બધાં કરી ચુકી, તો હવે મૃત-કપટ કર, કે જેથી એ ધન આપે.' તે બોલી—' હવે એમ કરવું પડશે.' પછી તેણે અશોકને કહ્યું કે—" તે વખતે તમે મારા ઘરે આવતા ન હતા, તેથી ઘરની પાસે રહેલ ગોમુખ યક્ષની મેં માનતા કરી છે કે—' હે યક્ષ ! જો અશોક મારા ઘરે આવશે, તો અશોકે આપેલાં કિંમતિ વસ્ત્ર- અલંકારો પહેરીને હું અશોકે આપેલ વિભવથી તારી પૂજા કરીશ, નહિ તો તારી સમક્ષ અગ્નિ-વશ થઇશ.' માટે હે પ્રિયતમ ! એ બધી માનતા મારી પૂરી કરાવો." એ પ્રમાણે સાંભળતાં અશોક મૌન રહ્યો. એટલે કામલતા બોલી કે—' હે નાથ ! હું તમોને વ્હાલી નથી, પણ તમો ધનને અધિક પ્રિય માનો છો. તેથી હવે મારે જીવિતનું શું પ્રયોજન છે?' એમ કહીને કામલતાએ યક્ષની આગળ બાવના ચંદનની ચિતા રચાવી અને શોક રહિત એવા અશોકની સમક્ષ તે ચિતામાં પડી. ત્યાં જવાળાઓથી દિશાઓમાં વ્યાપ્ત થનાર અગ્નિ સળગાવી. જેને જોતાં લોકોમાં કોલાહલ જાગ્યો. જાણે વિષાદરૂપ વિષધરથી ડંખ પામેલ હોય તેમ અક્કાઓ આક્રંદ કરવા લાગી. એવામાં ક્ષણ માત્રમાં ચિતા બળીને ભસ્મરૂપ થઇ ગઇ, પણ કામલતા તો પૂર્વે કરી રાખેલ સુરંગના માર્ગે નીકળી ગઇ. આવી કપટ-કળાને ન જાણતો અશોક અત્યંત શોક પામ્યો, તેણે ચિંતવ્યું કે—' કપટના ભંડારરૂપ એ વેશ્યાઓ કદાપિ મરણ ન પામે, તેથી અગ્નિમાં પ્રવેશ કરનાર એ કામલતા તો વેશ્યા નજ હોય—એમ સ્પષ્ટ લાગે છે, માટે મરતાં એની જે મેં ઉપેક્ષા કરી, તે સારૂં ન કર્યું. અહા! ભાગ્ય રહિત હું આવા રમણી-રત્નથી ભ્રષ્ટ થયો.'

એ પ્રમાણે વિલાપ કરતાં અશોક તે અક્કાઓ પાસે બેઠો છે, તેવામાં વૈદ્ય-પુરૂષનો વેશ ધારણ કરી આવેલ કોઇ અન્ય અક્કા કહેવા લાગી કે—' કોઢ, ભગંદર, ક્ષય, શ્વાસ કે ખાંસી પ્રમુખ રોગોને હું દૂર કરી શકું છું, મંત્ર અને ઔષધિથી સ્થાવર કે જંગમ વિષને હું અટકાવું છું, યક્ષ, રાક્ષસ, ભૂત કે ગૃહાદિકના દોષથી હું બચાવું છું, અને વધારે શું કહું, પરંતુ જો મૃતકની રાખ હોય, તો મૃતને સજીવન કરૂં છું.' એમ સાંભળતાં અશોકે કહ્યું કે—'હે ભદ્ર ! જો એમ હોય, તો મારી હૃદય-વલ્લભાને સજીવન કર !' વૈદ્ય બોલ્યો—' મને તે રાખ બતાવો.' ત્યારે અશોકે તે રાખ બતાવી. તે જોતાં વૈદ્યે કહ્યું-'ઘણા ધનના વ્યયથી આ કામ સધાય તેમ છે.' અશોક બોલ્યો—' દ્રવ્યનો વ્યય કરવા હું તૈયાર છું.' પછી ત્યાં તેણે એક મંડપ કરાવ્યો, તેમાં વૈદ્યે મંડળ આળેખ્યું અને હોમ આરંભ કર્યો. એટલે સાતમે દિવસે સુરંગ માર્ગે કામલતા આવી. જેને

અશોક આનંદ પામ્યો અને પ્રેમના પ્રભાવથી આકુળ વ્યાકુળ થતાં તેણે કામલતાને સ્નેહાલિંગન આપ્યું.

હવે કામલતાના પ્રેમમાં મોહિત થતાં અશોક તેને માગ્યું ધન આપવા લાગ્યો, કે જેથી થોડાજ દિવસોમાં તે બધા ધનથી રહિત થઇ ગયો. એટલે તેને નિર્ધન સમજીને કામલતાએ પોતાના ઘરથી બહાર કહાડી મૂકયો. જેથી શાખાથી ભ્રષ્ટ થયેલ વાનરની જેમ તે મનમાં વિલક્ષ થઇને વિચારવા લાગ્યો કે—"અહા ! મૂઢમતિના મેં એટલું પણ જાણ્યું નહિ કે-શબરૂપ થયેલ મૃતક કોઈપણ પ્રકારે શું સજીવન થાય ? આ તો મને છેતરવા માટે સ્નેહ વિનાની કામલતાએ કપટથી પોતાનું મરણ બતાવ્યું અને બધું ધન લુંટી લઈને અત્યારે ઘરથી મને બહાર કહાડી મૂકયો. મને વેશ્યાનું ચરિત્ર ભણાવવા માટે મારા પિતાએ જે ધનનો વ્યય કર્યો, તે પણ મને આમ કામલતાએ છેતરી લેવાથી બધો વિફલ થયો.' એમ ધનરહિત થતાં વેશ્યાએ તેને તજી દીધો અને ત્યાં લોકોના સત્કાર રહિત થયો. વળી આવી હીનતાને લીધે લજ્જા પામતાં તે પોતાના નગરમાં જવાને અચકાતાં અશોક ત્યાંજ રહેવા લાગ્યો.

એવામાં આ બધું તેનું સ્વરૂપ જાણીને કોઇએક પુરૂષ ભદ્દિલપુરમાં ગયો અને તેણે તે વૃત્તાંત સુંદરને કહી સંભળાવ્યો, જે સાંભળતાં સુંદરને ઘણોજ ખેદ થયો. તેણે ચંડાને બોલાવીને કહ્યું કે—'તેં મારા પુત્રને શું ભણાવ્યું ? કારણ કે ગજપુરમાં ગણિકાએ તેનું બધું ધન પડાવી લીધું.' ત્યારે અક્કા બોલી—'હે શેઠ ! તમે ખેદ ન કરો. મારી સાથે ગજપુરમાં ચાલો, કે જેથી પુત્રનું બધું ધન પાછું અપાવું.' પછી ચંડા સુંદરની સાથે ગજપુરમાં આવી, ત્યાં અશોકને જોતાં તેની સાથે કંઈક મસલત ચલાવીને ચંડાએ માતંગીનો વેશ લીધો અને સુંદરને માતંગનો વેશ આપીને તેની સાથે તે ગાવા લાગી. એમ ગાતાં ગાતાં તે કામલતાના ઘર આગળ આવીને મધુર ગાવા લાગી. કામલતાને તે મધુર લાગતાં એક મનથી સાંભળે છે, તેવામાં એકદમ અશોક આવ્યો અને તે બંનેના ગળે બાઝીને તે મોટેથી રોવા લાગ્યો. તેને જોતાં તે બંને રોતાં રોતાં કહેવા લાગ્યાં કે—'હે વત્સ ! તારી પાસે લક્ષ્મી હતી, તે કયાં ગઇ ? અને તું આવો મલિન વસ્ત્રવાળો કેમ દેખાય છે ?' ત્યારે તેણે અંગુલીવતી કામલતાને બતાવીને કહ્યું કે—'આ વેશ્યાએ મારી બધી લક્ષ્મી લુંટી લીધી.' આ હકીકત જાણતાં કામલતા ભય પામીને ચિંતવવા લાગી કે—'અહા ! બહુ ખોટું થયું, કે ધનલુબ્ધ થઇને મેં ચંડાલની સાથે સંબંધ કર્યો.' એમ ખેદ કરતાં કામલતાએ તેમને કહ્યું કે—'આ વૃત્તાંત તમે બીજા સ્થાનેઇને કહેશો નહિ.' એટલે તેમણે કહ્યું—'જો અમારૂં બધું ધન અમને આપી ... તો અમે એ વાત બીજાને ન કહીયે, નહિ તો કહીશું.' આથી ભય પામતાં ...એ બધું ધન તેમને પાછું આપ્યું. પછી ચંડા અક્કાસહિત પુત્ર અને

ધનને લઇને સુંદર શેઠ સત્વર ભદ્દિલપુર નગરમાં આવ્યો. ત્યારથી વેશ્યાઓને રાક્ષસી સમાન સમજીને અશોક હમેશાં તેનો ત્યાગ કરીને રહ્યો. કારણ કે પુરૂષ પંડિત છતાં તેમનાથી કોઇ રીતે અખંડિત રહી શકતો નથી. પોતે સ્વદારા સંતુષ્ટ થઇ જિન-ધર્મની ક્રિયામાં મન લગાવીને અશોક કાલ નિર્ગમન કરવા લાગ્યો અને પ્રાંતે દીક્ષા લઇ મરણ પામીને તે સદ્ગતિને પામ્યો."

એ પ્રમાણે અશોકની કથા સાંભળતાં કુમારપાલ રાજાએ કહ્યું કે—'હે ભગવન્ ! વેશ્યામાં હું કદિપણ મન લગાડીશ નહિ.' એટલે શ્રી હેમચંદ્ર ગુરૂરાજ બોલ્યા કે—"ઉત્તમ પુરૂષને એમ કરવું યુક્તજ છે. હે રાજન્ ! હવે મદિરા-વ્યસનના દોષ સાંભળો—

## પ્રકરણ ૮ મું.

### મદિરામાં આસક્ત થયેલ યાદવોની કથા.



મદિરાથી મસ્ત થયેલ પુરૂષ નાચે છે, ગાય છે, હસે છે, નમે છે, ભમે છે. પોતાનાં વસ્ત્રને પણ તજી દે છે અને વિના કારણે તુષ્ટ અને રૂષ્ટ છે. વળી તે પોતાની માતાને પ્રિયતમા કહીને બોલાવે છે અને પ્રિયતમાને માતા સમજી લે છે. મદ્યથી મસ્ત થયેલ માણસ ગમ્ય-અગમ્યને જાણતો નથી. મદ્ય-પાનથી વ્યાકુળ થયેલ પુરૂષ, સ્વ-પરનું અંતર જાણતો નથી, તે પોતાને શ્રેષ્ઠ સમજે છે અને પોતાના સ્વામીની પણ નિર્ભર્ત્સના કરે છે. માર્ગમાં પડેલ શબની જેમ મદ્યમસ્ત દુરાત્માના પ્રસારેલા મુખમાં વિવરના ભ્રમથી કુતરાઓ મુતરે છે. મદ્ય, ધર્મ, અર્થ અને કામને તેમજ મતિ, કીર્ત્તિ, કાંતિ અને મર્યાદાને હણનાર છે. વધારે શું કહીએ ? એ બધા દોષોના ભંડારરૂપ છે. મદિરામાં આસક્ત બનેલા યાદવો પોતાના સ્વ-જન, પરિજન, વિભવ અને નગર સહિત ક્ષય પામ્યા, એ વાત જગતમાં પ્રગટ છે." ત્યારે રાજાએ પૂછયું—'હે ભગવન્ ! તે શી રીતે ?' ગુરૂમહારાજ કહેવા લાગ્યા —"હે રાજેંદ્ર ! સાંભળ—

#### યાદવોની કથા.

સોરઠ દેશમાં મહાસાગરે પોતાના કિનારાપર ફેંકી દીધેલ જ્વલંત વડવા-નલ સમાન સમસ્ત સુવર્ણમય એવી દ્વારિકા નામે નગરી હતી. જે આકાશમાં પ્રસરેલ કનક-પ્રાસાદની કાંતિના સમૂહથી દૂર થકી જોનાર લોકોને કનકાચલનો

ભ્રમ ઉપજાવતી હતી. ત્યાં ભુવનને ધારણ કરવામાં સયત્ન એવો કૃષ્ણ નામે રાજા હતો, કે જેનું સૂર્ય સમાન ચક્ર સ્ફુરાયમાન થતાં શત્રુરૂપ તમોમંડલ ક્ષીણ થઈ જતું હતું. એ કૃષ્ણ મહીપાલ, દશ **દશાર્હ**, જ્યેષ્ઠ બંધુ **બલદેવ**, **શાંબ**, **પ્રદ્યુમ્ન** પ્રમુખ સાડા સાત લક્ષ કુમારો તેમજ હજારો વિલાસ કરતી વનિતાઓ સહિત પોતાના મનોરથ પ્રમાણે રાજ્યસુખ ભોગવવા લાગ્યો.

એક વખતે ત્યાં ભગવાન્ શ્રી **અરિષ્ટનેમિ** પધાર્યા. દેવોએ સમવસરણ રચ્યું. ભગવંતના આગમનની વાત સાંભળતાં સમસ્ત યાદવો સહિત કૃષ્ણ રાજા તેમને વંદન કરવાને આવ્યો. તે વખતે ભગવંતે દેશના આપતાં જણાવ્યું કે—

" पाणेसु निच्च-पहिएसु चले सरीरे, तारुन्नयंमि तरले मरणे धुवंमि ।
धम्मं समग्ग-सुह-संघडणा-निमित्तं, मुत्तूण नत्थि सरणं भुवणे जणाणं " ॥

**અર્થ**—હે ભવ્યજનો ! પ્રાણો નિત્યપથિક જેવા છે, શરીર ચંચલ છે, તારૂણ્ય અસ્થિર છે અને મરણ અવશ્ય આવનાર છે. તો જગતમાં સમસ્ત સુખોના કારણરૂપ ધર્મ વિના પ્રાણીઓને અન્ય શરણ નથી.

ઇત્યાદિ ધર્મ-દેશના સાંભળ્યા પછી અવસરે કૃષ્ણ રાજાએ ભગવંતને પૂછ્યું કે—' હે ભગવન્ ! આ સુવર્ણની રચનામય દ્વારિકા સ્થિર છે કે નહિ ? ' પ્રભુ બોલ્યા—' આ જગતમાં જે બનાવેલ વસ્તુઓ છે, તે બધી નાશવંત છે. ' કૃષ્ણે પૂછ્યું-' એનો નાશ કોણ કરશે ? ' ભગવંત બોલ્યા—' બધા યાદવો સાથે મદિરા એ નગરીનો વિનાશ કરશે.' કૃષ્ણે કહ્યું—'તે શી રીતે ?' સ્વામી બોલ્યા—' અહીં **દ્વીપાયન** નામે બ્રહ્મચારી પરિવ્રાજક છઠ્ઠ તપ કરતો રહે છે. તેને મદિરાપાનથી મસ્ત બનેલા શાંબપ્રમુખ કુમારો કોપાયમાન કરશે, તેથી તે દ્વારિકાનો નાશ કરશે અને યાદવ-કુળનો અંત લાવશે ' ત્યારે કૃષ્ણે પુનઃ પ્રશ્ન કર્યો કે —' હે સ્વામિન્ ! મારૂં મરણ કોનાથી થશે ? ' ભગવંત બોલ્યા—'જે આ તારો **જરાકુમાર** નામે જ્યેષ્ઠ બંધુ કે જે **વસુદેવ**નો પુત્ર અને **જરાદેવી**થી ઉત્પન્ન થયેલ છે. એનાથી તારૂં મરણ થશે. ' એ પ્રમાણે પ્રભુના મુખથી સાંભળતાં વિષાદ પામેલા બધા યાદવોએ શોકપૂર્વક જરાકુમારને જોયો. તેથી તે વિચારવા લાગ્યો કે —' અહો ! બહુ ખેદની વાત છે કે હું વસુદેવનો પુત્ર થઇ સમસ્ત જનોને પ્રિય એવા કનિષ્ઠ ભ્રાતાનો નાશ કરીશ. ' એમ ખેદ લાવી યાદવોની અનુજ્ઞા લઇને જનાર્દન ( કૃષ્ણ ) ની રક્ષા કરવા માટે જરાકુમારે વનવાસ સ્વીકારી લીધો. તેના ગયા પછી કૃષ્ણ પ્રમુખ યાદવો શોકાતુર થઈ જગતને પણ શૂન્ય સમાન માનતા, ભગવંતને નમસ્કાર કરી જીવલોકની તથા વિશેષથી દ્વારિકા તથા યાદવકુલની અનિત્યતાનું ચિંતવન કરતા નગરીમાં દાખલ થયા.

પછી કૃષ્ણ રાજાએ નગરીમાં ઘોષણા કરાવીને લોકોને જણાવ્યું કે—" સ-

મસ્ત મદ્ય, કાદંબ-વનની ગુફામાં કાળજી પૂર્વક મૂકી આવવું. કારણ કે--શ્રી નેમિનાથ પ્રભુએ એવું કહ્યું છે કે—મદિરાથી મસ્ત થયેલા કુમારો દ્વીપાયન મહર્ષિનું અપમાન કરશે, તેથી તે કોપાયમાન થઇને સમસ્ત યાદવો સહિત દ્વારિકાનો નાશ કરશે. ” તેથી કિંકરોએ લઇ જઇને સમસ્ત મદ્ય ત્યાં નાખી દીધું. તે તેમણે કાદંબ વનમાં કાદંબરી ગુફાના શિલાકુંડમાં નાખી દીધેલ હોવાથી અત્યારે પણ તે ( મદિરા ) **કાદંબરી** એવા નામથી ઓળખાય છે.

હવે બળદેવનો **સિદ્ધાર્થ** નામે એક લઘુ બંધુ હતો. તેણે સ્નેહને લીધે તેનુંજ સારથિપણું સ્વીકાર્યું હતું. એ સિદ્ધાર્થે બળદેવને કહ્યું કે—' હે બાંધવ ! જન્મ, જરા, મરણ અને રોગ પ્રમુખના દુઃખ-સમૂહથી વ્યાપ્ત આ સંસાર ક્ષણભંગુર છે અને યાદવકુલને માટે તે વિશેષથી ક્ષણભંગુર છે, માટે મને અનુજ્ઞા આપો કે જેથી **શ્રીને**મિનાથ ભગવંત પાસે મોક્ષસુખરૂપ વૃક્ષના મૂલ સમાન અને કર્મનો નાશ કરવામાં દક્ષ એવી દીક્ષાને અંગીકાર કરૂં.' સિદ્ધાર્થનો એ નિશ્ચય જાણીને બળદેવે તેને કહ્યું કે-' હે ભદ્ર ! તું ભલે ચારિત્ર ગ્રહણ કર પણ કોઈવાર સંકટનો સમય આવતાં મને પ્રતિબોધ કરવા આવજે.' એમ વડીલ બંધુની અનુમતિ મળતાં સિદ્ધાર્થે ભગવંત પાસે ચારિત્ર લીધું અને માત્ર છ મહિના તીવ્ર તપ તપીને તે સ્વર્ગે ગયો.

એવામાં કાદંબરી ગુફાના કુંડોમાં જે મદિરા નાખી દેવામાં આવેલ હતી, તે શીતલ અને ગરમ પવનના યોગે અત્યંત પરિપક્વ રસવાળી બની ગઈ. શાંબકુમારના શિકારીએ ત્યાં ભમતાં ભમતાં તે મદ્ય જોઇને તેનું પાન કર્યું અને અત્યંત સ્વાદિષ્ટ લાગવાથી તે સંતુષ્ટ થયો. અંજલિથી પીતાં પીતાં તેણે તે મદિરાના પાનથી મસ્ત બનેલા અને નિર્ભય થઇને ત્યાં ક્રીડા કરી રહેલા મૃગલાંઓને જોયાં. આ વાત તેણે શાંબકુમારને કહી, તેથી તે ત્યાં આવ્યો અને તે મદ્યનું પાન કરતાં સંતુષ્ટ થઇને શાંબ ચિંતવવા લાગ્યો કે—' કુમારો વિના મારે એકલાએ આ સ્વાદિષ્ટ મદિરાનું પાન કરવું-યુક્ત નથી, કારણ કે સત્પુરૂષો પોતે એકલા સુખો ભોગવતા નથી.'

પછી બીજે દિવસે શાંબે બધા દુર્દાંત કુમારોને ભેગા કર્યા અને કાદંબરી ગુફા પાસેના કાદંબ વનમાં તેમને લઇ ગયો. ત્યાં વૃક્ષો નીચે બધા મંડલાકારે બેઠા અને સુરા (મદિરા) પ્રાપ્ત થવાથી મનમાં રંજિત થતા કુમારો તે મદ્ય મગાવીને અમૃતની જેમ પીવા લાગ્યા. તેના મદથી તે ગાવા લાગ્યા, અત્યંત હસવા અને નાચવા લાગ્યા, તેમજ એક બીજાને આલિંગન કરવા લાગ્યા અને આમ તેમ ક્રીડા કરવા લાગ્યા.

હવે 'દ્વીપાયન ઋષિ કુપિત થઇને દ્વારિકા નગરીનો ક્ષય કરશે ' એમ નેમિનાથ પ્રભુનું વચન સાંભળતાં દ્વીપાયન ઋષિ પોતાના મનમાં અત્યંત ખેદ પામીને શોચવા લાગ્યો કે—“ હા ! હું કેવો મહાપાપી ? કેવો દુષ્ટતાપૂર્ણ ? કેવો અભાગ્ય-

વાન ? કે જે હું યાદવો સહિત દ્વારિકાનો નાશ કરીશ. વળી મને અહીં કોઇ કોપાયમાન કરશે, માટે આ નગરીને મૂકીને અન્યત્ર કયાં ચાલ્યો જાઉં. " એમ ધારીને દ્વીપાયન ઋષિ નિર્જન વનમાં ચાલ્યો ગયો. એ ઋષિને ત્યાં વનમાં જોઇને મદ્યપાનથી મસ્ત થયેલા કુમારોએ કહ્યું કે–' આ નિર્દય મનવાળો તેજ દુષ્ટાત્મા દ્વીપાયન છે. જે દ્વારિકાનો નાશ કરનાર થશે '–એમ શ્રીનેમિનાથ પ્રભુએ કહેલ છે. માટે આ નિષ્કારણ વૈરીને આપણે અહીંજ મારી નાખીએ.' એમ કોપાયમાન થયેલા કુમારોએ તે વખતે તેને મુષ્ટિ, ઢેફા અને લાકડીઓ વતી એવો માર માર્યો કે જેથી તે લોહી લોહાણ થઇને ધરણીતલપર પડી ગયો.

એવામાં કૃષ્ણના સાંભળવામાં આવ્યું કે—' અહા ! કુમારોએ અકાર્ય કર્યું. અથવા તો દુર્દાંત—મદોન્મત્ત જનોને યુક્તાયુક્તનો વિચાર કયાંથી હોય ?' એમ ચિંતવતાં બળદેવ સહિત અત્યંત ખેદ કરતો કૃષ્ણ દ્વીપાયનને મનાવવા માટે કાદંબ વનમાં આવ્યો. ત્યાં રોષથી અધરોષ્ઠને ફરકાવતો દ્વીપાયન ઋષિ તેના જોવામાં આવ્યો. એટલે નમન કરીને કૃષ્ણે તેને કહ્યું કે—" હે મહર્ષિ ! એ તો તમે જાણોજ છો કે–વૃક્ષોને દાવાનળની જેમ ક્રોધ તીવ્રતપનો નાશ કરનાર થાય છે. વળી કોપરૂપ પ્રચંડ શત્રુ વિવેકરૂપ જીવિતનો નાશ કરનાર છે. એટલા માટે મહા પુરૂષોએ ક્રોધનો ત્યાગ કરીને ઉપશમનો સ્વીકાર કર્યો. માટે સજ્જનો બાળ, મૂઢ કે મદોન્મત્ત જનોના અપરાધને ગણતા નથી. તો હે મહાત્મન્ ! મદ્યથી મસ્ત બનેલા અમારા કુમારોના આ દુશ્ચેષ્ટિતને ક્ષમા કરો." એમ કહ્યા છતાં જ્યારે દ્વીપાયને ક્રોધનો ત્યાગ ન કર્યો, ત્યારે બળદેવે કહ્યું કે—' હે કૃષ્ણ ! અરે ! હવે પ્રયત્ન કરવો નકામો છે. ભલે હવે એ પોતાની ધારણા પ્રમાણે કરે. જિનવચન શું અન્યથા થવાનું છે ?' એવામાં દ્વીપાયન બોલ્યો કે–' હે નરેંદ્ર ! કુમારોથી પરાભવ પામતાં મેં કોપના વશથી એ મોટી પ્રતિજ્ઞા કરી છે, માટે તમે બે સિવાય બીજા સ્વજનોને છુટી શકવાનો સંભવ નથી. દ્વારિકાનો નાશ થતાં તમે બે જીવતા નીકળી શકશો. માટે જાઓ હવે વિચાર કરવાથી કાંઇ વળવાનું નથી !' એમ દ્વીપાયનનું વચન સાંભળતાં શોકથી આકુળ વ્યાકુળ થતાં હિમથી કરમાયેલા કમળોની જેમ મ્લાન મુખે કૃષ્ણ અને બળદેવ નગરીમાં પાછા આવ્યા. ત્યાં દ્વીપાયનનું વચન સમસ્ત નગરીમાં ચોતરફ ફરી વળ્યું. આ વખતે કૃષ્ણે પટહ વગડાવીને પ્રજાજનોને કહેવરાવ્યું કે–' હે લોકો ! તમે તપમાં, નિયમમાં તેમજ દેવ–ગુરૂની વંદના પ્રમુખ ધર્મ કરણીમાં તત્પર થાઓ. કારણ કે ભગવંતે નગરીની બહુ ભયંકર સ્થિતિ બતાવી છે.'

એવા અવસરમાં અરિષ્ટનેમિ ભગવંત ફરીને પણ રૈવતાચલના શણગારરૂપ સહસ્રામ્ર વનમાં આવીને સમોસર્યા. એટલે યાદવો ભગવંતને વંદન કરી સભામાં સન્મુખ બેઠા. ત્યારે પ્રભુએ સંસાર ઉપર અભાવ ઉત્પન્ન કરનાર ધર્મ–દેશના આપી.

જે સાંભળતાં **પ્રદ્યુમ્ન, શાંબ, નિષધ, શુક, સારણ**–પ્રમુખ કુમારોએ સંવેગ પામીને ભગવંતની પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી. તે વખતે રૂકિમણીએ કૃષ્ણને કહ્યું—' હે નાથ! સંસારના પદાર્થોનું તેમજ વિશેષથી યાદવકુળનું આવું અનિત્યપણું હોવાથી મને આજ્ઞા આપો કે જેથી ભગવંત પાસે દીક્ષા ગ્રહણ કરૂં.' આ તેણીનું વચન સાંભળતાં લોચનમાંથી અશ્રુ–જળ વરસાવતાં કૃષ્ણે તેને દીક્ષા લેવાની અનુમતિ આપી. જેથી ઘણી રાજપુત્રીઓ સાથે તેણે દીક્ષા અંગીકાર કરી. પછી યાદવો ભગવંતને વંદન કરીને શોકસહિત નગરીમાં આવ્યા. રૂકિમણી વિના જાણે પોતે લક્ષ્મીરહિત થઈ ગયો હોય તેમ કૃષ્ણ પોતાને માનવા લાગ્યો. ભગવંતે પણ લોકોને પ્રતિબોધ આપવા માટે ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો.

આ વખતે ફરીને પણ કૃષ્ણે નગરીમાં ઘોષણા કરાવીને જણાવ્યું કે—" હે યાદવો ! હવે દ્વીપાયનથકી આપણા પર મોટો ભય આવી પડવાનો છે. માટે વિશેષથી ધર્મ–ધ્યાનમાં તત્પર થાઓ. પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, પર દારાગમન અને પરિગ્રહનો ત્યાગ કરો. આંબિલ, ઉપવાસ, છઠ્ઠ કે અઠ્ઠમાદિક તપ વિશેષનો આદર કરો. પવિત્ર થઈને પ્રયત્નપૂર્વક જિનભગવંતની અર્ચા કરો અને જિતેંદ્રિય સાધુઓની ઉપાસના કરો. " એ પ્રમાણે કૃષ્ણના કહેવા મુજબ યાદવો વિશેષ ક્રિયા–અનુષ્ઠાનમાં ઉદ્યત થયા.

હવે અહીં દુર્મતિ દ્વીપાયન પણ દ્વારિકાના વિનાશનું નિદાન કરી મરણ પામીને અગ્નિકુમાર દેવોમાં ઉત્પન્ન થયો. ત્યાં યાદવોનો પૂર્વ વૈરભાવ સંભારીને તે દ્વારિકાનો નાશ કરવા માટે આવ્યો. પરંતુ જિનવંદન–પૂજન, નિયમ, ઉપવાસાદિક ધર્મમાં તત્પર રહેલા લોકોનો તે પરાભવ કરવાને સમર્થ ન થયો. એ પ્રમાણે બાર વરસ પર્યંત દ્વીપાયન છિદ્રો જોતો રહ્યો. પછી લોકો વિચારવા લાગ્યા કે—' દ્વીપાયન જીતાયાથી ભાગી ગયો અને તપની શક્તિરહિત થવાથી નિસ્તેજ થઇ ગયો. માટે હવે તે અહીં ક્યાંથી ? ' એમ ધારી દ્વારિકાના લોકો નિર્ભય થઇને પુનઃ ક્રીડા કરવા લાગ્યા અને મદિરાનું પાન કરવા લાગ્યા. આ છિદ્ર પામીને તે અગ્નિકુમાર ( દ્વીપાયન ) દ્વારિકાનો નાશ કરવાને તૈયાર થયો. તેણે અનેક પ્રકારના ઉત્પાતો ઉપજાવ્યા. કલ્પાંત કાળ સમાન સંવર્ત્ત–વાયુ વિકુર્વીને કાષ્ઠ, તૃણ, પાંદડાંનો સમૂહ, નગરીના મધ્ય ભાગમાં મોટી બૂમો પાડીને ભાગતા લોકો પર તે ફેંકવા લાગ્યો. મહા ભયંકર તેણે અગ્નિ સળગાવી. તેમાં તે પુનઃ પુનઃ ઉદ્યાનોમાંથી વૃક્ષ–ઘટા, લતાઓ તેમજ તૃણાદિક નાખવા લાગ્યો. ઉગ્ર અગ્નિને લીધે તથા ધુમ–પટલથી લોકો એક ઘરથી બીજા ઘરમાં જઈ શકવાને સમર્થ ન થયા. વિવિધ મણિઓથી મંડિત કનકમય પ્રાસાદો ચોતરફ તૂટવા લાગ્યા અને તડતડાટ કરતા મહીતલપર પડી ભાંગીને ભૂકો થવા લાગ્યા. હાથી, અશ્વ, ઉંટ, વૃષભ, ગર્દભ, બકરા વિગેરે પશુઓ અને પક્ષીઓનો મહાન ભયંકર કોલાહલ

થઈ રહ્યો. મસ્ત અને પ્રમત્ત થયેલા યાદવો પ્રિયાની ભુજાથી આલિંગિત થઈને બળવા લાગ્યા. પ્રિય પ્રમદાઓ હાહારવ કરતી રોવા લાગી. એટલે આમ બળતી દ્વારિકાને જોઇ આક્રંદ શબ્દ કરતા બળદેવ અને વાસુદેવ પોતાના ઘરે આવ્યા અને સત્વર રોહિણી, દેવકી અને પિતાને રથમાં બેસારીને ચાલવા લાગ્યા. જ્યારે અશ્વો અને બળદો અગ્નિથી દાઝતાં રથને આગળ ખેંચી જવાને સમર્થ ન થયા, ત્યારે તે બંને બંધુ પોતે રથને આગળ ખેંચવા લાગ્યા.

એવામાં–'હા ! મહારાજ કૃષ્ણ ! હા રામ ! હા પુત્ર ! હા વત્સ ! હા નાથ ! અમારૂં રક્ષણ કર, રક્ષણ કર ' એમ બધા ઘરોમાં કરૂણ શબ્દો પ્રગટ થયા. જેની દરકાર ન કરતાં બળદેવ અને કૃષ્ણ બંને રથ એકદમ નગરદ્વાર સુધી લઇ ગયા, જ્યાં ઇંદ્રકીલ ( દ્વારના એક ભાગ ) થી તે અટકી પડ્યા. ત્યારે બળદેવ પોતાના પગથી ઇંદ્રકીલને ભાંગે છે, તેટલામાં અગ્નિની જ્વાળાથી દ્વાર સળગવા લાગ્યું. આ વખતે દ્વીપાયને તેમને કહ્યું કે—" અરે ! મેં તમને પ્રથમથી જ કહ્યું છે કે ' તમે બે સિવાય બીજું કોઇ અહીંથી છુટી શકશે નહિ ' એવી મારી પ્રતિજ્ઞા છે. " ત્યારે વાસુદેવે પોતાના પગથી ઠોકર મારીને એક કમાડ પાડી નાખ્યું અને જ્વાળાથી બળી રહેલ બીજું કમાડ બળદેવે પાડી નાખ્યું. ત્યારે વસુદેવ, રોહિણી અને દેવકીએ તેમને કહ્યું કે—' હે પુત્રો ! તમે જીવતા હશો, તો યાદવકુળની ફરીને પણ ઉન્નતિ થશે. માટે હે વત્સો ! તમે સત્વર ચાલ્યા જાઓ.' એટલે દ્વીપાયનના તેમજ માતપિતાના વચનથી કરૂણાપૂર્વક રૂદન કરતા કૃષ્ણ અને બળદેવ બહાર નીકળી ગયા. ત્યાં એક ભગ્ન ઉદ્યાનમાં બેસીને તે બળતી દ્વારિકાને જોવા લાગ્યા.

અહીં દ્વીપાયને પણ પોતાની દિવ્ય શક્તિથી બધાં દ્વારો બંધ કરી વિશેષથી નગરીને પ્રજ્વાલિત કરી. એવામાં રામનો પુત્ર, પ્રાણપ્રિય, મનોજ્ઞ અને ચરમ શરીરી બાળકુમાર કુબ્જવારક, પોતાના મકાનની અગાસીપર આરોહણ કરીને બોલ્યો કે—' હે પાસે રહેલા દેવતાઓ અને મનુષ્યો ! હું અરિષ્ટનેમિ ભગવંતનો શિષ્ય, શ્રમણ, જિતેંદ્રિય અને સર્વ જીવોની દયામાં તત્પર રહી મોક્ષે જઇશ.' એમ ભગવંતે મને ચરમ–શરીરી કહ્યો છે. એ ભગવંતનું વચન જો સત્ય હોય, તો આ શું ?' એમ તે બોલતો હતો, તેવામાં જૃંભક દેવોએ આવીને તેને જ્વલંત જ્વાલાઓમાંથી બહાર ઉપાડી લીધો અને તેઓ પલ્હવ દેશમાં તેને ભગવંત પાસે લઇ ગયા.

હવે અહીં કૃષ્ણની સોળ હજાર રાણીઓએ તે વખતે સમભાવ લાવીને **પાદપોગમન** અનશન કર્યું. તેમજ અગ્નિથી ભય પામતાં ધર્મમાં તત્પર થયેલી યાદવોની બધી સ્ત્રીઓએ પણ તેવુંજ અનશન કર્યું. અહીં દ્વીપાયને નગરીમાં સાઠ કુલ કોટિ યાદવો બહોંતેર કોટિ અન્ય લોકોને [illegible] ભસ્મ કર્યા. એમ છ

મહિના સુધી દ્વીપાયને દ્વારિકા બાળી અને પછી તેણે પશ્ચિમ સમુદ્રમાં હડસેલી દીધી. બળતી દ્વારિકાને જોતાં બળદેવ અને વાસુદેવ લોચનથી અશ્રુધારા વરસાવતા પરસ્પર આ પ્રમાણે કહેવા લાગ્યા કે—“ સમસ્ત સ્વજનોથી રહિત, રાજ્યથી વિયુક્ત અને પરિવારથી ભ્રષ્ટ થયેલા આપણે ભયાતુર હરિણની જેમ હવે ક્યાં જઈએ ? ” ત્યારે રામે કહ્યું—‘ દક્ષિણ—મથુરા નગરીમાં આપણે જઇએ કે જ્યાં આપણા પ્રેમપાત્ર **પાંડવ** બંધુઓ રહે છે. ’ કૃષ્ણે કહ્યું—‘ દ્રૌપદીને લાવતી વખતે મેં તેમનું અપમાન કર્યું છે. કારણકે–તેઓ પ્રથમ ગંગા નદી ઉતરી ગયા, અને મારે ઉતરવાની હતી, તે વખતે તેમણે મને રથ ન મોકલ્યો. માટે તેમની નગરીમાં કેમ જઈએ ? ’ બળદેવ બોલ્યો—‘ તે પાંડુપુત્રો તો મહાપુરૂષો છે, તેથી પરમ બાંધવો તે આપણો પરાભવ કોઈ રીતે નહિજ કરે. કારણકે–નીચ જન પણ અભ્યાગતનું અપમાન કે વિરૂપ કરતો નથી. ’ કૃષ્ણે બળદેવનું એ વચન કબુલ રાખ્યું અને ત્યાંથી ચાલતાં તે બંને **હસ્તિકલ્પ** નગરમાં આવ્યા. ત્યારે કૃષ્ણે કહ્યું કે—‘ હે બાંધવ ! હું ક્ષુધા–તૃષાથી બહુ પીડાઉં છું. ’ એટલે બળદેવે કહ્યું—‘ હે કૃષ્ણ ! તું સાવધાન થઇને અહીં બહાર બેસી રહે અને હું ભોજન–પાન લઈ આવું. હવે નગરમાં જતાં મને કદાચ ઉપદ્રવ થાય, તો હું સિંહનાદ કરીશ, તે સાંભળતાં તારે સત્વર મારી મદદે આવવું. ’ એમ કહીને બળદેવ નગરની અંદર ગયો. વસ્ત્રના પટથી વક્ષઃસ્થલના શ્રીવત્સને આચ્છાદિત કરીને સકલ ભુવનમાં અભિરામ એવો રામ ( બળદેવ ) એક કંદોઇની દુકાને આવ્યો. રૂપ અને પ્રમાણમાં બધા મનુષ્યો કરતાં અધિક ભાસતા તે બળદેવને લોકો વિસ્મયથી લોચન વિકાસીને જોવા લાગ્યા. ત્યાં એક મુદ્રિકા આપીને તેણે કંદોઇ પાસેથી ભક્ષ્ય વસ્તુ લીધી અને બે કટક ( ભૂષણ વિશેષ ) આપીને મદિરા લઇ તે જેવામાં બહાર નીકળે છે, તેવામાં રાજપુરૂષોએ **અચ્છદંત** રાજાને કહ્યું કે—‘ રૂપાદિકમાં બળદેવ સમાન કોઇ પુરૂષ આવેલ છે. ’ આથી શંકા પામતા રાજાએ તેને મારવા માટે પોતાનું સૈન્ય મોકલ્યું. ત્યારે લોકોત્તર બળયુક્ત તે બળદેવને હણવા માટે તે તૈયાર થયું, તેવામાં કૃષ્ણને શબ્દ–સંજ્ઞા કરીને તે સૈન્યની સામે આવ્યો અને પાસેના એક હસ્તીપર આરોહણ કરીને સિંહ જેમ હરિણની સન્મુખ થાય તેમ તે રાજપુરૂષો આગળ પોતાના પરાક્રમ બતાવવા લાગ્યો. એવામાં કૃષ્ણ પણ નગરના દ્વારની અર્ગલા કહાડીને ત્યાં આવ્યો અને પ્રચંડ પ્રહાર કરવા લાગ્યો. તેથી જ્ઞાન–ધ્યાનથી કર્મની જેમ તે સૈન્ય ભગ્ન થઇને ભાગી ગયું. પછી તેમણે અચ્છદંતને કહ્યું કે–‘ અરે દુરાચારી ! દ્વારિકાનો દાહ થતાં હસ્તી, અશ્વાદિક બળ તો અમારૂં ચાલ્યું ગયું, પરંતુ શું બાહુબળ પણ અમે ગુમાવી બેઠા ? માટે જા, તારૂં રાજ્ય ભોગવ. અમે આ બધી ખટપટ હમણાં તજી દીધી છે. ’ એમ કહીને તે બંને કોમળ પત્રોયુક્ત વૃક્ષોના ઉદ્યાનમાં ગયા. ત્યાં જઇ **‘नमो जिणाणं’**

એમ કહી અશ્રુ-જળ નાખતાં અને ભોજન કરતાં વિષાદ પામીને આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા—

" અહો ! સ્વજન મિત્રોએ પ્રવર સમૃદ્ધિથી આપેલ ભોજન પામીને હવે એકલા વનમાં બેસીને ભોજન કરીએ છીએ. ખરેખર ! ક્ષુધા-પિપાસા દુઃસહ છે." એમ ચિંતાપૂર્વક કંઇક ભોજન કરીને તેઓ આગળ ચાલ્યા અને કોશામ્ર વનમાં આવ્યા. ત્યારે સલવણ ભોજન કરવાથી, મદિરાપાનથી, ગરમીને લીધે, બહુ માર્ગમાં પરિશ્રમથી, અત્યંત શોક કરવાથી, તેમજ પુન્યની પૂર્ણાહુતીથી કૃષ્ણને અત્યંત તૃષા લાગી. એટલે તેણે બળદેવને કહ્યું કે—' હે ભ્રાત ! હે ભ્રાતવત્સલ ! મને તૃષા બહુ સતાવે છે અને જેથી મુખ શુષ્ક થઇ જાય છે. માટે ગમે ત્યાંથી પણ જળ લાવી આપો, જળ વિના હવે મારાથી એક પગલું પણ આગળ ચાલી શકાય તેમ નથી. ' ત્યારે બળદેવે કહ્યું—' હે બંધુ ! તો અહીં વૃક્ષની છાયામાં સાવધાન થઈને બેસ. કારણ કે આ સમસ્ત જંગલ વિવિધ ઉપદ્રવોથી વ્યાપ્ત છે. ' પછી તેણે વનદેવતાઓને કહ્યું કે—' હે વનદેવીઓ ! આ મારો પ્રિય બંધુ હું તમને સોંપું છું. નિધાનની જેમ એનું તમે રક્ષણ કરજો. ' એમ કહીને બળદેવ પાણી લાવવા માટે ચાલ્યો ગયો.

હવે અહીં જનાર્દન પીત વસ્ત્રથી પોતાનું શરીર આચ્છાદિત કરી અને ઢીંચણ ઉપર પગ ચડાવીને સુતો. એવામાં લાંબી દાઢીવાળો તથા વ્યાઘ્ર ચર્મરૂપ વસ્ત્રને ધારણ કરનાર જરાકુમાર હાથમાં ધનુષ્ય લઇ હરિણોનો વધ કરવાને તે પ્રદેશમાં આવ્યો. તેણે ધનુષ્ય ચડાવીને હરિણની ભ્રાંતિથી છોડેલ તીક્ષ્ણ બાણવતી કૃષ્ણને પગતળીએ મર્મ-પ્રદેશમાં ઘાયલ કર્યો. આથી તરત ઉઠીને કેશવ કહેવા લાગ્યો કે 'વના અપરાધે પગતળે મને કોણે બાણ માર્યો ? આટલો કાળ મેં કુળ જાણ્યા વિના કોઇને કદાપી મારેલ નથી, માટે જો તે મનુષ્ય હોય તો સત્વર પોતાનું ગોત્ર મને કહી બતાવે, એમ સાંભળતાં વૃક્ષઘટામાં છુપાયેલા જરાકુમારે વિચાર કર્યો કે- 'અહો ! આ તો હરિણ નથી, પણ કોઇ પુરૂષ વિશેષ છે અને મારૂં ગોત્ર પૂછે છે. તો તેને ગોત્ર સંભળાવું, એમ ધારીને જરાકુમાર બોલ્યો કે—' હરિવંશના શણગાર વસુદેવ અને જરાદેવીનો હું પુત્ર અને જગતના એકવીર પુરૂષ કૃષ્ણનો જ્યેષ્ઠ ભ્રાતા હું જરાકુમાર છું. કૃષ્ણનો વધ વર્જવા માટે વ્યાધની જેમ હું વનમાં ભમ્યા કરૂં છું, તેમ કરતાં આજે મને બાર વરસ થવા આવ્યાં. હે ભદ્ર ! તું પણ કોણ છે, તે મને કહે' ત્યારે કૃષ્ણ બોલ્યો-'હે મહારાજ ! આવ સત્વર આવ. તારા બળદેવનો હું આ લઘુ ભ્રાતા કેશવ છું. મારૂં રક્ષણ કરવાને જે તું અરણ્યમાં ભમતો ફરે છે, તે તારો પ્રયત્ન નિષ્ફળ છે. ' એમ સાંભળતાં ' હા ? શું આ કૃષ્ણ છે ? એમ શંકા લાવતો જરાકુમાર તરત ત્યાં આવ્યો અને તેને તેવી સ્થિતિમાં જોઇને નેત્રમાંથી અશ્રુ વરસા-

વતાં તે બોલ્યો—' હા ! હા ! મારૂં સત્યાનાશ વળ્યું ! મને ધિક્કાર થાઓ ! હું દુષ્ટાત્મા અને કર્મ–ચંડાલ નીવડયો. હે પુરૂષોત્તમ! તું અહીં ક્યાંથી આવી ચડયો? શું દ્વીપાયને દ્વારિકા બાળી નાખી? શું યાદવોનો અંત આવ્યો ? '

એ પ્રમાણે જરાકુમારે ખેદ પૂર્વક પૂછતાં કૃષ્ણે પોતે નજરે જોયેલ બધો વૃત્તાંત તેને તરત કહી સંભળાવ્યો, જે સાંભળતાં શોકરૂપ જ્વરથી જર્જરિત થયેલ જરાકુમાર વિલાપ કરવા લાગ્યો કે—" અહા ! મેં પાપીએ કૃષ્ણનું કેવું આતિથ્ય કર્યું ? હવે શું કરૂં ? અને ક્યાં જાઉં? અથવા તો ક્યાં જવાથી મને હવે નિવૃત્તિ મળશે ? હું ભ્રાતૃ–ઘાતક થયો, તેથી મારી સન્મુખ પણ કોણ જોશે ? હે નરરત્ન ! જ્યાં સુધી આ લોક છે, ત્યાંસુધી જગતમાં તારી નામના વિસ્તાર પામશે અને તેટલો વખત મારી પાપીની નિંદા ગવાશે. તારા હિતને માટે મેં વનવાસની વિપત્તિ વ્હોરી કે જે નિષ્કારણ વૈરી મેં તારૂં આવું હિત કર્યું. તે યાદવ રાજાઓ ક્યાં? તે કોટિગમે કુમારો ક્યાં ? અને તે હજારો કામિનીઓ પણ ક્યાં ગઇ ?"

એમ ખેદથી વ્યાકુળ થઇ ગયેલા જરાકુમારને જનાર્દને કહ્યું કે–"હે રાજન હવે વિલાપ કરવાથી શું વળે તેમ છે? ધીરજને ધારણ કર. ભગવંતે જીવલોકને સ્વપ્નની જેમ નશ્વર બતાવ્યો છે, માટે મારા વક્ષસ્થલપરથી કૌસ્તુભમણિ લઇને તું પાંડવો પાસે જા, અને આ બધો વૃત્તાંત તેમને કહે. તેમજ મારી વતી પાંડવોને કહેજે કે–' દ્રૌપદીને લઇ આવતાં સર્વસ્વ હરણ પ્રમુખ મેં તમારો મોટો અપરાધ કર્યો છે, તે મારા દોષને તમે ક્ષમા કરજો. કારણ કે સત્પુરૂષો ક્ષમાનિધાન હોય છે" ઇત્યાદિ કહ્યા છતાં જ્યારે જરાકુમાર જવાને માટે તત્પર ન થયો, ત્યારે કૃષ્ણે પુનઃ તેને જણાવ્યું કે—' હે મહાભાગ ! તું અહીંથી સત્વર ચાલ્યો જા. તું જાણે છે કે બળદેવનો મારાપર અત્યંત સ્નેહ છે, તે અત્યારે મારી તૃષા દૂર કરવાને અટવીમાં પાણી લેવા ગયો છે, તે અહીં આવતાં મને મરણાવસ્થાએ પ્હોંચેલ જોઇને તને મારી નાખશે.' કૃષ્ણના આ વચનથી પગના તળીયે ખુંચેલ બાણ કહાડી અને કૌસ્તુભ મણિને લઇને જરાકુમાર તેને તેજ પગલે ચાલ્યો ગયો.

હવે કૃષ્ણ બાણ–પ્રહારની પીડાથી પરવશ થઇને અંતિમ નમસ્કાર કરવા લાગ્યો–" પરમ પૂજનીય અરિહંત ભગવંતને મારા નમસ્કાર થાઓ, શાશ્વત સુખની સંપત્તિયુક્ત સિદ્ધ ભગવંતને મારા નમસ્કાર થાઓ, પંચવિધ આચાર પાળવામાં તત્પર આચાર્ય મહારાજને મારા નમસ્કાર થાઓ, સ્વાધ્યાય–ધ્યાનમાં રમતા ઉપાધ્યાય મહારાજને મારા નમસ્કાર થાઓ. મોક્ષ સાધવામાં સહાય કરનારા એવા સાધુઓને મારા નમસ્કાર થાઓ! ' પછી તૃણનો સંથારો રચી વસ્ત્રથી શરીરને આચ્છાદિત કરી વીર–શય્યાને પ્રાપ્ત થયેલ કૃષ્ણ ચિંતવવા લાગ્યો કે–' પ્રદ્યુમ્ન, શાંબ, અનિરૂદ્ધ, સારણ વિગેરે કુમારો ધન્ય છે. વળી યાદવો તેમજ રૂક્મિણી

પ્રમુખ દેવીઓ પણ ધન્ય છે કે જેમણે સર્વ સંબંધનો ત્યાગ કરીને ભગવંત પાસે ચારિત્ર લીધું. તપ અને ચારિત્રહીન હું પાપપૂર્ણ થઇને મરણ પામુ છું.' એમ શુભ ભાવના ભાવ્યા પછી પ્રાંતે દ્વીપાયનને યાદ કરતાં તેને રોષ ઉત્પન્ન થયો કે જેથી તે રૌદ્રધ્યાનમાં ઉતરી એક હજાર વર્ષનું આયુષ્ય ભોગવી મરણ પામીને ત્રીજી નરકે ગયો.

એવામાં અહીં બળદેવ કમળના પત્ર–પુટમાં પાણી લઇને વિપરીત શુકનો થતાં મનમાં શંકા લાવતો તરત કૃષ્ણ પાસે આવ્યો, તે સુતેલ હોવાથી જળ મૂકીને બળદેવે વિચાર કર્યો કે 'જનાર્દન અત્યારે ભલે સુતો છે, એ. જાગશે, ત્યારે હું એને જળ આપીશ.' સ્નેહથી વ્યાપ્ત હોવાથી તે મૃત કૃષ્ણને પણ જાણી ન શકયો. એમ કેટલોક વખત વ્યતીત થતાં તેણે કૃષ્ણને શ્યામ મક્ષિકાઓથી આચ્છાદિત થયેલ જોયો. ભયભીત થઇને બળદેવે તેના મુખપરથી વસ્ત્ર દૂર કર્યું, ત્યારે 'અહા! આ તો મરણ પામ્યો.' એમ મૂર્ચ્છિત થઇને તે ધરણી તલપર ઢળી પડયો. પછી ચેતના વળતાં તેણે એવો સિંહનાદ કર્યો કે શ્વાપદોથી વ્યાપ્ત અરણ્ય બધું કંપવા લાગ્યું. હવે બળદેવ કહેવા લાગ્યો કે—'પૃથ્વીના એક અસાધારણ વીર, આ મારા પ્રાણ–વલ્લભ ભ્રાતાને જે નિર્દય દુષ્ટાત્માએ ઘાયલ કર્યો છે, તે જો સત્ય સુભટ હોય, તો મારી સન્મુખ આવે, અથવા તો સુતેલા, પ્રમત્ત અને વ્યાકુળપર પ્રહાર કેમ થઇ શકે ? માટે એમ કરનાર અવશ્ય તે અધમપુરૂષજ છે.' એમ ઉચ્ચ શબ્દે બોલતાં ચોતરફ વનમાં ભમી ભમીને પાછો તે ગોવિંદ પાસે આવ્યો, અને વિલાપ કરવા લાગ્યો કે—

'હા ભ્રાત ! હા જનાર્દન ! હા હરિવંશના મુગટ ! હા વીર ! તારા રૂપ, સૌભાગ્ય, ભુજબળ કે વિભવમાંના કોને રોવું ?' એમ અનેક પ્રકારે વિલાપ કરતાં અહોરાત્ર વ્યતીત કરીને સ્નેહમાં મૂઢ બનેલ બળદેવ કૃષ્ણને સ્કંધપર લઈને ચાલ્યો. પર્વત અને વનમાં ભમતાં તેને સિદ્ધાર્થ–દેવે અવધિજ્ઞાનથી જોયો. એટલે તેને પ્રતિબોધ આપવા માટે આ પ્રમાણે દૃષ્ટાંત બતાવવા લાગ્યો. પર્વતના વિકટ માર્ગમાં ન ભાંગેલ અને સીધા રસ્તામાં ભાંગેલ રથને તે સાંધતો, વળી મનુષ્યરૂપે થઇને શિલાપટ્ટપર તે કમળને આરોપણ કરતો, દાવાનળથી બળી ગયેલા હુંઠા વૃક્ષ સમાન તિંદુક વૃક્ષને તે જળથી સિંચતો અને માટીની બનાવેલ ગાયના મુખમાં તે લીલાં તૃણાંકુર નાખતો હતો. તેને એમ કરતો જોઇને બળદેવ કહેવા લાગ્યો કે—'આ પરિશ્રમ કરવાથી તને શું વળવાનું છે ? કારણ કે રથ, કમળ, તિંદુક કે ગાયને આથી કંઇ પણ ગુણ થાય તેમ નથી.' ત્યારે સિદ્ધાર્થ–દેવે કહ્યું કે–'જો તારા ખભે રહેલું મુડદું જીવતું થશે, તો આ રથાદિક પણ નિષ્પન્ન થશે.' એમ સાંભળતાં બળદેવને ભાન આવ્યું અને બોલ્યો કે–'શું આ મારો ભ્રાતા ખરેખર મરણ પામ્યો છે ? કે જેથી આ કોઈ મને એમ કહે છે.' ત્યારે સિદ્ધાર્થે પ્રત્યક્ષ થઇને કહ્યું કે–

'નેમિનાથ ભગવંતે જરાકુમારથી કૃષ્ણનો વધ કહ્યો હતો, તે તેમજ થયું.' ત્યારે બળદેવ બોલ્યો—'જરાકુમારે કૃષ્ણનો વધ ક્યારે કર્યો?' એટલે સિદ્ધાર્થે તેને જરાકુમારનો વૃત્તાંત કહી સંભળાવ્યો. જેથી બળદેવ સિદ્ધાર્થને સ્નેહથી ભેટીને બોલ્યો કે—'હવે મારે શું કરવું?' તેણે કહ્યું—'જિનવચન યાદ કરીને દીક્ષા અંગીકાર કર.' બળદેવે કહ્યું—'આ કૃષ્ણના શરીરનું શું કરવું?' દેવ બોલ્યો—'વૃક્ષોની ઘટાયુકત નદીના કિનારે તેને અગ્નિ-સંસ્કાર કરો.' ત્યારે 'ઉત્તમ પુરૂષો પૂજનીય હોય છે' એમ ધારી તેની પૂજા કરીને બળદેવે કૃષ્ણના મૃત-દેહને અગ્નિ સંસ્કાર આપ્યો. એવામાં નેમિનાથ ભગવંતની આજ્ઞાથી ચારણ-મુનિ ત્યાં આવ્યા. તેમની પાસે બળદેવે વૈરાગ્યની વાસનાપૂર્વક દીક્ષા લીધી અને ઉન્નત **તુંગિક** પર્વતના શિખરપર જઇને **બળભદ્ર** મુનિ તીવ્ર તપ તપવા લાગ્યા.

હવે જરાકુમાર દક્ષિણ મથુરામાં પહોંચ્યો અને પાંડવોને તેણે કૌસ્તુભમણિ આપીને દ્વારિકાના દાહ વિગેરેની વાત કહી સંભળાવી, જે સાંભળતાં સંવેગ ઉત્પન્ન થવાથી તે જરાકુમારનેજ રાજ્ય આપીને નેમિનાથ ભગવંત પાસે સંયમ ગ્રહણ કરવાને ચાલ્યા. એવામાં ભગવંતે સાક્ષાત્ ધર્મ સમાન અને ચતુર્જ્ઞાનધારી **ધર્મઘોષ** મુનિને મોકલ્યા. એ મુનિની પાસે દીક્ષા અંગીકાર કરીને પાંડવો ભગવંત પાસે ચાલ્યા, અને છઠ્ઠ, અઠ્ઠમ, માસખમણ, પક્ષખમણ પ્રમુખ તપશ્ચરણમાં તત્પર થયા. એવામાં બાર યોજનને આંતરે તેમણે ભગવંતનું નિર્વાણ સાંભળ્યું. જેથી ભારે ખેદ પામતાં તે પાંચે પાંડવોએ શ્રી શત્રુંજય ગિરિવરપર પાદપોપગમન અનશન કરી કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા.

વળી પૂર્વેજ નવ દશાર્હ **સમુદ્રવિજયાદિક, શિવાદેવી, ગજસુકુમારની** સાથે વ્રત ધારણ કરીને બધા સ્વર્ગે ગયા. **રૂક્મિણી** પ્રમુખ રાણીઓ મોક્ષ પામી અને **દ્રૌપદી** રાજેમતી પાસે વ્રત લઇને બારમા **અચ્યુત** દેવલોકે ગઇ. દ્વારિકાનો વિનાશ થતાં અંતરમાં વિશેષ સંવેગને ધારણ કરતા **વસુદેવ, રોહિણી,** અને **દેવકી** દેવલોકે ગયાં.

હવે લોકોનાં મુખથી બળદેવ ઋષિને તપ કરતા સાંભળીને પાસેના રાજાઓ વિચારવા લાગ્યા કે—'આ કોઇ આપણું રાજ્ય લઇ લેવા માટે તપશ્ચરણ કરે છે અને 'વિદ્યાને સાધે છે.' એમ ધારીને તેઓ હાથમાં હથીયાર લઇને ચતુરંગ સૈન્યસહિત બળદેવ ઋષિ પાસે આવ્યા. તેથી સિદ્ધાર્થ-દેવે **રામઋષિની** ચોતરફ વિકાળ પીળા કેસરાની છટાવાળા તથા વિકાળ દાઢા અને મુખવાળા સિંહો વિકુર્વ્યા. તેમને જોતાં તે રાજાઓ ભય પામી રામને દૂરથી નમસ્કાર કરીને પોતપોતાના નગરમાં ચાલ્યા ગયા. તેથી લોકોમાં બળદેવ **નરસિંહ** એવા નામથી પ્રસિદ્ધ થયા અને વિશેષ ક્ષમાપૂર્વક તપ કરવા લાગ્યા.

એક દિવસે કોઇ નગરમાં ભિક્ષા માટે પ્રવેશ કરતાં બળદેવને કુવાના તટપર

રહેલ કોઈ તરૂણીએ જોયા. તેમના રૂપમાં મન આક્ષિપ્ત થતાં તેણે ઘટના કંઠમાં નાખવાને બદલે પોતાના કટિતટથી નીચે ઉતારેલ બાળકના ગળામાં દોરડીનું બંધન નાખ્યું અને તેને કૂવામાં ઉતાર્યો. એમ સાક્ષાત્ જોવાથી અંતરમાં અધિક સંવેગ પામતા રામઋષિએ વિચાર કર્યો કે—'અહો ! મારૂં શરીર અનર્થના કારણરૂપ છે, માટે હવે સ્ત્રી રહિતના અરણ્યમાં હું ભિક્ષાગ્રહણ કરીશ.' એવો અભિગ્રહ ધારણ કરીને બલદેવ મુનિ ત્યાંથી નિવૃત્ત થઈને અરણ્યમાં ચાલ્યા ગયા. ત્યાં કાષ્ઠ ઉપાડનારા તથા વૃક્ષ કાપનારા લોકો પાસેથી ભિક્ષા લઈને તેમણે પારણું કર્યું. તેમના સ્વાધ્યાય અને ધર્મ-કથા સાંભળતાં હાથી, વ્યાઘ્ર, સિંહ, ચિત્રા, સંબર અને હરિણાદિક પ્રાણીઓ ઉપશમભાવને પામ્યા, કેટલાક શ્રાવકપણાને પામ્યા, કેટલાક સમ્યકત્વ, કેટલાક અવિરોધ-ભાવ, કેટલાક ભદ્રક-ભાવ અને કેટલાક અનશનને પામ્યા. પ્રતિમાસ્થિત હોય કે બેઠેલા હોય એવા બળભદ્ર મુનિને તે શ્વાપદો અન્ય કર્મથી વિમુક્ત થઈને સેવવા લાગ્યા. કારણ કે તપના પ્રભાવથી અસંભવિત પણ સંભવે છે.

હવે ત્યાં એક યુવાન હરિણ સંવેગ પામી પૂર્વકર્મના સંબંધથી સર્વત્ર રામમુનિની પાછળ લાગીને ભમ્યા કરે છે. એકદા ત્યાં આવેલ સુતારો કાષ્ઠને માટે વૃક્ષો કાપી રહ્યા છે, તેમના ભોજન સમયે રામમુનિ ભિક્ષાને અર્થે આવ્યા. ત્યારે શુષ્ક તૃણ અને પાંદડાં ખાનાર પેલું હરણીયું પણ સાધુની સાથે ત્યાં ગયું. મુનિને જોતાં સુતારોના સ્વામીએ વિચાર કર્યો કે—'અહો ! આ તો ગરીબના ઘરે નિધાન અને મારવાડમાં કલ્પવૃક્ષની જેમ આ મુનિ મારા પુણ્ય-યોગેજ અહીં પધાર્યા છે. મારા મનોરથ પૂર્ણ થયા, મારૂં જીવિત સફલ થયું અને હું કૃતાર્થ થયો. એ મહાત્માને ભિક્ષા આપીને હું મારા આત્માને પાપરહિત કરૂં.' એમ પ્રમોદ પામતાં રથકારે (સુતારે) પૃથ્વીતલ સુધી પોતાનું શિર નમાવી વંદન કરી મુનિને નિર્દોષ ભિક્ષા આપી. મુનિએ તે ગ્રહણ કરી અને દાયકે દેવભવનું આયુષ્ય બાંધ્યું. રામઋષિ તથા રથકારને વિકસિત લોચનથી વારંવાર જોતાં સંવેગ પૂર્વક હરિણે વિચાર કર્યો કે—'અહો ! આ રથકાર ધન્ય અને કૃતાર્થ છે કે જે મહામુનિને અન્ન-દાન આપે છે. હું તિર્યંચ હોવાથી પુણ્ય રહિત છું, જેથી દાન આપવામાં અસમર્થ છું.' એમ તે દાયકને વારંવાર વખાણે છે અને પોતાના આત્માને નિંદે છે, એવામાં પ્રબળ પવનના યોગે કંપેલ વૃક્ષ અર્ધકાપેલ હોવાથી તે રથકાર, સાધુ અને હરિણ ઉપર પડ્યું. જેથી મરણ પામીને તે ત્રણે પાંચમા દેવલોકમાં ઉત્પન્ન થયા. બળદેવઋષિ સો વરસ સંયમ પાળી આરોગ્ય, સુખ, બળ, રૂપ અને સંપદાથી પ્રધાનતર દેવ થયા.

એવામાં ભારે સ્નેહને લીધે બળદેવ-દેવે અવધિ જ્ઞાનથી જોતાં કૃષ્ણને ત્રીજી નરકમાં દુઃખ ભોગવતો જોયો. તેથી ઉત્તર વૈક્રિય શરીર બનાવીને દિવ્ય ગંધની

જેમ રત્નનો પ્રકાશ રચતાં તેણે કૃષ્ણ પાસે આવીને કહ્યું કે—'હે બંધુ કૃષ્ણ ! કહે, અત્યારે તારૂં શું ઇષ્ટ કરૂં ?' કૃષ્ણે કહ્યું—'પૂર્વકૃત કર્મજન્ય દુઃખ હું સહન કરૂં છું.' પછી બળદેવે તેને પોતાની બંને ભુજાથી ઉપાડતાં તાપથી માખણ પીગળે તેમ કૃષ્ણ ગળી જવા લાગ્યો. એમ ઉપાડવાથી દુઃખ થતાં કૃષ્ણ બોલ્યો—'હે ભ્રાત ! મને મૂકી દે. આ કરતાં મને એ દુઃખ ઠીક લાગે છે. માટે તું ભરતક્ષેત્રમાં જા અને આપણા બંનેનું યથાસ્થિત સ્વરૂપ લોકોને બતાવ.' આથી બળદેવ ભરતક્ષેત્રમાં આવ્યા અને દિવ્ય વિમાનપર આરૂઢ થઈને ચક્ર, ગદા, શંખ, અને ખડગને ધારણ કરેલ, કંચન સમાન પીત વસ્ત્રધારી અને ગરૂડપર આરૂઢ થયેલ કૃષ્ણને તેણે પ્રગટ કર્યો. તેમજ પોતાને નીલ વસ્ત્રધારી અને હળ-મુશળ ધરનાર બતાવ્યો. એમ લોકોને તથા વિશેષથી શત્રુઓના નગરોમાં બતાવતાં તે કહેવા લાગ્યો કે—'અમારૂં આવું સ્વરૂપ બનાવીને તમે ભક્તિથી નમન અને પૂજન કરો. અમે સ્વર્ગથકી આવીએ છીએ. વળી સૃષ્ટિની ઉત્પત્તિ અને સંહાર પણ અમે પોતે જ કરીએ છીએ. વિવિધ પ્રકારની ક્રીડાઓ કરીને અમે પાછા ત્યાં સ્વર્ગમાંજ જઇએ છીએ. દ્વારિકા અમેજ બનાવી હતી અને અમેજ તેનો સંહાર કર્યો.' લોકોએ આ બળદેવનું વચન બધું સાચું માનીને સ્વીકારી લીધું. એમ પરંપરાથી જગતમાં એ પ્રસિદ્ધિ થવા પામી. પછી બળદેવ સ્વર્ગમાં જઇને દિવ્યસુખ ભોગવવા લાગ્યો.

( અહીં હેમચંદ્રસૂરિ કુમારપાળ રાજાને કહે છે ) હે નરેંદ્ર ! એમ મદ્યથી યાદવોનો સર્વસ્વ-ક્ષય થયો. આથી કુમારપાલ રાજાએ પોતાના રાજ્યમાં મદ્યની પ્રવૃત્તિ દૂર કરાવી.



# પ્રકરણ ૯ મું.

## ચોરીના વ્યસન ઉપર વરૂણની કથા.




મ કહીને પુનઃ શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહેવા લાગ્યા કે—"હે રાજેંદ્ર ! હવે બધા વ્યસનોમાં મુગટ સમાન એવું ચોરી વ્યસન સમાસ થકી કહું છું તે સાંભળ:—

પરધનને હરણ કરવારૂપ **પાપવૃક્ષના** ધનહરણ અને મારણાદિક દુઃખો તે પુષ્પો અને નરકનાં દુઃખો તે તેનાં ફળો છે. શંકારૂપ છુરીથી હૃદયમાં ઘાયલ થતો ચોર જાગતાં કે સુતાં તેમજ દિવસે કે રાત્રે ક્યાંય સુખ પામી શકતો નથી. વળી ચોરી કરતાં જીવ બંધન કે શૂળીપર ચડવા પ્રમુખનું જે દુઃખ અહીં પામે છે, તે તો સૌ કોઈ સાક્ષાત્ જોઈ શકે છે. તેમજ પ્રાણી પરભવમાં દૌર્ભાગ્ય, અંગચ્છેદ, પરાભવ, વિભવભ્રંશ વિગેરે જે દુઃખ પામે છે, તે કેટલું

કહીએ. પરનું ધન હરણ કર્યા પછી પશ્ચાત્તાપ થતાં કદાચ તે પાછું આપી દે, તો પણ વરૂણની જેમ જીવ પરલોકમાં દુઃખ પામે છે. ”

એ પ્રમાણે સાંભળતાં કુમારપાલ રાજાએ કહ્યું—‘ હે ભગવન્ ! તે વરૂણ કોણ ? અને શી રીતે તે દુઃખ પામ્યો ? ’ ગુરૂ મહારાજ બોલ્યા—“ હે રાજન ! સાંભળ—

આ જ ભરતક્ષેત્રમાં સહકાર પ્રમુખ વૃક્ષોથી અભિરામ આરામ (ઉદ્યાન) થી રમણીય એવી **માકંદી** નામે નગરી છે. ત્યાં વૃક્ષોમાં સહકારની જેમ સર્વ રાજાઓમાં મુગટ સમાન અને શત્રુઓની રમણીઓના મુખ-કમળોને કરમાવવામાં પૂર્ણિમાના ચંદ્ર સમાન એવો **નરચંદ્ર** નામે રાજા હતો. તેને લોચનરૂપ ભ્રમરના વિશ્રામ-સ્થાનરૂપ તથા મંજરી સમાન પ્રસરતા શીલરૂપ સુરભિના ગુણયુક્ત એવી **સૌભાગ્યમંજરી** નામે પટરાણી હતી. એકદા તેને પુત્ર ઉત્પન્ન થયો. રાજાએ વર્ધાપન કરાવ્યું અને તેનું **નરસિંહ** એવું નામ રાખ્યું. તરૂણભાવને પ્રાપ્ત થતાં રાજાએ તેને સમસ્ત કળાઓમાં કુશળ બનાવ્યો. અસાધારણ લાવણ્યયુક્ત તે યૌવનાવસ્થાને પામ્યો. યૌવન પામતાં તેના રૂપની શોભા એવી વધી પડી કે જેને જોતાં લજ્જા પામતાં મદન અંગે ગળી જવાથી ખરેખર ! અનંગપણાને પામ્યો.

એકદા પ્રતિહારે આવીને કુમારને નિવેદન કર્યું કે—‘ હે દેવ ! આપના દર્શનને ઇચ્છતા **કુશલ** અને **નિપુણ** નામના બે ચિત્રકારો દ્વારપર ઉભા છે. ’ કુમાર બોલ્યો—‘ તેમને સત્વર પ્રવેશ કરાવ. ’ એટલે પ્રતિહારે તેમને હાજર કર્યા. ત્યાં તેમણે કુમારને પ્રણામ કરીને ચિત્રપટ્ટ અર્પણ કર્યો. જેને નજરે નિહાળતાં અત્યંત સંતોષ પામીને **નરસિંહ** કુમારે કહ્યું કે—‘ આ દેવતા કોણ છે ? ’ ત્યારે તેમણે હસીને કહ્યું—‘ હે કુમાર ! એ દેવતા નથી, પણ માનુષી છે. ’ કુમાર બોલ્યો—‘ માનુષીનું આવું રૂપ સંભવતું નથી અને કદાચ આવી માનુષી હોય, તો કેટલાક લોકો સ્વર્ગને માટે જે કષ્ટ કરી રહ્યા છે, તેમનું તે કષ્ટ નિષ્ફલ છે. તેથી મને તો એમ લાગે છે કે આ તમારા અપૂર્વ ચિત્રકર્મનું ચાતુર્ય છે. ’ ત્યારે કુશલ અને નિપુણ બોલ્યા કે—‘ હે કુમાર ! અમારા ચિત્રકર્મની ચતુરાઇ અહીં કંઇ પણ આશ્ચર્યકારી નથી. કારણ કે પ્રતિબિંબ જોઇને પણ અમો યથાર્થ રીતે આળેખી શક્યા નથી. અહીં તો એક વિધાતાની કુશળતાજ વખાણવા લાયક છે, કે જેણે પ્રતિબિંબ વિના આ બાળાને બનાવી. ’ એ પ્રમાણે તેમનું વચન સાંભળતાં પોતાના મુખ-કમળને વિકસિત કરી કુમારે કહ્યું કે—‘ હે ભદ્રો ! આ બાળા કોની પુત્રી છે, તે કહો. ’ તેમણે કહ્યું—“ હે કુમાર ! સાંભળો—

**કનકપુર** નગરમાં **કનકધ્વજ** નામે રાજા છે, તેની **કનકાવલી** નામે રાણી છે. તેમની **કનકવતી** નામે પુત્રી છે, કે જે ચોતરફ પ્રસરતા કનક સમાન ઉજ્વળ કાયકાંતિના સમૂહથી દિશારૂપ કામિનીઓના કનકાભરણ સમાન શોભે છે. વળી

રૂપાતિશયથી મુનિઓના મનને પણ હરણ કરનાર અને કળાની કુશળતાથી અન્ય કન્યાઓમાં અસાધારણ એવી તે કનકવતી યૌવનવતી થતાં એક વાર રાજસભામાં પિતાને પ્રણામ કરવાને આવી. હે કુમાર ! તે વખતે તેણે બંદિજનોના મુખથી તમારા ગુણનું કીર્ત્તન સાંભળ્યું, ત્યારથી શેષ પ્રવૃત્તિનો ત્યાગ કરી અસ્થાને શૂન્ય હુંકારા આપતાં, કંઠમાંથી પંચમ ઉદ્‌ગારો કહાડતાં અને મોટા મોટા નીસાસા નાખતાં તે અત્યારે તમારા ગુણ–કીર્ત્તનમાત્રથી આશ્વાસન પામે તેવી થઇ ગઇ છે. આ હકીકત રાજાએ તેની સખીઓના મુખથી સાંભળતાં 'શું તેણીનો યોગ્ય સ્થાને અનુરાગ છે ? કુમારનો પણ એના પ્રત્યે કેવો સ્નેહ છે?' એમ જાણવા માટે તેમજ કુમારનું પ્રતિબિંબ લાવવા અને **કનકવતી**નું પ્રતિબિંબ બતાવવા માટે અમને અહીં મોકલ્યા છે. હે કુમાર ! નગરના ઉદ્યાનમાં રાધાવેધથી ધનુર્વેદનો અભ્યાસ કરતા, નગરના પાદરે અનેક જાતના અશ્વોના વિનોદને અનુભવતા તથા સિંહદ્વાર આગળ ગજારોહણની ક્રીડા કરતા તમને અમે જોયા. તેથી—'શરીરની સુંદરતા કંદર્પના દર્પને દળનાર કુમારની અહો ! કળા–કુશળતા કેવી અદ્‌ભુત છે?' એમ અમે અત્યંત અચંબો પામ્યા."

એ પ્રમાણે કુશળ અને નિપુણના મુખથી વર્ણન સાંભળતાં નરસિંહ કુમાર મન્મથના બાણને આધીન થયો, તોપણ પોતાના આકારને ગોપવીને તેણે કહ્યું કે—'હે મતિસાર ! કંઇક સમસ્યા–પદ કહો.' ત્યારે મતિસારે હસતાં હસતાં કહ્યું કે—

"करि सफलउं अप्पाणु"

'સફલ કરો નિજ જન્મ.'

એમ સાંભળતાં કુમાર બોલ્યો કે—

" पडिवज्जि वि दयं देव–गुरु देवि सुपत्तिहि दाणु ।
विर वि दीण–जणुद्धरणु " " करि सफलउं अप्पाणु " ॥

**અર્થ**—' શ્રદ્ધા નિજ ગુરૂ દેવમાં, કરે દયા વળી દાન;
દીનોદ્ધાર રચાવતાં, સફળ જન્મ નિજ માન.

એ પ્રમાણે સાંભળતાં કુશલે કહ્યું કે—' અહો ! કુમારની કાવ્ય કરવાની શક્તિ તો અદ્‌ભુત છે. ' ત્યારે પુનઃ કુમાર બોલ્યો—' હે બુદ્ધિસાર ! તું કહે. ' એમ કુમારની પ્રેરણાથી બુદ્ધિસારે કહ્યું–

" इहु भल्लिम पज्जंतु "

' ગજ અંકુશ વશ હાથ. '

ત્યારે કુમારે કહ્યું—

" पुत्तु जु रंजइ जणय–मणु थी आराहइ कंतु ।
भिच्चुं पसन्नु करइ पहु " " इहु भल्लिम पज्जंतु "

અર્થ—' પૂત્ર પિતાને રીઝવે, નારી વળી નિજ નાથ;
પ્રભુ પ્રસન્ન કિંકર કરે, ' ગજ અંકુશ–વશ હાથ.'

' અહો ! કુમારની ચતુરાઈ ' એમ બોલતાં નિપુણે કહ્યું—' હે કુમાર ! મેં પણ સમસ્યા ધારી છે, તેને પૂર્ણ કરો. ' કુમાર બોલ્યો—' કહો. ' નિપુણે કહ્યું—

" मरगयवन्नह पियह उरि पिय चंपयपहदेह " ॥
' સોહે મરકત માલ સમ, પ્રિયા પતિ ઉર પ્રેમ; ( પૂર્વાર્ધ )

એ સાંભળતાં તરતજ કુમાર બોલ્યો—

" कसवट्टइ दिन्निय सहइ नाइ सुवन्नह रेह " ॥
કનક રેખ કસોટી પર, ઘર્ષણ કરતાં જેમ. ' ( ઉત્તરાર્ધ )

એ પ્રમાણે સાંભળતાં નિપુણ બોલ્યો—' જે ઉત્તરાર્ધ મેં ચિંતવ્યો હતો, તેજ કુમારે કહી બતાવ્યો. અહો ! બુદ્ધિનો પ્રકર્ષ કેવો અદ્‌ભુત છે ? ' ત્યારે કુશલે કહ્યું—' મારી પણ સમસ્યા પૂરી કરો ' એમ કહીને તે બોલ્યો—

" चूडउ चुन्नी होइसइ मुद्धिकवोलि निहित्तु " ।
' અશ્રુબિન્દુ નિજ ગાલ પર, ભામિની ભૂષણ થાય; ( પૂર્વાર્ધ )

એ સાંભળતાં કુમારે લીલામાત્રથી કહ્યું—

" सासानलिण झलक्कियउ वाहसलिलसंसित्तु " ॥
અનલ શ્વાસનો લાગતા, શુષ્ક સર્વ જણાય. ' ( ઉત્તરાર્ધ )

એ પ્રમાણે કુમારની કુશળતા જોતાં કુશળ બોલ્યો કે—' અહો ! આશ્ચર્ય ! આ કુમાર તો સાક્ષાત્ સરસ્વતી છે. ' એવામાં કુમારે કુબેર નામના ભંડારીને આદેશ કર્યો કે–' એમને એક લક્ષ સોનામ્હોરો આપ.' કુબેર બોલ્યો–' જેવી દેવની આજ્ઞા. ' એમ કહીને તે વિચારવા લાગ્યો કે–' અહો ! કુમારનો મુગ્ધભાવ કે જેનું લક્ષ (લક્ષ્ય) વિના તો દાનજ નથી. આથી એમ લાગે છે કે એ લક્ષના પરિમાણને જાણતો નહિ હોય. માટે કુમારની સમક્ષ તેમને લક્ષદાન આપું કે જેથી લક્ષનું મહા–પરિમાણ જાણવામાં આવતાં કુમાર બીજીવાર અલ્પ કામમાં આવી આજ્ઞા ન કરે.' એમ ધારીને કુબેરે લાખ સોનામ્હોરો ત્યાં મગાવી અને કુમારની આગળ ઢગલો કર્યો. ત્યારે કુમારે તેની સંકુચિત વૃત્તિને ખ્યાલમાં લાવીને કહ્યું—' અરે ! કુબેર ! આ શું છે ? ' તેણે કહ્યું–' આ તે લક્ષ સોનામહોરો છે કે જે આ કુશલ અને નિપુણને તમે ભેટ કરી છે.' કુમારે ચિંતવ્યું કે–" અહો ! મારે સંપદા તરફ તાકીને જોઇ રહેવું યોગ્ય નથી. ખરેખર ! આને લક્ષ વધારે લાગે છે. તેથી પોતાની ચાલાકીથી આ સોનામ્હોરો બતાવીને એ મને દાનથી અટકાવવા માગે છે અને આ અપરિમિત મહા–દાનથી એ મારી સંપત્તિની ક્ષીણુતા જોવા ઇચ્છતો નથી.

અહો ! કુબેરની મૂઢતા કેટલી ? કે એકાંત બાહ્ય, જીવની સાથે ન આવનાર, અગ્નિ કે તસ્કરાદિકના ભયયુક્ત, પરમાર્થથી વિચાર કરતાં આપત્તિકારક છતાં માત્ર એક દાનરૂપ ફલયુક્ત એવા અર્થ ( ધન )માં એનો કેટલો પ્રતિબંધ છે ? માટે એને પ્રતિબોધ આપી સમજાવું. " એમ ધારીને કુમાર બોલ્યો–' હે આર્ય કુબેર ! શું આ લક્ષ ? ' કુબેરે કહ્યું–' દેવ ! હા, એ લક્ષ છે. ' કુમાર બોલ્યો–" અરે ! આ એક લક્ષ માત્રથી બંનેને શું થશે ? અથવા એક લક્ષ શું માત્ર છે ? આ જન્મમાં પરિમિત વ્યય કરતાં પણ આ એક લક્ષથી એ ચિત્રકારો સુખી થઇ શકે તેમ નથી, તેમ વળી દાન ન આપવાથી સંપત્તિ કાંઈ સ્થિર રહેવાની નથી. એ તો પુણ્ય ક્ષીણ થતાં અવશ્ય વિનાશ પામવાનીજ. કહ્યું છે કે—

" अणुदियहं दिंतस्स वि झिज्जंति न सायरस्स रयणाइं ।
पुन्न-क्खएण झिज्जइ त्ता रिद्धी न उण चाएण " ॥

**અર્થ**—પ્રતિદિન આપતાં પણ સાગરનાં રત્નો ખુટતાં નથી, તેમ દાનથી સંપત્તિ નષ્ટ થતી નથી; પણ પુણ્યનો ક્ષય થવાથી તે ક્ષીણ થાય છે.

વળી એ લક્ષ્મી બીજાઓને દાનમાં ન આપ્યાં છતાં, પોતે ન ભોગવ્યા છતાં, ગુપ્ત સ્થાનમાં ગોપવ્યા છતાં અને કાળજીથી રક્ષણ કર્યા છતાં અવશ્ય ક્ષીણ તો થાય જ છે. અથવા તો દાન–ભોગરહિત તેમજ ધંધા વિનાના કેવળ કર્મકર તુલ્ય સંપાત્તથી શું થવાનું છે ? માટે હે કુબેર ! એમને બીજી એક લક્ષ સોનામ્હોરો આપ " કુબેર બોલ્યો–' જેવી દેવની આજ્ઞા.' આથી ' અહો ! કુમારની ઉદારતા ! ' એમ કુશલ અને નિપુણ મનમાં આશ્ચર્ય પામ્યા.

'એવામાં વારંવાર પેલા ચિત્રપટને જોતાં કુમારે કહ્યું—' અહો ! આ મૃગાક્ષી આગળ રતિ તો દાસીપદને પણ ન પામી શકે, પાર્વતી તો તૃણની જેમ લઘુતા પામી, લક્ષ્મી ધૂળ સમાન પણ શોભે નહિ અને દેવાંગના તો એની પાસે અપમાન પાત્ર થાય.' એમ સાંભળતાં કુશળ અને નિપુણ ચિંતવવા લાગ્યા કે–' કનકવતી કુમારી કૃતાર્થ છે કે જેને કુમાર આવીરીતે બહુમાન આપી રહ્યો છે. હવે આપણું સમીહિત સિદ્ધ થયું.'

આ વખતે મજ્જન સમય થવાથી કુમાર ઉઠયો. એટલે કુશલ અને નિપુણ પોતાના આવાસમાં આવ્યા, ત્યાં કેટલોક વખત તે બંને કુમારની સેવામાં રહ્યા. પછી ચિત્રપટ્ટપર કુમારનું રૂપ આલેખીને તેઓ કનકપુર આવ્યા અને તે કુમારનું રૂપ તેમણે કનકધ્વજ રાજાને બતાવ્યું, તેમજ કુમારનો બધો વૃત્તાંત કહી બતાવ્યો. જે સાંભળતાં રાજાએ કહ્યું કે—' કુમારીનો અનુરાગ અસ્થાને નથી, તેમ કુમાર પણ એના પ્રત્યે અનુરક્ત છે.' એમ ધારી રાજાએ ચતુરંગ સૈન્ય સહિત કનકવતીને માકંદી નગરી ભણી મોકલી. માકંદીમાં આવતાં, પ્રશસ્ત દિવસે કૃષ્ણજેમ

લક્ષ્મીને પરણે તેમ કુમાર તે કમલાક્ષીને પરણ્યો. પછી નરસિંહ કુમારને રાજ્ય પર સ્થાપન કરીને નરચંદ્ર રાજાએ શ્રી મુનિચંદ્ર મુનીશ્વરની પાસે પ્રવજ્યા અંગીકાર કરી.

હવે નરસિંહ રાજા કનકવતીના અનુરાગને પરવશ થઇ તેનાજ મુખ-કમળને જોતો વિષયલુબ્ધ થઇ રહ્યો. તે, નાટક, ગીત, વાજિંત્ર, ચિત્રકર્મ વિગેરેના વિનોદમાં તેણીની સાથે આસકત થતાં રાજ્યને તૃણ સમાન માનવા લાગ્યો. હસ્તી, અશ્વ કે ભંડારની તેણે કાળજી મૂકી દીધી અને મહાજનની સામે પણ જોતો ન હતો. વળી સીમાડાના રાજાઓથી પરાભવ પામતા પોતાના દેશનું પણ તે રક્ષણ કરી શકતો ન હતો. એટલે પ્રધાન પુરૂષોની સાથે તેનાજ વંશના એક શૂરવીર પુરૂષે વિચાર ચલાવી, તેનું રાજ્ય છીનવી લઇને તેને સ્રીસહિત બહાર કહાડી મૂકયો. જેથી નરસિંહ રાજા ક્ષુધા, પિપાસાદિકના દુઃખોથી પરાભવ પામીને પૃથ્વીતલપર ભમવા લાગ્યો. કામાતુર મનુષ્યોને એટલું દુઃખ તે શું માત્ર છે ? કોઇવાર એક જંગલમાં જતાં માર્ગે ચાલવાના થાકને લીધે પ્રિયાના ઉત્સંગમાં મસ્તક મૂકીને વિસામો લેતાં રાજાને નિદ્રા આવી ગઇ, એવામાં કોઇ વિદ્યાધરે કનકવતીનું હરણ કર્યું. તેથી 'હા નાથ! મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો.' એમ તે વિલાપ કરવા લાગી. ત્યારે રાજા પણ તરત જાગ્રત થઇ તરવાર ખેંચીને ખેચરને કહેવા લાગ્યો કે—' હે અધમ! મારા સુતાં, પ્રિયતમાનું હરણ કરતાં તું લજ્જા કેમ ન પામ્યો ? માટે જો પુરૂષત્વ ધારી પુરૂષ હોય, તો મારી પ્રિયાને મૂકીને મારી સામે આવ, કે જેથી આ તીક્ષ્ણ તરવારની ધારાથી તને શિખામણ આપું.' એમ નરસિંહ રાજાએ કહ્યા છતાં તે ખેચર ક્ષણવારમાં અદૃશ્ય થઇ ગયો. તેથી મનમાં વિષાદને ધારણ કરતાં રાજા આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો–" હા ! કમળ સમાન વિશાલલોચને! હે ચંદ્રવદને ! હે સુધા સમાન મધુર ભાષિણી ! અમૃત સમાન તારા દર્શનથી પરિતોષ પામતા એવા મને હવે તારા વિના સુખનો વિનાશ થયો. રાજ્યના પરિભ્રંશથી થયેલ દુઃખ, મારા મનને સંતોપ આપતું નથી. વળી હે દુર્દૈવ ! ગજ, અશ્વ, રથની સમૃદ્ધિયુકત રાજ્યનું હરણ કરતાં તને સંતોષ ન થયો કે જેથી મારા હૃદયના આશ્વાસનરૂપ પ્રિયતમાનું તેં હરણ કરી લીધું, અથવા તો સંકટ કે ઉત્સવમાં સત્પુરૂષો અભિન્ન હૃદયવાળા હોય છે. " એમ ચિંતવીને છેવટે નરસિંહ રાજાએ ધીરજ ધારણ કરી લીધી. પુનઃ તેણે વિચાર કર્યો કે–' ઇંદ્રિયોને આધીન થવાથી હું રાજ્યથી ભ્રષ્ટ થયો, માટે હવે જ્યાંસુધી મને રાજ્યની પ્રાપ્તિ નહિ થાય, ત્યાંસુધી મારે સ્રીસંગનો ત્યાગ કરવો.' એમ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી તે જુદા જુદા દેશોમાં ભમતાં ભમતાં કાળ નિર્ગમન કરવા લાગ્યો.

એક વખતે શ્રીપુર નગરમાં નગરદેવતાના મંદિરમાં વીસામો લેતાં નરસિંહ રાજા પોતાની પ્રાણ પ્રિયાને ત્યાં જોઇને સંતુષ્ટ થયો અને કહેવા લાગ્યો કે-' હે

પ્રિયતમે ! તું ¹અનભ્રવૃષ્ટિની જેમ અહીં શી રીતે આવી ?' ત્યારે તે બોલી કે—'હે નાથ ! તે વિદ્યાધર મને પોતાના નગરમાં લઇ જઇ ત્યાં અનુરાગના આવેશમાં તેણે ભોગને માટે મારી ઘણી પ્રાર્થના કરી, પરંતુ મેં તેનો અનાદર કર્યો. તેથી મનમાં વિલક્ષ થઇ તેણે અહીં લાવીને મને મૂકી દીધી; ત્યારે રાજાએ કહ્યું કે—'શીલવતી સતીઓને કોણ પરાભવ પમાડી શકે ?'

એવામાં દુષ્ટ દૈવના નિયોગથી પોતાને વલ્લભ છતાં નભોલક્ષ્મીના સંગમને મૂકી દઇને સૂર્ય અસ્તાચલ–વનમાં ચાલ્યો ગયો. એટલે સંધ્યા, પ્રથમ અત્યંત રાગ (રતાશ) પ્રગટ કરવા લાગી અને પછી કુલટા કામિનીની જેમ તરત તે રાગ રહિત થઇ ગઇ. ત્યારે રાત્રે રાજા ત્યાં પત્થરપર પથારી કરીને સુતો અને તેની નજીકમાં તે સ્ત્રી પણ સુતી. તે વખતે કામાતુર જનોને ક્ષોભ પમાડનાર તથા તેલ, કુંકુમ, કામિની–સ્તન, અગ્નિ અને કંબળનો સત્કાર કરાવનાર હેમંતઋતુ ચાલતી હતી. જેથી રમણીએ કહ્યું કે—'હે નાથ ! હું શીતથી અત્યંત પીડાઉં છું, ત્યારે રાજાએ તેણીને પોતાના વસ્ત્રના એક ભાગથી આચ્છાદિત કરી. પછી હળવે હળવે તે પ્રમદા પોતાના કર–પલ્લવથી રાજાના શરીરનો સ્પર્શ કરવા લાગી અને પોતાના સ્તનકળશના ભારથી તેના વક્ષસ્થલને દબાવવા લાગી. આથી રાજાએ તેણીનો પ્રતિષેધ કર્યો. ત્યારે તે બોલી કે—'હે નાથ ! મને શા માટે અટકાવો છો ? લાંબા વખતના વિરહાનલથી સંતપ્ત થયેલ મને તમે કેમ શાંતિ પમાડતા નથી ?' રાજાએ કહ્યું—'રાજ્યનો લાભ ન થાય, ત્યાં સુધી મેં સ્ત્રી–સંગનો ત્યાગ કર્યો છે.' એમ સાંભળતાં વિલક્ષ થઇને તે અંગના રાજાને ખીવરાવવા માટે પોતાના અંગને વધારવા લાગી. તેથી તેને વૃદ્ધિ પામતી અને પોતાની સ્ત્રી કરતાં વિલક્ષણ વિકારયુક્ત જોઇને 'આ મારી કનકવતી પ્રિયતમા ન હોય' એમ રાજાએ નિશ્ચય કરી લીધો. પછી રાજાએ અન્યોક્તિથી તેનો તિરસ્કાર કરતાં કહ્યું કે—

" हियडा संकुडि मिरिय जिम्व इंदिय–पसरू निवारि ।
जित्तिउ पुज्जइ पंगुरणु तित्तिउ पाउ पसारि " ॥

**અર્થ**—હે હૃદય ! કાચબાની જેમ ઇંદ્રિયોના પ્રસારને અટકાવીને સંકોચ પામ. જેટલે સુધી પાગરણ પહોંચે, તેટલે સુધી પગ પસારીને રહેવું.

"હે પાપી ! તને ફિટકાર છે, એટલું પણ તારા સાંભળવામાં આવ્યું નથી?" એમ કહી તેના માથામાં મારી ગળામાં પકડીને તેણીને દૂર હડસેલી કહાડી. પછી દેવતાએ પોતાનું રૂપ પ્રગટ કરીને રાજાને કહ્યું કે—" હું નગરદેવતા છું. તારા રૂપમાં મુગ્ધ થઇને મેં ચિંતવ્યું કે—'કામદેવ સમાન રૂપવાન્ આ એકલો કેમ છે ?'

૧ વાદળાં વિનાની વૃષ્ટિ.

લક્ષ્મીને પરણે તેમ કુમાર તે કમલાક્ષીને પરણ્યો. પછી નરસિંહ કુમારને રાજ્ય પર સ્થાપન કરીને નરચંદ્ર રાજાએ **શ્રી મુનિચંદ્ર** મુનીશ્વરની પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી.

હવે નરસિંહ રાજા કનકવતીના અનુરાગને પરવશ થઇ તેનાજ મુખ-કમળને જોતો વિષયલુબ્ધ થઇ રહ્યો. તે, નાટક, ગીત, વાજિંત્ર, ચિત્રકર્મ વિગેરેના વિનોદમાં તેણીની સાથે આસકત થતાં રાજ્યને તૃણ સમાન માનવા લાગ્યો. હસ્તી, અશ્વ કે ભંડારની તેણે કાળજી મૂકી દીધી અને મહાજનની સામે પણ જોતો ન હતો. વળી સીમાડાના રાજાઓથી પરાભવ પામતા પોતાના દેશનું પણ તે રક્ષણ કરી શકતો ન હતો. એટલે પ્રધાન પુરૂષોની સાથે તેનાજ વંશના એક શૂરવીર પુરૂષે વિચાર ચલાવી, તેનું રાજ્ય છીનવી લઇને તેને સ્ત્રીસહિત બહાર કહાડી મૂકયો. જેથી નરસિંહ રાજા ક્ષુધા, પિપાસાદિકના દુઃખોથી પરાભવ પામીને પૃથ્વીતલપર ભમવા લાગ્યો. કામાતુર મનુષ્યોને એટલું દુઃખ તે શું માત્ર છે? કોઇવાર એક જંગલમાં જતાં માર્ગે ચાલવાના થાકને લીધે પ્રિયાના ઉત્સંગમાં મસ્તક મૂકીને વિસામો લેતાં રાજાને નિદ્રા આવી ગઇ, એવામાં કોઇ વિદ્યાધરે કનકવતીનું હરણ કર્યું. તેથી 'હા નાથ! મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો.' એમ તે વિલાપ કરવા લાગી. ત્યારે રાજા પણ તરત જાગ્રત થઇ તરવાર ખેંચીને ખેચરને કહેવા લાગ્યો કે—'હે અધમ! મારા સુતાં, પ્રિયતમાનું હરણ કરતાં તું લજ્જા કેમ ન પામ્યો? માટે જો પુરૂષત્વ ધારી પુરૂષ હોય, તો મારી પ્રિયાને મૂકીને મારી સામે આવ, કે જેથી આ તીક્ષ્ણ તરવારની ધારાથી તને શિખામણ આપું.' એમ નરસિંહ રાજાએ કહ્યા છતાં તે ખેચર ક્ષણવારમાં અદ્રશ્ય થઇ ગયો. તેથી મનમાં વિષાદને ધારણ કરતાં રાજા આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો—"હા! કમળ સમાન વિશાલલોચને! હે ચંદ્રવદને! હે સુધા સમાન મધુર ભાષિણી! અમૃત સમાન તારા દર્શનથી પરિતોષ પામતા એવા મને હવે તારા વિના સુખનો વિનાશ થયો. રાજ્યના પરિભ્રંશથી થયેલ દુઃખ, મારા મનને સંતોષ આપતું નથી. વળી હે દુર્દૈવ! ગજ, અશ્વ, રથની સમૃદ્ધિયુકત રાજ્યનું હરણ કરતાં તને સંતોષ ન થયો કે જેથી મારા હૃદયના આશ્વાસનરૂપ પ્રિયતમાનું તેં હરણ કરી લીધું, અથવા તો સંકટ કે ઉત્સવમાં સત્પુરૂષો અભિન્ન હૃદયવાળા હોય છે." એમ ચિંતવીને છેવટે નરસિંહ રાજાએ ધીરજ ધારણ કરી લીધી. પુનઃ તેણે વિચાર કર્યો કે—'ઇંદ્રિયોને આધીન થવાથી હું રાજ્યથી ભ્રષ્ટ થયો, માટે હવે જ્યાંસુધી મને રાજ્યની પ્રાપ્તિ નહિ થાય, ત્યાંસુધી મારે સ્ત્રીસંગનો ત્યાગ કરવો.' એમ પોતાના મનમાં દઢ નિશ્ચય કરી તે જુદા જુદા દેશોમાં ભમતાં ભમતાં કાળ નિર્ગમન કરવા લાગ્યો.

એક વખતે **શ્રીપુર** નગરમાં નગરદેવતાના મંદિરમાં વીસામો લેતાં નરસિંહ રાજા પોતાની પ્રાણ પ્રિયાને ત્યાં જોઇને સંતુષ્ટ થયો અને કહેવા લાગ્યો કે—'હે

પ્રિયતમે ! તું [1]અનભ્રવૃષ્ટિની જેમ અહીં શી રીતે આવી ?' ત્યારે તે બોલી કે—'હે નાથ ! તે વિદ્યાધર મને પોતાના નગરમાં લઇ જઇ ત્યાં અનુરાગના આવેશમાં તેણે ભોગને માટે મારી ઘણી પ્રાર્થના કરી, પરંતુ મેં તેનો અનાદર કર્યો. તેથી મનમાં વિલક્ષ થઇ તેણે અહીં લાવીને મને મૂકી દીધી; ત્યારે રાજાએ કહ્યું કે—'શીલવતી સતીઓને કોણ પરાભવ પમાડી શકે ?'

એવામાં દુષ્ટ દૈવના નિયોગથી પોતાને વલ્લભ છતાં નભોલક્ષ્મીના સંગમને મૂકી દઇને સૂર્ય અસ્તાચલ–વનમાં ચાલ્યો ગયો. એટલે સંધ્યા, પ્રથમ અત્યંત રાગ (રતાશ) પ્રગટ કરવા લાગી અને પછી કુલટા કામિનીની જેમ તરત તે રાગ રહિત થઇ ગઇ. ત્યારે રાત્રે રાજા ત્યાં પત્થરપર પથારી કરીને સુતો અને તેની નજીકમાં તે સ્ત્રી પણ સુતી. તે વખતે કામાતુર જનોને ક્ષોભ પમાડનાર તથા તેલ, કુંકુમ, કામિની–સ્તન, અગ્નિ અને કંબળનો સત્કાર કરાવનાર હેમંતઋતુ ચાલતી હતી. જેથી રમણીએ કહ્યું કે—'હે નાથ ! હું શીતથી અત્યંત પીડાઉં છું, ત્યારે રાજાએ તેણીને પોતાના વસ્ત્રના એક ભાગથી આચ્છાદિત કરી. પછી હળવે હળવે તે પ્રમદા પોતાના કર–પલ્લવથી રાજાના શરીરનો સ્પર્શ કરવા લાગી અને પોતાના સ્તનકળશના ભારથી તેના વક્ષસ્થલને દબાવવા લાગી. આથી રાજાએ તેણીનો પ્રતિષેધ કર્યો. ત્યારે તે બોલી કે—'હે નાથ ! મને શા માટે અટકાવો છો ? લાંબા વખતના વિરહાનલથી સંતપ્ત થયેલ મને તમે કેમ શાંતિ પમાડતા નથી ?' રાજાએ કહ્યું—'રાજ્યનો લાભ ન થાય, ત્યાં સુધી મેં સ્ત્રી–સંગનો ત્યાગ કર્યો છે.' એમ સાંભળતાં વિલક્ષ થઇને તે અંગના રાજાને બીવરાવવા માટે પોતાના અંગને વધારવા લાગી. તેથી તેને વૃદ્ધિ પામતી અને પોતાની સ્ત્રી કરતાં વિલક્ષણ વિકારયુક્ત જોઇને '.આ મારી કનકવતી પ્રિયતમા ન હોય' એમ રાજાએ નિશ્ચય કરી લીધો. પછી રાજાએ અન્યોક્તિથી તેનો તિરસ્કાર કરતાં કહ્યું કે—

" हियडा संकुडि मिरिय जिम्व इंदिय–पसरू निवारि ।
जित्तिउ पुज्जइ पंगुरणु तित्तिउ पाउ पसारि " ॥

**અર્થ**—હે હૃદય ! કાચબાની જેમ ઇંદ્રિયોના પ્રસારને અટકાવીને સંકોચ પામ. જેટલે સુધી પાગરણ પહોંચે, તેટલે સુધી પગ પસારીને રહેવું.

"હે પાપી ! તને ફિટકાર છે, એટલું પણ તારા સાંભળવામાં આવ્યું નથી?" એમ કહી તેના માથામાં મારી ઝોળામાં પકડીને તેણીને દૂર હડસેલી કહાડી. પછી દેવતાએ પોતાનું રૂપ પ્રગટ કરીને રાજાને કહ્યું કે—" હું નગરદેવતા છું. તારા રૂપમાં મુગ્ધ થઇને મેં ચિંતવ્યું કે—'કામદેવ સમાન રૂપવાન્ આ એકલો કેમ છે ?'

---

1 વાદળાં વિનાની વૃષ્ટિ.

વિદ્યાધર તારી ભાર્યાનું હરણ કરી ગયો છે, એમ જાણવામાં આવતાં તેણીનું રૂપ કરીને ભોગને માટે મેં તારી પ્રાર્થના કરી; પરંતુ અપૂર્વ સત્ત્વથી તેં તારો નિયમ ખંડિત ન કર્યો. વળી પાછળથી તને બીવરાવવા માટે હું વધવા લાગી; તથાપિ હું તને ક્ષોભ ન પમાડી શકી માટે હે મહાસત્ત્વ! હું તારાપર પ્રસન્ન થઇ છું. તો કંઈ પણ મારી પાસે તું માગી લે." ત્યારે રાજાએ કહ્યું કે—'પુણ્ય હીન જનોને દુર્લભ એવું દિવ્ય દર્શન આપતાં તેં મને શું ન આપ્યું? એ ઉપરાંત હું શું માગું?' 'તોપણ દેવદર્શન નિષ્ફળ ન હોય' એમ બોલતી દેવતાએ રાજાની ભુજામાં અપૂર્વ માહાત્મ્યયુક્ત મણિસહિત રક્ષા-કંકણ બાંધ્યું, અને કહ્યું કે—'ભુજાએ બાંધેલ આ કંકણના પ્રભાવથી યક્ષ કે રાક્ષસાદિક તને સતાવી શકશે નહિ. માટે હવે તું કંચનપુરમાં જા. ત્યાં તને રાજ્ય-સંપત્તિ પ્રાપ્ત થશે.' એમ કહીને દેવી તરત અદૃશ્ય થઇ ગઇ.

પછી પ્રભાતે **નરસિંહ** રાજા ત્યાંથી ચાલતો થયો અને અનુક્રમે તે કંચનપુરમાં આવ્યો. ત્યાં રાજ્ય આપવાના પટહને વાગતો સાંભળી વિસ્મય પામતાં તેણે ત્યાંના રહેવાસી એક પુરૂષને પૂછયું કે—'આ રાજ્ય આપતાં છતાં કેમ કોઇ ગ્રહણ કરતું નથી?' ત્યારે તે પુરૂષે કહ્યું—'આ રાજ્યપર જે બેસે છે, તે પ્રથમ રાત્રિએજ વિનાશ પામે છે.' એમ સાંભળતાં **નરસિંહે** પટહનો સ્પર્શ કર્યો. એટલે રાજપુરૂષોએ તેને રાજભવનમાં લઇ જઇને રાજ્યપર બેસાર્યો. પછી વિવિધ વિનોદ કરતાં તેણે દિવસ વ્યતીત કર્યો. અને રાત્રિ પડતાં 'જાગતાને ભય નથી, એ નીતિ-વાકયનો વિચાર કરી, પલંગને મૂકી દઇ, હાથમાં તરવાર લઇને **નરસિંહ** રાજા દીવાની છાયામાં છુપાઇ રહ્યો. એવામાં મધ્યરાત્રિ થતાં એક રાક્ષસ આવ્યો અને તેણે પલંગપર તરવારનો પ્રહાર કર્યો. જ્યારે પલંગમાં કોઇને તે હણી ન શકયો, ત્યારે દિશાઓ ભણી નજર કરતાં રાજા તેના જોવામાં આવ્યો. ત્યારે રાજાએ રાક્ષસને કહ્યું—'સુતેલાઓપર પ્રહાર ચલાવનાર તું કોણ છે?' તે બોલ્યો —'હું રાક્ષસ છું, પણ તું કોણ છે?' રાજાએ જણાવ્યું—'હું ભૈક્ષસ (રાક્ષસનો રિપુ) છું.' આથી રાક્ષસ હસીને બોલ્યો—"હે ભદ્ર! વિપરીત થયું. કારણ કે રાક્ષસો પર ભૈક્ષસો હોય છે. એવું લોકવચન છે હે રાજન્! વળી બીજું સાંભળ—

આ નગરમાં પૂર્વે **દુર્મતિ** રાજા દુષ્ટમતિ હતો. ત્યાં **વિમલ** વણિકની **રતિસુંદરી** નામે સ્ત્રી હતી. તે રતિ સમાન રૂપવંતી હોવાથી રાજાએ તેને પોતાના અંતઃપુરમાં રાખી. તેના વિરહમાં સ્નેહને વશ થયેલ વિમલ ચાર પ્રકારના આહારનો ત્યાગ કરી મરણ પામીને તે રાક્ષસ થયો. તે હું પોતે છું. પૂર્વના વૈરને સંભારતાં મેં દુર્મતિને મારી નાખ્યો. હવે જે કોઇ તેના રાજ્યપર [illegible] છે, તેને હું તરત મારી નાખું છું. હે ભદ્ર! તું પરસ્ત્રીથી વિરકત છે, તેથી હું [illegible] થયો છું,

માટે તું આ રાજ્ય હવે સુખે ભોગવ." એમ કહીને રાક્ષસ અંતર્ધાન થયો. એમ લોકોને ચમત્કાર ઉપજાવનાર **નરસિંહ** રાજા રાજ્ય કરવા લાગ્યો.

હવે ત્યાં **શ્રી શાંતિનાથ** ભગવંત સમોસર્યા. રાજા તેમને વંદન કરવા ગયો. તે પ્રભુને વંદન કરીને યથોચિત સ્થાને બેઠો; તેવામાં પેલા વિદ્યાધરે તેને કનકવતી રાણી સોંપીને કહ્યું કે—"હે રાજન્ ! કામને વશ થઈને હું જે તારી રાણીનું હરણ કરી ગયો, તેથી મને કુળદેવીએ શિખામણ આપી કે—'આ રાણીને તું લઇ આવ્યો તે અનુચિત કર્યું છે. આ મહાસતીને સતાવીશ, તો અવશ્ય અનર્થ પામીશ. માટે શાંતિનાથ પ્રભુના સમવસરણમાં જઇને તેને સોંપી દે.' આટલા વખત પછી મેં તને શાંતિનાથ પ્રભુના સમવસરણમાં બેઠેલ જોયો. "માટે હે મહાશય ! દેવીહરણ કરવારૂપ મારા અપરાધને ક્ષમા કર." ત્યારે રાજાએ કહ્યું કે—'એ તારો દોષ નથી, પણ કર્મનો દોષ છે.' કારણ કે જિનભગવંતના સમવસરણમાં વિરોધી પ્રાણીઓ પણ પોતાના વૈરભાવને તજી દે છે. પછી **શાંતિનાથ** ભગવંત બોલ્યા કે—"આ બધો કર્મનો દોષ છે, કે જેના યોગે હે રાજન્ ! તું રાજ્યભ્રંશ પ્રમુખ દુ:ખને પામ્યો." હે પાર્થિવ ! તે પણ સાંભળ—

આ ભરતક્ષેત્રમાં પુષ્કળ વાવ, કૂવા અને સરોવરયુકત **સિંહપુર** નામે નગર છે. ત્યાં **ગંગનાગ** નામે વણિક હતો કે જે વીતરાગભકત, મુનિજનોના ચરણ સેવવામાં આસકત, સમસ્ત દોષમુકત, મહાસત્વ તેમજ નવતત્ત્વનો જ્ઞાતા હતો. તેનો સરલ–સ્વભાવી **વરૂણ** નામે એક કર્મકર કે જે તેના ઘરના કામમાં નિયુકત હતો. કોઇવાર વરૂણે ગંગનાગની સાથે ગુરૂ પાસે જઇને એવું સાંભળ્યું કે—

"पर–दोह–वट्ट–वाडण–बंदग्गाह–खत्त–खणण–पमुहाइं ।
परधण–लुद्धो जो कुणइ लहइ सो तिक्ख–दुक्खाइं" ॥

**અર્થ**—જે પરધનમાં લુબ્ધ બની, બીજાનો દ્રોહ કરે, કોઇને સંકટ કે બંધનમાં નાખે અથવા ચોરી પ્રમુખ કરે, તે અત્યંત ભયંકર દુ:ખોને પામે છે.

એ પ્રમાણે સાંભળતાં વરૂણે નિયમ લીધો કે—'યાવજ્જીવ મારે ચોરી ન કરવી.' એ નિયમ લઇ ઘરે આવીને તેણે એ વૃત્તાંત પોતાની ભાર્યા **શ્રીદેવીને** કહી સંભળાવ્યો. જે સાંભળતાં શ્રીદેવી બોલી કે—'એ તો તમે સારૂં કર્યું. હવેથી હું પણ એ નિયમ ધારણ કરી લઉં છું.' એમ પરસ્પર પ્રીતિથી વર્ત્તતાં અને લીધેલ નિયમ પાળતાં તે બંને દિવસો વ્યતીત કરવા લાગ્યા.

એક દિવસે વરૂણે ગંગનાગના ઘરે સુવર્ણની સાંકળી દીઠી. ચલિત મન થવાથી તે લઇને તેણે પોતાની સ્ત્રીને આપી. સાંકળી નષ્ટ થતાં ગંગનાગ અત્યંત શોકાતુર થઇને કહેવા લાગ્યો—'અહા ! કોઇ નિર્દયે મારા જીવિત તુલ્ય એ સાંકળી ચોરી લીધી.' એમ તેને વિલાપ કરતો જોઇ દયા ઉત્પન્ન થતાં શ્રીદેવીએ વરૂણને

કહ્યું-'હે પ્રિય ! એ સુવર્ણની સાંકળી ગંગનાગને આપી દે. એમ કરતાં તે સ્વસ્થ થશે અને આપણો નિયમ સચવાશે.' આથી વરૂણે તે સાંકળી ગંગનાગને આપી દીધી, જેથી તે સ્વસ્થ થયો.

હે નરેંદ્ર ! તે વરૂણ મરણ પામીને તું નરસિંહ થયો છે અને તારા પૂર્વજન્મની ભાર્યા તે આ કનકવતી થઇ છે. જે ચોરીનો નિયમ લીધો, તેથી તું રાજ્ય પામ્યો અને જે સાંકળી ચોરી લીધી, તેથી તું રાજ્યથી ભ્રષ્ટ થયો. વળી દયા લાવીને જે સાંકળી ગંગનાગને પાછી સોંપી, તેથી હે નરનાથ ! તું પુનઃ રાજ્ય-લક્ષ્મીને પામ્યો.

એ પ્રમાણે સાંભળતાં રાજા રાણી બંને જાતિ-સ્મરણજ્ઞાન પામીને બોલ્યા કે—'હે નાથ ! જે તમે કહી સંભળાવ્યું તે સત્ય છે.' પછી તે બંનેએ ભગવંતની પાસે દેશવિરતિ-ધર્મ સ્વીકાર્યો અને ભવ-ભયને હરનાર ભગવંત અન્યત્ર વિહાર કરી ગયા. નરસિંહ રાજા તેમજ કનકવતી રાણી-બંને ભાવપૂર્વક જિનધર્મને આરાધી આયુષ્યના પ્રાંતે સમાધિપૂર્વક મરણ પામીને **સૌધર્મ** દેવલોકમાં ગયા અને અનુક્રમે મોક્ષસુખને પણ પામ્યા.

એમ સાંભળીને કુમારપાલ રાજાએ કહ્યું—"હે ભગવન્ ! મારા રાજ્યમાં અદત્ત પરધન કદાપિ ન લેવું-એવો તો મેં પ્રથમથીજ નિયમ કરેલો છે. અને વળી કદાચ કોઇ અપરાધીને જે દંડ કરવો પડે, તે પણ પ્રજાની વ્યવસ્થા ચલાવવા માટેજ રાખેલ છે. જો એમ કરવામાં ન આવે, તો રાજ્યમાં અવ્યવસ્થા થવાનો સંભવ છે. પરંતુ રૂદન કરતી એવી અપુત્રવતી સ્ત્રીઓનું ધન લેવું, તે મહાપીડા ઉપજાવવાના કારણરૂપ અને બહુ પાપ બાંધવાના હેતુરૂપ હોવાથી હવે પછી તેવા ધનનો પણ હું ત્યાગ કરીશ.

કુમારપાલ રાજાની આવી ઉચ્ચતમ વૃત્તિ જોઇને પ્રસન્ન થતા હેમચંદ્ર મહારાજ બોલ્યા કે-'હે કુમારપાલ નરેંદ્ર ! પૂર્વે કૃતયુગમાં થયેલા **રઘુ**, **નઘુષ**, **નાભાગ**, તેમજ **ભરત** વિગેરે રાજાઓ પણ જે [1]રૂદતી-ધન મૂકી ન શકયા, તેવા ધનને પણ અત્યારે સંતોષથી મૂકી દેતાં હે રાજેંદ્ર ! તું મહાપુરૂષોના મુગટરૂપ બન્યો છે.'

## ઇતિ શ્રી સોમપ્રભાચાર્ય વિરચિત પ્રથમ પ્રસ્તાવ.



૧-રૂદન કરતી અપુત્રવતી સ્ત્રીનું ધન.




# द्वितीय प्रस्ताव.

( દેવપૂજાનો અધિકાર. )



## પ્રકરણ ૧ લું.

### સર્વજ્ઞનું સ્વરૂપ અને અરિહંતદેવનું નિરંતર ધ્યાન ધરનાર પૂજા કરનાર અને નમસ્કાર કરનાર કલ્યાણના ભાજન એવા દેવપાળની કથા.

( શ્રી હેમચંદ્રસૂરિ મહારાજ કુમારપાલ રાજાને કહે છે— )

હે રાજન્ ! વળી જીવદયારૂપ એ ધર્મ જેમણે પોતે આરાધ્યો અને લોકોના હિતકારણે કહી બતાવ્યો, એવા શ્રી અરિહંતદેવ હોય છે કે જે સમસ્ત રાગાદિ દોષોથી વિમુક્ત, સર્વજ્ઞ અને જગત્‌ના સમસ્ત ભાવ, યથાર્થ રીતે પ્રતિપાદન કરવામાં સમર્થ હોય છે. જે રાગાદિ સહિત હોય, તે, રાગ, દ્વેષાદિથી પરાધીન એવા અન્યનું રક્ષણ કરી શકતો નથી. કારણ કે પોતે લિપ્ત હોય, તે અન્ય લિપ્તને નિવારી ન શકે. વળી અસર્વજ્ઞ હોય, તે ધર્માધર્મના સત્ય સ્વરૂપને કેમ બતાવી શકે ? રૂપની વિશિષ્ટતા કહેવાનો અધિકાર, અંધને ક્યાથી હોય ? પરમાર્થ ન કહી શકનાર પણ દેવ હોઇ શકે એ યુક્તિથી ઉલટું વચન છે. એમ હોય તો આકાશમાં દેવપણું માનવામાં શી હરકત છે ? માટે જે અરિહંતદેવને નિત્ય નમે છે, નિરંતર તેનું ધ્યાન ધરે છે અને તેની પૂજા કરે છે. તે **દેવપાલની** જેમ પાપરહિત થઇને કલ્યાણનું ભાજન થાય છે. "

રાજાએ કહ્યું—' એ દેવપાલ કોણ ? તે સવિસ્તર કહી સંભળાવો ? ગુરૂ મહારાજ બોલ્યા—' હે રાજેંદ્ર ! સાવધાન થઇને સાંભળ—

## દેવપાલની કથા.



જં બુદ્રીપના ભરતક્ષેત્રમાં આવેલ મધ્યખંડમાં **હસ્તિનાપુર** નામે નગર છે કે જે અમરાવતીનો પરાજય કરવાને સમર્થ છે. વળી જ્યાંલોકોના મન, વચન અને શરીર અરૂક્ષ ( કોમળ ) હતાં, પણ બાહ્ય ઉદ્યાનો અરૂખ્ખ ( વૃક્ષરહિત ) ન હતાં, ત્યાં **સિંહરથ** નામે રાજા હતો કે જેની ભુજાઓ વસુધાનો ભાર ધારણ કરવાને **શેષનાગ**ની જેમ સમર્થ હતી; તેમજ જે નીતિરૂપ લતાને પોષવાને નૂતન જલધાર સમાન હતો. વળી જેના ખડ્ગ—દંડથી રણભૂમિમા ખંડિત થઇ પડેલા, શત્રુઓના ગજ—દંતો તે યશરૂપ વૃક્ષના અંકુર સમાન શોભતા હતા. તેને કંચન સમાન મનોહર કાંતિવાળી **કંચનમાલા** નામે પટરાણી હતી, કે રતિ, રંભા વિગેરે જેણીની દાસી થવાને લાયક હતી. વળી ત્યાં જિનભક્ત એવો **જિનદત્ત** નામે શ્રેષ્ઠી હતો કે જે મુનિ—જનની સેવામાં આદરયુક્ત તથા દાનથી સમસ્ત પ્રાણીઓને આનંદ પમાડનાર હતો. જેના વિભવને જોતાં લોકો વૈશ્રમણ ( કુબેર ) ને શ્રમણ ( અકિંચન—નિર્ધન ) સમાન માનતા હતા. વળી જે પોતાના વિભવથી રાજાને પણ સ્થાપવા કે ઉથાપવામાં સમર્થ હતો. તેના ઘરે **દેવપાલ** નામે ગોવાળ હતો કે જે સ્વીકારેલ વચનનો નિર્વાહ કરવામાં મહાસત્ત્વવાન્ અને ક્ષત્રિય—કુળમાં ઉત્પન્ન થયેલ હતો. તે દેવપાલ, જિનદત્તને ધર્મપરાયણ જોઇને કંઇક ભદ્રક સ્વભાવી બન્યો હતો અને મુનિની પાસે તે પંચ પરમેષ્ઠી—મંત્ર શીખતો હતો.

એવામાં કદલીવનને વિસ્તાર પમાડનાર, ગાઢ ગ્રીષ્મઋતુના કોપને અટકાવનાર તથા વીજળીની સાથે ઘન ( મેઘ ) નો સંબંધ કરાવનાર વર્ષાઋતુ આવી, કે જેમાં વાદળારૂપ ધૂમથી નભોમંડળને આચ્છાદિત કરનાર, વીજળીરૂપ મોટી જ્વાળાયુક્ત તથા ખદ્યોતરૂપ કુલિંગને ફેલાવનાર મદનરૂપ દાવાનળ તે પથિક—વૃક્ષોને દગ્ધ કરતો હતો. વળી જ્યાં ગિરિ—નદીઓ વિસ્તાર પામીને તટ પર રહેલા વૃક્ષોને ઉખેડી નાખતી હતી. કારણ કે મહીધર ( પર્વતક કે રાજા ) થકી વિસ્તાર પામેલ [1]નીચ કોને સતાવતા નથી.

એ વર્ષાકાળમાં દેવપાલ, ગાયો ચારવા માટે ગિરિ—નિકુંજમાં ગયો. ત્યાં નદીપૂરથી તણાઇ ગયેલ જમીનમાં પ્રસરતી કાંતિના સમૂહયુક્ત, સ્કંધ—પ્રદેશપર વિલાસ કરતા કેશોથી શોભાયમાન તથા ચંદ્રમંડળ સમાન મનોહર એવું શ્રીયુગાદિદેવનું મુખ તેના જોવામાં આવ્યું. તેના દર્શનથી દેવપાલને મહાસાગરની જેમ ઉલ્લાસ થયો. પછી તેણે ચોતરફ જમીન ખોદીને માટી દૂર કરી અને સર્વાંગ સુંદર ભગવંતની પ્રતિમા પ્રગટ કરી. વળી ત્યાં તેણે એક પીઠિકા બનાવી તેનાપર સ્થાપન

૧. નીચે ગમન કરનાર નદી અથવા દુર્જન.

કરીને તેની ઉપર એક નાની ઝુંપડી તૈયાર કરી. પછી તેણે વિચાર કર્યો કે—' અહો ! હું ધન્ય છું કે પરનું દાસપણું કરતાં પરાધીન થયેલ મને દેવાધિદેવે પોતે દર્શન આપીને મારા પર પ્રસાદ કર્યો. માટે હવે મારે યાવજજીવ એમના યથાશક્તિ દર્શન અને પૂજા કરીને ભોજન કરવું ' એવો દેવપાલે નિશ્ચય કર્યો.

પછી તે ગોવાળ ગાયો ચારવા જતો, ત્યાં કમળ વિગેરે પુષ્પો લઇ ભગવંતની પૂજા કરીને વંદન કરતો; તેમજ પર્વ દિવસે પાસેની નદીના જળથી પ્રભુને ન્હવણ કરાવતો. એમ કરતાં તેણે ઘણો કાળ વ્યતીત કર્યો.

હવે અહીં **સિંહરથ** રાજા સંતતિ રહિત હોવાથી વારંવાર સંતાપ પામતો. સેંકડો મનોરથ કરતાં તેની કંચનમાલા રાણીએ **મનોરમા** નામની કન્યાને જન્મ આપ્યો. તે યોગ્યવયે કળાઓ શીખીને યૌવન—અવસ્થા પામી. જેણે પોતાના મુખ અને લોચનથી જીતેલ ચંદ્રમા અને હરિણી બંને જાણે લજ્જા પામ્યા હોય તેમ આકાશમાં સાથે મળીને રાત્રે ભમ્યા કરે છે.

એકદા ચોમાસામાં સાત દિવસ પર્યંત મુશળધાર વૃષ્ટિ પડી. જેથી નગર અને વનની વચ્ચે પડેલ પુષ્કળ જળ–પૂરને લીધે નદી અલંઘનીય થઇ પડી. આ વખતે બહાર જવાને અસમર્થ **દેવપાલ**, ભગવંતના દર્શન વિના સાત દિવસ ઉપવાસી રહ્યો. આઠમે દિવસે નદીનું પુર નિવૃત્ત થતાં તે બહાર ગયો. ત્યાં યુગાદિ દેવનાં દર્શન કરતાં જાણે અમૃતથી સિંચન પામેલ હોય તેમ તે અત્યંત આનંદ પામ્યો. ભગવંતને પૂજી તેણે પૃથ્વીપર લલાટ સ્થાપીને નમસ્કાર કર્યા.

એવામાં તે ગોવાળની ભક્તિથી મનમાં રંજિત થઇ, ત્યાં વનમાં રહેનાર કોઇ વ્યંતર દેવે આકાશમાં રહીને તેને કહ્યું કે—' હે વત્સ ! હું તારા નિશ્ચય–નિયમથી સંતુષ્ટ થયો છું, માટે અત્યારે તારી ઇચ્છાનુસાર માગી લે. '

ગોવાળે કહ્યું—' હે સ્વામિન્ ! તમે સંતુષ્ટ થયા હો, તો મને રાજ્ય આપો.'

એટલે—વ્યંતર બોલ્યો—' હે વત્સ ! થોડા દિવસમાં તને રાજ્ય મળશે. ' આથી વિશેષ સંતુષ્ટ થઇને **દેવપાલ** ભગવંતની પૂજા કરવા લાગ્યો.

એવામાં ત્યાં નગરના ઉદ્યાનમાં તીવ્ર તપથી ઘાતીકર્મનો ક્ષય થતાં શ્રી **દમસાર** મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તેનો મહિમા કરતાં દેવતાઓએ આકાશમાં દુંદુભિ–નાદ કર્યો તેમજ ગંધોદક તથા પંચ પ્રકારના પુષ્પોની વૃષ્ટિ કરી. ત્યાં દેવોએ રચેલ કનક–કમળપર બિરાજમાન થઇને કેવલી ભગવાન્, પરમ પદના માર્ગને બતાવનાર એવી ધર્મ–દેશના આપવા લાગ્યા. એ વૃત્તાંત સાંભળવામાં આવતાં **સિંહરથ** રાજા ગજારૂઢ થઇને ત્યાં આવ્યો અને કેવલી મુનિને વંદન કરીને તે સન્મુખ બેઠો. ભગવંતે દેશના આપતાં જણાવ્યું કે—

"હે ભવ્ય જનો ! રાધા–વેધ સમાન દુર્લભ આ મનુષ્ય–જન્મ પામીને વિષ સમાન વિષમ એવા વિષયોના વેગમાં તણાઇને તેને વૃથા શા માટે ગુમાવો છો ? જેના તાબેદાર થઇ નરેંદ્રો પાદપીઠ સુધી પોતાના મુગટ નમાવતા હોય, તેમજ જે હસ્તી, અશ્વ તથા ભંડારની સમૃદ્ધિયુક્ત એવું રાજ્ય પણ મનુષ્યોને મરણ–સમયે શરણરૂપ થતું નથી. માટે પિશાચની જેમ સમસ્ત દુઃખના કારણરૂપ પ્રમાદનો ત્યાગ કરીને સંસાર–સાગરથી પાર ઉતારવામાં યાનપાત્ર સમાન એવા સંયમનો આદર કરો."

એ પ્રમાણે દેશના સાંભળતાં સિંહરથ રાજાએ પૂછ્યું કે—'હે ભગવન્ ! મારૂં આયુષ્ય કેટલું છે ?' મુનિ બોલ્યા—'હે રાજન્ ! તારૂં આયુષ્ય માત્ર ત્રણ દિવસનું છે.' એમ સાંભળતાં પાણીમાં રહેલ માટીના કાચા ઘટ સમાન સર્વાંગે સીદાતાં રાજા કહેવા લાગ્યો કે—'હે ભગવન્ ! તેટલા અલ્પ આયુષ્યમાં હું શું ધર્મ કરી શકું ?' ગુરૂ બોલ્યા—'ધર્મયુક્ત મનુષ્યનું એક મુહૂર્ત્ત પણ દુર્લભ છે, તો ત્રણ અહોરાત્રની શી વાત કરવી ?'

પછી કેવલી ભગવંતને નમસ્કાર કરી રાજા પોતાના આવાસમાં આવ્યો અને અંતરમાં ભારે ખેદથી વ્યાકુળ થતો વિચારવા લાગ્યો કે—'એક તરફ અનાથ રાજ્યને હું મૂકી શકતો નથી અને આ તરફ મારૂં જીવિત અલ્પ છે. માટે હવે શું કરૂં ? અહા ! એક તરફ વાઘ અને એક તરફ વિકટ નદી–એવા વિકટ સંકટમાં હું આવી પડ્યો.' આવી ચિંતામાં નિમગ્ન થતાં, મધ્યરાત્રિ સુધી પણ જાણે ચિંતાની ઇર્ષ્યા આવી હોય તેમ નિદ્રા, રાજાની નજીક પણ ન આવી. એવામાં કુળદેવતાએ રાજાને કહ્યું કે—'હે રાજન્ ! ખેદ ન કર. પ્રભાતે હસ્તી પ્રમુખ પંચ દિવ્ય સજ્જ કરાવજે. તે દિવ્યો જે પુરૂષનો સ્વીકાર કરે, તેને રાજ્યપર બેસારી, તારી કન્યા પરણાવીને પછી તું પરલોકનું હિત સાધજે.' એમ કુળદેવીનું વચન સાંભળતાં રાજા કંઇક સ્વસ્થ થયો. સંકટમાં એક વચન પણ સુખ ઉપજાવે છે, તો હિતબુદ્ધિની તો વાતજ શી કરવી ?

હવે પ્રભાતે રાજાએ પંચ દિવ્યો તૈયાર કર્યાં. તે નગરમાં ભમી ભમીને મધ્યાન્હકાળે નગરની બહાર નીકળ્યાં, જ્યાં ગોવાલણો ગાયોને દોહી રહી હતી, તેમજ દેવપાલ ગોપાલ વિસ્તૃત વટ–વૃક્ષની છાયામાં સુતો હતો. તેની ઉપર વૃક્ષની છાયા સ્થિર રહેલ જોઇને હાથીએ ગર્જારવ અને અશ્વે હેષારવ કર્યો. ચંદ્ર સમાન ઉજ્વળ છત્ર, તેનાપર પોતાની મેળે વિસ્તૃત થઇને રહ્યું તેમજ ચામરો પોતે ઢોળાયાં, વળી હાથીએ તેને કળશ–જળથી ન્હવરાવીને પોતાના સ્કંધપર બેસાર્યો. એટલે લોકોએ જય–નાદપૂર્વક તેને વસ્ત્રાભરણોથી શણગારીને નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી રાજાએ તેને રાજ્યાભિષેક કરીને રાજ્યપર બેસાર્યો અને

પોતાની પુત્રી પણ પરણાવી. તેમજ પોતે કેવલી ભગવંત પાસે આવી ચારિત્ર અંગીકાર કરીને યાવજ્જીવ ચાર પ્રકારના આહારનું પ્રત્યાખ્યાન કર્યું, તેમજ સુખ કે દુઃખમાં, કનક કે પાષાણમાં અને શત્રુ કે મિત્રમાં સમભાવ રાખતાં ચોથે દિવસે આયુષ્ય પૂર્ણ થતાં મરણ પામીને સિંહરથ રાજા સ્વર્ગે ગયો.

એવામાં આ બધો બનાવ નજરે જોઇને ગોવાલણોએ દેવપાલના કંબલ, લાકડી, જીર્ણ અને સાંધેલ વસ્ત્ર, ખાસડાં તેમજ લાકડાનું ભોજનપાત્ર વિગેરે લઇ જઇને જિનદત્ત શેઠના ઘરે આવ્યાં.

હવે અહીં દેવપાલને ગોવાળ સમજીને મંત્રી સામંતાદિક તેની આજ્ઞા માનતા ન હતા. એટલે મહાજનમાં જિનદત્ત શેઠને પ્રધાન સમજીને દેવપાલે કંઇક વિચાર ચલાવવા માટે તેને પોતાની પાસે બોલાવ્યો, તે પણ અવજ્ઞાથી આવ્યો નહિ; એટલુંજ નહિ પણ ' આ એક સામાન્ય મારો ગોવાળમાત્ર હતો ' એમ પ્રગટ કરવાને શ્રેષ્ઠીએ રાત્રે તેના કંબલ, ખાસડાં, જીર્ણ વસ્ત્ર અને ભોજનપાત્ર વિગેરે નગરના મુખ્ય દ્વારપર તોરણ કરીને લટકાવી દીધાં. જેને જોતાં દેવપાલે વિચાર કર્યો કે—' હવે જેણે મને રાજ્ય આપ્યું, તેનેજ વિજ્ઞપ્તિ કરૂં, બીજાનું શું કામ છે ? ' એમ ધારીને તે યુગાદિદેવની પ્રતિમા પાસે ગયો. ત્યાં કર્પૂર, અગરૂ, કુસુમાદિકથી અર્ચા કરીને તે પ્રભુને વિનવવા લાગ્યો—' હે ભગવન્ ! તમે મને જેમ આ મોટું રાજ્ય આપ્યું, તેમ મને આજ્ઞાનું ઐશ્વર્ય પણ આપો કે રાજ્ય સ્થિર થાય ' એટલે વ્યંતર આકાશમાં રહીને બોલ્યો—' માટીના હાથીપર આરૂઢ થઇને તું રયવાડીએ નીકળજે, તે મારા પ્રભાવથી ચાલશે અને તેથી બધા લોકો તારી આજ્ઞા માનશે. '

એ પ્રમાણે સાંભળતાં દેવપાલ સંતુષ્ટ થતો રાજભવનમાં આવ્યો, અને તેણે કુંભારને હુકમ કર્યો કે—' રયવાડીને લાયક એક જબરજસ્ત હાથી તૈયાર કર ' ' જેવી દેવની આજ્ઞા ' એમ કહીને તેણે સત્વર તે હાથી તૈયાર કર્યો. એવામાં લોકોમાં ચર્ચા ચાલવા લાગી કે—' માટીના હાથીપર બેસીને રાજા રયવાડીએ જશે. ' આ વાત મંત્રી, સામંતોના સાંભળવામાં આવતાં તેઓ હસવા લાગ્યા કે–' માટીના હસ્તીપર આરોહણ કરીને રાજા રયવાડી કરવા ઇચ્છે છે, માટે એ ખરેખર ! ગોપાળજ છે. ' એ વાત આસ્તે આસ્તે પ્રસાર પામતાં કૌતુકને વશ થઈ ગામડાઓમાંથી ઘણા લોકો ત્યાં જોવાને આવ્યા અને દેવલ, ગોપુર, અગાસી, ગવાક્ષ અને વૃક્ષો ઉપર ચડી બેઠા. પછી જ્યોતિષીએ બતાવેલ શુભ દિવસે રાજાએ તે હાથીને ઘણા મજુરો પાસે પોતાના રાજભવનના આંગણે લેવરાવ્યો. ત્યાં ચિત્રકારોએ તેને વિવિધ પ્રકારના વર્ણોથી ચિત્રિત કર્યો, મણિ, કનકના આભૂષણોથી તેને અલંકૃત કરવામાં આવ્યો, સુવર્ણના બખ્તરથી તેને સજ્જ કરવામાં આવ્યો અને વિચિત્ર પ્રકારની ધ્વજાઓથી શણગારવામાં આવ્યો. આ વખતે

બીજા હાથીઓને પણ સજ્જ કરીને સામંતોને મોકલવામાં આવ્યા. સુભટોએ અશ્વોને પલાણ્યા અને પોતે બધા સજ્જ થયા તેમજ સારા રથો તૈયાર કરવામાં આવ્યા, રાજાએ પ્રતિહાર મોકલીને જિનદત્ત શેઠને બોલાવી લીધો અને તેને પોતાના સમાન શણગાર સજાવીને શોભાયમાન કર્યો. પછી અંકુશ ગ્રહણ કરીને રાજા પોતે અગ્ર આસનપર બેઠો અને શેઠને પાછળના આસનપર બેસાર્યો. એવામાં જાણે જંગમ મેરૂપર્વત હોય એવો તે હાથી ચાલવા લાગ્યો. જેને જોતાં આશ્ચર્યમાં નિમગ્ન થતા લોકોએ જય જયારવ કરી મૂકયો. સમગ્ર વાજિંત્રોના નાદથી આકાશને ભરી દેતો, ચતુરંગ સૈન્યયુક્ત તથા સ્થાને સ્થાને ધવલ-મંગલથી ગવાતો દેવપાલ રાજા નગરની બહાર નીકળ્યો, અને શ્રી યુગાદિ દેવની પ્રતિમા પાસે આવતાં તે હાથીપરથી નીચે ઉતર્યો ત્યાં રાજાઓ, મંત્રીઓ અને સામંતો સહિત તેણે ભગવંતની પૂજા કરીને નમસ્કાર કર્યા. પછી પુનઃ હાથીપર આરોહણ કરી શ્વેત ચામરો ઢાળતાં છત્રથી બિરાજમાન તથા નાગર-રમણીઓના તૃષાતુર નેત્રોને દર્શનપાનથી તૃપ્ત કરનાર એવો તે રાજા, વારાંગનાઓના નૃત્યપૂર્વક અનુક્રમે પાછો રાજભવનમાં આવ્યો અને ગજપરથી નીચે ઉતરીને તેણે જિનદત્ત શેઠને કહ્યું કે-'તારા ગોપાલ એવા મેં આ હાથીને નગરમાં ભમાવ્યો; હવે તું એને આલાન-સ્તંભ પાસે લઈ જઈને બાંધી દે.' આથી શ્રેષ્ઠીએ અંકુશ લઈને તેને ચલાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે એક પગલું પણ ચાલ્યો નહિ, જેથી તે વિલક્ષ થઇ ગયો. દેવપાલરાજાનો આ અદ્‌ભુત પ્રભાવ જોતાં બધા રાજાઓ પુષ્પની જેમ તેની આજ્ઞા માથે ચડાવવા લાગ્યા. પછી તેણે શ્રીયુગાદિદેવનું સુવર્ણમય મંદિર કરાવ્યું અને ત્યાં પ્રતિદિન સ્નાન, વિલેપન, નૈવેદ્ય, ગીત, નાટક પ્રમુખથી તે ભગવંતની પૂજા કરવા લાગ્યો. કૃષ્ણને લક્ષ્મીની જેમ મનોરમા તેને અત્યંત પ્રેમપાત્ર થઇ પડી. તેણીની સાથે રાજા પ્રતિદિન ભગવંતની અર્ચા નિમિત્તે ચૈત્યમાં જવા લાગ્યો.

એકદા રાજાની સાથે જતાં મનોરમા રાણીએ જિનભવનની નજીકમાં સ્કંધપર કાષ્ઠના બોજા સહિત કાવડ ઉપાડનાર એક કઠીયારાને જોયો. તેને જોતાં-'આને મેં પૂર્વે કયાંક જોયેલ છે' એમ ચિંતવતાં રાણીને મૂર્છા આવી ગઇ. તેથી 'અહા! આ શું થયું?' એમ ખેદ પામતા રાજાએ શીતોપચાર કરાવ્યા. જેથી સ્વસ્થ થતાં રાણી કહેવા લાગી કે—

" अडविहि पत्ती नइहि जलु तो विन वूहा हत्थ।
अव्वो तह कव्वाडियह अज्ज विसाय अवत्थ " ॥

'હે દેવ ! દેવમંદિરના દ્વાર પ્રદેશના મંડનરૂપ મંડપમાં આવીને તમે બેસો કે જેથી હું એ બધો વૃત્તાંત તમને કહી સંભળાવું.' એટલે સમસ્ત સામંત, મંત્રીઓના પરિવાર સહિત રાજા ત્યાં જઇને બેઠો. જેથી દેવીએ સન્મુખ બેસીને કહ્યું કે—'હે દેવ ! પેલા કોહલ નામના કઠીયારાને બોલાવો.' ત્યારે રાજાએ એક પુરૂષ મોકલીને તેને બોલાવ્યો. તે આવ્યો એટલે દેવીએ કહ્યું કે—'હે ભદ્ર ! સિંહલા નામે તારી ભાર્યા હતી ?' તે બોલ્યો—'હા, હતી' રાણીએ કહ્યું—"કોઇવાર તારી સાથે તે આ પ્રદેશમાં આવી અને તેણે શ્રીયુગાદિદેવને જોયા, જેથી આનંદ પામતાં પ્રસન્ન મુખે તેણે તને કહ્યું—'હે પ્રિયતમ ! આ દેવાધિદેવને યથાશકિત પૂજીને આપણે પ્રણામ કરીએ કે જેથી જન્માંતરે આવા દારિદ્રય-દુઃખનું ભાજન ન થઇએ.' ત્યારે તેં કહ્યું—'હે પ્રિયે ! તું તો ધર્મઘેલી લાગે છે; કંઇપણ જાણતી નથી. હું તો પરના દાસત્વથી દુઃસ્થિત હોવાથી કંઇપણ કરી શકતો નથી.' આથી તને ધર્મવિમુખ માનતી તારી પ્રિયાએ પોતે નદીના નીરથી ભગવંતને ન્હવરાવી કમળાદિકથી પૂજીને પ્રણામ કર્યા. તેથી તેણે મનુષ્ય-ભવનુ શુભ આયુષ્ય બાંધ્યું. એવામાં "હે દેવ તેણીએ તમને જોયા. તે વખતે તમે રાજ્યને પામ્યા ન હતા, પણ ભગવંતની પૂજા અને ભકિત કરતા હતા. તમે જોવામાં આવતાં તેણે વિચાર કર્યો કે—'અહો ! આ ધન્ય છે કે જે પરનું દાસત્વ સમાન છતાં ભગવંતને પૂજે છે અને મારો પતિ તેમ કરતો નથી તેથી આ પરમાત્માની પૂજા કરતાં મેં જીવિતનું ફળ મેળવ્યું.' એમ વિચારતાં તે પોતાના ઘરે ગઇ. ત્યાં રાત્રે વિશુચિકા (કોલેરા) ને લીધે તેવા શુભ અધ્યવસાયમાં મરણ પામીને આ હું રાજપુત્રી થઇ. અત્યારે આ કઠીયારાને જોતાં મને જાતિસ્મરણ-જ્ઞાન ઉત્પન્ન થયું. તેથી હું પૂર્વોકત ગાથા બોલી." આ બધું સાંભળતાં કોહલ બોલ્યો—'હે દેવ ! દેવીએ જે કહ્યું, તે બધું સત્ય છે.'

એ પ્રમાણે સાંભળતાં રાજાએ આશ્ચર્ય પામીને કહ્યું કે—'અહો ! ભગવંતની પૂજાનું કેટલું બધું માહાત્મ્ય ? જુઓ. હું આજ ભવમાં વીતરાગની પૂજાના પ્રભાવે રાજા થયો અને આ દેવી બીજા ભવમાં રાજ્ય-સુખ પામી.'

એવામાં ત્યાં યુગાદિદેવને વંદન કરવાને સાક્ષાત્ ધર્મમૂર્ત્તિ એવા મુનિચંદ્ર નામે આચાર્ય ત્યાં પધાર્યા. રાજાએ પરિવાર સહિત તેમને વંદન કરીને ધર્મદેશના સાંભળી અને દેવ-ગુરૂના સ્વિકારરૂપ સમ્યકત્વ અંગીકાર કર્યું. પછી જિનધર્મ આરાધવામાં તત્પર રહી જીવન ગાળતાં પ્રાંતે સમાધિપૂર્વક મરણ પામીને દેવપાલ પ્રિયા સહિત સ્વર્ગે ગયો અને છેવટે મોક્ષનો પણ અધિકારી થયો.



## પ્રકરણ ૨જું.

### ભગવંતને વંદના અને તેની નિંદા કરનારને જુદા જુદા ફળ મળવા ઉપર સોમ અને ભીમની કથા.

( અહીં શ્રી હેમચંદ્રાચાર્ય કુમારપાળ રાજાને કહે છે ! )



હે રાજન્ ! વીતરાગ તો વંદના અને નિંદામાં સદા સમભાવી હોય છે, તોપણ તે ચિંતામણિની જેમ ભિન્ન ભિન્ન ફળ આપે છે ! જિનેશ્વરને વંદન કરતાં પ્રાણીઓ **સોમની** જેમ સમીહિત સુખ પામે છે અને નિંદા કરતાં **ભીમની** જેમ અગણિત દુઃખોને પામે છે. ”
ત્યારે રાજાએ કહ્યું—‘ હે મુનિનાથ ! એ સોમ અને ભીમ કોણ ? ’ એટલે ગુરૂ મહારાજ બોલ્યા—“ હે રાજેંદ્ર ! સાવધાન મનથી સાંભળ—

### સોમ અને ભીમની કથા.

જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં આવેલ મધ્ય ખંડમાં ધરણીરૂપ રમણીના મણિકુંડલ સમાન એવું **મણિમંદિર** નામે નગર છે, કે જ્યાં રાત્રે મણિમય પ્રાસાદોની પ્રભાથી અંધકારનો નાશ થતાં ચોરાદિકને સંચાર કરવો દુષ્કર હતો. ત્યાં **મણિરથ** નામે રાજા હતો કે જેના ભુજદંડ તે નગર-દ્વારની અર્ગલા જેવા હતા. રમણીઓમાં મુગટ સમાન એવી **મણિમાલા** નામે તે રાજાની રાણી હતી. વળી તે નગરમાં **સોમ** અને **ભીમ** નામના બે કુલપુત્ર હતા. તેમાં સોમ વિનીત અને સ્વભાવે અલ્પ કષાયવાળો હતો અને **ભીમ** તેવા ગુણોથી રહિત હતો, તે બંને પરનું દાસત્વ કરીને પોતાનું ગુજરાન ચલાવતા હતા.

એક દિવસે તેમણે રમણીય એક જિનમંદિર જોયું. તે જોતાં **સોમ** બોલ્યો—“ હે ભ્રાતા ભીમ ! આપણે પૂર્વ ભવમાં કાંઇ સુકૃત કરેલ નથી, તેથી બીજાનું દાસત્વ કરીને આપણે જીવીએ છીએ. મનુષ્યત્વ તુલ્ય છતાં કેટલાક સ્વામીપણું ભોગવે છે અને કેટલાક તેમના દાસ થઇ એકપગે ઉભા રહે છે. સુકૃત વિના એ કેમ સંભવે ? કારણ વિના જગતમાં કાર્ય બનતું નથી, માટે આપણે ભગવંતને પ્રણામ કરીએ કે જેથી પુનઃ દુઃખના ભાજન ન થઇએ. ”

એ પ્રમાણે સાંભળતાં **ભીમ** બોલ્યો—‘ હે ભ્રાત ! તને કોઇએ છેતર્યો લાગે છે. કારણ કે કોઇ દેવ, ગુરૂ કે પરભવમાં જનાર જીવ પણ નથી. તો હે સોમ ! તું સુકૃતને માટે આમ વૃથા ખેદ શામાટે કરે છે ? ’ એમ ભીમે વાર્યા છતાં **સોમ**

ની સાથે ચાલ્યો એવામાં પ્રભાત થતાં કામલેખાઃ ... એવા મણિ-
ચૂલને જોયો અને 'આ શું' એમ ચકિત થઇને ... ભણી જોયું.
તેથી આપણે આ વિચાર્યા વિનાનું કર્યું' એમ ... ને તે કહેવા
લાગી કે-'હે ભદ્રે ! ખેદ કંઈ પણ ન કર; કારણ ... રેલ હાથમાં જો
મરકતમણિ આવી જાય તો તેથી શું બગડયું ? ... વાને તૈયાર થતાં
કદાચ ભાગ્યયોગે તેને બદલે ખાંડના મોદક મળી ... નવા હર્ષનાં અવસરે
[illegible] ખેદ શા માટે કરવો ?

[illegible] રૂપવતી [illegible] પોતાને જોતાં મણિચૂલ વિચાર કરવા લાગ્યો કે-[illegible] 'આ તો [illegible] વૃષ્ટિ જેવું થયું.' પછી અન્યોન્ય સ્નેહપૂર્વક નિહાળતાં અંતરમાં અતિશય હર્ષને વધારતાં તેઓ **જયપુર** નગરમાં આવ્યા અને ત્યાં એક સુંદર આવાસ લઇને રહ્યા.

એક દિવસે કૌતુકથી વનની શોભા જોતાં જોતાં વ્યાક્ષિપ્ત હૃદયયુકત **મણિ-ચૂલ** કુમાર વનમાં બહુ દૂર નિકળી ગયો. ત્યાં સૂર્ય અસ્ત થઇ ગયો; તેવામાં પાસેના ગિરિ—નિકુંજમાં રૂદન કરતી કોઈ રમણીનો કરુણ-શબ્દ કુમારના સાંભળવામાં આવ્યો. એટલે તે શબ્દના અનુસારે જતાં રૂપમાં દેવાંગના સમાન અને અત્યંત અશ્રુજળથી વ્યાપ્ત તથા ભયાતુર લોચન યુક્ત એવી એક યુવતિ તેના જોવામાં આવી. તેની સન્મુખ એક યોગી બેઠો હતો અને રમણી તેની સામે અંજલિ જોડી ઉભી હતી. વળી તેમની પાસે બળી રહેલ એક અગ્નિ-કુંડ પણ તેના જોવામાં આવ્યો. આ બધું જોઇને કુમાર એક લતાગુચ્છના આંતરે છાની રીતે છુપાઇને જેટલામાં ઉભો રહ્યો, તેટલામાં યોગીએ કહેલ ખુશામતના વચનો તેણે આ પ્રમાણે સાંભળ્યાં—'હે વિશાલાક્ષી ! તું પ્રસન્ન થઇને પ્રમોદને ધારણ કર. શા માટે ખેદ કરી રહી છે ? પ્રેમપૂર્ણ લોચનથી મારી સામે કેમ જોતી નથી ? મેં કનકાદિકની સિદ્ધિથી ખ્યાતિ મેળવી છે અને અનેક વિદ્યાઓને સાધીને સિદ્ધ કરી છે. તો મારી સાથે લગ્ન કરીને અનુપમ વિષય-સુખનું સેવન કરી તું કૃતાર્થ થા.

એ પ્રમાણે કર્ણ-કટુક વચન સાંભળતાં રૂદન કરતી તે બાળા કહેવા લાગી કે —'હે અધમ ! તું તારા આત્માને શા માટે વિશિષ્ટ કરી બતાવે છે ? ભલે તું ઈંદ્ર હોય, તો પણ તારી સાથે મારે કાંઈ પ્રયોજન નથી; ત્યારે યોગી બોલ્યો—'હે ચંદ્રવદને ! તું મારૂં વચન માન્ય કર, નહિતો બલાત્કારથી પણ હું મારી ધારણા સિદ્ધ કરીશ. હે સુતનુ ! હસતા અને રૂદન કરતા જનોના પરોણા થવાનો જો અવસર આવે, તો હસતાના પરોણા થવું, તે સારૂં છે—આ વચન શું તારા સાંભળવામાં આવેલ નથી ? હે બિંબોષ્ઠિ ! હવે શા માટે વિલંબ કરે છે ? ઉઠ અને તારા કરકમળથી મારા હાથને ગ્રહણ કર; કે જેથી આપણે આ અગ્નિકુંડને ફેરા ફરી લઇએ; એમ કહેતાં તે યોગી પોતાના હાથથી જેટલામાં તેને પકડવા

જાય છે, તેટલામાં તે બાળાએ પોકાર કર્યો કે-"અહો ! આ પૃથ્વી અનાથ લાગે છે. હે લોકપાલો ! તમે સાંભળો, હે વનદેવતાઓ ! તમે ધ્યાન આપો. હું સિંહપુર નગરના સ્વામી **સિંહરથ** રાજાની **ચંદ્રલેખા** નામે પુત્રી છું અને મણિરથ રાજાના પુત્ર મણિચૂલના ગુણો શ્રવણ કરતાં હું તેના પર અનુરકત થઇ છું, તેથી મારા પિતાએ પણ તેનેજ આપી દીધી છે. તેના વિના હવે મારા અંગને અગ્નિ સ્પર્શ કરી શકે, પણ અન્ય કોઇ સ્પર્શ કરી શકશે નહિ.' આ મારા નિશ્ચયના ભંગથી આ યોગી 'પૃથ્વી ક્ષત્રિય રહિત છે'-એમ સાબીત કરી બતાવે છે."

આ તેણીના બોલ સાંભળતાં કુમાર હાથમાં તરવાર નચાવતો બોલ્યો કે-'હે સુતનુ ! હું ક્ષત્રિય તને સહાય આપનાર છતાં જગત્ અક્ષત્રિય કેમ કહેવાશે ?' આવા આક્ષેપથી આવતા કુમાર તરફ યોગીએ સ્તંભિની-વિદ્યા મૂકી. તે જેમ નીરાગીપર રમણીય રમણીની દષ્ટિ નિષ્ફળ જાય, તેમ કુમારમાં નિષ્ફળ થઈ. આથી 'આ મહા પ્રભાવશાળી છે' એમ સમજીને લજ્જા પામતો યોગી કહેવા લાગ્યો- 'પ્રકૃષ્ટ રૂપવતી આ બાળાને જોતાં કામથી આકુળ વ્યાકુળ થયેલ મેં વિદ્યાના બળથી અહીં લાવીને જે એ રીતે એની પ્રાર્થના કરી, એ બહુજ અયુકત થયું છે. હવે ફરીવાર હું એવું કદિ કરીશ નહિ.' ત્યારે કુમારે કહ્યું-'તેં વ્રત લીધેલ હોવાથી તારે બધી રમણીઓ વર્જનીય છે, તો બીજાને વરવામાં નિશ્ચય કરનાર આ બાળા તો અવશ્ય ત્યાજ્ય છે. કારણ કે-તે નેત્રો પર વજ્ર અથવા અગ્નિ પડો કે જે સદ્ભાવથી અજ્ઞાત વસ્તુમાં અનુરાગ કરાવે છે.'

એમ કુમારના વચનથી વિશેષ ખેદ પામતાં યોગીએ કહ્યું કે-'હે સત્પુરૂષ ! તું મારો પરમ ઉપકારી છે કે જે તેં મને આવા અન્યાય-માર્ગથી અટકાવ્યો. માટે હવે તારો શું પ્રત્યુપકાર કરૂં ? તથાપિ મારી પાસે રૂપનું પરાવર્ત્તન કરનાર વિદ્યા છે, માત્ર કૌતુકને માટે તું તે વિદ્યાનો સ્વીકાર કર.' એટલે પરપ્રાર્થનાના ભંગમાં ભીરૂ એવા તે કુમારે એ વિદ્યા ગ્રહણ કરી. પછી યોગીએ કહ્યું કે-'હે ભદ્ર ! તારા મુખ-કમળમાં, આ બાળાની દષ્ટિ વારંવાર લીન થાય છે, તેથી હું ધારૂં છું કે તું પોતેજ **મણિચૂલ** છે.' ત્યારે **મણિચૂલ** બોલ્યો-'હે સુજ્ઞ ! તેં બુદ્ધિ-બળથી જે તર્ક કર્યો, તે સત્ય છે. નિપુણ જનો ઇંગિતાકારથી બીજાના સ્વરૂપને સમજી શકે છે.' ત્યારે યોગી બોલ્યો-'હે કુમાર ! જો એમ હોય તો આ બાળાનું પાણિગ્રહણ કરીને એના મનોરથ સફળ કરો.' એટલે કુમારે તે યોગી સમક્ષ તે બાળાનું પાણિગ્રહણ કર્યું અને તે બંનેએ તેજ અગ્નિકુંડને ફેરા દીધા. એવામાં યોગીએ કહ્યું કે-'મારો કરેલ અન્યાય પણ આ તમારા પાણિગ્રહણથી અવસરે ગ્રીષ્મઋતુ જેમ વૃષ્ટિરૂપ ફળ આપે, તેમ પરિણામે હિતકારી થઇ પડયો.' એમ કહીને યોગી ચાલ્યો ગયો. તેમજ કુમાર **ચંદ્રલેખા**ને લઇને પોતાના

ની સાથે ચાલ્યો એવામાં પ્રભાત થતાં કામલેખા [illegible] એવા મણિ-
ચૂલને જોયો અને ' આ શું ' એમ ચકિત થઇને [illegible] ભણી જોયું.
તેથી આપણે આ વિચાર્યા વિનાનું કર્યું ' એમ [illegible] ને તે કહેવા
લાગી કે–' હે ભદ્રે ! ખેદ કંઈ પણ ન કર; કારણ [illegible] લ હાથમાં જો
મરકતમણિ આવી જાય તો તેથી શું બગડયું ? [illegible] વાને તૈયાર થતાં
કદાચ ભાગ્યયોગે તેને બદલે ખાંડના મોદક મળી [illegible] વા હર્ષનાં અવસરે
[illegible] ખેદ શા માટે કરવો ?

[illegible] સમાન [illegible] તાને જોતાં મણિચૂલ વિચાર કરવા લાગ્યો કે [illegible] ત્રિવાની વૃષ્ટિ જેવું થયું.' પછી અન્યોન્ય સ્નેહપૂર્વક નિહાળતાં અંતરમાં અતિશય હર્ષને વધારતાં તેઓ જયપુર નગરમાં આવ્યા અને ત્યાં એક સુંદર આવાસ લઇને રહ્યા.

એક દિવસે કૌતુકથી વનની શોભા જોતાં જોતાં વ્યાક્ષિપ્ત હ્રુદયયુક્ત મણિચૂલ કુમાર વનમાં બહુ દૂર નિકળી ગયો. ત્યાં સૂર્ય અસ્ત થઇ ગયો; તેવામાં પાસેના ગિરિ—નિકુંજમાં રૂદન કરતી કોઈ રમણીનો કરૂણ–શબ્દ કુમારના સાંભળવામાં આવ્યો. એટલે તે શબ્દના અનુસારે જતાં રૂપમાં દેવાંગના સમાન અને અત્યંત અશ્રુજળથી વ્યાપ્ત તથા ભયાતુર લોચન યુક્ત એવી એક યુવતિ તેના જોવામાં આવી. તેની સન્મુખ એક યોગી બેઠો હતો અને રમણી તેની સામે અંજલિ જોડી ઉભી હતી. વળી તેમની પાસે બળી રહેલ એક અગ્નિ–કુંડ પણ તેના જોવામાં આવ્યો. આ બધું જોઇને કુમાર એક લતાગુચ્છના આંતરે છાની રીતે છુપાઇને જેટલામાં ઉભો રહ્યો, તેટલામાં યોગીએ કહેલ ખુશામતના વચનો તેણે આ પ્રમાણે સાંભળ્યાં—' હે વિશાલાક્ષી ! તું પ્રસન્ન થઇને પ્રમોદને ધારણ કર. શા માટે ખેદ કરી રહી છે ? પ્રેમપૂર્ણ લોચનથી મારી સામે કેમ જોતી નથી ? મેં કનકાદિકની સિદ્ધિથી ખ્યાતિ મેળવી છે અને અનેક વિદ્યાઓને સાધીને સિદ્ધ કરી છે. તો મારી સાથે લગ્ન કરીને અનુપમ વિષય–સુખનું સેવન કરી તું કૃતાર્થ થા.

એ પ્રમાણે કર્ણ–કટુક વચન સાંભળતાં રૂદન કરતી તે બાળા કહેવા લાગી કે —' હે અધમ ! તું તારા આત્માને શા માટે વિશિષ્ટ કરી બતાવે છે ? ભલે તું ઈંદ્ર હોય, તો પણ તારી સાથે મારે કાંઈ પ્રયોજન નથી; ત્યારે યોગી બોલ્યો—' હે ચંદ્રવદને ! તું મારૂં વચન માન્ય કર, નહિતો બલાત્કારથી પણ હું મારી ધારણા સિદ્ધ કરીશ. હે સુતનુ ! હસતા અને રૂદન કરતા જનોના પરોણા થવાનો જો અવસર આવે, તો હસતાનાં પરોણા થવું, તે સારૂં છે–આ વચન શું તારા સાંભળવામાં આવેલ નથી ? હે બિંબોષ્ઠિ ! હવે શા માટે વિલંબ કરે છે ? ઉઠ અને તારા કરકમળથી મારા હાથને ગ્રહણ કર; કે જેથી આપણે આ અગ્નિકુંડને ફેરા ફરી લઇએ; એમ કહેતાં તે યોગી પોતાના હાથથી જેટલામાં તેને પકડવા

જાય છે, તેટલામાં તે બાળાએ પોકાર કર્યો કે-" અહો ! આ પૃથ્વી અનાથ લાગે છે. હે લોકપાલો ! તમે સાંભળો, હે વનદેવતાઓ ! તમે ધ્યાન આપો. હું સિંહપુર નગરના સ્વામી સિંહરથ રાજાની ચંદ્રલેખા નામે પુત્રી છું અને મણિરથ રાજાના પુત્ર મણિચૂલના ગુણો શ્રવણ કરતાં હું તેના પર અનુરક્ત થઇ છું, તેથી મારા પિતાએ પણ તેનેજ આપી દીધી છે. તેના વિના હવે મારા અંગને અગ્નિ સ્પર્શ કરી શકે, પણ અન્ય કોઇ સ્પર્શ કરી શકશે નહિ.' આ મારા નિશ્ચયના ભંગથી આ યોગી 'પૃથ્વી ક્ષત્રિય રહિત છે '-એમ સાબીત કરી બતાવે છે."

આ તેણીના બોલ સાંભળતાં કુમાર હાથમાં તરવાર નચાવતો બોલ્યો કે-'હે સુતનુ ! હું ક્ષત્રિય તને સહાય આપનાર છતાં જગત્ અક્ષત્રિય કેમ કહેવાશે ?' આવા આક્ષેપથી આવતા કુમાર તરફ યોગીએ સ્તંભિની-વિદ્યા મૂકી. તે જેમ નીરાગીપર રમણીય રમણીની દૃષ્ટિ નિષ્ફળ જાય, તેમ કુમારમાં નિષ્ફળ થઈ. આથી 'આ મહા પ્રભાવશાળી છે ' એમ સમજીને લજ્જા પામતો યોગી કહેવા લાગ્યો- 'પ્રકૃષ્ટ રૂપવતી આ બાળાને જોતાં કામથી આકુળ વ્યાકુળ થયેલ મેં વિદ્યાના બળથી અહીં લાવીને જે એ રીતે એની પ્રાર્થના કરી, એ બહુજ અયુક્ત થયું છે. હવે ફરીવાર હું એવું કદિ કરીશ નહિ.' ત્યારે કુમારે કહ્યું-'તેં વ્રત લીધેલ હોવાથી તારે બધી રમણીઓ વર્જનીય છે, તો બીજાને વરવામાં નિશ્ચય કરનાર આ બાળા તો અવશ્ય ત્યાજ્ય છે. કારણ કે-તે નેત્રો પર વજ્ર અથવા અગ્નિ પડો કે જે સદ્ભાવથી અજ્ઞાત વસ્તુમાં અનુરાગ કરાવે છે.'

એમ કુમારના વચનથી વિશેષ ખેદ પામતાં યોગીએ કહ્યું કે-' હે સત્પુરૂષ ! તું મારો પરમ ઉપકારી છે કે જે તેં મને આવા અન્યાય-માર્ગથી અટકાવ્યો. માટે હવે તારો શું પ્રત્યુપકાર કરૂં ? તથાપિ મારી પાસે રૂપનું પરાવર્ત્તન કરનાર વિદ્યા છે, માત્ર કૌતુકને માટે તું તે વિદ્યાનો સ્વીકાર કર.' એટલે પરપ્રાર્થનાના ભંગમાં ભીરૂ એવા તે કુમારે એ વિદ્યા ગ્રહણ કરી. પછી યોગીએ કહ્યું કે-' હે ભદ્ર ! તારા મુખ-કમળમાં, આ બાળાની દૃષ્ટિ વારંવાર લીન થાય છે, તેથી હું ધારૂં છું કે તું પોતેજ મણિચૂલ છે. ' ત્યારે મણિચૂલ બોલ્યો-' હે સુજ્ઞ ! તેં બુદ્ધિ-બળથી જે તર્ક કર્યો, તે સત્ય છે. નિપુણ જનો ઇંગિતાકારથી બીજાના સ્વરૂપને સમજી શકે છે.' ત્યારે યોગી બોલ્યો-' હે કુમાર ! જો એમ હોય તો આ બાળાનું પાણિગ્રહણ કરીને એના મનોરથ સફળ કરો.' એટલે કુમારે તે યોગી સમક્ષ તે બાળાનું પાણિગ્રહણ કર્યું અને તે બંનેએ તેજ અગ્નિકુંડને ફેરા દીધા. એવામાં યોગીએ કહ્યું કે-' મારો કરેલ અન્યાય પણ આ તમારા પાણિગ્રહણથી અવસરે ગ્રીષ્મઋતુ જેમ વૃષ્ટિરૂપ ફળ આપે, તેમ પરિણામે હિતકારી થઇ પડ્યો.' એમ કહીને યોગી ચાલ્યો ગયો. તેમજ કુમાર ચંદ્રલેખાને લઇને પો

આવાસના દ્વાર પાસે આવ્યો, તેવામાં આકાશમાં આવેલ કોઈ વિદ્યાધર બોલ્યો કે—

"સત્પુરૂષ ! તું પરોપકાર કરવામાં સદા તત્પર રહે છે—એમ સાંભળવામાં આવ્યું છે. તો શત્રુને સાધવામાં તું મને મદદ કર.' ત્યારે કુમારે સત્ત્વની પ્રકર્ષતાથી કહ્યું—'હે ભદ્ર ! તને સહાય કરીશ.' વિદ્યાધર બોલ્યો—'જો એમ હોય તો આ વિમાનપર આરોહણ કરો.' એટલે કુમાર તે વિમાનપર આરૂઢ થયો. જેથી કુમારને તે ખેચર, **વૈતાઢ્ય** પર્વતના અલંકારરૂપ એવા **વજ્રશાલ** નામે નગરમાં લેઇ ગયો અને ત્યાં વિદ્યાધરોના સ્વામી **વજ્રવેગ**ને તેણે સોંપ્યો. તેણે પણ સ્વાગતના સત્કારપૂર્વક કુમારને કહ્યું—'હે કુમાર ! **કનકશાલ** નગરના સ્વામી **કનકકેતુ** વિદ્યાધર સાથે મારે વિરોધ છે. તે વિશેષ પરાક્રમી હોવાથી હું તેને જીતી શકતો નથી. તેથી મેં **રોહિણી** દેવતાનું આરાધન કર્યું. એટલે તે દેવતાએ શત્રુના પરાજય માટે મને તારી સહાયતા લેવા સૂચવ્યું. તેથી **સુવેગ** વિદ્યાધરને મોકલીને તને અહીં બોલાવ્યો. માટે હે કુમાર ! કમળ–પત્ર સમાન દીર્ઘ લોચનવાળી **સુલોચના** નામની મારી પુત્રીને તું પરણ.' ત્યારે કુમાર બોલ્યો—'આ કાર્ય, એક તો મનને અભીષ્ટ અને તેમાં વળી તમે પ્રાર્થના કરી. તેથી ક્ષુધાતુરને નિમંત્રણ કરવા જેવું થયું.' પછી કુમારે સુલોચનાનું પાણિગ્રહણ કર્યું અને **ગગનગામિની** પ્રમુખ અનેક વિદ્યાઓ તેણે સાધી. એટલે તે કુમારને સૈન્યનાયક બનાવીને **વજ્રવેગ** કનકકેતુને જીત્યો. પછી વિદ્યાધરોથી સત્કાર પામતાં **મણિચૂલ**કુમાર કેટલોક કાળ ત્યાંજ રહ્યો.

હવે અહીં કામલેખા કુમારના વિરહમાં રાત્રિભર રોવા લાગી. પ્રભાતે તેણે પોતાના મકાન પાસે ચંદ્રલેખાને રૂદન કરતી જોઇ અને પૂછ્યું કે—'હે ભદ્રે ! તું શા માટે રૂદન કરે છે ?' તે બોલી—'મારો પતિ મને મૂકીને ક્યાંક ચાલ્યો ગયો.' આથી 'આ પણ મારા જેવી જ દુઃખી છે.' એમ ધારીને કામલેખાએ તેને પોતાની પાસે રાખી. તે બંને દુઃસહ વિરહ–દશાનો અનુભવ કરતી રહે છે.

એવામાં વજ્રવેગ વિદ્યાધરેંદ્રે વિસર્જન કરેલ કુમાર સુલોચના સાથે જયપુરમાં આવ્યો અને પોતાના ભવનના ઉદ્યાનમાં વિસામો લેવા બેઠો. ત્યાં પોતાની ત્રણે રમણીઓના મનની પરીક્ષા લેવા માટે કુમારે પોતાનું કુબ્જ ( કુબડા ) ...વું રૂપ બનાવી દીધું. જેથી સન્મુખ બેઠેલ હોવા છતાં તેને અન્ય સમાન મા-...ચના—'હા ! આર્યપુત્ર ! મને મૂકીને તમે ક્યાં ચાલ્યા ગયા ?' ...રતી રોવા લાગી. એવામાં કામલેખા અને ચંદ્રલેખાના તે જોવામાં ... 'પતિના વિરહપણામાં આ ત્રીજી પણ ભલે આપણી સાથે આ-...લતી તે બંને સુલોચનાને પોતાના મકાનમાં લઇ આવી.

કુબ્જે કહ્યું કે—' હે દેવ ! તમે ખેદ ન કરો ! એ વિદ્યાધર શું માત્ર છે ? ' એમ કહેતાં તે આકાશ ભણી ઉડ્યો અને વિદ્યાધરને જીતીને જયલક્ષ્મીને પાછી લાવ્યો.' આથી વધારે અચંબો પામતાં રાજાએ કુબ્જને કહ્યું કે—' અહો ! તારૂં ચરિત્ર તો લોકોત્તર છે. તેથી તું કોઈ દિવ્ય પુરૂષ લાગે છે. માટે પોતાનું યથાસ્થિત સ્વરૂપ પ્રગટ કર. ' એટલે તે સ્વાભાવિક સ્વરૂપમાં આવી ગયો. ત્યારે મદન સમાન તેનું પ્રકૃષ્ટ રૂપ જોઇને રાજા બોલ્યો કે—' અહો ! આ રૂપ તો એવાજ ગુણોને લાયક છે. '

એવામાં કુમારને ઓળખીને કોઇ ચારણ બોલ્યો કે—' આ મણિરથ રાજાનો પુત્ર મણિચૂલ જયવંત વર્ત્તે છે. ' એમ સાંભળતાં રાજાએ સંતુષ્ટ થઇને કહ્યું કે—' અહો ! આ તો મારાં પુણ્યનો પ્રકર્ષ કે આળસુના ઘરે આવેલ ગંગાની જેમ તું મારા આંગણે આવી ચડ્યો. આ કન્યા તને આપવાની હતી. એવી ધારણા તો અમે પ્રથમથીજ કરી રાખી હતી. વળી હે કુમાર ! અત્યારે તો તેં પોતાના પરાક્રમથીજ એને સ્વાધીન કરી લીધી છે. માટે હે રાજપુત્ર ! આ મારી જયલક્ષ્મી કન્યાનું પાણિગ્રહણ કર. ' એ પ્રમાણે રાજાના આગ્રહથી કુમાર જયલક્ષ્મીને પરણ્યો.

હવે અહીં તે ત્રણે રમણીઓના સાંભળવામાં આવ્યું કે—રાજાની પ્રાર્થનાથી કુબ્જ, દેવ સમાન સુંદર રૂપવાન્ થયો છે અને રાજાએ તેને પોતાની કન્યા પરણાવી છે. ' એ વૃત્તાંત સાંભળતાં તે ત્રણે કામલેખા વિગેરે હર્ષિત થઇ મુખને વિકસિત કરતી ત્યાં આવી અને કુમારને જોઇને કહેવા લાગી કે—' અમો ત્રણેનો આ પતિ છે. ' એ પ્રમાણે સાંભળતાં રાજાએ સંતુષ્ટ થઇને કહ્યું કે—' તમે પણ મારી પુત્રીઓ છો ' એમ કહીને વસ્ત્ર-આભરણાદિકથી તેમનો સત્કાર કર્યો. આથી કુમારે નિશ્ચય કર્યો કે—' શરીરના લક્ષણો શરીરની સાથે આવે છે. '

એકદા કુમારને પોતાના માતપિતાના દર્શન કરવાની ઉત્કંઠા થઇ. તેથી જયસેન રાજાની અનુમતિ લઇ તેણે મણિઓથી દેદીપ્યમાન એક મનોહર વિમાન વિકુર્વ્યું. તેના પર પોતાની ચારે પ્રિયાઓ સહિત આરૂઢ થઇને તે પોતાના નગરમાં આવ્યો. ત્યાં સ્ત્રીઓ સહિત તેણે પોતાની જનની અને જનકને પ્રણામ કર્યા. તેમણે આશીર્વાદ આપીને પોતાના પુત્ર તથા પુત્રવધૂઓને આનંદિત કરી. પોતાના પુત્રને ઋદ્ધિસહિત આવેલ જાણીને મણિરથ રાજાએ વિચાર કર્યો કે—' જે નગર થકી એકલો નીકળીને ચાલ્યો ગયો હતો અને આટલી સમૃદ્ધિ સાથે આવ્યો, તેથી એ કુમાર પૂર્ણ ભાગ્યશાળી છે. ' એમ ધારીને રાજા અત્યંત સંતુષ્ટ થયો. પછી શીલંધર નામના ગુરૂ પાસે રાજાએ ધર્મ-દેશના સાંભળી, તેથી તે વિષયસુખને વિષ સમાન માનવા લાગ્યો. એમ સંસાર પર વિરક્ત ભાવ થવાથી તેણે મણિચૂલને રાજ્ય પર બેસારીને પોતે દીક્ષા અંગીકાર કરી. એટલે મણિચૂલરાજા અસ્ખલિત શાસનથી પોતાનું રાજ્ય ચલાવવા લાગ્યો.

હવે એકદા **મણિરથ** રાજર્ષિ કેવલજ્ઞાન પામ્યા અને તે વિહાર કરતા કરતા મણિમંદિર નગરના ઉદ્યાનમાં પધાર્યા. તે સાંભળતાં **મણિચૂલરાજા** અત્યંત હર્ષ પામ્યો. તેમને વંદન-કરવાને હસ્તીપર આરૂઢ થઇ, ધવલ છત્ર તથા ઇંદ્રની જેમ શ્વેત ચામરોથી બિરાજમાન થઇને તે ચાલ્યો. માર્ગે ચાલતાં જાણે સાક્ષાત્ પાપપુંજ હોય તેવો એક ભિક્ષુક, રાજાના જોવામાં આવ્યો કે જે ચાલવાને પણ અસમર્થ હતો, જેના મુખમાંથી દાંત બધા પડી ગયા હતા, જેના શરીરનો વર્ણ પણ શ્યામ હતો, હાથ-પગ જેના છેદાયેલ હતા, જેનું શરીર, કૃમિ તથા કુષ્ટ-રોગથી નષ્ટ થયેલ હતું તથા અસંખ્ય મક્ષિકાઓ જેનાપર ભ્રમણ કરી રહી હતી. આવી સ્થિતિમાં તે ભિક્ષુકને જોતાં રાજાના હૃદયમાં અત્યંત કરૂણા જાગ્રત થવાથી તે ચિંતવવા લાગ્યો કે—'અહા ! આ બિચારો પોતાના પૂર્વના દુષ્કૃતનું ફળ ભોગવે છે.' પછી ઉદ્યાનમાં આવતાં રાજાએ પોતાના રાજચિન્હોનો ત્યાગ કરીને, દેવતાએ રચેલ કનક-કમળપર બિરાજમાન **મણિરથ** કેવલી રાજર્ષિને વંદન કર્યું અને ત્યાં ઉચિત સ્થાને બેસીને ભવ વિરાગના કારણરૂપ તે દેશના સાંભળવા લાગ્યો. પછી અવસરે રાજાએ તે ભિક્ષુકનો વ્યતિકર પૂછતાં, કેવલી ભગવંત બોલ્યા કે—

'પૂર્વભવમાં જિનેશ્વરની પૂજા કરવાથી તું અત્યારે રાજ્ય-સુખ ભોગવે છે અને તેણે જિનેશ્વરની નિંદા કરેલ, તેથી તેના પરિણામે ભિક્ષુક અને દુઃખી થઇને એ ભમ્યા કરે છે.' એ પ્રમાણે સાંભળતાં રાજાએ પ્રશ્ન કર્યો કે—'હે ભગવન ! એ શી રીતે ?' ત્યારે ગુરૂ બોલ્યા કે—'સોમે પૂર્વજન્મમાં જિનપૂજા કરી, તેથી તેનું ફળ, તું રાજ્ય પામ્યો અને ભીમે જિન ભગવંતની નિંદા કરી, તેથી તેના ફળને ભોગવવા એ ભિક્ષુક થયો. વળી અનેક પ્રકારના દુઃખો ભોગવતાં એ સંસાર-વનમાં ભ્રમણ કરશે.' એમ સાંભળવાથી જાતિસ્મરણ-જ્ઞાન પામતાં મણિ-ચૂલ રાજાએ કહ્યું કે—'હે ભગવન્ ! આપ કહો છો, તે બધું સત્ય છે.' પછી મનમાં સંવેગ લાવતાં રાજાએ સમ્યક્ત્વનો સ્વીકાર કર્યો. એટલે તે જિનમંદિર, જિનપ્રતિમા, જિન-રથયાત્રા વિગેરે કરાવવામાં તત્પર થયો તેમજ મુનિજનની સેવા કરવામાં તે વિશેષ આદરયુક્ત થઇને ચિરકાલ પોતાનું રાજ્ય પાળવા લાગ્યો. પ્રાંતે પોતાના પુત્રને રાજ્યપર બેસારી મણિચૂલ રાજાએ દીક્ષા ગ્રહણ કરી અને અનશન આરાધી સમાધિપૂર્વક મરણ પામીને તે સ્વર્ગે ગયો અને અનુક્રમે તે મોક્ષ-નગરનો અધિકારી થશે."

—※—

# પ્રકરણ ૩ જું.

## ભક્તિપૂર્વક કરેલ જિનપૂજા ઉપર પદ્મોતરની કથા.

( હવે શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે )—

" હે રાજન્! શ્રેષ્ઠ પુષ્પ,, ગંધ, અક્ષત, ફળ, જળ, નૈવેદ્ય, ધૂપ અને દીપ—એમ અષ્ટ પ્રકારની જિનપૂજા, આઠ પ્રકારના કર્મનો નાશ કરે છે. એ આઠમાંના કોઇપણ પ્રકારે ભક્તિપૂર્વક કરેલ જિનપૂજાથી **નંદન** પ્રમુખ ઘણા લોકો કલ્યાણની પરંપરાને પામ્યા છે." ત્યારે રાજાએ પૂછયું—'હે ભગવન્! એ શી રીતે?' એટલે ગુરૂમહારાજ કહેવા લાગ્યા કે—

### પદ્મોત્તર રાજાની કથા.



આ ભરતક્ષેત્રમાં આવેલ **કાશી** દેશમાં **વારાણસી** નામે નગરી છે. ' આ સદશ છે ' એમ ધારીને વિબુધ ( દેવ અથવા સુજ્ઞ ) જનને સેવનીય તેમજ પુણ્ય ( પૂર્ણ ) ઉદયથી શોભતી એવી **ગંગા** નદી, સ્નેહથી સખીની જેમ જે નગરીને સદા સેવી રહી છે. ત્યાં **જયવર્મા** નામે રાજા હતો કે સમસ્ત શત્રુઓને વશ કરનાર જેની તરવાર તે જયલક્ષ્મીના કસ્તૂરીના તિલક સમાન શોભતી હતી. વળી ત્યાં અગણિત ધનયુક્ત તથા શંખ સમાન નિર્મળ એવો **શંખ** નામે શેઠ હતો. તેને આજ્ઞાકારી એવો **નંદન** નામે કુલપુત્ર હતો. એક દિવસે ગામડાથી આવતાં તેણે સરોવરમાં સ્નાન કર્યું. ત્યાં શ્રેષ્ઠ સહસ્રપત્ર (કમળ) જોવામાં આવતાં, તેને લઇને તે ચાલ્યો. તે વખતે ચાર કન્યાઓએ તેને જોઇને કહ્યું કે—'અહો! આ સહસ્રપત્ર ( હજાર પાંખડીવાળું કમળ ) ઉત્તમ છે. તેથી ઉત્તમનેજ યોગ્ય છે.'' નંદન બોલ્યો—' હું તેવા ઉત્તમનેજ અર્પણ કરીશ. ' ત્યારે કન્યાઓ બોલી—' એમ કરવુંજ યોગ્ય છે. ' પછી નંદને વિચાર કર્યો કે—'મારે તો શ્રેષ્ઠી ઉત્તમ છે. માટે તેનેજ આ અર્પણ કરીશ ' એમ ધારીને તે શેઠના ઘરે ગયો અને તેણે તે કમળ શેઠને બતાવ્યું. ત્યારે શ્રેષ્ઠીએ કહ્યું—'આ કમળ ઉત્તમ છે, માટે ઉત્તમનેજ યોગ્ય છે. ' નંદન બોલ્યો—' મારે તો તમેજ ઉત્તમ છો.' શ્રેષ્ઠીએ જણાવ્યું —'મારા કરતાં પણ પ્રધાન ઉત્તમ છે. ' ત્યારે નંદને કહ્યું—' તો તે મને બતાવો. ' એટલે—' આ ધન્ય છે ' એમ ધારીને શ્રેષ્ઠીએ નંદનને પ્રધાન બતાવ્યો. પછી તે અમાત્ય પાસે ગયો. ત્યારે તેણે તેને પોતાના કરતાં ઉત્તમ રાજા બતાવ્યો. એમ રાજાએ ગુરૂ અને ગુરૂએ તેને જિનમંદિરમાં ભગવંત ઉત્તમ બતાવ્યા. આથી નંદને સહસ્રપત્રથી તીર્થંકર ભગવાનની પૂજા કરી. વળી ગુરૂએ તેને ભગવંતના ગુણો કહી બતાવ્યા. નંદનાદિકને તે બહુમાન્ય થયા. વળી હલુકર્મી હોવાથી તેમણે સમ્યકત્વનો આદર કર્યો, જેથી ભોગફળરૂપ કર્મ ઉપાર્જન કર્યું. કન્યાઓએ

પણ અનુમોદનથી બહુ પુણ્ય ઉપાર્જન કર્યું. એમ કેટલોક કાળ વ્યતીત થયો. પછી આયુ પૂર્ણ થતાં નંદન મરણ પામ્યો.

હવે ચોતરફ આરામની રમણીયતાથી **નંદનવનને** જીતનાર એવું **નંદનપુર** નામે નગર છે. ત્યાં શત્રુ–રાજાઓને સતાવનાર **તારાપીડ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સમસ્ત અંતઃપુરના સારભૂત **સુતારા** નામે રાણી હતી. નંદનનો જીવ તેણીના ઉદરમાં આવતાં રાત્રે તેણે સ્વપ્નમાં ઉછળતા તરંગોથી વિરાજમાન, **પદ્મસરોવર** દીઠું. એટલે સુખપૂર્વક જાગ્રત થઇને તેણે તે સ્વપ્ન રાજાને કહી સંભાળ્યું. જે સાંભળતાં રાજાએ તેણીને કહ્યું કે—'હે દેવી! તને પ્રધાન પુત્ર થશે.' રાણીએ એ વચન સ્વીકારી લીધું. પછી અવસરે તેણીને એવો દોહલો ઉત્પન્ન થયો કે—'હું દીનાદિકને મહાદાન આપું અને પદ્મસરોવરમાં ક્રીડા કરૂં.' રાજાએ એ દોહલો તેણીને પૂર્ણ કરાવ્યો. પછી અવસર થતાં રાણીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો કે જેની દેહકાંતિના પ્રસરવાથી ગર્ભગૃહનો અંધકાર બધો નિરસ્ત થઇ ગયો. રાજાએ મહાઋદ્ધિપૂર્વક તેનું વર્ધાપન કર્યું અને એક માસ થતાં તેનું **પદ્મોત્તર** એવું નામ રાખ્યું. અનુક્રમે દેહોપચયથી વૃદ્ધિ પામી તરૂણ થતાં તેને રાજાએ બધી કળાઓમાં નિપુણ કરાવ્યો.

હવે તે ચારે કન્યાઓ મરણ પામીને તેમાંની બે તે, **આયામુખી** નગરીના **જયનરેંદ્રની પદ્મિની** અને **કુમુદિની** નામે પુત્રીઓ થઇ, તેમજ બીજી બે તે, **હસ્તિનાપુરના સિંહ** રાજાની **વિભ્રમવતી** અને **વિલાસવતી** નામે બે પુત્રીઓ થઇ.

એકદા તારૂણ્યયુક્ત, નિરૂપમ રૂપ અને લાવણ્યપૂર્ણ એવી પોતાની કન્યાઓને જોતાં જયનરેંદ્રને ચિંતા થઇ પડી કે—'એમનો શ્રેષ્ઠ વર કોણ થશે?' પછી તે રાજાએ દેશાંતરોથી રાજપુત્રોનાં ચિત્રો મગાવીને પદ્મિની અને કુમુદિનીને બતાવ્યાં, પરંતુ તેમની દૃષ્ટિ ક્યાંય પણ વિરામ ન પામી, પણ **પદ્મોત્તર** કુમારના ચિત્રને જોતાં તે કહેવા લાગી કે—'અમૃતના તરંગની જેમ લોચનને સંતોષ પમાડનાર શું આ કોઇ દેવકુમાર છે? કારણ કે મનુષ્યોમાં આવું રૂપ સંભવતું નથી.' એમ સાંભળતાં તેમની નિપુણ સખીઓએ કહ્યું કે—'હે પદ્માક્ષી! આ દેવકુમાર નથી; પરંતુ નંદનપુરના સ્વામીનો એ પદ્મોત્તર કુમાર છે.' એ પ્રમાણે સાંભળીને કુમારીઓના મનમાં અનુરાગ ઉછળવા લાગ્યો અને તે રોમાંચના મિષથી સર્વાંગે બહાર પ્રગટ જણાઈ આવ્યો. તેમનું ભાલમંડળ તે પસીનાના જળબિંદુઓથી રમણીય થઇ ગયું અને જાણે કામના બાણોથી તાડન પામ્યા હોય તેમ તેમના અવયવો બધાં કંપવા લાગ્યાં. એક તેજ કુમારની ચિંતામાં રાત્રે તેમને નિદ્રા આવતી ન હતી અને દીવાની શિખા સમાન ગરમાગરમ નિઃશ્વાસ તેઓ મૂકતી હતી. ચંદ્ર સમાન શીતલ ચંદનના દ્રવથી મિશ્રિત જળનો

# પ્રકરણ ૩ જું.

## ભકિતપૂર્વક કરેલ જિનપૂજા ઉપર પદ્મોતરની કથા.

(હવે શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે)—

" હે રાજન્! શ્રેષ્ઠ પુષ્પ,, ગંધ, અક્ષત, ફળ, જળ, નૈવેદ્ય, ધૂપ અને દીપ-એમ અષ્ટ પ્રકારની જિનપૂજા, આઠ પ્રકારના કર્મનો નાશ કરે છે. એ આઠમાંના કોઇપણ પ્રકારે ભકિતપૂર્વક કરેલ જિનપૂજાથી **નંદન** પ્રમુખ ઘણા લોકો કલ્યાણની પરંપરાને પામ્યા છે." ત્યારે રાજાએ પૂછયું—'હે ભગવન્! એ શી રીતે?' એટલે ગુરૂમહારાજ કહેવા લાગ્યા કે—

### પદ્મોત્તર રાજાની કથા.



આ ભરતક્ષેત્રમાં આવેલ **કાશી** દેશમાં **વારાણસી** નામે નગરી છે. 'આ સદશ છે' એમ ધારીને વિબુધ (દેવ અથવા સુજ્ઞ) જનને સેવનીય તેમજ પુણ્ય (પૂર્ણ) ઉદયથી શોભતી એવી **ગંગા** નદી, સ્નેહથી સખીની જેમ જે નગરીને સદા સેવી રહી છે. ત્યાં **જયવર્મા** નામે રાજા હતો કે સમસ્ત શત્રુઓને વશ કરનાર જેની તરવાર તે જયલક્ષ્મીના કસ્તૂરીના તિલક સમાન શોભતી હતી. વળી ત્યાં અગણિત ધનયુકત તથા શંખ સમાન નિર્મળ એવો **શંખ** નામે શેઠ હતો. તેને આજ્ઞાકારી એવો **નંદન** નામે કુલપુત્ર હતો. એક દિવસે ગામડાથી આવતાં તેણે સરોવરમાં સ્નાન કર્યું. ત્યાં શ્રેષ્ઠ સહસ્રપત્ર (કમળ) જોવામાં આવતાં, તેને લઇને તે ચાલ્યો. તે વખતે ચાર કન્યાઓએ તેને જોઇને કહ્યું કે—'અહો! આ સહસ્રપત્ર (હજાર પાંખડીવાળું કમળ) ઉત્તમ છે. તેથી ઉત્તમનેજ યોગ્ય છે.' નંદન બોલ્યો—' હું તેવા ઉત્તમનેજ અર્પણ કરીશ.' ત્યારે કન્યાઓ બોલી-'એમ કરવુંજ યોગ્ય છે.' પછી નંદને વિચાર કર્યો કે—'મારે તો શ્રેષ્ઠી ઉત્તમ છે. માટે તેનેજ આ અર્પણ કરીશ' એમ ધારીને તે શેઠના ઘરે ગયો અને તેણે તે કમળ શેઠને બતાવ્યું. ત્યારે શ્રેષ્ઠીએ કહ્યું—'આ કમળ ઉત્તમ છે, માટે ઉત્તમનેજ યોગ્ય છે.' નંદન બોલ્યો-' મારે તો તમેજ ઉત્તમ છો.' શ્રેષ્ઠીએ જણાવ્યું—'મારા કરતાં પણ પ્રધાન ઉત્તમ છે.' ત્યારે નંદને કહ્યું—'તો તે મને બતાવો.' એટલે-' આ ધન્ય છે' એમ ધારીને શ્રેષ્ઠીએ નંદનને પ્રધાન બતાવ્યો. પછી તે અમાત્ય પાસે ગયો. ત્યારે તેણે તેને પોતાના કરતાં ઉત્તમ રાજા બતાવ્યો એમ રાજાએ ગુરૂ અને ગુરૂએ તેને જિનમંદિરમાં ભગવંત ઉત્તમ બતાવ્યા. આથી નંદને સહસ્રપત્રથી તીર્થંકર ભગવાનની પૂજા કરી. વળી ગુરૂએ તેને ભગવંતના ગુણો કહી બતાવ્યા. નંદનાદિકને તે બહુમાન્ય થયા. વળી હલુકર્મી હોવાથી તેમણે સમ્યકત્વનો આદર કર્યો, જેથી ભોગફળરૂપ કર્મ ઉપાર્જન કર્યું. કન્યાએ

પણ અનુમોદનથી બહુ પુણ્ય ઉપાર્જન કર્યું. એમ કેટલોક કાળ વ્યતીત થયો. પછી આયુ પૂર્ણ થતાં નંદન મરણ પામ્યો.

હવે ચોતરફ આરામની રમણીયતાથી નંદનવનને જીતનાર એવું **નંદનપુર** નામે નગર છે. ત્યાં શત્રુ–રાજાઓને સતાવનાર **તારાપીડ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સમસ્ત અંતઃપુરના સારભૂત **સુતારા** નામે રાણી હતી. નંદનનો જીવ તેણીના ઉદરમાં આવતાં રાત્રે તેણે સ્વપ્નમાં ઉછળતા તરંગોથી વિરાજમાન, **પદ્મસરોવર** દીઠું. એટલે સુખપૂર્વક જાગ્રત થઇને તેણે તે સ્વપ્ન રાજાને કહી સંભાવ્યું. જે સાંભળતાં રાજાએ તેણીને કહ્યું કે—'હે દેવી! તને પ્રધાન પુત્ર થશે.' રાણીએ એ વચન સ્વીકારી લીધું. પછી અવસરે તેણીને એવો દોહલો ઉત્પન્ન થયો કે—'હું દીનાદિકને મહાદાન આપું અને પદ્મસરોવરમાં ક્રીડા કરૂં.' રાજાએ એ દોહલો તેણીને પૂર્ણ કરાવ્યો. પછી અવસર થતાં રાણીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો કે જેની દેહકાંતિના પ્રસરવાથી ગર્ભગૃહનો અંધકાર બધો નિરસ્ત થઇ ગયો. રાજાએ મહાઋદ્ધિપૂર્વક તેનું વર્ધાપન કર્યું અને એક માસ થતાં તેનું **પદ્મોત્તર** એવું નામ રાખ્યું. અનુક્રમે દેહોપચયથી વૃદ્ધિ પામી તરૂણ થતાં તેને રાજાએ બધી કળાઓમાં નિપુણ કરાવ્યો.

હવે તે ચારે કન્યાઓ મરણ પામીને તેમાંની બે તે, **આયાસુખી** નગરીના **જયનરેંદ્ર**ની **પદ્મિની** અને **કુમુદિની** નામે પુત્રીઓ થઇ, તેમજ બીજી બે તે, **હસ્તિનાપુર**ના **સિંહ** રાજાની **વિભ્રમવતી** અને **વિલાસવતી** નામે બે પુત્રીઓ થઇ.

એકદા તારૂણ્યયુક્ત, નિરૂપમ રૂપ અને લાવણ્યપૂર્ણ એવી પોતાની કન્યાઓને જોતાં જયનરેંદ્રને ચિંતા થઇ પડી કે—'એમનો શ્રેષ્ઠ વર કોણ થશે?' પછી તે રાજાએ દેશાંતરોથી રાજપુત્રોનાં ચિત્રો મગાવીને પદ્મિની અને કુમુદિનીને બતાવ્યાં, પરંતુ તેમની દૃષ્ટિ ક્યાંય પણ વિરામ ન પામી, પણ પદ્મોત્તર કુમારના ચિત્રને જોતાં તે કહેવા લાગી કે—'અમૃતના તરંગની જેમ લોચનને સંતોષ પમાડનાર શું આ કોઇ દેવકુમાર છે? કારણ કે મનુષ્યોમાં આવું રૂપ સંભવતું નથી.' એમ સાંભળતાં તેમની નિપુણ સખીઓએ કહ્યું કે—'હે પદ્માક્ષી! આ દેવકુમાર નથી; પરંતુ નંદનપુરના સ્વામીનો એ પદ્મોત્તર કુમાર છે.' એ પ્રમાણે સાંભળીને કુમારીઓના મનમાં અનુરાગ ઉછળવા લાગ્યો અને તે રોમાંચના મિષથી સર્વાંગે બહાર પ્રગટ જણાઈ આવ્યો. તેમનું ભાલમંડળ તે પસીનાના જળબિંદુઓથી રમણીય થઇ ગયું અને જાણે કામના બાણોથી તાડન પામ્યા હોય તેમ તેમના અવયવો બધાં કંપવા લાગ્યાં. એક તેજ કુમારની ચિંતામાં રાત્રે તેમને નિદ્રા આવતી ન હતી અને દીવાની શિખા સમાન ગરમાગરમ નિઃશ્વાસ તેઓ મૂકતી હતી. ચંદ્ર સમાન શીતલ ચંદનના દ્રવથી મિશ્રિત જળનો

સંયોગ તેમને સંતાપ ઉપજાવતો તેમજ તમ પત્થરની જેમ પુષ્પ-શય્યામાં પણ તેઓ રતિ પામતી ન હતી. આવી વિષમાવસ્થા ભોગવતી તે બંને પોતપોતાની સખીઓને કહેતી કે—' ભલે, રૂપમાં દેવકુમારને પણ જીતનાર હોય, છતાં પદ્મકુમાર સિવાય અમે બીજા કોઈ પુરૂષને વરવાની નથી.' આ તેમનો મનોગત ભાવ જાણવામાં આવતાં જયનરેંદ્રનું મન શાંત થયું. પછી તેણે પોતાના ઘણા પરિજનો તેમજ પુષ્કળ ધન આપીને પદ્મ સમાન મુખવાળી એવી પદ્મિની અને કુમુદિની બંને કુમારીઓને, પદ્મોત્તર કુમારને પરણાવવા માટે મોકલી આપી.

હવે અહીં વિભ્રમવતી અને વિલાસવતી બંને કુમારીઓ પોતાના પિતા **સિંહનરેંદ્ર**ને પ્રણામ કરવા માટે રાજસભામાં આવી. તેમને જોઇને રાજાએ કહ્યું કે—' અહો ! એમનું રૂપ જગતને આશ્ચર્ય પમાડે તેવું છે, એમનું લાવણ્ય અસાધારણ છે, એમના દરેક અવયવમાં સુંદરતાનો નિવાસ છે, એમની લીલા, જોનારને સંતોષ પમાડે તેવી છે તેમજ એમનામાં કળા-કૌશલ અદ્ભુત છે. તેથી હું ધારૂં છું કે—'એમને લાયક કોઇ પુરૂષ નહિ હોય. તેથી એમનું પાણિગ્રહણ અત્યંત ગહન લાગે છે.' એ ચિંતાથી મારૂં હૃદય આકુળ વ્યાકુળ બની ગયું છે.' એમ સાંભળતાં **વિમલમતિ** નામના પ્રધાન પુરૂષે કહ્યું—' હે દેવ ! આપની આજ્ઞાથી હું નંદનપુરમાં ગયો હતો. ત્યાં તારાપીડ રાજાના નંદન **પદ્મકુમાર**ને મેં જોયો કે જેનું મુખ ચંદ્ર સમાન છે, જેના લોચન કમળના પત્ર સમાન છે, જેનું વક્ષસ્થલ તે કનકની શિલા સમાન વિશાલ છે, જેની ભુજાઓ અર્ગલા સમાન લાંબી છે, જેના હાથ, પગ અશોક વૃક્ષના પલ્લવ સમાન રક્ત છે તથા જેની સુંદરતા તે અમરસૌંદર્યને હઠાવે તેવી છે. માટે હે રાજેંદ્ર ! રતિ અને પ્રીતિને જેમ કામદેવ તથા ગૌરી અને ગંગાને જેમ મહાદેવ, તેમ એ કુમારીઓને તે વર લાયક છે.'

એવામાં કુમારીઓની એક **કામસેના** નામની સખી બોલી કે—' એક દિવસે મેં માગધવનિતા પાસે આ ગાથા સાંભળી હતી—

" विणएण गुरु सद्धाइ देवया बुह–यणो विवेएण ।
सब्भावेणं सुयणो घेप्पइ हियएण वर–महिला " ॥

**અર્થ**—વિનયથી ગુરૂ, શ્રદ્ધાથી દેવતા, વિવેકથી બુધજન, સદ્ભાવથી સુજન અને હૃદય-સ્નેહથી શ્રેષ્ઠ રમણી વશ થાય છે.

એ ગાથા સાંભળતાં કુમારીઓએ પૂછયું કે—' આ ગાથા કોણે બનાવેલ છે ? ' ત્યારે માગધવનિતા બોલી કે—' આ ગાથા પદ્મોતર કુમારે બનાવી છે.' કુમારીઓ બોલી—' અહો ! ગાથા તો મનોહર, સરસ અને મહા અર્થવાળી લાગે છે. એ ગાથાના અનુમાનથી તે કુમાર પંડિત અને સકલ ગુણોનું નિધાન જણાય

છે ' ત્યારથી પદ્મોત્તર કુમારના ગુણકીર્ત્તન કરતી અને અન્ય કાર્યનો ત્યાગ કરીને કુમારીઓ કાળ નિર્ગમન કરવા લાગી. એ વૃત્તાંત રાજાના જાણવામાં આવતાં તેણે કહ્યું કે—' ગુણના એક નિધાનરૂપ પદ્મોત્તર કુમાર પર એ કુમારીઓનો અનુરાગ થયો છે, તે યોગ્યજ છે. વળી એ તો ઉકાળેલ દુધમાં સાકર મળવા જેવું થયું છે. તેમજ હું પણ વિવાહની ચિંતામાં વ્યાકુળ હતો, તે હવે એ કાળજીથી નિવૃત્ત થયો. '

પછી પ્રશસ્ત દિવસે રાજાએ હસ્તી, અશ્વો અને ધન-ભંડારસહિત કુમારીઓ પદ્મોતર કુમારને પરણાવવા માટે મોકલી. એમ એકજ દિવસે દેવાંગના સમાન સુંદરાંગી તે ચારે કુમારીઓ નંદનપુરમાં આવી. રાજકુમારીઓને આવેલ સાંભળી તારાપીઠ રાજાએ અત્યંત સંતોષ પામી તેમને તથા તેમના બધા પરિજનોને સારો આદર સત્કાર કર્યો. કુમારીઓનો પોતાના પર અનુરાગ જાણીને પદ્મોત્તર કુમાર પણ તેમનાપર અનુરક્ત થયો. કારણ કે રક્તપર અનુરક્ત થવું યોગ્ય છે. પછી કુમારે દિશાઓની જેમ તે ચારે રાજકુમારીઓનું એકી સાથે પાણિગ્રહણ કર્યું, અને તેમની સાથે વિષયસુખ ભોગવતાં તે દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

હવે તારાપીઠ રાજાએ પરભવમાં સહાય કરનાર ધર્મ સાંભળતાં સંવેગ પામી તૃણની જેમ રાજ્યનો ત્યાગ કરીને ગુરૂ મહારાજ પાસે તેણે દીક્ષા અંગીકાર કરી. એટલે પદ-પંકજે આવીને નમસ્કાર કરતા અન્ય રાજાઓને યોગ્ય સન્માન આપતાં અને નીતિની જેમ પોતાની ચાર પત્નીઓમાં અનુરક્ત થતાં પદ્મોત્તર રાજા રાજ્ય કરવા લાગ્યો.

એવામાં ' અન્ય કોઇ રાજાની આવી રૂપવતી રાણીઓ નથી ' એવી પદ્મોત્તર રાજાની પ્રસિદ્ધિ થવા લાગી. એ વાત, અયોધ્યાના સ્વામી દેવગુપ્ત રાજાના સાંભળવામાં આવી. એટલે તેણે પદ્મોત્તર રાજાને દૂત મોકલીને જણાવ્યું કે— ' તારી રમણીઓ મને સોંપી દે. ' ત્યારે પદ્મોત્તરે તેના જવાબમાં કહેવરાવ્યું કે— " અહો ! એ અનુચિત કેમ આચરે છે ? કુશળમતિના પુરૂષને પરરમણીનો અભિલાષ કરવો તે પણ અનુચિત છે, ત્યારે તેવું અયોગ્ય વચન તો શી રીતે બોલી શકાય ? વળી ઉન્માર્ગે ચાલતા સમસ્ત લોકોને રાજા શિક્ષા કરે છે, તો હે મૂઢ ! પરસ્ત્રીની માગણી કરતાં તું કેમ લજ્જા પામતો નથી ? "

એટલે દેવગુપ્તે કહ્યું—' એવી વાતો કરવાની કંઈ જરૂર નથી, પણ એ તારીથી રમણીય રમણીઓ મને મોકલાવી દે. જો તારે પોતાનું ભલું ઇચ્છવું હોય તો ઠીક, નહિ તો હું તારૂં રાજ્ય પણ છીનવી લઇશ. ' ત્યારે પદ્મોત્તરે કહ્યું—' અંધ માણસ કરતાં સારો કે જે પરનો ઉપદેશ સાંભળતાં ઉન્માર્ગથી નિવૃત્ત થાય છે, પણ

૧૮ ારામાં વિસ્તાર પા..

બળીને ભસ્મરૂપ થઈ ગઇ. હવે રાજાએ જેટલામાં તેને જલાંજલિ આપી નથી, તેટલામાં રૂધિરથી ખરડાયેલા શરીરે તે ખેચર પાછો આવ્યો અને હસીને કહેવા લાગ્યો કે—' હે નરનાથ! ઉપશમથી જેમ ક્રોધ જીતાય, તેમ તે દુષ્ટ ખેચરને મેં જીતી લીધો. વળી રમણીનું રક્ષણ કરતાં તમે પણ મારા પર મોટો ઉપકાર કર્યો. માટે હવે મારી પ્રમદા મને પાછી સોંપો.' એમ સાંભળતાં રાજા શોકાતુર અને વિલક્ષ થઇને ચિંતવવા લાગ્યો કે—' અહો! વિપરીત થયું ' એમ વ્યાકુળ થતાં તે સંમોહ પામ્યો. એટલે રાજાની તેવી અવસ્થા જાણીને પેલા માયાવી વિદ્યાધરે ઢોલકી વગાડીને કહ્યું કે—' આર્ત્તધ્યાનને રોકવામાં સંવર સમાન, અચળ યશ સ્થાપનાર તથા ઇંદ્રજાળમાં કુશળતા મેળવનાર એવા આ દ્રજાલિકના ચરણે નમસ્કાર કરો.' એમ સાંભળતાં રાજાએ વિચાર કર્યો કે—' અહો! આ તો બધી ઇંદ્રજાળ છે.' પછી રાજાએ એક લક્ષ દાનથી ઇંદ્રજાલિકને સંતુષ્ટ કર્યો.

આ બધી વિચિત્રતા સાક્ષાત નજરે નિહાળતાં રાજાએ વિચાર કર્યો કે—' અહો! આ સંસાર ઇંદ્રજાળ સમાન છે. તેમાં જીવ, નટની જેમ અનેક પ્રકારનાં રૂપોને ધારણ કરે છે. અહીં કારણ શું હશે?' તેવામાં ભવ-દુઃખને દલિત કરનાર એવા **દુષ્કાંત** ( દુઃખાંત ) નામે ગુરૂ ત્યાં પધાર્યા. તેમને વંદન કરવાને રાજા પોતાની ચાર રાણીઓ સહિત આવ્યો અને ગુરૂને વંદન કરીને તે સન્મુખ બેઠો. ત્યારે દેશના આપતાં ગુરૂ બોલ્યા કે—' હે નરનાથ! ઇંદ્રજાળ સમાન આ સંસારમાં જીવ, ધર્મથી શુભ રૂપને અને અધર્મથી અશુભ રૂપને ધારણ કરે છે.' ત્યારે રાજાએ પૂછ્યું કે—' હે ભગવન્! પૂર્વ ભવમાં મેં એવું શું કર્યું? કે જેથી આવી સુખ-સંપત્તિને હું પામ્યો.' એટલે ગુરૂ મહારાજે તેને પૂર્વનો ભવ કહી બતાવ્યો. જે સાંભળતાં રાજાએ કહ્યું—' હે ભગવન્! હવે પછી હું શું પામીશ?' ગુરૂ બોલ્યા—' હે નૃપ! આવતા ભવમાં તું દેવલોક પામીશ અને તે પછી સાતમા ભવમાં મોક્ષ સુખનો અધિકારી થઇશ.' આથી હર્ષ પામતાં ગ્રંથિભેદથી રાજા સમ્યક્ત્વ પામ્યો અને તેણે ગૃહસ્થ વ્રત ( શ્રાવકધર્મ ) નો સ્વીકાર કર્યો. પછી ગુરૂ મહારાજના કહેવા પ્રમાણે તે સદ્ગતિના સુખનું ભાજન થયો.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે )—

"હે રાજેંદ્ર! જિનેશ્વરની આગળ પરમ ભક્તિથી દીપક ધરાવીને **ગંધભદ્રા** વિગેરેએ સુખ પ્રાપ્ત કર્યું. તેની કથા આ પ્રમાણે છે—

## પ્રકરણ ૪ થું.

### દીપપૂજા ઉપર દીપશિખની કથા.



આ જ ભરત ક્ષેત્રમાં શ્વેતવિકા નામે નગરી છે કે જ્યાં ઉન્નત મકાનોની અગાસીપર જઇને ચંદ્રમાના લાંછનરૂપ હરિણના લોચન જોવાથી જ જાણે રમણીઓ વિલાસયુક્ત દૃષ્ટિવાળી થઇ હોય તેવી ભાસતી હતી, ત્યાં વિજયવર્મ નામે રાજા હતો કે જે માળી જેમ આરામની લતાઓને સંભાળે તેમ શ્રેષ્ઠ નીતિરૂપ નીકમાં પ્રસરતા ધર્મરૂપ જળથી પ્રજાઓનું પાલત કરતો હતો. તેની જયા નામે રાણી હતી કે જેણે શીલથી રૂપને, વિનયથી પ્રભુતાને, શમથી મતિને અને આદરથી દાનને શણગારીને પોતાના ગુણોને વધારે શોભાયમાન બનાવ્યા હતા. હવે તેજ નગરીમા ગંધભદ્રા નામે કર્મકરી (મજુરી કરનાર) સ્ત્રી હતી. એક દિવસે તેણે જિનેશ્વરની આગળ દીપક ધરાવવાનું એવું પુણ્ય સાંભળ્યું કે—'ભગવંતને દીપક ધરાવવાથી સુંદર શરીર, શુદ્ધ બુદ્ધિ, પૂર્ણ ઇંદ્રિયો, તેમજ સર્વોત્તમ પ્રભુત્વ પ્રાપ્ત થાય છે.' એમ સાંભળતાં તેને શ્રદ્ધા ઉત્પન્ન થઇ. પછી દીપના ઉત્સવ (આંગી) માં તેણે જિનમંદિરે ન્યાયોપાર્જિત તેલનો દીવો આપ્યો. તેણે પૂર્ણ શ્રદ્ધાથી આપેલ હોવાથી તે દીવો વ્યાઘાત વિના પ્રજ્વલિત રહ્યો. આ વખતે ભાવોલ્લાસથી તેણે પરભવનું આયુષ્ય ઉપાર્જન કર્યું.

પછી વખત જતાં ગંધભદ્રા મરણ પામીને એજ નગરીના વિજયવર્મ્મ રાજાની રાણી જયાના ઉદરમાં પુત્રપણે આવીને ઉત્પન્ન થઈ. એટલે રાણીએ તેજ રાત્રે સ્વપ્નમાં પોતાના મુખમાં પ્રવેશ કરતી શિખી ( અગ્નિ ) જોઈ. ત્યારે સુખે જાગ્રત થતાં તેણે સ્વપ્નનો વૃત્તાંત વિધિપૂર્વક રાજાને કહી સંભળાવ્યો. જે સાંભળતાં રાજાએ કહ્યું કે—'હે સુંદરી ! તને ઉત્તમ પુત્રની પ્રાપ્તિ થશે.' રાજાનું એ વચન તેણે સંતુષ્ટ થઇને તરત માન્ય કરી લીધું. પછી વસુધા જેમ નિધાનને અને મેઘમાલા જેમ સુધાકરને ધારણ કરે, તેમ રાણી તે ગર્ભને ધારણ કરવા લાગી. રાણી પોતે સ્વભાવથી સુંદર છતાં સુવર્ણ–કમળથી જેમ સરસી (તલાવડી) શોભે, તેમ ઉદરમાં વર્ત્તતા ગર્ભથી તે વિશેષ સુંદર ભાસવા લાગી. જો કે તેણીનું મુખ પ્રથમથીજ કનકની કાંતિ સમાન ગૌર હતું છતાં ગર્ભના પ્રભાવથી, શરાણે ચડેલ હસ્તિદંતની કાંતિ સમાન તે વિશેષ પાંડુર થવા લાગ્યું. તેણીના લોચનો સ્વભાવથી જ કર્ણાંત સુધી દીર્ઘ હતાં, છતાં શરદ ઋતુના કમળની જેમ તે અત્યંત વિકાસ પામ્યાં.

હવે ત્રીજે મહિને જ્યા રાણીને એવો દોહદ ઉત્પન્ન થયો કે—' માણિક્યના ખંડથી જડેલાં આભૂષણોથી અલંકૃત થઈને હું દેવ-ગુરૂની પૂજા કરૂં તથા દીનાદિકને દાન આપું. ' રાજાએ તેણીનો એ દોહલો પૂરો કર્યો. કારણ કે ભાગ્યવંત જનોને કંઈપણ દુર્લભ નથી. પછી અવસર થતાં રાણીએ, પૂર્વદિશા જેમ સૂર્યને પ્રગટાવે, તેમ સ્વાભાવિક લલાટપર રહેલા રત્નથી દીપશિખા સમાન દેદીપ્યમાન એવા પુત્રરત્નને જન્મ આપ્યો, જેને જોતાં જનની જનક તથા લોકો અચંબો પામ્યા. રાજાએ વર્ધાપન વિગેરે ઉચિત કૃત્ય કરાવ્યું. પછી એક માસ થતાં રાજાએ તેનું **દીપશિખ** એવું નામ રાખ્યું. શુક્લ પક્ષમાં ચંદ્રમાની જેમ તે પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યો અને તરૂણાવસ્થા પામતાં તેણે ગુરૂને સાક્ષી માત્ર રાખીને પોતાની મેળે તમામ સુંદર કળાઓ ગ્રહણ કરી લીધી.

હવે અહીં **કાંચીપુર** નગરના સ્વામી **વિક્રમસેન** રાજાની **ગંધર્વદત્તા** નામે કન્યા છે કે જે રૂપમાં ત્રૈલોક્યના તિલક સમાન છે. કળામાં અભિમાનને ધારણ કરતી તે કોઇ પુરૂષને પરણતી નથી, અને કહે છે કે—' વીણા વગાડવાની કળામાં જે મને જીતશે, તેજ મને પરણવાને લાયક છે. ' આથી રાજાએ સ્વયંવર મંડપ કરાવ્યો અને જુદા જુદા દેશોમાંથી વીણાવાદન-કળામાં અત્યંત ઉત્કર્ષ પામેલા અનેક રાજપુત્રોને બોલાવ્યા. **દીપશિખ** પણ ત્યાં આવ્યો. પછી પ્રશસ્ત દિવસે રાજાએ તે રાજપુત્રોને સ્વયંવર-મંડપમાં બેસાર્યા અને ગંધર્વદત્તાને ત્યાં બોલાવી. એટલે અમૃત-વૃષ્ટિની જેમ લોકદૃષ્ટિને આનંદ પમાડતી તે ત્યાં આવીને બેઠી. તેને જોતાં **દીપશિખ** વિચારવા લાગ્યો કે—' અહો ! વિધાતા કૃતાર્થ છે કે જેણે રૂપ બનાવવામાં આવું વિજ્ઞાન વાપર્યું છે. ' એવામાં **દીપશિખને** જોતાં ગંધર્વદત્તા ચિંતવવા લાગી કે—' આ પુરૂષરત્ન, વીણા-વિનોદના વિજ્ઞાનથી ભલે વર્જિત હોય, તો પણ મારે સૌભાગ્ય અને ગુણના નિધાનરૂપ એવા એનેજ નિશ્ચયથી પરણવું. ' એમ ધારીને રાજકુમારી તેનેજ જોવા લાગી. તેનેજ ચિંતવવા લાગી અને તેનીજ વાંછા કરવા લાગી. એમ તે વખતે તે કુમારી ક્ષણવાર તન્મય થઇ ગઈ.

એવામાં કંચુકી બોલ્યો કે—" હે રાજપુત્રો ! અહીં પ્રથમ સદ્‌ગુણાનુરાગી આ રાજસુતાએ એવી પ્રતિજ્ઞા કરી છે કે—' સમસ્ત જીવોને આનંદ ઉપજાવનાર, સર્વ કળાઓમાં શ્રેષ્ઠ અને લોકોમાં પ્રખ્યાત ગુણવાળી એવી એક વિણા-વિનોદની કળા છે. અહીં આ કુમારોમાં એ કળા બતાવતાં જે મારાથી અધિક થશે, તેજ મારો પતિ થઇ શકશે. એમાં સંદેહ નથી. ' માટે જેને જેટલું આવડતું હોય, તે તેટલું પોતાનું વિજ્ઞાન અહીં પ્રગટ કરો; જેથી કામદેવની વિજયપતાકા સમાન આ કુમારીને પામી શકો. "

કંચુકીનાં એ વચન સાંભળતાં કળામાં ગર્વ પામેલ એક રાજકુમારે વીણા

હાથમાં લીધી અને તેના સ્વર મેળવ્યા. તેની પાસે એક હાથીને ઉભો રાખવામાં આવ્યો. મધુર સ્વરથી વીણા વગાડીને તેણે તે હાથીને નિદ્રાધીન કર્યો. આથી મંડપમાં તેની પ્રશંસા થઇ. ત્યારે રાજકન્યાએ વિચાર કર્યો કે—'અહા ! કાંઇ સમજાતું નથી કે શું થશે. આ રાજપુત્રો પણ અત્યંત કળા-કુશળ લાગે છે, માટે પ્રતિજ્ઞાનો ભંગ થયા વિના જો મનોવાંછિત પતિ પામું, તો સારૂં થાય.'

એવામાં એક બીજા રાજપુત્રે વીણા ધારણ કરી. તેની પાસે એક **વિરહ** નામનું વૃક્ષ મૂકવામાં આવ્યું. તેણે વીણા વગાડીને તે વૃક્ષને પ્રફુલ્લિત કર્યું. પછી બીજાએ વીણા લીધી. સુંદર સ્વરથી વગાડતાં તેણે દૂર પ્રદેશમાં રહેલ એક યુવાન હરિણને આકર્ષી લીધો. પછી બીજાએ વીણા લેતાં હસ્તીને ઇષ્ટ કવલ (કોળીયો) આપવામાં આવ્યો. મનોહર રીતે વીણા વગાડીને તેણે હાથી પાસેથી અર્ધ ચાવેલ કવલ પાછો મૂકાવ્યો. એમ બીજા કુમારોએ પણ જુદા જુદા અનેક કૌતુક બતાવ્યાં. પછી ગંધર્વદત્તાએ વીણા લઇને જેટલામાં વગાડી, તેવામાં મસ્ત હાથી તરત નિદ્રાવશ થયો, દૂર થકી મુગ્ધ મૃગ આવીને ચરણમાં પડ્યો, મૂળથી વિરહ વૃક્ષ પ્રફુલ્લિત થયું, અને હસ્તીએ મૂળથી કોળીયો મૂકી દીધો. એમ રાજકન્યાએ એવી રીતે વીણા વગાડી કે જેથી કુમારોએ બતાવેલ બધા કૌતુક કંઇક હીન ભાસવા લાગ્યા. આથી તે કુમારીની આશા મૂકીને લજ્જા પામતા કુમારો ચિંતવવા લાગ્યા કે—'શેષનાગના મસ્તકપરના મણીની જેમ આ બાળા દુર્લભ છે.' ત્યારે રાજા પણ પોતાના મનમાં ખેદ પામીને વિચારવા લાગ્યો કે—'આમ સ્વયંવર કરતાં પણ જો કોઇ રીતે મારી પુત્રીની ધારણા પાર નહિ પડે, તો હે દૈવ ! હવે હું શું કરૂં ?'

પછી પ્રેમથી પરવશ બનેલ તથા વિલાસપૂર્વક તીર્છા કટાક્ષ નાખતી રાજકુમારીએ પોતાના મનની સાથે કુમારને વીણા અર્પણ કરી અને મધુર સ્વરયુકત ગુણમાં શ્રેષ્ઠ, હસ્ત-ગ્રાહ્ય, તુંબડીરૂપ સ્તનયુકત તથા કંઠમાં સ્થાપન કરવા લાયક એવી વીણાને કુમારીની જેમ રાજકુમારે આદરથી ગ્રહણ કરી. તેને બરાબર ગોઠવીને તેણે વીણા વગાડવાની શરૂઆત કરી. એવામાં **ભદ્રા** નામની સખીએ કુમારીને કહ્યું કે—'હે પ્રિય સખી ! વીણા વગાડવાની પદ્ધતિ અપૂર્વ છે, બધા સ્વરો પ્રગટ રીતે ઓળખી શકાય છે. ગ્રામ-રાગનો પ્રવેશ વિચિત્ર છે. મૂર્છનાનો ઉદ્ભેદ હૃદયને હરી લે છે. માટે આ કુમાર સંગીતકળામાં ત્રણે ભુવન કરતાં અધિક છે. એમ જણાય છે.' એવામાં વીણાના મનોહર ઝંકારથી મોહિત થતાં નિશ્ચળ લોચન કરી અને અન્યચેષ્ટાને તજીને બધા લોકો સુવા લાગ્યા. આ વખતે મંડપમાં બધા જનો સુઇ ગયેલા જોઇને કુમારે ઉઠી કુમારીની કરાંગુલિ થકી મુદ્રિકાઓ લઈ લીધી, વિક્રમસેન રાજાના હાથ થકી સુવર્ણકટક ( કનકનું કડું ) કહાડી લીધું, તેમજ બીજા રાજપુત્રોના કુંડલાદિક કહાડી લીધાં. અને ત્યાં મંડપમાં તેણે અલંકારોનો

એક મોટો ઢગ કર્યો, ક્ષણવાર પછી લોકો સાવધાન થયા, ત્યારે મંડપોમાં ભૂષણોનો ઢગ તેમના જોવામાં આવ્યો, જેને જોઇને વિસ્મય પામતા લોકો કહેવા લાગ્યા—'અહો ! આ કુમારનું વીણાવિજ્ઞાન તો અસાધારણ છે.' એમ સાંભળતાં સંતુષ્ટ થયેલ ગંધર્વદત્તાએ ગંધમાં લુબ્ધ બનેલા ભ્રમરોની શ્રેણીયુક્ત વરમાળા તે દીપશિખ કુમારના કંઠમાં આરોપણ કરી. પછી તેણે મોટા આડંબરથી ગંધર્વદત્તાનું પાણિગ્રહણ કર્યું. એમ રાજાના સત્કારથી કુમાર કેટલોક વખત ત્યાં રહ્યો. પછી ગંધર્વદત્તાને સાથે લઇ પોતાના દેશ પ્રત્યે જતાં રસ્તામાં પ્રતિષ્ઠાન નગરના પાદરે આવીને તેણે આવાસ કર્યો. એવામાં ત્યાં કર્કરાજની પુત્રી લીલાવતીને સર્પ કરડયો, તેથી તેને મરેલ સમજીને રાજા પ્રમુખ શમશાનમાં લઇ જતા હતા, તે વખતે વાજીંત્રનો અવાજ સાંભળવામાં આવ્યો. જે સાંભળતાં કુમારે ગંધર્વદત્તાને કહ્યું કે—'હે પ્રિયે ! સજીવ મનુષ્યને મરેલ સમજીને લઇ જવામાં આવે છે.' તે બોલી 'હે નાથ ! તે તમે કેમ જાણ્યું ?' કુમારે કહ્યું–'હે મૃગાક્ષી ! સ્વર–વિશેષથી હું સમજી શકયો છું.' કુમારી બોલી–'તે શી રીતે ?' કુમાર બોલ્યો–'તેને સર્પ કરડયો છે.' તે બોલી–'તો તમે એને જીવાડો.' કુમારે કહ્યું—'તેવો મંત્ર મારી પાસે છે.' તે બોલી–'હે આર્યપુત્ર ! જો એમ હોય તો તમે એને જરૂર જીવાડો.' આથી કુમારે પોતાના એક પુરૂષને મોકલીને શબને અટકાવી ચિતાની પાસેની જમીન લીંપાવી. પછી કુમાર પોતે ત્યાં આવ્યો. તેની અદ્દભુત આકૃતિ જોઇને કર્કરાજ અત્યંત વિસ્મય પામ્યો અને 'આ મારી લીલાવતીને જીવાડશે' એમ ધારીને તે મનમાં સ્વસ્થ થયો. પછી દીપશિખે શિખાબંધ કરીને કુમારીને લીંપેલ સ્થાનમાં મૂકાવી, અને મંત્ર–સ્મરણ કરતાં તેણે કહ્યું કે—'હે ભદ્રે ! ઉઠ અને તારી માતાને સુખ–શૌચ આપ !' એમ કુમારના બોલતાં તે ઉઠી અને તેણે કનક–કળશ હાથમાં લીધો, અને રાણીને મુખશોધનમાટે જળ આપ્યું. આ બનાવ જોતાં બધા સંતુષ્ટ થયા. રાજાએ મંગલ–વાદ્ય વગડાવ્યાં. ત્યારે કુમારે તે અટકાવીને કહ્યું કે—'અરે ! વાદ્યનું શું પ્રયોજન છે ? હજુ તો આ વિષયુક્ત છે. આતો મેં તમને મંત્રનું સામર્થ્ય બતાવ્યું, પણ હજી કંઇ ક્રિયા કરી નથી.' લોકો બોલ્યા–'તમે મહાપ્રભાવશાળી છો, માટે કુમારીને સજીવન કરો.' કુમારે ઉત્તરીય વસ્ત્ર અને આભરણમાંના વિષ–સંક્રામણથી પુનઃ તેને નીચે પાડી, અને કેટલોક વખત લોકોને ખેલ બતાવ્યો. પછી યથાર્થ રીતે કુમારે તેને સજીવન કરી. એટલે રાજાએ વર્ધાપન કર્યું. આ વખતે લીલાવતીએ કુમારને વિકાર–દૃષ્ટિથી જોયો. તેમજ કુમારે પણ તેણીને વિસ્મયપૂર્વક જોઇ. એમ પરસ્પર નિહાળતાં તે બંનેને કામરૂપ સર્પ નડ્યો અને જેથી તે બંને, તેના વિચિત્ર ડંખથી તત્કાલ શૂન્ય જેવાં બની ગયાં.

પછી કુમારને વિન્ધ્યવર્મ રાજાનો પુત્ર સમજીને કર્કરાજ તેને પોતાના

ભવનમાં લઈ ગયો, ત્યાં તેણે સત્કારપૂર્વક લીલાવતી પરણાવી અને ત્યારે વિવાહ-મહોત્સવ મહાવિભૂતિથી પ્રવર્ત્તાવ્યો. પછી ત્યાં કેટલાક દિવસો રહીને કુમાર પોતાના દેશ તરફ ચાલ્યો. અનુક્રમે તે ઉજ્જયિનીમાં આવ્યો. ત્યાં તેણે આવાસ કર્યો. દૈવયોગે સૂર્યાસ્ત પછી મસાણમાં તેણે બળતી ચિતા જોઇ, જ્વાલા વિશેષથી તેને સજીવ મનુષ્યથી અધિષ્ઠિત જાણી, જેથી રાણીઓને જણાવ્યા વિના હાથમાં તરવાર લઇ કુમાર ત્યાં પહોચ્યો. રાત્રિ થતાં જેટલામાં તે વૃક્ષની નજીકમાં ઉભો રહ્યો, તેવામાં જ્વાલા સમાન રૂપને બતાવતો વિદ્યાસાધક ત્યાં આવ્યો, જેથી ચિતાની જ્વાલા નાશ પામી. તેણે એક કુંડાળું આળેખ્યું અને મંત્રના સ્મરણ-પૂર્વક ડમરૂ વગાડયું. એટલે ચિતા બધી અસ્તવ્યસ્ત થઈ ગઇ. એવામાં 'હા તાત !' એમ રૂદન કરતી એક કન્યા સંભ્રાંત થઇને ઉભી થઈ. ભયથી હૃદયમાં કંપતી તે બાળાને કેશથી પકડીને પેલા વિદ્યાસાધકે તેને કુંડાળાની અંદર બેસારી અને કહ્યું કે–"હે બાળા ! તું તારા ઇષ્ટ દેવને સંભારી લે. કારણ કે આ લોકમાં રહેવાને માટે હવે તારી છેલ્લી ઘડી છે.' એમ કહીને તેણે હાથમાં કાતર લઇ લીધી. જેને જોતાં બાળા આક્રંદ કરવા લાગી. એવામાં તરવારને નચાવતાં 'હે મૃગાક્ષી ! તું ભય પામીશ નહિં' એમ કહેતો કરૂણાના એક નિધાનરૂપ કુમાર તે સાધકની સન્મુખ આવીને કહેવા લાગ્યો:—

" રે વિદ્યાસાધક ! નરાધમ ! ભયથી વ્યાકુળ લોચન–કમળયુક્ત અને શૂન્ય અરણ્યમાં આવી પડેલ, એવી આ અનાથ અબળાનો વધ કરતાં, તારા અંગમાં જે પંચભૂત વસે છે, તેમનાથી પણ તું કેમ લજ્જા પામતો નથી ? હે નરરાક્ષસ ! તારૂં દુષ્ટ ચેષ્ટિત તે અનર્થ–સમૂહના સ્થાનરૂપજ છે. સુચરિત્રરૂપ પ્રાણરહિત અને પાપ–કર્મમાં પ્રધાન એવા તારા આ અંગપર પ્રહાર કરતાં હાથીઓને દલી નાખ-વામાં સહાય કરનાર એવી આ મારી તરવાર જો કે લજ્જા પામે છે, છતાં અબ-ળાની રક્ષા કરવાને હું ઉદ્યત થયો છું." એમ બોલતા કુમારને જોતાં તે સાધક ગભરાઈ ગયો. કારણ કે મોટાથી તિરસ્કાર પામતાં પાપીઓ ભય પામે છે. આથી બધી વિદ્યાઓને ભૂલી જતાં વિષ રહિત સર્પની જેમ તે કુમારનું કંઈ પણ વિપ-રીત કરી શક્યો નહિ. અથવા તો પુણ્યવંત જનોને કોણ ગાંજી શકે ?

પછી સાધક બોલ્યો—"હે મહાસત્ત્વ ! તારે મને વિઘ્ન કરવું યોગ્ય નથી. હું ભારભૂતિ નામે વિદ્યાસાધક છું. સ્રીરત્નને આકર્ષણ કરનાર મંત્રની મેં આરા-ધના શરૂ કરી. તેની બાર માસ સુધી મેં પૂર્વ સેવા કરી, અને આજે પ્રધાન સેવા આરંભી છે. એમાં રાજકન્યાનું બલિદાન આપવાનું હોવાથી તેને માટે અવસ્વા-પિની–પ્રયોગથી મંત્રપૂર્વક આ કન્યાને બેભાન બનાવીને હું અહીં લઈ આવ્યો

છું. વળી અગ્નિદેવને સ્તંભીને સમીહિત સાધું છું. એમ કરતાં મને પ્રધાન સિદ્ધિ પ્રાપ્ત થશે, માટે મને તું વિઘ્ન ન કર. "

એ પ્રમાણે સાંભળતાં દીપશિખે કહ્યું–' અરે ! સ્રીવધ તો નિંદનીય અને અત્યંત મહાપાપના કારણરૂપ છે. વળી હે ભદ્ર ! વિશુદ્ધ ધર્મથી પ્રતિકૂલ એવી આ મંત્રસિદ્ધિ પણ શા કામની ? કે જેમાં સમસ્ત લોકશાસ્ત્રમાં નિંદનીય એવો આ સ્રીવધ કરવામાં આવે છે. તું શુભ આકૃતિયુક્ત છે, તો તને આવો વ્યવસાય કરવો યોગ્ય નથી.' એમ કુમારના કહેવાથી સાધક આર્દ્ર બનીને કહેવા લાગ્યો— ' હે મહાનુભાવ ! તું કહે છે; તે સત્ય છે. તેં મારાપર મોટો અનુગ્રહ કર્યો. હું પાપકર્મી છું કે જેથી આમ આત્માને વિડંબના પમાડું છું. આ દુષ્ટ અનુષ્ઠાનનો હવેથી હું ત્યાગ કરૂં છું અને અહીંથી ચાલ્યો જાઉં છું. આ **અવંતિની** નામે કન્યા, તું **અવંતિવર્ધન** રાજાને સોંપજે. ' ત્યારે **દીપ**શિખ બોલ્યો—' તારા કહેવા પ્રમાણે હું કરીશ. ' એટલે સાધક ચાલ્યો ગયો.

હવે **દીપ**શિખ કુમાર તે કન્યાને પોતાના આવાસમાં લઈ આવ્યો અને બનેલ વૃત્તાંત બધો પોતાની સ્રીઓને કહી સંભળાવ્યો, જે સાંભળતાં તે આશ્ચર્ય પામી. પછી પ્રભાતે કુમારે તે કન્યા **અવંતિવર્ધન** રાજાને સોંપી, અને યથાસ્થિત હકીકત કહી સંભળાવી. જેથી રાજાએ સંતુષ્ટ થઇને અવંતિની કન્યા તે કુમારને આપી, અને ઉચિત સમયે મહા આડંબરપૂર્વક કુમાર તેને પરણ્યો.

પછી ત્યાં કેટલાક દિવસ રહ્યા બાદ કુમાર પોતાના દેશ તરફ ચાલ્યો, અને અનુક્રમે **પદ્માવતી** નગરીની બહાર આવીને તેણે આવાસ કર્યો. તે **મંચિ**રાજાના જાણવામાં આવતાં તેણે કુમારને બહુ માનથી નગરીમાં પ્રવેશ કરાવ્યો.

એક દિવસે રાજસભામાં એવી વાત નીકળી કે—' દેવતા કોઇ પાત્રમાં ઉતરીને પ્રગટ રીતે બોલે કે નહિ ?' તેમાં રાજાએ પોતાનો એવો અભિપ્રાય જણાવ્યો કે—' મારો પક્ષ એવો છે કે દેવતા તેવી રીતે આવીને કદિ બોલે નહિ. ' ત્યારે **દીપ**શિખે કહ્યું કે—' હે રાજન્ ! એમ ન બોલો. કારણ કે એમ પણ ઘટી શકે છે.' રાજા બોલ્યો—'પોતે અમાનુષી તે મનુષ્યમાં કેમ ઉતરે ? ' કુમારે કહ્યું—' હે રાજન્ ! જો તને કૌતુક લાગતું હોય, તો એ પ્રયોગ હુંજ કરી બતાવું. ' રાજા બોલ્યો—' કેવળ મળયુક્ત પાત્રમાં એ પ્રયોગ દુષ્કર છે.' **દીપ**શિખે કહ્યું—' હે રાજેંદ્ર ! તારી પ્રેરણા હોય, તો મને તે દુષ્કર નથી. ' આથી રાજાએ તરત પોતાની **કામલતા** નામે કન્યાને બોલાવી કે જે કનક સમાન ઉજ્જ્વળ પોતાની દેહકાંતિ અને ધવલ કટાક્ષથી કેસરમિશ્ર ચંદનરસની જેમ રાજસભાને રંજિત ( રક્ત ) બનાવતી હતી. કુમારે તેને મંડળ ( કુંડાળા ) માં બેસારી અને પોતે મંત્ર સંભારવા લાગ્યો, કે જેથી દેવતા–અધિષ્ઠિત થયેલ પાત્ર, પવનથી હણા-

ચેલ પત્રની જેમ ઘુમવા લાગ્યું. વળી જેટલામાં તે કાંઇ બોલતું ન હતું, તેટલા સુધી કુમાર પણ અત્યંત મંત્રના ઉપયોગમાં રહ્યો. હવે ક્ષણવાર પછી તે પાત્ર જ્યારે બોલવા લાગ્યું, ત્યારે કુમારે કહ્યું કે—' અરે ! જરા ધીરજ ધર. પ્રથમ એ તો કહે કે અત્યારે આવતાં આટલો બધો વખત કેમ લાગ્યો ? ' ત્યારે પાત્રમાં રહેલ દેવી બોલી કે—' આ પાત્ર તો મૂક ( મુંગું ) છે, જેથી મારે પર-કરણ ( ઇંદ્રિય યા અધિકરણ કે સાધન ) થી બોલવાનું છે. તે કરણમાં પટુતા આણવા માટે દિવ્ય ઔષધિ લાવવાને હું **હિમવંત** પર્વતપર ગઈ હતી. તેથી અહીં આવતાં વખત લાગ્યો. પછી મંત્રિરાજે જે પૂછ્યું, તે બધું પાત્રસ્થ દેવતાએ કહી બતાવ્યું. આથી રાજા સંતુષ્ટ થયો. એટલે કુમારે દેવીને વિસર્જન કરી. પછી કામલતા રાજકન્યા સ્ફુટાક્ષર-વાણીથી બોલવા લાગી. આ બનાવથી સંતુષ્ટ થયેલ રાજાએ, જાણે કરથી પલ્લવિત થઈ હોય, લોચનથી જાણે કુસુમિત બની હોય અને સ્થૂલ સ્તનથી જાણે ફલિત થઈ હોય એવી કામલતા સમાન તે કામલતા કુમારને પરણાવી.

એમ રાજાથી સંપૂર્ણ સત્કાર પામતાં **દીપશિખ**કુમાર કેટલાક દિવસ સુધી ત્યાં રહ્યો. પછી પોતાની ચાર પત્નીના પરિવાર સહિત તે શ્વેતવિકા નગરીમાં આવ્યો. ત્યાં પિતાએ તેનું વર્ધાપન કરીને અનુક્રમે તેને રાજ્યપર બેસાર્યો. એટલે પોતાના ભુજબળથી શત્રુઓને તાબે કરીને **દીપશિખ**રાજા કાળ નિર્ગમન કરવા લાગ્યો. પોતાની પ્રેમપાત્ર રાણીઓ સાથે વિષય-સુખ ભોગવતાં તેને પાંચ ગુણવંત પુત્રો થયા.

એક દિવસે **દીપશિખ** રાજા એકાંતમાં બેસીને વિચાર કરવા લાગ્યો કે—' મેં પૂર્વભવે શું સુકૃત કરેલ હશે કે જેથી આવી સુખ-સંપત્તિ પામ્યો ? ' એમ ઉહાપોહ કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું અને તેથી તેના જાણવામાં આવ્યું કે—' પૂર્વભવે જિનાલયમાં મેં દીપક ધરાવ્યો હતો, તેના ફળરૂપે આ બધી સંપત્તિ હું પામ્યો.' એવામાં દૈવયોગે **દીપશિખ**ને **શ્રી પ્રભાસસૂરિ** નામના આચાર્ય મહારાજનો સમાગમ થયો. તેમની પાસે ધર્મ સાંભળતાં અત્યંત વિશુદ્ધ અધ્યવસાય થવાથી તેને દીક્ષા લેવાનો મનોરથ થયો. એટલે જ્યેષ્ઠ પુત્રને રાજ્ય પર બેસારી, જિનમંદિરોમાં અઠ્ઠાઇમહોત્સવ રચાવીને પોતાની ચાર પત્નીઓ સહિત **દીપશિખ** રાજાએ ચારિત્ર અંગીકાર કર્યું અને તીવ્ર તપ તથા ચરણ (ચારિત્ર) આરાધીને તે સ્વર્ગે ગયા.

એ પ્રમાણે ભગવંતની પૂજાનો પ્રભાવ સાંભળતાં કુમારપાલ રાજાએ કહ્યું કે—" હે ભગવન્ ! તમારી દેશનારૂપ અમૃતરસથી સર્વાંગે સંસિક્ત થતાં મારી મોહજન્ય વિષની મૂર્છા બધી નષ્ટ થઇ, જેથી રાગ, દ્વેષ, મદ, મોહ, ક્રોધ અને લોભથી રહિત એવા ચોવીશે જિનેશ્વર દેવો હવે મારા જાણવામાં આવ્યા." વળી

પૂર્વે પણ મેં ભદ્રક ભાવની પ્રધાનતાથી પાપના પ્રવેશને હણનાર એવા આપના ઉપદેશને પામીને શ્રીમાળીવંશના અલંકારરૂપ, ઉદયનરૂપ સાગરને વિકાસ પમાડવામાં ચંદ્રમા સમાન, પોતાની મતિથી બૃહસ્પતિને જીતનાર, ધર્મરૂપ વૃક્ષને પોષવામાં આલવાલ ( ક્યારા ) સમાન, નયવંત જનોમાં શિરોમણિ, વિવેકરૂપ માણિક્યને ઉત્પન્ન કરવામાં રોહણાચલ સમાન તથા સચ્ચરિત્રરૂપ પુષ્પને પેદા કરવાને વૃક્ષરૂપ એવા **બાહડદેવ** મંત્રીને **જય, પાયડ,** અને **વાયડ** ( વાગડ ) ના કુળરૂપ ગગનમાં અલંકારરૂપ એવા **ચંદ્ર** અને **શૂર**ને, **ગગ્ગ** ( ગર્ગ ) ના પુત્રોને તેમજ **સર્વદેવ** અને **સંબાણુ** શેઠને આદેશ આપીને અહીં ***કુમાર–વિહાર** નામે ચૈત્ય કરાવેલ છે કે જે **અષ્ટાપદ** સમાન ઉન્નત અને ચોવીશ જિનાલયથી રમણીય છે. વળી કનકાચલ સમાન કનકતુલ્ય પીત પ્રભાથી વ્યાપ્ત એવા જે ચૈત્યપર રહેલા સુવર્ણમય ધ્વજ–દંડો કલ્પવૃક્ષ સમાન શોભે છે. તેમજ જ્યાં કાંચનમય સ્તંભોથી જાણે કંદ ( મૂળ ) યુક્ત હોય, અત્યંત કીંમતી રેશમી ચંદરવાથી જાણે પલ્લવિત થયેલ હોય, ચંદરવામાં રહેલ મુક્તાફળોથી જાણે કુસુમિત બનેલ હોય તથા સુવર્ણના કળશોથી જાણે ફલિત થયેલ હોય એવી લક્ષ્મીલતા ( રમણીયતારૂપ લતા ) તે શ્રી પાર્શ્વનાથની દેહકાંતિની લાખો લહરીઓથી સિંચન પામતી શોભે છે. ત્યાં ચંદ્રકાંતમય પાર્શ્વપ્રભુની મૂલ પ્રતિમા સ્થાપન કરેલ છે કે જે ચંદ્રમૂર્તિની જેમ લોકોના લોચનરૂપ કુવલયોને ઉલ્લાસ પમાડે છે. વળી જ્યાં સુવર્ણની, રૂપાની અને પીત્તલની બનાવેલ અન્ય અનેક પ્રતિમાઓ કયા જનને આશ્ચર્ય પમાડતી નથી ? તેમજ ઉચિત આપની પાસે દેવનું સ્વરૂપ બરાબર સમજીને વિકાસ પામતા શુભ ભાવથી સર્વત્ર તીર્થંકરોનાં મંદિરો કરાવીશ.”

તે પછી કુમારપાલ રાજાએ એજ નગરમાં ગગન–તલને અવલંબન માટે એક મોટા સ્તંભ સમાન તથા કનકના પીત કળશોની; તેમજ ધ્વજાઓની કાંતિથી વિચિત્ર એવો **ત્રિભુવન વિહાર** નામે પ્રાસાદ કરાવ્યો કે જેને સર્વાંગે લોકો મેરૂપર્વત સમાન કહે છે. જે પ્રાસાદમાં રાજાએ સર્વોત્તમ નીલરત્નની બનાવેલ એક મોટી **શ્રી નેમિનાથ** ભગવંતની મૂલ પ્રતિમા સ્થાપન કરાવી. પુષ્પ–ચયથી પૂજા પામેલ જે પ્રતિમા, લોકોને પવિત્ર કરવા માટે ગંગાના ઊછળતા તરંગોની સુંદરતા યુક્ત જાણે **યમુના** નદી હોય તેવી શોભતી હતી. વળી જ્યાં દેવકુલિકા ( દેરી ) ઓમાં ઋષભાદિક વર્તમાન જિનેશ્વરોની પીત્તળની ચોવીશ પ્રતિમાઓ તેણે કરાવી; તેમજ અતીત અને અનાગત તીર્થંકરોની તેણે ચોવીશ ચોવીશ પ્રતિમાઓ દેવકુલિકાઓમાં સ્થાપન કરાવી. એમ પ્રગટ કરેલ ધ્વજાઓરૂપ યશના

---

* આ કુમાર વિહાર નામનું અલૌકિક ચૈત્ય કુમારપાળરાજાએ કરાવેલ છે, જેનું વિસ્તાર પૂર્વક વર્ણન કુમાર વિહાર શતક નામના ગ્રંથમાં આવેલ છે જે ખાસ વાંચવા જેવું છે. એ ગ્રંથ આ સભાએ પ્રકટ કરેલ છે. કિંમત ૧–૮–૦

આડંબર યુક્ત બહોંતેર દેવકુલિકાઓથી શોભાયમાન અને ઉન્નત એવો જે પ્રાસાદ, કળાઓથી સત્પુરૂષની જેમ બિરાજરાન થયો. એમ તેણે ચોવીશ જિનેશ્વરોના બીજા પણ ત્રિવિહાર પ્રમુખ પ્રાસાદો તેમજ તે સિવાયના બીજા પણ ઘણા જિન-મંદિરો કરાવ્યાં. વળી જે અન્ય અન્ય ગામ, નગરાદિકમાં તેણે પ્રાસાદો કરાવ્યા, તેઓની તો ગણત્રી પણ કોઇ કરી શકતું નથી.

---

# પ્રકરણ ૫ મું.

## ગુરૂનું સ્વરૂપ.

હવે શ્રી હેમચંદ્ર મહારાજ કહેવા લાગ્યા કે—" હે નરેંદ્ર ! તમે દેવનું યથા-સ્થિત સ્વરૂપ સમજી શક્યા. હવે તમને ગુરૂનું સ્વરૂપ બતાવું છું. સૂર્યની જેમ મોહ—તિમિરને હરનાર એવા જિનેશ્વરો નિર્વાણ ( અસ્ત ) પામતાં, દીપકની જેમ જીવાદિક પદાર્થોને ગુરૂજ પ્રગટ કરી બતાવે છે. શ્રેષ્ઠ ગુણ ( તંતુ ) રૂપ ગુચ્છયુક્ત એવી ગુરૂદેશનારૂપ વરત્રા ( વાધર ) વિના ઉંડા અને તમોવ્યાપ્ત સંસારરૂપ કૂપ થકી જીવો નીકળવા પામતા નથી. કરૂણાના નિધાન ગુરૂરૂપ મેઘના ઉપદેશરૂપ જળસમૂહથી સિંચન પામતાં ભવ્યજનોરૂપ વૃક્ષોને લાગેલ મિથ્યાત્વરૂપ અગ્નિ તરત શાંત થાય છે. જે સર્વ સંગના ત્યાગી છે, પરિગ્રહ અને કષાયને જે જીતે છે, તથા જે નિર્મળ શીલ અને ગુણથી યુક્ત છે. તેજ ગુરૂ માનવા યોગ્ય છે, પણ તે કરતાં વિપરીત હોય, તે ગુરૂ ન કહેવાય. નરકગતિમાં ગમન કરવા યોગ્ય પાપ કર્યા છતાં જે **પ્રદેશી** રાજા દેવગતિને પામ્યો, તે શ્રી ગુરૂચરણના પ્રસાદનું ફળ સમ-જવું." ત્યારે કુમારપાલ રાજાએ પૂછયું કે-' હે ભગવન્ ! એ પ્રદેશી રાજા કોણ ? ' એટલે અમૃત.સમાન મધુર વચનથી ગુરૂ મહારાજ બોલ્યા કે—" હે નરવરેંદ્ર ! સાંભળ—

### ગુરૂચરણના પ્રસાદ ઉપર—પરદેશી રાજાની કથા.



જંબૂદ્વીપમાં આવેલ.ભરતક્ષેત્રના મધ્ય ખંડમાં શોભા અને સંપ-ત્તિમાં અમરાવતી સમાન **આમલકલ્પા** નામે નગરી છે. ત્યાં આકાશગત સૂર્ય—મંડળ સમાન કાંતિયુક્ત અને આગળ ચાલતા એવા ધર્મચક્ર સહિત; આકાશગત; ત્રિભુવનના સ્વામિત્વને સૂચવનાર તથા સંપૂર્ણ ચંદ્ર સમાન નિર્મળ એવા ત્રણ છત્રોથી વિરાજમાન; આકાશગત, વિવિધ રત્નોથી વિભૂષિત તથા પાદપીઠ યુક્ત એવા સ્ફટિક રત્નના સિંહાસનથી સુશોભિત; આકાશગત મહા કીંમતી મણિ—ખંડથી

મંડિત સુવર્ણ–દંડના આડંબરવાળા શ્વેત ચામરોથી શોભતા, અનેક કોટિ દેવોએ ઉંચે કરેલ રત્નજડિત હજારો નાની નાની પતાકાઓથી સંયુક્ત તેમજ આગળ ચાલતા એવા ધર્મધ્વજથી વિભૂષિત; વળી ચૌદ હજાર સાધુઓ અને છત્રીશ હજાર સાધ્વીઓથી પરવરેલ એવા **શ્રી વર્ધમાન** સ્વામી પધાર્યા. એટલે દેવતાઓએ, ત્રણ કિલ્લાઓથી સુશોભિત અને જાણે ભાવ–શત્રુઓથી સીદાતા ત્રણ જગતના રક્ષણને માટે ત્રણ દુર્ગ હોય તેવું સમવસરણ બનાવ્યું. પછી પોતાની કાંતિથી જીતાયેલા હોય તેમ સેવા કરતા અને દેવતાઓએ રચેલા નવ કનકના કમળોમાંના સાત આગળ આગળ ચાલતાં અને બે કમળપર પોતાના ચરણ–યુગલ સ્થાપતા તથા કરોડો દેવોથી પરવરેલ ભગવંતે ત્યાં પૂર્વદ્વારથી પ્રવેશ કર્યો. પછી ચૈત્ય–વૃક્ષને પ્રદક્ષિણા આપી અને તીર્થને નમસ્કાર કરી શ્રી વીરજિનેશ્વર પૂર્વાભિમુખ થઇને સિંહાસન પર બિરાજમાન થયા.

એવામાં સૂર્યની જેમ દિશાઓને પ્રકાશિત કરતો **સૂરિઆભ** નામે દેવ મહાવિભૂતિથી પ્રભુને વંદન કરવા આવ્યો અને વંદન કરીને આ પ્રમાણે તે કહેવા લાગ્યો—' હે ભગવન્ ! ગૌતમાદિક શ્રમણોને હું નાટ્યવિધિ બતાવું.' ભગવંત મૌન રહ્યા. એટલે તેણે ઇશાન દિશાવિભાગમાં જઇને સિંહાસન વિકુર્વ્યું. તેનાપર બેસીને તેને જમણી ભુજામાંથી દિવ્ય વાજિંત્ર, સંગીત અને નાટકવિધાનથી સુંદર એવા એકસો આઠ દેવ–કુમારો પ્રગટ કર્યા અને ડાબી ભુજામાંથી તેવાજ પ્રકારની દેવીઓ પ્રગટ કરી. પછી પૂર્વે કોઇવાર જોવામાં ન આવેલ એવું નાટક બતાવીને તે સ્વર્ગે ગયો. ત્યારે ગૌતમ સ્વામીએ ભગવંતને પૂછયું કે–' હે ભગવન્ ! એ દેવ કોણ હતો ? કેવા પુણ્ય–કર્મથી તે દિવ્ય દેવ–ઋદ્ધિ પામ્યો ? અને એ મોક્ષ–( ભગવંતનો ) માર્ગ ક્યાં પામ્યો ? ' ભગવંત બોલ્યા—" હે ગૌતમ ! **સૌધર્મ** દેવલોકમાંના **સૂરિઆભ** નામે વિમાનમાં ઉત્પન્ન થયેલ, ચાર પલ્યોપમની સ્થિતિવાળો એ **સૂર્યાભ** નામે દેવ હતો. હવે તે જે સુકૃત કરવાથી દેવ–સમૃદ્ધિને પામ્યો, તે હું કહું છું, સાંભળ—

પૃથ્વીરૂપ પ્રમદાના અલંકાર સમાન **શ્વેતાંબિકા** નામે નગરી છે. ત્યાં અન્ય રાજાઓને તાબે કરી સેવક બનાવનાર એવો **પ્રદેશી** નામે રાજા હતો. સમસ્ત અંતઃપુરમાં સારરૂપ એવી **સૂર્યકાંતા** નામે તેની મહારાણી હતી. તેજથી દેવતાને જીતનાર એવો **સૂર્યકાંત** નામે તેમને પુત્ર હતો. તે પ્રદેશી રાજાનો, મનની અનુકૂલતા પ્રમાણે વર્તનાર એવો **ચિત્ર** નામે મંત્રી હતો. એક દિવસે રાજ્યના કંઈ કામ પ્રસંગે રાજાએ તેને **શ્રાવસ્તિ** નગરીના **જિતશત્રુ** રાજા પાસે મોકલ્યો. ત્યાં જતાં શ્રી પાર્શ્વનાથના શિષ્ય **કેશી** ગણધર તેના જોવામાં આવ્યા. એટલે ચૌદ પૂર્વ–ધર અને ચાર જ્ઞાનયુક્ત તેમને જોતાં ચિત્રે મનમાં પ્રમોદ પામીને વંદન કર્યું અને તેમની ઉપાસના કરતાં તેણે ગણધરના મુખથી ધર્મ સાંભળ્યો કે—

" यः प्राप्य दुष्प्राप्यमिदं नरत्वं, धर्मं न यत्नेन करोति मूढः ।
क्लेशप्रबन्धेन स लब्धमब्धौ, चिन्तामणिं पातयति प्रमादात् " ॥ १ ॥

**અર્થ**—દુઃખે પામી શકાય એવા આ મનુષ્યપણાને પામીને જે મૂઢ પુરૂષ યત્નપૂર્વક ધર્મનો આદર કરતો નથી, તે ઘણા કલેશથી પ્રાપ્ત કરેલ ચિંતામણીને પ્રમાદથી સમુદ્રમાં નાખવા જેવું કરે છે.

એ પ્રમાણે સાંભળતાં મંત્રીએ કેશી ગણધરની પાસે સમ્યક્ત્વસહિત પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત રૂપ શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો અને આ પ્રમાણે નિવેદન કર્યું કે—' હે ભગવન્ ! જો તમે શ્વેતાંવિકામાં પધારો, ત્યાં પરિણામે સુંદર આપની દેશના સાંભળતાં મારો સ્વામી પ્રદેશી રાજા કોઈ રીતે ધર્મનો સ્વીકાર કરે, તો સારૂં થાય. ' એટલે ગણધર બોલ્યા—' તારો રાજા તો પ્રચંડ, નિષ્કરૂણ, અધર્મી, પાપ-કર્મમાં આસક્ત, આ લોક સંબંધી સુખને માનનાર તથા પરલોકની વિમુખ અને ક્રૂર છે, તે પ્રતિબોધ કેમ પામી શકે ? ' ત્યારે ચિત્ર કહેવા લાગ્યો કે—" હે ભગવન્ ! તમારે એની સાથે શું પ્રયોજન છે ? કારણ કે ત્યાં સાર્થવાહ, શ્રેષ્ઠી પ્રમુખ ઘણા લોકો રહે છે કે જેઓ મુનિઓને વંદન કરે છે, તેમનો આદર સત્કાર કરે છે, તેમની ઉપાસના કરે છે અને પ્રશસ્ત વસ્ત્ર, આહાર અને ઔષધાદિક તેમને પ્રતિલાભે છે, તેથી તેઓ ધર્મ પામશે અને આરાધશે, તો તેમના પર આપનો મોટો અનુગ્રહ થશે. " એટલે ભગવંત કેશી મહારાજ બોલ્યા કે—' જેવો અવસર, ક્ષેત્ર-સ્પર્શના હશે, તો ત્યાં અવાશે. '

હવે એકદા સૂર્યની જેમ ભવ્ય-કમળોને પ્રતિબોધ ( વિકાસ ) કરતા શ્રી કેશી ગણધર વિહાર કરતા કરતા શ્વેતાંવિકા નગરીમાં પધાર્યા. એટલે નિયુક્ત ( નીમેલ ) પુરૂષોએ આવીને ચિત્રમંત્રીને કેશી ગણધરના આગમનની વધામણી આપી. જેથી દરિદ્રને નિધાન-લાભની જેમ ચિત્ર અત્યંત હર્ષ પામીને તેણે ત્યાં રહેતાંજ તેમને વંદન કર્યું અને અંતરમાં ચિંતવ્યું કે—' આ રાજા રૂદ્ર, બહુ પાપી, પ્રબળ મિથ્યાત્વી અને જીવ-વધમાં આસકત છે; હું પ્રધાન છતાં એ નરકે જાય; તો મારી બુદ્ધિ વિફલ છે. માટે કોઇ ઉપાયથી એને ગુરૂ પાસે લઇ જાઉં. ' એમ ધારીને મંત્રી અશ્વ ચલાવવાના બાનાથી રાજાને ઉપવનમાં લઇ ગયો. ત્યાં અશ્વ ચલાવતાં પરિશ્રાંત થએલ રાજાને, તેણે વિશ્રાંતિ લેવા માટે, જ્યાં કેશી ગણધર સભામાં ધર્મોપદેશ આપી રહ્યા હતા, તે પ્રદેશની નજીકમાં લઇને બેસાર્યો. ત્યા આચાર્યને જોતાં રાજાએ ચિત્રને કહ્યું કે—' આ મુંડકો અત્યારે શું બરાડા પાડી રહ્યો છે ? ' ત્યારે ચિત્ર બોલ્યો—' હે દેવ ! હું બરાબર સમજતો નથી. આપણે તેની પાસે જઇને સાંભળીએ, તો તેથી શું બગડવાનું છે ? ' પછી રાજા ગુરૂ પાસે આવ્યો. એટલે કરૂણા-અમૃતના સાગર ગુરૂ બોલ્યા કે—' પરમાર્થના

રૂપ પ્રમાદનો ત્યાગ કરીને પરલોકના હિતકારી એવા ધર્મનો આદર કરો.'
એમ સાંભળતાં રાજા બોલ્યો કે—'હે ભગવન્! એ વાત મારા ચિત્તને રૂચતી નથી. કારણ કે પૃથ્વી, જળ, અગ્નિ, અને વાયુથી અતિરિકિત પરલોકમાં જનાર જીવજ નથી. વળી યુક્તિથી વિચાર કરતાં જીવની અસિદ્ધિ ઉપસ્થિત થાય છે. આકાશ પુષ્પની જેમ પ્રત્યક્ષ–ગોચર ન હોવાથી જીવ નથી. જે જે વસ્તુ છે, તે ઉપર કહેલ ચાર ભૂતની જેમ પ્રત્યક્ષ–ગોચર છે.'

એ પ્રમાણે રાજાનો નાસ્તિક વાદ સાંભળતાં ગુરૂ મહારાજ યુક્તિ બતાવતાં બોલ્યા કે—"હે ભદ્ર! શું એ જીવ, માત્ર તનેજ પ્રત્યક્ષ–અગોચર છે કે સર્વને? તેમાં જો તને પ્રત્યક્ષ અગોચર હોવાથી 'જીવ નથી' એમ માની લઇએ, તો દેશ, કાલ અને સ્વભાવથી અત્યંત દૂર રહેલ પુષ્કળ પૃથ્વી, પર્વતાદિક વસ્તુઓમાં પણ અભાવનો પ્રસંગ આવશે. કારણ કે તે પણ તને પ્રત્યક્ષ ગોચર નથી. હવે બીજો પક્ષ લેતાં સર્વ લોકોને પ્રત્યક્ષ અગોચર હોવાથી 'જીવ નથી' એમ માનવામાં આવે, તો તે પણ અસિદ્ધ છે. કારણ કે સર્વ જનોને જે વસ્તુ પ્રત્યક્ષ છે, તે તને અપ્રત્યક્ષ છે. કદાચ તે પણ તને પ્રત્યક્ષ છે એમ માનીએ, તો તનેજ સર્વજ્ઞ જીવપણાનો પ્રસંગ પ્રાપ્ત થશે. વળી આ ચૈતન્ય છે, તે ભૂતોનો સ્વભાવ છે કે તેમનું કાર્ય છે? તેમનો સ્વભાવ તો નથી. કારણ કે તે બધાં અચેતન છે. તેમજ કાર્ય પણ નથી. કારણ કે ભૂતોની સદૃશતાનો તેમાં અભાવ છે. હવે મદ્યાંગથી મદશક્તિની જેમ સમસ્ત ભૂતો સાથે મળવાથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે—એમ જો માનીએ, તો તે પણ અસંગત છે, કારણ કે જો એ પ્રત્યેક ભૂતમાં નથી, તો સમસ્ત ભૂતો સાથે મળતાં પણ તે ચૈતન્ય ઉત્પન્ન નહિ થાય, જેમ વેળુના એક કણમાં તેલ નથી તેમ ઘણા કણોમાં પણ તેલ નથી, અને મદ્યાંગમાં તો દરેકમાં મદશક્તિ વિદ્યમાન ઉપલબ્ધ થાય છે. માટે આ સર્વાનુભવ–સિદ્ધ ચૈતન્ય રૂપ જે કોઇ વસ્તુનો સ્વભાવ છે, તે ભૂત–ચતુષ્ટયથી અતિરિક્ત અને પરલોકમાં જનાર જીવ છે."

રાજાએ કહ્યું—"જો પરલોકે જનાર જીવ હોય, તો મારો પિતા પ્રાણી–વધ પ્રમુખ મહા–પાપમાં આસકત હતો, તેથી તમારા મત પ્રમાણે તે નરકમાં ઉત્પન્ન થયો હશે, તો તે અહીં આવીને મને પાપ થકી કેમ અટકાવતો નથી?"

ગુરૂ બોલ્યા—"જેમ કોઇ અપરાધી કેદખાનામાં પડયો હોય, તે પોતાના બંધુઓને પણ જોવા પામતો નથી, તો તેમની સાથે વાત કરવાને કેમ પામે? એમ નારક જીવો પણ કર્મથી પરતંત્ર બની નરકમાંથી નીકળવા પણ પામતા નથી."

રાજાએ કહ્યું—"જો એમ હોય તો મારી માતા જિનધર્મમાં તત્પર હતી અને જીવદયામાં સાવધાન હતી, તે સ્વર્ગે ગઇ હશે. તો તે અહીં આવીને મને કેમ પ્રતિબોધ આપતી નથી?"

ગુરૂ બોલ્યા—" સ્વર્ગમાં દેવતાઓ સ્વાભાવિક સુંદર દેવાંગનાઓના પ્રેમમાં લુબ્ધ હોવાથી, મોટી સમૃદ્ધિમાં તેમનું મન આક્ષિપ્ત હોવાથી, દિવ્ય સુખમાં વધારે આસક્ત હોવાથી, મનુષ્યો કરતાં તેમના કાર્યો સ્વતંત્ર હોવાથી, તિર્ચ્છાલોકની દુર્ગંધ ઉછળતી હોવાથી, જિનેશ્વરોના પંચ કલ્યાણક તેમજ તેમના સમવસરણાદિ વિના અહીં આવવાને ઈચ્છતા નથી. "

રાજાએ કહ્યું—" મેં એક ચોરના, ખદિર ( ખેર ) ના લાકડાની જેમ સૂક્ષ્મ કટકા કરી નાખ્યા, પરંતુ તેમાં ભૂત કરતાં અતિરિક્ત કોઈ જીવ મારા જોવામાં ન આવ્યો. "

ગુરૂ બોલ્યા—" અરણિના કાષ્ઠને કોઈએ ખંડ ખંડ કરી નાખ્યું, છતાં તેમાં અગ્નિ જોવામાં ન આવી અને બીજા કોઈએ ઘર્ષણના પ્રયોગથી અગ્નિ જગાવી. જ્યારે આવા મૂર્ત્ત ( રૂપી ) પદાર્થો વિદ્યમાન છતાં જોવામાં આવતા નથી, તો અમૂર્ત્ત ( અરૂપી ) જીવ સાક્ષાત્ જોવામાં ન આવે, તેમાં વિરોધ શો ? "

રાજાએ કહ્યું—" એક ચોરને જીવતો મેં લોઢાની મંજૂષામાં ઘાલ્યો પછી તેને બંધ કરીને યત્નપૂર્વક દૂર મૂકાવી દીધી. કેટલોક વખત જતાં તે ચોર તેમાંજ મરણ પામ્યો, અને કૃમિપુંજ થઇ ગયો. તેમાં દેહ માત્ર નષ્ટ થયો. જો ઘટની અંદર પ્રવેશ કરતાં અને નીકળતાં ચટક પક્ષી સમાન કોઇ જીવ હોય તો તેમાંથી નીકળ્યો અને પ્રવેશ પામ્યો હોય, અને તેથી લોહ-મંજૂષામાં તેટલું છિદ્ર થયું હોય, પરંતુ તેવું કશું જોવામાં ન આવ્યું. માટે ભૂત કરતાં વ્યતિરિક્ત જીવ નથી. "

ગુરૂ બોલ્યા—" એક નગરમાં કોઇ શંખ વગાડનારે શંખ વગાડ્યો. તેનો એવો વિજ્ઞાનાતિશય હતો કે જેથી સાંભળનારાઓને એમ લાગતું કે જાણે તે કાનની પાસેજ વગાડે છે. એક વખતે રાજાને પાયખાને જવાના વખતે તેણે શંખ ધમ્યો. જેથી 'આતો કાન પાસેજ ધમે છે' એવી આશંકાથી તેને નિહારનો નિરોધ થયો. આથી રાજાએ કોપાયમાન થઇને તેને મારવાનો આદેશ કર્યો, ત્યારે તે પુરૂષે કહ્યું-' હે દેવ! હું શંખ તો દૂર રહી વગાડું છું, પરંતુ કાન પાસે ધમતો હોઉં એમ લાગે છે; કારણકે મારૂં શરીર મજબુત છે. જો તમને વિશ્વાસ ન હોય, તો મને દૂર બેસારીને જુઓ.' એટલે રાજાએ તેને એક કોઠીમાં નાખ્યો અને તેને ઢાંકીને દૂર મૂકાવી. પછી શંખ ધમાવ્યો, તો પણ શંખનો તેવોજ અવાજ બધાના સાંભળવામાં આવ્યો, ત્યારે કુંભીને જોતાં તેમાં નીકળવાનું છિદ્ર ક્યાં જોવામાં ન આવ્યું. તેમજ લોહપિંડને ધમતા કયા છિદ્રથી તેમાં અગ્નિ દાખલ થઇ કે જેથી તે અગ્નિરૂપ બની ગયો? તેમ અહીં પણ શબ્દ અને અગ્નિ કરતાં અત્યંત સૂક્ષ્મ જીવ નીકળે કે દાખલ થાય-તેમાં કાંઇ વિરોધ નથી."

મંદિરરૂપ પ્રમાદનો ત્યાગ કરીને પરલોકના હિતકારી એવા ધર્મનો આદર કરો.' એમ સાંભળતાં રાજા બોલ્યો કે—'હે ભગવન્! એ વાત મારા ચિત્તને રૂચતી નથી. કારણ કે પૃથ્વી, જળ, અગ્નિ, અને વાયુથી અતિરિક્ત પરલોકમાં જનાર જીવજ નથી. વળી યુક્તિથી વિચાર કરતાં જીવની અસિદ્ધિ ઉપસ્થિત થાય છે. આકાશ પુષ્પની જેમ પ્રત્યક્ષ–ગોચર ન હોવાથી જીવ નથી. જે જે વસ્તુ છે, તે ઉપર કહેલ ચાર ભૂતની જેમ પ્રત્યક્ષ–ગોચર છે.'

એ પ્રમાણે રાજાનો નાસ્તિક વાદ સાંભળતાં ગુરૂ મહારાજ યુક્તિ બતાવતાં બોલ્યા કે—"હે ભદ્ર! શું એ જીવ, માત્ર તનેજ પ્રત્યક્ષ–અગોચર છે કે સર્વને? તેમાં જો તને પ્રત્યક્ષ અગોચર હોવાથી 'જીવ નથી' એમ માની લઇએ, તો દેશ, કાલ અને સ્વભાવથી અત્યંત દૂર રહેલ પુષ્કળ પૃથ્વી, પર્વતાદિક વસ્તુઓમાં પણ અભાવનો પ્રસંગ આવશે. કારણ કે તે પણ તને પ્રત્યક્ષ ગોચર નથી. હવે બીજો પક્ષ લેતાં સર્વ લોકોને પ્રત્યક્ષ અગોચર હોવાથી 'જીવ નથી' એમ માનવામાં આવે, તો તે પણ અસિદ્ધ છે. કારણ કે સર્વ જનોને જે વસ્તુ પ્રત્યક્ષ છે, તે તને અપ્રત્યક્ષ છે. કદાચ તે પણ તને પ્રત્યક્ષ છે એમ માનીએ, તો તનેજ સર્વજ્ઞ જીવપણાનો પ્રસંગ પ્રાપ્ત થશે. વળી આ ચૈતન્ય છે, તે ભૂતોનો સ્વભાવ છે કે તેમનું કાર્ય છે? તેમનો સ્વભાવ તો નથી. કારણ કે તે બધાં અચેતન છે. તેમજ કાર્ય પણ નથી. કારણ કે ભૂતોની સદૃશતાનો તેમાં અભાવ છે. હવે મદ્યાંગથી મદશક્તિની જેમ સમસ્ત ભૂતો સાથે મળવાથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે–એમ જો માનીએ, તો તે પણ અસંગત છે, કારણ કે જો એ પ્રત્યેક ભૂતમાં નથી, તો સમસ્ત ભૂતો સાથે મળતાં પણ તે ચૈતન્ય ઉત્પન્ન નહિ થાય, જેમ વેળુના એક કણમાં તેલ નથી તેમ ઘણા કણોમાં પણ તેલ નથી, અને મદ્યાંગમાં તો દરેકમાં મદશક્તિ વિદ્યમાન ઉપલબ્ધ થાય છે. માટે આ સર્વાનુભવ–સિદ્ધ ચૈતન્ય રૂપ જે કોઇ વસ્તુનો સ્વભાવ છે, તે ભૂત–ચતુષ્ટયથી અતિરિક્ત અને પરલોકમાં જનાર જીવ છે."

રાજાએ કહ્યું—"જો પરલોકે જનાર જીવ હોય, તો મારો પિતા પ્રાણી–વધ પ્રમુખ મહા–પાપમાં આસક્ત હતો, તેથી તમારા મત પ્રમાણે તે નરકમાં ઉત્પન્ન થયો હશે, તો તે અહીં આવીને મને પાપ થકી કેમ અટકાવતો નથી?"

ગુરૂ બોલ્યા—"જેમ કોઇ અપરાધી કેદખાનામાં પડયો હોય, તે પોતાના બંધુઓને પણ જોવા પામતો નથી, તો તેમની સાથે વાત કરવાને કેમ પામે? એમ નારક જીવો પણ કર્મથી પરતંત્ર બની નરકમાંથી નીકળવા પણ પામતા નથી."

રાજાએ કહ્યું—"જો એમ હોય તો મારી માતા જિનધર્મમાં તત્પર હતી અને જીવદયામાં સાવધાન હતી, તે સ્વર્ગે ગઇ હશે. તો તે અહીં આવીને મને કેમ પ્રતિબોધ આપતી નથી?"

ગુરૂ બોલ્યા—" સ્વર્ગમાં દેવતાઓ સ્વાભાવિક સુંદર દેવાંગનાઓના પ્રેમમાં લુબ્ધ હોવાથી, મોટી સમૃદ્ધિમાં તેમનું મન આક્ષિપ્ત હોવાથી, દિવ્ય સુખમાં વધારે આસક્ત હોવાથી, મનુષ્યો કરતાં તેમના કાર્યો સ્વતંત્ર હોવાથી, તિર્છાલોકની દુર્ગંધ ઉછળતી હોવાથી, જિનેશ્વરોના પંચ કલ્યાણક તેમજ તેમના સમવસરણાદિ વિના અહીં આવવાને ઈચ્છતા નથી. "

રાજાએ કહ્યું—" મેં એક ચોરના, ખદિર ( ખેર ) ના લાકડાની જેમ સૂક્ષ્મ કટકા કરી નાખ્યા, પરંતુ તેમાં ભૂત કરતાં અતિરિક્ત કોઈ જીવ મારા જોવામાં ન આવ્યો. "

ગુરૂ બોલ્યા—" અરણિના કાષ્ઠને કોઈએ ખંડ ખંડ કરી નાખ્યું, છતાં તેમાં અગ્નિ જોવામાં ન આવી અને બીજા કોઇએ ઘર્ષણના પ્રયોગથી અગ્નિ જગાવી. જ્યારે આવા મૂર્ત્ત ( રૂપી ) પદાર્થો વિદ્યમાન છતાં જોવામાં આવતા નથી, તો અમૂર્ત્ત ( અરૂપી ) જીવ સાક્ષાત્ જોવામાં ન આવે, તેમાં વિરોધ શો ? "

રાજાએ કહ્યું—" એક ચોરને જીવતો મેં લોઢાની મંજૂષામાં ઘાલ્યો પછી તેને બંધ કરીને યત્નપૂર્વક દૂર મૂકાવી દીધી. કેટલોક વખત જતાં તે ચોર તેમાંજ મરણ પામ્યો, અને કૃમિપુંજ થઇ ગયો. તેમાં દેહ માત્ર નષ્ટ થયો. જો ઘટની અંદર પ્રવેશ કરતાં અને નીકળતાં ચટક પક્ષી સમાન કોઇ જીવ હોય તો તેમાંથી નીકળ્યો અને પ્રવેશ પામ્યો હોય, અને તેથી લોહ-મંજૂષામાં તેટલું છિદ્ર થયું હોય, પરંતુ તેવું કશું જોવામાં ન આવ્યું. માટે ભૂત કરતાં વ્યતિરિક્ત જીવ નથી. "

ગુરૂ બોલ્યા—" એક નગરમાં કોઇ શંખ વગાડનારે શંખ વગાડ્યો. તેનો એવો વિજ્ઞાનાતિશય હતો કે જેથી સાંભળનારાઓને એમ લાગતું કે જાણે તે કાનની પાસેજ વગાડે છે. એક વખતે રાજાને પાયખાને જવાના વખતે તેણે શંખ ધમ્યો. જેથી 'આતો કાન પાસેજ ધમે છે' એવી આશંકાથી તેને નિહારનો નિરોધ થયો. આથી રાજાએ કોપાયમાન થઇને તેને મારવાનો આદેશ કર્યો, ત્યારે તે પુરૂષે કહ્યું-' હે દેવ! હું શંખ તો દૂર રહી વગાડું છું, પરંતુ કાન પાસે ધમતો હોઉં એમ લાગે છે; કારણકે મારૂં શરીર મજબુત છે. જો તમને વિશ્વાસ ન હોય, તો મને દૂર બેસારીને જુઓ.' એટલે રાજાએ તેને એક કોઠીમાં નાખ્યો અને તેને ઢાંકીને દૂર મૂકાવી. પછી શંખ ધમાવ્યો, તો પણ શંખનો તેવોજ અવાજ બધાના સાંભળવામાં આવ્યો, ત્યારે કુંભીને જોતાં તેમાં નીકળવાનું છિદ્ર ક્યાં જોવામાં ન આવ્યું. તેમજ લોહપિંડને ધમતા કયા છિદ્રથી તેમાં અગ્નિ દાખલ થઇ કે જેથી તે અગ્નિરૂપ બની ગયો ? તેમ અહીં પણ શબ્દ અને અગ્નિ કરતાં અત્યંત સૂક્ષ્મ જીવ નીકળે કે દાખલ થાય-તેમાં કાંઇ વિરોધ નથી."

રાજાએ કહ્યું—" એક ચોરને મેં મારતી વખતે તોળી જોયો, પછી તેનું ગળું મરડીને તેને મારી નાખ્યો અને પાછો તેને તોળી જોયો. ત્યારે તે પ્રથમ હતો, તેટલોજ પાછળથી વજનમાં થયો. તેથી ઘટની અંદર પ્રવેશ કરતાં અને નીકળતાં ચટક પક્ષીની જેમ કંઇ જાણવામાં ન આવ્યું કે જે મરણ પામ્યું હોય. "

ગુરૂ બોલ્યા—" એક ગોવાળે કૌતુકથી એક મસક પવનથી ભરાવી અને તેને તોળાવી. પછી ખાલી કરીને પાછી તોળાવી એટલે પવનથી ભરેલ મસક જેટલુંજ ખાલીનું વજન થયું. જ્યારે સ્પર્શેંદ્રિય યુક્ત મૂર્ત્ત પવનના સદ્ભાવ અને અભાવમાં કંઇ વિશેષતા નથી, તો અમૂર્ત્ત જીવમાં કાંઇ વજન ન જણાય તો તેમાં વિરોધ શો ? માટે સર્વ પ્રાણીઓમાં શરીર કરતાં અતિરિક્ત, સર્વને સંવેદનના અનુભવથી પ્રત્યક્ષ ચૈતન્યરૂપ પતાકા—ચલનના લક્ષણ યુક્ત પવનની જેમ ગમનાદિ ચેષ્ટાના લક્ષણયુક્ત જીવ વિદ્યમાન છે—એમ શ્રદ્ધાપૂર્વક માનવું જોઇએ. "

એ પ્રમાણે સાંભળતાં રાજાએ વિચાર—વૃત્તિને ફેરવીને કહ્યું કે—' ભગવન્ ! તમારા વચનરૂપ મંત્રથી મારો મોહરૂપ પિશાચ નષ્ટ તો થયો; પરંતુ કુલ—ક્રમાગત નાસ્તિક—વાદનો ત્યાગ હું શી રીતે કરી શકું ? ' ત્યારે ગુરૂમહારાજ બોલ્યા કે—"હે નરેંદ્ર ! જો વિવેક જાગ્રત થાય, તો એનો ત્યાગ કરવો જરા પણ દુષ્કર નથી. ક્રમાગત વ્યાધિ કે દરિદ્રતા શું મૂકવા યોગ્ય નથી ? અને વળી ધનાર્થી પુરૂષોએ ભમતાં ભમતાં અનુક્રમે લોહ, રૂપું અને કનક હાથ આવતાં પ્રથમ લીધેલ મૂકીને છેવટે રત્નો ગ્રહણ કર્યાં અને કેટલાક સંપત્તિના ભાજન થયા. તેમજ જેમણે પ્રથમ લીધેલ લોહનો ત્યાગ ન કર્યો, તેઓ દુઃસ્થિત રહીને શોકમાં નિમગ્ન થયા. માટે ક્રમાગત કદાગ્રહનો ત્યાગ ન કરતાં તારી પણ એ દશા ન થાય, એ વિચારવા યોગ્ય છે." એમ સાંભળતા પ્રદેશી રાજાએ નાસ્તિકવાદનો ત્યાગ કરી દીધો અને સમ્યકત્વ સાથે શ્રાવકના બાર વ્રતનો સ્વીકાર કર્યો. મનમાં સંવેગને ધારણ કરીને ચિરકાળ તે નિરતિચારપણે ધર્મ આરાધવા લાગ્યો. તેણે અનેક જિનભવનો નવાં કરાવ્યા અને જીર્ણ થયેલા જિન મંદિરોનો ઉદ્ધાર કરાવ્યો. સર્વત્ર વિસ્તારથી તે જિનેશ્વરની રથયાત્રાઓ કરાવતો, સાધુવર્ગનો સત્કાર કરતો અને પર્વ દિવસે વિધિપૂર્વક પૌષધવ્રત કરવા લાગ્યો. વળી તેણે બીજા અનેક લોકોને જિનધર્મમાં સ્થાપન કર્યા; તેમજ વિષય—સુખને વિષ સમાન માનીને યુવતિ ભોગવવાનો ત્યાગ કર્યો, આથી કામાતુર થયેલ સૂર્યકાંતા ચિંતવવા લાગી કે—' રાજા પોતે વિષયનું સેવન કરતો નથી અને મને સદા સ્વાધીન કરી બેઠો છે. તેથી મરતો નથી અને માંચડો મૂકતો નથી ' એ કહેવત સાચી ઠરી. માટે કોઈ પણ વિષાદિકના પ્રયોગથી હું રાજાનો ઘાત કરૂં, અને પુત્રને રાજ્યપર બેસારીને હું ઇચ્છાનુસાર ભોગ ભોગવું.' એમ ધારીને પૌષધોપવાસના પારણામાં, વિષયાસકત તે દુષ્ટ કાંતાએ રાજાના અશન—પાનમાં વિષ મેળવી દીધું. જેથી રાજાના દેહમાં દુઃસહ દાહ—વેદના થઇ

પડી. 'આ વિષ સૂર્યકાંતાએ આપ્યું' એમ રાજાના જાણવામાં આવ્યું. એટલે પોતાનો મરણ–સમય જાણી, પાંચ અણુવ્રતોનો ઉચ્ચાર કરતાં તે પોતાના આત્માને આ પ્રમાણે સમજાવવા લાગ્યો.

" હે આત્મન્! તું બધા પ્રાણીઓપર મૈત્રી ધારણ કર. કોઈ ઉપર પણ રોષ લાવીશ નહીં; તેમજ સૂર્યકાંતા પર તો વિશેષ મૈત્રી ધારીલેજે. એણે એમ કરતાં તારી સ્નેહની સાંકળ તોડી છે. જે કર્મ નરકાદિકમાં અવશ્ય વેદવાનું હતું, તેની ઉદીરણા કરાવીને અહીં ક્ષીણ કરાવતી એ તારી ઉપકારી થઇ છે. જો ચિરકાલ તીવ્ર તપ તપીને એના પ્રત્યે રોષ લાવીશ, તો એક કુંકમાત્રમાં તે તપની સાથે કીંમતી ધર્મને પણ હારી જઇશ. અનંત સંસારમાં નારક અને તિર્યંચના જન્મમાં જતાં તેં અનંતીવાર જે તીક્ષ્ણ દુઃખો સહનં કર્યાં છે, તેના કરતાં તો આ બહુજ અલ્પ દુખ છે. માટે ધીરજ ધારણ કરીને પોતે કરેલ કટુ કર્મનું આ ફળ છે, એમ સમજી સહન કરી લે. "

એ પ્રમાણે સમાધિપૂર્વક પંચ નમસ્કારનું સ્મરણ કરતાં, તેમજ આલોચના અને પ્રતિક્રમણ કરતાં પરદેશી રાજાએ દેહ છોડયો. અને એ આચરેલ ધર્મ અને ભાવનાના અનુભાવથી **સૌધર્મ** દેવલોકના તિલક સમાન તે **સૂર્યાભ** નામના વિમાનમાં સૂર્ય સમાન તે **સૂર્યાભ** નામે દેવ થયો. ત્યાં ચાર પલ્યોપમનું આયુષ્ય પાળી ત્યાંથી ચવીને મહાવિદેહમાં ઉત્તમ કુળમાં જન્મ પામી સંયમ આરાધીને તે મોક્ષપદને પામશે. "



# પ્રકરણ ૬ ઠું.

## ગુરૂસેવા વિષયે લક્ષ્મીની કથા.

( અહીં શ્રી હેમચંદ્રસૂરિ કુમારપાલને કહે છે. )

" હે રાજન્! કાર્ય–અકાર્યને પ્રકાશવામાં નિપુણ એવા ગુરૂનો ઉપદેશ સાંભળતાં જીવ પાપમુક્ત થઇને **લક્ષ્મીની** જેમ કલ્યાણને પ્રાપ્ત કરે છે." ત્યારે રાજાએ પૂછ્યું—' હે ભગવન્! એ લક્ષ્મી કોણ ? '

એટલે—ગુરૂ મહારાજ બોલ્યા કે—" હે રાજેંદ્ર! સાંભળ—

### લક્ષ્મીની કથા.



આ જ ભરક્ષેત્રમાં સુરનગરની જેમ બહુ વિબુધ ( સુજ્ઞ કે દેવ ) થી સંપૂર્ણ અને કેવળ સ્તુતિપાત્ર એવું **જયપુર** નામે એક પ્રવર નગર છે ત્યાં શ્રેષ્ઠ સૈન્યયુક્ત અને મંદરાચલ સમાન એવો **નરસુંદર** નામે રાજા હતો કે જેણે શત્રુસૈન્યરૂપ સાગરનું મથન કરીને લક્ષ્મી આકર્ષી લીધી હતી. ત્યાં એ રાજાને માનનીય, સમસ્ત નાગર જનોને વિશેષ આદરપાત્ર તથા દેવ–ગુરૂના ચરણે ભક્તિ ધરાવનાર એવો

**જિનદત્ત** નામે શ્રેષ્ઠી હતો. ન્યાયની સાથે જેમ લક્ષ્મી અને ધર્મની સાથે જેમ સર્વ પ્રાણીઓ પ્રત્યે દયા, તેમ તે શ્રેષ્ઠીને નિર્મળ ગુણોથી યશ મેળવનાર એવી **સુયશા** નામે સહચરી (પત્ની) હતી. પૂર્વ ભવમાં આરોપિત કરેલ સુકૃતરૂપ કલ્પવૃક્ષના ફળ સમાન મનોવાંછિત વિષયસુખ ભોગવતાં તેમણે કેટલોક કાળ વ્યતીત કર્યો.

એક દિવસે રાત્રે નિદ્રાવશ થયેલ સુયશાએ સ્વપ્નમાં, હિમવંત નામના મહાપર્વતમાં રહેલ પદ્મદ્રહમાં વસનારી **લક્ષ્મી**દેવીને પોતાના ઘરે આવેલી દીઠી. એવામાં જાગ્રત થતાં મનમાં અત્યંત સંતુષ્ટ થઇને સુયશાએ સ્વપ્નની વાત શેઠને કહી સંભળાવી. ત્યારે શ્રેષ્ઠીએ કહ્યું કે—'હે તન્વંગી ! પુણ્યના એક નિધાનરૂપ અને ઉત્તમ ગુણોથી વિરાજિત એવી પુત્રી તને પ્રાપ્ત થશે.' શેઠનું આ વચન સુયશાએ બહુ માનથી માન્ય કર્યું અને હર્ષની સાથે તે ગર્ભને ધારણ કરવા લાગી. ગર્ભના પ્રભાવથી તે શરીરે વિશેષ સુંદરતા પામી. શરદઋતુમાં ચંદ્રકળા શું વધારે ઉજ્જવળતાને ન પામે ? વળી ધર્મને વિષે તે રક્ત હતી, છતાં તેમાં અધિક ઉદ્યત થઇ, કારણ કે ગર્ભના પ્રભાવથી મહિલાઓને મનોરથ થાય છે. તે ગર્ભ વૃદ્ધિ પામતાં, સંપૂર્ણ ચંદ્રમંડળનો ઉદય થતાં વેળમાં જેમ સમુદ્ર વૃદ્ધિ પામે, તેમ શ્રેષ્ઠ લક્ષ્મીથી વૃદ્ધિ પામવા લાગ્યો.

પછી અવસર આવતાં સુયશાએ, મધુર વાણીને સજ્જન-રસનાની જેમ સકલ જનને આનંદ પમાડનાર તથા ધરણીના તિલક સમાન એવી પુત્રીરત્નને જન્મ આપ્યો. એટલે મનમાં સંતોષ પામતા શ્રેષ્ઠીએ વર્ધાપન કરાવ્યું. કારણ કે સુકૃતશાળી જનોને અલભ્ય કંઇ નથી. હવે એક માસ વ્યતીત થતાં સુયશાએ સ્વપ્નમાં લક્ષ્મીદેવીને જોઇ હતી, એમ ધારીને શ્રેષ્ઠીએ મહાવિભૂતિ પૂર્વક તેણીનું **લક્ષ્મી** એવું નામ રાખ્યું. પછી અનુક્રમે ગુણસમૂહથી કીર્તિ અને સુજન-સંગથી સુમતિની જેમ તે બાળા મનોવાંછિત અર્થયોગથી વૃદ્ધિ પામવા લાગી. કંઇક તરૂણી થતાં તે સખીઓની જેમ લિપિ ગણિત પ્રમુખ કળાઓથી વિરાજમાન થઇ, એટલે ઉપાધ્યાયો તો એને માત્ર સાક્ષીભૂત થયા. જિનધર્મમાં તો તેને મૂલથીજ સંપૂર્ણ શ્રદ્ધા હતી, છતાં પુણ્યોદયથી શ્રાવક-કુળમાં ઉત્પત્તિ, તે તેને નિમિત્તરૂપ થઇ. તે સ્વાધ્યાય શીખવા લાગી અને તેનો અર્થ ગુરૂની પાસે સાંભળવા લાગી; જિનેશ્વરોની તે પૂજા કરતી અને તેમની આગળ વિચિત્ર નૈવેદ્યાદિક ધરાવતી હતી. સાધુઓને તે ભક્તિથી દાન દેતી અને સાધર્મિજનોનું વાત્સલ્ય કરતી હતી. વળી કર્મપ્રકૃતિના દુર્બોધ વિચારો તે બીજાઓને સમજાવતી હતી. દેવ-ગુરૂના ગુણ-કીર્તનથી તે અન્ય જનોને ધર્મ ભાવના ઉપજાવતી હતી. એ પ્રમાણે અનેક પ્રકારની અસામાન્ય ક્રીડાઓ કરતી તે બાળા પોતાની બાલ્યાવસ્થા વ્યતીત કરવા લાગી.

એક દિવસે જિનદત્ત શેઠને ચિંતાતુર જોઇને લક્ષ્મીએ પૂછયું કે—' હે તાત ! તમે આમ સખેદ કેમ જણાઓ છો ? ' ત્યારે શેઠ બોલ્યો કે—" હે વત્સે ! આજે હું રાજસભામાં રાજા આગળ બેઠો હતો, તેવામાં પ્રતિહારે નિવેદન કરેલ કોઇ પુરુષે હાથમાં પુષ્પ, ફળ લઇ રાજાને પ્રણામ કરીને વિજ્ઞપ્તિ કરી કે—

" અહીં **સિદ્ધાવહ** નામે વિશ્વવિખ્યાત ગામ છે. ત્યાં પાપકર્મથી વિમુખ, વિશુદ્ધ વ્યવહારયુક્ત, વિષયાસક્તિથી વિમુક્ત અને ધર્મ પરાયણ એવો **ધર્મદેવ** નામે ગૃહસ્થ હતો. તેનો હું મુગ્ધ પુત્ર છું. પણ જેવો મારો પિતા હતો, તેવો હું નથી, તેથી ' કારણને અનુરૂપ કાર્ય હોય ' એ કહેવતને મેં અસત્ય બનાવી. એક દિવસે પવનથી હણાયેલ ધ્વજાના અગ્રભાગ સમાન જગતના સર્વ પદાર્થોની ચંચલતાના નિયમ પ્રમાણે પરલોક તરફ પ્રયાણ કરતા મારા પિતાએ મને એવો ઉપદેશ આપ્યો કે—

" सव्वाहमं विमुत्तुं पुत्तय ! सव्वुत्तमं निसेविज्जा ।
जम्हा वरं कयन्नू न पुणो एयं कयग्घं ति " ॥

**અર્થ**—હે પુત્ર ! સર્વ કરતાં અધમને મૂકીને સર્વ કરતાં ઉત્તમને સેવજે. કારણ કે કૃતજ્ઞ સારો, પણ આ કૃતઘ્ન હિતકર નથી.

એમ કહીને મારો પિતા મરણ પામ્યો. પછી વખત જતાં મારો પણ શોક ઓછો થવાથી મેં એ ઉપદેશના અર્થનો વિચાર કર્યો; પરંતુ તેનો પરમાર્થ મારા જાણવામાં ન આવ્યો. તેથી તે જાણવા માટે હું અનેક દેશોમાં ભમ્યો અને શાસ્ત્રના અવગાહનથી પાકેલ બુદ્ધિવાળા મહાપુરુષોને મેં પૂછયું; પરંતુ કોઇએ પણ મને પરમાર્થ કહી ન બતાવ્યો. એવામાં મારા સાંભળવામાં આવ્યું કે—' જયપુરના સ્વામી નરસુંદર રાજાના પ્રધાન પુરુષો વિશુદ્ધ બુદ્ધિના નિધાન છે. તે એ ઉપદેશનો પરમાર્થ સમજી શકશે. ' તેથી હે દેવ ! હું અહીં આવેલ છું. માટે મારાપર અનુગ્રહ કરીને મને તે કહેવરાવો. " ત્યારે રાજાએ મારા મુખ ભણી જોયું અને પછી બીજા પ્રધાન પુરુષોની તરફ જોયું. ત્યાર પછી તેણે જણાવ્યું કે—' હે વિચક્ષણો ! ઉપદેશનો અર્થ બરાબર વિચારીને કહો.' ' હે દેવ ! અમે આપના આદેશ પ્રમાણે પ્રયત્ન કરીએ છીએ.' એમ કહીને જેટલામાં તેના અર્થનો વિચાર કરવા બેઠા, તેવામાં અમે કંઇપણ સમજી શક્યા નહિ, એટલે રાજાએ અમારૂં મન જાણીને કહ્યું કે—' અત્યારે તમે ઘરે જાઓ. એનો અર્થ પાછલા પહોરે કહી સંભળાવજો ' રાજાએ એમ કહેતાં પ્રધાન પુરુષો રાજાને પ્રણામ કરીને પોતપોતાના ઘરે ગયા. હે વત્સે ! એજ મારા વિષાદનું મુખ્ય કારણ સમજી લે. "

એ પ્રમાણે સાંભળતાં લક્ષ્મી બોલી કે—" હે તાત ! અત્યારે દેવ-ગુરુની પૂજા કરી અને સુપાત્રે દાન આપીને તમે ભોજન કરો. એ ચિંતામાં હવે મનને

**જિનદત્ત** નામે શ્રેષ્ઠી હતો. ન્યાયની સાથે જેમ લક્ષ્મી અને ધર્મની સાથે જેમ સર્વ પ્રાણીઓ પ્રત્યે દયા, તેમ તે શ્રેષ્ઠીને નિર્મળ ગુણોથી યશ મેળવનાર એવી **સુયશા** નામે સહચરી ( પત્ની ) હતી. પૂર્વ ભવમાં આરોપિત કરેલ સુકૃતરૂપ કલ્પવૃક્ષના ફળ સમાન મનોવાંછિત વિષયસુખ ભોગવતાં તેમણે કેટલોક કાળ વ્યતીત કર્યો.

એક દિવસે રાત્રે નિદ્રાવશ થયેલ સુયશાએ સ્વપ્નમાં, હિમવંત નામના મહાપર્વતમાં રહેલ પદ્મદ્રહમાં વસનારી **લક્ષ્મી**દેવીને પોતાના ઘરે આવેલી દીઠી. એવામાં જાગ્રત થતાં મનમાં અત્યંત સંતુષ્ટ થઇને સુયશાએ સ્વપ્નની વાત શેઠને કહી સંભળાવી. ત્યારે શ્રેષ્ઠીએ કહ્યું કે—' હે તન્વંગી ! પુણ્યના એક નિધાનરૂપ અને ઉત્તમ ગુણોથી વિરાજિત એવી પુત્રી તને પ્રાપ્ત થશે. ' શેઠનું આ વચન સુયશાએ બહુ માનથી માન્ય કર્યું અને હર્ષની સાથે તે ગર્ભને ધારણ કરવા લાગી. ગર્ભના પ્રભાવથી તે શરીરે વિશેષ સુંદરતા પામી. શરદઋતુમાં ચંદ્રકળા શું વધારે ઉજ્જવળતાને ન પામે ? વળી ધર્મને વિષે તે રકત હતી, છતાં તેમાં અધિક ઉદ્યત થઇ, કારણ કે ગર્ભના પ્રભાવથી મહિલાઓને મનોરથ થાય છે. તે ગર્ભ વૃદ્ધિ પામતાં, સંપૂર્ણ ચંદ્રમંડળનો ઉદય થતાં વેળમાં જેમ સમુદ્ર વૃદ્ધિ પામે, તેમ શ્રેષ્ઠિ લક્ષ્મીથી વૃદ્ધિ પામવા લાગ્યો.

પછી અવસર આવતાં સુયશાએ, મધુર વાણીને સજ્જન-રસનાની જેમ સકલ જનને આનંદ પમાડનાર તથા ધરણીના તિલક સમાન એવી પુત્રીરત્નને જન્મ આપ્યો. એટલે મનમાં સંતોષ પામતા શ્રેષ્ઠીએ વર્ધાપન કરાવ્યું. કારણ કે સુકૃતશાળી જનોને અલભ્ય કંઇ નથી. હવે એક માસ વ્યતીત થતાં સુયશાએ સ્વપ્નમાં લક્ષ્મીદેવીને જોઇ હતી, એમ ધારીને શ્રેષ્ઠીએ મહાવિભૂતિ પૂર્વક તેણીનું **લક્ષ્મી** એવું નામ રાખ્યું. પછી અનુક્રમે ગુણસમૂહથી કીર્ત્તિ અને સુજન-સંગથી સુમતિની જેમ તે બાળા મનોવાંછિત અર્થયોગથી વૃદ્ધિ પામવા લાગી. કંઇક તરૂણી થતાં તે સખીઓની જેમ લિપિ ગણિત પ્રમુખ કળાઓથી વિરાજમાન થઇ, એટલે ઉપાધ્યાયો તો એને માત્ર સાક્ષીભૂત થયા. જિનધર્મમાં તો તેને મૂલથીજ સંપૂર્ણ શ્રદ્ધા હતી, છતાં પુણ્યોદયથી શ્રાવક-કુળમાં ઉત્પત્તિ, તે તેને નિમિત્તરૂપ થઇ. તે સ્વાધ્યાય શીખવા લાગી અને તેનો અર્થ ગુરૂની પાસે સાંભળવા લાગી; જિનેશ્વરોની તે પૂજા કરતી અને તેમની આગળ વિચિત્ર નૈવેદ્યાદિક ધરાવતી હતી. સાધુઓને તે ભક્તિથી દાન દેતી અને સાધર્મિજનોનું વાત્સલ્ય કરતી હતી. વળી કર્મપ્રકૃતિના દુર્બોધ વિચારો તે બીજાઓને સમજાવતી હતી. દેવ-ગુરૂના ગુણ-કીર્ત્તનથી તે અન્ય જનોને ધર્મ ભાવના ઉપજાવતી હતી. એ પ્રમાણે અનેક પ્રકારની અસામાન્ય ક્રીડાઓ કરતી તે બાળા પોતાની બાલ્યાવસ્થા વ્યતીત કરવા લાગી.

એક દિવસે જિનદત્ત શેઠને ચિંતાતુર જોઇને લક્ષ્મીએ પૂછયું કે—' હે તાત ! તમે આમ સખેદ કેમ જણાઓ છો ? ' ત્યારે શેઠ બોલ્યો કે—" હે વત્સે ! આજે હું રાજસભામાં રાજા આગળ બેઠા હતા, તેવામાં પ્રતિહારે નિવેદન કરેલ કોઇ પુરૂષે હાથમાં પુષ્પ, ફળ લઇ રાજાને પ્રણામ કરીને વિજ્ઞપ્તિ કરી કે—

" અહીં **સિદ્ધાવહ** નામે વિશ્વવિખ્યાત ગામ છે. ત્યાં પાપકર્મથી વિમુખ, વિશુદ્ધ વ્યવહારયુક્ત, વિષયાસક્તિથી વિમુકત અને ધર્મ પરાયણ એવો **ધર્મદેવ** નામે ગૃહસ્થ હતો. તેનો હું મુગ્ધ પુત્ર છું. પણ જેવો મારો પિતા હતો, તેવો હું નથી, તેથી ' કારણને અનુરૂપ કાર્ય હોય ' એ કહેવતને મેં અસત્ય બનાવી. એક દિવસે પવનથી હણાયેલ ધ્વજાના અગ્રભાગ સમાન જગતના સર્વ પદાર્થોની ચંચલતાના નિયમ પ્રમાણે પરલોક તરફ પ્રયાણ કરતા મારા પિતાએ મને એવો ઉપદેશ આપ્યો કે—

" सव्वाहमं विमुत्तुं पुत्तय ! सव्वुत्तमं निसेविज्जा ।
जम्हा वरं कयन्नू न पुणो एयं कयग्घं ति " ॥

**અર્થ**—હે પુત્ર ! સર્વ કરતાં અધમને મૂકીને સર્વ કરતાં ઉત્તમને સેવજે. કારણ કે કૃતજ્ઞ સારો, પણ આ કૃતઘ્ન હિતકર નથી.

એમ કહીને મારો પિતા મરણ પામ્યો. પછી વખત જતાં મારો પણ શોક ઓછો થવાથી મેં એ ઉપદેશના અર્થનો વિચાર કર્યો; પરંતુ તેનો પરમાર્થ મારા જાણવામાં ન આવ્યો. તેથી તે જાણવા માટે હું અનેક દેશોમાં ભમ્યો અને શાસ્ત્રના અવગાહનથી પાકેલ બુદ્ધિવાળા મહાપુરૂષોને મેં પૂછયું; પરંતુ કોઇએ પણ મને પરમાર્થ કહી ન બતાવ્યો. એવામાં મારા સાંભળવામાં આવ્યું કે—' જયપુરના સ્વામી નરસુંદર રાજાના પ્રધાન પુરૂષો વિશુદ્ધ બુદ્ધિના નિધાન છે. તે એ ઉપદેશનો પરમાર્થ સમજી શકશે. ' તેથી હે દેવ ! હું અહીં આવેલ છું. માટે મારા-પર અનુગ્રહ કરીને મને તે કહેવરાવો. " ત્યારે રાજાએ મારા મુખ ભણી જોયું અને પછી બીજા પ્રધાન પુરૂષોની તરફ જોયું. ત્યાર પછી તેણે જણાવ્યું કે—' હે વિચક્ષણો ! ઉપદેશનો અર્થ બરાબર વિચારીને કહો.' ' હે દેવ ! અમે આપના આદેશ પ્રમાણે પ્રયત્ન કરીએ છીએ.' એમ કહીને જેટલામાં તેના અર્થનો વિચાર કરવા બેઠા, તેવામાં અમે કંઇપણ સમજી શકયા નહિ, એટલે રાજાએ અમારૂં મન જાણીને કહ્યું કે—' અત્યારે તમે ઘરે જાઓ. એનો અર્થ પાછલા પહોરે કહી સંભળાવજો ' રાજાએ એમ કહેતાં પ્રધાન પુરૂષો રાજાને પ્રણામ કરીને પોત-પોતાના ઘરે ગયા. હે વત્સે ! એજ મારા વિષાદનું મુખ્ય કારણ સમજી લે. "

એ પ્રમાણે સાંભળતાં લક્ષ્મી બોલી કે—" હે તાત ! અત્યારે દેવ-ગુરૂની પૂજા કરી અને સુપાત્રે દાન આપીને તમે ભોજન કરો. એ ચિંતામાં હવે મનને

ખેદ ન પમાડો. એ ઉપદેશનો અર્થ હું કહી બતાવીશ" આથી મનમાં સંતુષ્ટ થઇને શ્રેષ્ઠીએ પૂજાદિ કર્ત્તવ્ય બધું પૂરૂં કરીને એકાંતમાં પોતાની પુત્રીને તેનો પરમાર્થ પૂછયો. એટલે તે બોલી કે—"પરિણામે દારૂણ હોવાથી સર્વાધમ વિષય-સુખને તજીને ઉભય લોકમાં હિતકારી હોવાથી સર્વોત્તમ જિનધર્મનું સેવન કર. વળી વિષય–સુખ સેવવાથી જે શરીરને પોષે છે, તે અયુકત છે. કારણ કે કૃતઘ્ન કુતરો સારો કે જે અલ્પદાન પામતાં પણ દાતારની પાછળ પાછળ આવે છે, પરંતુ આ કૃતઘ્ન શરીર સારૂં નહિ, કારણ કે લાંબો વખત એનું લાલનપાલન કરતાં પણ પરલોકના પંથે જતા જીવની પાછળ આવતું નથી, પરંતુ અહીંજ એ વિઘટે છે. તો—

"जं चिरमुवगरियं पि हु पर–भव–चलिएण सह न जीवेण ।
एक्कं पि पयं वच्चइ तं चय देहं कयग्घमिणं" ॥

**અર્થ**—'લાંબો વખત જેનું લાલન પાલન કરતાં પણ પરલોકે ગમન કરતા જીવની સાથે શરીર એક પગલું પણ જતું નથી. તેટલા માટે એ કૃતઘ્નનો ત્યાગ કર.

એમ સાંભળીને શ્રેષ્ઠી મનમાં અત્યંત સંતુષ્ટ થયો. પછી પાછલા પહોરે તે, અમાત્ય અને સામંતોથી સંકીર્ણ રાજસભામાં ગયો. આ વખતે તે પુરૂષ પણ આવી રાજાને પ્રણામ કરીને બેઠો એટલે રાજાએ આદેશ કર્યો કે—'હે શ્રેષ્ઠિન્! પૂર્વે પૂછવામાં આવેલ ઉપદેશાર્થ કહો.' ત્યારે તેણે પુત્રીએ કહેલ બધો ઉપદેશાર્થ નિવેદન કર્યો. જે સાંભળતાં પેલો પુરૂષ બોલ્યો કે—"હે દેવ! આ અર્થ બરાબર ઘટી શકે છે. મારો પિતા નિત્ય ધર્મ–પરાયણ હતો અને હું વિષયોમાં સદા આસક્ત હતો. તેથી મારા હિતેચ્છુ પિતાએ મને આવો ઉપદેશ આપ્યો છે. માટે હે રાજેંદ્ર! તમે ધન્ય છો કે જેનો આવો વિશાલ બુદ્ધિયુકત શ્રેષ્ઠી છે. સમસ્ત પૃથ્વી ભમતાં પણ મેં આવો અર્થ ક્યાં સાંભળ્યો નહિ; પરંતુ અહીં આવતાં મારો પ્રયાસ સફળ થયો. માટે હવે હું મારા સ્થાને જાઉં છું." પછી રાજાએ તેને સત્કારપૂર્વક વિસર્જન કરતાં તે તરત વિદાય થયો. અહીં રાજાએ અત્યંત સંતુષ્ટ થઇને શ્રેષ્ઠીને વસ્ત્ર–આભરણાદિકથી સત્કાર કર્યો. એટલે શ્રેષ્ઠી પણ રાજાને પ્રણામ કરીને પોતાના ઘરે આવ્યો.

પછી એક વખતે જિનદત્ત શ્રેષ્ઠીએ પોતાની પત્નીને કહ્યું કે—'હે પ્રિયે! આ આપણી બુદ્ધિમતી પુત્રીને અહીંજ પરણાવીએ, કે જેથી એની મતિને અનુસરીને હું વર્તું.' ત્યારે સુયશા બોલી—'હે સ્વામિન્! એ આપનું કથન યથાયોગ્ય છે.' હવે તેજ નગરમાં **પ્રિયમિત્ર** શેઠના **પ્રિયંકર** નામના પુત્રને શ્રેષ્ઠીએ બહુ આડંબર પૂર્વક લક્ષ્મીને પરણાવી. ત્યાં ત્રિવર્ગનું સેવન કરતાં લક્ષ્મી કાળ નિર્ગમન કરવા લાગી.

એકદા કુમિત્રના સંગથી શુભ બુદ્ધિ નષ્ટ થતાં પ્રિયંકરે કોઈ અન્ય વણિકની વનિતા જોઇ. તે રૂપવતી રમણીને પ્રિયંકર લાંબો વખત જોઇ રહ્યો. તેના અંતરનો અભિપ્રાય કુમિત્રના જાણવામાં આવતાં તેણે પ્રિયંકરને કહ્યું—'હે મિત્ર! આમ ચિંતાતુર કેમ દેખાય છે? એ રમણી હું તને મેળવી આપું.' ત્યારે પ્રિયંકર બોલ્યો—'ભલે, એમ કર.' પછી કુમિત્ર તે રમણીને કામાયતનમાં લઇ આવ્યો અને પ્રિયંકરને પણ ત્યાં લઈ ગયો. તે બંને કામ–ભવનમાં દાખલ થયા. એવામાં દૈવયોગે એ વાત કોટવાળના સાંભળવામાં આવી. તેણે ભવનનું દ્વાર બંધ કરીને તે બંનેને રોકી રાખ્યા. આ બધું–વિપરીત બનેલ બનાવ જોઇને કુમિત્રે લક્ષ્મીને હકીકત સમજાવતાં જણાવ્યું કે—'હવે તારી બુદ્ધિ વિના આ અનર્થમાંથી ઉગરવાનો અન્ય ઉપાય નથી.' ત્યારે લક્ષ્મી વિચારવા લાગી કે—'પતિથી અપમાન પામતાં પણ કુલાંગનાઓ કંઇ વિપરીત આચરતી નથી. શેલડી પીલતાં પણ મધુરજ રહે છે.' એમ ધારી તરત મહિલાઓને એકત્ર કરી, પૂજાના ઉપકરણ હાથમાં લઇને વાજિંત્રોના નાદપૂર્વક લક્ષ્મી કામભવન પ્રત્યે ચાલી. અને દ્વાર પાસે આવી એટલે કોટવાલે તેને અટકાવી. પછી તેને સમજાવતાં તેણે એક લક્ષ્મીને કામભવનની અંદર જવા દીધી. તેણે અંદર જઇને પેલી અસતીને પોતાનો વેશ પંહેરાવી અને બહાર કહાડી મૂકી અને પોતે અંદર બેસી રહી. પછી પ્રભાતે કોટવાલ પ્રિયંકરને લક્ષ્મી સહિત રાજા પાસે લઈ ગયો. રાજાએ તેને પૂછ્યું કે—'અરે! આ શું?' ત્યારે પ્રિયંકર બોલ્યો—'પિતાથી અપમાન પામતાં હું દેશાંતર-ચાલ્યો અને આ મારી સ્ત્રી પણ સાથે આવવા લાગી. એટલે રાત્રિ અહીં રહીને પ્રભાતે હું પ્રમદા સહિત જવાનો હતો, એવામાં આ મૂઢ કોટવાલે મને જોતાં, અટકાવી દીધો.' ત્યારે મહાજને કહ્યું કે—'આ જિનદત્ત શેઠની લક્ષ્મી નામે પુત્રી છે અને આ પ્રિયંકર એનો પતિ છે. એમાં અયુક્ત શું છે?' તેથી રાજાએ લક્ષ્મીસહિત તેને મુક્ત કરતાં તે પોતાના ઘરે આવ્યો. ત્યાં લજ્જાથી અવનત થઈને પ્રિયંકર લક્ષ્મીને કહેવા લાગ્યો કે—'હે પ્રિયતમે! હું અધન્ય અને કુપુરૂષ છું કે જે ગુણ–રત્નોના એક નિધાનરૂપ તને મૂકીને પર–રમણીની અભિલાષા કરૂં છું. અથવા તો નીચ જનનું ચરિત્ર પણ નીચ—હલકું હોય છે. માટે હે સતી! મારો આ એક અપરાધ ક્ષમા કર, હવે પછી યાવજ્જીવ એક તને મૂકીને પર રમણીને હું મનથી પણ ઇચ્છીશ નહિ.'

એ પ્રમાણે પોતાના પતિને ન્યાયમાર્ગે આવેલ જોઇ સંતોષ પામતાં લક્ષ્મી બોલી કે–'હે પ્રિયતમ! જે પુરૂષો પર રમણીથી વિમુખ રહે છે, તેઓ જગતમાં નરસિંહ ( પુરૂષોમાં સિંહ સમાન ) કહેવાય છે અને જેઓ પરરમણીના વિલાસમાં ફસાઇ જાય છે, તેમની કીર્ત્તિ કલંકિત થાય છે. માટે તમે સારૂં કર્યું કે હવે પછી પરદારાની વિરતિ કરી.' એમ પરસ્પર પ્રેમથી વર્ત્તતાં તેમનો કેટલોક કાળ વ્યતીત થયો.

હવે નરસુંદર રાજા ઘરે કે બહાર વિરૂદ્ધ પુરૂષ–સ્ત્રીઓના અવલોકનને પણ સહન કરતો ન હતો. એવામાં કોઇવાર તેની દૃષ્ટિએ હસતા એવા સહોદર પુરૂષ–સ્ત્રીના યુગલને કોટવાલ પકડીને જેવામાં રાજસભામાં લઇ જાય છે, તેવામાં મચ્છીમારની દુકાન પાસે એક મત્સ્યયુગલ ખડખડાટ હસ્યું અને બોલ્યું કે–'સદોષને કોઇ જોતું પણ નથી.' આ કૌતુક કોટવાલે રાજાને નિવેદન કર્યું. જેથી રાજા વિસ્મય પામ્યો, પછી 'અહીં પરમાર્થ શો હશે' એમ જાણવા માટે રાજાએ નગરમાં પટહ વગડાવીને કહેવરાવ્યું કે–'જે મત્સ્યહાસ્યનો પરમાર્થ કહેશે, તેને રાજા પ્રધાન–પદવી આપશે.' આ ઘોષણા લક્ષ્મીના સાંભળવામાં આવી. તેણે પ્રિયંકરને કહ્યું કે–'આ અર્થ હું કહીશ–એમ બોલીને તમે પટહનો સ્પર્શ કરો.' ત્યારે તેણે પટહનો સ્પર્શ કર્યો. આ વૃત્તાંત રાજાના સાંભળવામાં આવતાં તેણે પ્રિયંકરને બોલાવ્યો. એટલે તેણે લક્ષ્મીને કહ્યું કે–'હે પ્રિયે ! હવે શું કરવાનું છે ?' લક્ષ્મી બોલી–'આ એવું કામ છે કે જે મારાથી જ સધાય તેમ છે, માટે મારૂં નામ લેજે.' પ્રિયંકરે રાજા પાસે જઇને કહ્યું કે–'હે દેવ ! એ અર્થ મારી સ્ત્રી કહેશે.' એટલે–'બહુ સારૂં' એમ બોલતો રાજા અત્યંત સંતુષ્ટ થયો. પછી રાજા પ્રિયંકરના ઘરે આવીને સિંહાસન પર બેઠો. ત્યારે આગમાનુસારી બુદ્ધિથી ચિંતવીને લક્ષ્મી બોલી કે–"હે દેવ ! એક મત્સ્ય–યુગલ હસે–એ વાત સંભવતી નથી; છતાં તને પ્રતિબોધ આપવા માટે કોઇ દેવતાએ એમ કર્યું લાગે છે. તેમાં એકત્ર જળમાં ઉત્પન્ન થયેલ મત્સ્ય યુગલ તે એકત્ર ઉદરમાં ઉત્પન્ન થયેલ પુરૂષ, સ્ત્રીનું સૂચન કરે છે. જે તે હસ્યું, તે તેમના હાસ્યમાત્ર દોષને જણાવે છે; પરંતુ તેમાં પાપ–ભાવના સંભવતી નથી. વળી જે કહ્યું કે–'સદોષને કોઇ જોતું નથી' એ તારા અંતઃપુરમાંના મહાન્ દોષને સૂચવે છે.' ત્યારે રાજાએ માણસ મોકલીને તપાસ કરાવી તો તે પુરૂષ અને સ્ત્રી બંને ભાઈ–બહેન હતાં, એટલે કોટવાલ પાસેથી મુક્ત કરાવ્યા.

પછી સંતુષ્ટ થઇને રાજાએ કહ્યું કે—'મારા અંતઃપુરમાં દોષ સંભવતો નથી. હું મહાયત્નથી એની સંભાળ રખાવું છું.' ત્યારે લક્ષ્મી બોલી—'એ પ્રયત્નથી શું ? આ વાક્ય અન્યથા ન થાય.' રાજાએ કહ્યું—'એ દોષ જાણવામાં કેમ આવે ?' લક્ષ્મી બોલી—"સ્ત્રીથી ન ઓળંગી શકાય તેવી એક ખાઇ, અંતઃપુરની પાસે ખોદાવો અને કહો કે—'મારા દુઃસ્વપ્નના વિનાશ માટે અંતઃપુરની સાથે ત્યાં રહેનાર બધી સ્ત્રીઓ ખાઇને ઓળંગે.' તેમાં જે ખાઇને ઓળંગી જાય તે પુરૂષો સમજવા." એટલે રાજાએ અંતઃપુરમાં જઇ ત્યાં રહેનાર બધી સ્ત્રીઓ ધારીને તે પ્રમાણે બરાબર કરાવ્યું. તેમાં જે સ્ત્રીઓ હતી, તે ખાઇ ઓળંગી ન શકી અને સ્ત્રીરૂપે જે પુરૂષો હતા, તે ઓળંગી ગયા. એ હકીકત રાજાને નિવેદન કરવામાં આવતાં તેણે તપાસ કરાવી, તો તે બધા પુરૂષો નીકળ્યા. એટલે રાજાએ

ગુસ્સે થઇને કહ્યું કે—' અરે ! નગરમાં ચલાવીને એમનું માંસ કુતરાઓને ખવરાવો. ' ત્યારે લક્ષ્મી બોલી—' હે રાજન્ ! એમ કરવું યુકત નથી, એમ કરતાં તો કુળને માલિન્ય લાગશે. વળી એ રીતે એ અંતઃપુરનું રક્ષણ કરતાં પણ તે કાંઇ સુરક્ષિત થાય તેમ નથી. કારણ કે જીવને શુભ કે અશુભ જે કંઇ પ્રાપ્ત થવાનું છે, તે તો અવશ્ય પ્રાપ્ત થશે જ, તો પ્રયત્ન કરવાથી શું વળે તેમ છે ? અગ્નિના વિરોધી જળમાં રહેતાં પણ મત્સ્યો અગ્નિથી દગ્ધ થયા, એ દષ્ટાંત સમજી લેવું. "

એમ શ્રવણ કરતાં રાજાએ બધું કબુલ કરીને કહ્યું કે—' એ વાત એમ જ છે. ' પછી તેણે ઇર્ષ્યા–સ્વભાવ તજી દીધો. પુનઃ લક્ષ્મીએ તેને જિનધર્મ સમજાવતાં નરસુંદર રાજાએ શ્રાવક–ધર્મનો સ્વીકાર કર્યો, અને સંતુષ્ટ થયેલ રાજાએ લક્ષ્મીનો અત્યંત આદર સત્કાર કર્યો, ' તારે લક્ષ્મીને પૂછીને વર્ત્તન કરવું. ' એમ સમજાવીને રાજાએ પ્રિયંકરને મંત્રીની પદવી આપી.

હવે જે જે સમયને અનુકૂળ અને પ્રશસ્ત અન્ન, વસ્ત્ર, પાત્ર વિગેરે હોય, તે પૂર્વભવના અભ્યાસથી લક્ષ્મી ગુરૂ મહારાજને વ્હોરાવતી હતી. એવામાં એક દિવસે લક્ષ્મી સાથે પ્રિયંકરે ગુરૂ પાસે આવીને પૂછ્યું કે—' હે ભગવન્ ! આ લક્ષ્મીએ પૂર્વભવમાં શું સુકૃત કર્યું છે કે જેથી એ અનુપમ રૂપ, વિશુદ્ધ બુદ્ધિ, નિર્મળ ધર્મ-શ્રદ્ધા અને ઉત્તમ દેવ–ગુરૂની ભક્તિ પામી. ? ' ત્યારે ગુરૂ મહારાજ બોલ્યા કે—" હે ભદ્ર ! સાંભળ—

**કુશસ્થલ** નગરમાં **કેશવ** નામે એક ગૃહસ્થ હતો, તેની કમળના પત્ર સમાન લોચનવાળી **લક્ષ્મી** નામે પત્ની હતી કેશવનો એક **રૂદ્ર** નામે મિત્ર હતો. કોઈવાર કેશવ બહાર ગયો હતો, તેવામાં રૂદ્ર તેના ઘરે આવ્યો અને વિષયસુખને માટે તેણે લક્ષ્મીની પ્રાર્થના કરી. એટલે દષ્ટિમાં ક્રોધ બતાવતાં લક્ષ્મીએ તેને કહ્યું કે—" હા પાપી ! આવો પાપ–વિચાર તેં કેમ કર્યો ? અને એ પાપ તેં વચનથી કેમ પ્રગટ કર્યું ? એમ કહ્યા છતાં લક્ષણહીન પોતાનું મુખ તું મને કેમ બતાવે છે ? માટે મારા દષ્ટિ–પથથી તું દૂર ભાગી જા. કારણ કે તારૂં દર્શન કરતાં પણ પાપ લાગે છે. ' એમ લક્ષ્મીએ ધિક્કારતાં તે તસ્કરની જેમ તરત ઘરથી બહાર નીકળી ગયો. જતાં જતાં ગોહત્યા કરનારની જેમ મલિન મુખયુક્ત રૂદ્ર રસ્તામાં કેશવના જોવામાં આવ્યો. ત્યારે કેશવે તેને પૂછયું કે—' હે મિત્ર ! તું આવો ખેદાતુર જેવો કેમ દેખાય છે ? '

ત્યારે રૂદ્ર નિસાસા નાખતો બોલ્યો—" હે મિત્ર ! જો કે એ વાત કહેવા જેવી નથી, તો પણ તારા હિતની ખાતર કહેવી પડે છે. કારણ કે બીજો ઉપાય નથી. પોતાની કુળ મર્યાદા મૂકીને લક્ષ્મીએ લાંબા વખતથી કામવિકાર બતાવતાં તેણે મને અનુચિત કહ્યું, જેથી હું અત્યંત લજ્જા પામ્યો છું. હું ધારતો હતો કે–એ

મુ ધા પોતાની મેળે લજ્જાથી વખતસર વિરામ પામશે, એમ સમજીને મેં આટલો વખત એની ઉપેક્ષા કરી, પરંતુ તે તો દિવસે દિવસે અસતીત્વને લાયક વચનો મને કહેવા લાગી, પણ લજ્જાથી તેમ કરતાં અટકી નહિ. અહો! સ્ત્રીઓનો કદાગ્રહ ! આજે હું તને મળવા માટે તારે ઘરે ગયો; એવામાં હે મિત્ર ! રાક્ષસીની જેમ છળ જોનાર લક્ષ્મીએ મને એકદમ રોકી રાખ્યો. જેથી હરિણ જેમ જાળમાંથી છુટે, તેમ તેણીના મહા બંધનમાંથી મારા આત્માને મહાકષ્ટે છોડાવીને હું ભય પામતો અહીં આવ્યો છું. આવતાં આવતાં મને વિચાર આવ્યો કે-'જીવતાં સુધી મને એનાથી મુક્તિ મળે તેમ નથી, માટે આપઘાત કરૂં.' ત્યારે પુન: વિચાર થયો કે-' એમ કરવું પણ યુક્ત નથી. કારણ કે એ મિત્રને અસત્ય કહેશે અને મારા અભાવમાં મિત્ર તે બધું સાચું માની લેશે. ' એટલે ફરી મેં નિશ્ચય કર્યો કે-'આ યથાસ્થિત બધો વૃત્તાંત હું મારા મિત્રને કહી સંભળાવું, કે જેથી તે એનામાં વિશ્વાસ ન કરે અને એનાથી સંકટ પણ ન પામે. ' એવામાં પાછો વિચાર આવ્યો કે-' એમ કરવું પણ મારે યુક્ત નથી. કારણ કે આશાભંગ પામેલ લક્ષ્મીનું દુ:શીલ તેને કહી બતાવવું તે ક્ષત (વ્રણ) પર ક્ષારક્ષેપ તુલ્ય છે.' એમ મનમાં વિચિત્ર ચિંતા કરૂં છું, તેવામાં તેં મને જોયો. હે મિત્ર! એ કારણથી હું ખેદાતુર થઇ ગયો છું. "

એ પ્રમાણે સાંભળતાં કોપાયમાન થઇને કેશવે લક્ષ્મીને અનેક પ્રકારે કદર્થના પમાડીને તેને પોતાના ઘરથી બહાર કહાડી મૂકી. એટલે તે મનમાં અત્યંત ખેદ પામતી, મરવા માટે એક ઉન્નત પર્વતના શિખરપર આરૂઢ થઇ. ત્યાં મુનિઓથી પરવરેલ અને નિર્મળ અવધિજ્ઞાનથી બિરાજમાન એવા ગુરૂએ તેને જોઇને કહ્યું કે—" હે મુગ્ધે ! આ અકાર્ય કરવાને કેમ તત્પર થઈ છે ? કારણ કે ધર્મ કર્યા વિના મરણ પામતાં પણ દુ:ખ કાંઇ પાલવ મૂકતું નથી. માટે મરવાનો વિચાર મૂકી દઇને દુ:ખને દૂર કરવા માટે ધર્મનું આરાધન કર. વળી તારી કર્મકરી ( કામ કરનારી ) એ ભીંતને આંતરે રહીને રૂદ્રનું ચરિત્ર બધું સાંભળ્યું છે, જેથી તારી કદર્થના જોઇને તેણે તે વાત તારા પતિને કહી છે, તેથી કેશવને પશ્ચાત્તાપ થતાં તે તને શોધતો શોધતો અહીં આવશે. "

આથી લક્ષ્મીએ આત્મઘાતનો વિચાર માંડી વાળીને ધર્મનો આદર કર્યો. એવામાં કેશવ ત્યાં આવી પહોંચ્યો અને લક્ષ્મીને ખમાવીને તે પોતાના ઘરે લઇ ગયો. ત્યારથી તે બંને ભવના સુખ બતાવનાર ગુરૂ મહારાજનું બહુમાન કરવા લાગી. તેણે વિચાર કર્યો કે—' ગુરૂ મહારાજે મને મરતી અટકાવી અને જિનધર્મ પમાડયો, તેથી મારા બંને ભવ સફળ થયા. ' એમ ધારીને લક્ષ્મી ગુરૂને પ્રતિદિન ઉત્તમ વસ્ત્ર, પાત્ર, આહાર અને ઔષધાદિક આપવા લાગી. એમ જિનધર્મ આરાધવામાં તત્પર બનેલ લક્ષ્મી અંતે મરણ પામીને સૌધર્મ દેવલોકે ગઈ, ત્યાંથી ચવીને હે પ્રિયંકર ! એ તારી લક્ષ્મી નામે પત્ની થઇ છે. "

એ પ્રમાણે સાંભળતાં લક્ષ્મીને જાતિસ્મરણ–જ્ઞાન થવાથી તે બોલી કે—'હે ભગવન્! આપ કહો છો, તે બધું સત્ય છે.' પછી કેટલાક કાળે તેને યોગ્ય પુત્રની પ્રાપ્તિ થઇ. એમ ચિરકાળ ગૃહસ્થધર્મ આરાધતાં લક્ષ્મી સનત્કુમાર દેવલોકે ગઇ અને ત્યાંથી મહાવિદેહમાં મનુષ્યજન્મ પામીને મોક્ષપદને પામશે."

**ઇતિ—ગુરૂસેવાપર લક્ષ્મીની કથા.**



## પ્રકરણ ૭ મું.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે )—

"હે રાજન્! ચિરકાલ તીવ્ર તપ તપ્યા છતાં અને વનવાસ સેવતાં પણ ગુરૂભક્તિ–રહિત **કુલવાલ**ની જેમ બધું વિફળ થાય છે." રાજા બોલ્યો કે—'હે ભગવન્! એ **કુલવાલ** કોણ?' ગુરૂમહારાજ કહેવા લાગ્યા કે—"હે રાજેંદ્ર! એનો વૃત્તાંત સાભળ—

### ગુરૂ વિરાધના ઉપર કુલવાલની કથા.



કોઇથી પણ નિરોધ ન પામેલ એવું **રાજગૃહ** નામે નગર છે કે જેની આગળ દેવતાઓના સમૂહયુક્ત અમરપુર પણ નિસ્તેજ લાગે છે. ત્યાં **શ્રેણિક** નામે રાજા રાજ્ય કરતો હતો કે જેના શરીરમાંની સાત ધાતુઓ તે જિનમુખથી નીકળેલ સાત તત્ત્વોથી વ્યાપ્ત હતી. **નંદા** રાણીથી ઉત્પન્ન થયેલ અપૂર્વ ગુણયુક્ત તથા જિનધર્મની પ્રભાવના કરવામાં સાવધન એવો **અભયકુમાર** નામે તેનો પુત્ર હતો. વળી **ચેલ્લણા** દેવીથી ઉત્પન્ન થયેલ જ્યેષ્ઠ પુત્ર **અશોકચંદ્ર** તથા બીજા **હલ્લ** અને **વિહલ્લ** નામે બે પુત્ર હતા. તેમજ અન્ય રાણીઓના કાલ વિગેરે ઘણા પુત્રો હતા. જિનપૂજામાં તત્પર રહીને શ્રેણિક રાજા રાજ્ય ચલાવતો હતો.

એકદા અભયકુમારે ભગવંતને પૂછયું કે—'હે ભગવન્! અંતિમ રાજર્ષિ કોણ થશે?' ત્યારે પ્રભુ બોલ્યા કે—'છેલ્લો રાજર્ષિ **ઉદયન** થશે. તે પછી મુગટબંધ રાજાઓ વ્રત લેશે નહિ.' એમ સાંભળતાં વ્રત–વિઘ્નના ભયથી **અભયકુમારે** રાજ્યની ઇચ્છા ન કરી. ત્યારે **શ્રેણિક** રાજાએ **અભયને** કહ્યું—'મારી સંમતિ વિના તારે દીક્ષા ન લેવી.' **અભયે** એ વચન માન્ય કર્યું.

હવે એક વખતે શિયાળાની ઋતુ આવી. ત્યારે શીતલ પવનથી કંપતા, જગતના સમસ્ત પ્રાણીઓને જોઇને અત્યંત વિસ્મય પામી વિકસિત થતા **કુંદપુષ્પની**

કલિકાઓનાં મિષથી જે હસતી હતી. વળી જ્યાં શીતથી પીડા પામતા સમસ્ત પાંથ જનો, નિત્ય પોતાના મનમાં વસતી સ્વ-કાંતાઓને ભુજમંડળથી હૃદયને ભીડીને જાણે આલિંગન આપતા હોય તેવા ભાસતા હતા. વળી જ્યાં તરૂણીઓએ શીતના વિઘાત માટે રચેલ કેસરનો ઘન અંગરાગ તે જાણે મનમાં ન સમાતો પ્રિયતમનો અનુરાગ સાક્ષાત્ બહાર નીકળી આવ્યો હોય એવો ભાસ થતો હતો. વળી જ્યાં જળ સંતાપ ઉપજાવતું અને હિમની પીડાને હરણ કરનાર હોવાથી અગ્નિ પ્રમોદ ઉપજાવતી હતી. કારણ કે કોઈવાર અનિષ્ટ હોય તે પણ ઇષ્ટ લાગે છે, એટલા માટે જિનેશ્વરોએ વસ્ત્ર રાખવાનો આચાર બતાવેલ છે.

આવો શિશિર સમય પ્રવર્તમાન થતાં છેલ્લા પહોરે વીર ભગવંતને વંદન કરી શ્રેણિક રાજા સાથે ચેલ્લણારાણી સ્વભવને જતી હતી. તેવામાં ગિરિ-નદીના કિનારે કાયોત્સર્ગે રહેલા એક મુનિને જોતાં તે ચિંતવવા લાગી કે—' અહો ! વસ્ત્રરહિત આ મહાત્મા આવી શીત રાત્રિ કેમ ગાળી શકશે ? ' પછી રાત્રે તે પોતાના ભવનમાં મણિઓથી મઢેલા પલંગપર સુઇ ગઇ. જ્યાં કોઈ રીતે તેણીનો હાથ વસ્ત્રાવરણથી બહાર ખુલ્લો રહી ગયો તે શીતથી પીડાતાં ચેલ્લણા જાગ્રત થઇને અચાનક બોલી ગઈ કે—' અહો ! તે, રાત્રિ શી રીતે ગાળશે ? ' આ વચન શ્રેણિકના સાંભળવામાં આવી ગયું, તેથી તે ચિંતવવા લાગ્યો કે—' અવશ્ય એણે કોઈ પુરૂષની સાથે સંકેત કર્યો લાગે છે. જેથી એ આ પ્રમાણે બોલે છે. ' એમ ધારીને કોપાયમાન થતા શ્રેણિકે પ્રભાતે અભયને આદેશ કર્યો કે—' સમસ્ત અંતઃપુરને બાળી નાખો.' એમ કહીને પોતે ભગવંતને વંદન કરવા ગયો. ત્યાં વંદન કરી અંજલી જોડીને તેણે પ્રભુને પૂછયું કે—' હે ભગવન્ ! ચેલ્લણા પતિવ્રતા છે કે અપતિવ્રતા?' ભગવંત બોલ્યા—"હે રાજેંદ્ર ! તે પતિવ્રતા જ છે. વળી તે એમ બોલી કે—'તે રાત્રિ કેમ ગાળશે ?'-તો કોને માટે બોલી હતી ? ' પ્રભુએ કહ્યું કે એ વચન તે મુનિને ઉદ્દેશીને બોલી હતી." આથી પશ્ચાત્તાપ કરતો રાજા તરત પાછો વળ્યો. અહીં અભય શૂન્ય હસ્તિશાળાને સળગાવીને પ્રભુને વંદન કરવા આવતો હતો. રાજાએ તેને જોઇને કહ્યું કે—' શું અંતઃપુર સળગાવી દીધું ?.' અભય બોલ્યો—'તમે કહ્યું હતું, તેમ કર્યું ? ' ત્યારે રાજાએ ગુસ્સાપૂર્વક તેને કહ્યું કે— 'તું પોતે તેમાં કેમ ન પડયો ? '-તે બોલ્યો—'તમારા કહ્યા વિના તેમાં કેમ પડું ? રાજાએ કહ્યું—' જા, તને મેં મૂકયો.' અભય બોલ્યો—' જો એમ હોય, તો મારે દાવાગ્નિમાં શા માટે પેસવું જોઇએ ? હું સંયમરૂપ ભાવાગ્નિમાં પ્રવેશ કરીશ.' પછી નંદાની સાથે વિભૂતિપૂર્વક જઇને અભયે ચારિત્ર ગ્રહણ કર્યું.

હવે કોણિકને રાજ્ય આપવાની ધારણાથી શ્રેણિકે હલ્લ અને વિહલ્લને સેચનક હાથી આપ્યો, ચેલ્લણાને દેવતાએ આપેલ હાર આપ્યો અને નંદાને વસ્ત્રયુગલ આપ્યું. એવામાં કોણિકે કાલાદિક દશ કુમારોની સાથે વિચાર ચલા-

વીને શ્રેણિકને કેદમાં નાખ્યો. ત્યાં દિવસના પૂર્વ ભાગમાં અને પાછલા ભાગમાં કોણિક તેને ચાબુકથી સો ફટકા મારતો તેમજ ભોજન પાન આપતો નહિ. તેથી ચેલ્લણા પોતાના કેશમાં અડદ બાંધી સો વરસની જુની મદિરા તેમાં છાંટતા, એટલે તે મદિરાથી ભીંજાયેલા કેશને સો વાર ધોતાં તે બધું પાણી મદિરારૂપ થઇ જતું. તેના પ્રભાવથી શ્રેણિક ચાબુકનો માર સહન કરી શકતો હતો.

કોણિકનો, **પદ્માવતી** રાણીથી ઉત્પન્ન થયેલ **ઉદાયી** નામે કુમાર હતો. તે કોઇવાર કોણિકના જમતાં, ઉત્સંગમાં બેઠેલ હોવાથી થાળમાં મૂતર્યો, છતાં ' આ મનમાં દુભાય નહિ ' એટલા માટે કોણિકે આઘે ન કર્યો. પછી મૂત્રમિશ્ર ભાત કહાડી નાખતાં તેણે માતાને કહ્યું કે—'હે માતા ! બીજા કોઇને પુત્ર આવો પ્રિય હશે?' ત્યારે માતા બોલી—" હે દુરાચારી ! સાંભળ — તું ગર્ભમાં હતો, ત્યારે મને રાજાનું માંસ ખાવાનો દોહલો ઉત્પન્ન થયો. તેથી અન્યનું માંસ ઉદરપર બાંધીને રાજાએ તે દોહદ પૂરો કર્યો. પછી તું જન્મ્યો ત્યારે મેં ધાર્યું કે-"આ દુષ્ટ છે," એમ સમજી જન્મ પામતાંજ તને મેં **અશોકવાડી**માં મૂકાવી દીધો. એ હકીકત રાજાના જાણવામાં આવતાં તે અશોકવાડીમાં ગયો ત્યાં તેણે ચંદ્રની જેમ દિશાઓને પ્રકાશતાં તને જોયો. એટલે ત્યાંથી લઇને રાજાએ તારૂં **અશોકચંદ્ર** એવું નામ રાખ્યું. વળી ત્યાં કૂકડાના બચ્ચાએ તારી આંગળી કરડીને વીંધી નાખી, તેથી તે છિદ્રવાળી થઇ ગઈ. એટલે બાળકોએ તારૂં **કોણિક** એવું નામ પાડયું. પરૂ ગળતી તે તારી આંગળીને રાજા પોતાના મુખમાં રાખતો, ત્યારે તું રોતો બંધ રહેતો, અને નહિ તો તું સતત રોયા કરતો હતો. તેથી તું તારા પિતાને જેટલો પ્રિય હતો, તેટલો પ્રિય, તને આ પુત્ર નથી. છતા તેં પિતાને આવા સંકટમાં નાખ્યો."

એ પ્રમાણે સાંભળવાથી પશ્ચાત્તાપ ઉત્પન્ન થતાં કોણિક, મજુર લોકો ભોજન કરવાને ગયેલ હોવાથી પોતેજ લોહદંડ હાથમાં લઇને ' પિતાના બંધન હું તોડી નાખું ' એમ ધારીને તે દોડતો આવ્યો. તેને જોતાં રક્ષક લોકો શ્રેણિકને સ્નેહપૂર્વક કહેવા લાગ્યા કે—' આ કોણિક લોહદંડ લઇને આવે છે. ' આથી શ્રેણિકે વિચાર કર્યો કે—' હવે તો એ કોણ જાણે મને કેવા સખ્ત મારથી મારશે ' એમ ધારી તેણે તાલપુટવિષનું ભક્ષણ કર્યું અને કોણિકના આવ્યા પહેલાં શ્રેણિક મરણ પામ્યો. તે પ્રથમ નરકના પ્રથમ પ્રસ્તરમાં ચોરાશી હજાર વરસના આઉખે નારક થયો. ત્યાંથી નીકળી આજ ભરતક્ષેત્રમાં **મહાપદ્મ** નામે પ્રથમ તીર્થંકર થશે. શ્રેણિકના શોકથી પરવશ થયેલ કોણિક, રાજગૃહમા રહી ન શકવાથી તે ચંપાપુરી વસાવીને ત્યાં રાજ્ય કરવા લાગ્યો.

હવે હલ્લ અને વિહલ્લ, દિવ્ય વસ્ત્ર–યુગલ, કુંડલ તથા શ્રેષ્ઠ હારથી વિરાજિત થઈ સેચનક હાથી પર આરોહણ કરીને નગરમાં યથેચ્છાએ ભમવા લાગ્યા. એટલે દેવતાની જેમ સર્વ પ્રકારે તેમને સુંદર જોઇને કોણિકને તેની પત્ની કહેવા

લાગી—' ખરી રીતે તો આ તમારા ભાઈઓજ રાજ્ય ભોગવે છે, કે જેઓ આમ અલંકૃત થઇ હાથી પર બેસીને નગરીમાં રમ્યા કરે છે, જેથી તમોને તો માત્ર એક પરિશ્રમ વિના અન્ય કંઇ ફળ નથી, માટે કુમારો પાસે હસ્તી પ્રમુખ માગી લ્યો. ' એમ સાંભળતાં કોણિક રાજા કહેવા લાગ્યો કે—' પિતાએ આપેલ એ વસ્તુઓની માગણી કરતાં શું હું શરમાઉં નહિ ? ' તે બોલી કે—' હે નાથ ! તેમને અગણિત ધન આપી એ ગજ પ્રમુખ વસ્તુ માગતાં તમોને લજ્જા કેવી ?' એમ રાણીએ વારંવાર કહેવાથી રાજાએ મર્યાદાનો ત્યાગ કરીને કુમારોને કહ્યું કે— ' મને સેચનક વિગેરે રત્નો આપો અને તેના બદલામાં અન્ય જે કાંઇ હાથી, અશ્વ, રત્નાદિક તમને ગમે તે લઇ લ્યો. ' ત્યારે કુમારોએ કહ્યું કે—' અમે વિચાર કરીને આપીશું. ' એમ કહીને તેઓ સ્વસ્થાને ગયા.

પછી ઘરે મળીને બધા કુમારોએ વિચાર કર્યો કે—' એ કોણિક બલાત્કારથી આપણા ગજાદિક લઈ લેશે. ' એમ ધારી રાત્રે તેઓ ગજારૂઢ થઇ ત્યાંથી નીકળીને **વૈશાલિકા** નગરીમાં **ચેટકરાજા** પાસે ગયા. એ વૃત્તાંત જાણવામાં આવતાં કોણિકે દૂત મોકલીને ચેટકને કહેવરાવ્યું કે—' હલ્લ અને વિહલ્લને સત્વર અહીં મોકલી દે. ' ત્યારે ચેટકે કહેવરાવ્યું કે—' એમના પર તારે અને મારે દૌહિત્રપણાથી તુલ્ય સ્નેહ છે. વળી એઓ મારા શરણે આવેલ છે. તેથી બલાત્કારે હું એમને તારી પાસે મોકલી શકતો નથી. કદાચ તું એમને સમજાવીને લઇ જાય, તો ભલે તેડી જા. હું વચમાં પડીને અટકાવતો નથી. ' એમ સાંભળતાં કોણિક અત્યંત ગુસ્સે થયો અને તેણે દૂત મોકલીને પુનઃ ચેટકને કહેવરાવ્યું કે— 'કુમારોને મોકલ અથવા યુદ્ધ કરવાને તૈયાર થા.' ત્યારે ચેટકે યુદ્ધ કરવાનું કબુલ રાખ્યું. એટલે કોણિક પણ બધી સામગ્રીસહિત વૈશાલિકા આગળ આવ્યો અને બંને વચ્ચે યુદ્ધની શરૂઆત થઇ.

હવે ચેટકરાજાનો એવો નિયમ હતો કે—એક દિવસે એકજ બાણ અને તે પણ પોતાની સમાન હોય તેના પર નાખવું. દેવતાએ તે બાણ અમોઘ ( ખાલી ન જાય તેવું ) કર્યું હતું. આથી ચેટકે, કોણિકના કાલાદિક દશે ભાઇઓને દશ દિવસમાં મારી નાખ્યા. એટલે ભયાર્ત્ત થઇને કોણિકે વિચાર કર્યો કે—' અગીયારમે દિવસે યુદ્ધ કરતાં અવશ્ય મારો નાશ થશે. માટે હવે યુદ્ધ કરવું ઉચિત નથી. ' એમ ધારી યુદ્ધથી નિવૃત્ત થઇને તેણે અટ્ઠમનો તપ કર્યો. તેથી પૂર્વના સંકેત પ્રમાણે **સૌધર્મેંદ્ર** અને **ચમરેંદ્ર** બંને તેની પાસે આવીને કોણિકને કહેવા લાગ્યા કે—' હે નરેંદ્ર ! કહે, તારૂં શું ઇષ્ટ કરીએ ? ' રાજાએ કહ્યું—' ચેટકનો નાશ કરો. ' તેમણે કહ્યું—' પરમ સમ્યગ્દૃષ્ટિ એવા ચેટકનો અમે કેમ નાશ કરી શકીએ ? પરંતુ યુદ્ધ કરતાં તારા પ્રાણની રક્ષા કરીએ. ' ત્યારે રાજા બોલ્યો— ' ભલે, એમ કરો. ' પછી કોણિકે ચેટકની સાથે પુનઃ યુદ્ધ શરૂ કર્યું. એટલે ચમ-

ઇંદ્રે બનાવેલ રથ, મુશળ, શિલા, કંટક પ્રમુખથી સંગ્રામ કરતાં કોણિક, શત્રુપક્ષને દબાવતો ચેટક પાસે આવ્યો. ત્યારે પ્રચંડ ભુજદંડથી કુંડલિત કરેલ ધનુષ્યથી ચેટકે કોણિક પ્રત્યે યમના દૂત સમાન બાણ છોડયું. એવામાં વચ્ચે ઇંદ્રે સ્ફટિકની શિલા રચીને તેને પ્રતિસ્ખલિત કર્યું. તે જોતાં ચેટકે વિચાર કર્યો કે—' ખરેખર ! મારા પુણ્ય હવે ક્ષીણ થયાં લાગે છે કે જેથી મારૂં અમોઘ બાણ પ્રતિસ્ખલિત થયું. માટે હવે યુદ્ધ કરવું યોગ્ય નથી.' એમ ધારીને ચેટક વૈશાલિકામાં ચાલ્યો ગયો. એટલે કોણિક નગરીને ઘેરો ઘાલીને રહ્યો છતાં વિશુદ્ધ શીલગુણયુક્ત સતીની જેમ તે ઉન્નત અને મજબુત કિલ્લાવાળી હોવાથી તે પર ( પુરૂષ અથવા શત્રુ ) થી પ્રતિઘાત પામે તેવી ન હતી. અહીં રાત્રે સેચનક હસ્તીપર આરૂઢ થઇને હલ્લ અને વિહલ્લ પરચક્ર ( શત્રુ સૈન્ય ) ને હણવા લાગ્યા. ત્યારે કોણિકે મંત્રીઓને પૂછયું કે—' એમને જીતવાનો કોઇ ઉપાય છે ? ' તે બોલ્યા—' સેચનકને હણવા સિવાય બીજો ઉપાય નથી. ' રાજાએ કહ્યું—' તો એમ કરો. ' ત્યારે મંત્રીઓએ માર્ગમાં અંગારાની ગુપ્ત ખાઈ કરાવી. તેને અવધિજ્ઞાનથી જાણીને હસ્તી ત્યાં ચાલ્યો નહિ. એટલે કુમારો કોપાયમાન થઇને બોલ્યા કે—' તું તો કેવળ પશુજ રહ્યો. તારી ખાતર અમે સજ્જન ચેટકને આવા સંકટસાગરમાં નાખ્યો અને તું પણ સંકટથી ભય લાવીને ચાલતો નથી. ' એમ તેમણે હસ્તીને ઉત્તેજિત કરતાં તે કુમારોને સ્કંધ થકી નીચે ઉતારી, અંગાર–ખાતિકામાં પડતાં મરણ પામીને નરકે ગયો. એમ હસ્તીના મરણથી મનમાં દુભાયેલા કુમારો વિષ સમાન વિષયોથી વિરાગ પામ્યા. પછી દેવતાની સહાયતાથી ભગવંત પાસે જઇને તે બંને કુમારોએ ચારિત્ર અંગીકાર કર્યું.

એકદા અત્યંત ચિંતાતુર થયેલ કોણિકને ઉદ્દેશીને દેવતાએ કહ્યું કે—' જો **માગધિકા** ગણિકા કૂલબાલની પાછળ લાગીને તેને અહીં લઇ આવશે, તો **અશોકચંદ્ર** વૈશાલિકા નગરીને તાબે કરી શકશે. ' એમ સાંભળતાં રાજાએ કહ્યું—' અરે કૂલવાલ કોણ ? ' ત્યારે એ વૃત્તાંતને જાણનાર કોઇ પુરૂષે કહ્યું—

" હે દેવ ! સર્વ પ્રકારના સંગના ત્યાગી તથા દ્વાદશ અંગના જ્ઞાતા એવા **સંગમાસહ** નામે આચાર્ય છે. તેમના પરિવારના ઘણા શિષ્યોમાં એક શિષ્ય એવો હતો કે જે તીવ્ર તપ તપવામાં તત્પર છતાં સ્ત્રીઓના રૂપ, લાવણ્યને વખાણતો તથા તેમને જોઇને હર્ષ પામતો હતો. ત્યારે આચાર્ય તેને સમજાવતા કે—" હે મહાસત્ત્વ ! મુનિઓને એ અયોગ્ય છે. જેમ અલ્પ દાવાગ્નિ પણ સમસ્ત વનને સત્વર બાળી નાખે છે, તેમ સ્ત્રીઓનું નામ માત્ર પણ તીવ્ર તપનો નાશજ કરે છે. " એમ ગુરૂએ સમજાવ્યાં છતાં તે તેવા કર્મથી નિવૃત્ત ન થયો, પરંતુ ગુરૂ ઉપર અધિકાધિક દ્વેષ ધારણ કરવા લાગ્યો. કારણ કે તપેલ ઘૃત તે જળથી સિંચન પામતાં વધારે જ્વલંત થાય છે.

એક દિવસે તે કુશિષ્યની સાથે આચાર્યે ગિરનાર પર્વતપર આરોહણ કર્યું. ત્યાં સિદ્ધશિલાને વંદન કરીને તેઓ પાછા ઉતરતા હતા, તેવામાં તે કુશિષ્ય વિચારવા લાગ્યો કે-'ગુરૂને મારવાનો આ અવસર સારો છે. નહિ તો એમને જન્મસુધી દુર્વચનોથી સતાવ્યા કરશે.' એમ ધારીને તેણે ગુરૂને મારવા માટે પાછળથી એક મોટી શિલા નાખી. તે ગુરૂના જોવામાં આવતાં તે આઘે ખસી જઇને કુશિષ્યને કહેવા લાગ્યા કે—"હે દુરાત્મન્! રે ગુરૂપ્રત્યનીક! આ શું કરવાને તૈયાર થયો છે? લોકસ્થિતિને પણ જાણતો નથી કે ગુરૂને મારવાની મતિ કરે છે. જેઓ પોતાના ઉપદેશ-ગુણ ( દોરડી ) થી નરકરૂપ કૂપ થકી જીવનો ઉદ્ધાર કરે છે. ત્રણ લોકનું દાન આપતાં પણ તેમનો પ્રત્યુપકાર થઈ ન શકે. કેટલાક લોકો, અલ્પ પણ ઉપકાર કરેલ હોય તે જન્મસુધી ભૂલી જતા નથી અને કેટલાક જનો લાંબો વખત ઉપકાર કર્યા છતાં તારી જેમ મારવાને માટે તૈયાર થાય છે. અથવા તો સિંહને અસ્થિ-દાન આપનાર વૈદ્યપુત્રની જેમ કુપાત્રે કરેલ ઉપકાર કેવળ અનર્થ ઉપજાવનાર નીવડે છે. તને વૈરાગ્ય-માર્ગનો ઉપદેશ આપનાર છતાં મારાપર જે તું કોપાયમાન થાય છે, તેથી સ્ત્રીથકી તારા તપનો ક્ષય થશે." એમ કહીને આચાર્ય પોતાના ગચ્છ ( પરિવાર ) ને મળ્યા.

હવે પેલો કુશિષ્ય પણ 'આચાર્યનું વચન મારે અસત્ય કરવું' એમ ચિંતવતો જંગલમાં ચાલ્યો ગયો. ત્યાં ગિરિનદીના કિનારે તાપસાશ્રમમાં તે તીવ્ર તપ તપવા લાગ્યો. એવામાં વર્ષાકાલ આવતાં તેના તપથી સંતુષ્ટ થયેલ દેવતાએ 'આ જળથી તણાઈ ન જાય' એમ ધારીને નદી અન્ય કિનારે ચલાવી. નદીને બીજા કિનારા તરફ વળેલ જોઇને તે પ્રદેશના લોકોએ તેને કૂલબાલક એવા નામથી બોલાવ્યો. તે કૂલવાલ અત્યારે તે પ્રદેશમાં આવેલ સાર્થથકી ભિક્ષા પામી પ્રાણને ધારણ કરતો પ્રસિદ્ધ પામ્યો છે."

એ પ્રમાણે સાંભળતાં કોણિકે, વારાંગનાઓમાં વિશિષ્ટ એવી **માગધિકા** નામની વારાંગનાને કહ્યું—'હે ભદ્રે! કૂલબાલક સાધુને અહીં લઇ આવ.' ત્યારે તે વેશ્યાએ તેને લાવવાનું કબુલ કર્યું. પછી તે કપટશ્રાવિકા થઇ અને સાર્થ લઇને જંગલમાં ગઈ. ત્યાં કૂલબાલકને પ્રણામ કરીને તે કહેવા લાગી કે—"પતિ પરલોકવાસી થતાં જિનભવનોને વંદન કરવા જતાં 'તમે અહીં તપશ્ચરણ કરો છો' એમ સાંભળીને હે ભગવન્! હું તમને વંદન કરવા અહીં આવી છું. આજે જંગમ તીર્થરૂપ તમને જોવાથી મારો દિવસ સફળ થયો. હે મહાત્મન્! હવે ભિક્ષા ગ્રહણ કરીને મારાપર પ્રસાદ કરો. કારણ કે તમારા જેવા પાત્રો તો પુણ્યયોગેજ પ્રાપ્ત થાય. પુણ્યહીન જનના ગૃહાંગણે સુવર્ણ-વૃષ્ટિ ક્યાંથી હોય?". કપટશ્રાવિકારૂપ વેશ્યાના આવા આગ્રહથી કૂલબાલ ભિક્ષા લેવાને ગયો. એટલે તેણે દુષ્ટ દ્રવ્યથી મિશ્રિત મોદક તેને આપ્યા. જે મોદકનું ભોજન કરતાં કૂલબાલકને એવો **અતિસાર**

રોગ ઉત્પન્ન થયો કે જેથી નિર્બળ બની જતાં તે પોતાનું ઉદ્વર્તન કરવાને પણ સમર્થ થઇ શકયો નહિ. તેને આવી સ્થિતિમાં જોઇને માગધિકા કહેવા લાગી કે—' અહા ! હું અધમ કે તમારા જેવા મહાત્માને મેં કષ્ટમાં નાખ્યા. હવે આપનો પ્રતિકાર કરવાની મારી ઇચ્છા છે. પ્રાસુક દ્રવ્યથી પ્રતિકાર કરવાની તમે મને અનુજ્ઞા આપો. તેમ કરતાં કદાચ કંઇ દોષ લાગે તો તેની આલોચના કરી લેજો. કારણ કે સર્વત્ર સંયમનું અને સંયમથી પણ આત્માનું રક્ષણ કરવું: જો આત્મા સુરક્ષિત હશે તો તે અતિચારાદિક દોષથી મુક્ત થઇ શકશે અને પુનઃ વિરતિને તે આદરી શકશે. ' એમ સિદ્ધાંતની યુક્તિ બતાવીને માગધિકાએ કૂલવાલને સમજાવ્યું. એટલે તે મૂઢાત્માએ તેને વૈયાવચ્ચ કરવાની અનુજ્ઞા આપી. તેથી તે કૂટશ્રાવિકારૂપ ગણિકા સંતુષ્ટ થઇ સતત તેની પાસે રહીને તેનું ઉદ્વર્તન, પ્રક્ષાલન તથા બેસારવું—વિગેરે ક્રિયાઓ કરવા લાગી. એમ કેટલાક દિવસ ઔષધાદિ પ્રયોગથી ઉપચાર કરતાં તે માગધિકાએ કૂલબાલનું શરીર બરાબર સ્વસ્થ બનાવી દીધું.

એક દિવસે સર્વાંગે સુંદર શૃંગાર ધારણ કરી દેવાંગના સમાન મનોહરાંગી માગધિકા હાસ્ય અને વિલાસ કરતી તે શ્રમણને કહેવા લાગી કે—" હે સુભગ ! આવા દુષ્કર તપથી શત્રુની જેમ આત્માને શા માટે તપાવે છે ? સુખના એક નિધાનરૂપ અને અત્યંત અનુરક્ત એવી મારી સાથે સદા ભોગવિલાસ કર. હે પ્રાણનાથ ! જો આ તપથી તારે દેવાંગનાઓના ભોગની વાંછા હોય, તો તેમના કરતાં શ્રેષ્ઠ એવી મને જ ભોગવ, આવા તપની શી જરૂર છે ? વળી જો તારે પરમ પદની અભિલાષા હોય, તો કોઇએ તને છેતર્યો લાગે છે. કારણ કે જ્યાં પીન સ્તનવાળી તરૂણી નથી, ત્યાં સુખની આશા કેવી ? માટે ક્રૂર શ્વાપદના સમૂહથી વ્યાપ્ત આ અરણ્યનો ત્યાગ કરીને આપણે, રતિસમાન રમણીય રમણીઓથી મનોહર એવા નગરમાં ચાલીએ. કારણ કે હું એક ક્ષણવાર પણ તારો વિયોગ સહન કરવાને સમર્થ નથી. માટે તપને તજી દે. યૌવનાવસ્થા પર્યંત આપણે વિષયસુખમાં વિનોદ કરીએ. "

એ પ્રમાણે તેણીનાં વચન સાંભળતાં કૂલબાલે પોતાના ધૈર્યનો ધ્વંસ કરીને વ્રતનું અભિમાન મૂકી દીધું. અથવા તો સ્ત્રીઓએ કોને પરાભવ પમાડ્યો નથી ? મૃગાક્ષીઓ તો વિચાર માત્રથી પણ ચિત્તને હરી લે છે, તો તેઓ સાક્ષાત વિલાસપૂર્વક વિષયની યાચના કરતી હોય, ત્યારે તો પૂછવુંજ શું ? પછી મનમાં સંતોષ પામતી માગધિકા કૂલબાલની સાથે કોણિક રાજા પાસે આવી, પ્રણામ કરી અંજલિ જોડીને તે કહેવા લાગી કે—' હે દેવ ! આ કૂલબાલક શ્રમણ તે

મારો જીવિતેશ છે. હવે એને જે કર્ત્તવ્ય કરવાનું હોય, તે ફરમાવો.' ત્યારે રાજા બોલ્યો—' હે ભદ્ર ! આ નગરી ભેદાય તેમ કરો.' રાજાનો આ આદેશ તેણે સ્વીકારી લીધો. પછી કૂલબાલકે ત્રિદંડીનો વેશ લઇને નગરીમાં પ્રવેશ કર્યો. ત્યાં તપાસ કરતાં તેણે મુનિસુવ્રત સ્વામીનો સ્તૂપ ( થૂભ ) જોયો. ' આ થૂભના પ્રભાવથી નગરી ભંગ પામતી નથી ' એમ તેણે તર્ક કર્યો. પછી તેણે ચિંતવન કરીને એવો નિશ્ચય કર્યો કે—' આ નગરીના લોકો થૂભને ભાંગી નાખે, એવી યુક્તિ રચું.' એવામાં લોકો તેને પૂછવા લાગ્યા કે—' આ નગરીનો રોધ ( ઘેરો ) શી રીતે ટળે ? ' ત્યારે કૂલબાલક બોલ્યો કે—' જો આ થૂભને દૂર ખસેડો, તો પરચક્ર દૂર થાય, તે વિના નગરીનો રોધ કોઇ રીતે ટળે તેમ નથી.' અહીં કોણિક સાથે તેણે એવો સંકેત કર્યો કે—' જ્યારે લોકો થૂભને દૂર ખસેડવા માંડે, ત્યારે તારે સૈન્યસહિત કંઇક ઓસરવું.' પછી તે કૂટમતિને લોકો જ્યારે પૂછવા લાગ્યા કે—' અહીં ખાત્રી શી ? ' ત્યારે તેણે કહ્યું કે—' થૂભનો અલ્પ ભાગ ભાંગી નાખતાં, પરચક્ર ઓસરવા માંડશે. એજ અહીં ખાત્રી છે.' આથી લોકોએ થૂભનું શિખર ભાંગી નાખ્યું. એટલે તેમણે પરચક્રને ઓસરતું જોયું. તેથી લોકોને ખાત્રી થઇ જવાથી તે મૂઢાત્માઓએ સમસ્ત થૂભને ભાંગી નાખ્યો. એવામાં કોણિકે પાછા વળીને સમસ્ત નગરી ભાંગી નાખી. એટલે ચેટકરાજા ભગવંતની પ્રતિમા લઇને વાવમાં પડ્યો, ત્યારે ધરણેંદ્ર તે પ્રતિમાને પોતાના કરતલમાં ધારણ કરીને પોતાની નગરીમાં લઈ ગયો. અહીં ચેટકરાજાએ મનમાં કંઈ પણ આસક્તિ કે દુષ્ટ ભાવના ન લાવતાં તેણે માસખમણ કર્યું અને મરણ પામીને સ્વર્ગમાં સર્વોત્તમ દેવ થયો. એમ કૂલબાલક શ્રમણ ગુરૂ મહારાજથી પ્રતિકૂલ થઇને તપનો ક્ષય પામ્યો. માટે નિપુણ પુરૂષે જિનભક્તિમાં સદા તત્પર રહેવું. ”



# પ્રકરણ ૮ મું.

## ગુરૂની ચરણસેવા.

( અહીં શ્રી હેમચંદ્રસૂરિ કુમારપાલને કહે છે )—

“ હે રાજન્ ! ચિંતામણિ, કલ્પવૃક્ષ અને કામધેનુ પ્રમુખ દિવ્ય વસ્તુઓ પણ લોકોના મનોવાંછિત પૂર્ણ કરવામાં ગુરૂના પ્રસાદ કરતાં વધારે પ્રભાવશાળી નથી. જેમના દર્શન કરતાં પ્રાણીઓ, મનુષ્ય, દેવતાનાં અને મોક્ષનાં સુખ પામે છે, તે કરૂણાના કુલ-ભવન સમાન ગુરૂ મહારાજની સેવા કરો. પૂર્વ જન્મમાં

ભિક્ષુક છતાં જે અનેક રાજાઓથી ચરણ-કમળમાં નમસ્કાર પામતો **સંપ્રતિ** રાજા થયો. તે શ્રીગુરૂના ચરણનું માહાત્મ્ય સમજવું." રાજાએ પૂછયું—' તે દ્રમક ( ભિક્ષુક ), સંપ્રતિ રાજા શી રીતે થયો ? ' ગુરૂ મહારાજ બોલ્યા—" હે પ્રજાપાલક ! એ વૃત્તાંત સાંભળ કે જેથી સંદેહ દૂર થાય—

## ગુરૂની ચરણ સેવા ઉપર સંપ્રતિ રાજાની કથા.



**શ્રી સ્થુલિભદ્ર** ગુરૂના **આર્યમહાગિરિ** અને **આર્યસુહસ્તિ** નામે બે શિષ્ય હતા કે જે દશ પૂર્વ-ધર અને યુગપ્રધાન થઈ ચિરકાલ વસુધાપર વિચર્યા. હવે શિષ્ય સંપાદન થતાં આર્યમહાગિરિએ આર્યસુહસ્તીને પોતાનો ગચ્છ સોંપ્યો અને પોતે જિનકલ્પનો અભ્યાસ કરવા લાગ્યા. જો કે તે વખતે જિનકલ્પ વિચ્છેદ પામ્યો હતો, છતાં તે ગચ્છની નિશ્રાએ અભ્યાસ કરતા હતા.

હવે એકદા વિહાર કરતા તે બંને આચાર્ય, પાટલીપુત્ર નગરમાં આવ્યા. ત્યાં **વસુભૂતિ** નામે શ્રેષ્ઠી, શ્રી આર્યસુહસ્તીની દેશના સાંભળી જીવાજીવાદિક પદાર્થોનો બોધ પામતાં તે શ્રાવક થયો. એ વસુભૂતિ, આર્યસુહસ્તીએ કહેલ ધર્મ, પોતાના સ્વજનોને સંભળાવતો, છતાં ધર્માચાર્ય વિના તેઓ ધર્મ સ્વીકારતા ન હતા. ત્યારે વસુભૂતિએ ગુરૂમહારાજને કહ્યું કે—'હે ભગવન્ ! હું સ્વજનોને બોધ પમાડી શકતો નથી. માટે હે નાથ ! તમે મારા ઘરે આવીને તેમને બોધ આપો. ' એટલે સ્વજનોને પ્રતિબોધ આપવા માટે આર્યસુહસ્તી, શ્રેષ્ઠીના ઘરે ગયા અને મોહરૂપ દાવાનળને શાંત કરવા માટે મેઘશ્રેણિ સમાન ધર્મદેશના આપવા લાગ્યા. એવામાં આર્યમહાગિરિ ત્યાં ભિક્ષા નિમિત્તે આવી ચડયા. એટલે આર્યસુહસ્તીએ અભ્યુત્થાન પૂર્વક તેમને પ્રણામ કર્યા. ત્યારે શ્રેષ્ઠીએ કહ્યું—' હે ભગવન્ ! શું તમારા પણ કોઇ ગુરૂ છે ? કે જેથી જગતને એક વંદનીય એવા તમે એમને આવી રીતે નમસ્કાર કરો છો. ' આર્યસુહસ્તી બોલ્યા—' હે શ્રેષ્ઠી ! જિનકલ્પનો અભ્યાસ કરનારા એ મારા ગુરૂ છે કે જેઓ સદા તજી દેવા યોગ્ય આહારની ભિક્ષા ગ્રહણ કરે છે. એમનું નામ લેતાં પણ પાપનો પ્રધ્વંસ થાય છે. ' એ પ્રમાણે આર્યમહાગિરિની સ્તવના કરી, ઘણા લોકોને પ્રતિબોધ પમાડીને આર્યસુહસ્તી પોતાના સ્થાને આવ્યા

હવે શ્રેષ્ઠી સ્વજનોને કહેવા લાગ્યો કે—' તમે એ મહાત્માને ત્યાજ્ય ભિક્ષા બોલીને આપજો. તો તે તમને મહાફળદાયક થશે. ' ત્યારે સ્વજનોએ તે વાત સ્વીકારી. પછી બીજે દિવસે આર્યમહાગિરિ ભગવાન્ તેમના ઘરે ભિક્ષા નિમિત્તે

પધાર્યા. તેમને આવતા જોઇને શ્રેષ્ઠિના સ્વજનોએ તે પ્રમાણે કર્યું; પણ જ્ઞાનોપયોગથી તે ભિક્ષા અશુદ્ધ જાણીને ગુરૂએ ગ્રહણ ન કરી, અને વસતિ ( નિવાસ-સ્થાન ) માં આવીને તેમણે આર્યસુહસ્તીને કહ્યું કે—'તમે ગઇ કાલે મારો વિનય કરીને મહા-અનેષણા ( સદોષ ભિક્ષા ) કરી. કારણકે તમારા ઉપદેશથી તેમણે મારા નિમિત્તે ભિક્ષા તૈયાર કરી.' આથી સુહસ્તીએ તેમને ખમાવ્યા કે—' હવે હું એમ કદિ નહિ કરૂં.'

હવે **સંપ્રતિ** રાજા એકદા **પાટલીપુત્ર** નગરથી ઉજ્જયિનીમાં ગયો. કારણકે રાજાઓ કોઇવાર ક્યાં પોતાની ભૂમિમાં જાય છે. તે અવસરે **જીવંત** સ્વામીની પ્રતિમાની રથયાત્રાના દર્શન નિમિત્તે **આર્યમહાગિરિ** તથા **આર્યસુહસ્તી** ત્યાં પધાર્યા. પછી સારા મુહૂર્ત્તે ઘણા વાજિંત્રોના અવાજથી આકાશતલને ધ્વનિમય કરતો તથા બંને આચાર્યો અને ચતુર્વિધ શ્રીસંઘ સહિત તથા જાણે ભાવ-શત્રુઓનો જય કરવાને તૈયાર થયા હોય એવા **શ્રીજીવંત-સ્વામીનો** રથ નીકળ્યો અને સ્થાને સ્થાને મંગલના નાદપૂર્વક ભમતો ભમતો રાજભવનના દ્વાર આગળ આવ્યો. તે વખતે **સંપ્રતિરાજા** રાજમ્હેલના ગવાક્ષમાં બેઠો હતો. તે આર્યસુહસ્તીને જોઇને આ પ્રમાણે ચિંતવવા લાગ્યો કે—' મનને આનંદ પમાડનાર આ મહાત્માને મેં ક્યાંક જોયા છે." એમ ઉહાપોહ કરતાં રાજાને મૂર્ચ્છા આવવાથી તે ઢળી પડયો. એટલે આકુળ થયેલા પરિજનોએ તેને પવન નાંખ્યો અને તેના શરીરે ચંદનદ્રવનો છંટકાવ કર્યો. એવામાં જાતિસ્મરણ પામેલ રાજા ઉઠયો અને આર્યસુહસ્તી મહારાજને વંદન કરવા આવ્યો. ત્યાં જમીનસુધી મસ્તક નમાવી રાજાએ વંદન કરીને ગુરૂમહારાજને પૂછયું કે—' હે ભગવન્ ! જિનધર્મ આરાધવાનું ફળ શું ?' આચાર્ય બોલ્યા—' હે રાજન્ ! મોક્ષ અથવા સ્વર્ગ.' ત્યારે રાજાએ પુનઃ પ્રશ્ન કર્યો કે—' હે ભગવન્ ! સામાયિકનું ફળ શું ?' ગુરૂ બોલ્યા—' હે નરેંદ્ર ! જિનેશ્વરોએ [1]અવ્યક્ત સામાયિકનું ફળ રાજ્યાદિક બતાવેલ છે.' એમ ગુરૂમહારાજના કહેવાથી રાજાને દઢ શ્રદ્ધા થઇ. પછી આર્યસુહસ્તી મહારાજને પુનઃ નમસ્કાર કરીને રાજાએ પૂછયું કે—' હે ભગવન્ ! મને ઓળખો છો ?' ત્યારે શ્રુતથી ઉપયોગ દઇને આર્યસુહસ્તી બોલ્યા કે—" હું તને ઓળખું છું. હે રાજેંદ્ર ! હું તારો પૂર્વભવ કહું છું, તે સાંભળ—

' જિનમંદિરોથી શોભાયમાન એવી **કોશાંબી** નામે રમ્ય નગરી છે. ત્યાં આર્યમહાગિરિ તથા હું પરિવાર સહિત આવ્યા. તે વખતે પરિવાર મોટો હોવાથી અમે બંને ભિન્ન ભિન્ન સ્થાને રહ્યા. એ અરસામાં ત્યાં મિત્ર અને બાંધવોની અપેક્ષા મૂકાવનાર એવો દુષ્કાળ વર્ત્તતો હતો. તથોપિ લોકો સાધુઓને બહુમાનથી આહારાદિક

૧ ઉપયોગ રહિત.

આપતા હતા, એક દિવસે મુનિઓ **ધનશ્રેષ્ઠી**ના ઘરે ભિક્ષા માટે ગયા. તેણે તેમને બહુ માનપૂર્વક સુંદર અન્ન આપ્યું. તે બધું એક દ્રમકે (ભિક્ષુકે) જોઇ લીધું. તેથી તેણે ઘરથી બહાર આવેલ મુનિઓને કહ્યું—' એ ભોજન મને આપો.' ત્યારે મુનિઓ બોલ્યા—' અમે એ ભોજનના માલિક નથી, પણ અમારા ગુરૂ માલિક છે. ' એટલે તે પણ મુનિઓની પાછળ લાગ્યો અને વસતિમાં મારી પાસે આવતાં તેણે ભોજનની પ્રાર્થના કરી. ત્યારે મુનિઓએ તેને સાધુનો આચાર કહી બતાવ્યો. એવામાં દયાથી ઉપયોગ આપતાં મારા જાણવામાં આવ્યું કે—' આ દ્રમક આવતા ભવમાં જિનશાસનનો પ્રભાવક થશે. ' આથી મેં તેને કહ્યું કે—' જો દીક્ષા ગ્રહણ કરે, તો એ ભોજન પામી શકે. ' એટલે દ્રમકે તેમ કરવા કબુલ કર્યું. તેથી કરૂણાપૂર્વક મેં તેને દીક્ષા આપી અને મોદક પ્રમુખ શ્રેષ્ઠ આહારથી ઇચ્છાનુસાર તેને તૃપ્ત કર્યો. ગૃદ્ધિના વશથી સ્નિગ્ધ આહાર અતિશય ખાવાથી દ્રમકમુનિ મધ્યસ્થ-ભાવમાં રહેતાં રાત્રે વિશૂચિકા થવાથી તે મરણ પામ્યો.

હવે ધનસમૂહથી વિલાસ કરતા મનુષ્યો તથા અંગનાઓના આભરણોના પ્રભાસમૂહથી શોભાયુક્ત એવું **પાટલીપુત્ર** નામે મનોહર નગર છે. ત્યાં નવ નંદોના રાજ્યને ઉત્થાપીને ચાણાક્યે ચંદ્રની જેમ લોકોના મનને આનંદ પમાડનાર **ચંદ્રગુપ્ત**ને રાજા બનાવ્યો. તેનો પુત્ર **બિંદુસાર** નામે રાજા થયો કે જેની કીર્તિરૂપ લતા તે રિપુ-રમણીઓના બાષ્પ-બિંદુઓથી વૃદ્ધિ પામી. તેનો પુત્ર **અશોકશ્રી** નામે રાજા થયો કે જે પ્રમદાઓને પ્રિય હતો. વળી પ્રતાપરૂપ કિસલયથી વૃદ્ધિ પામેલ છતાં જે ફળદાયક હતો તેનો પુત્ર કુણાલ થયો. કે જે ગુણ વિભવથી અલંકૃત હતો અને જેને પિતાએ બાલ્યાવસ્થામાં જ યુવરાજપદે સ્થાપી દીધો. તેની માતા મરણ પામતાં, ઓરમાન માતાના ભયને લીધે રાજાએ તેને ઘણા પરિજનના પરિવાર સહિત કુમારપદના ભોગવટા માટે ઉજ્જયિની મોકલ્યો.

એકદા કુમારને કળા ગ્રહણ કરવાને યોગ્ય જાણીને રાજાએ પોતાના હાથે લેખમાં લખ્યું કે—' अधीयतां कुमार ' એટલે-' હે કુમાર તું હવે અભ્યાસ શરૂ કરજે. ' એમ લખી તેને પોતે પુનઃ તરત વાંચીને, અક્ષર ભીના હોવાથી બંધ કર્યા વિના ત્યાંજ મૂકીને રાજા શરીરચિંતા અર્થે ગયો. એવામાં રાજાની નજીકમાં બેસી રહેલ કુમારની ઓરમાન માતાએ તે લેખ લઇને વાંચ્યો અને વાંચતાં વિચાર કર્યો કે—' એ કુણાલ કુમારને રાજ્યને અયોગ્ય કરી દઉં. ' એમ ધારી તેણે અકાર ઉપર બિંદુ-અનુસ્વાર દઇને તે લેખ પાછો તેજ પ્રમાણે મૂકી દીધો. ક્ષણવાર પછી રાજા આવ્યો અને પોતાના હાથે મૂકેલ લેખ, પૂર્વે વાંચેલ હોવા છતાં ફરી વાંચવાની નીતિને ન સંભારતાં તેણે સંકેલીને બંધ કરી દીધો અને તે લેખ-

વાહકને આપ્યો. એટલે તેણે પણ ઉજ્જયિનીમાં આવીને તે કુમારને આપ્યો. ત્યારે કુમારે લઇને તે લેખ લેખકને આપ્યો. ત્યારે તે લેખ વાંચીને મૌન બેસી રહ્યો. તેથી કુમારે કહ્યું કે—'લેખ કેમ વાંચતો નથી ?' છતાં લેખક કંઈ બોલ્યો નહિ. એટલે તે લેખ લઇને પોતે જ કુમાર જેટલામાં વાંચે છે, તો તેમાં તેણે આ પ્રમાણે લખેલું જોયું—'अंधीयतां कुमार' એટલે—'હે કુમાર ! તું અંધ બની જજે.' આથી કુમારે કહ્યું કે—'અમારા વંશમાં બધા રાજાઓની આજ્ઞા અસ્ખલિત રહી છે. માટે હું લેખમાં લખ્યા પ્રમાણે અવશ્ય કરીશ.' ત્યારે પરિજનો બોલ્યા—'હે કુમાર ! એકવાર પૂછાવીને તેમ કરજો.' કુમારે કહ્યું—'એ બાબતમાં વિચાર કરવાની શી જરૂર છે ?' એમ કહી કુમારે તપ્ત શલાકા (શળી) પોતે પોતાની આંખમાં આંજી અને તે અંધ થયો. આ બધી હકીકત નજરે જોઇને તે લેખવાહક પુરૂષે આવી બધો વૃત્તાંત રાજાને કહી સંભળાવ્યો, જે સાંભળી મનમાં ખેદને ધારણ કરતો રાજા ચિંતવવા લાગ્યો કે—'અહો ! દૈવની ગતિ વિષમ છે. હવે એ અંધને રાજ્ય શા કામનું ?' એમ ધારીને રાજાએ તેને એક ગામ આપ્યું અને ઉજ્જયિની તેના ઓરમાન ભાઇને કુમાર-પદના ભોગવટા માટે આપી.

હવે કુણાલ સંગીત-કળામાં મન લગાવીને રહેવા લાગ્યો. એવામાં તે દ્રમક સાધુનો જીવ તે તું કુણાલના પુત્રપણે ઉત્પન્ન થયો. એટલે તારા માટે રાજ્યને ઇચ્છતો કુણાલ કુસુમપુરમાં ગયો. ત્યાં અસાધારણ સંગીત કરતાં તે બધા લોકોને રંજન કરવા લાગ્યો. એમ ઉત્કૃષ્ટ પ્રસિદ્ધિ પામતાં તેને રાજાએ બોલાવ્યો. એટલે કુણાલ તેની પાસે પડદામાં રહીને સંગીત કરવા લાગ્યો. તેના અપૂર્વ સંગીતથી રાજા સંતુષ્ટ થઇને બોલ્યો—'વર માગ' ત્યારે કુણાલે વર માગતાં કહ્યું—

"चंदगुत्तपपुत्तो य, बिंदुसारस्स नत्तुओ ।
असोगसिरिणो पुत्तो, अंधो जायइ कागर्णि" ॥

અર્થ—ચંદ્રગુપ્તનો પ્રપૌત્ર અને બિંદુસારનો પૌત્ર તેમજ અશોકશ્રીનો અંધ પુત્ર કાગણી ( રત્ન વિશેષ ) માગે છે.

એ પ્રમાણે સાંભળતાં રાજાએ તેને પોતાનો પુત્ર જાણી પડદો દૂર કરીને તેને પોતાના ઉત્સંગમાં બેસારીને કહ્યું કે—'હે પુત્ર ! તેં બહુજ અલ્પ માગ્યું. એવામાં મંત્રી બોલ્યો કે—'હે રાજન્ ! એ થોડું નથી. કારણ કે કાગણી એ રાજાઓનું રાજ્ય કહેવાય છે.' ત્યારે રાજા બોલ્યો—'હે પુત્ર ! અંધને રાજ્ય શા કામનું ?' એટલે કુણાલે કહ્યું—'હે તાત ! મારો પુત્ર રાજ્ય કરશે.' રાજાએ કહ્યું—'તને પુત્ર ક્યારે થયો છે ?' તે બોલ્યો—'સંપ્રતિ ( અત્યારે ) થયો છે.' તેથી

તારૂં **સંપ્રતિ** એવું નામ રાખવામાં આવ્યું. પછી અવસરપર તને બોલાવીને તેણે રાજ્યપર બેસાર્યો તે અત્યારે તું ભરતના ત્રણ ખંડનો અધિપતિ થયો છે."

આ બધો પોતાનો વૃત્તાંત શ્રવણ કરીને **સંપ્રતિ** રાજા બોલ્યો—'હે ભગવન્! આપના પ્રસાદથીજ હું આટલી બધી સંપત્તિ પામ્યો છું. માટે અત્યારે પણ તમેજ મને મારા કર્ત્તવ્યનો ઉપદેશ આપો. ગુરૂ મહારાજ બોલ્યા—'હે રાજેંદ્ર! આ ભવ અને પરભવમાં હિતકારી એવા જિનધર્મનું આરાધન કર. કારણકે મનુષ્યભવાદિ શુભ સામગ્રી વારંવાર મળવી દુર્લભ છે.' એટલે **સંપ્રતિ** રાજાએ **આર્યસુહસ્તી** ગુરૂની પાસે સમ્યક્ત્વમૂલ શ્રાવકના દ્વાદશવ્રતરૂપ ધર્મનો સ્વીકાર કર્યો. પછી **સંપ્રતિ** રાજા, ત્રિકાલ જિનપૂજા કરતો, મુનિવરોને ભક્તિથી વંદન કરતો અને જિનાગમ સાંભળવા લાગ્યો. વળી સમસ્ત પૃથ્વીતલને તેણે જિનમંદિરોથી વિભૂષિત કર્યું.

હવે બીજે વરસે **આર્યસુહસ્તી** મહારાજ ત્યાં આવ્યા. એટલે દ્રવ્યનો વ્યય કરવામાં ઉદ્યમવંત એવા શ્રી સંઘે જિનભવનની યાત્રા આરંભી. ત્યાં જિનભવનના મંડપમાં સમસ્ત સંઘ સહિત આર્યસુહસ્તી મહારાજ બેસતા અને ગુરૂની સમક્ષ આવી અંજલિ જોડીને **સંપ્રતિ** રાજા બેસતો. એમ જિનભવનની યાત્રા સંપૂર્ણ કરીને શ્રાવકોએ ભગવંતની રથયાત્રાનો પ્રારંભ કર્યો. એટલે જિન–રથ નગરીમાં ભમતાં અને પગલે પગલે આદરસત્કાર પામતાં તે રાજભવન આગળ આવ્યો. તેને જોઇ અંતરમાં અત્યંત આનંદ પામતા **સંપ્રતિ** રાજાએ પોતે ભગવંતની અષ્ટ પ્રકારે પૂજા કરી. આ વખતે રાજાએ સામંતોને સત્વર બોલાવીને કહ્યું કે—'જો આ મને તમે સ્વામી તરીકે માનો, તો જિનભક્તિ કરો અને સાધુઓના ઉપાસક થાઓ. કારણ કે હું ધનથી સંતોષ પામું તેમ નથી. એમ કરતાં જ તમે મને પ્રસન્ન કર્યો સમજજો.' આથી બધા સામંતો પણ જિનભવન કરાવતા, રથયાત્રાઓ કરતા, સાધુની સેવા કરવા લાગ્યા. એ પ્રમાણે તેણે આર્યોને જિનધર્મથી વાસિત બનાવ્યા.

એક વખતે **સંપ્રતિ** રાજાને વિચાર થયો કે—'અનાર્યોમાં પણ સાધુઓ વિચરી શકે, તેવો હવે પ્રયત્ન કરૂં.' એમ ધારીને તેણે અનાર્યોને એવી આજ્ઞા કરી કે—'મારા સુભટો તમારી પાસે જેવા પ્રકારનો કર માગે, તેવો કર તમારે આપવો.' પછી રાજાએ મુનિ–વેશધારી પુરૂષોને ત્યાં મોકલ્યા. તેઓ અનાર્યોને આ પ્રમાણે કહેવા લાગ્યા કે—'તમારે અમને આ બેંતાલીશ દોષોથી રહિત વસ્ત્ર, અન્ન અને પાન આપવું. એ દોષો તમે બરાબર ધારી રાખજો. એમ કરશો, તો સ્વામી તમારા પર પ્રસન્ન થશે, નહિ તો તે કોપાયમાન થશે.' આથી તે અનાર્યો પણ તે પ્રમાણે કરવા લાગ્યા. એ પ્રમાણે તેમને યતિજનોના આચારમાં કુશળ બનાવ્યા પછી સંપ્રતિરાજાએ આર્યસુહસ્તી મહારાજને વિજ્ઞપ્તિ કરી કે—"હે ભગવન્! મુનિઓ

અનાર્યોમાં કેમ વિચરતા નથી ?" ગુરૂ બોલ્યા—'તેમનામાં અજ્ઞાનતા હોવાથી જ્ઞાનાદિ ગુણો વૃદ્ધિ પામી શકતા નથી.' રાજાએ કહ્યું—'હે ભગવન્ ! અનાર્યોમાં પણ મુનિઓને મોકલો.' ત્યારે ગુરૂએ **આંધ્ર** અને **દ્રવિડ** પ્રમુખ દેશોમાં સાધુઓને મોકલ્યા. તે અનાર્યો મુનિઓને જોઇ 'આ રાજાના સુભટો છે' એમ માનતા તેઓ પૂર્વોક્ત શિખામણ પ્રમાણે તેમને ભક્ત, પાનાદિક આપવા લાગ્યા. પછી મુનિઓએ આવીને ગુરૂ મહારાજને જણાવ્યું કે—'સંપ્રતિ રાજાએ પોતાની શક્તિથી અનાર્યોના દેશને પણ યતિજનોને વિચરવા યોગ્ય બનાવી દીધા છે.

હવે પૂર્વ ભવને યાદ કરતાં **સંપ્રતિ** રાજાએ નગરીમાં દાનશાળાઓ કરાવી. તેમાં સ્વ-પરની અપેક્ષા વિના.લોકો.શ્રેષ્ઠ ભોજન પામી શકતા હતા. તેમાં જે કાંઈ ભોજન વધતું, તે રસોયા લઈ જતા હતા. ત્યારે રાજાએ તેમને કહ્યું કે—'તમે વધેલ ભોજન બધું સાધુઓને આપજો. તે બદલ હું તમને દ્રવ્ય આપીશ, એટલે તે રસોયા વધેલ ભોજન સાધુઓને આપવા લાગ્યા. તેમજ કંદોઈ અને વણિકોને રાજાએ આ પ્રમાણે સૂચના આપી કે—'તમે માંડા, મોદક, ઘી, વસ્ત્રાદિક સાધુઓને આપજો. તેનું મૂલ્ય હું તમને આપીશ.' આથી તે લોકો પણ સાધુઓને દરેક વસ્તુ મુક્ત હાથે આપવા લાગ્યા. આ બધું **આર્યસુહસ્તી** જાણતાં છતાં તે રાજાના શિષ્યપણાને લીધે બધું સહન કરતા હતા. એટલે **આર્યમહાગિરિ**એ તેમને કહ્યું કે—'હે સુહસ્તી! આ બધું તમે રાજાનું અશુદ્ધ ભક્ત કેમ ગ્રહણ કરો છો?' સુહસ્તી બોલ્યા—' હે મુનિંદ્ર ! એમાં અશુદ્ધ શું છે ? કેમકે રાજાના અનુવર્ત્તનથી આ લોકો આહારાદિ આપે છે.' એટલે—'આ તો માયવી લાગે છે' એમ સમજી કોપાયમાન થતા મહાગિરિ બોલ્યા કે—'આજથી તમે મારા [1]સંભોગી નથી. કારણ કે સરખાઓની સાથે સંગ ઉચિત કહેલ છે.' ત્યારે બાળકની જેમ ભયભ્રાંત થતા સુહસ્તી મહાગિરિને કહેવા લાગ્યા કે—'હે ભગવન્ ! એ મારો દોષ ક્ષમા કરો. હવે ફરીવાર એમ નહિ કરૂં.' મહાગિરિ બોલ્યા—" એમાં તમારો દોષ નથી. કારણ કે વીર ભગવંત કહી ગયા છે કે—"**સ્થુલિભદ્ર** પછી મારા તીર્થમાં સાધુઓ ગુણોત્કર્ષથી પતિત થશે.' એ કથન સત્ય થયું." એમ કહી તેમને [2]અસંભોગમાં રાખીને આર્ય મહાગિરિ ઉજ્જયિનીથી નીકળીને **ગજપદ** તીર્થમાં ગયા. ત્યાં અનશન-વિધિથી શરીરનો ત્યાગ કરીને સ્વર્ગે ગયા. તેમજ **સંપ્રતિ** રાજા શ્રાવક ધર્મને આરાધી સમાધિ પૂર્વક મરણ પામીને સ્વર્ગે ગયો અને અનુક્રમે નિર્વાણ-સુખને પણ પામશે.

એક વખતે આર્યસુહસ્તી મુનિઓ સાથે ઉજ્જયિનીમાં આવ્યા અને **ભદ્રા** શ્રાવિકાના ઘરે યાનશાળામાં તેઓ રહ્યા. ત્યાં કોઇવાર સંધ્યા વખતે આર્યસુહસ્તી પ્રશસ્ત શબ્દે **નલિનીગુલ્મ** નામના અધ્યયનનું પરાવર્ત્તન કરવા લાગ્યા. તે વખતે

૧—આહાર—પાણીમાં અભિન્ન. ૨ પોતાના પરિવાર સાથે ભાત, પાણી કરવાથી રહિત.

ભદ્રાનો પુત્ર **અવંતિસુકુમાર**, મકાનના સાતમા મજલાપર પોતાની બત્રીશ રમણીઓ સાથે વિલાસ કરતો હતો. તે ઉક્ત અધ્યયનનું શ્રવણ કરવા મકાન મૂકીને વસતિમાં આવ્યો અને 'આવું મેં ક્યાં જોયું છે' એમ ચિંતવન કરતાં તેને પૂર્વભવ યાદ આવ્યો. એટલે આચાર્ય મહારાજને નમસ્કાર કરીને તેણે કહ્યું કે—'હે ભગવન્! હું ભદ્રાપુત્ર પૂર્વે નલિનીગુલ્મ વિમાનમાં દેવતા હતો–એમ જાતિસ્મરણથી જાણી શકું છું. માટે મને દીક્ષા આપો કે જેથી પાછો હું ત્યાં દેવતા થાઉં.' એમ કહેતાં પોતાના સ્વજનોની અનુમતિ વિના તેણે લોચ કરી લીધો. ત્યારે 'આ પોતાની મેળે મુનિ-વેશને ધારણ ન કરે' એમ સમજીને આચાર્યે તેને દીક્ષા આપી. એટલે તેણે કહ્યું કે—'હે ભગવન્! હું ચિરકાળ પ્રવ્રજ્યા પાળવાને સમર્થ નથી.' એમ કહીને તે સ્મશાનમાં ગયો. ત્યાં કોમળ ચરણ–તલમાંથી નીકળતા રૂધિરની દરકાર ન કરતાં તે પાસેના **કંથારી** વનમાં વાંસજાલની અંદર જઇ અનશન કરીને ઉભો રહ્યો. રક્તના ગંધને લીધે એક શીયાલણી પોતાના બચ્ચાંઓ સહિત ત્યાં આવી. તેણે પ્રથમ પહોરે એક પગ ખાધો અને બચ્ચાંઓએ બીજો પગ ખાધો. એમ બીજે પહોરે સાથળ અને ત્રીજે પહોરે તેમણે ઉદરનું ભક્ષણ કર્યું. છતાં સમાધિથી ન ચુકતાં અવંતિસુકુમાર મરણ પામીને નલિનીગુલ્મ વિમાનમાં દેવતા થયો. તેને મહાનુભાવ સમજીને દેવતાઓએ ત્યાં પુષ્પ–વૃષ્ટિ કરી.

હવે અહીં અવંતિસુકુમારને ન જોવાથી તેની સ્ત્રીઓએ ગુરૂને પૂછ્યું, ત્યારે આર્યસુહસ્તી મહારાજે ઉપયોગથી જાણીને તેનો વૃત્તાંત કહી સંભળાવ્યો. એટલે અત્યંત શોક બતાવતી રમણીઓએ એ વાત ભદ્રાને કહી. એવામાં પ્રભાત થતાં ભદ્રા સ્ત્રીઓસહિત સ્મશાનમાં ગઇ. ત્યાં નૈર્ઋત્ય ખૂણે પુત્રના શરીરને ખંડિત થયેલ જોઇ તે મુક્ત કંઠે ઉચ્ચ સ્વરે રોવા અને વિલાપ કરવા લાગી—"હા વત્સ! વ્રત લીધા પછી એકવાર પણ તેં મારા ઘરને અલંકૃત ન કર્યું. હે પુત્ર! હવે એવી શુભ રાત્રિ ક્યાંથી આવે કે જે સ્વપ્નમાં પણ તારાં દર્શન કરાવીને અમને જીવાડે? હે વત્સ! સંયમને માટે તેં કદાચ સ્વજનોપરના સ્નેહને મૂકી દીધો; પરંતુ ગુરૂપરનો રાગ કેમ તજ્યો? કે અહીં આવીને રહ્યો." એમ અનેક પ્રકારે વિલાપ કરીને સિપ્રાનદીના કિનારે ભદ્રાએ તેનું ઉત્તર કૃત્ય કર્યું. તેમજ સ્ત્રીઓએ પોતાનો વિધવાચાર સ્વીકાર્યો. પછી એક ગર્ભવતી પોતાની પુત્રવધૂને ઘરે મૂકીને બીજી બધી પુત્રવધૂઓ સહિત ભદ્રાએ ભવ–દુઃખને છેદવામાં સમર્થ એવી દીક્ષા અંગીકાર કરી. તે ગર્ભવતી સ્ત્રીથી ઉત્પન્ન થયેલ પુત્રે અવંતિસુકુમારના મરણ–સ્થાને તેની પ્રતિમાયુક્ત મંદિર કરાવ્યું; જે અવંતિના અલંકારરૂપ તથા પોતાના શિખરના અગ્રભાગથી રવિ–રથના અશ્વ–માર્ગને અટકાવતું અ-

ધાપિ મહાકાલ એવા નામથી પ્રસિદ્ધ છે. ભગવંત આર્યસુહસ્તી પોતાના એક સમર્થ અને શ્રેષ્ઠ શિષ્યને આચાર્યપદે સ્થાપી, પ્રાંતે અનશનથી દેહમુક્ત થઇને સ્વર્ગે ગયા.

ઇતિ ગુરૂ સેવાપર સંપ્રતિરાજાની કથા.

—❀◎◎❀—

# પ્રકરણ ૯ મું.

## કુમારપાલકૃત રથયાત્રા અને તીર્થયાત્રાનું વર્ણન.

એ પ્રમાણે શ્રીહેમચંદ્ર મહારાજ પાસે **સંપ્રતિ** રાજાનું ચરિત્ર સાંભળતાં કુમારપાલે તેજ પ્રમાણે જિન-રથયાત્રા કરાવી. તે આવી રીતે—



એ અવસરે કુમારપાલ રાજાએ કુમાર-વિહારમાં રમણીઓના નૃત્યપૂર્વક તથા વિશાલ નૈવેદ્યના થાળયુક્ત શાશ્વત અઠ્ઠાઇ મહોત્સવ શરૂ કરાવ્યો. પોતે આઠે દિવસ અષ્ટકર્મનો નાશ કરનાર જિનેશ્વરની સ્નાત્ર-પૂજા કરી, શ્રી **હેમચંદ્ર** ગુરૂની સમક્ષ તે અંજલિ જોડીને બેસતો હતો. એમ કરતાં આઠમે દિવસે ચૈત્ર મહિનાની પૂર્ણિમાના ચોથા પહોરે રવિ-રથની જેમ દિશાઓને પ્રકાશતો જિન-રથ નીકળ્યો. તેમાં મહાજને કુમાર-વિહારના દ્વાર આગળ, સ્નાત્ર કરીને વિલેપન કરેલ તથા વિવિધ પુષ્પોથી પૂજેલ **શ્રીપાર્શ્વનાથજી**ની પ્રતિમા ઋદ્ધિપૂર્વક સ્થાપન કરી. એટલે વાજિંત્રોના નાદથી ભુવનને ભરતો તથા સામંત અને મંત્રિઓ સહિત તે રથ, રમણીય રમણીઓના ત્વરિત નૃત્યપૂર્વક રાજભવન પાસે આવ્યો. ત્યારે રાજાએ પટ્ટાંશુક ( રેશમી વસ્ત્ર ) તેમજ કનકના ભૂષણોથી પોતાના હાથે રથસ્થ પ્રતિમાની પૂજા કરી અને વિવિધ પ્રકારનાં નાટક કરાવ્યાં. ત્યાં રાત્રિભર રહી રથ, રાજભવનના દ્વારથકી બહાર નીકળ્યો અને ધ્વજ-સમૂહથી શણગારેલા પટમંડપમાં ઉભો રહ્યો. ત્યાં પ્રભાતે રાજાએ રથમાં રહેલ જિન પ્રતિમાની પૂજા કરીને ચતુર્વિધ શ્રીસંઘ સમક્ષ તેણે પોતે આરતી ઉતારી. પછી હાથીઓથી જોડેલ રથ, સ્થાને સ્થાને વિશાલ પટમંડપોમાં ઉભો રહેતો રહેતો નગરમાં ફરવા લાગ્યો. તે વખતે ઉંચા શોભતા મંડપ, ઉછળતા ધ્વજ-પટ, નૃત્ય કરતી રમણીઓ, ઉંચે બાંધેલ માંચડા, ઉન્નત કદલી સ્તંભો તથા લટકતા તોરણોથી બિરાજમાન જિન-રથોત્સવમાં એ નગરને કૌતુકથી ચોતરફ જોવા માટે લોકો પોતે સહસ્રનેત્ર ( ઇંદ્ર અથવા એક હજાર નેત્રવાળા ) થવાને વિધાતાની પ્રાર્થના કરવા લાગ્યા. એ પ્રમાણે આઠ દિવસસુધી કુમારપાલ રાજાએ લોકોને ચમત્કાર

ઉપજાવનાર રથયાત્રા જેમ પ્રવર્ત્તાવી, તેમ આસો મહિનામાં પણ રથયાત્રા કરાવી. વળી તેણે પોતાના માંડલિક રાજાઓને કહ્યું કે—'તમે પણ એ પ્રમાણે જિનધર્મનો પ્રભાવ વધારો.' એટલે તેઓએ પોતપોતાના નગરમાં કુમાર-વિહારો, વિસ્તારથી જિન-રથયાત્રા કરાવતાં મુનિ ભક્તિ કરવા લાગ્યા. આથી સમસ્ત જગત્ જિન ધર્મમય બની ગયું.

એક દિવસે ગુરૂ મહારાજ કુમારપાલના કુમાર-વિહારમાં ચતુર્વિધ શ્રી સંઘ સમક્ષ ધર્મ પ્રકાશતા બેઠા હતા. એવામાં અનેક દેશોમાંથી આવેલ લોકોએ ત્યાં પટ્ટાંશુક અને સુવર્ણાભૂષણોથી જિનપૂજા કરી અને કનક-કમળોથી શ્રીગુરૂના ચરણ-કમળ પૂજીને તેમને ભક્તિ પૂર્વક વંદન કર્યું. તેમજ અંજલિ જોડીને તેમણે કુમારપાલ રાજાને પ્રણામ કર્યા. ત્યારે રાજાએ કહ્યું—'આ લોકો અહીં શામાટે આવેલા છે?' એટલે તેમાંના એક શ્રાવકે કહ્યું કે—"હે મહારાજ ! સાંભળો—પૂર્વે **શ્રીવીર** ભગવંત પોતે ધર્મના ઉપદેશક છતાં અને પ્રતિભાશાળી **અભયકુમાર** મંત્રી છતાં **શ્રેણિકરાજા** જે જીવરક્ષા કરાવી ન શક્યો, તે જીવદયા, જેમના વચનરૂપ અમૃતના પાનથી કુમારપાલ ભૂપાલ સહજમાં વિસ્તારી શક્યો. એ **શ્રીહેમચંદ્ર** પરમ ગુરૂના ચરણ-કમળની રજથી આત્માની પરમ શુદ્ધિ કરવા તથા તેમના મુખ-ચંદ્રના દર્શનથી પોતાના લોચનને સફળ કરવા તેમજ તેમના વચનામૃતના પાનથી કર્ણ-યુગલને આનંદિત કરવા અંતરમાં અત્યંત ભક્તિ અને કુતુહલને ધારણ કરીને આ લોકો અહીં આવ્યા છે. તેથી હે નરનાથ ! ગૌતમ સમાન પ્રભાવશાળી એ મુનીંદ્રને સાક્ષાત્ નમતાં અમે કૃતાર્થ થયા અને અમારૂં જીવિત સફલ થયું. વળી દેશાંતરમાં રહેતાં અમે આવા દુઃષમ સમયે તમારો જિનધર્મ પ્રત્યેનો ભક્તિભાવ સાંભળીને તે પ્રત્યક્ષ પણ જોયો. હવે અમે **સોરઠ** દેશમાં તીર્થવંદનને માટે જવાના છીએ. અન્ય અવસરે માર્ગમાં આવી શાંતિ ક્યાંથી હોય ?"

એ પ્રમાણે સાંભળતાં કુમારપાલ રાજાએ પૂછયું—'હે ભગવન્ ! **સોરઠ** દેશમાં કયું તીર્થ છે ?' ગુરૂ મહારાજ બોલ્યા—'હે રાજન્ ! ત્યાં બે તીર્થ છે. તેમાં એક **શત્રુંજયતીર્થ** કે જ્યાં પ્રથમ તીર્થંકરના ગણધર **શ્રી ઋષભસેન** સિદ્ધિપદને પામ્યા. અને બીજું **ઉજ્જયંત-ગિરનારતીર્થ** કે જ્યાં બાવીશમા **શ્રી નેમિનાથ**ના દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ-એ ત્રણ કલ્યાણક થયાં.' ત્યારે રાજાએ કહ્યું—'હે ભગવન્ ! હું પણ એ તીર્થોને વંદન કરવા અવશ્ય જવાનો છું.' ગુરૂ બોલ્યા—"એમ કરવું યોગ્ય છે. કારણ કે તીર્થવંદનથી પોતાનું સમ્યકત્વ સ્થિર થાય છે. વળી તેની પૂજા કરવાથી અસ્થિર ધનની સફલતા થાય છે અને અન્યજનોની શ્રદ્ધામાં અત્યંત દઢતા અને વૃદ્ધિ થાય છે. કારણ કે બીજા લોકો પણ ઉત્તમ જનોએ આદરેલ માર્ગનું સેવન કરે છે." એમ ગુરૂ વચન સાંભળી રાજાના અંતરમાં અત્યંત ઉત્સાહ પ્રસરી રહ્યો. પછી તેણે દેશાંતરવાસી લોકોને સન્માનપૂર્વક વિસર્જન કર્યા.

હવે શુભ દિવસે ચતુર્વિધ શ્રી સંઘ તથા શ્રી હેમચંદ્ર મહારાજ સહિત, ચતુરંગ સૈન્યના પરિવારથી રાજા પોતે તીર્થવંદન કરવાને ચાલ્યો. રસ્તામાં દરેક સ્થાને તે પટ્ટાંશુકથી જિનપૂજા કરવા લાગ્યો. જ્યાં રાજા પોતેજ કરનાર હોય, ત્યાં શી ન્યૂનતા રહે ? એમ કરતાં અનુક્રમે **રૈવતાચલ**ની નીચે રહેલ **ગિરિનગર** નામના નગરની પાસે આવીને તેણે આવાસ કર્યો. ત્યાં રાજાએ ભુવનના મંડનરૂપ **દશાર્હ**-મંડપ તથા અક્ષવાટક ( પ્રેક્ષકસ્થાન ) યુક્ત **ઉગ્રસેન** રાજાનો આવાસ જોયો. એટલે મનમાં વિસ્મય પામીને રાજાએ ગુરૂ મહારાજને પૂછ્યું કે—'આ શું છે ?' ગુરૂ બોલ્યા—

"હે રાજન્ ! આ ઉગ્રસેન રાજાનું ગિરિનગર સ્થાન હતું. દ્વારિકાનગરીમાં, તરવારથી શત્રુઓને ભેદનાર તથા યાદવકુલરૂપ વિંધ્યાચલમાં હસ્તીસમાન એવા **સમુદ્રવિજયાદિક** દશ **દશાર્હ** હતા. તેમાં દશમો દશાર્હ **વસુદેવ** હતો. તેના પુત્ર કૃષ્ણ કે જે ભરતના ત્રણ ખંડનો સ્વામી ત્યાં રાજા હતો. અને સમુદ્રવિજયના પુત્ર **અરિષ્ટનેમિ**કુમાર કે જે બાવીશમા તીર્થંકર હોવાથી ચારિત્રના અભિલાષિ હતા. પોતે વિષયની તૃષ્ણા-રહિત છતાં તે, કૃષ્ણના ઉપરોધથી ઉગ્રસેન રાજાની પુત્રી **રાજેમતીને** પરણવા માટે રથારૂઢ થઇને ચાલ્યા. હસ્તી, અશ્વ, રથ પ્રમુખપર આરૂઢ થયેલા કૃષ્ણ પ્રમુખ પ્રવર સ્વજનો સહિત **નેમિ**કુમાર ઉગ્રસેન રાજાના ભવન પાસે આવ્યા. ત્યાં કરૂણ-શબ્દ સાંભળીને નજર કરતાં તેમણે શશલા, શૂકર, ઘેટા અને હરિણાદિક પશુઓને બાંધેલા જોયા. એ જીવોના શબ્દથી અત્યંત દયા જાગ્રત થતાં **નેમિકુમારે** સારથિને પૂછ્યું કે—'આ જીવોને શા માટે બાંધ્યા છે ?' તેણે કહ્યું—'હે કુમાર ! એમને બાંધવાનું કારણ સાંભળો—આ અવાચક પશુઓને મારીને ઉગ્રસેન રાજા તમારા વિવાહમાં જાનૈયાઓને એમના માંસનું ભોજન આપશે.' એમ સાંભળતાં કુમારે કહ્યું—'એવા વિવાહને ધિક્કાર છે ! કે જ્યાં સંસારરૂપ કારાગારમાં પ્રવેશ કરવાના કારણરૂપ આવું પાપ કરવામાં આવે છે. માટે ભુજંગના શરીર સમાન ભયંકર ભોગોને સત્વર દૂર તજી સંસાર-સાગર ઉતરવામાં યાનપાત્ર સમાન એવા સંયમનો હું સ્વીકાર કરીશ.' એમ દૃઢ નિશ્ચય કરીને **નેમિ**કુમારે સારથિને કહ્યું કે—'હે ભદ્ર ! અહીંથી રથ પાછો વાળીને મકાન તરફ ચલાવ.' એટલે સારથિએ રથ પાછો વાળ્યો. તેથી પૂર્વે કુમારને આવતો જોઇને રવિને કમલિનીની જેમ **રાજેમતી** પોતાનું મુખ-કમળ વિકાસીને બેઠી હતી, તે અત્યારે તેને નિવૃત્ત થયેલ જોઇને કુહાડાથી કપાયેલ કલ્પવૃક્ષની લતાની જેમ ખેદાકુળ થઇ, મૂર્છાથી લોચન બંધ કરીને તરત મહીતલપર ઢળી પડી. એટલે સખીઓએ તેને ક્ષણવારમાં સ્વસ્થ કરતાં તે લોચનમાંથી અશ્રુજળ વરસાવતી બોલી—'હા નાથ ! મેં શો અપરાધ કર્યો ? કે આમ પાછા વળીને ચાલ્યા. કદાચ તમે મને અધન્યને મૂકી દીધી, તોપણ હે નાથ ! મારે તો તમારા ચરણનું જ શરણ છે.' એમ નિશ્ચય કરીને તે બાળા બેસી રહી.

પછી વાર્ષિક દાન આપી ઉજ્જયંત પર ચારિત્ર લઇને **નેમિનાથ પ્રભુ** ચોપન **દિવસે** કેવળજ્ઞાન પામ્યા. એટલે ગામ, નગર, આકર વિગેરેમાં ભવ્ય જનોને પ્રતિબોધ આપી, એક હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરીને પ્રભુ આજ પર્વતપર મોક્ષે ગયા.

એ પ્રમાણે સાંભળતાં કુમારપાલ રાજાએ પૂછ્યું-'હે ભગવન્ ! આ દશાર્હ મંડપ પ્રમુખ અદ્યાપિ તત્કાલ બનાવેલ હોય તેવા કેમ દેખાય છે ?' ગુરૂ બોલ્યા- "હે નરેંદ્ર ! કૃષ્ણના વખતમા જે બનાવેલ હતા, તે આ નથી, પરંતુ થોડા કાલના બનાવેલ છે. આ કોણે કરાવેલ છે, તે તને કહું છું, તે સાંભળ—

નાગહસ્તી ગુરૂનો શિષ્ય કે જે બાળ છતાં બુદ્ધિ અને ગુણમાં મહાન્ તેમજ સુકૃતી હતો. તે કોઈવાર કાંજી લાવીને ગુરૂની આગળ કહેવા લાગ્યો—'હે ભગવન્ તામ્ર સમાન લોચનવાળી અને પુષ્પ સમાન દાંતવાળી એવી ઋતુ પ્રાપ્ત નહી થયેલ સ્થિતિવાળી નવવધુએ મને ઘડાથી નવા ચોખાની કાંજી આપી.' ગુરૂ બોલ્યા-'હે વત્સ ! તું પ્રલિપ્ત ( અનુરાગી ) છે, તેથી આમ બોલે છે.' ત્યારે શિષ્યે કહ્યું—'હે ભગવન્ ! મારાપર અનુગ્રહ કરીને આચાર-દાન આપો,' એટલે ગુરૂ બોલ્યા—'સારૂં, હું તને આચાર સમજાવીશ.' ત્યારથી તે શિષ્ય લોકોમાં **પાદલિપ્ત** એવા નામથી પ્રસિદ્ધ થયો. વળી તે વિવિધ સિદ્ધિયુક્ત તથા શ્રુત-સાગરના પારંગામી હોવાથી આચાર્ય થયા. તે પગે લેપ કરી ગગનગામી થઇને તીર્થોને વંદન કરવા લાગ્યા.

હવે એ વાત સોરઠવાસી નાગાર્જુનના સાંભળવામાં આવી. તેથી તેણે **પાદલિપ્તાચાર્યને** પ્રાર્થના કરી કે—'હે ભગવન્ ! મને તમારા પાદલેપની સિદ્ધિ બતાવો અને મારી પાસેથી કનકસિદ્ધિ ગ્રહણ કરો.' ત્યારે **પાદલિપ્તસૂરિ** બોલ્યા—'અકિંચન ( ત્યાગી ) એવા મારે કનકનું શું પ્રયોજન છે ? કનકસિદ્ધિ તો મારી પાસે પણ છે. વળી પાદલેપની સિદ્ધિ તને પાપના હેતુરૂપ હોવાથી તે હું બતાવનાર નથી.' આથી તે ભિક્ષુકે શ્રાવકનો વેશ ધારણ કર્યો. પછી ગુરૂ જ્યારે ગિરિનગરમા આવ્યા, ત્યારે તેણે અત્યંત ભક્તિપૂર્વક જળથી ગુરૂના પગ ધોયા. તે પગધોવણ જળના ગંધથી તેણે તેમાં એક સો સાત ઔષધિ જાણીને પોતાની મેળે પગે લેપ કર્યો. તે લેપના યોગે નાગાર્જુન ભિક્ષુક કુકડાની જેમ આકાશમાં ઉડીને વારંવાર પડવા લાગ્યો. ત્યારે તેણે યથાસ્થિત વાત ગુરૂને કહી સંભળાવી. આથી ગુરૂ મહારાજે પ્રસન્ન થઇને કહ્યું કે—'હે ભિક્ષુક! તંદુલ-જળથી એ પાદલેપ કર.' એટલે ભિક્ષુકે તે પ્રમાણે કર્યું. તેથી તેને ગગનગામિની લબ્ધિ ( શક્તિ ) પ્રાપ્ત થઇ. પછી નાગાર્જુન એક શિષ્યની જેમ પાદલિપ્તાચાર્યની ભક્તિ કરવા લાગ્યો. **શ્રીનેમિનાથ પ્રભુના** ચરિત્રને અનુસરીને આ બધું તે નાગાર્જુને કરેલ છે."

એમ સાંભળતાં ભક્તિમાં તત્પર થયેલ કુમારપાલ રાજાએ શ્રીનેમિનાથ ભગવંતને વંદન કરવાની ઇચ્છા કરી. એવામાં શ્રીહેમચંદ્ર મહારાજે તેને કહ્યું કે–"હે રાજેંદ્ર ! રસ્તો બહુજ વિકટ છે. માટે તમે અહીંજ બેસી રહો. બીજા લોકો ભલે પર્વત પર ચઢે. તું અહીં રહેતાં પણ ભાવથકી શાંબની જેમ પૂર્ણ પુણ્ય પામી શકીશ." આથી રાજાએ પ્રધાન જનોની મારફત ભગવંતની પૂજા મોકલાવી અને પોતે ત્યાં રહીને પણ અત્યંત ભક્તિથી ભગવંતને વંદન કર્યું. પછી ભગવંતની યાત્રા, પૂજા, મહોત્સવ કરીને બધા લોકો રૈવતાચલથી નીચે ઉતર્યા. એટલે કુમારપાલ શત્રુંજય તીર્થને વંદન કરવા માટે ચાલ્યો અને અનુક્રમે ત્યાં આવતાં તેણે પાલીતાણામાં આવાસ કર્યો. હેમચંદ્ર ભગવંતે રાજાને કહ્યું કે—'પોતાના ગુરૂ પાદલિપ્તના નામથી આ પાલીતાણા ગામને નાગાર્જુને આ તીર્થની પૂજા નિમિત્તે રાખેલ છે. અને વળી વસુધામાં વિખ્યાત ભરૂચ, માનખેટ વિગેરે નગરના રાજાઓને પાદલિપ્તાચાર્યે ધર્મમાં સ્થાપન કર્યા; તેનું વર્ણન તો કેટલું થઈ શકે ?'

પછી કુમારપાલ રાજા શત્રુંજયપર આરૂઢ થયો અને ઋષભદેવ ભગવંતની તેણે અપૂર્વ ભક્તિ કરી. ત્યાં પ્રાસાદ જોઇ વિસ્મય પામતા રાજાને શ્રી હેમચંદ્ર મહારાજે કહ્યું કે—'તમારા પ્રસાદથી બાહડ મંત્રીએ આ પ્રાસાદનો ઉદ્ધાર કરાવ્યો છે. તે ત્રણે ભુવનને પૂરી દેવાને તત્પર થયેલ જાણે તારો યશઃપુંજ હોય તેવો શોભે છે. પછી શત્રુંજય તીર્થપરથી ઉતરીને રાજા પોતાના નગરમાં આવ્યો. પરંતુ 'ગિરિનારપર નેમિનાથ ભગવંતને મેં સાક્ષાત્ વંદન ન કર્યું' એમ વિચાર કરતાં તે ખેદ પામ્યો.

હવે એકદા રાજસભામાં બેઠેલ કુમારપાલ નરપતિએ સભા સમક્ષ કહ્યું કે—'ઉજ્જયંત પર્વતપર સુગમ માર્ગ કરાવવાને કોણ સમર્થ છે ?' ત્યારે સિદ્ધપાલે કહ્યું કે 'વચનમાં અત્યંત પ્રતિષ્ઠા ધરાવનાર, દેવ, ગુરૂના ચરણ–કમળની વિશેષ ભક્તિ કરનાર, અનુષ્ઠાનમાં અધિક શ્રદ્ધા રાખનાર, વિષય–સુખના રસાસ્વાદમાં અરૂચિ લાવનાર, દાનલીલામાં આનંદ માનનાર તથા સ્વમત અને પરગતના આલોચનમાં તીવ્ર બુદ્ધિ ધરનાર એવો ધીમાન્ આમ્ર તે ગિરનારપર અલ્પ વખતમાં માર્ગ બનાવવાને સમર્થ છે.' 'આ તેં ઉચિત કહ્યું, એમ કહીને કુમાપાલ રાજાએ રૈવતાચલપર માર્ગ કરાવવાને શ્રીરાણિકના પુત્ર આમ્રને સોરઠનો અધિપતિ બનાવ્યો. એટલે બુદ્ધિના ભંડાર એવા આમ્ર સેનાપતિએ, સોપાન (પંગથીયા) ની શ્રેણિ તથા વિશ્રામ–સ્થાનયુક્ત, બીમાર જનો, સ્ત્રીઓ, વૃદ્ધ જનો, બાળકો વિગેરે લોકોને આરોહણ કરવાને સુગમ અને જાણે મોક્ષમાર્ગ હોય એવો તે માર્ગ કરાવ્યો; કે જે માર્ગ બનાવવાને, ત્રણ જગતને રચવાથી મહિમા પામેલ એવો બ્રહ્મા પણ સમર્થ થઈ ન શકયો.

## इति द्वितीय प्रस्ताव.




# तृतीय प्रस्ताव.



## પ્રકરણ ૧ લું.



### દાન ધર્મનું વર્ણન.

હવે શ્રી હેમચંદ્ર મહારાજ કહેવા લાગ્યા કે—"હે રાજેંદ્ર! પરના દુઃખને ટાળનાર એવું દાન તે જીવદયા–લક્ષણ ધર્મના કારણભૂત કહેલ છે. કારણ કે—

" नो तेसिं कुवियं व दुक्खमखिलं आलोयए सम्मुहं,
नो मिल्लेइ घरं कमंकवडिया दासिव्व तेसिं सिरी ।
सोहग्गाइ–गुणा चयंति न गुणाबद्ध व्व तेसिं तणुं,
जे दाणंमि समीहियत्थ–जणणे कुव्वंति जत्तं जणा " ॥ १ ॥

અર્થ—જે લોકો વાંછિતાર્થ આપનાર એવા દાનમાં સદા તત્પર રહે છે, કુપિત થયેલની જેમ તમામ પ્રકારનું દુઃખ તે તેમની સામે જોતું નથી, ચરણે આવીને પડેલ દાસીની જેમ લક્ષ્મી તેમના ગૃહાંગણને મૂકતી નથી અને જાણે દોરડીથી બંધાયેલ હોય તેમ સૌભાગ્યાદિક ગુણો તે તેમના શરીરને તજતા નથી.




વે. દાન–તે જ્ઞાનદાન, અભયદાન અને ધર્મોપષ્ટંભ એમ ત્રણ પ્રકારે બતાવેલ છે અને તે સ્વર્ગ તથા મોક્ષના સુખને આપનાર કહેલ છે. તેમાં જ્ઞાન તે મિથ્યાજ્ઞાન અને સમ્યગ્જ્ઞાન એમ બે પ્રકારે છે, તેમાં પાપની પ્રવૃત્તિ કરાવનાર તે મિથ્યાજ્ઞાન સમજવું. તે વૈદક, જ્યોતિષ, રસ, ધાતુર્વાદ, કાર્મણ, નાટ્ય; શસ્ત્ર, વિગ્રહ અને મૃગયા (શિકાર) એ બાબતને બતાવનાર શાસ્ત્ર મિથ્યાજ્ઞાન છે. તેમજ જીવદયા પ્રધાન, સમસ્ત સંસારના માર્ગથી પ્રતિકૂલ અને ભાવ–શત્રુઓના હૃદયને શૂલ સમાન જે જ્ઞાન તે

સમ્યગ્જ્ઞાન કહેલ છે. તે સર્વજ્ઞ ભગવંતે બતાવેલ દ્વાદશાંગીરૂપ સમજવું, કે જેમાં મોક્ષ-વૃક્ષના બીજરૂપ **ધર્મ** કહેવામાં આવેલ છે. અને વળી સમ્યક્ત્વરૂપે સ્વીકારેલ તે સમ્યક્શ્રુત અને લૌકિક તે મિથ્યાશ્રુત છે. તે શ્રોતાને આશ્રીને-પામીને લૌકિક-લોકોત્તરમાં ભજના સમજવી. તે જ્ઞાન પણ અજ્ઞાન છે કે જેમાં જીવોને પાપ કરવાના મતિ ઉત્પન્ન થાય છે. કારણ કે સૂર્યના ઉદય પામતાં રાત્રિ કદાપિ ટકી શકતી નથી. વળી જ્ઞાનના સંબંધમાં કહેલ છે કે—

" नाणं मोह--महंधयार--लहरी--संहार--सूरुग्गमो,
नाणं दिट्ठ--मदिट्ठ--इट्ठ--घडणा--संकप्प--कप्पदुमो।
नाणं दुज्जय--कम्म--कुंजर--घडा--पंचत्त--पंचाणणो,
नाणं जीव -अजीव--वत्थु--विसरस्सालोयणे लोअणं " ॥ १ ॥

**અર્થ**—જ્ઞાન એ મોહરૂપ મહા-અંધકારની શ્રેણિનો સંહાર કરવામાં સૂર્યોદય સમાન છે, જ્ઞાન એ દૃષ્ટ કે અદૃષ્ટની ઇષ્ટ-ઘટનાના સંપાદનમાં કલ્પવૃક્ષ સમાન છે, જ્ઞાન એ દુર્જય કર્મરૂપ કુંજરોની ઘટાને ભેદવામાં સિંહ સમાન છે અને જ્ઞાન એ જીવ, અજીવ-વસ્તુ વિસ્તારનું સ્વરૂપ બતાવવામાં લોચન સમાન છે.

વળી જીવ, જ્ઞાનથી પુણ્ય-પાપ તથા તેના કારણો જાણીને તે પુણ્યમાં પ્રવૃત્તિ કરે છે અને પાપથા નિવૃત્ત થાય છે. પુણ્યમાં પ્રવૃત્ત થવાથી જીવ સ્વર્ગ, મોક્ષનાં સુખો પામી શકે છે અને પાપથી નિવૃત્ત થવાથી તે નારક તિર્યંચના દુઃખોથી મુક્ત થઇ શકે છે. જે અપૂર્વ જ્ઞાન ભણે છે, તે અન્ય ભવમાં તીર્થંકરપણાને પામે છે, અને જે સમ્યગ્જ્ઞાન બીજાને ભણાવે છે, તેના પરમ પુણ્યનું તો કહેવું જ શું ? વળી જ્ઞાન ભણતા જનોને ભકત, પાન, વસ્ત્ર, પુસ્તકાદિકથી જે સહાય કરે છે, તે પણ જ્ઞાન-દાન પ્રવર્ત્તાવે છે. મોક્ષ-નગરના દ્વારરૂપ એ જ્ઞાન, જે આપે છે અને ગ્રહણ કરે છે તે પુરૂષોના વક્ષઃસ્થળમાં કેવળ-લક્ષ્મી પોતે આવીને નિવાસ કરે છે.

સમ્યગ્જ્ઞાનથી એકેંદ્રિયાદિક જીવોનું સ્વરૂપ જાણીને તેમનું ત્રિવિધ ત્રિવિધે જે રક્ષણ કરવું તે **અભયદાન** છે. જે પુરૂષ દયામાં તત્પર થઇને જીવોને નિરંતર અભયદાન આપે છે, તેમને આ જીવલોકમાં ભય કોઇથી પણ સંભવતો નથી.

તેમજ ધર્મી જનોને નવ કોટિએ શુદ્ધ નિર્દોષ દાન આપવું-તે ધર્મ સાધવાના કારણરૂપ હોવાથી **ધર્મોપષ્ટંભ** દાન કહેવાય છે. સંસારથી તરવાને ઇચ્છ બુદ્ધિમાન્ પુરૂષે અશન, પાન, ઔષધ, શયન, આસન, વસતિ, વસ્ત્ર, પા રૂપ એ દાન આપવું. એ ધર્મોપષ્ટંભદાન દાયક, ગ્રાહક, કાલ અને ભાવ-શુ ચાર પ્રકારની શુદ્ધિયુકત બતાવેલ છે. અનંત-જ્ઞાનીઓએ એને નિર્વા કારણરૂપ કહેલ છે. જે જ્ઞાનયુકત નિર્જરાર્થી પુરૂષ, શ્રદ્ધાયુકત, આ

મદરહિત થઈ યતિજનને યોગ્ય દાન આપે, તે દાયક--શુદ્ધ' કહેવાય. વળી જે એ કરતાં વિપરીત તથા યતિજનને અનુચિત એવા ધનુષ્ય, ક્ષેત્રાદિક જે આપે, તે પોતાના આત્માને તેમજ ગ્રાહકને સંસારમાં નાખે છે. જે સર્વ સંગના ત્યાગી, ત્રણ ગુપ્તિએ ગુપ્ત, જિતેંદ્રિય, કષાયરહિત તથા સ્વાધ્યાય ધ્યાનમાં સદા તત્પર રહે છે, તે સાધુ ગ્રાહક શુદ્ધ ગણાય. તે લઘુકર્મી હોવાથી પોતાના આત્માને તેમજ પરને પણ તારે છે. જે ભારેકર્મી હોય તે પોતેજ તરવાને અસમર્થ છે, તો બીજાને કેમ તારી શકે ? પૂર્વોક્ત ગુણોથી રહિત એવા કુપાત્રોને જે ધન આપવું, તે રૂધિરથી ખરડાયેલ વસ્ત્ર, રૂધિરથી ધોવા જેવું છે. સર્પને દુધ પાયા છતાં તે જેમ વિષપણાને પામે છે, તેમ કુપાત્રને શુભ દાન આપ્યા છતા તે અશુભ ફળને આપનાર થાય છે. ગાયને ઘાસ આપતાં પણ તે જેમ ક્ષીરના પરિણામને પામે છે, તેમ સુપાત્રને તુચ્છ દાન આપ્યા છતાં તે અવશ્ય શુભ ફળ આપનાર નીવડે છે. જે દાન યોગ્ય અવસરે યતિજનના દેહને ઉપકારક થાય; તે અવસરે ભક્તિથી જે દાન અપાય તે કાલ શુદ્ધ કહેવાય. પોતાના આત્માને કૃતાર્થ માનતા પુરૂષથી એકાંત નિર્જરાના કારણરૂપ જે દાન નિરાશંસપણે આપવામાં આવે, તે ભાવશુદ્ધ કહેવાય. નજીકના લક્ષ્યને તાકીને મોટા યત્નથી છોડવામાં આવેલ બાણ જેમ દૂર ન જાય, તેમ આશંસાપૂર્વક આપેલ દાન અલ્પ ફલદાયક થાય છે. જે મોક્ષને માટે દાન કહેલ છે, તેને અંગે આ વિધિ સમજવાનો છે. પણ અનુકંપાદાન તો જિનેશ્વરોએ કયાં પણ નિષેધેલ નથી. સુપાત્રે ભક્તિયુક્ત જીવ, યોગ્ય અવસરે અલ્પ દાન આપતાં પણ તે **ચંદનબાળા**ની જેમ પાપમુક્ત થઇ કલ્યાણને પામે છે.

—⁂◎◎⁂—

# પ્રકરણ ૨ જું.

## સુપાત્રદાન ઉપર ચંદનબાળાની કથા.



અલકાપુરીની જેમ પુષ્કળ પુણ્ય–જનો ( યક્ષો અથવા ધર્મીજનો ) થી પૂર્ણ એવી **કૌશાંબી** નામે નગરી છે કે જે નિરંતર અનેક ધનદ ( કુબેર અથવા દાતાર ) થી અલંકૃત છે. એજ આશ્ચર્ય જેવું છે. ત્યાં **શતાનીક** નામે રાજા હતો કે સમરાંગણમાં જેના હાથમાં રહેલ અસિ–લતા તે કમળના ભ્રમથી ભેગા થયેલા ભમર–સમૂહની શોભાને ધારણ કરતી હતી. **ચેટક** રાજાની **મૃગાવતી** નામે પુત્રી એ રાજાની પટરાણી હતી કે જે અનુપમ રૂપ–ગુણયુક્ત તેમજ જિનધર્મમાં સદા નિશ્ચલ હતી, તેને **સુગુપ્ત**

નામે મંત્રી હતો અને મંત્રીની **નંદા** નામે ગૃહિણી હતી. એ શ્રાવિકા હોવાથી મૃગાવતીની પરમ સખી હતી. વળી ત્યાં ધનદ ( કુબેર ) ની જેમ અત્યંત ધનવાન્ એવો **ધનાવહ** નામે શ્રેષ્ઠી હતો, એની **મૂલા** નામે પત્ની કે જે સમસ્ત ગૃહારંભ-રૂપ વૃક્ષના મૂળ સમાન હતી.

હવે છદ્મસ્થપણે વિહાર કરતા **મહાવીર** ભગવંત ત્યાં આવ્યા. તેમણે પોષ મહિનાની કૃષ્ણ પ્રતિપદાના દિવસે એવો અભિગ્રહ લીધો કે—" જે ત્રણ દિવસ અન્ન પાણી પામી ન હોય, રૂદન કરતી હોય, લોહની સાંકળથી જેના પગ બાંધેલા હોય, જેના મસ્તકે કેશ–મુંડન થયેલ હોય, જે પરઘરે દાસત્વ પામી હોય, જે એક પગ દ્વારની અંદર અને એક પગ બહાર રાખીને ઉભી હોય અને જે પોતે રાજપુત્રી હોય એવી કલ્પાંત કરતી બાળા, ઘર થકી બધા ભિક્ષુકો નિવૃત્ત થયા હોય એવા અવસરે જો તે સૂપડાના ખુણામાં રહેલ અડદના બાકળા આપે, તો મારે પારણું કરવું, તે વિના પારણું નજ કરૂં. "

એવો અભિગ્રહ ધારણ કરી ભગવંત પોતે યોગ્ય સમયે ઉંચ નીચના ઘરે ભ્રમણ કરી રહ્યા છે, પરંતુ પૂર્વોક્ત અભિગ્રહને લીધે, લોકોએ ભિક્ષા આપવાનો આગ્રહ કર્યા છતાં તે ગ્રહણ કરતા નથી, તેથી પોતાને અધન્ય માનતા નગરજનો ખેદ પામી રહ્યા છે. એમ ભિક્ષા લીધા વિના ભગવંતે ચાર મહિના વ્યતીત કર્યા.

એક દિવસે ભગવંત ભિક્ષાને માટે સુગુપ્ત મંત્રીના ઘરે પધાર્યા. નંદાએ તેમને કલ્પવૃક્ષ સમાન જોયા અને તે હર્ષથી કહેવા લાગી કે—" અહો ! આ ભગવંત ભાગ્યયોગે મારે ઘરે પધાર્યા. " એમ બોલતી **નંદા** ભગવંતની સામે આવી અને એષણીય સુંદર આહાર, તેણે ભગવંતની સામે ધર્યો; પરંતુ અભિગ્રહ-યોગે તે આહાર લીધા વિના ભગવંત ત્યાંથી ચાલી નીકળ્યા. ત્યારે નંદા ખેદ-પૂર્વક કહેવા લાગી કે—' અહા ! મને ધિક્કાર છે ! હું અધન્ય છું, આજે મારો મનોરથ પૂર્ણ ન થયો. ' એમ વિષાદ પામતી નંદાને તેની દાસીએ કહ્યું કે—' એ ભગવંત તો પ્રતિદિન અહીં આવે છે અને ભિક્ષા લીધા વિના રોજ ચાલ્યા જાય છે. ' આથી નંદા બોલી કે—' ભગવંતનો કોઇ અભિગ્રહ લાગે છે, તેથી પ્રભુ ભિક્ષા લેતા નથી. પરંતુ તે અભિગ્રહ હવે જાણવામાં કેમ આવે ? ' આવી. ચિંતાથી ખેદાતુર થયેલ નંદાને જોતાં મંત્રીએ પૂછ્યું કે—" હે ભદ્રે ! કેમ ચિંતાતુર લાગે છે ? ' તે બોલી—' ભગવંત મહાવીર અહીં ભિક્ષા અર્થે. આવે છે, પણ અભિગ્રહના વશે ભિક્ષા લીધા વિના પાછા ચાલ્યા જાય છે. માટે તમે કોઈ રીતે તે અભિગ્રહ જાણી લ્યો, નહિ તો હે અમાત્ય ! પરનું મન પારખવાની તમારી નિપુણ બુદ્ધિ તે નિષ્ફલ છે. ' ત્યારે મંત્રીએ. કહ્યું કે—' હે પ્રિયે ! હું હવે તેવા પ્રકારનો યત્ન કરીશ કે જેથી સ્વામીનો અભિગ્રહ જાણવામાં આવી શકે. '

એ પ્રમાણે **નંદા** અને મંત્રીની વાતો ચાલતી હતી, તેવામાં મૃગાવતી રાણીની

**વિજયા** નામની પ્રતિહારી ત્યાં આવી, તેણે એ બધો વૃત્તાંત સાંભળી લીધો. એટલે તેણે એ વાત બધી રાણીને કહી સંભળાવી. જે સાંભળતાં રાણી પણ અત્યંત ખેદ પામી. ત્યારે રાજાએ તેને ખેદનું કારણ પૂછ્યું કે—' હે દેવી ! તું આજે ચિંતાતુર કેમ દેખાય છે ? શું કોઈ પરિજને તારી આજ્ઞા ઉત્થાપન કરી છે ? અથવા તો મેં કંઇ તારો અપરાધ કર્યો છે ? ' રાણી બોલી—' હે નાથ ! કોઈએ મારી આજ્ઞા લોપી નથી, તેમ તમે કંઇ મારો અપરાધ કર્યો નથી. પરંતુ સમસ્ત ત્રણ લોકને પૂજનીય એવા મહાવીર ભગવંત અહીં વિદ્યમાન છતાં, તમે રાજ્ય સુખની પરવશતાથી તેમને જાણતા નથી. અત્યારે ભિક્ષા રહિત તેમનો કાલ વ્યતીત થાય છે. ' શતાનીક રાજાએ કહ્યું—' હે દેવી ! શું અહીં ધનવંત અને ધર્મી લોકો નથી ? કે જેઓ ભગવંતને ભિક્ષા આપતા નથી. ' રાણી બોલી ' હે દેવ ! તેઓ ભિક્ષા તો આપે છે, પણ ભગવંત કોઇ અભિગ્રહ વિશેષથી ભિક્ષા આપતાં પણ તે લેતા નથી. માટે જો તમે તે અભિગ્રહને ન જાણો, તો તમારા રાજ્યનું ફળ શું ? કે ભિક્ષા વિના ભગવંતે આટલો વખત અહીં વ્યતીત કર્યો. ' રાજા બોલ્યો—' હે દેવી ! તમે સારૂં કર્યું કે પ્રમાદનિદ્રામાં સુતેલ મને જગાડયો. હવે પ્રભાતે અભિગ્રહ જાણીને પ્રભુને પારણું કરાવીશ. '

પછી રાજાએ મંત્રીને બોલાવીને કહ્યું કે—' હે અમાત્ય ! મારા નગરમાં રહેતાં સ્વામીને ભિક્ષા પામ્યા વિના ચાર માસ વ્યતીત થઇ ગયા. માટે આપણા જીવિતને ધિક્કાર છે ! હવે તમે ભગવંતના અભિગ્રહને જાણી લ્યો કે જેથી આપણે તેમને પુણ્યના કારણરૂપ પારણું કરાવીએ' મંત્રીએ કહ્યું—' હે દેવ ! સ્વામીનો અભિગ્રહ જાણવામાં આવતો નથી,' તેથી મને પણ મોટો સંતાપ થઇ પડયો છે. માટે ધર્મશાસ્ત્રના જ્ઞાતા એવા સત્યવાદી નામના ઉપાધ્યાયને બોલાવો. ' એટલે રાજાએ તે ઉપાધ્યાયને બોલાવીને કહ્યું કે—' હે ભદ્ર ! તારા શાસ્ત્રમાં સર્વ ધર્મોના આચારો બતાવેલા છે, તો ભગવંતનો અભિગ્રહ કેવો હશે ? તેનો વિચાર કરીને કહે.' ઉપાધ્યાય બોલ્યો—' હે મહારાજ ! મહર્ષિઓના અભિગ્રહો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ—એવા ભેદોથી અનેક પ્રકારના હોય છે. ભગવંતે અમુક અભિગ્રહ લીધો છે—તે વિશિષ્ટ જ્ઞાન વિના જાણી ન શકાય. માટે ' સર્વ પ્રકારે બધી ભિક્ષા ભગવંતને આપવી ' એમ નગરીમાં જાહેર કરો. આથી રાજાએ તે પ્રમાણે સમસ્ત પ્રજામાં ઉદ્‌ઘોષણા કરાવીને જાહેર કર્યું. તેથી બધા લોકો વિશેષ પ્રકારે દાન આપવા લાગ્યા. લોકો પોતે દાન આપવાને તો તત્પરજ હતા, તેમાં વળી રાજાનો આદેશ થયો. તેથી પોતે રૂપવતી તરૂણીએ કંકણ બાંધ્યા જેવું થયું. તેમ છતાં પોતાનો અભિગ્રહ પૂર્ણ ન થવાથી ભિક્ષા ન લેતાં ભગવંત ગ્લાનિરહિત શરીરે અને મહાસત્તાયુક્ત અચળ મન રાખીને વિચરે છે.

હવે એકદા એક રાત્રિમાં ગંગા નદીના માર્ગે નૈકામાં સૈન્ય લઇ જઇને

શતાનીક રાજાએ ચંપાપુરીને ઘેરી, તે પહેલાં કાયર થયેલ ચંપાનો દધિવાહન રાજા ભયથી ભાગી છુટયો. કારણ કે બલવંતથી નિરોધ પામતાં રાજાઓએ પલાયન કરવું—એજ બચવાનો માર્ગ છે. પછી શતાનીક રાજાએ એવી ઘોષણા કરાવીને પોતાના સૈનિકોને જણાવ્યું કે—'જે સુભટ જે કાંઇ લુંટશે, તે તેનું પોતાનું સમજવું.' આથી સૈન્યના સુભટોએ ચંપાનગરીને ચોતરફ લુંટી લીધી. એવામાં **દધિવાહન** રાજાની **ધારિણી** નામે રાણી તે **વસુમતી** પુત્રી સહિત, એક ઔષ્ટ્રિક (ઉંટ ચલાવનાર) સુભટને હાથ લાગી. તે વખતે ધન કનકાદિ ભંડાર લઇને શતાનીક રાજા કૌશાંબીમાં આવ્યો. અહીં પેલો ઔષ્ટ્રિક ધારિણીના રૂપમાં મોહિત થઇને કહેવા લાગ્યો કે—'આ ઉત્કૃષ્ટ રૂપવતી પ્રૌઢ રમણી મારી ગૃહિણી થશે અને આ કન્યાને વેચતાં મને પુષ્કળ ધન મળશે.' એમ સાંભળતાં ધારિણી રાણી મનમાં અત્યંત ખેદ પામીને ચિંતવવા લાગી કે—"હે દુષ્ટ દૈવ! અદ્યાપિ મને તારે કેટલું દુઃખ આપવું છે? ગુણ—રત્નના નિધાનરૂપ સ્વામીનો તેં વિયોગ કરાવ્યો, અગણિત વાંછિતને આપનાર રાજ્યથી તેં મને ભ્રષ્ટ કરી, સમસ્ત સ્વજન, પરિજન તેમજ સ્વસ્થાનથી તેં મને દૂર કરાવી ઇત્યાદિ અસહ્ય છતાં એ બધું દુઃખ મેં સહન કર્યું. પરંતુ હવે તું મારા શીલનો વિનાશ કરાવવા ધારે છે તે યુક્ત નથી. નિર્મળ કુળમાં ઉત્પન્ન થઇ જિનવચનના તત્ત્વને જાણ્યા છતાં આવું અયોગ્ય સાંભળીને અહા! અદ્યાપિ હું નિર્ભાગી જીવું છું" એમ ધાસ્તી અને ક્રોધથી હૃદય ભેદાઇ જવાથી ધારિણી તરતજ ત્યાં મરણ પામી. રાણીને મરણ પામેલી જોઇને ઔષ્ટ્રિકે વિચાર કર્યો કે —"અહા! મને ધિક્કાર છે! 'આ મારી ગૃહિણી થશે' એમ જે મેં કહ્યું, તે સાંભળીને આ પંચત્વ પામી અને કન્યા પણ વખતસર એવું કરી બેસશે." એમ ધારીને મીઠા બોલથી અનુકૂલ બોલતાં તે ઔષ્ટ્રિક, વસુમતીને માથે તૃણ આપીને કૌશાંબીના ચતુષ્પથમાં લઈ આવ્યો. ત્યાં તે તેને વેચવાને તૈયાર થયો. એવામાં દૈવયોગે ધનાવહ શ્રેષ્ઠીએ તેને જોઇને ચિંતવ્યું કે—"આ આકૃતિથી તો કોઈ ઉત્તમ કુળની કન્યા લાગે છે. યૂથભ્રષ્ટ હરણીની જેમ માત પિતાથી વિયોગ પામેલ એ, લુબ્ધક જેવા આ દુષ્ટાત્માને હાથ લાગી છે. અહા! માંસની જેમ એનો વિક્રય કરવાને આ દુરાત્માએ એને અહીં રાખી છે. તેથી વખતસર એ કોઇ હીન પુરૂષના હાથમાં જશે, માટે બહુ ધન આપીને પણ એને ગ્રહણ કરી લઉં. કારણ કે પોતાની પુત્રીની જેમ દુર્દશામાં આવી પડેલ એની મારે ઉપેક્ષા કરવી યોગ્ય નથી. કોઈ પણ પ્રકારની તકલીફ વિના મારા ઘરે રહેતાં એને આગળ જતાં વખતસર સ્વજનોનો સમાગમ પણ થઈ જશે." એમ ધારીને ધનાવહ શેઠે પેલા ઔષ્ટ્રિકને મનમાનતું મૂલ્ય આપી પરમ કરૂણાપૂર્વક તે વસુમતીને પોતાના ઘરે લઇ આવ્યો. ત્યાં શ્રેષ્ઠીએ તેણીને પૂછયું કે—'હે પુત્રી! તું કોની સુતા છે?' એટલે તે પોતાના ઉત્તમપણાથી સ્વ-કુળ કહેવાને અસમર્થ

હોવાથી અધોમુખી થઇને મૌન ધારણ કરી રહી. પછી ધનાવહ શેઠે પોતાની પત્ની મૂલાને કહ્યું કે—' હે પ્રિયે, આ આપણી પુત્રીતુલ્ય છે. માટે પુષ્પની જેમ યત્નપૂર્વક તું નિરંતર એનું પાલન કરજે. ' એમ શેઠના કહેવાથી તે બાળા, બાળ-ચંદ્રમાની લેખા સમાન લોકોના લોચનને આનંદ પમાડતી, પોતાના ઘરની જેમ શ્રેષ્ઠીના ઘરે રહેવા લાગી. ત્યાં રહેતાં ચંદન સમાન શીતલ એવા વિનીત વચનો અને પોતાના આચારથી તેણે શ્રેષ્ઠી અને પરિવારને આનંદ પમાડયો, તેથી તેમણે તેનું **ચંદના** એવું નામ રાખ્યું.

હવે એક તો સ્વાભાવિક **ચંદના** રૂપવતી હતી અને અત્યારે યૌવન પામતાં તેને અધિકાધિક રૂપવતી જોઇને **મૂલા** મનમાં મત્સર લાવીને આ પ્રમાણે ચિંતવવા લાગી કે—' જો કે અત્યારે તો શેઠ એને પુત્રી સમાન માને છે, પરંતુ એના રૂપમાં મોહિત થતાં તે કદાચ તેને પરણી બેસશે, તો પછી હું તો જીવતી છતાં મૃત જેવીજ છું. ' એમ સ્ત્રીઓને સુલભ એવા તુચ્છપણાથી મૂલા મનમાં સતત ખેદ પામતી રહેવા લાગી.

એકદા ગ્રીષ્મઋતુની ગરમીથી પીડિત થયેલ શ્રેષ્ઠી ઘરે આવ્યો. તે વખતે દૈવયોગે કોઇ કર્મકર-નોકર ત્યાં હાજર ન હતો. એટલે શ્રેષ્ઠીએ અટકાવ્યા છતાં **ચંદના** વિનીતપણાથી તેના પગ ધોવા લાગી. એવામાં શરીરે મંદ અને તેવા કામનો અભ્યાસ ન હોવાથી **ચંદનાનો** કોમળ કેશ કલાપ છુટો થઇ ગયો. એટલે ' પુત્રીનો કેશપાશ કાદવવાળી જમીનપર પડી પંકથી લિપ્ત ન થાય ' એમ ધારી શ્રેષ્ઠીએ તેને લીલાથી પકડી રાખ્યો અને આદર-પૂર્વક તેને બાંધ્યો. આ બધું ગવાક્ષમાં રહેલ **મૂલાએ** જોયું, તેથી તેણે ચિંતવ્યું કે—' મેં પૂર્વે જે તર્ક કર્યો હતો, તે બધું સત્ય બનતું લાગે છે. નહિ તો શેઠ પોતે એના કેશ કેમ બાંધે ? પિતાનું આવું લક્ષણ ન હોય. માટે હવે તો મારે એને મૂળથી છેદી નાખવી. ' એમ **મૂલાએ** નિશ્ચય કરી લીધો. હવે શેઠ થોડીવાર વિશ્રાંતિ લઇને બહાર ગયો. એટલે મૂલાએ હજામને બોલાવીને ચંદનાને માથે મુંડન કરાવ્યું. તેને પગે સાંકળ બાંધીને તેણે બહુવાર તાડના કરી. પછી એક અંદરના ઓરડામાં નાખી, કમાડ બંધ કરીને તેણે પોતાના પરિજનને કહ્યું કે—' શેઠ પૂછે, તોપણ કોઇએ આ વાત તેને કહેવી નહિ. તેમ છતાં જો કોઈ વાત કરશે, તો તે મારો વૈરી થશે. '

હવે શ્રેષ્ઠીએ સાંજે ઘરે આવીને પૂછ્યું કે—' **ચંદના** ક્યાં ? ' પરંતુ મૂલાના ભયને લીધે કોઇએ કંઈ કહ્યું નહિ. ત્યારે શેઠે વિચાર કર્યો કે—' વખતસર ઘરની ઉપર કે પછવાડે રમતી બેઠી હશે. ' પછી રાત્રે શેઠે પૂછતાં પણ કોઇએ કંઈ જવાબ ન આપ્યો. તેથી શ્રેષ્ઠીએ ધાર્યું કે—' **ચંદના** સુઇ ગઈ હશે. ' એમ બીજે દિવસે પણ તે શેઠના જોવામાં ન આવી. તેવીજ રીતે ત્રીજે દિવસે પણ તે જોવામાં ન આવવાથી શેઠે પરિજનને દબાવીને પૂછયું—' અરે ! મારી **ચંદના** પુત્રી ક્યાં

છે, તે કહો. તમે જાણતા છતાં નહિ કહો, તો હું તમારો નિગ્રહ કરીશ.' એમ સાંભળતાં એક વૃદ્ધ દાસીએ વિચાર કર્યો કે—" હું ઘણો કાળ જીવી. હવે તો મરણ મારી નજીક નજીક આવતું જાય છે, માટે ચંદનાનો વૃત્તાંત શેઠને કહી સંભળાવતાં મને મૂલા શું કરવાની હતી ? કારણ કે—

" काउं परोवयारं, इमेहिं जर-जज्जरेहिं पाणेहिं ।
विढवंति जसं धम्मं च जे जणा ते धुवं धन्ना " ॥

અર્થ—"જરાથી જર્જરિત થયેલા આ પ્રાણોથી પરોપકાર કરીને જે લોકો પોતાના યશ અને ધર્મને વૃદ્ધિ પમાડે છે, તે માણસો ધન્ય છે." એમ ધારીને તેણે મૂલાનો બધો વૃત્તાંત શેઠને કહી સંભળાવ્યો, અને મૂલાએ જ્યાં ચંદનાને પૂરી રાખી હતી, તે સ્થાન પણ તેણે બતાવ્યું. એટલે શ્રેષ્ઠીએ પોતે તે ઓરડાનું દ્વાર ઉઘાડયું. ત્યાં દાવાનળથી દઝાયેલ લતાની જેમ ક્ષુધા-તૃષાથી શરીરે કૃશતા પામેલ તત્કાલ પકડવામાં આવેલ હાથણીની જેમ બંને પગે લોહ-શૃંખલાથી બંધાયેલ અને નૂતન ભિક્ષુકીની જેમ મસ્તકે મુંડન કરાયેલ એવી ચંદના શ્રેષ્ઠીના જોવામાં આવી. ત્યારે લોચનમાં અશ્રુ-જળ લાવતાં શેઠ તેને કહેવા લાગ્યો કે—'હે વત્સે ! શાંત થા.' એમ કહી તે તેણીના ભોજન માટે રસોડામાં ગયો, ત્યાં દૈવયોગે સુંદર ભોજન કંઇ પણ તેના જોવામાં ન આવવાથી તેણે ચંદનાને સુપડાના ખુણામાં અડદના બાકળા આપતાં કહ્યું—'હે વત્સે ! તું આનું ભોજન કર, ત્યાંસુધી તારા બંધન તોડાવવાને હું લુહારને લઇ આવું.' એમ કહીને ધનાવહ શેઠ બહાર નીકળી ગયો.

અહીં રૂદન કરતી ચંદના ચિંતવવા લાગી કે—" અહો ! સ્વપ્ન અને ઈંદ્રજાળ સમાન આ સંસાર કોને નિર્વેદ ન ઉપજાવે ? કારણ કે હું એક મોટા રાજાની પુત્રી થઇને આવી અવસ્થાને પામી. હા ! હવે શું કરૂં ? આજે છઠ્ઠના પારણામાં મને અડદના બાકળા મળ્યા. જો કોઈ અત્યારે અતિથિ આવી જાય, તો તેને આપીને પછી હું ભોજન કરૂં." એમ વિચાર કરતાં ચંદનાએ દ્વાર તરફ દૃષ્ટિ નાખી. તેવામાં વીર ભગવંત ત્યાં ભિક્ષા લેવાને આવી ચડયા. તેમને જોતાં ચંદના હર્ષથી ચિંતવવા લાગી કે—'અહો ! હું ધન્ય છું ! મને જીવિતનું સંપૂર્ણ ફલ મળ્યું કે સાક્ષાત્ ધર્મમૂર્ત્તિ આ મહર્ષિ મારે આંગણે આવ્યા.' એમ ધારી તે એક પગલું ચાલી, પણ શરીરે અશક્ત અને પગે સાંકળથી જકડાયેલ હોવાથી દ્વાર ઓળંગવાને અસમર્થ થયેલ ચંદના, એક પગ દ્વારની અંદર અને એક બહાર રાખી, સુપડાને હાથમાં લઇને અત્યંત ભક્તિભાવથી તે ભગવંતને વિનંતિ કરવા લાગી કે—'હે ભગવન્ ! જો કે આ ભોજન યોગ્ય નથી, તથાપિ મારાપર કરૂણા લાવીને એ ગ્રહણ કરો. કારણ કે આપ તો સદા કરૂણા અને પરોપકારમાં તત્પર

છે.' એટલે દ્રવ્ય ક્ષેત્રાદિ ભેદથી શુદ્ધ અને પરિપૂર્ણ અભિગ્રહ જાણીને ભગવંતે તે અડદની ભિક્ષાને માટે હાથ ધર્યો. તેથી પોતાના આત્માને કૃતકૃત્ય માનતી ચંદનાએ પ્રભુના હસ્ત-કમળમાં સુપડાના ખુણા થકી અડદના બાકળા વ્હોરાવ્યા. એવામાં ભગવંતનો અભિગ્રહ પૂર્ણ થવાથી સંતુષ્ટ થયેલા દેવતાઓએ વસુધારા પ્રમુખ પંચ દિવ્યની વૃષ્ટિ કરી. વળી તેમણે તેણીના બંધનના સ્થાને સુવર્ણના નૂપુર રચ્યાં. તેમજ પ્રથમ કરતાં પણ રમણીય કેશપાશ અને જાણે અમૃતથી સિંચન પામેલ હોય તેવા સુંદર ચંદનાના શરીરને સર્વાંગે રત્નાલંકારોથી અલંકૃત કરીને દેવતાઓ ઉત્કૃષ્ટ નાદ કરવા લાગ્યા. તેમજ ગાયન અને નૃત્ય કરવા લાગ્યા. આ વખતે દુંદુભિનો નાદ સાંભળતાં મૃગાવતીસહિત શતાનીક રાજા તથા નંદાસહિત સુગુપ્ત મંત્રી ત્યાં આવ્યો. ઇંદ્ર પણ અત્યંત હર્ષ પામતો, વીર ભગવંતને વંદન કરવાને આવ્યો.

એવામાં દધિવાહન રાજાનો સંપુલ નામે કંચુકી કે જેને શતાનીક રાજા પૂર્વે ધાડ પાડતી વખતે ચંપામાં લઇ આવ્યો હતો અને લાવ્યા પછી તેણે કંચુકીને મુક્ત કર્યો હતો, તે કંચુકી ત્યાં આવ્યો અને વસુમતીને જોતાં તેણીના ચરણમાં વિલગ્ન થઇને તે રોવા લાગ્યો. જેને રૂદન કરતો જોઇને વસુમતી પણ રોવા લાગી. ત્યારે શતાનીક રાજાએ કહ્યું-'તું શા માટે રોવે છે ?' તે કંચુકી બોલ્યો—'દધિવાહન રાજાની ધારિણી રાણીની આ પુત્રી છતાં જે દાસીની જેમ પરગૃહે રહે છે. તે જોતાં મને રૂદન આવે છે.' ત્યારે રાજાએ કહ્યું કે—'આ બાળા ભાગ્યવંત જનોમાં શિરોમણી છે કે જેણે ભગવંતને પ્રતિલાભીને તેમનો અભિગ્રહ પૂરો કર્યો.' એવામાં મૃગાવતી બોલી કે-'ધારિણી રાણી તો મારી બ્હેન થાય. તેની આ પુત્રી હોવાથી મારી પણ પુત્રી જ ગણાય.'

હવે પાંચ દિવસ ઓછા છ માસના તપનું પારણું કરીને મહાવીર ભગવંત, ધનાવહ શેઠના ઘરથકી ચાલી નીકળ્યા. પછી લોભના વશે વસુધારાને ગ્રહણ કરતા શતાનીક રાજાને ઇંદ્રે કહ્યું-'હે રાજેંદ્ર ! આ રત્ન-કનકની વૃષ્ટિને જે તું લઇ લેવાને ઇચ્છે છે, તે અહીં અન્યનું સ્વામિત્વ નથી. આ ધન તેજ લઈ શકશે કે જેને આ કન્યા પોતે આપશે.' ત્યારે રાજાએ ચંદનાને પૂછ્યું કે-'આ ધન કોણ ગ્રહણ કરે.' તે બોલી-'એ ધન શ્રેષ્ઠી લેશે, કે જે મને પાલનહાર હોવાથી પિતાતુલ્ય છે.' એટલે ધનાવહ શ્રેષ્ઠીએ હર્ષપૂર્વક વસુધારા ગ્રહણ કરી. એવામાં પુનઃ સૌધર્મેંદ્રે શતાનીક રાજાને કહ્યું કે-'વીર ભગવંતને કેવળજ્ઞાન ઉત્પન્ન થશે. ત્યારે ચરમશરીરી અને વિષયનિવૃત્ત આ બાળા ભગવંતની પ્રથમ શિષ્યા થશે, માટે વીરને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય. ત્યાંસુધી આ બાળાની તું યત્નપૂર્વક સંભાળ રાખજે.' એમ કહીને ઇંદ્ર સૌધર્મ દેવલોકમાં ચાલ્યો ગયો. પછી શતાનીક રાજા ચંદનાને કન્યા-અંતઃપુરમાં લઈ ગયો. ત્યાં તે પ્રભુના કેવળજ્ઞાનની રાહ જોતી રહેવા લાગી.

અહીં અનર્થના મૂલરૂપ મૂલાને શ્રેષ્ઠીએ ઘર થકી બહાર કહાડી મૂકી, એટલે રૌદ્રધ્યાનના વશથી તે નરકમાં ગઇ. પછી ભગવંતને કેવળજ્ઞાન ઉત્પન્ન થતાં ચંદનાએ પ્રભુની પાસે દીક્ષા લીધી અને બધી સાધ્વીઓમાં પ્રવર્ત્તિની–પદ પામીને મોક્ષે ગઇ."

ઇતિ–દાનપર ચંદનબાળાની કથા.

—※◎※—

## પ્રકરણ ૩ જું.

### તપ નિયમમાં પ્રવર્તનાર મુનિઓને દાન આપવા ઉપર ધન્યની કથા.

( અહીં શ્રી હેમચંદ્રસૂરિ કુમારપાલ રાજાને કહે છે )

" હે રાજન ! ચારિત્રના નિધાનરૂપ અને નિર્મળ તપ, નિયમમાં પ્રવર્ત્તનાર એવા સાધુઓને જે દાન આપે છે, તે ધન્યની જેમ સુખનું ભાજન થાય છે. તે કથા આ પ્રમાણે છેઃ—

### ધન્યની કથા.



કૃષ્ટ સરોવર, વાપી અને કુવાઓથી શોભતું તથા અત્યંત ઉન્નત દેવમંદિરોના મિષથી સ્વર્ગનાં સોપાન ( પગથીયાં ) બતાવનાર એવું **પ્રતિષ્ઠ** નામે નગર છે. ત્યાં ન્યાય, વિક્રમ, દાન પ્રમુખ ગુણોથી સુશોભિત એવો **જિતશત્રુ** નામે રાજા હતો કે જેના ભુજરૂપ વૃક્ષ નીચે જયલક્ષ્મી સ્વેચ્છાએ રમી રહી હતી. પૂર્વે ધનવંત છતાં પાછળથી દૈવયોગે નિર્ધન થઇ ગયેલ એક કુટુંબ, લજ્જાને લીધે અન્ય નગરથકી આવીને ત્યાં રહેલ હતું. સ્વભાવે વિનીત અને દાનશીલ એવો **વરૂણ** નામે બાળક એ કુટુંબમાં હતો કે જે પોતાનું ગુજરાન ચલાવવાને લોકોનાં વાછરડાં ચારતો હતો.

એક દિવસે ત્યાં કોઇ મહોત્સવને લીધે નગર–જનો વિવિધ પ્રકારનાં ભોજન લઇને ઉદ્યાનમાં ગયા. તેમને જોઇને વરૂણને મહોત્સવ સંબંધી મનોરથ ઉત્પન્ન થયો. તેથી વાછરડાંઓને નગરના પાદરે મૂકીને તે પોતાના ઘરે આવ્યો. ત્યાં માતાને કહ્યું કે—' ઓચ્છવ કર, નહિ તો હું જીવવાનો નથી. ' પુત્રનું આ વચન સાંભળી અને પૂર્વની પોતાની ઋદ્ધિ સંભારીને અત્યંત શોકને ધારણ કરતી વરૂણની માતા કરૂણ–સ્વરે રોવા લાગી. કારણ કે આવા પ્રસંગે રૂદન વિના પ્રાયઃ સ્ત્રીઓનું અન્ય બળ હોતું નથી. તેણીનું રૂદન

સાંભળીને પાડોસણોએ આવી તેને પૂછયું કે—' આમ મુક્ત કંઠે શા માટે રોવે છે ? ' ત્યારે તેણે પોતાના ખેદનું કારણ કહી સંભળાવ્યું. જે સાંભળતાં કરૂણા ઉત્પન્ન થવાથી તેમણે તેને દુધ, ચોખા, ગોળ, ( સાકર ) વિગેરે આપ્યાં. એટલે પુત્રને સંતોષ પમાડવા માટે તેણે પાયસ ( દુધપાક ) તૈયાર કરીને તે ઘૃત, ગોળ સહિત ભોજન પુત્રને અર્પ્યું. તે અત્યુષ્ણ હોવાથી વરૂણ પોતાની સામે રાખીને બેસી રહ્યો. એવામાં તપસ્વી, જિતેંદ્રિય, પરીષહોને જીતનાર અને જાણે જંગમ પ્રશમરાશિ હોય તેવા એક મુનિ ત્યાં ભિક્ષાને માટે આવી ચડયા. તેમને દ્વાર આગળ જોઈને વરૂણ પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે—' અહો ! હું ધન્ય અને અત્યંત પુણ્યવંત છું કે આ સાધુ મારા આંગણે પધાર્યા. ' એમ હૃદયમાં હર્ષ–ભાવનાને વધારતાં તેણે મુનિ મહાત્માને પાયસથી પ્રતિલાભ્યા. એ મુનિદાનના પુણ્ય–યોગે તેણે મનુષ્યનું શુભ આયુ બાંધ્યું. પછી તેણે પણ ઘૃતાદિસંપૂર્ણ એવા પરમાન્નનું ભોજન કર્યું. એવામાં સૂર્ય પશ્ચિમ દિશામાં ઉતરતાં સંધ્યા સમય થયો, ત્યારે લોકોએ વરૂણને કહ્યું કે—' તેં અમારાં વાછરડાં કયાં મૂક્યાં ? ' એટલે તેણે સત્વર નગરના પાદરે આવીને તેમની શોધ કરી. ત્યાં તપાસ કરીને તે જેટલામાં નગરની અંદર આવે છે, તેવામાં નગરના દ્વાર બંધ થઈ ગયાં, તેથી તે વણિક બ્હાર રહી ગયો એવામાં તેજ મુનિ પાસે પ્રાણાતિપાત–વિરમણાદિક ઉત્તમ ધર્મ–દેશના સાંભળતાં રાત્રે આયુષ્ય સંપૂર્ણ થવાથી તે મરણ પામ્યો.

હવે એજ નગરમાં એક ધનવાન્ વણિક રહેતો હતો, તેની અંગનાના ઉદરમાં તે વરૂણનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો. જ્યારથી એ ગર્ભમાં આવ્યો, ત્યારથી તે વણિક વિભવાદિકથી વૃદ્ધિ પામવા લાગ્યો. પછી સમય આવતાં પ્રશસ્ત દિવસે લોકોને આનંદ પમાડનાર એવો પુત્ર જન્મ્યો. તેના નાલને દાટતી વખતે રત્ન–સુવર્ણથી પૂર્ણ મહા નિધાન તે વણિકને હાથ લાગ્યું. જન્મમહોત્સવ નિવૃત્ત થતાં દેવ–ગુરૂની પૂજાપૂર્વક તેણે પુત્રનું ધન્ય એવું ગુણનિષ્પન્ન નામ રાખ્યું. અવસરે તેણે કલાચાર્ય પાસે ધન્યને યોગ્ય કળાઓ શીખવાડી.

અહીં ધન્યના બીજા ચાર જ્યેષ્ઠ બંધુઓ હતા, તેઓ તેનાપર દ્વેષ રાખતા હતા. કોઇવાર તેમણે માતપિતાને જણાવ્યું કે—' તમે એ ધન્યને વધારે આદર કેમ આપો છો ? ' ત્યારે જનની–જનક બોલ્યા—' જેવો એ ગુણવંત છે, તેવા તમે નથી. એટલા માટે એનાપર અમારો અધિક આદર છે. ' એમ સાંભળતાં પુત્રોએ કહ્યું—' એમ હોય, તો પરીક્ષા કરો. ' એટલે તેમણે એક એક પુત્રને બત્રીશ બત્રીશ રૂપીયા આપીને કહ્યું કે—' આ ધનથી તમે વેપાર કરો.' આથી તે બધા વેપાર કરવા લાગ્યા. તેમાં સર્વ કળાઓમાં કુશળ એવા ધન્યે એક બલિષ્ઠ ઘેટો લીધો, અને એક હજાર સોનામ્હોરની શરતે તેણે રાજપુત્રના ઘેટા સાથે પોતાનું ઘેટાનું યુદ્ધ કરાવ્યું. એટલે ધન્યના ઘેટાએ રાજપુત્રના ઘેટાને ભગ્ન

કર્યો. ત્યાંથી એક હજાર સોનામ્હોર લઇને ઘેટા સાથે ધન્ય સત્વર પોતાના ઘરે આવ્યો. તેમજ બીજા પુત્રો પુણ્યહીન હોવાથી કંઈપણ લાભ મેળવ્યા વિના શ્યામ મુખ કરીને સાંજે ઘરે આવ્યા. પછી બીજે દિવસે પુનઃ તે કહેવા લાગ્યા—' હવે ફરી પરીક્ષા કરો.' ત્યારે પિતાએ દરેકને સાઠ સાઠ ટકા આપ્યા. એટલે બહુ કાળજીપૂર્વક ક્રયવિક્રય કરતાં પણ તેઓ લાભને બદલે મૂલ ધનમાં પણ હાનિ પામ્યા.

હવે તે નગરમાં મહા ધનવાન્ છતાં કૃપણશિરોમણિ એવો એક શ્રેષ્ઠી રહેતો હતો. તે વિવિધ પ્રકારના આરંભ કરીને ધન ઉપાર્જન કરતો હતો. ધર્માર્થે તે કદિ ધન વાપરતો નહિ, તેમજ સ્વજનોને પણ આદર-સત્કાર આપતો ન હતો. વળી તે પોતાના શરીરના કારણે પણ કોઇવાર ધનનો વ્યય કરતો ન હતો. તેની પાસે કોઇ માગવા આવે, તો તેને તે કઠોર શબ્દ સંભળાવી હતાશ બનાવતો, એટલું જ નહિ પણ બીજાને દાન કરતો જોઇને તેને સખ્તમુખો તાવ આવતો હતો. મૂર્છાના વશથી તેણે જમીન ખોદીને ધનથી ખાડા ભર્યા અને ખાટલામા પોલાણ કરીને તેમાં રત્નો ભર્યાં. તે ખાડા ઉપર તે ખાટલો નાખીને તેના પર સુતો હતો. તે મૂઢ એટલું પણ જાણતો ન હતો કે પરભવ જતાં જીવની સાથે એક કાણી કોડી પણ આવતી નથી. અંતસમયે મૂકાવતાં પણ તે ખાટલાને મૂકતો ન હતો. તેથી મરણ પામ્યા પછી પણ તેને સ્વજનો તે ખાટલા સહિત સમશાનમાં લઇ ગયા. સમશાનપાલક તે ખાટલો લઇને ચહુટામાં વેચવા આવ્યો. તે ખાટલાને રત્નગર્ભિત જાણીને ચતુર ધન્યે તેને ખરીદી લીધો. કારણ કેઃ—

" दूर—निहित्तं पि निहिं तण—वल्लि—समुच्छयाइ भूमीए ।
नयणेहिं अपेच्छंता निउणा बुद्धीइ पेहंति " ॥

**અર્થ**—તૃણ-વલ્લિથી આચ્છાદિત થયેલ ભૂમિમાં દાટી રાખેલ અને લોચનથી સાક્ષાત્ જોવામાં ન આવતા એવા નિધાનને પણ નિપુણજનો પોતાના-બુદ્ધિ બળથી જોઇ શકે છે.

પછી તે ખાટલો ધન્યે પોતાના પિતાને આપ્યો. તેની ખીલીઓ કહાડી નાખતાં તેમાંથી રત્નો નીકળ્યાં અને તેથી તે વણિકનું ધન બહુજ વધી પડ્યું. આથી ધન્યપર અત્યંત મત્સર ધરાવતા તેના ભાઇઓ તેને મારવાનો વિચાર કરવા લાગ્યા. એ ગુપ્ત વાત ધન્યની ભ્રાતૃભાર્યાના જાણવામાં આવતાં તેને દયા આવવાથી તેણે તે ધન્યને કહી સંભળાવી. ત્યારે ધન્ય ચિંતવવા લાગ્યો કે— "આ બંધુઓનો મેં કંઇ અપરાધ કર્યો નથી છતાં એઓ મારાપર શા માટે કોપ કરે છે? અહો!-દુર્જનો નિષ્કારણ વૈરી હોય છે." વળી કહ્યું છે કે—

" नाकारणरूषां संख्या संख्याताः कारणक्रुधः ।
कारणेपि न कुप्यन्ति, ये ते जगति पंचसाः " ॥

**અર્થ**—વિના કારણે રોષ કરનારા લોકો સંખ્યાતીત હશે, કારણ પડતાં ક્રોધ કરનારા સંખ્યાતા હશે અને કારણ પડતાં પણ ક્રોધ ન કરનારા—એવા તો જગતમાં પાંચ કે છ પુરૂષોજ હશે.

માટે એ બન્ધુઓના મનને દુઃખ ઉપજાવીને મારે અહીં રહેવું યુક્ત નથી. કારણ કે મહાપુરૂષો—પર પીડાનો પરિહાર કરે છે." એમ ધારીને ધન્ય પોતે એકલો પોતાના નગરથી બહાર નીકળી ગયો અને નગર, આકર, પર્વત, સરિતા અને આરામથી રમણીય એવી વસુધાપર ભમવા લાગ્યો.

એક દિવસે માર્ગે ચાલતાં પાસેના એક ખેતરમાં રહેલ એક કણબીએ ધન્યને જોતાં 'અહો ! આની આકૃતિ કેવી સુંદર છે ?' એમ મનમાં પ્રસન્ન થઇને તેણે ધન્યને કહ્યું કે—'હે ભદ્ર ! અહીં આવીને ભોજન કર.' આથી ધન્ય ત્યાં બેઠો. એટલે કણબીએ પોતાની ભાર્યાને કહ્યું કે—'હે ભદ્રે ! મારા માટે જે પરમાન્ન ભોજન લાવી છે, તે આ પથિકને આપીને ભોજન કરાવ.' તેવામાં હળ ખેડતાં સોનામ્હોરનો કળશ કણબીના હળ સાથે અથડાયો. ત્યારે તે ખોદી કહાડીને બધું નિધાન તેણે ધન્ય આગળ ધરાવતાં કહ્યું કે—'હે મહાનુભાવ ! આ નિધાન, તારા પુણ્યથી મને પ્રાપ્ત થયું છે, માટે એને તું ગ્રહણ કર.' ધન્ય પોતે ઉદાર સ્વભાવનો હતો. તેથી તેણે કહ્યું કે—'એ તુંજ લઇ લે. મારે કાંઇ એની જરૂર નથી.'

હવે ભ્રમણ કરતાં કરતાં ધન્ય **રાજગૃહ** નગરમાં આવ્યો. ત્યાં બહાર બગીચામાં તે આમ્રવૃક્ષ નીચે વીસામો લેવા બેઠો. એવામાં **કુસુમપાલ** માળી ધન્યને સુંદર—આકૃતિવાળો જોઇને હર્ષપૂર્વક એને તે પોતામાં ઘરે લઇ ગયો અને પોતાના પરિજન સહિત માળી તેની ભક્તિ કરવા લાગ્યો.

એ નગરમાં **શ્રેણિક** નામે રાજા રાજ્ય કરતો હતો કે જેનો સ્ફુરાયમાન પ્રતાપરૂપ ફણા—રત્નયુક્ત ખડગરૂપ શ્યામ ( વિકાળ ) સર્પ તે રણાંગણમાં વૈરીઓના યશરૂપ દૂધનું પાન કરી રહ્યો હતો. નિર્મળ શીલ અને ગુણરૂપ અલંકારોને ધારણ કરનાર એવી **ધારિણી** નામે એ રાજાની રાણી હતી. નીતિ જેમ કીર્ત્તિને ઉત્પન્ન કરે, તેમ ધારિણીએ લોકોના મનને હરણ કરનાર એવી કન્યાને જન્મ આપ્યો. આ વખતે રાજાએ નગરમાં ઘોષણા કરાવીને જણાવ્યું કે—'આજે જે કોઇ કન્યા જન્મી હોય. તે મને જણાવવી.' ત્યાં **ગોભદ્ર** નામે શેઠ હતો, તેની **ભદ્રા** નામે ભાર્યા હતી. તેણે તે દિવસે પુત્રીને જન્મ આપ્યો. તેમજ કુસુમપાલની સ્ત્રીએ એક કન્યાને જન્મ આપ્યો. એ બંનેએ તે ઘોષણા સાંભળીને રાજાને કહ્યું કે—'હે દેવ ! અમારા ઘરે પુત્રીઓ જન્મી છે.' ત્યારે રાજાએ તેમને સત્કારપૂર્વક કહ્યું કે—'એ બંને કન્યાઓ મારી પુત્રીની સખીઓ થાઓ.' પછી રાજાની આજ્ઞા લઇને તે બંને પોતપોતાના ઘરે ગયા. **ગોભદ્ર** શ્રેષ્ઠીએ મોટા

આડંબરપૂર્વક કન્યાનું **સુભદ્રા** એવું નામ રાખ્યું અને માળીએ **પુષ્પવતી** એવું નામ રાખ્યું. તેમજ રાજાએ મોટા ઓચ્છવથી પોતાની કન્યાનું **સોમશ્રી** એવું નામ રાખ્યું.

હવે તે બંને સખી-કન્યાઓની સાથે રાજકન્યા અનુક્રમે વૃદ્ધિ પામવા લાગી. એ ત્રણે બાળાઓ પરસ્પર પ્રેમોલ્લાસથી વર્ત્તતાં તરૂણાવસ્થા પામી. એટલે તે વિચારવા લાગી કે—'આપણ ત્રણેનો એક પતિ શી રીતે થાય?' એવામાં ધન્યને જોતાં પુષ્પવતીને અનુરાગ ઉત્પન્ન થયો. તે વિચારવા લાગી કે—'અહો! આ ધન્ય રૂપવાન્ અને પુણ્યવાન્ છે. પૂર્વે જે વૃક્ષોમાં એક પણ પુષ્પ ન હતું, એ મારા પિતાના ઘરે આવ્યા પછી તે વૃક્ષોમાં ઘણાં પુષ્પો ઉત્પન્ન થયાં છે. માટે અમ ત્રણેનો એ પતિ યોગ્ય છે. તો કોઈ ઉપાયથી ધન્યનું સ્વરૂપ રાજકન્યાને જણાવું.' એમ ધારીને તેણે ધન્ય પાસે વિચિત્ર રચનાવાળી એક પુષ્પમાળા તૈયાર કરાવી અને તે સોમશ્રીને આપી. ત્યારે મનમાં આશ્ચર્ય પામતાં તે બોલી કે—'હે સખી! વિવિધ રત્નોથી અલંકૃત રત્નાવલી સમાન આ માળા કોણે બનાવી છે?' પુષ્પવતીએ કહ્યું—'હે સુંદરી! મન્મથની જેમ મનોહર અને સમસ્ત કળા-સંપન્ન કોઈ યુવાન અમારા ઘરે રહે છે. તે પોતાની ચતુરાઇથી વિવિધ રચનાયુક્ત કુસુમાભરણ બનાવે છે. તેણે આ માળા રચી છે.' તેનું નામ સાંભળતાંજ સોમશ્રીએ વિચાર કર્યો કે—'એના વિના મારે અન્ય કોઇને ન પરણવું.' પછી ડાબા કર-તલપર ગાલ રાખી દીર્ઘ અને ઉષ્ણ નિશ્વાસથી અધરોષ્ઠને સૂકાવતી, અન્ય કાર્યોનો અનાદર કરી માત્ર તેનુંજ ચિંતવન કરતી સોમશ્રી રહેવા લાગી. આ તેણીની સ્થિતિ, પરિજનના મુખથી રાજાના જાણવામાં આવી. એટલે તેણે પ્રતિહાર મોકલીને ધન્યને કુસુમપાલના ઘરથકી બોલાવી લીધો. તેણે આવીને રાજાને પ્રણામ કર્યા. રાજાએ તેને ઉચિતાસને બેસાર્યો. ધન્યનું દેવકુમાર સમાન અદ્દભુત રૂપ જોઇને રાજાને વિચાર આવ્યો કે—'મારી પુત્રીનો અનુરાગ યોગ્ય સ્થાને છે. પૂગવૃક્ષપર નાગવલ્લિનું આરોહણ ઉચિતજ છે.'

પછી રાજાએ સોમશ્રીને બોલાવતાં તે તિરછાં કટાક્ષથી સભામંડપને વિચિત્ર બનાવતી ત્યાં આવી. એટલે આશ્ચર્યના વશથી તે બંને પરસ્પર અનિમિષ-દૃષ્ટિથી રૂપ જોતાં અમરમિથુનને અમર્ષ (ઇર્ષ્યા) ઉપજાવે તેવા લાગતા હતા. પછી રાજાએ ધન્યને કહ્યું કે—'હે ભદ્ર! હું આ કન્યાનો તારી સાથે વિવાહ કરવા ઇચ્છું છું.' એટલે અતિહર્ષપૂર્વક ધન્યે રાજાનું વચન માન્ય કર્યું. એવામાં સોમશ્રી અંજલિ જોડી પિતાને પ્રણામ કરીને બોલી કે—'હે તાત! મારી બંને સખીઓનો પણ આજ સ્વામી થશે.' ત્યારે રાજાએ કહ્યું—'જો તને એમ રૂચતું હોય, તો ભલે એમ થાઓ.' પછી સોમશ્રીએ રાજાનું વચન પોતાની બંને સખીઓને કહી સંભળાવ્યું. આથી તે બંનેના પિતા સંતુષ્ટ થયા અને તેમણે પોતાની

બંને કન્યાઓ ધન્યને આપી.' એટલે રાજાએ મોટી સમૃદ્ધિપૂર્વક તે ત્રણે કન્યા ધન્યને પરણાવી. તે વખતે ગોભદ્ર અને કુસુમપાલે ઘણું ધન વાપર્યું. હવે રાજાએ આપેલ ધવલ ઘરમાં ધન્ય પોતાની તે ત્રણે રમણીઓ સાથે વિલાસ કરવા લાગ્યો. કર-મોચન વખતે રાજાએ તેને હસ્તી, અશ્વ, કનક, વસ્ત્રાદિ ઘણું ધન આપ્યું અને ઘરમાં રહેતાં બીજાં ઘણાં નિધાનો ધન્યને પ્રાપ્ત થયાં.

એકદા ધન્ય પોતાના મકાનના ગવાક્ષપર બેઠો હતો, તેવામાં તેણે દુઃસ્થ અવસ્થા પામેલા અને મલિન વસ્ત્ર પહેરીને રસ્તામાં ભમતા પોતાના માબાપને જોયા. એટલે તેણે પોતાના પરિજનોને આદેશ કર્યો કે—'પેલા બંનેને મારી પાસે લાવો.' તેઓ તેમને ન્હવરાવી, દિવ્ય વસ્ત્ર પહેરાવીને ધન્ય પાસે લઇ આવ્યા. ત્યાં ધન્યને જોઇ બંને તેના ગળે બાઝીને રોવા લાગ્યા. તેમને સારા આસન પર બેસારી પ્રણામ કરીને ધન્ય સગદ્‌ગદ્ કહેવા લાગ્યો—'હે તાત! આચારમાત્રથી સમજાતું હતું કે દારિદ્રય તમને કદિ પરાભવ નજ પમાડી શકે; છતાં તેટલું બધુ દ્રવ્ય કેમ નાશ પામ્યું? તે તો કહો'. ત્યારે જનક બોલ્યો—'હે પુત્ર! તું ભવનમાંથી નીકળી ગયા પછી જેમ કઠોર વચનથી તપ નાશ પામે, તેમ સમસ્ત ધન નષ્ટ થયું. તેમાં કેટલુંક ચોરો ચોરી ગયા, કેટલુંક આગ લાગતાં અગ્નિમાં દગ્ધ થયું અને કેટલુંક, પુત્રોએ અપરાધ કરવાથી રાજાએ લુંટી લીધું. એમ બધું ધન નાશ પામતાં લજ્જાને લીધે ત્યાં ન રહી શકવાથી અમે અહીં આવી ચડ્યા. તારા મોટા બંધુઓ બહાર બેઠા છે.' તેમને ધન્યે માણસ મોકલીને બોલાવ્યા. તેમણે આવતાં જ 'હે બંધુ! અમે તે વખતે સારૂં ન કર્યું. તમે ગુણ-ગરિષ્ઠ છો, તો તે અમારો અપરાધ તમે ક્ષમા કરો' એમ કહી ધન્યને નમ્રતાથી ખમાવ્યો. ત્યારે ધન્યે તેમને ધન આપીને બધાને બીજા નગરમાં વિદાય કર્યા. ધન્યના પ્રભાવથી એ બધા પૂર્વની જેમ મહાધનવંત થઇ ગયા. અહીં ધન્ય પોતાના માબાપને ઘરનો બધો વ્યવહાર સોંપીને અપ્સરાઓ સાથે દેવતાની જેમ પ્રિયાઓ સાથે તે યથેચ્છ ભોગ ભોગવવા લાગ્યો.

એક દિવસે સુભદ્રા ધન્યને ન્હવરાવતાં અત્યંત રોવા લાગી. ત્યારે તેણે પૂછ્યું કે—"હે કમલાક્ષી! આમ શા માટે રોવે છે?" તે બોલી—"હે પ્રિયતમ! શાલિભદ્ર નામે મારો સહોદર છે. તે ધર્મઘોષ ગુરૂ પાસે ધર્મ-દેશના સાંભળતાં સંવેગ પામીને ચારિત્ર લેવાને ઇચ્છે છે. અત્યંત વાત્સલ્યથી મારી જનનીએ તેને કહ્યું—"હે વત્સ! તું સુખમાં ઉછરેલો છે અને આ ચારિત્ર દુષ્કર છે. માટે જો ચારિત્ર લેવાનો તારે વધારે આગ્રહ હોય, તો હળવે હળવે વિષયસુખને તજવા માંડ, કે જેથી અનુક્રમે આ તારૂં શરીર, સંયમ વહન કરવાને યોગ્ય બને." એમ માતાના વચનથી તે દિવસે દિવસે ભોજન, ભૂષણ, શય્યા, તંબોલ, વિલેપનાદિનો સંક્ષેપ કરે છે. આથી તે ભોગમાં નિઃસ્પૃહ બનીને લૂણરહિત આંબિલનું ભોજન

કરે છે અને એક વસ્ત્ર ધારણ કરીને તે કેવળ મહીતલપર શયન કરે છે, તેથી હવે એ મારો ભ્રાતા અવશ્ય સંયમના ભારને ધારણ કરશે. હે નાથ! એમ શાલિભદ્રનું ચરિત્ર એજ મારા રૂદનનું કારણ છે."

એ પ્રમાણે સાંભળતાં ધન્ય હસીને કહેવા લાગ્યો—"હે સુતનુ! તે ખરેખર કાયર છે, પણ શૂરવીર નથી કે જે તપ અને સંયમનો ભાર એકદમ ઉપાડી લેવાને સમર્થ નથી." ત્યારે સોમશ્રી બોલી કે—"હે સ્વામિન્! તે સુકુમાળ છે, પણ કાયર નથી. તેથી પોતાના દેહને તે હળવે હળવે દુષ્કર સંયમને લાયક બનાવે છે.' ધન્ય બોલ્યો—'ધીર પુરૂષોને શું કંઇ પણ દુષ્કર સંભવે? કે તે કટિબદ્ધ થઇને પોતાનું કાર્ય સત્વર સાધતો નથી.' ત્યારે સોમશ્રી હાસ્યપૂર્વક મશ્કરીમાં પુન: ધન્યને કહેવા લાગી—'હે નાથ! જો દુષ્કર ન હોય તો તમે એ સંયમ કેમ આદરતા નથી?' ધન્ય બોલ્યો—"હે ભદ્રે! જો તમે ત્રણે મને કહો કે—'હે નાથ! તમે ધર્મ આરાધો,' તો પછી હું તેમ કરૂં છું કે નહિ, તે તમે તરત જુઓ," એટલે તે ત્રણે હાસ્યથી બોલી—'હે સ્વામિન્! જો તમે ભગવંતની પાસે સંયમ ગ્રહણ કરો, તો અમે પણ સંયમ આદરીએ.'

એવામાં લોકોના મનને આનંદ પમાડનાર **વીર** ભગવંત ત્યાં સમોસર્યા. એટલે નિયુક્ત પુરૂષે ધન્યને તેમના આગમનના ખબર આપ્યા. જેથી અંતરમાં અત્યંત આનંદ પામતો, મહાવિભૂતિ પૂર્વક શિબિકામાં આરૂઢ થઇ ત્રણ ભાર્યાઓ સહિત ધન્ય, ભગવંતને વંદન કરવાને ચાલ્યો. આ વખતે દેવની જેમ મહાઋદ્ધિથી અને મણિ—ભૂષણોથી શોભાયમાન એવો **શાલિભદ્ર** પણ વ્રત ગ્રહણ કરવાને ઘર થકી નીકળ્યો. તે બંને વાહન તજીને ભગવંતના સમવસરણમાં આવી પ્રભુને વંદન કરી ઉચિત સ્થાને બેસીને ધર્મોપદેશ સાંભળવા લાગ્યા—

" अपारे संसारे कथमपि समासाद्य नृभवं, न धर्मं यः कुर्याद्विषयसुखतृष्णातरलितः ।
ब्रुडन् पारावारे प्रवरमपहाय प्रवहणं, स मुख्यो मूर्खाणामुपलमुपलब्धुं प्रयतते." ॥१॥

**અર્થ**—અપાર સંસારમાં મહાકષ્ટે મનુષ્ય જન્મ પામીને વિષય સુખની તૃષ્ણામાં તાલાવેલી લગાવી જે ધર્મ આચરતો નથી, તે મૂર્ખશિરોમણિ, મહા સાગરમાં બૂડતાં મજબૂત યાનપાત્રને તજીને પત્થરનું આલંબન લેવાના પ્રયત્ન જેવું કરે છે.

એમ સાંભળતાં સંવેગ પામી શાલિભદ્રે પોતાની મેળે કેશનો લોચ કરીને આઠ સ્ત્રીઓ સાથે દીક્ષા અંગીકાર કરી. એવામાં વૈરાગ્ય પામેલ ધન્ય પોતાની ભાર્યાઓને કહેવા લાગ્યો કે—'ચારિત્ર ગ્રહણ કરીને મનુષ્ય જન્મને સફલ કરવાનો મારો વિચાર છે.' ત્યારે સોમશ્રી બોલી કે—"હે પ્રિયતમ! મેં તો એવી મશ્કરી કરી હતી કે 'જો દીક્ષા દુષ્કર ન હોય, તો તમે કેમ આદરતા નથી?' એ હાસ્યને

સત્ય માનીને તમે તો દીક્ષા લેવાને તૈયાર થયા છો. એક હાસ્ય માત્રને સત્ય માની લેવું તે શું ઉચિત છે?" એટલે ધન્ય કહેવા લાગ્યો કે—"હે પ્રિયે ! હું તારા વચનથી દીક્ષા લેતો નથી, પણ પ્રભુની દેશના સાંભળતાં મેં સંસારનું સ્વરૂપ જાણી લીધું. તેથી આગ સમાન એ સંસારમાંથી નીકળીને હું ચારિત્ર લેવા ઇચ્છું છું.' ત્યારે સ્ત્રીઓએ કહ્યું—'હે નાથ ! જો તમારો એવો અનિવાર્ય આગ્રહ છે,તો અમે પણ એ પંથે ચાલવા ઇચ્છીએ છીએ.' આથી ધન્યે પોતાની ત્રણે ભાર્યાઓ સહિત દીક્ષા અંગીકાર કરી. તે બંને નૂતન મુનિ, સ્થવિર પાસે સૂત્ર ભણવા લાગ્યા. એ બંનેની ભાર્યાઓને દીક્ષા આપ્યા પછી ભગવંતે તે ચંદના પ્રવર્તિનીને સોંપી. દ્વિવિધ શિક્ષાનો અભ્યાસ કરીને તે મોક્ષમાર્ગને સાધવા લાગી. ચિરકાળ તીવ્ર તપ તપી પ્રાંતે અનશન લઇ મરણ પામીને શાલિભદ્ર તથા ધન્ય મુનિ બંને **સર્વાર્થસિદ્ધ** નામના વિમાનમાં ઉત્કૃષ્ટ અમર થયા."

ઇતિ-દાનપર ધન્યની કથા.



## પ્રકરણ ૪ થું.

### ભાવદાન ઉપર કુરૂચંદ્રની કથા.

(હવે શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે)—

"હે રાજેંદ્ર ! સાધારણ (જેના માલીક ઘણા હોય) વસ્તુનું દાન આપતાં ઘણાને સાધારણ ફળ પ્રાપ્ત થાય છે. તેમાં પણ કુરૂચંદ્રની જેમ ભાવ એ ઉત્તમ ફળને આપનાર થાય છે. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે—

### કુરૂચંદ્રની કથા.




જંબૂદ્વીપના ભરત ક્ષેત્રમાં હસ્તીઓથી સુશોભિત, પરચક્રથી પરાભવ ન પામેલ, સદા આબાદ અને સુખ સમૃદ્ધિથી ભરેલ એવું **ગજપુર** નામે નગર છે. ત્યાં કુરૂચંદ્ર નામે રાજા હતો કે જેણે રણાંગણમાં પરાજિત કરેલા શત્રુઓ, મોટા શાલ (વૃક્ષો કે ગઢ) યુક્ત વનમાં ચાલ્યા ગયા, પણ પોતાના ભવનમાં ન રહ્યા. હવે ત્યાં એકદા **શાંતિનાથ** ભગવાન્ સમોસર્યા. તેમને વંદન કરવાને કુરૂચંદ્ર રાજા પોતાના સામંતો અને મંત્રીઓ સહિત નીકળ્યો. ત્યાં ભગવંતને વંદન કરી, તેમના મુખથી ધર્મ સાંભળીને અવસર પામી રાજાએ અંજલિ જોડીને પ્રશ્ન કર્યો કે—"હે ભગવન્ ! પૂર્વના કયા સુકૃતથી હું આ રાજ્ય પામ્યો ? અને પ્રતિદિન વસ્ત્ર ફળ પ્રમુખ એક પાંચ પાંચ

વસ્તુઓ મને કયા કર્મથી ઉપસ્થિત (પ્રાપ્ત) થાય છે. વળી 'એ વસ્તુઓ હું ઇષ્ટ જનોને આપીશ' એમ મનમાં ચિંતવીને હું તેમનો ઉપભોગ કરતો નથી, તેમ હે નાથ ! હું બીજાને પણ કેમ આપી શકતો નથી ? તે કયા કર્મથી ? " ત્યારે ભગવંત બોલ્યા—'હે રાજન્ ! સાધુને દાન આપવાથી તું આ રાજ્યને પામ્યો છે. તેથી તને પાંચ વસ્તુઓ પ્રાપ્ત થાય છે. તે વસ્તુઓનો તું ઉપભોગ કરી શકતો નથી. તેમજ બીજાને દાન આપી શકતો નથી; તેમાં સાધારણ કરેલ સુપુણ્ય–એજ મુખ્ય હેતુ છે. કારણ કે અનેકના સમાન પુણ્યથી પ્રાપ્ત થયેલ વસ્તુ, એકથી ભોગવી ન શકાય. એજ કારણથી 'હું ઇષ્ટ જનોને એ આપું' આવો તને વિચાર આવે છે. પૂર્વે તેં સાધુને કેવી રીતે દાન આપ્યું, એ વૃત્તાંત હું કહું છું, તે સાંભળ—

ભારત ભૂમિરૂપ રમણીના મણિ–નૂપુર સમાન **શ્રીપુર** નામે નગર છે. ત્યાં સ્વભાવે ભદ્રક તથા પરસ્પર પ્રીતિથી બંધાયેલા **સુધન, ધનપતિ, ધનેશ્વર** અને **ધનદ**–એ નામના ચાર વાણિક મિત્ર રહેતા હતા. અર્થોપાર્જન કરવાને એ ચારે કોઈવાર રત્નદ્વીપ ભણી ચાલ્યા. તેમની સાથે **દ્રોણક** નામે એક કર્મકર ( દાસ ) અને શંબલ–વાહક ( ભાતુ ઉપાડનાર ) હતો. એકદા અટવી ઉતરતાં તેમણે પ્રતિમાસ્થિત એક સાધુને જોયા. આ વખતે પોતાનું ભાતું જોકે લગભગ ખલાસ થવા આવ્યું હતું; છતાં તેમણે વિચાર કર્યો કે—'અહો ! આપણું પુણ્ય જાગ્યું કે સાક્ષાત્ પ્રશમરાશિ સમાન આ મહાત્મા આપણા જોવામાં આવ્યા. માટે એમને કંઇક દાન આપીને આપણે કૃતાર્થ થઇએ. વળી ઋષિઓનો અત્યારે ભોજન સમય પણ છે.' એમ ધારીને સુધન વિગેરેએ દ્રોણકને કહ્યું કે—'ભદ્ર દ્રોણક ! મુનિને કંઇક દાન આપ' એટલે સુધનાદિક કરતાં પણ અધિક શ્રદ્ધાથી તેણે મુનિને પ્રતિલાભ્યા. આથી દ્રોણકે મહાભોગાવલિ કર્મ બાંધ્યું. પછી તે બધા રત્નદ્વીપમાં ગયા અને ત્યાં ધન વધારીને પાછા પોતાના દેશમાં આવ્યા. તેજ પુણ્ય–બીજથી એ બધા ચિરકાળ ચાલે તેટલી ઋદ્ધિ પામ્યા. સ્વાતિ–નક્ષત્રનું જળ એકવાર પામતાં પણ ધાન્યાદિક સદા સતેજ રહે છે. પરંતુ ધનપતિ અને ધનેશ્વર બંને કપટી છે, તેથી સૂક્ષ્મ માયાથી વર્ત્તવા લાગ્યા. દ્રોણક પણ અધિક શુદ્ધ ભાવને ધારણ કરતો પ્રાંતે મરણ પામીને ગજપુર નગરમાં દુષ્પ્રસહ રાજાની **શ્રીસુંદરી** રાણીનો તું પુત્ર થયો. રાણીએ સ્વપ્નામાં ચંદ્ર જોયો, તેથી તારૂં **કુરૂચંદ્ર** એવું નામ રાખવામાં આવ્યું.

એવામાં સુધન મરણ પામીને **કાંપિલ્યપુર**માં **વસંતદેવ** નામે વણિકપુત્ર થયો અને ધનદ મરણ પામી **કાર્ત્તિકપુર**માં **કામપાલ** નામે વણિકપુત્ર થયો. તેમજ ધનપતિ મરણ પામીને **શંખપુર**માં વણિકની પુત્રીપણે ઉત્પન્ન થયો, તેનું **મદિરા** એવું નામ રાખવામાં આવ્યું અને ધનેશ્વર પણ મરણ પામી જયંતનગરીમાં વણિકપુત્રીપણે ઉત્પન્ન થયો, તેનું **કેસરા** એવું નામ રાખવામાં આવ્યું. અનુક્રમે તે બધા મદન–વિકારથી ઉત્કટ એવું યૌવન પામ્યા.

હવે એક દિવસે વસંતદેવ ધન ઉપાર્જન કરવાને જયંતીમાં આવ્યો. ત્યાં રહેતાં અષ્ટમીના ચંદ્ર-મહોત્સવમાં વસંતદેવે **રતિનંદન** નામના ઉદ્યાનમાં રતિ સમાન રૂપવતી એવી કેસરાને જોઇ અને તે વખતે કેસરાએ પણ પ્રેમપૂર્વક વસંતદેવને જોયો. એટલે પૂર્વભવના અભ્યાસથી તે બંનેની દૃષ્ટિમાં સ્નેહે નિવાસ કર્યો. ત્યારે વસંતદેવે જયંતીવાસી પોતાના મિત્ર એક **પ્રિયંકર** નામના વણિકપુત્રને પૂછયું કે—'હે મિત્ર ! આ બાળા કોણ છે ?' તેણે કહ્યું 'ભદ્ર ! એ **પંચનંદી** શેઠની પુત્રી અને **જયંતદેવ**ની બ્હેન **કેસરા** નામની કન્યા છે.' એમ સાંભળી વસંતદેવે જયંતદેવની સાથે મિત્રાઇ કરી. એટલે એક દિવસે જયંતદેવ તેને પોતાના ઘરે લઇ ગયો. ત્યાં કુસુમોથી કામદેવનું અર્ચન કરતી અને લોચનરૂપ કુમુદને વિકસિત કરવામાં ચંદ્રલેખા સમાન એવી કેસરા વસંતદેવના જોવામાં આવી, તેમજ જયંતદેવના હસ્ત-કમલથી પુષ્પો લેતા વસંતદેવને કેસરાએ અત્યંત અનુરાગ પૂર્વક જોયો. એટલે આ ' શકુન અનુકુળ છે ' એમ ધારીને તે બંને પોતાના અંતરમાં આનંદ પામ્યા. તે વખતે ધાવની **પ્રિયંકરા** નામની પુત્રીએ આ બધું જાણી લીધું. પછી જયંતદેવે વસંતદેવનો ભારે સત્કાર કર્યો. જેથી પ્રિયંકરાએ કેસરાને કહ્યું કે—'હે સખી ! તારે પણ આ સુજનનો કંઇક આદર-સત્કાર કરવો જોઇએ.' ત્યારે એકી સાથે લજ્જા, ભય અને હર્ષ બતાવતી કેસરા બોલી-'હે પ્રિયંકરા ! જે ઉચિત કરવાનું છે, તે તો તું પોતેજ જાણે છે.' એટલે પ્રિયંકરા પણ ગૃહોદ્યાનમાંના વૃક્ષની મનોહર માંજર તથા કંકોલના ફળો આપતાં વસંતદેવને કહેવા લાગી કે—'હે સુંદર ! પોતાના હાથે રોપેલ વૃક્ષમાં ઉત્પન્ન થયેલાં અને ઇષ્ટ જનને આપવા યોગ્ય આ ફળાદિક, મારી સ્વામિની કેસરાએ તમને મોકલ્યાં છે.' ત્યારે 'હું તેને ઇષ્ટ છું' એમ સમજી વસંતદેવે તેનો હર્ષથી સ્વીકાર કર્યો. પછી પોતાના નામની મુદ્રિકા આપીને તેણે પ્રિયંકરાને કહ્યું કે—"તારી સ્વામિનીને કહેજે કે-'એ સારૂં કર્યું. હવે હંમેશાં તારે ઇષ્ટ અને અનુકુળ વર્ત્તવું." પ્રિયંકરાએ જઇને એ બધું કેસરાને કહી સંભળાવ્યું. જે સાંભળતાં તે અંતરમાં અત્યંત હર્ષ પામી. રાત્રિના છેલ્લા પહોરે કેસરાએ સ્વપ્ન જોયું કે—'હું વસંતદેવની સાથે પરણી.' તેમ વસંતદેવે પણ કેસરાની સાથે પરણવાનું સ્વપ્ન જોયું. આથી મનમાં પ્રમોદ પામતી કેસરાએ સ્વપ્નની વાત પ્રિયંકરાને કહી સંભળાવી. એવામાં પોતાના કાર્ય નિમિત્તે ગયેલ પુરોહિતે કહ્યું— ' એ કામ એમજ થવાનું છે.' એમ સાંભળતાં તે બંને પ્રમોદ પામી. પછી પ્રિયંકરાએ કેસરાને કહ્યું કે—'વસંતદેવ તારો અવસ્ય ભર્ત્તાર થશે.' આથી કેસરાએ શકુનની ગાંઠ વાળી લીધી. પ્રસંગ આવતાં પ્રિયંકરાએ સ્વપ્નનો વૃત્તાંત વસંતદેવને કહી સંભળાવ્યો. એટલે તેણે પણ પોતાના સ્વપ્નની વાત સંભળાવી અને તેથી પોતાના મનોવાંછિતને સિદ્ધ થયેલ માનતો તે પરમ હર્ષને પામ્યો. ત્યારે પ્રિયંકરાએ વસંતદેવને કહ્યું કે-' મારી સ્વામિનીએ શકુનગ્રંથિ બાંધતાં પોતાનું હૃદય

વસ્તુઓ મને કયા કર્મથી ઉપસ્થિત (પ્રાપ્ત) થાય છે. વળી 'એ વસ્તુઓ હું ઇષ્ટ જનોને આપીશ' એમ મનમાં ચિંતવીને હું તેમનો ઉપભોગ કરતો નથી, તેમ હે નાથ ! હું બીજાને પણ કેમ આપી શકતો નથી ? તે કયા કર્મથી ? " ત્યારે ભગવંત બોલ્યા—'હે રાજન્ ! સાધુને દાન આપવાથી તું આ રાજ્યને પામ્યો છે. તેથી તને પાંચ વસ્તુઓ પ્રાપ્ત થાય છે. તે વસ્તુઓનો તું ઉપભોગ કરી શકતો નથી. તેમજ બીજાને દાન આપી શકતો નથી; તેમાં સાધારણ કરેલ સુપુણ્ય—એજ મુખ્ય હેતુ છે. કારણ કે અનેકના સમાન પુણ્યથી પ્રાપ્ત થયેલ વસ્તુ, એકથી ભોગવી ન શકાય. એજ કારણથી 'હું ઇષ્ટ જનોને એ આપું' આવો તને વિચાર આવે છે. પૂર્વે તેં સાધુને કેવી રીતે દાન આપ્યું, એ વૃત્તાંત હું કહું છું, તે સાંભળ—

ભારત ભૂમિરૂપ રમણીના મણિ—નૂપુર સમાન **શ્રીપુર** નામે નગર છે. ત્યાં સ્વભાવે ભદ્રક તથા પરસ્પર પ્રીતિથી બંધાયેલા **સુધન, ધનપતિ, ધનેશ્વર** અને **ધનદ**—એ નામના ચાર વણિક મિત્ર રહેતા હતા. અર્થોપાર્જન કરવાને એ ચારે કોઈવાર રત્નદ્વીપ ભણી ચાલ્યા. તેમની સાથે **દ્રોણક** નામે એક કર્મકર ( દાસ ) અને શંબલ—વાહક ( ભાતુ ઉપાડનાર ) હતો. એકદા અટવી ઉતરતાં તેમણે પ્રતિમાસ્થિત એક સાધુને જોયા. આ વખતે પોતાનું ભાતું જોકે લગભગ ખલાસ થવા આવ્યું હતું; છતાં તેમણે વિચાર કર્યો કે—'અહો ! આપણું પુણ્ય જાગ્યું કે સાક્ષાત્ પ્રશમરાશિ સમાન આ મહાત્મા આપણા જોવામાં આવ્યા. માટે એમને કંઇક દાન આપીને આપણે કૃતાર્થ થઇએ. વળી ઋષિઓનો અત્યારે ભોજન સમય પણ છે.' એમ ધારીને સુધન વિગેરેએ દ્રોણકને કહ્યું કે—'ભદ્ર દ્રોણક ! મુનિને કંઈક દાન આપ' એટલે સુધનાદિક કરતાં પણ અધિક શ્રદ્ધાથી તેણે મુનિને પ્રતિલાભ્યા. આથી દ્રોણકે મહાભોગાવલિ કર્મ બાંધ્યું. પછી તે બધા રત્નદ્વીપમાં ગયા અને ત્યાં ધન વધારીને પાછા પોતાના દેશમાં આવ્યા. તેજ પુણ્ય—બીજથી એ બધા ચિરકાળ ચાલે તેટલી ઋદ્ધિ પામ્યા. સ્વાતિ—નક્ષત્રનું જળ એકવાર પામતાં પણ ધાન્યાદિક સદા સતેજ રહે છે. પરંતુ ધનપતિ અને ધનેશ્વર બંને કપટી છે, તેથી સૂક્ષ્મ માયાથી વર્ત્તવા લાગ્યા. દ્રોણક પણ અધિક શુદ્ધ ભાવને ધારણ કરતો પ્રાંતે મરણ પામીને **ગજપુર** નગરમાં **દુષ્પ્રસહ** રાજાની **શ્રીસુંદરી** રાણીનો તું પુત્ર થયો. રાણીએ સ્વપ્નામાં ચંદ્ર જોયો, તેથી તારૂં **કુરૂચંદ્ર** એવું નામ રાખવામાં આવ્યું.

એવામાં સુધન મરણ પામીને **કાંપિલ્યપુર**માં **વસંતદેવ** નામે વણિકપુત્ર થયો અને ધનદ મરણ પામી **કાર્ત્તિકપુર**માં **કામપાલ** નામે વણિકપુત્ર થયો. તેમજ ધનપતિ મરણ પામીને **શંખપુર**માં વણિકની પુત્રીપણે ઉત્પન્ન થયો, તેનું **મદિરા** એવું નામ રાખવામાં આવ્યું અને ધનેશ્વર પણ મરણ પામી જયંતનગરીમાં વણિકપુત્રીપણે ઉત્પન્ન થયો, તેનું **કેસરા** એવું નામ રાખવામાં આવ્યું. અનુક્રમે તે બધા મદન—વિકારથી ઉત્કટ એવું યૌવન પામ્યા.

હવે એક દિવસે વસંતદેવ ધન ઉપાર્જન કરવાને જયંતીમાં આવ્યો. ત્યાં રહેતાં અષ્ટમીના ચંદ્ર-મહોત્સવમાં વસંતદેવે **રતિનંદન** નામના ઉદ્યાનમાં રતિ સમાન રૂપવતી એવી કેસરાને જોઇ અને તે વખતે કેસરાએ પણ પ્રેમપૂર્વક વસંતદેવને જોયો. એટલે પૂર્વભવના અભ્યાસથી તે બંનેની દષ્ટિમાં સ્નેહે નિવાસ કર્યો. ત્યારે વસંતદેવે જયંતીવાસી પોતાના મિત્ર એક **પ્રિયંકર** નામના વણિકપુત્રને પૂછયું કે—'હે મિત્ર! આ બાળા કોણ છે?' તેણે કહ્યું 'ભદ્ર! એ **પંચનંદી** શેઠની પુત્રી અને **જયંતદેવ**ની બ્હેન **કેસરા** નામની કન્યા છે.' એમ સાંભળી વસંતદેવે જયંતદેવની સાથે મિત્રાઇ કરી. એટલે એક દિવસે જયંતદેવ તેને પોતાના ઘરે લઇ ગયો. ત્યાં કુસુમોથી કામદેવનું અર્ચન કરતી અને લોચનરૂપ કુમુદને વિકસિત કરવામાં ચંદ્રલેખા સમાન એવી કેસરા વસંતદેવના જોવામાં આવી, તેમજ જયંતદેવના હસ્ત-કમલથી પુષ્પો લેતા વસંતદેવને કેસરાએ અત્યંત અનુરાગ પૂર્વક જોયો. એટલે આ 'શકુન અનુકુળ છે' એમ ધારીને તે બંને પોતાના અંતરમાં આનંદ પામ્યા. તે વખતે ધાવની **પિયંકરા** નામની પુત્રીએ આ બધું જાણી લીધું. પછી જયંતદેવે વસંતદેવનો ભારે સત્કાર કર્યો. જેથી પ્રિયંકરાએ કેસરાને કહ્યું કે— 'હે સખી! તારે પણ આ સુજનનો કંઇક આદર-સત્કાર કરવો જોઇએ.' ત્યારે એકી સાથે લજ્જા, ભય અને હર્ષ બતાવતી કેસરા બોલી—'હે પ્રિયંકરા! જે ઉચિત કરવાનું છે, તે તો તું પોતેજ જાણે છે.' એટલે પ્રિયંકરા પણ ગૃહોદ્યાનમાંના વૃક્ષની મનોહર માંજર તથા કંકોલના ફળો આપતાં વસંતદેવને કહેવા લાગી કે—'હે સુંદર! પોતાના હાથે રોપેલ વૃક્ષમાં ઉત્પન્ન થયેલાં અને ઇષ્ટ જનને આપવા યોગ્ય આ ફળાદિક, મારી સ્વામિની કેસરાએ તમને મોકલ્યાં છે.' ત્યારે 'હું તેને ઇષ્ટ છું' એમ સમજી વસંતદેવે તેનો હર્ષથી સ્વીકાર કર્યો. પછી પોતાના નામની મુદ્રિકા આપીને તેણે પ્રિયંકરાને કહ્યું કે—"તારી સ્વામિનીને કહેજે કે-'એ સારૂં કર્યું. હવે હંમેશાં તારે ઇષ્ટ અને અનુકુળ વર્ત્તવું." પ્રિયંકરાએ જઇને એ બધું કેસરાને કહી સંભળાવ્યું. જે સાંભળતાં તે અંતરમાં અત્યંત હર્ષ પામી. રાત્રિના છેલ્લા પહોરે કેસરાએ સ્વપ્ન જોયું કે—'હું વસંતદેવની સાથે પરણી.' તેમ વસંતદેવે પણ કેસરાની સાથે પરણવાનું સ્વપ્ન જોયું. આથી મનમાં પ્રમોદ પામતી કેસરાએ સ્વપ્નની વાત પ્રિયંકરાને કહી સંભળાવી. એવામાં પોતાના કાર્ય નિમિત્તે ગયેલ પુરોહિતે કહ્યું—'એ કામ એમજ થવાનું છે.' એમ સાંભળતાં તે બંને પ્રમોદ પામી. પછી પ્રિયંકરાએ કેસરાને કહ્યું કે—'વસંતદેવ તારો અવશ્ય ભર્ત્તાર થશે.' આથી કેસરાએ શકુનની ગાંઠ વાળી લીધી. પ્રસંગ આવતાં પ્રિયંકરાએ સ્વપ્નનો વૃત્તાંત વસંતદેવને કહી સંભળાવ્યો. એટલે તેણે પણ પોતાના સ્વપ્નની વાત સંભળાવી અને તેથી પોતાના મનોવાંછિતને સિદ્ધ થયેલ માનતો તે પરમ હર્ષને પામ્યો. ત્યારે પ્રિયંકરાએ વસંતદેવને કહ્યું કે–'મારી સ્વામિનીએ શકુનગ્રંથિ બાંધતાં પોતાનું હૃદય

ટકાવી રાખ્યું છે. કારણકે જીવતો નર સુખ પામે, પરંતુ જે મરણ
તેવો શુભ પ્રસંગ ક્યાંથી આવવાનો હતો? જો મારો વૃતાંત કહું છું તે

કાર્તિકપુરનો રહેવાસી હું કામપાલ નામે વણિકપુત્ર છું. યૌવનાવસ્થા
ઉન્મત્ત બનેલ હું દેશાંતર જોવાને નીકળ્યો અને ભ્રમણ કરતાં કરતાં શંખપુરમાં ગયો. ત્યાં શંખ નામના યક્ષની યાત્રા નિમિત્તે લોકો બ્હાર નીકળ્યા. એટલે હું પણ ત્યાં ગયો. એવામાં સહકાર–વનની અંદર રૂપમાં રતિ સમાન એવી એક કન્યાને મેં જોઈ અને તેણે પણ કમળ–દલ સમાન વિસ્તીર્ણ લોચનથી મને જોયો. એટલે તેણે મને જાણે પોતાના દૃષ્ટિપાશથી બાંધી લીધો હોય, તેમ હું કંઇક બાનું બતાવીને બેસી રહ્યો. ત્યારે તે કન્યાએ પોતાની સખીના હાથથી મને તાંબુલ આપ્યું. જેનો સ્વીકાર કરતાં મેં વિચાર કર્યો કે—'અહીં શું કરવું યોગ્ય છે?' એમ હું વિચાર કરી રહ્યો છું, તેવામાં એક મદોન્મત્ત હાથી સ્વચ્છંદે ફરતો ફરતો સહકાર વૃક્ષની પાસે આવી પહોંચ્યો. તેના ભયને લીધે કન્યાના પરિજનો ભાગી ગયા, કન્યા ન ભાગી. એવામાં ભયથી સર્વાંગે કંપતી તે બાળાને જેટલામાં હાથી પકડવા જાય છે, તેવામાં મેં લાકડી વતી તેને પૃષ્ઠ ભાગમાં મારી. એટલે પુચ્છમાં સ્પર્શ કરાયેલ ભુજંગની જેમ હાથીએ તે કન્યાને મૂકી દીધી. અને મારી તરફ આવતાં તેને ચુકાવી, તે કન્યાને લઇને હું અન્યત્ર છુપાઇ ગયો. પછી કન્યાને મેં નિર્ભય સ્થાને મૂકી, પણ તેણે મને હૃદયથી મૂક્યો નહિ. એવામાં કન્યાના પરિજનો આવ્યા અને તેમણે મારી પ્રશંસા કરી. પુનઃ તેઓ કન્યાને સહકાર વૃક્ષ નીચે લઇ ગયા. તેવામાં હાથીના આવવાની બૂમ સંભળાઇ. જેથી તે કન્યા અને તેના પરિજનો બધા વિખરાઇને ભાગી ગયા, પછી તે કન્યા ક્યાં ગઈ, તે મારા જાણવામાં ન આવી. હું કેટલાયે દિવસ તે નગરમાં તેને શોધતો ફર્યો, પરંતુ તેનો પત્તો ન લાગવાથી હું શૂન્યચિત્તે અહીં ચાલ્યો આવ્યો. જોકે મારાપર તે બાળાનો અસાધારણ સ્નેહ છે, તથાપિ તે ક્યાં છે? તેમ જાણ્યા વિના તેને મેળવવાનો મારે શો ઉપાય લેવો? છતાં હું આપઘાતથી યમનો અતિથિ થવા ઇચ્છતો નથી.

હે ભદ્ર! તારે તો કેસરાને પામવાનો ઉપાય પણ છે. 'તે પરણવાની છે.' એમ જો તારા સાંભળવામાં આવ્યું હોય તો તે રતિસહિત ભગવાન કામદેવની અવશ્ય પૂજા કરશે અને તે એકલી કરે—એવો આચાર છે. તો તેણીના આવ્યા પહેલાં જ આપણે બંને નગરના કામદેવ–મંદિરમાં દાખલ થઈ જઇએ. પછી તે કન્યા જ્યારે મંદિરમાં આવશે, ત્યારે તેના શરીરપરનો વેશ પહેરી લઇને હું તેણીના ઘરે ચાલ્યો જઇશ; અને અમે બધા દૂર નીકળી જઇએ ત્યારે કેસરાને લઇને તું સત્વર અન્યત્ર ચાલ્યો જજે."

પોતે એ પ્રમાણે યુક્તિ–સંગત વચન સાંભળતાં વસંતદેવ હૃદયમાં હર્ષ પામ્યો. તેણે બોલ્યો—' એ તો બરાબર યુક્તિયુક્ત છે પરંતુ તને એ કામમાં સંકટ

[illegible]મ છે.' એવામાં કોઈ વૃદ્ધ બ્રાહ્મણીને છીંક આવી. એટલે કામપાલે [illegible] મને એ કામ કરતાં કંઇ પણ હરકત નડવાની નથી, પણ તારૂં કામ [illegible]પવાથી મારો અભ્યુદય થશે.' એવામાં પોતાના (પ્રસ્તુત) કાર્યને ઉદ્દે[illegible]ને કોઇ વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું કે—'એમાં કાંઇ સંદેહ નથી.' આ શુભ શકુનનો અર્થ વિચારીને વસંતદેવે એ બધું ઉમંગની સાથે કબૂલ રાખ્યું. પછી તે બંને નગરીમાં દાખલ થયા. ત્યાં ઉચિત કૃત્ય કરી સંધ્યા થતાં બ્હાર નીકળીને કામ–મંદિરમાં ગયા અને ત્યાં તે મદનની પ્રતિમા પાછળ છુપાઇને બેસી રહ્યા. થોડી વાર થતાં વાજીંત્રનો નાદ સંભળાયો. એટલે—'કેસરા આવે છે' એમ સમજીને તે અંતરમાં આનંદ પામ્યા. એવામાં કેસરા આવી અને તે પણ પાઠસિદ્ધ પ્રિયસમાગમના મંત્રને ચિંતવતી શિબિકાપરથી નીચે ઉતરી. ત્યાં પ્રિયંકરાના હાથ થકી પૂજાના ઉપકરણ લઈને તે કામદેવના મંદિરમાં દાખલ થઇ અને રિવાજ પ્રમાણે તેણે દેવકુલનું દ્વાર બંધ કર્યું. પછી કામની પૂજા કરીને તેણે મન્મથ આગળ અરદાસ કરી કે—"હે રતિરમણ ભગવન્ ! સમસ્ત પ્રાણીઓના ચિત્ત, તને પ્રત્યક્ષ છે. તો મને અનિષ્ટ ભર્ત્તાર સાથે સંયુક્ત કરે છે—એ શું ઉચિત છે.? તું જાણે છે કે વસંતદેવ વિના અન્યત્ર મારૂં મન રમતું નથી. અથવા તો અત્યારે એ ઉપાલંભ આપવાની શી જરૂર છે ? હવે તો જન્માંતરમાં પણ તારા પ્રસાદથી તેજ મારો ભર્ત્તાર થાઓ." એમ કહીને કેસરાએ દ્વારના તોરણથી ગળે પાશ નાખ્યો. એવામાં વસંતદેવે સત્વર પાસે આવીને તેને બચાવી લીધી. તેને જોતાં —'આ અહીં ક્યાંથી ?' એમ વિચાર કરતી કેસરા મનમાં વિસ્મય પામી. એટલે વસંતદેવે કહ્યું કે—"હે પ્રિયતમે ! તેં કામદેવ પાસે ભવાંતરને માટે જે ભર્ત્તારની પ્રાર્થના કરી—એ હું પોતે વસંતદેવ છું. તને લઇ જવાને માટે પ્રથમથીજ મિત્રની સાથે આવીને હું અહીં બેઠો છું. હે પદ્માક્ષી તું તારો વેશ હવે આ મારા મિત્રને આપી દે, કે જેથી તારા વેશને ધારણ કરીને પરિજનની સાથે એ તારા ઘરે જાય. અને આપણે એ લોકોના ગયા પછી દેશાંતરમાં ચાલ્યા જઇશું." એમ વસંતદેવના કહેવાથી કેસરાએ પોતાનો વેશ કામપાલને આપ્યો અને તેનો વેશ પોતે પહેરીને તે મદનની મૂર્ત્તિ પાછળ છુપાઈ રહી.

હવે કેસરાના વેશને ધારણ કરનાર કામપાલ પુજોપકરણનું પાત્ર લઈ, વસ્ત્રથી પોતાનું વદન–કમળ આચ્છાદિત કરી દ્વાર ઉઘાડીને મદનભવનથી તે બ્હાર આવ્યો. ત્યાં પાત્ર પ્રિયંકરાને આપી તેનાજ હાથના ટેકાથી તે શિબિકા પર આરૂઢ થયો. એટલે મજૂરોએ તે પાલખી ઉપાડી અને કોઇ પણ પરિજનના જાણવામાં ન આવે તેવી રીતે તે પંચનંદીના ઘરે પહોંચ્યો. ચાલાકીથી ચલાવેલ દંભના મર્મને બ્રહ્મા પણ જાણી શકતો નથી; તો માણસોના જાણવામાં તે કેમ આવે ? પછી શિબિકાપરથી ઉતરતાં તેને પ્રિયંકરાએ વધૂગૃહમાં લઈ જઈ

કનકાસન પર બેસારીને કહ્યું કે—' હવે અહીં પ્રિય સમાગમનો મંત્ર ચિંતવ્યા કરજે.' એમ કહીને તે ચાલી ગઇ. એટલે કામપાલ ત્યાં કામ–રતિના સમાગમનો મંત્ર ચિંતવવા લાગ્યો.

એવામાં શંખપુરમાં વસનારી મદિરા કે જે કેસરાના મામાની પુત્રી હતી. અને પૂર્વે કામપાલે જેને પ્રેમથી જોઇ હતી, તે ત્યાં વિવાહ નિમિત્તે આવી. એ મદિરા કામપાલની આગળ બેસી નિશ્વાસ નાખતાં કહેવા લાગી કે—" હે સખી ! આ અવસર સમજીને હું તને કંઇક કહું છું કે—તું અત્યારે ઉદ્વેગને તજી દે. કારણકે સર્વ પ્રાણીઓને ઇષ્ટ કે અનિષ્ટમાં લાવવાને એક વિધાતાજ વિશેષજ્ઞ છે. શંખપુરમાં રહેતાં મેં તારો વૃત્તાંત સાંભળ્યો હતો કે—વસંતદેવ વિના અન્ય પુરૂષમાં તારૂં ચિત્ત રમતું નથી. પ્રિય–વિરહનું દુ:સહ દુ:ખ મેં પોતે અનુભવેલ છે, તેથી સમજી શકું છું. છતાં હે સખી ! તું તો ધન્ય છે કે પ્રિયની સાથે તારે કોઇવાર દર્શનાદિક થવાનો સંભવ છે; પરંતુ મારો વૃત્તાંત તો સાંભળતાં પણ અત્યંત દારૂણ લાગે તેવો છે. જો સાંભળ—

એક દિવસે શંખપાલ યક્ષની યાત્રા નિમિત્તે હું મારા પરિજનની સાથે બ્હાર નીકળી. ત્યાં અશોક વૃક્ષની નીચે મેં, કામદેવ સમાન રૂપવાન્ એક તરૂણને જોયો. તેને સખીના હસ્ત–કમળથી મેં તાંબૂલ મોકલ્યું અને તેણે યમ સમાન મદોન્મત્ત હાથી થકી મારૂં રક્ષણ કર્યું. ત્યારપછી પુન: હાથીની શંકા લાવીને હું મારી બધી સખીઓની સાથે ભાગી છુટી. અને તે તરૂણ પણ ક્યાંક ચાલ્યો ગયો. એટલે તપાસ કરતાં પણ પુન: તે મારા જોવામાં નજ આવ્યો. ત્યારથી ભ્રમરથી ડંખ પામેલ વાંદરીની જેમ ક્યાં પણ પ્રીતિને ન પામતાં હું તે ઉદ્યાનમાં ગઇ. ત્યાં તે તરૂણને ન જોવાથી ચિરકાલ મેં રૂદન કર્યું. આજે પ્રત્યક્ષ નહિ, પણ સ્વપ્નમાં તે મારા જોવામાં આવ્યો. તેના પર મારો ઘણો સ્નેહ છે, પરંતુ યોગ થવો–એતો દૈવાધીન છે. આ સંબંધમાં મને જે દુ:ખ થાય છે, તે તો હુંજ સમજી શકું. તારી સાથે મારે કાંઇ જુદાઇ ન હોવાથી એ વાત મેં તને કહી સંભળાવી. માટે હે બ્હેન ! ખેદને મૂકી દે, વડીલોના કહ્યા પ્રમાણે ચાલ અને ધીરજ ધર. અનુકૂલ દૈવયોગે બધું સારૂં થઇ જશે."

મદિરાના મુખથી એ વૃત્તાંત સાંભળતાં કામપાલ બોલ્યો કે—" મૃગાક્ષી ! યક્ષના ઓચ્છવમાં જેને તેં જોયો હતો, તે તારા મનરૂપ મહાસાગરને ઉલ્લાસ પમાડવામાં ચંદ્રમા સમાન હું આ પોતેજ છું. અનુકૂળ દૈવયોગે કેસરા અને વસંતદેવનો તેમ આપણો પણ સંયોગ થઇ ગયો. માટે હવે તું પણ ચિંતાને તજીદે."પછી મુખપરથી વસ્ત્રને દૂર કરતાં કામપાલને ઓળખીને મદિરા અત્યંત હર્ષમાં આવી ગઇ. એવામાં પ્રસંગનો વિચાર કરતાં ભયથી મૂઢ બનતી મદિરાને કામપાલે કહ્યું કે—'હે પ્રિયે ! અત્યારે ભય ન લાવતાં તું મને કોઇ નીકળવાનો રસ્તો બતાવ.' ત્યારે મદિ

રાએ ગૃહોદ્યાનનો પાછળનો દરવાજો બતાવ્યો એટલે મદિરા સાથે તે દ્વારથી બહાર નીકળી જતાં કામપાલ આ ગજપુર નગરમા આવ્યો અને પૂર્વે કેસરાસહિત આવેલ વસંતદેવને તે મળ્યો."

એમ કહીને શાંતિનાથ ભગવંતે રાજાને વસંતદેવ વિગેરે બતાવ્યા અને કહ્યું કે—'તમે પાંચ જનોએ મુનિને જે દાન આપ્યું, તેથી હે રાજન્! તને પાંચ પાંચ વસ્તુઓ પ્રાપ્ત થાય છે. એટલા માટે એમને તે આપ્યા સિવાય તું ભોગવી શકતો નથી.' એ પ્રમાણે ભગવંતનું કથન સાંભળતાં તેમને પૂર્વભવનું સ્મરણ થયું. પછી ભગવંતને ભક્તિપૂર્વક વંદન કરીને રાજા સહોદરની જેમ તેમને પોતાના ઘરે લઈ ગયો. અને ચિરકાળ તેમની સાથે રાજ્ય ચલાવી, ધર્મ—ધનને વૃદ્ધિ પમાડીને કુરૂચંદ્ર રાજા સદ્ગતિને પામ્યો."

ઇતિ–દાનપર કુરૂચંદ્ર રાજાની કથા.



# પ્રકરણ ૫ મું.



## દાન દેવામાં અંતર પાડનાર કૃતપુણ્યની કથા.

એ પ્રમાણે સાંભળતાં કુમારપાલ રાજાએ કહ્યું કે—'હે ભગવન્! કેટલાક લોકો નિરંતર સુખના ભાજન દેખાય છે અને કેટલાક તેવા પ્રકારના નથી, તો અહીં શું કારણ હશે ?' ત્યારે હેમચંદ્ર મહારાજ બોલ્યા—"હે રાજેંદ્ર! જેઓ અવિચ્છિન્ન ભાવથી દાન આપે છે, તેઓ ભવાંતરમાં આજન્મ અવિચ્છિન્ન સુખને પામે છે અને જેમને, દાન આપતાં અંતર પડે છે, તે કૃતપુણ્યની જેમ નિરંતર સુખને પામી શકતા નથી. તે વૃત્તાંત આ પ્રમાણે છે—

### કૃતપુણ્યની કથા.




વત્થી (શ્રાવસ્તી)નામે નગરી છે કે જ્યાં વિકસિત સુરયણા એટલે દેવો અથવા સુરચના યુક્ત અને ઉન્નત એવા કનકમય પ્રાસાદો (ચૈત્યો) જાણે સુમેરૂના પુત્રો હોય તેવા શોભે છે. ત્યાં ગુણવાન્ અને મહાધનિક એવો સંગત નામે શેઠ હતો. તેની બંધુલા નામે ભાર્યા અને રમણ નામે મનોહર પુત્ર હતો. પૂર્વકૃત કર્મ–પરિણામના દોષથી તે શેઠનું ધન બધું નાશ પામ્યું. કારણ કે દેવો અને દાનવો પણ પૂર્વકૃતને પીછાની શકતા નથી. વખત જતાં શેઠ મરણ પામ્યો. એટલે ત્યાં પોતાનો નિર્વાહ ન ચલાવી શકવાથી બંધુલા, જ્યાં જળ, ઇંધન અને ધાન્ય સુલભ છે એવા શાલિ-

શીર્ષ નામના ગામમાં ગઈ. ત્યાં તેણે ગ્રામ્ય જનોને પોતાનો વૃત્તાંત કહી સંભળાવ્યો. તેથી તેમણે બંધુલાને મદદ કરી અને તેના પુત્રને પોતાનાં વાછરડાં સોંપીને તેને વત્સપાલ ( વાછરડાં ચારનાર ) બનાવ્યો. રમણ દાનનો વ્યસની હોવાથી જે કાંઈ પામતો, તે બાળકોને આપી દેતો હતો. કારણ કે સ્વભાવે ઉદાર જનો 'અમુક વસ્તુ છે કે નહિ ?' એવી ચિંતા રાખતા નથી.

હવે એક દિવસે માસોપવાસી સાધુ ઉપવનમાં રમણના જોવામાં આવ્યા. ત્યાં મુનિપર તેને ભક્તિ ઉત્પન્ન થઈ. અથવા તો તપથી કોણ રંજિત ન થાય ? એવામાં એક મહોત્સવના દિવસે લોકોએ ખીર રાંધી. એટલે બાળકોને ખીર જમતા જોઈને રમણે માતા પાસે તેની માગણી કરતાં કહ્યું કે—'મને પણ પાયસ( ખીર )આપ.' ત્યારે પોતાની પાસે ખીર કે ખીરના સાધન ન હોવાથી બંધુલા મુક્ત કંઠે રોવા લાગી. તેણીનું રૂદન સાંભળતાં પાડોસણોએ દયા ભાવથી તેને પૂછયું. એટલે તેણે કારણ બતાવતાં, તેમણે કહ્યું—'તું રૂદન ન કર. ખીર રાંધીને સત્વર બાળકને આપ. એમ ધીરજ આપતાં તેમણે બંધુલાને ખીર, ચોખા, ધૃત અને સાકર વિગેરે ચીજો આપી. જેથી તેણે તરત ખીર રાંધીને પોતાના બાળકને ભોજન કરવા બેસાર્યો. અને પાયસથી ભરેલ ભાજન તેની આગળ મૂકીને બંધુલા કંઇ કામ પ્રસંગે ઘરની અંદર ગઇ. એવામાં સાક્ષાત્ ધર્મમૂર્તિ એવા તે માસોપવાસી સાધુ ત્યાં ભિક્ષા નિમિત્તે આવી ચડ્યા. તેમને જોતાં રમણને વિચાર આવ્યો કે—'આ મુનિ મારા ઘરે આવ્યા, તેથી ચિંતામણિ-રત્ન મને પ્રાપ્ત થયું. માટે એમને ભિક્ષા આપીને હું મનુષ્યજન્મ સફળ કરૂં' એમ ચિંતવી મનના હર્ષ પૂર્વક તેણે ખીરનો ત્રીજો ભાગ મુનિને આપ્યો. એવામાં તેને વિચાર થયો કે—'એ તો થોડું અપાયું' એમ ધારી તેણે ભાજનમાંથી ફરી ત્રીજો ભાગ વ્હોરાવ્યો. એટલે—'બીજાના ઉપભોગથી એ નષ્ટ ન થાઓ' એમ ચિંતવીને રમણે પુનઃ તેમાંનો ત્રીજો ભાગ મુનિને પ્રતિલાભ્યો. આથી તેણે ભોગફલરૂપ કર્મ બાંધ્યું. પછી તે ભોજન કરવા બેઠો. એવામાં બંધુલાએ પુનઃ તેને બીજી ખીર આપી. તેથી તેણે લોલુપતાના વશથી પોતાની પ્રકૃતિ કરતાં વધારે ભોજન કર્યું. તે દિવસે તેના બહાર ગયા પછી વરસાદ થયો અને ઘરે આવ્યા પછી રાત્રે વિશૂચિકા ( અજીર્ણ ) થવાથી તે રમણ મરણ પામ્યો.

હવે **મગધ** દેશના અલંકારરૂપ **રાજગૃહ** નામે એક શ્રેષ્ઠ નગર છે. ત્યાં **ધનાવહ** નામે શ્રેષ્ઠી રહેતો હતો. તેની **ભદ્રા** નામની ભાર્યાના ઉદરથી તે રમણનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો. બત્રીશ લક્ષણો યુક્ત એવા તેનો જન્મ થતાં શ્રેષ્ઠીએ અતિશય સંતુષ્ટ થઇને ભારે જન્મ-મહોત્સવ કર્યો. તેને લોકોએ કૃતપુણ્ય (પુણ્યશાળી)કહીને બોલાવ્યો અને 'ધનાઢ્ય ઘરે એ જન્મ પામ્યો' તેથી ધનાવહ શેઠે તેનું **કૃતપુણ્ય** એવું નામ રાખ્યું. પછી શુકલ પક્ષના ચંદ્રની જેમ દિવસે દિવસે લોકોના

રાએ ગૃહોદ્યાનનો પાછળનો દરવાજો બતાવ્યો એટલે મદિરા સાથે તે દ્વારથી બહાર નીકળી જતાં કામપાલ આ ગજપુર નગરમા આવ્યો અને પૂર્વે કેસરાસહિત આવેલ વસંતદેવને તે મળ્યો."

એમ કહીને શાંતિનાથ ભગવંતે રાજાને વસંતદેવ વિગેરે બતાવ્યા અને કહ્યું કે—'તમે પાંચ જનોએ મુનિને જે દાન આપ્યું, તેથી હે રાજન્! તને પાંચ પાંચ વસ્તુઓ પ્રાપ્ત થાય છે. એટલા માટે એમને તે આપ્યા સિવાય તું ભોગવી શકતો નથી.' એ પ્રમાણે ભગવંતનું કથન સાંભળતાં તેમને પૂર્વભવનું સ્મરણ થયું. પછી ભગવંતને ભક્તિપૂર્વક વંદન કરીને રાજા સહોદરની જેમ તેમને પોતાના ઘરે લઈ ગયો. અને ચિરકાળ તેમની સાથે રાજ્ય ચલાવી, ધર્મ–ધનને વૃદ્ધિ પમાડીને કુરૂચંદ્ર રાજા સદ્ગતિને પામ્યો."

**ઇતિ–દાનપર કુરૂચંદ્ર રાજાની કથા.**



# પ્રકરણ ૫ મું.

## દાન દેવામાં અંતર પાડનાર કૃત્યપુણ્યની કથા.

એ પ્રમાણે સાંભળતાં કુમારપાલ રાજાએ કહ્યું કે—'હે ભગવન્! કેટલાક લોકો નિરંતર સુખના ભાજન દેખાય છે અને કેટલાક તેવા પ્રકારના નથી, તો અહીં શું કારણ હશે?' ત્યારે હેમચંદ્ર મહારાજ બોલ્યા—"હે રાજેંદ્ર! જેઓ અવિચ્છિન્ન ભાવથી દાન આપે છે, તેઓ ભવાંતરમાં આજન્મ અવિચ્છિન્ન સુખને પામે છે અને જેમને, દાન આપતાં અંતર પડે છે, તે કૃતપુણ્યની જેમ નિરંતર સુખને પામી શકતા નથી. તે વૃત્તાંત આ પ્રમાણે છે—

### કૃતપુણ્યની કથા.




વત્થી (શ્રાવસ્તી)નામે નગરી છે કે જ્યાં વિકસિત સુરયણા એટલે દેવો અથવા સુરચના યુક્ત અને ઉન્નત એવા કનકમય પ્રાસાદો (ચૈત્યો) જાણે સુમેરૂના પુત્રો હોય તેવા શોભે છે. ત્યાં ગુણવાન્ અને મહાધનિક એવો સંગત નામે શેઠ હતો. તેની બંધુલા નામે ભાર્યા અને રમણુ નામે મનોહર પુત્ર હતો. પૂર્વકૃત કર્મ–પરિણામના દોષથી તે શેઠનું ધન બધું નાશ પામ્યું. કારણ કે દેવો અને દાનવો પણ પૂર્વકૃતને પીછાની શકતા નથી. વખત જતાં શેઠ મરણ પામ્યો. એટલે ત્યાં પોતાનો નિર્વાહ ન ચલાવી શકવાથી બંધુલા, જ્યાં જળ, ઇંધન અને ધાન્ય સુલભ છે એવા શાલિ-

શીર્ષ નામના ગામમાં ગઈ. ત્યાં તેણે ગ્રામ્ય જનોને પોતાનો વૃત્તાંત કહી સંભળાવ્યો. તેથી તેમણે બંધુલાને મદદ કરી અને તેના પુત્રને પોતાનાં વાછરડાં સોંપીને તેને વત્સપાલ ( વાછરડાં ચારનાર ) બનાવ્યો. રમણ દાનનો વ્યસની હોવાથી જે કાંઈ પામતો, તે બાળકોને આપી દેતો હતો. કારણ કે સ્વભાવે ઉદાર જનો 'અમુક વસ્તુ છે કે નહિ ?' એવી ચિંતા રાખતા નથી.

હવે એક દિવસે માસોપવાસી સાધુ ઉપવનમાં રમણના જોવામાં આવ્યા. ત્યાં મુનિપર તેને ભક્તિ ઉત્પન્ન થઇ. અથવા તો તપથી કોણ રંજિત ન થાય? એવામાં એક મહોત્સવના દિવસે લોકોએ ખીર રાંધી. એટલે બાળકોને ખીર જમતા જોઇને રમણે માતા પાસે તેની માગણી કરતાં કહ્યું કે—'મને પણ પાયસ( ખીર )આપ.' ત્યારે પોતાની પાસે ખીર કે ખીરના સાધન ન હોવાથી બંધુલા મુક્ત કંઠે રોવા લાગી. તેણીનું રૂદન સાંભળતાં પાડોસણોએ દયા ભાવથી તેને પૂછયું. એટલે તેણે કારણ બતાવતાં, તેમણે કહ્યું—'તું રૂદન ન કર. ખીર રાંધીને સત્વર બાળકને આપ. એમ ધીરજ આપતાં તેમણે બંધુલાને ખીર, ચોખા, ઘૃત અને સાકર વિગેરે ચીજો આપી. જેથી તેણે તરત ખીર રાંધીને પોતાના બાળકને ભોજન કરવા બેસાર્યો. અને પાયસથી ભરેલ ભાજન તેની આગળ મૂકીને બંધુલા કંઇ કામ પ્રસંગે ઘરની અંદર ગઇ. એવામાં સાક્ષાત્ ધર્મમૂર્તિ એવા તે માસોપવાસી સાધુ ત્યાં ભિક્ષા નિમિત્તે આવી ચડ્યા. તેમને જોતાં રમણને વિચાર આવ્યો કે—'આ મુનિ મારા ઘરે આવ્યા, તેથી ચિંતામણિ–રત્ન મને પ્રાપ્ત થયું. માટે એમને ભિક્ષા આપીને હું મનુષ્યજન્મ સફળ કરૂં' એમ ચિંતવી મનના હર્ષ પૂર્વક તેણે ખીરનો ત્રીજો ભાગ મુનિને આપ્યો. એવામાં તેને વિચાર થયો કે—'એ તો થોડું અપાયું' એમ ધારી તેણે ભાજનમાંથી ફરી ત્રીજો ભાગ વ્હોરાવ્યો. એટલે—'બીજાના ઉપભોગથી એ નષ્ટ ન થાઓ' એમ ચિંતવીને રમણે પુન: તેમાંનો ત્રીજો ભાગ મુનિને પ્રતિલાભ્યો. આથી તેણે ભોગફલરૂપ કર્મ બાંધ્યું. પછી તે ભોજન કરવા બેઠો. એવામાં બંધુલાએ પુન: તેને બીજી ખીર આપી. તેથી તેણે લોલુપતાના વશથી પોતાની પ્રકૃતિ કરતાં વધારે ભોજન કર્યું. તે દિવસે તેના બહાર ગયા પછી વરસાદ થયો અને ઘરે આવ્યા પછી રાત્રે વિશૂચિકા ( અજીર્ણ ) થવાથી તે રમણ મરણ પામ્યો.

હવે મગધ દેશના અલંકારરૂપ રાજગૃહ નામે એક શ્રેષ્ઠ નગર છે. ત્યાં ધનાવહ નામે શ્રેષ્ઠી રહેતો હતો. તેની ભદ્રા નામની ભાર્યાના ઉદરથી તે રમણનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો. બત્રીશ લક્ષણો યુક્ત એવા તેનો જન્મ થતાં શ્રેષ્ઠીએ અતિશય સંતુષ્ટ થઇને ભારે જન્મ–મહોત્સવ કર્યો. તેને લોકોએ કૃતપુણ્ય (પુણ્યશાળી) કહીને બોલાવ્યો અને 'ધનાઢ્ય ઘરે એ જન્મ પામ્યો' તેથી ધનાવહ શેઠે તેનું કૃતપુણ્ય એવું નામ રાખ્યું. પછી શુકલ પક્ષના ચંદ્રની જેમ દિવસે દિવસે લોકોનાં

મનને આનંદ પમાડતો તે બાળક સ્વજનોના મનોરથોની સાથે વૃદ્ધિ પામવા લાગ્યો. અવસર થતાં શ્રેષ્ઠીએ કલાચાર્ય પાસે તેને કળાઓ ગ્રહણ કરાવી અને તરૂણીઓના લોચનરૂપ ભ્રમરોને આકર્ષણ કરવામાં કમળ-વન સમાન તે યૌવનવયને પામ્યો, ત્યારે માતપિતાએ તેને, કનક સમાન દેહ કાંતિયુક્ત તથા દેવાંગનાનો સંદેહ ટાળનાર એવી **રૂપવતી** નામની શ્રેષ્ઠિપુત્રી પરણાવી. તથાપિ તે કળાના અભ્યાસમાં તત્પર રહી પ્રશસ્ત શાસ્ત્રાર્થનો સંગ્રહ કરવામાં વ્યગ્ર રહેવાથી મુનિની જેમ તરૂણીમાં તેનું મન લેશ પણ લાગ્યું નહિ. ત્યારે ભદ્રાએ શ્રેષ્ઠીને કહ્યું કે—'મારો પુત્ર વિષય-સુખમાં મગ્ન થાય, તેવો ઉપાય કરો.' શ્રેષ્ઠીએ તેને સમજાવતાં કહ્યું—' હે મુગ્ધે ! આહાર, ભય, પરિગ્રહ અને મૈથુન—એ ચાર સંજ્ઞાઓને બધા પ્રાણીઓ બતાવ્યા વિના પણ ગ્રહણ કરી લે છે, તો તેનો ઉપદેશ શામાટે જોઇએ ? ' એટલે ભદ્રાએ પુનઃ વધારે આગ્રહથી તેમ કરવા કહ્યું. જેથી શ્રેષ્ઠીએ પુત્રને વિષયાસક્ત બનાવવા માટે લંપટ લોકોની સોબતમાં નાખ્યો. તેમની સાથે દેવકુલ, આરામ પ્રમુખ સ્થાનોમાં ભમતાં કૃતપુણ્યે, કામદેવની રમણી સમાન **કામલતા** નામની ગણિકાને જોઇ. તેને જોતાં કૃતપુણ્યને વિચાર આવ્યો કે—' કોપાયમાન થયેલ સુરેંદ્રના શ્રાપ-થી ભ્રષ્ટ થઇ મનુષ્યલોકમાં આવેલ આ શું દેવાંગના છે ? ' એમ જેટલામાં તે વિચાર કરે છે, તેવામાં કમળસમાન મનહર મુખવાળી તે ગણિકાએ આદરપૂર્વક સન્મુખ આવીને તેને કહ્યું કે—'હે ભદ્ર ! મહેરબાની કરીને તમે મારા ઘરે પધારો.' એમ સાંભળતાં મુગ્ધ મનથી કૃતપુણ્ય તે કામલતાના ઘરે આવ્યો. ત્યાં કળાકુશળ તેણીએ વિવિધ વિનોદથી તેના મનને મોહ પમાડ્યો. એટલે તે, ગણિકાની સાથે ભોગ ભોગવવા લાગ્યો. એ વૃત્તાંત **ધનાવહ** શેઠને નિવેદન કરીને કૃતપુણ્યના દુર્જન મિત્રો પોતપોતાના ઘરે ચાલ્યા ગયા.

અહીં શ્રેષ્ઠીએ પોતાના ભંડારીને સૂચના કરી કે—'મારો પુત્ર જેટલું ધન મગાવે, તેટલું તારે તેને મોકલી આપવું.' એવામાં અક્કાએ પણ કૃતપુણ્યના હાથથકી તેની નામાંકિત મુદ્રિકા લઇ લીધી. તે દાસીને આપીને અક્કા, શેઠના ભંડા-રી પાસેથી પોતાની ધારણા પ્રમાણે ધન મગાવવા લાગી. ત્યા સુખ-સાગરમાં મગ્ન થવાથી સ્વજનોના સ્નેહને વિસારી મૂકતાં કૃતપુણ્યે બાર વરસ વ્યતીત કર્યાં. તે દરમ્યાન તેના માતપિતા મરણ પામ્યા. જેથી નાયકરહિત થતાં તેનું ધન પણ નાશ પામ્યું. તો પણ એક વરસ સુધી રૂપવતીએ સ્વામીને ધન મોકલવાનું નભાવી રાખ્યું. એક દિવસે તેણે પોતાના આભરણોની સાથે ધન ખલાસ થવાની નીશાની મોકલી. તેથી અક્કાના જાણવામાં આવ્યું કે—' હવે શેઠના ઘરે ધન ખૂટ્યું છે.' જેથી તે આભરણો સાથે અક્કાએ એક હજાર સોનામ્હોરો પાછી મોકલાવી.

પછી એક દિવસે અક્કાએ કામલતાને કહ્યું કે—'આ કૃતપુણ્ય હવે પીલેલ કેસુડાંના ફૂલ જેવો થઇ ગયો છે. માટે એનું શું કામ છે ?' તે બોલી—'હે અમ્મા !

એમ ન બોલ. એણે આપણને ધારણા કરતાં વધારે ધન આપ્યું છે.' અક્કાએ કહ્યું—'જે એણે આપ્યું, તે આપણે લીધું. હવે એની પાસે ધન નથી. માટે એને દૂર કરીએ. હે વત્સે ! એ આપણો કુલધર્મ છે, તો તું એ મર્યાદાનો લોપ ન કર.' ત્યારે કામલતા બોલી—'હે અમ્મા! આપણુ પ્રધાન ગણિકાઓને એ કુળધર્મ, અત્યંત લજ્જાકારી છે. વળી એ સમય આવતાં આપણને મનોવાંછિત ધન આપશે. માટે અપયશ પમાડનાર એવા એ દુષ્ટ વિચારને માંડી વાળો.' એમ સાંભળતાં અક્કા મૌન ધરી રહી. તેણે વિચાર કર્યો કે—'આ મારી પુત્રી, એનામાં અત્યંત આસક્ત છે. માટે એને પરાભવ પમાડું કે જેથી એ પોતાની મેળે અહીંથી ચાલતો થાય.' એમ ધારીને અક્કાએ તેનો પરાભવ કરવા માંડ્યો. જે લક્ષ્યમાં આવતાં કૃતપુણ્ય તેના ઘરથી ચાલી નીકળ્યો. તે પોતાના ઘરે આવ્યો. ત્યાં ઘરની અસ્તવ્યસ્ત સ્થિતિ જોઈને તેણે રૂપવતીને પૂછ્યું—'આ શું થયું ?' એટલે તેણે બધો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. જે સાંભળતાં કૃતપુણ્ય અત્યંત શોકાતુર થઈને કહેવા લાગ્યો કે—'અહા ! પિતા અને પિતામહ પ્રમુખ પૂર્વ પુરૂષોએ જે ધન સંચિત કરી રાખ્યું હતું, તે પ્રબળ પવનથી મેઘની જેમ મેં બધું નાશ પમાડયું. જેમના અનેક મનોરથો અને સેંકડો માનતાઓ કરતાં હું ઉત્પન્ન થયો, તે માતપિતાના મરણને પણ જાણી ન શકયો. વળી સંતજનોને વર્જનીય, ધર્મ અને અર્થનો નાશ કરનાર તેમજ અપયશને વધારનાર એવા વેશ્યા વ્યસનમાં ફસાઈને મેં મારા કુળને કલંકિત કર્યું. અહો ! હું જન્મ્યો શા માટે ? અથવા તો ગર્ભમાં આવતાં ગળી કેમ ન ગયો ? કે પુત્ર તરીકેનું કર્તવ્ય ન બજાવતાં હું ગણિકાના ઘરે જઈને વસ્યો. મારો પિતા ધનવાન્ હોવાથી સર્વત્ર માનનીય હતો, તેનો પુત્ર હું નિર્ધન થઈને લોકોને મુખ કેમ બતાવીશ ?' એમ કૃતપુણ્ય સંતાપ પામતો હતો, તેવામાં રૂપવતીએ તેને કહ્યું કે—'હે પ્રિયતમ ! તમે ખેદને તજી દો. જો શરીર સલામત હશે તો ફરીને પણ બધું સારૂં થશે.' એમ તેણીના બોલથી કૃતપુણ્ય કેટલાક દિવસ ત્યાં રહ્યો. એવામાં રૂપવતી સગર્ભા થઈ. ત્યારે તેણે કહ્યું—'હે પ્રિયે ! [1]ઓળાની જેમ પુરૂષાર્થ ન કરનાર અર્થહીન પુરૂષ શોભતો નથી. માટે દેશાંતરમાં જઈને ધનોપાર્જન કરૂં.' રૂપવતી બોલી—'તે તમે જાણો.' એવામાં તેજ દિવસે એક સાર્થ તામ્રલિપ્તિ નગરી ભણી જવા નીકળ્યો. કૃતપુણ્ય તેની સાથે નીકળ્યો. ત્યાં રાત્રે ગામની બહાર દેવકુળમાં રૂપવતીએ લાવેલ શય્યામાં તે નિશ્ચિંત થઈને સુઈ રહ્યો.

હવે એજ રાજગૃહ નગરમાં એક મહા ધનવાન શેઠ રહેતો હતો. તે સમુદ્રને પેલે પાર વેપાર કરવા જવાને તૈયાર થતાં અચાનક દૈવયોગે મરણ પામ્યો. એટલે

૧ ખેતર વિગેરેમાં ઉભો કરેલ પુરૂષાકાર.

તેનો તરૂણ પુત્ર એક કુલીન શ્રેષ્ઠીની કન્યા પરણી તેની સાથે વિષયસંગ કર્યા વિના પિતાની તેજ સામગ્રીથી સમુદ્રના પરતીરે ધન ઉપાર્જન કરવાને ચાલ્યો. એવામાં ભવિતવ્યતાના યોગે સમુદ્રમાં તોફાન થવાથી વ્હાણ ભાંગ્યું અને તે મરણ પામ્યો. એ વાત તેની જનનીના જાણવામાં આવતાં તેણે વિચાર કર્યો કે—" હવે તો કુળનો ક્ષય થવાનો વખત આવ્યો. માટે અત્યારે શું કરવું ઉચિત છે ? વળી શાસ્ત્રમાં પણ એમ સંભળાય છે કે—' અન્ય પુરૂષ સાથે સમાગમ કરતાં સ્ત્રીને પુત્ર ઉત્પન્ન થાય તો તેનાથી પણ કુળ રહી શકે. ' માટે વહુને લાયક કોઇ પુરૂષને લઇ આવું. વહુ પણ મારૂં વચન અમાન્ય નહિ કરે. " એમ ધારી તેણે પુત્રવધૂને વાત કહી અને પોતે તેવા પુરૂષની ગવેષણા કરવા બહાર નીકળી પડી. દૈવયોગે દેવકુળમાં સુતેલ કૃતપુણ્ય તેણીના જોવામાં આવ્યો. એટલે સુપ્તાવસ્થામાંજ તેણે તેને પોતાના ઘરે લેવરાવી અને નિવાસગૃહમાં મૂક્યો. સમયપર તે જાગ્રત થયો, ત્યારે તે વૃદ્ધા શેઠાણીએ કૃતપુણ્યને બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. જે સાંભળતાં ' પરરમણીનો સંગ આ લોક અને પરલોકની વિરૂદ્ધ છે ' એમ કહેતા કૃતપુણ્યે તેણીના આગ્રહનો અનાદર કર્યો. ત્યારે ' આ ઉચિત છે ' એમ સમજી સંતુષ્ટ થતી શેઠાણીએ રહસ્ય સમજાવતાં કહ્યું કે—' હે ભદ્ર આ મારી વહુએ પુરૂષનો સંગ કર્યો નથી. એવી સ્ત્રીને માટે ફરી લગ્ન કરવાનું બતાવેલ છે. ' એમ કહીને વૃદ્ધાએ ગુપ્તરીતે તેને પોતાની પુત્રવધુ પરણાવી. તે સ્ત્રીની સાથે ભોગ ભોગવતાં કૃતપુણ્યે બાર વરસ વ્યતીત કર્યાં. ત્યારે વૃદ્ધા શેઠાણીએ વિચાર કર્યો કે—'વહુને પુત્રો થયા. હવે એ પુરૂષનું શું કામ છે ? માટે એને દૂર તજાવી દઉં. સમસ્ત ખેતી નિષ્પન્ન થયા પછી હાલિક ( હળ ખેડનાર ) ની શી જરૂર હોય ? ' એમ ધારીને વૃદ્ધાએ કૃતપુણ્યને માટે માર્ગમાં કામ આવે તેવું ભાતું તૈયાર કર્યું, તે જાણવામાં આવતાં અત્યંત સ્નેહવતી વધુએ તે ભાતામાં [1]રત્ન–મોદક છુપાવી રાખ્યા. પછી રાત્રે કૃતપુણ્ય સુઇ ગયો, ત્યારે વૃદ્ધાએ તેને ઉપડાવીને તેજ દેવકુળમાં મૂકાવી દીધો.

એવામાં તેજ દિવસે પેલો સાર્થ કર્મ–ધર્મના યોગે ત્યાં પાછો આવ્યો. એ વૃત્તાંત સાંભળવામાં આવતાં કૃતપુણ્યની સ્ત્રી તેની તપાસ કરવા નગર બહાર આવી. એટલે સાર્થથી અલગ દેવકુળમાં જાગ્રત થયેલ તેને જોઇને રૂપવતી હર્ષિત થઇ અને શંબલ પોતે ઉપાડીને તે કૃતપુણ્યને ઘરે લઇ આવી. ત્યાં તેણે પુત્રને કૃતપુણ્યના પગે પડાવ્યો. જેથી સ્નેહને લીધે તેણે બાળકને એક મોદક આપ્યો. તે મોદક ખાતાં તેમાંથી એક રત્ન નીકળ્યું. જે તેણે કંદોઇને આપીને કહ્યું કે— ' આના બદલામાં તું મને રોજ મોદક આપજે.' અહીં મોદક ભાંગતાં રૂપવતીએ તેમાં કીંમતી રત્નો દીઠાં. તેથી તેણે પતિને પૂછ્યું કે—'આ આટલાંજ છે શું ? ' તે બોલ્યો ' હા, એટલાંજ છે. ' આ વખતે કૃતપુણ્યે તે સ્ત્રીને યાદ કરી કે—

૧ ગુપ્તરીતે છુપાવેલ રત્નયુક્ત.

'અહો ! એનો મારાપર કેટલો બધો સ્નેહ ?' હવે તે રત્નો વેચતાં ... બહુજ વધી પડયું.

એકદા શ્રેણિકરાજાના **સેચનક** હાથીને એક જલજંતુએ પકડ્યો, ત્યારે અભયે કહ્યું કે—'જલકાંતમણિથી એને મુક્ત કરી શકાય, એટલે રાજાએ પટહથી ઘોષણા કરાવીને સમસ્ત પ્રજાને જણાવ્યું કે—'જે જલકાંતમણિ આપશે, તેને રાજા પોતાની કન્યા પરણાવશે.' એમ સાંભળીને કંદોઇ તે રત્ન લઇ આવ્યો. તેને જળમાં નાખતાં તેના પ્રકાશથી જળને સ્થળ માનીને તે જળજંતુ ભાગી ગયો. પછી કંદોઈ રાજકન્યા પરણવાને આવ્યો. તેને જોતાં રાજા લજ્જા પામ્યો. ત્યારે અભયને પૂછ્યું કે—'હવે શું કરવું ઉચિત છે ?' તેણે કહ્યું—'આવા સામાન્ય પુરૂષને રત્નની પ્રાપ્તિ સંભવતી નથી. માટે તેની મૂળ શોધ કરાવો.' એટલે રાજાએ કંદોઇને પૂછ્યું કે—'આ રત્ન તને ક્યાંથી પ્રાપ્ત થયું ?' ઇત્યાદિ વધારે ધમકાવીને પૂછતાં તેણે કહ્યું કે—'એ મને કૃતપુણ્યના પુત્રે આપેલ છે.' રાજા બોલ્યો-'એ વાત યોગ્ય છે.' એમ કહીને રાજાએ કૃતપુણ્યને પોતાની કન્યા આપી અને મોટા આડંબરથી વિવાહ કર્યો.

હવે અભયકુમારની સાથે ગાઢ મૈત્રી થતાં એકવાર કૃતપુણ્યે તેને કહ્યું કે—'હે મિત્ર ! તું મહાબુદ્ધિમાન્ છે. અહીં મારી ફરી લગ્ન કરેલી સ્ત્રી અને બે પુત્રો છે. માટે તે મેળવી આપ.' અભય બોલ્યો—'ભલે, તેવો પ્રયત્ન કરીએ.' પછી અભયે નગરની બહાર એક દેવકુળ કરાવ્યું. તેમાં કૃતપુણ્યની આકૃતિ જેવી યક્ષની પ્રતિમા સ્થાપન કરી. અને નગરમાં ઘોષણા કરીને જણાવ્યું કે—'વાંછિતાર્થને આપવામાં સમર્થ એવા યક્ષની સૌ કોઈ પૂજા કરો.' એમ સાંભળતાં લોકો તેના પૂજન માટે નીકળ્યા. તે મંદિરના બે દ્વાર કરાવ્યાં હતાં. એક દ્વારથી લોકો પ્રવેશ કરતા અને બીજા દ્વારથી બહાર નીકળતા. તે વખતે અભયની સાથે કૃતપુણ્ય ગવાક્ષ પર બેસીને બધું જોયાં કરતો હતો. એવામાં બાળકોની સાથે તે સ્ત્રી ત્યાં આવી. તેને જોતાં કૃતપુણ્યે અભયને જણાવ્યું કે—'જેના માટે આ પ્રયત્ન કરવામાં આવ્યો છે, તે આ પોતેજ મારી સ્ત્રી.' અભય બોલ્યો—'શું એને વધારે સૌંદર્યવતી જોઇને આમ બોલે છે ?' કૃતપુણ્યે કહ્યું—'જો તને વિશ્વાસ ન આવતો હોય તો જોઈલે, હવે શું થાય છે.' એવામાં બાપુ બાપુ કરતા બંને બાળકો યક્ષના ઉત્સંગપર ચડ્યા અને 'આ કૃતપુણ્ય છે' એમ માનતી તે માનિનીને ચંદ્રોદય થતાં સાગરની જેમ હર્ષોલ્લાસ પ્રગટ થયો. સૂર્યોદય થતાં કમળોની જેમ તેણીના લોચન વિકાસ પામ્યાં, મેઘનું આગમન થતાં કદંબ-પુષ્પની જેમ તેનું શરીર રોમાંચિત થયું. સંધ્યા થતાં તારાઓથી ગગનની જેમ તેનું ભાલસ્થલ પસીનાનાં જળબિંદુઓથી સુશોભિત થયું અને પવનનો સંસર્ગ થતાં વનલતાની જેમ તેને સર્વાંગે કંપ થયો. એવામાં નિશ્ચલપણાથી તેને યક્ષમૂર્તિ સમજીને તે પુનર્ભૂ કહેવા લાગી—'હે યક્ષ ! પ્રિયનું રૂપ પ્રકાશીને તો તેં મને આનંદિત કરી, પણ જો વાંછિત

તેનો તરૂણ પુત્ર એક કુલીન શ્રેષ્ઠીની કન્યા પરણી તેની સાથે વિષયસંગ કર્યા વિના પિતાની તેજ સામગ્રીથી સમુદ્રના પરતીરે ધન ઉપાર્જન કરવાને ચાલ્યો. એવામાં ભવિતવ્યતાના યોગે સમુદ્રમાં તોફાન થવાથી વ્હાણ ભાંગ્યું અને તે મરણ પામ્યો. એ વાત તેની જનનીના જાણવામાં આવતાં તેણે વિચાર કર્યો કે—" હવે તો કુળનો ક્ષય થવાનો વખત આવ્યો. માટે અત્યારે શું કરવું ઉચિત છે ? વળી શાસ્ત્રમાં પણ એમ સંભળાય છે કે—' અન્ય પુરૂષ સાથે સમાગમ કરતાં સ્ત્રીને પુત્ર ઉત્પન્ન થાય તો તેનાથી પણ કુળ રહી શકે. ' માટે વહુને લાયક કોઇ પુરૂષને લઇ આવું. વહુ પણ મારૂં વચન અમાન્ય નહિ કરે. " એમ ધારી તેણે પુત્રવધૂને વાત કહી અને પોતે તેવા પુરૂષની ગવેષણા કરવા બહાર નીકળી પડી. દૈવયોગે દેવકુળમાં સુતેલ કૃતપુણ્ય તેણીના જોવામાં આવ્યો. એટલે સુપ્તાવસ્થામાંજ તેણે તેને પોતાના ઘરે લેવરાવી અને નિવાસગૃહમાં મૂકયો. સમયપર તે જાગ્રત થયો, ત્યારે તે વૃદ્ધા શેઠાણીએ કૃતપુણ્યને બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. જે સાંભળતાં ' પરરમણીનો સંગ આ લોક અને પરલોકની વિરૂદ્ધ છે ' એમ કહેતા કૃતપુણ્યે તેણીના આગ્રહનો અનાદર કર્યો. ત્યારે ' આ ઉચિત છે ' એમ સમજી સંતુષ્ટ થતી શેઠાણીએ રહસ્ય સમજાવતાં કહ્યું કે–' હે ભદ્ર આ મારી વહુએ પુરૂષનો સંગ કર્યો નથી. એવી સ્ત્રીને માટે ફરી લગ્ન કરવાનું બતાવેલ છે. ' એમ કહીને વૃદ્ધાએ ગુપ્તરીતે તેને પોતાની પુત્રવધુ પરણાવી. તે સ્ત્રીની સાથે ભોગ ભોગવતાં કૃતપુણ્યે બાર વરસ વ્યતીત કર્યાં. ત્યારે વૃદ્ધા શેઠાણીએ વિચાર કર્યો કે—'વહુને પુત્રો થયા. હવે એ પુરૂષનું શું કામ છે ? માટે એને દૂર તજાવી દઉં. સમસ્ત ખેતી નિષ્પન્ન થયા પછી હાલિક ( હળ ખેડનાર ) ની શી જરૂર હોય ? ' એમ ધારીને વૃદ્ધાએ કૃતપુણ્યને માટે માર્ગમાં કામ આવે તેવું ભાતું તૈયાર કર્યું, તે જાણવામાં આવતાં અત્યંત સ્નેહવતી વધુએ તે ભાતામાં [1]રત્ન–મોદક છુપાવી રાખ્યા. પછી રાત્રે કૃતપુણ્ય સુઈ ગયો, ત્યારે વૃદ્ધાએ તેને ઉપડાવીને તેજ દેવકુળમાં મૂકાવી દીધો.

એવામાં તેજ દિવસે પેલો સાર્થ કર્મ–ધર્મના યોગે ત્યાં પાછો આવ્યો. એ વૃત્તાંત સાંભળવામાં આવતાં કૃતપુણ્યની સ્ત્રી તેની તપાસ કરવા નગર બહાર આવી. એટલે સાર્થથી અલગ દેવકુળમાં જાગ્રત થયેલ તેને જોઇને રૂપવતી હર્ષિત થઈ અને શંબલ પોતે ઉપાડીને તે કૃતપુણ્યને ઘરે લઈ આવી. ત્યાં તેણે પુત્રને કૃતપુણ્યના પગે પડાવ્યો. જેથી સ્નેહને લીધે તેણે બાળકને એક મોદક આપ્યો. તે મોદક ખાતાં તેમાંથી એક રત્ન નીકળ્યું. જે તેણે કંદોઇને આપીને કહ્યું કે— ' આના બદલામાં તું મને રોજ મોદક આપજે.' અહીં મોદક ભાંગતાં રૂપવતીએ તેમાં કીમતી રત્નો દીઠાં. તેથી તેણે પતિને પૂછયું કે—'આ આટલાંજ છે શું ? ' તે બોલ્યો ' હા, એટલાંજ છે. ' આ વખતે કૃતપુણ્યે તે સ્ત્રીને યાદ કરી કે—

૧ ગુપ્તરીતે છુપાવેલ રત્નયુક્ત.

'અહો ! એનો મારાપર કેટલો બધો સ્નેહ ?' હવે તે રત્નો વેચતા ... બહુજ વધી પડયું.

એકદા શ્રેણિકરાજાના **સેચનક** હાથીને એક જલજંતુએ પકડ્યો. ત્યારે અભયે કહ્યું કે—'જલકાંતમણિથી એને મુક્ત કરી શકાય, એટલે રાજાએ પટહથી ઘોષણા કરાવીને સમસ્ત પ્રજાને જણાવ્યું કે—'જે જલકાંતમણિ આપશે, તેને રાજા પોતાની કન્યા પરણાવશે.' એમ સાંભળીને કંદોઇ તે રત્ન લઇ આવ્યો. તેને જળમાં નાખતાં તેના પ્રકાશથી જળને સ્થળ માનીને તે જળજંતુ ભાગી ગયો. પછી કંદોઈ રાજકન્યા પરણવાને આવ્યો. તેને જોતાં રાજા લજ્જા પામ્યો. ત્યારે અભયને પૂછ્યું કે—'હવે શું કરવું ઉચિત છે?' તેણે કહ્યું—'આવા સામાન્ય પુરૂષને રત્નની પ્રાપ્તિ સંભવતી નથી. માટે તેની મૂળ શોધ કરાવો.' એટલે રાજાએ કંદોઇને પૂછ્યું કે—'આ રત્ન તને ક્યાંથી પ્રાપ્ત થયું ?' ઇત્યાદિ વધારે ધમકાવીને પૂછતાં તેણે કહ્યું કે—'એ મને કૃતપુણ્યના પુત્રે આપેલ છે.' રાજા બોલ્યો—'એ વાત યોગ્ય છે.' એમ કહીને રાજાએ કૃતપુણ્યને પોતાની કન્યા આપી અને મોટા આડંબરથી વિવાહ કર્યો.

હવે અભયકુમારની સાથે ગાઢ મૈત્રી થતાં એકવાર કૃતપુણ્યે તેને કહ્યું કે—'હે મિત્ર ! તું મહાબુદ્ધિમાન્ છે. અહીં મારી ફરી લગ્ન કરેલી સ્ત્રી અને બે પુત્રો છે. માટે તે મેળવી આપ.' અભય બોલ્યો—'ભલે, તેવો પ્રયત્ન કરીએ.' પછી અભયે નગરની બહાર એક દેવકુળ કરાવ્યું. તેમાં કૃતપુણ્યની આકૃતિ જેવી યક્ષની પ્રતિમા સ્થાપન કરી. અને નગરમાં ઘોષણા કરીને જણાવ્યું કે—'વાંછિતાર્થને આપવામાં સમર્થ એવા યક્ષની સૌ કોઈ પૂજા કરો.' એમ સાંભળતાં લોકો તેના પૂજન માટે નીકળ્યા. તે મંદિરના બે દ્વાર કરાવ્યાં હતાં. એક દ્વારથી લોકો પ્રવેશ કરતા અને બીજા દ્વારથી બહાર નીકળતા. તે વખતે અભયની સાથે કૃતપુણ્ય ગવાક્ષ પર બેસીને બધું જોયા કરતો હતો. એવામાં બાળકોની સાથે તે સ્ત્રી ત્યાં આવી. તેને જોતાં કૃતપુણ્યે અભયને જણાવ્યું કે—'જેના માટે આ પ્રયત્ન કરવામાં આવ્યો છે, તે આ પોતેજ મારી સ્ત્રી.' અભય બોલ્યો—'શું એને વધારે સૌંદર્યવતી જોઇને આમ બોલે છે ?' કૃતપુણ્યે કહ્યું—'જો તને વિશ્વાસ ન આવતો હોય તો જોઇ લે, હવે શું થાય છે.' એવામાં બાપુ બાપુ કરતા બંને બાળકો યક્ષના ઉત્સંગપર ચડ્યા અને 'આ કૃતપુણ્ય છે' એમ માનતી તે માનિનીને ચંદ્રોદય થતાં સાગરની જેમ હર્ષોલ્લાસ પ્રગટ થયો. સૂર્યોદય થતાં કમળોની જેમ તેણીના લોચન વિકાસ પામ્યાં, મેઘનું આગમન થતાં કદંબ-પુષ્પની જેમ તેનું શરીર રોમાંચિત થયું. સંધ્યા થતાં તારાઓથી ગગનની જેમ તેનું ભાલસ્થલ પસીનાના જળબિંદુઓથી સુશોભિત થયું અને પવનનો સંસર્ગ થતાં વનલતાની જેમ તેને સર્વાંગે કંપ થયો. એવામાં નિશ્ચલપણાથી તેને યક્ષમૂર્તિ સમજીને તે પુનર્ભૂ કહેવા લાગી—'હે યક્ષ ! પ્રિયનું રૂપ પ્રકાશીને તો તેં મને આનંદિત કરી, પણ જો વાંછિત

તેનો તરુણાય, તો તે મને પ્રત્યક્ષ બતાવ.' એ ... ની તે પાછ-
પિના દ્વારથી જેટલામાં બહાર નીકળે છે, તેવામાં ... આનંદ
પામતા કૃતપુણ્યને તેણે જોયો. એટલે તેજ પગલે ત... ( ૨૧૧ )
બોલ્યો—' હે મૃગાક્ષી ! આવ અદ્યાપિ શામાટે વિલ...
બતાં તે તરત કૃતપુણ્ય પાસે ગઇ.

એવામાં ત્યાં કામલતા ગણિકા આવી. તે યક્ષને જો-
વા લાગી કે—" પ્રિયતમના વિરહથી વ્યાકુળ થતાં આજે ... 
આવ્યાં. ' મરણ પછી તો અવશ્ય વિરહ જ સંભવે, પણ જીવ... તો
કોઇ વાર યોગ પણ થાય છે. ' એમ ધારી પતિવ્રતાનું વ્રત ગ્રહ... રહી
છું. આજે પ્રભાત થતાં પ્રિય–મેલક ( પ્રિયને મેળવી આપનાર ) ...રા જો-
વામાં આવ્યું. વળી અહીં આવતાં મને શુભ–સૂચક શકુનો થયાં. તે... મારી ડાબી
આંખ અને ભુજા પણ ફરકે છે, તેથી હે યક્ષ ! તારા પ્રસાદથી આજે અવશ્ય મને પ્રિયનો યોગ થશે એમ મને લાગે છે. વળી પ્રિય સમાન તને જોતાં જે મને હર્ષ પ્રગટયો છે, તે અરૂણોદય જેમ સૂર્યોદયને સૂચવે તેમ પ્રિયતમના યોગને સૂચવે છે." એમ કહી યક્ષને પ્રણામ કરીને પાશ્ચમ દ્વારથી નીકળતાં કામલતાએ વસંત ઋતુની સાથે મદનની જેમ અભયની સાથે બેઠેલ કૃતપુણ્યને જોયો. પછી અત્યંત પ્રમોદ પામતી તે બંને રમણીઓને પોતપોતાના ઘરની કીંમતી વસ્તુસહિત, કૃતપુણ્ય પોતાના ઘરે લઇ ગયો. એમ ચારે પ્રિયાઓ સાથે ત્રિવર્ગના સારભૂત સુખને ભોગવતો તે પૂર્વભવના અભ્યાસથી દાન–ધર્મમાં અત્યંત તત્પર થયો. તેને જોતાં અભયકુમાર ચિંતવવા લાગ્યો કે—' આ કૃતપુણ્ય નિશ્ચય ધર્મને યોગ્ય છે, કારણ કે ભગવંતનું વચન સાંભળતાં એ તરત અનુમોદન આપે છે.'

એ અરસામાં ચૌદ હજાર મુનિઓ અને છત્રીશ હજાર સાધ્વીઓ સહિત **મહાવીર** ભગવંત ત્યાં સમોસર્યા. એટલે ચતુર્વિધ દેવોએ ત્રણ ગઢથી શોભતું સમવસરણ રચ્યું. ત્યાં બેસીને ભગવંત ચતુર્વિધ ધર્મ પ્રકાશવા લાગ્યા. પછી સમયપર કૃતપુણ્યે પ્રભુને પ્રશ્ન કર્યો કે—' હે ભગવન્ ! ક્યા નિમિત્તથી મને ભોગોમાં અંતરાય નડયો ?' ત્યારે ભગવંત બોલ્યા—' હે ભદ્ર ! તેં પૂર્વ ભવે ત્રણ ભાગમાં સાધુને ખીરનું દાન આપ્યું હતું. એ કારણથી ભોગોમાં તને અંતરાય પડયો. ' એમ સાંભળતાં કૃતપુણ્યને પૂર્વભવનું સ્મરણ થયું. જેથી તે સંવેગ પામીને કહેવા લાગ્યો કે–' હે ભગવન્ ! પૂર્વે મંદ સત્વથી મેં એ પ્રમાણે દાન દીધું, પણ હવે તો દઢ સત્વ લાવીને હું સર્વ સંગનો ત્યાગ કરવા ઇચ્છું છું. ' એટલે ભગવંત બોલ્યા–' હે ભદ્ર ! વિવેકી મનુષ્યને એમ કરવુંજ યોગ્ય છે. ' પછી ઉચિત કૃત્ય કરીને તેણે ભગવંત પાસે દીક્ષા અંગીકાર કરી અને તીવ્ર તપશ્ચરણ આચરીને કૃતપુણ્ય મુનિ સ્વર્ગે ગયા. "

# પ્રકરણ ૬ ઠું.

## ભરત ચક્રવર્ત્તીની કથા.

એ પ્રમાણે મુનિને આપેલ દાનરૂપ ધર્મનું મહાત્મ્ય સાંભળતાં કુમારપાલ રાજા કહેવા લાગ્યો કે— 'હે ભગવન્! મારા અશન, પાન, વસ્ત્ર, પાત્રાદિકની ભિક્ષા ગ્રહણ કરી મને કૃતાર્થ કરો.' ત્યારે હેમચંદ્ર મહારાજ બોલ્યા કે—'હે રાજેંદ્ર! એ રાજપિંડ હોવાથી ભરત ચક્રીની જેમ તારી ભિક્ષા યતિઓને ગ્રહણ કરવી કલ્પે નહિ.' રાજાએ કહ્યું-'હે ભગવન્! તમે એ ભરતનું નામ લીધું, તે કોણ?' ગુરૂમહારાજ બોલ્યા—" હે રાજરત્ન! જો તને કૌતુક હોય, તો કહું છું, સાંભળ—

## ભરત ચક્રવર્ત્તીની કથા.



આ જ ભરત ક્ષેત્રમાં **ઋષભસ્વામી** કે જે નીતિ, કળા અને શિલ્પના પ્રથમ ઉપદેશક, પ્રથમ રાજા અને આ અવસર્પિણીના પ્રથમ તીર્થંકર હતા. એ પ્રભુએ વીશ લાખ પૂર્વ, કુમારપણામાં ગાળ્યા અને સાઠ લાખ પૂર્વ, રાજ્યનું પરિપાલન કર્યું. પછી **સુમંગલા**દેવીથી ઉત્પન્ન થયેલ જ્યેષ્ઠ પુત્ર **ભરત**નો તેમણે કોશલ દેશની **અયોધ્યા** નગરીમાં રાજ્યાભિષેક કર્યો અને **સુનંદા**ના પુત્ર **બાહુબલિ**ને **બહલી** દેશના આભૂષણરૂપ **તક્ષશિલા** નગરીના રાજ્યપર બેસાર્યો. તેમજ **બંગ, અંગ, મગધ, કુંકણુ કુણાલ, કુંતલ, અવંતી** પ્રમુખ બીજા દેશોનું સ્વામિત્વ અન્ય પુત્રોને આપ્યું. એમ યથાયોગ્ય રાજ્ય-વિભાગ આપી, દેવનાઓએ નિષ્ક્રમણ-મહોત્સવ કરતાં ભગવંત ઋષભસ્વામી ચાર હજાર રાજાઓ સહિત છઠ્ઠના તપથી દીક્ષા અંગીકાર કરી. એ અરસામાં લોકો આહાર વિધિથી અજ્ઞાત હોવાથી બાહુબલિના પૌત્ર **શ્રેયાંસકુમારે** એક વરસે ભગવંતને ઇક્ષુરસ આપીને પારણું કરાવ્યું. મૌન ધારણ કરીને વિચરતા ભગવંતે અનેક દેશોમાં માત્ર દર્શનથીજ અનાર્ય જનોને પણ ભદ્રક ભાવથી ભૂષિત કર્યા. એમ એક હજાર વર્ષો વ્યતીત થયા બાદ **પુરમતાલ** નગરમાં વટવૃક્ષની નીચે ઘાતિકર્મનો નાશ થતાં પ્રભુ કેવળજ્ઞાન પામ્યા. એટલે પોતાના આસન-કંપથી જિનેશ્વરને ઉત્પન્ન થયેલ કેવળજ્ઞાન જાણીને બધા સુરેદ્રો પોતપોતાના પરિવારસહિત ત્યાં આવ્યા. ચતુર્વિધ દેવોએ, ત્રણ કિલ્લાથી સુશોભિત અને ભાવશત્રુઓથી દુ:ખી થતા ત્રણ જગતનું રક્ષણ કરનાર જાણે ત્રણે ગઢ હોય એવું સમવસરણ રચ્યું. ઉદયાચલપર સૂર્યની જેમ ભગવંત પૂર્વાભિમુખ બિરાજમાન થયા. એટલે શેષ ત્રણ દિશાઓમાં દેવોએ પ્રભુના ત્રણ પ્રતિબિંબ

બનાવ્યાં. હવે પરમ ભકિતથી પૃથ્વીતલ સુધી મસ્તક નમાવી ભગવંતને વંદન કરીને બધા દેવતાઓ અને મનુષ્યો યથોચિત સ્થાને બેઠા.

એવામાં પ્રતિહારે નિવેદન કરેલા **યમક** અને **શમક** નામના બે પુરૂષો ભરત રાજાની પાસે આવ્યા. તેમાં યમકે પ્રણામપૂર્વક જણાવ્યું કે-' હે રાજેંદ્ર ! પુરિમતાલ નગરના **શકટમુખ** નામના ઉદ્યાનમાં ભગવંતને લોકાલોકને પ્રકાશનારૂં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે. અને શમકે નિવેદન કરતાં જણાવ્યું કે-' છ ખંડ પૃથ્વીને સાધવામાં સહાય કરનારૂં એવું ચક્રરત્ન આયુધશાલામાં અત્યારે ઉત્પન્ન થયું છે.' એ પ્રમાણે સાંભળતાં અત્યંત પ્રમોદ પામીને ભરત રાજાએ વિચાર કર્યો કે-' સાધુ-શિરોમણિ એવા તાતની પ્રથમ પૂજા કરૂં કે ચક્રરત્નને પ્રથમ પૂજું ? ' એવામાં તેના હૃદયમાં સ્ફુરી આવ્યું કે-' ત્રણ ભુવનના અલંકારરૂપ તાત ક્યાં અને અનેક પ્રાણીઓનો સંહાર કરવામાં કારણભૂત ચક્ર ક્યાં ? અહો ! ધિક્કાર છે કે મેં અયુકત વિચાર કર્યો. અહા ! મોહથી પરાધીન થઇને મેં કલ્પવૃક્ષ અને ધત્તૂરાની સમાનતા ચિંતવી.' એમ વિવેક પ્રકટ થતાં **મરૂદેવી** માતાને હસ્તીપર બેસારી ચતુરંગ સૈન્યથી વસુધાને સંકીર્ણ બનાવતો ભરત ભૂપતિ ભગવંતને વંદન કરવાને આવ્યો.

હવે ભગવંતના સમવસરણની સમૃદ્ધિ જોતાં ભરત, મરૂદેવીને કહેવા લાગ્યો કે-" હે અંબા ! તમે રૂદન કરતાં મારી પાસે એમ કહેતા હતા કે-' રાજ્ય-સુખને તૃણની જેમ તજીને મારો પુત્ર અકિંચન થયો અને તે શીત, ઉષ્ણતા, વાત, ક્ષુધા અને તૃષ્ણાથી પરાભવ પામતો એકાકી ભમે છે.' ત્યારે મેં તમને કહ્યું હતું કે-' હે અમ્મા ! તમે જરા પણ ખેદ ન લાવો. તમારા પુત્રની જેવી ઋદ્ધિ છે, તેવી બીજા કોઇની નહિ હોય.' હે માત ! એ મારા વચનપર આટલો વખત તમને વિશ્વાસ ન હતો, પણ અત્યારે જુઓ, દેવોએ સ્વામીનું સમવસરણ રચ્યું છે તેમજ પ્રભુને વંદન કરવાને આવતા દેવોનો જયનાદ સંભળાય છે. વળી ભગવંતની આગળ જુઓ એ દેવો સ્તુતિ, નૃત્ય અને ગાયન કરી રહ્યા છે." એટલે પૂર્વે સ્વામીના શોકથી મરૂદેવીની આંખે જે નીલી (નિસ્તેજતા) આવી ગઈ હતી, તે ભરતનું વચન સાંભળતાં આનંદના અશ્રુ-જળથી તદ્દન ધોવાઇ ગઈ. અને તેથી મરૂદેવી, પુત્રની-તીર્થંકરની અદ્‌ભુત સમૃદ્ધિ જોવા લાગ્યાં. એ અપૂર્વ ઋદ્ધિના દર્શનથી પ્રગટ થતા હર્ષને લીધે તે તત્કાળ તન્મય થઇ ગયાં અને તેથી અપૂર્વકરણના ક્રમથી તે ક્ષપક-શ્રેણિપર આરૂઢ થયાં. તે વખતે એકી સાથે આઠે કર્મોને ખપાવી કેવળજ્ઞાન પામીને અંતકૃત કેવલી થઇ મરૂદેવી માતા હસ્તીના સ્કંધપરથીજ સિદ્ધિપદને પામ્યા. એટલે દેવતાઓએ તેમનું શરીર અર્ચીને ક્ષીરસાગરમાં નાખ્યું. પછી અભ્રચ્છાયા અને આતપયુક્ત શરદઋતુની જેમ હર્ષ અને વિષાદયુકત ભરતરાજા રાજચિન્હ તજીને ભગવંતના સમવસરણમાં આવ્યો. ત્યાં ચતુર્વિધ દેવોથી પરવરેલ એવા પ્રભુને ત્રણ

પ્રદક્ષિણાપૂર્વક વંદન કરી યથોચિત સ્થાને બેસીને ભરત, ભગવંતની દેશના સાંભળવા લાગ્યો—

"હે ભવ્યાત્માઓ ! આ મનુષ્યત્વ દુર્લભ છે, વિષયસુખ પરિણામે અત્યંત દુ:ખકારી છે અને જીવિત ચંચલ છે—એમ સમજીને તમે મોક્ષને માટે મુનિ–ધર્મનો આદર કરો." એમ સાંભળતાં **ઋષભસેન** પ્રમુખ, ભગવંતના પાંચસેં પુત્રોએ અને સાતસેં પૌત્રોએ દીક્ષા અંગીકાર કરી. તે વખતે **બ્રાહ્મી** પ્રમુખ સાધ્વીઓ, ભરત પ્રમુખ શ્રાવકો અને સુંદરી પ્રમુખ શ્રાવિકાઓ–એમ જિનેશ્વરે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. પછી ઋષભસેન પ્રમુખ ચોરાશી સાધુઓને પ્રભુએ **ઉત્પાદ, વ્યય** અને **ધ્રૌવ્ય** એ ત્રણ તત્ત્વો સંભળાવ્યાં. એટલે એ ત્રણ પદને પામીને તેમણે દ્વાદશાંગીની રચના કરી. ભગવંતે તેમને વાસક્ષેપ પૂર્વક ગણધરના પદપર સ્થાપ્યા અને પુન: સિંહાસનપર આરૂઢ થઇને સ્વામીએ તેમને અનુશિક્ષા આપી.

એવામાં પ્રભુની દેશના, પોરસી થતાં પરિપૂર્ણ થઇ. એટલે ચાર શેર પ્રમાણ અખંડ અક્ષતનો બનાવેલ, નિર્મળ, દેવતાઓએ નાખેલ સુગંધી વાસયુકત અને મણિમય થાળમાં સ્થાપન કરેલ એવો, ભરતરાજાએ તૈયાર કરાવેલ બળિને તરૂણ પુરૂષો ઉપાડી, વાજિંત્રોના નાદથી દિશાઓ પૂરાઇ જતાં પૂર્વદ્વારથી દાખલ થયા. એટલે ત્રણ પ્રદક્ષિણાપૂર્વક તે બળિ ભગવંતની આગળ નાખવામાં આવ્યો. જેમાંનો અર્ધભાગ, દેવતાઓએ આકાશમાંજ લઈ લીધો. અર્ધમાંથી અર્ધભાગ પૃથ્વીપર પડતાં તે ભરતરાજાએ લીધો અને શેષ રહેલનો અન્ય લોકોએ સ્વીકાર કર્યો. એ બળિના પ્રભાવથી લોકોના સર્વ રોગ પ્રશાંત થાય છે. પછી ભગવંત ઉઠીને ઉત્તર દ્વાર થકી નીકળ્યા અને સુવર્ણ–પ્રાકારમાં આવેલ દેવછંદમાં વિશ્રાંતિ લેવા બેઠા. એટલે ઋષભસેન ગણધરે, પ્રભુના પાદપીઠ પર બેસીને ધર્મદેશના આપી. એમની દેશના સમાપ્ત થતાં બધા લોકો પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા અને ભગવંત પણ ભવ્ય જીવોને પ્રતિબોધ આપવા માટે સૂર્યની જેમ મોહરૂપ અંધકારના સમૂહનો નિરોધ કરતા અન્યત્ર વિચરવા લાગ્યા.

હવે ભરત રાજાએ ઘરે આવીને ચક્રની પૂજા કરી. એટલે તે પૂર્વાભિમુખ બહાર નીકળી દિવસે દિવસે એક યોજન આગળ ચાલીને રહેતું. જેથી ચક્રના અનુસારે ભરત રાજા પણ ચતુરંગ સૈન્ય લઇને જવા લાગ્યા. એમ કરતાં તેણે સાઠ હજાર વર્ષોમાં સમસ્ત ભરતક્ષેત્રને સાધીને સ્વાધીન કરી લીધું. પછી પોતાના ઘરે આવતાં, ગ્રીષ્મ કાળની સરિતાની જેમ શુષ્ક થયેલ સુંદરીને જોઇને ભરત રાજાએ ક્રોધ લાવી પોતાના પુરૂષોને પૂછ્યું કે—'અદ્યાપિ મારી પાસે શું નથી ? કે જેથી આ સુંદરી મ્લાનમુખી અને દુર્બળ થઇ ગઇ છે.' ત્યારે તે પુરૂષો બોલ્યા—'ઇંદ્રની જેમ આપની પાસે બધું છે; પરંતુ વિષયથી વિરક્ત થતાં, પ્રથમ સમવસરણમાં ભગવંત પાસે દીક્ષા લેતાં એ સુંદરીને તમે અટકાવી, ત્યારથી એ આંબિલ કરતી

બનાવ્યાં. હવે પરમ ભકિતથી પૃથ્વીતલ સુધી મસ્તક નમાવી ભગવંતને વંદન કરીને બધા દેવતાઓ અને મનુષ્યો યથોચિત સ્થાને બેઠા.

એવામાં પ્રતિહારે નિવેદન કરેલા **યમક** અને **શમક** નામના બે પુરૂષો ભરત રાજાની પાસે આવ્યા. તેમાં યમકે પ્રણામપૂર્વક જણાવ્યું કે–' હે રાજેંદ્ર ! પુરિમતાલ નગરના **શકટમુખ** નામના ઉદ્યાનમાં ભગવંતને લોકાલોકને પ્રકાશનારૂં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે. અને શમકે નિવેદન કરતાં જણાવ્યું કે–' ૭ ખંડ પૃથ્વીને સાધવામાં સહાય કરનારૂં એવું ચક્રરત્ન આયુધશાલામાં અત્યારે ઉત્પન્ન થયું છે.' એ પ્રમાણે સાંભળતાં અત્યંત પ્રમોદ પામીને ભરત રાજાએ વિચાર કર્યો કે–' સાધુ-શિરોમણિ એવા તાતની પ્રથમ પૂજા કરૂં કે ચક્રરત્નને પ્રથમ પૂજું ? ' એવામાં તેના હૃદયમાં સ્ફુરી આવ્યું કે–' ત્રણ ભુવનના અલંકારરૂપ તાત ક્યાં અને અનેક પ્રાણીઓનો સંહાર કરવામાં કારણભૂત ચક્ર ક્યાં ? અહા ! ધિક્કાર છે કે મેં અયુકત વિચાર કર્યો. અહા ! મોહથી પરાધીન થઇને મેં કલ્પવૃક્ષ અને ધત્તૂરાની સમાનતા ચિંતવી.' એમ વિવેક પ્રકટ થતાં **મરૂદેવી** માતાને હસ્તીપર બેસારી ચતુરંગ સૈન્યથી વસુધાને સંકીર્ણ બનાવતો ભરત ભૂપતિ ભગવંતને વંદન કરવાને આવ્યો.

હવે ભગવંતના સમવસરણની સમૃદ્ધિ જોતાં ભરત, મરૂદેવીને કહેવા લાગ્યો કે–" હે અંબા ! તમે રૂદન કરતાં મારી પાસે એમ કહેતા હતા કે–' રાજ્ય–સુખને તૃણની જેમ તજીને મારો પુત્ર અકિંચન થયો અને તે શીત, ઉષ્ણતા, વાત, ક્ષુધા અને તૃષ્ણાથી પરાભવ પામતો એકાકી ભમે છે.' ત્યારે મેં તમને કહ્યું હતું કે–' હે અમ્મા ! તમે જરા પણ ખેદ ન લાવો. તમારા પુત્રની જેવી ઋદ્ધિ છે, તેવી બીજા કોઇની નહિ હોય.' હે માત ! એ મારા વચનપર આટલો વખત તમને વિશ્વાસ ન હતો, પણ અત્યારે જુઓ, દેવોએ સ્વામીનું સમવસરણ રચ્યું છે તેમજ પ્રભુને વંદન કરવાને આવતા દેવોનો જયનાદ સંભળાય છે. વળી ભગવંતની આગળ જુઓ એ દેવો સ્તુતિ, નૃત્ય અને ગાયન કરી રહ્યા છે." એટલે પૂર્વે સ્વામીના શોકથી મરૂદેવીની આંખે જે નીલી (નિસ્તેજતા) આવી ગઈ હતી, તે ભરતનું વચન સાંભળતાં આનંદના અશ્રુ–જળથી તદ્દન ધોવાઇ ગઈ. અને તેથી મરૂદેવી, પુત્રની–તીર્થંકરની અદ્ભુત સમૃદ્ધિ જોવા લાગ્યાં. એ અપૂર્વ ઋદ્ધિના દર્શનથી પ્રગટ થતા હર્ષને લીધે તે તત્કાળ તન્મય થઇ ગયાં અને તેથી અપૂર્વકરણના ક્રમથી તે ક્ષપક-શ્રેણિપર આરૂઢ થયાં. તે વખતે એકી સાથે આઠે કર્મોને ખપાવી કેવળજ્ઞાન પામીને અંતકૃત કેવલી થઇ મરૂદેવી માતા હસ્તીના સ્કંધપરથીજ સિદ્ધિપદને પામ્યા. એટલે દેવતાઓએ તેમનું શરીર અર્ચીને ક્ષીરસાગરમાં નાખ્યું. પછી અભ્રચ્છાયા અને આતપયુક્ત શરદઋતુની જેમ હર્ષ અને વિષાદયુકત ભરતરાજા રાજચિન્હ તજીને ભગવંતના સમવસરણમાં આવ્યો. ત્યાં ચતુર્વિધ દેવોથી પરવરેલ એવા પ્રભુને ત્રણ

પ્રદક્ષિણાપૂર્વક વંદન કરી યથોચિત સ્થાને બેસીને ભરત, ભગવંતની દેશના સાંભળવા લાગ્યો—

"હે ભવ્યાત્માઓ ! આ મનુષ્યત્વ દુર્લભ છે, વિષયસુખ પરિણામે અત્યંત દુ:ખકારી છે અને જીવિત ચંચલ છે–એમ સમજીને તમે મોક્ષને માટે મુનિ–ધર્મનો આદર કરો." એમ સાંભળતાં **ઋષભસેન** પ્રમુખ, ભગવંતના પાંચસેં પુત્રોએ અને સાતસેં પૈત્રોએ દીક્ષા અંગીકાર કરી. તે વખતે **બ્રાહ્મી** પ્રમુખ સાધ્વીઓ, ભરત પ્રમુખ શ્રાવકો અને સુંદરી પ્રમુખ શ્રાવિકાઓ–એમ જિનેશ્વરે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. પછી ઋષભસેન પ્રમુખ ચોરાશી સાધુઓને પ્રભુએ **ઉત્પાદ, વ્યય** અને **ધ્રૌવ્ય** એ ત્રણ તત્ત્વો સંભળાવ્યાં. એટલે એ ત્રણ પદને પામીને તેમણે દ્વાદશાંગીની રચના કરી. ભગવંતે તેમને વાસક્ષેપ પૂર્વક ગણધરના પદપર સ્થાપ્યા અને પુન: સિંહાસનપર આરૂઢ થઇને સ્વામીએ તેમને અનુશિક્ષા આપી.

એવામાં પ્રભુની દેશના, પોરસી થતાં પરિપૂર્ણ થઇ. એટલે ચાર શેર પ્રમાણ અખંડ અક્ષતનો બનાવેલ, નિર્મળ, દેવતાઓએ નાખેલ સુગંધી વાસયુક્ત અને મણિમય થાળમાં સ્થાપન કરેલ એવો, ભરતરાજાએ તૈયાર કરાવેલ બળિને તરૂણ પુરૂષો ઉપાડી, વાજિંત્રોના નાદથી દિશાઓ પૂરાઇ જતાં પૂર્વદ્વારથી દાખલ થયા. એટલે ત્રણ પ્રદક્ષિણાપૂર્વક તે બળિ ભગવંતની આગળ નાખવામાં આવ્યો. જેમાંનો અર્ધભાગ, દેવતાઓએ આકાશમાંજ લઇ લીધો. અર્ધમાંથી અર્ધભાગ પૃથ્વીપર પડતાં તે ભરતરાજાએ લીધો અને શેષ રહેલનો અન્ય લોકોએ સ્વીકાર કર્યો. એ બળિના પ્રભાવથી લોકોના સર્વ રોગ પ્રશાંત થાય છે. પછી ભગવંત ઉઠીને ઉત્તર દ્વાર થકી નીકળ્યા અને સુવર્ણ–પ્રાકારમાં આવેલ દેવછંદમાં વિશ્રાંતિ લેવા બેઠા. એટલે ઋષભસેન ગણધરે, પ્રભુના પાદપીઠ પર બેસીને ધર્મદેશના આપી. એમની દેશના સમાપ્ત થતાં બધા લોકો પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા અને ભગવંત પણ ભવ્ય જીવોને પ્રતિબોધ આપવા માટે સૂર્યની જેમ મોહરૂપ અંધકારના સમૂહનો નિરોધ કરતા અન્યત્ર વિચરવા લાગ્યા.

હવે ભરત રાજાએ ઘરે આવીને ચક્રની પૂજા કરી. એટલે તે પૂર્વાભિમુખ બહાર નીકળી દિવસે દિવસે એક યોજન આગળ ચાલીને રહેતું. જેથી ચક્રના અનુસારે ભરત રાજા પણ ચતુરંગ સૈન્ય લઇને જવા લાગ્યા. એમ કરતાં તેણે સાઠ હજાર વર્ષોમાં સમસ્ત ભરતક્ષેત્રને સાધીને સ્વાધીન કરી લીધું. પછી પોતાના ઘરે આવતાં, ગ્રીષ્મ કાળની સરિતાની જેમ શુષ્ક થયેલ સુંદરીને જોઇને ભરત રાજાએ ક્રોધ લાવી પોતાના પુરૂષોને પૂછ્યું કે—'અદ્યાપિ મારી પાસે શું નથી ? કે જેથી આ સુંદરી મ્લાનમુખી અને દુર્બળ થઇ ગઇ છે.' ત્યારે તે પુરૂષો બોલ્યા—'ઇંદ્રની જેમ આપની પાસે બધું છે; પરંતુ વિષયથી વિરક્ત થતાં, પ્રથમ સમવસરણમાં ભગવંત પાસે દીક્ષા લેતાં એ સુંદરીને તમે અટકાવી, ત્યારથી એ આંબિલ કરતી

રહે છે.' એટલે ભરતે તેને પૂછ્યું કે—'તારે દીક્ષા લેવાની અભિલાષા છે?' સુંદરી બોલી—'હા, મારે દીક્ષાના ભાવ છે.' આથી ભરતની અનુજ્ઞાથી સુંદરીએ ભગવંત પાસે દીક્ષા અંગીકાર કરી.

ત્યારપછી ભરત રાજાએ પોતાના લઘુ બાંધવોને દૂતો મોકલીને કહેવરાવ્યું કે—'જો તમારે રાજ્ય કરવાની ઇચ્છા હોય, તો મારી આજ્ઞા સ્વીકારીને સેવા કરો.' એમ દૂતોના કહેવા પરથી તેઓ એકત્ર મળીને વિચાર કરવા લાગ્યા કે—"ભરતને અને આપણને પિતાએ રાજ્ય વ્હેંચી આપ્યું છે, છતાં ભરત અહંકારના આવેશથી આપણી પાસે પોતાની સેવા કરાવવા માગે છે. તો આપણે તેની સેવા કરીએ કે યુદ્ધ કરીને તેને પાછો હઠાવીએ? એમ સ્વામીને પૂછીને જે યોગ્ય લાગશે, તે કરીશું." એવામાં ભગવંત અષ્ટાપદ પર્વતપર સમોસર્યા. એટલે એમણે જઇ ભગવંતને પ્રણામ કરીને પૂર્વોક્ત વાતનો ખુલાસો પૂછ્યો. ત્યારે સ્વામી બોલ્યા—"હે વત્સો! શિવ-સુખના સાધનરૂપ એક ધર્મનીજ સેવા કરો અને ત્રણે લોકને દુર્જય એવા ઇંદ્રિયોરૂપ સુભટોને યુદ્ધથી જીતો. વળી પૂર્વે દિવ્ય સુખો ભોગવતાં જે તમારી તૃષ્ણા નિવૃત્ત ન થઈ, તે અંગારકારકની જેમ મનુષ્યસંબંધી સુખોથી નિવૃત્ત થવાની નથી. સાંભળો, તે દૃષ્ટાંત આ પ્રમાણે છે—

કોઇ પુરૂષ અંગારને માટે પાણીથી ભરેલ ચામડાની મશક લઇને અરણ્યમાં ગયો. ત્યાં અંગારના અનલ અને સૂર્યના આતપથી તેની તૃષ્ણા વધી પડી. એટલે મશકનું બધું પાણી પીતાં પણ તેની તૃષ્ણા શાંત ન થઇ. એવામાં સુઇ જતાં સ્વપ્નમાં તેણે ઘરમાં રહેલ ગાગર, ગોળા વિગેરેનું પાણી પીધું, તેમજ વાવ, કૂપ, તળાવ, નદી અને સમુદ્રનું પણ બધું પાણી પીને તેણે ખલાસ કર્યું, તોપણ તેની તૃષ્ણા તૂટી નહિ. ત્યારે તે મારવાડના કૂપાસ ગયો અને જળને માટે તૃણનો પૂળો દોરડીમાં બાંધીને તેણે કૂપમાં નાખ્યો. તેમાંનું કેટલુંક પાણી તો અધવચ ગળી ગયું, છતાં બહાર કહાડીને તે પૂળો નિચોવવા લાગ્યો. જે તૃષ્ણા, નદી, સાગર પ્રમુખના પુષ્કળ જળથી નિવૃત્ત ન થઈ, તે તૃણ-પૂળાથી નિચોવી કહાડેલ અલ્પ જળથી શું શાંત થવાની હતી? તેમ તમારી સુખતૃષ્ણા જે દેવતાઇ સુખો ભોગવતાં તૃપ્ત ન થઇ, તે રાજ્યસુખથી શું જવાની છે? માટે સંયમ ધારણ કરીને અક્ષય સુખને માટે પ્રયત્ન કરવાની જરૂર છે."

એ પ્રમાણે ભગવંતની ધર્મ-દેશના સાંભળતાં સંવેગ ઉત્પન્ન થવાથી તે અઠ્ઠાણુ પુત્રોએ પ્રભુ પાસે દીક્ષા અંગીકાર કરી. એ બનાવ નજરે જોતાં મનમાં ચકિત થયેલા દૂતોએ તે બધો વૃત્તાંત ભરતને જઇને નિવેદન કર્યો. એટલે ભરતચક્રીએ તેમના પુત્રોને તે રાજ્યોપર સ્થાપન કર્યા.

એવામાં સુષેણ સેનાપતિએ સભામાં બેઠેલ ભરતેશ્વરને નિવેદન કર્યું કે—'હે દેવ! સમસ્ત દિશાઓને જીત્યા છતાં ચક્રરત્ન હજી નગરીમાં પ્રવેશ કરતું નથી.'

ત્યારે ભરતેશ્વરે જણાવ્યું કે—' શું અદ્યાપિ કોઈ વીર જીત્યા વિનાનો બાકી છે?' એટલે અમાત્યે કહ્યું કે—" હે સ્વામિન્! તમે ન જીત્યો હોય, એવો જગતમાં કોઇ વીર નથી, પરંતુ તમારો કનિષ્ઠ બંધુ, સુનંદાનો પુત્ર બાહુબલિ કે જે શત્રુઓના ગર્વનું ગંજન કરવામાં ભુજબળથી વિશ્વવિખ્યાત છે, તેને તમે જીત્યો નથી. તેથી એ ચક્ર, નગરીમાં પ્રવેશ કરતું નથી. માટે હે દેવ! તેને બોલાવવાને સત્વર દૂત મોકલો, કે જેથી તે તમારો ભક્ત છે કે અભક્ત છે–તે જણાઇ આવશે." આથી ભરતેશ્વરે બાહુબલિ પ્રત્યે સુવેગ નામે દૂત મોકલ્યો. તેણે જઇને કોમળ અને કર્કશ વચનથી બાહુબલિને જણાવ્યું કે—' ચિરકાળથી ભરતેશ્વર તમોને મળવાને અત્યુત્સુક થઇને બેઠા છે. માટે તેને મળીને આનંદ પમાડો.' છતાં પ્રબળ બાહુબળથી ગર્વિષ્ઠ થયેલ બાહુબળિએ દૂતનું વચન માન્યું નહિ. તેથી ચતુરંગ સેના સહિત ભરતેશ્વર તેની સાથે વિગ્રહ કરવાને ચાલ્યો. ભરતને આવતો સાંભળીને ઘણા રાજાઓ સહિત બાહુબલિ પણ તેની સામે આવ્યો અને પૂર્વ તથા પશ્ચિમ સમુદ્રની જેમ પોતાની મર્યાદાનો ત્યાગ કરીને તે બંને સામસામે મળ્યા. ત્યાં દેવતાઓ, સિદ્ધ પુરૂષો, યક્ષો અને વિદ્યાધરોથી સમસ્ત ગગનાંગણ સંકીર્ણ થઇ ગયું, તેમજ અકાળે કલ્પાંત કાળની શંકાથી જગત કંપવા લાગ્યું. આ અયોગ્ય આચરણ જોઇને દેવતાઓએ આવીને તે બંનેને સમજાવ્યું કે—' ત્રણ ભુવનના સ્વામી ઋષભદેવના તમે ઉત્તમ પુત્રો છો, માટે ઉત્તમ યુદ્ધથી તમે લડાઇ કરો. આ લોકોનો સંહાર થાય તેમ ન કરો. કારણ કે સજ્જનોનો આરંભ પરોપકાર સહિત હોય છે.' એમ દેવતાઓના કહેવાથી તે બંને ઉત્તમ યુદ્ધ કરવા તત્પર થયા અને દેવતાઓ તથા રાજાઓ બધા, તેમના સાક્ષી તરીકે ઉભા રહ્યા. પછી તેમનું દૃષ્ટિયુદ્ધ, વાગ્યુદ્ધ, બાહુયુદ્ધ, મુષ્ટિયુદ્ધ અને યષ્ટિયુદ્ધ ચાલ્યું. તે બધા યુદ્ધોમાં બલિષ્ઠ બાહુબલિ ભરતને જીતી ગયો. ત્યારે મનમાં ખેદ પામીને ભરત વિચારવા લાગ્યો કે—' શું હું ચક્રવર્ત્તી છું કે નહિ?' એવામાં ચળકતા કિરણોથી જાજ્વલ્યમાન ચક્ર તે ભરતના હાથમાં આવ્યું. એટલે ભરતે બાહુબલિનો વધ કરવા માટે ચક્ર મૂક્યું, પરંતુ સ્વગોત્રી પર તે ન ચાલે, તેથી બાહુબળિની પ્રદક્ષિણા કરીને તે ચક્ર પુન: ભરતના હાથમાં આવી ગયું. એવામાં બાહુબળિ બોલ્યો કે—' આ ચક્રથી તારો ગર્વ શું માત્ર છે? હું એકલો તારા સૈન્ય અને ચક્ર સહિત તને ચૂર્ણ કરવાને સમર્થ છું. પરંતુ મારે બીજા દેશોનું કામ નથી, જેમને માટે મેં પ્રતિજ્ઞા કરી છે. તું એક મૂઢ બનીને પ્રતિજ્ઞાનો લોપ કરે છે. તારા કરતાં તો મારા અન્ય બાંધવો ધન્ય છે કે જેમણે રાજ્યનો ત્યાગ કરીને પિતાનો માર્ગ સ્વીકાર્યો.' એમ કહી તૃણની જેમ બાહુબળિએ પોતાના કેશ ઉખેડી નાખ્યા અને તેજ વખતે વિચાર કર્યો કે—' શું હું સ્વામી પાસે જાઉં? અથવા તો તેમ કરતાં, પૂર્વના દીક્ષિત થયેલ મારા

લઘુ બંધુઓમાં મારી અવશ્ય લઘુતા થશે. માટે અહીંજ કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને પછી પગ ઉપાડીશ.' એમ ચિંતવીને બાહુબળિ મુનિ ત્યાંજ કાયોત્સર્ગ–ધ્યાને સ્થિર રહ્યા. તેમને ધ્યાનસ્થ જોઇને ભરતેશ્વરે કહ્યું કે—' હે મહાત્મન ! તમે અજિત છો અને હું કેવળ એક તમારાથી જીતાયો નથી, પરંતુ કષાયોથી પણ જીતાયો છું, કે જેથી વિષયાસક્ત થઇને યુદ્ધ કરવા તત્પર થયો.' એમ કહી બાહુબળિ મુનિને પ્રણામ કરી ભરતેશ્વરે તેના **સોમપ્રભ** નામના પુત્રને રાજ્યપર બેસાર્યો અને પોતે પોતાની નગરીમાં આવ્યો.

હવે અહીં શીત, ઉષ્ણતા, વૃષ્ટિ, પવન પ્રમુખ દુઃસહ દુઃખને સહન કરતા બાહુબળિ મુનિએ નિરાહારપણે ત્યાંજ એક વરસ વ્યતીત કર્યું. એવામાં ભગવંતે બ્રાહ્મી અને સુંદરી બંને સાધ્વીઓને બાહુબળિ મુનિ પાસે મોકલી. તેમણે આવીને કહ્યું કે—' હસ્તીના સ્કંધપર આરૂઢ થયેલાને જ્ઞાન ઉત્પન્ન ન થાય.' એમ સાંભળતાં તેણે વિચાર કર્યો કે—' હું માનરૂપ હસ્તીપર આરૂઢ થયો છું. માટે તેને તજીને પ્રભુ પાસે જાઉં.' એ પ્રમાણે નિશ્ચય કરીને તેમણે જેટલામાં પગ ઉપાડ્યો, તેવામાં ઘાતિકર્મનો નાશ થતાં બાહુબળિ મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. એટલે પ્રભુ પાસે જઇને તે કેવલીની પર્ષદામાં બેઠા.

એક દિવસે ઋષભસ્વામી અષ્ટાપદ પર્વત પર સમોસર્યા. તેમને વંદન કરવાને ભરતેશ્વર મહા સમૃદ્ધિપૂર્વક ત્યાં આવ્યો. અને પ્રભુને પ્રણામ કરી અંજલિ જોડીને તે ધર્મદેશના સાંભળવા લાગ્યો. દેશના સાંભળ્યા પછી પોતાના બાંધવોને દીક્ષિત થયેલા જોઇ મનમાં વિષાદ પામીને ભરત ચિંતવવા લાગ્યો કે—" અહા! એમનાં રાજ્યો છીનવી લઇને મેં સાધ્યું શું ? વિષયરૂપ માંસમાં લપટાયેલ એવી મારી બુદ્ધિને ધિક્કાર થાઓ. આ બંધુઓ વિના ભોગ ભોગવતાં હું ખરેખર નિંદનીય છું. કારણ કે એક કાગડો પણ બીજા કાગડાને બોલાવીને ભક્ષ્યનું ભક્ષણ કરે છે, માટે કદાચ મારા ભાગ્યયોગે એ બાંધવો હજી પણ ફરી ભોગનો સ્વીકાર કરશે." એમ ધારી ભરતે ભગવંત પાસે ભોગના નિમિત્તે પોતાના બંધુઓને નિમંત્રણ કર્યું. ત્યારે પ્રભુ બોલ્યા—' હે રાજન્ ! તું સરલ સ્વભાવી લાગે છે. આ તારા બાંધવો પોતે ભોગનો ત્યાગ કરીને વમેલ આહારની જેમ તેને ફરીને પણ ઇચ્છે ખરા ?' ત્યારે ભરતે પાંચસો ગાડાં આહારનાં મગાવીને ફરી સર્વ સાધુઓને નિમંત્રણ કર્યું. એટલે [illegible]ગવંતે કહ્યું—' હે નરેંદ્ર ! એ આધાકર્મિક અને સામે લઈ આવેલ આહાર સાધુઓને ન [illegible]લ્પે.' આથી ફરીને ભરત રાજાએ અકૃત અને અકારિત અશનાદિકને માટે નિમંત્રણ કર્યું [illegible] ત્યારે પ્રભુ બોલ્યા—' એ પણ રાજપિંડ હોવાથી સાધુઓને ન કલ્પે.' એમ ભગવંતે પ્ર[illegible]તિષેધ કરતાં ભરત ભૂપતિ મનમાં ખેદ પામીને વિલક્ષ થઈ ગયો. ભરતને વિલક્ષ થ[illegible]ચેલ જોઇને ઇંદ્રે સ્વામીને પૂછ્યું કે—' હે ભગવન્ ! પ્રસાદ કરીને કહો કે—અવગ્રહના [illegible]ને કેટલા પ્રકાર હોય ?' ત્યારે

તીર્થનાથ બોલ્યા—' હે શક્ર ! સુરેંદ્રનો, ચક્રવર્તીનો, રાજાનો, ગૃહસ્થનો અને સાધુનો—એમ અવગ્રહ પાંચ પ્રકારના હોય છે. ' એટલે ઇંદ્રે કહ્યું—' હે નાથ ! મારા અવગ્રહમાં જે મુનિઓ વિચરે છે, તેમને મારા સ્વામિત્વની ભૂમિમાં વિચરવાની હું અનુજ્ઞા આપું છું. ' ત્યારે ભરતરાજાએ વિચાર કર્યો કે—' યદ્યપિ મુનિઓએ મારૂં કંઇ લીધું નહિ; તથાપિ મારા અવગ્રહની અનુમતિ આપીને હું કૃતાર્થ થાઉં. ' પછી પ્રભુની પાસે ઇદ્રની જેમ ચક્રીએ પોતાના અવગ્રહની અનુજ્ઞા આપી.

પછી ભરતરાજાએ ઇદ્રને પૂછયું કે—' હે શક્ર ! આ ભોજનનું હવે મારે શું કરવું ? ' ત્યારે ઈંદ્ર બોલ્યો કે—' હે રાજન્ ! એ ભોજન તમે ઉત્તમ ગુણવંતોને આપો. ' એમ સાંભળતાં ચક્રીએ વિચાર કર્યો કે—' મારા ગૃહસ્થ શ્રાવકો ઉત્તમ ગુણવંત છે. માટે આ ભોજન તેમને જ આપવા લાયક છે. ' આવો નિશ્ચય કરીને ભરતેશ્વરે શ્રાવકોને કહ્યું કે—' હે શ્રાવકો ! તમે બધા મારા ઘરે જ નિરંતર ભોજન કરજો, વળી ખેતી કે વેપાર પ્રમુખનો ત્યાગ કરીને સદા સ્વાધ્યાય કરતા રહેજો. એક ધર્મમાં જ મન લગાવીને અપૂર્વ જ્ઞાન ભણ્યા કરો. તેમજ મારી આગળ તમારે આ પ્રમાણે બોલવું કે—

" जिओ तुमं चट्टए भयं जम्हा, तम्हा मा हण मा हण " ।

( તમે જિતાયા ભય શિરે, માટે ન હણો મા હણો. )

ભરત મહારાજાની શિખામણ પ્રમાણે તે શ્રાવકો વર્ત્તવા લાગ્યા. તેમનું વચન સાંભળતાં ભરત ચિંતવવા લાગ્યો કે—' હું કષાયોથી જીતાયેલો છું, તો એ કષાયોથી મને ભય છે. તેથી હવે હું પ્રાણીઓને હણીશ નહિ. અહા ! હું પાપી છું, કે જેથી વિષયોમાં મોહી પડયો છું. ' એમ ભરતને ક્ષણવાર શુભ ધ્યાન રહેતું, પણ પાછળથી તે પુનઃ રાજ્યમાં સજ્જ થઇ જતો હતો.

એક વખતે રસોયાઓએ ભરતેશ્વરને વિનંતિ કરી કે—' હે સ્વામિન્ ! શ્રાવકો અને અશ્રાવકોનો ભેદ જણાતો નથી. ' ત્યારે રાજાએ કહ્યું કે—' એમની પરીક્ષા કરીએ. ' પછી પરીક્ષા કરીને ચક્રીએ તેમને કાકિણી રત્નથી ત્રણ રેખાની નિશાની કરતાં કહ્યું કે—' આ શ્રાવકો રત્નત્રય ( જ્ઞાન, દર્શન અને ચારિત્ર ) થી વિભૂષિત છે. ' એમ છ છ મહિને તેમની પરીક્ષા કરી કાકિણીથી તે પુનઃ તેમને નિશાની કરતો અને તે ભોજન કરતા હતા. વળી એ શ્રાવકો તે વખતે ' मा हण ' એમ બોલતા, તેથી મા હણો, ( બ્રાહ્મણો ) એવા નામથી પ્રસિદ્ધ થયા. "

એ પ્રમાણે ગુરૂ મહારાજે કહેલ ભરત ચક્રવર્તીનું ચરિત્ર સાંભળતાં કુમારપાલ રાજાએ કહ્યું કે—' હે ભગવન્ ! જો કે મારી ભિક્ષા રાજપિંડ હોવાથી મુનિઓને ન કલ્પે; તો પણ ભરતની જેમ હું શ્રાવકોને ભોજન આપીશ. ' ત્યારે

હેમચંદ્ર મહારાજ બોલ્યા—"હે રાજન્ ! ઉત્તમ પુરૂષોના ચરિત્રનું અનુકરણ કરવું યોગ્ય છે." પછી કુમારપાલ રાજાએ કણ-કોઠાર તથા ઘૃત-ગૃહયુક્ત અને મોટા ભોજન-ગૃહસહિત એવી એક દાનશાળા કરાવી તેમજ તેની નજીકમાં વિસ્તૃત અને ઉન્નત એવી શ્રેષ્ઠ જિન-ધર્મશાળા તથા વિશાલ પૌષધશાળા કરાવી. ત્યાં શ્રીમાળવંશરૂપ આકાશમાં ચંદ્રમા સમાન, તથા **નેમિનાગના** પુત્ર **અભયકુમાર** શ્રેષ્ઠીને રાજાએ અધિકારી બનાવ્યો. એવામાં કવિઓમાં ચક્રવર્તી એવા **શ્રીપાલ**રૂપ રોહણાચલમાં ઉત્પન્ન થયેલ તથા બુધજનોમાં ચૂડામણિ સમાન એવા **સિદ્ધપાલે** કહ્યું કે—'દેવ-ગુરૂની પૂજામાં તત્પર, પરોપકારમાં ઉદ્યત, પરમ દયાળુ, દક્ષ અને દાક્ષિણ્યનિધાન એ સાચો સરલ સ્વભાવી છે. વળી સમુદ્ર પોતાના તળીયે રત્નો રાખી રહેલ છે, રોહણાચલ રત્નોને ધૂળથી છૂપાવી રહેલ છે, કનકાચલ સુવર્ણને પોતાની સાથે દૃઢ બાંધીને રહેલ છે અને કુબેર બીજાઓથી ભય પામી પોતાનું ધન પૃથ્વીમાં દાટીને રહેલ છે; તો સમસ્ત અર્થી જનોને પોતાનું ધન આપતો આ અભયકુમાર શ્રેષ્ઠી તે કૃપણોની ઉપમાને શું યોગ્ય છે ? અર્થાત્ નથી. માટે હે દેવ ! તમે આ ધર્મસ્થાનમાં અભયકુમાર શ્રેષ્ઠીને સર્વોપરિ અધિકારી બનાવ્યો, તે બહુ જ યુક્ત કર્યું." પછી એ અભયકુમાર શ્રેષ્ઠી, શ્રાવકોને સત્કારપૂર્વક ઘૃત, ભાત, માંડા, વ્યંજન, વડાં વિગેરેનું ચમત્કાર ઉપજે તેવું ભોજન આપવા લાગ્યો, તેમજ સારાં સારાં વસ્ત્રો અને કુટુંબના નિભાવ માટે ધન પણ તે આપવા લાગ્યો. એ પ્રમાણે કુમારપાલ રાજા જિનધર્મના સાધક શ્રાવકો માટે દાનશાળા કરાવીને કૃતાર્થ થયો.



## પ્રકરણ ૭ મું.

### શીયલવ્રત પાળવા ઉપર શીલવતીની કથા.

એ પ્રમાણે જીવદયાના હેતુરૂપ અને સંસાર-સમુદ્રથી તરવામાં સેતુરૂપ એવા દાનધર્મને મોક્ષનાં કારણરૂપ બતાવીને શ્રી હેમચંદ્ર મહારાજ કહેવા લાગ્યા કે—"હે નરેંદ્ર ! જીવદયા કરવાને ઇચ્છતા મનુષ્યે શીલ પાળવું જોઇએ. કારણ કે જિનેશ્વરોએ મૈથુન સંજ્ઞાથી જીવવધ બતાવ્યો છે. રમણીનો સંગમ થવાથી મૈથુન થાય અને તે ધન વિના ન બને, વળી ધન આરંભથી પ્રાપ્ત થઇ શકે અને તે આરંભમાં જીવદયાનો સંભવ નથી. મૈથુનમાં આસક્ત થયેલા મનુષ્યો, કાર્ય કે અકાર્યનો વિચાર ખોઇ બેસે છે તેમજ તેઓ નિરંકુશ થઇને ઉભય લોકના ભયની દરકાર કરતા નથી. વળી એવું શું પાપ છે કે જે મૈથુનાસકત જનો ન કરે ? તેમજ શીલને ધારણ કરતા મનુષ્ય આગળ અગ્નિ તે જળ સમાન થાય છે, સમુદ્ર તે ગોષ્પદ

તુલ્ય બને છે, વિકટ પર્વત તે સમાન ભૂમિ જેવો બને છે, ભુજંગ તે પુષ્પમાળા તુલ્ય અને વિષ તે અમૃત તુલ્ય થાય છે. અને વળી—

" आणं ताण कुणंति जोडिय–करा दासव्व सव्वे सुरा,
मायंगाहि–जलग्गि–सीह–पमुहा वट्टंति ताणं वसे ।
हुज्जा ताण कुओ वि नो परिभवो सग्गापवग्गसिरी,
ताणं पाणि–तलं उवेइ विमलं सीलं न लुंपंति जे " ॥ १ ॥

**અર્થ**—જે પુરૂષો પોતાના નિર્મળ શીલને લાંછન લાગવા દેતા નથી, તેમની આજ્ઞા, બધા દેવો દાસની જેમ અંજલી જોડીને માથે ઉઠાવે છે. હસ્તી, સર્પ, જળ, અગ્નિ અને સિંહ પ્રમુખ ભયંકર વસ્તુઓ તેમને તાબે થઇ જાય છે. તેમને કોઇથી પણ પરાભવનો સંભવ નથી અને સ્વર્ગ તેમજ મોક્ષની લક્ષ્મી સ્વયમેવ તેમના કર–તલમાં આવીને ક્રીડા કરે છે.

વળી જે લોકો ચંદ્રસમાન નિર્મળ શીલને પાળે છે, તેમની કીર્ત્તિ વિસ્તાર પામે છે અને તેઓ **શીલવતીની** જેમ સ્વર્ગ તથા મોક્ષના સુખોને પ્રાપ્ત કરે છે. તે વૃત્તાંત આ પ્રમાણે છે—

## શીલવતીની કથા.



આ જ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં ઇંદ્ર–નગર સમાન વિબુધ (પંડિત અને દેવ) જનોને આનંદ પમાડનાર એવું **નંદનપુર** નામે એક શ્રેષ્ઠ નગર છે. ત્યાં પ્રતિપક્ષના બળ (સૈન્ય) ને પ્રતિહત કરનાર હરિ સમાન **અરિમર્દન** નામે રાજા હતો. વળી ગુણરૂપ રત્નોના નિધાનરૂપ **રત્નાકર** નામે ત્યાં એક શેઠ હતો. રૂપ અને ગુણમાં સાક્ષાત્ **લક્ષ્મી** સમાન **લક્ષ્મી** નામે તેની પત્ની હતી. તેને સંતાન ન હોવાથી શેઠ મનમાં બહુ જ સંતાપ પામતો હતો.

એકદા લક્ષ્મીએ શેઠને કહ્યું—" હે આર્યપુત્ર ! અહીંજ નગરના ઉદ્યાનમાં **શ્રી અજિતનાથ**–મંદિરના દ્વાર આગળ **અજિતબલા** નામે દેવી છે, તે અપુત્રીયાને પુત્ર, નિર્ધનને ધન, રાજ્યહીનને રાજ્ય, મૂર્ખને વિદ્યા, દુઃખીને સુખ, અંધને ચક્ષુ અને રોગીને આરોગ્ય આપે છે." આથી શ્રેષ્ઠીએ એ દેવીની માનતા કરી અને તેથી તેને પુત્રની પ્રાપ્તિ થઈ. તેનું **અજિતસેન** એવું તેણે નામ રાખ્યું. શ્રેષ્ઠી જિનધર્મમાં વધારે તત્પર થયો. પિતાના મનોરથોની સાથે અજિતસેન વૃદ્ધિ પામવા લાગ્યો. તે સમસ્ત કળાઓમાં પ્રવીણ થયો અને અનુક્રમે લાવણ્ય–લક્ષ્મીથી પૂર્ણ યૌવનાવસ્થાને પામ્યો. તેના સમગ્ર લોકો કરતાં અધિક રૂપાદિ ગુણો જોઇને

શ્રેષ્ઠીએ વિચાર કર્યો કે—' જો આ મારા પુત્રને એના ગુણને યોગ્ય સ્ત્રી નહિ મળે, તો એના ગુણો બધા નકામા છે. કારણ કે—

" सामी अविसेसन्नू अविणीओ परियणो परवसत्तं ।
भज्जा य अणणुरूवा चत्तारि मणस्स सल्लाइं " ॥

અર્થ—વિશેષને ન જાણનાર સ્વામી, અવિનીત પરિજન, પરાધીનતા અને પ્રતિકૂળ ભાર્યા—એ ચાર, મનનાં મોટાં શલ્ય ગણાય છે. "

એવામાં એક વણિકપુત્ર આવ્યો. તે પ્રણામ કરીને શેઠની પાસે બેઠો. શ્રેષ્ઠીએ વેપાર સંબંધી હકીકત પૂછી એટલે તેણે બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. વળી વિશેષમાં તેણે કહ્યું કે—" હું તમારી આજ્ઞાથી કૃત્તાંગલા નગરીમાં ગયો. ત્યાં **જિનદત્ત** શેઠની સાથે મારે પરિચય થયો. તેણે મને ભોજનને માટે નિમંત્રણ કર્યું એટલે જમવા જતાં તેના ઘરે મેં એક કન્યા જોઈ કે જે ચંદ્રકાંત સમાન મુખથી, પદ્મરાગ સમાન હાથ-પગથી, પ્રવાલ સમાન અધરથી દેદીપ્યમાન રત્નો સમાન લોચનથી, રજત સમાન નિતંબથી અને સુવર્ણસમાન સર્વાંગથી જાણે મદન-મહારાજના ભંડારની જંગમ મંજૂષા હોય તેવી શોભતી હતી. તેને જોતાં મેં શેઠને પૂછયું કે—' આ કન્યા કોણ છે ? ' ત્યારે શ્રેષ્ઠીએ જણાવ્યું કે—" હે ભદ્ર ! એ મારી પુત્રીના મિષથી મૂર્ત્તિમતી ચિંતા છે. કારણ કે—

" किं लट्ठं लहिही वरं पिययमं किं तस्स संपज्जिही,
किं लोयं ससुराइयं नियगुणग्गामेण रंजिस्सए ।
किं सीलं परिपालिही पसविहि किं पुत्तमेवं धुवं,
चिंता मुत्तिमई पिऊण भवणे संवट्टए कन्नगा " ॥ १ ॥

અર્થ—એને સારો વર મળશે કે કેમ ? તે ધનાદિક પામી શકશે કેમ ? એ સસરા વિગેરે લોકોને પોતાના ગુણોથી રંજિત કરશે કે કેમ ? એ શીલ પાળશે કે કેમ ? તેમજ એને પુત્ર-પ્રાપ્તિ થશે કે કેમ ? ઘરે કન્યા વૃદ્ધિ પામતાં તેના પિતાને આવા પ્રકારની અનેક ચિંતા ઉભી થાય છે. તેથી કન્યા-એ મૂર્ત્તિમતી ચિંતાજ છે.

વળી એ કન્યા પોતાના શરીરના સૌંદર્યથી દેવાંગનાના દર્પને દળી નાખે તેવી છે, ઘણા ગુણોથી એ શોભાયમાન છે, હિતાહિતનો વિચાર કરવામાં નિપુણ છે, આચાર વિચારમાં એ શ્લાઘનીય છે, તેથી **શીલવતી** એવું ગુણ-નિષ્પન્ન એનું નામ રાખેલ છે, બાલ્યાવસ્થાથીજ પૂર્વના સુકૃતોદયથી સખીઓની જેમ **શકુનરૂત** ( પક્ષી વિગેરેની બોલી-ભાષા ) સુધીની કળાઓથી એ અલંકૃત છે. હવે એને અનુકૂલ-લાયક વર ન મળવાથી મને મોટી ચિંતા થઈ પડી છે, અને તેટલા માટે મેં ' આ સાક્ષાત્ ચિંતા છે ' એમ કહ્યું. એ પ્રમાણે સાંભળતાં મેં કહ્યું કે—' હે

શેઠ ! સંતાપ ન કરો. નંદનપુરમાં રત્નાકર શ્રેષ્ઠીનો પુત્ર અજિતસેન વિશિષ્ઠ રૂપાદિ ગુણયુક્ત છે. તે તમારી પુત્રીને માટે યોગ્ય વર છે. ' ત્યારે જિનદત્તે કહ્યુ—' હે ભદ્ર ! મહા ચિંતારૂપ સાગરમાં મગ્ન થયેલ એવા મારો, અનુકળ વરના ઉપદેશરૂપ નાવથી તેં નિસ્તાર કર્યો. ' એમ કહી અજિતસેનને શીલવતી આપવા માટે તેણે મારી સાથે પોતાના **જિનશેખર** પુત્રને મોકલેલ છે, તે અહીં આવીને બેઠો છે. હવે તમને યોગ્ય લાગે, તેમ કરો. "

એમ સાંભળીને સતોષ પામતા રત્નાકર શ્રેષ્ઠીએ ' એ તો તમે બહુ સારૂં કર્યું ' એમ કહી તેણે જિનશેખરને બોલાવ્યો એટલે તેણે પણ ગૌરવપૂર્વક પોતાની બ્હેન શીલવતી અજિતસેનને આપી. પછી અજિતસેન તેની સાથેજ કૃતાંગલામાં આવીને શીલવતીને પરણ્યો અને તેને લઇને તે પોતાના નગરમાં પાછો આવ્યો. ત્યાં નિશ્ચિત થઇને વિલાસ કરવા લાગ્યો.

હવે એક વખતે મધ્યરાત્રે ઘટ લઇને શીલવતી ઘરથી બહાર નીકળી, અને કેટલીકવાર પછી તે પાછી આવી. ત્યારે રત્નાકર શેઠે તેને જોઇને ચિંતવ્યું કે—' એ જરૂર કુશીલા છે. ' પછી પ્રભાતે તેણે પોતાની પત્ની સમક્ષ પુત્રને કહ્યું કે— તારી સ્ત્રી કુશીલા છે. કારણ કે–આજ મધ્યરાત્રે ઘરથી બહાર નીકળીને તે ક્યાંક ગઇ હતી. માટે એને ઘરે રાખવી યોગ્ય નથી. કારણ કે—

" घण–रस–वसओ उम्मग्ग–गामिणी भग्ग–गुण–दुमा कलुसा ।
महिला दो वि कुलाइं कूलाइं नइव्व पाडेइ " ॥

**અર્થ**—અત્યંત રસ ( વિષય અથવા જળ ) ના વશથી ઉન્માર્ગે ચાલનાર, ગુણરૂપ વૃક્ષોને ભાંગનાર તથા કલુષિત થયેલ એવી મહિલા નદીની જેમ પોતાના બંને કુળરૂપ કાંઠાને પતિત કરે છે

માટે એને પીયર મૂકી આવીએ ' ત્યારે અજિતસેને કહ્યુ—' હે તાત ! તમને યોગ્ય લાગે તેમ કરો ' એટલે શ્રેષ્ઠીએ શીલવતીને કહ્યુ—" હે ભદ્રે ! તારા પિતાએ સંદેશો મોકલાવ્યો છે કે—' શીલવતીને સત્વર મોકલી આપજો. ' માટે ચાલ, હું પોતે તને મૂકી આવું. " ત્યારે તે પણ સમજી ગઈ કે—' રાત્રે હું ઘરની બહાર નીકળી હતી, તેથી મારા કુશીલની શંકા લાવનાર સસરો મને એમ આજ્ઞા કરે છે. માટે એ પણ જોઉં કે હવે શું થાય છે. ? ' એમ વિચારી **શીલવતી** રથારૂઢ થઇને શ્રેષ્ઠીની સાથે ચાલી. આગળ ચાલતાં નદી આવી. એટલે શ્રેષ્ઠીએ વહુને કહ્યું—' ઉપાનહ ઉતારીને નદી ઉતરજો. ' પણ પગથી મોજડી ન કહાડતાં તે નદી ઉતરી. ત્યારે શેઠે વિચાર કર્યો કે—' એ અવિનીત છે. ' પછી આગળ જતાં વરસાદની શરૂઆતમા વાવેલ અને તેથી અત્યંત ફલિત થયેલ એવું એક મગનું ખેતર જોવામાં આવ્યું. જેથી શ્રેષ્ઠી બોલ્યો— ' અહો ! આ મગનુ ક્ષેત્ર બહુ

ફળ્યું છે. તેથી ક્ષેત્ર-ધણીને ઘણો લાભ થશે.' શીલવતીએ કહ્યું—'જો ક્ષેત્ર-ધણીએ એનું ભક્ષણ ન કર્યું હશે, તો તેને મહાન્ લાભ મળશે.' એમ સાંભળતાં શેઠે ચિંતવ્યું કે—'અક્ષત જોયા છતાં એ ક્ષેત્રને ભક્ષણ કરેલ કહે છે. માટે એ અસંબદ્ધ બોલનારી છે.' આગળ ચાલતાં તે એક, સમૃદ્ધ અને સુખી લોકોથી ભરેલા નગરમાં આવ્યા. ત્યાં શેઠ બોલ્યો—'અહો ! આ નગરની રમણીયતા !' શીલવતીએ કહ્યું—'જો એ ઉજડ ન હશે, તો રમણીય છે.' એમ સાંભળતાં શ્રેષ્ઠીએ વિચાર્યું કે—'એ ઉદ્ધતાઈથી બકવાદ કરનારી છે.' પછી આગળ ચાલતાં, અનેક પ્રહારના ક્ષતયુક્ત તથા હાથમાં હથીયાર લઇને આવતો એક કુલપુત્રક, શ્રેષ્ઠીના જોવામાં આવ્યો. તેને જોતાં શેઠ બોલ્યો—'અહો ! આ શૂરવીર પુરૂષ લાગે છે.' ત્યારે શીલવતીએ કહ્યું—'એ ક્યાંક કુટાયેલો છે.' શેઠે ચિંતવ્યું કે—'શું શૂરવીરને શસ્ત્રોના ઘા ન લાગે ? પરંતુ એ વહુજ અયુક્ત બોલનારી છે.' આગળ જતાં શેઠ, વટવક્ષ નીચે વિસામો લેવા બેઠો અને શીલવતી તો વડની છાયા મૂકીને દૂર બેઠી. ત્યારે શેઠે કહ્યું—'છાયામાં બેસો.' છતાં તે છાયામાં ન બેઠી. એટલે શ્રેષ્ઠીએ વિચાર કર્યો કે—'એ સર્વથા વિપરીતજ છે.' આગળ જતાં એક ગામ આવ્યું. ત્યાં વહુએ શેઠને કહ્યું કે—'અહીં મારા મામાનું ઘર છે, માટે હું તપાસ કરૂં, તેટલીવાર તમે અહીં બેસો.' એમ કહીને તે ગામમાં ગઈ. ત્યાં તેના મામાએ તેને અણધારી આવેલ જોઇને પૂછયું કે—'હે વત્સે ! ક્યાં જાય છે ?' તે બોલી—'સસરાની સાથે પીયર જાઉં છું.' મામાએ કહ્યું—'તારો સસરો ક્યાં છે ?' તે બોલી—'બહાર બેઠો છે.' પછી મામાએ જઇને આદર પૂર્વક શેઠને બોલાવ્યો. તે પ્રથમથીજ ગુસ્સામાં હોવાથી જવાને ઇચ્છતો ન હતો, છતાં બહુ આજીજી કરીને શેઠને તે પોતાના ઘરે તેડી આવ્યો, ત્યાં ભોજન કરીને તે બહાર આવ્યો અને મધ્યાન્હ સમય હોવાથી તે રથની અંદર વિસામો લેવા બેઠો. ત્યારે શીલવતી પણ રથની છાયામાં બેઠી.

એવામાં કરીર ( કેરડા ) ના થડપર બેઠેલ કાગડો વારંવાર બોલવા લાગ્યો. ત્યારે શીલવતીએ કહ્યું કે—'હે કાક ! કરકર કરતાં કેમ છાનો રહેતો નથી ? કારણ કે—

" एक्के दुन्नय जे कया तेहिं नीहरिय घरस्स ।
बीजा दुन्नय जइ करउं तो न मिलउं पियरस्स " ॥

અર્થ—એક દુર્ન્યાય કરતાં તો મારે ઘરની બહાર નીકળવું પડયું અને હવે જો બીજો દુર્ન્યાય કરૂં, તો પીયર સુધી પણ ન પહોંચી શકું."

આ બધું રત્નાકર શેઠે સાંભળી લીધું. તેથી તેણે શીલવતીને કહ્યું કે—'હે વત્સે ! એમ કેમ બોલે છે ?' તે બોલી—'કંઈ નહિ.' શેઠે કહ્યું—'કેમ કંઇ

નહિ ? કાગડાને ઉદ્દેશીને જે તું દુર્ન્યાય જેવું બોલી, તેમાં કંઇક મતલબ તો છેજ.' ત્યારે શીલવતી બોલી કે—" જો એમ હોય, તો હે તાત ! સાંભળો—

" सोरब्भ—गुणेणं छेय-घरिसणाईणि चंदणं लहइ ।
राग—गुणेणं पावइ खंडण—कढणाइं मंजिट्ठा " ॥

અર્થ—સુગંધના ગુણને લઇને ચંદન છેદ તથા ઘર્ષણાદિક પામે છે અને રાગ-રંગના ગુણને લીધે મજીઠ તે ખંડણ પામે છે તથા અગ્નિપર ઉકળે છે.

હે તાત ! એમ મને પણ ગુણ તે શત્રુરૂપ થયો. કારણ કે સકલ કળામાં શિરોમણિભૂત એવા શકુન અને વિહંગાદિકના બોલ હું સમજી શકું છું. તેથી ગયા દિવસની રાત્રે શિયાલણીએ શબ્દ કરતાં જણાવ્યું કે—' નદીના પૂરમાં તણાઇ જતા મુડદાને બહાર કહાડીને કોઇ આભરણ પોતે લઇ લે અને મને તે ભક્ષ્ય આપે. ' એમ સાંભળતાં ઘટ લઇને હું બહાર નીકળી અને તે ઘટ છાતીપર બાંધીને નદીમાં પેઠી. ત્યાંથી મુડદું બહાર કહાડી તેનાપરથી અલંકારો મેં લીધા અને શબ તે શિયાલણીને આપ્યું. ત્યાંથી ઘરે આવતાં તે આભરણો ઘડામાં નાખીને મેં જમીનમાં દાટયાં.એમ એક દુર્ન્યાયના પ્રભાવથી હું આવી સ્થિતિએ પહોંચી હવે આ વાયસ ( કાગડો ) બોલતાં જણાવે છે કે—' આ કરીરના થડ નીચે દશ લાખ સોના મ્હોરોનું નિધાન છે. તે લઇને મને કરંબક ( દહિંભાત ) આપ. "

એ પ્રમાણે સાંભળતાં શેઠ તરત ઉઠયો અને કહેવા લાગ્યો કે—' હે વત્સે ! એ શું બધું સાચું છે ? ' શીલવતી બોલી—' શું તમારી સમક્ષ મારે અસત્ય બોલવાનું હોય ? અથવા તો હાથમાં રહેલ કંકણ માટે દર્પણની શી જરૂર છે ? તમે પોતે જાતેજ જોઇ લ્યો. ' પછી શ્રેષ્ઠી ત્યાંજ રહ્યો અને રાત્રે તે નિધાન તેણે લઇ લીધું. આ બધી હકીકતથી ' અહો ! આ તો સાક્ષાત્ લક્ષ્મી છે. ' એમ કહેતાં બહુ માનપૂર્વક તેને રથમાં બેસારીને શેઠ ત્યાંથીજ પાછો વળ્યો અને વટવૃક્ષ પાસે આવ્યો. ત્યાં તેણે વહુને પૂછયું કે—' કેમ તમે આ વટવૃક્ષની છાયામાં ન બેઠાં ? ' ત્યારે તે બોલી કે—' વૃક્ષના મૂળ આગળ સર્પાદિકના ડસવાનો ભય રહે છે. વળી, લાંબો વખત ત્યાં બેસતાં ચોરાદિકનો ભય લાગે. તેમજ નીચે બેસતાં કાક, બગલા વિગેરેની વિષ્ઠા પડવાની ધાસ્તી રહે, પરંતુ દૂર બેસતાં એમાંનું કશું ન થાય. ' એટલે પેલા શુરવીરને ઉદ્દેશીને પુનઃ શ્રેષ્ઠીએ પૂછયું કે—' તમે તે શુરવીરને ' કુટાયો છે ' એમ જણાવ્યું તેનો પરમાર્થ શો ? ' શીલવતી બોલી—' કુટાય ઘાયલ થાય તે શુર નહિ, પણ જે પ્રથમ પ્રહાર ન કરે, તે શૂર ગણાય. ' એવામાં તે નગર આવેલ જોઇને શ્રેષ્ઠી બોલ્યો—'આ નગરને તમે ઉજડ શા હેતુથી જણાવ્યું ?' તે બોલી—' જ્યાં સ્વાગત કે સત્કાર કરનાર સ્વજન નથી, તે સ્થાન વસ્તીવાળું

છતાં ઉજડ સમાનજ છે.' ત્યારે ક્ષેત્ર જોઇને શેઠ બોલ્યા કે-' તમે આ ક્ષેત્રને ભક્ષિત કેમ કહ્યું ? ' શીલવતએ કહ્યું-' વેપારી પાસેથી દેવું કરીને ક્ષેત્ર ધણીએ વ્યાજે ધન લઈ એનું ભક્ષણ કર્યું હોય, તો તે ભક્ષણ કરેલ કહેવાય. ' એવામાં નદી જોઇને શેઠ બોલ્યો કે-' નદી ઉતરતાં તમે પગથી ઉપાનહ કેમ ન કહાડયા ?' તે બોલી-' જળમાં કીટ કંટકાદિક દેખાતાં નથી, તેથી ઉઘાડે પગે ચાલતાં વખતસર હરકત થવા સંભવ છે. ' પછી ઘરે આવતાં શીલવતીએ શ્રેષ્ઠીને જમીનમાં દાટેલ આભરણો બતાવ્યાં. આથી અત્યંત સંતુષ્ઠ થયેલ રત્નાકર શ્રેષ્ઠીએ તે બધો વૃત્તાંત પોતાની પત્ની તથા પુત્રને જણાવીને શીલવતીને ગૃહ-સ્વામિની બનાવી. વખત જતાં જીવિતના ચંચલપણાથી રત્નાકર શેઠ મરણ પામ્યો અને તેનો વિરહ થતાં છાયાની જેમ તેની પત્ની લક્ષ્મી પણ મરણ પામી. અહીં અજિતસેન પણ જિનધર્મમાં તત્પર રહીને કાળ વ્યતીત કરવા લાગ્યો.

એકદા અરિમર્દન રાજા, પાંચસેં નવ્વાણુ મંત્રીઓમાં એક મુખ્ય મંત્રી બનાવવા માટે તેની શોધ કરતાં તે પ્રત્યેક નાગર જનને પૂછતો કે—' હે નાગરિકો ! મને જે પગથી પ્રહાર કરે, તેને શો દંડ કરવો ? ' એટલે પરમાર્થને ન જાણતા તે કહેવા લાગ્યા કે—' દેવ ! બીજું તો શું ? પણ તેનો શારીરિક નિગ્રહ કરવો. ' પછી રાજાએ અજિતસેનને પૂછયું, ત્યારે તેણે કહ્યું કે—' હે દેવ ! હું વિચારીને જવાબ આપીશ.' હવે ઘરે આવ્યા પછી તેણે શીલવતીને તે વાત પૂછી. એટલે ચાર પ્રકારની બુદ્ધિમાં પ્રવીણ એવી શીલવતીએ વિચાર કરીને જવાબ આપ્યો કે—' તેનો મહાન્ સત્કાર કરવો. ' ત્યારે તેણે પુનઃ પૂછયું—' એ શી રીતે ?' તે બોલી—' વલ્લભા ( વ્હાલી પત્ની ) વિના હું રાજાને પગથી પ્રહાર કરૂં ' એવો વિચાર કરવાનો પણ અન્યનો અધિકાર નથી, તો પ્રહારની શી વાત કરવી ?' પછી અજિતસેન રાજસભામાં આવ્યો અને પૂર્વોક્ત વૃત્તાંત તેણે રાજાને કહી સંભળાવ્યો. જે સાંભળતાં રાજાએ સંતોષ પામીને તેને સર્વ મંત્રીઓમાં મુખ્ય મંત્રી બનાવ્યો.

એક વખતે કોઇ સિંહરથ નામે સીમાડાની નજીકનો રાજા તે અરિમર્દન સામે વિગ્રહ કરવાને ઉઠ્યો. એટલે ચાલતા મદગજના મદરૂપ જળવૃષ્ટિથી મહીતલને સિંચન કરતો, ચપળ અશ્વોના ખુરથી ઉછળતી રજરૂપ મેઘપડલથી ગગનાંગણને પૂરતો, ચાલતા રથોની ધવલ ધ્વજ-પતાકારૂપ બગલાઓની શ્રેણિથી શોભાયમાન તથા વાજિંત્રોના ગંભીર નાદરૂપ ગર્જારવથી બ્રહ્માંડના ઉદરને જર્જરિત બનાવતો એવો અરિમર્દન રાજા નૂતન વર્ષાઋતુની જેમ તેના પ્રત્યે ચાલી નીકળ્યો. તે વખતે શીલવતીએ અજિતસેનને ચિંતાતુર જોયો. એટલે ચિંતાનું કારણ પૂછતાં, તેણે કહ્યું કે—' મારે રાજાની સાથે જવાનું . તને લઈને જતાં પાછળ મારૂં ઘર શૂન્ય રહે. વળી જો કે તું અખંડિત શીલયુક્ત છે, છતાં તને ઘરે એકલી મૂકીને

જતાં મારા મનને શાંતિ વળતી નથી. તેથી મને ચિંતા થઇ પડી છે.' એમ સાંભળતાં **શીલવતી** બોલી કે—"હે પ્રાણનાથ! કદાચ અગ્નિ તે શીતલ થાય, સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે, મેરૂશિખર કદિ કંપાયમાન થાય, પૃથ્વીપીઠ કદાચ ઉછળીને ઉપર જાય, પવન કદિ સ્થિર થાય અને સમુદ્ર કદાચ પોતાની મર્યાદા મૂકી દે, તથાપિ ઇંદ્ર પણ મારા શીલને ખંડિત કરવાને સમર્થ નથી. તો પણ હે નાથ! તમારા મનની નિવૃત્તિ માટે આ પુષ્પમાળા લ્યો. મારા શીલના પ્રભાવથી એ સદા અમ્લાનજ રહેશે. કદાચ એ મ્લાન થાય (કરમાય) તો શીલ–ખંડન થયું સમજજો." એમ કહેતાં તેણે પોતાના હાથે પતિના કંઠમાં પુષ્પમાળા નાખી. આથી **અજિતસેન** મંત્રી **શીલવતિ**ને ઘરે મૂકી નિવૃત્ત મનથી **અરિમર્દન** રાજા સાથે ચાલ્યો. નિરંતર પ્રયાણો કરતાં રાજા એવા પ્રદેશમાં આવી ચડ્યો કે જ્યાં જાઈ, શતપત્રાદિક પુષ્પો ન મળે. એવામાં અજિતસેનના કંઠમાં અમ્લાન પુષ્પમાળા જોઇને રાજાએ તેને પૂછ્યું કે—'આ અમ્લાન પુષ્પમાળા તારી પાસે ક્યાંથી? આ તો મને મોટું આશ્ચર્ય લાગે છે. મેં મારા પુરૂષો મોકલીને સર્વત્ર શોધાવ્યું, તથાપિ ક્યાંઇ પુષ્પો ન મળ્યાં.' ત્યારે મંત્રીએ કહ્યું કે—'પ્રયાણના દિવસે મારી પ્રિયતમાએ આ માળા મારા ગળામાં નાખી છે. તેણીના **શીલ**ના પ્રભાવથી એ મ્લાન થતી નથી.'

એ પ્રમાણે સાંભળતાં રાજા અંતરમાં બહુજ આશ્ચર્ય પામ્યો. પછી **અજિતસેન** ગયો, ત્યારે તેણે પોતાના મશ્કરા મંત્રીઓને એ વિચારનો સાર પૂછ્યો કે—'અજિતસેન મંત્રીએ જે કહ્યું, તે શું અત્યારે સંભવે છે?' એટલે **કામાંકુર** બોલ્યો—'સ્ત્રીઓનું એવું શીલ ક્યાંથી?' એવામાં **લલિતાંગે** કહ્યું—'હે દેવ! કામાંકુર કહે છે, તે સાચું છે.' ત્યારે **રતિકેલિ** બોલ્યો—'શું આ બાબતમાં આપને સંદેહ છે?' એવામાં **અશોકે** કહ્યું—'હે દેવ! મને મોકલો, કે જેથી **શીલવતી**ને શીલભ્રષ્ટ કરીને આપનો સંદેહ દૂર કરૂં.' એટલે રાજાએ તેને ઘણું ધન આપીને મોકલ્યો. રાજાના આદેશથી મલકાતો **અશોક** નંદનપુરમાં આવ્યો અને **શીલવતી**ના મકાનની નજીકમાં એક મોટું ઘર લઇને રહ્યો. તે પ્રતિદિન ગવાક્ષમાં બેસીને કિન્નરના ગીત સમાન પંચમ ઉદ્ગારથી આલાપીને સંગીત ગાવા લાગ્યો. વળી ઉજ્વળ વેશ ધારણ કરીને સાનુરાગ દૃષ્ટિથી તે **શીલવતી**ને જોવા લાગ્યો, તેમજ નિરંતર દાન અને ભોગમાં પોતે પોતાને ઉત્કૃષ્ટ બતાવવા લાગ્યો. આ પ્રકારે જ્યારે તે અનેક ચેષ્ટાઓ કરવા લાગ્યો, ત્યારે **શીલવતી**એ વિચાર કર્યો કે—'અહો! આ તો મને ખરેખર શીલથી સ્ખલિત કરવાના પ્રયત્ન કરે છે. પરંતુ મણિધરની ફણાથી રત્ન લેવું, અગ્નિ જ્વાળાનો કોળીયો કરવો અને કેસરિસિંહના કેસરા ગ્રહણ કરવા સમાન એ કામ અત્યંત દુષ્કર છે, તે આ મૂઢ જાણતો નથી. ઠીક છે, હવે કૌતુક તો જોઉં કે શું થાય છે?' એમ ચિંતવીને **શીલવતી** તે અશોકની સામે

જોવા લાગી. ત્યારે 'અહો ! મારૂં સમીહિત હવે સિદ્ધ થયું'. એમ માનતા અશોકે પોતાની એક દાસીને મોકલી. તેણે આવીને શીલવતીને સમજાવતાં કહ્યું કે—'ભદ્રે ! પુષ્પની જેમ યૌવન અલ્પકાળ માત્ર મનોહર છે. માટે વિષય-સુખના સેવનથી એને સફળ કરવું યોગ્ય છે. તારો ભર્ત્તાર અત્યારે રાજાની સાથે ગયો છે અને આ સુભગ તારી પ્રાર્થના કરે છે.' એમ સાંભળતાં શીલવતીએ વિચાર કર્યો કે—'એ બિચારો કામ અને કર્મથી હણાયો છે, જેથી આવા પાપમાં પ્રવૃત્ત થાય છે.' એવામાં દાસી બોલી—'હે પ્રસન્નાક્ષી ! મહેરબાની કરી મન્મથરૂપ અગ્નિની જ્વાળાઓથી સંતપ્ત થયેલ એ સુભગના શરીરને તું તારા સમાગમરૂપ જળસિંચનથી શાંત કર.' ત્યારે શીલવતી બોલી—'એ તારૂં કહેવું યોગ્ય છે, પરંતુ સાધુ જનોને દ્રવ્ય પ્રસંગની જેમ કુલીન કાંતાઓને પર પુરૂષનો સંગ કરવો તે અયોગ્ય છે. વળી તે પણ કદાચ બની શકે, પણ જો મુખ માગ્યું ધન મળી શકે, તો થાય. કારણ કે સ્નેહના લોભથી લોકો ઉચ્છિષ્ટ ભોજન પણ કરે છે.' તે દાસી બોલી—'હે ભદ્રે ! તું કેટલું ધન માગે છે ?' તે બોલી—'અર્ધ લક્ષ અત્યારે એ આપે અને અર્ધ લક્ષ લઇને પોતે પાંચમા દિવસની રાતે આવે, કે જેથી તે સુભગને અપૂર્વ રતિ-સુખથી સંતોષ પમાડું.' એટલે તે દાસીએ એ વાત અશોકને સંભળાવી. જેથી તેણે અ. લક્ષ ધન આપ્યું.

હવે અહીં શીલવતીએ પોતાના ઘરમાંના ગુઢ ઓરડામાં ગુપ્ત માણસો પાસે એક ખાડો ખોદાવ્યો. તેના પર સારા વસ્ત્રથી આચ્છાદિત અને ન વણેલ એવો એક ખાટલો મૂકાવ્યો. પછી પાંચમા દિવસની રાતે અર્ધ લક્ષ આપીને અશોક આવ્યો અને ખાટલાપર બેઠો. એવામાં ધડક દઇને નીચે ખાડામાં પડ્યો. છતાં શીલવતી દયા લાવીને તેને દરરોજ દોરી બાંધીને સરાવલાથી ભોજન આપતી હતી.

એવામાં એક માસ વ્યતીત થતાં રાજા અરિમર્દને નર્મ મંત્રીઓને કહ્યું—'અશોક કેમ પાછો ન આવ્યો ?' તે બોલ્યા—'હે દેવ ! કંઈ કારણ જાણવામાં ન આવ્યું.' ત્યારે રતિકેલિએ કહ્યું—'સ્વામિન્ ! મને આદેશ આપો કે જેથી હું સત્વર એ કામ સાધી આવું,' આથી બહુ ધન આપીને રાજાએ તેને વિસર્જન કર્યો. તે નંદનપુરમાં આવ્યો અને પ્રથમની જેમ લક્ષ દ્રવ્ય આપીને એ પણ તેજ પ્રમાણે ખાટલા પર બેઠો અને ખાડામાં પડ્યો. એ પ્રમાણે લલિતાંગ અને કામાંકુર પણ લક્ષ દ્રવ્ય આપીને ખાડામાં પડ્યા. અશોકના ક્રમથી એ બધા ત્યાં સશોક રહેવા લાગ્યા.

અહીં અરિમર્દન રાજા પણ સિંહરથને વશ કરીને તે પોતાના નગરમાં આવ્યો. એવામાં કામાંકુર વિગેરેએ શીલવતીને કહ્યું કે—"જે મૂઢ મનુષ્યો પોતાની અને પરની શકિત જાણ્યા વિના કામ કરવા જતાં જે ફળ મેળવે છે, હે શ્રેષ્ઠ શીલ-

વતી ! તે ફળ અમોએ મેળવ્યું. આથી તારૂં માહાત્મ્ય અમારા જાણવા અને જોવામાં આવી ગયું અને અમોને શિક્ષા પણ મળી ચુકી. માટે હે સતી ! મહેરબાની કરીને નરક સમાન વિષમ આ ખાડામાંથી એકવાર અમને બહાર કહાડ.” શીલવતી બોલી—‘જ્યારે મારા કહ્યા પ્રમાણે તમે કરશો, ત્યારે હું એ પ્રમાણે તમને મુક્ત કરીશ.’ તેમણે કહ્યું—‘જે કરવાનું હોય, તે ફરમાવ.’ તે બોલી—“જ્યારે હું કહું કે—‘અમુક વસ્તુ તૈયાર થઈ જાય’ ત્યારે તમારે બોલવું કે—‘એ પ્રમાણે થાઓ.” તેમણે આ બધું કબુલ કર્યું.

હવે શીલવતીએ પોતાના પતિને કહ્યું કે—‘ રાજાને ભોજન માટે નિમંત્રણ કરો. ’ એટલે તેણે તે પ્રમાણે કર્યું. પછી રાજાને તેણે પોતાના ઘરે બોલાવ્યો અને તેનો આદર સત્કાર કર્યો. હવે શીલવતીએ અહીં બધી ભોજનાદિકની સામગ્રી ગુપ્ત રીતે તૈયાર કરાવી રાખી હતી. ત્યાં આવતાં રાજાએ વિચાર કર્યો કે—‘મંત્રીએ મને નિમંત્રણ કર્યું છે અને અહીં ભોજનની તૈયારી તો કંઇ દેખાતી નથી. તેથી આ શું સમજવું ?’ એવામાં શીલવતીએ પુષ્પાદિકથી ખાડાની પૂજા કરીને કહ્યું કે—‘ હે યક્ષો ! રસવતી બધી તૈયાર થઈ જાય. ’ તે બોલ્યા—‘ એમ થાઓ. ’ એટલે ભોજનાદિક તૈયાર થયેલ આવ્યું અને રાજાએ ભોજન કર્યું. પછી પુનઃ શીલવતીએ કહ્યું—‘ હે યક્ષો ! તંબોલ, પુષ્પાદિક બધું તૈયાર થઇ જાય. ’ ત્યારે તે બોલ્યા—‘ એમજ થાઓ. ’ એટલે પૂર્વે તૈયાર કરી રાખેલ તાંબૂલ, પુષ્પો, વિલેપન, વસ્ત્રો અને આભરણાદિક ચાર લાખ દ્રવ્ય—ઇત્યાદિક બધું હાજર થયું. એ બધું તેણે રાજાને ભેટણું આપ્યું. આ બધી હકીકત સાક્ષાત્ નજરે જોતા રાજાએ વિચાર કર્યો કે—‘ અહો ! આતો અપૂર્વ સિદ્ધિ છે કે ખાડા પાસે ઉભા રહી બોલતાં તરત બધું તૈયાર થાય છે. ’ એમ આશ્ચર્ય પામતાં રાજાએ શીલવતીને પૂછયું કે—‘ હે ભદ્રે ! આ આશ્ચર્ય શું છે ? ’ તે બોલી—‘ હે દેવ ! ચાર યક્ષો મને સિદ્ધ છે, તે બધું તૈયાર આપે છે. ’ ત્યારે રાજા બોલ્યો—‘ હે ભદ્રે ! એ યક્ષો મને સોંપ ! ’ તેણે કહ્યું—‘ હે દેવ ! ભલે સ્વીકારો.’ આથી રાજા અત્યંત સંતુષ્ટ થઇને પોતાના આવાસમાં આવ્યો. અહીં શીલવતીએ તે ચારેને ચંદનથી લિપ્ત કરી અને પુષ્પોથી પૂજીને તેમને અલગ અલગ ચાર કોથળામાં નાખ્યા. પછી સંધ્યા વખતે તેમને ગાડામાં નાખીને વાજિત્રોના નાદ સાથે રાજભવને લઇ જવામાં આવ્યા. હવે પ્રભાત થતાં ‘ આજે ભોજનાદિક યક્ષો આપશે ’ એમ ધારીને રાજાએ રસોયાઓને રસોઇ કરતાં અટકાવ્યા. ત્યાં ભોજન-સમય થતાં રાજાએ પોતે કુસુમાદિકથી પૂજીને તે ચારે કોથળા પાસે ઉભા રહીને કહ્યું કે—‘ રસવતી તૈયાર થઇ જાય. ’ ત્યારે તે કોથળામાં રહેલા ચારે બોલ્યા કે—‘ એમજ થાઓ. ’ છતાં કંઈ પ્રાપ્ત ન થયું. એટલે વિલક્ષ મુખથી રાજાએ તે કોથળા ચારે ઉઘડાવ્યા. તો તેમાં ચાર જનો જોવામાં આવ્યા કે જેમના માંસ અને રક્ત ક્ષુધાથી શુષ્ક

બની નષ્ટ થઈ ગયાં હતાં, તેથી હાડકાં સ્પષ્ટ દેખાતાં હતાં, તેમજ નસો પ્રગટ જણાતી હતી, જેમનાં ઉદર ગિરિગુફાની જેમ ઉંડા ઉતરી ગયેલ હતાં, ગાલ ક્ષીણ અને લોચન મ્લાન થઇ ગયાં હતાં, ખરાબ અને શીતળ પવનથી જેમના શરીરની કાંતિ નિસ્તેજ બની હતી તેમજ જે મનમાં વિષાદ પામવાથી પ્રતાપહીન થઈ ગયેલા લાગતા હતા. તેમને આવી સ્થિતિમાં જોતાં રાજાએ કહ્યું કે—' અહો ! આ તો યક્ષો નથી, પણ રાક્ષસો છે. ' એવામાં તેમણે રાજાને કહ્યું કે—' હે દેવ ! અમે યક્ષો કે રાક્ષસો નથી, પણ કામાંકુર વિગેરે તારા મિત્રો છીએ. ' એમ કહીને તે રાજાના પગે પડયા. એટલે રાજાએ પણ તેમને બરાબર ઓળખીને વિસ્મય પામતાં કહ્યું કે—' હે ભદ્રો ! તમારી આવી અવસ્થા કેમ થઈ ? ' ત્યારે તેમણે બધો યથાસ્થિત વૃત્તાંત રાજાને કહી સંભળાવ્યો. આથી રાજાએ **શીલવતીને** બોલાવી તેની પ્રશંસા કરતાં કહ્યું કે—' અહો ! તારી બુદ્ધિની કુશળતા, અહો ! તારો શીલ પાળવા માટેનો પ્રયત્ન, અહો તારી ઉભયલોક સંબંધી ભયાવલોકનની પ્રધાનતા. ' એમ તેણે શીલવતીની ઘણી શ્લાઘા કરી. પછી પુનઃ રાજાએ પોતાનો અપરાધ ખમાવતાં કહ્યું કે—' અમ્લાન પુષ્પમાળા જોવાથી તારા શીલનું માહાત્મ્ય પ્રગટ જોયા છતાં શ્રદ્ધા ન લાવતાં મેં એમને મોકલ્યા હતા. માટે હે સતી ! તારે કોપ ન કરવો. ' એમ કહીને રાજાએ તેને ખમાવી. એટલે **શીલવતીએ** પણ ધર્મ સંભળાવીને રાજાને પ્રતિબોધ પમાડ્યો તથા રાજાના બધા મશ્કરા મંત્રીઓને પરદારાથી નિવૃત્ત કર્યા. પછી રાજાથી સત્કાર પામેલ **શીલવતી** પોતાના ઘરે આવી.

એકદા લઘુ હસ્તીઓથી પરવરેલ ગંધહસ્તીની જેમ મુનિઓથી પરવરેલા, ચતુર્જ્ઞાની **ધર્મઘોષ** નામે આચાર્ય ત્યાં પધાર્યા. એટલે શીલવતી સાથે અજિતસેન મંત્રી તેમને વંદન કરવા ગયો. ત્યાં ગુરૂને વંદન કરીને તે યથોચિત સ્થાને બેઠો. એવામાં ગુરૂ મહારાજ **શીલવતીને** ઉદ્દેશીને બોલ્યા કે—' હે ભદ્રે ! તું ધન્ય છે. પૂર્વભવના અભ્યાસને લીધેજ અત્યારે શીળ પાળવામાં તું સાવધાન છે. ' મંત્રીએ પૂછયું—' હે ભગવન્ ! તે શી રીતે ? ' ગુરૂ મહારાજ બોલ્યા—

" **કુસુમપુર** નામે નગરમાં **સુલસ** નામે શ્રાવક કે જે સત્ક્રિયામાં તત્પર અને પાપ-પ્રવૃત્તિમાં આળસુ હતો. **સુયશા** નામે તેની ભાર્યા હતી અને તેમના ઘરે ભદ્ર પ્રકૃતિનો **દુર્ગત** નામે એક નોકર હતો, તેની **દુર્ગિલા** નામે સ્ત્રી હતી. કોઈવાર સુયશાની સાથે દુર્ગિલા, સાધ્વીઓ પાસે ગઈ. ત્યાં સુયશાએ પ્રશસ્ત વસ્ત્ર, કુસુમાદિકથી પુસ્તકની સવિસ્તર પૂજા કરી તેમજ તેણે **ચંદના** પ્રવર્ત્તિનીને વંદના કરી અને ઉપવાસનું પ્રત્યાખ્યાન લીધું. ત્યારે દુર્ગિલાએ પ્રણામ કરીને પ્રવર્ત્તિનીને પૂછયું કે—' હે ભગવતી ! આજે એવું શું છે ? ' સાધ્વીજી બોલ્યાં—" હે ભદ્રે ! આજે શ્વેત પંચમી તે જ્ઞાનતીથી છે—એમ જિનમતમાં બતાવેલ છે. એ

તીથીમાં યથાશક્તિ જ્ઞાનપૂજા અને તપ કરવાની જરૂર છે. કહ્યું છે કે—'એ તીથીએ જે ભવ્યાત્માઓ વસ્ત્ર, ગંધ અને પુષ્પાદિકથી જ્ઞાનની પૂજા કરે છે, તેની આગળ નૈવેદ્ય ધરે છે અને દીપક કરે છે, તેમજ યથાશક્તિ તપ કરે છે, તેઓ ભવાંતરમાં વિશુદ્ધ બુદ્ધિના ભાજન થાય છે. વળી સૌભાગ્યાદિક ગુણોથી અલંકૃત થઇને તેઓ સર્વજ્ઞ-પદને પામે છે." એ પ્રમાણે સાંભળતાં દુર્ગિલા બોલી-'આ મારી સ્વામિની સુયશા ધન્ય છે, કે જે પોતાનું સામર્થ્ય તપમાં વાપરે છે અને ધન ધર્માર્થે વાપરે છે. પણ મારા જેવી ભાગ્યહીન તો અધન્ય અને તપ કરવાની શક્તિ રહિત હોવાથી શું કરી શકે?' ત્યારે પ્રવર્તિની બોલ્યાં કે—'દાન અને તપ તો શક્તિ હોય, તોજ થાય, પરંતુ શીલ પાળવું-એ તો સ્વાધીનજ છે. માટે પરપુરૂષની નિવૃત્તિરૂપ શીલને તું યાવજ્જીવ અંગીકાર કર. તેમાં પણ અષ્ટમી અને ચતુર્દશીએ પોતાના પતિનો પણ સંગ ન કરવો. હે ભદ્રે ! એમ કરવાથી તું પણ કલ્યાણને પ્રાપ્ત કરીશ." આથી દુર્ગિલાએ શીલવ્રત ધારણ કરી પોતાનાં આત્માને કૃતાર્થ માનતી ઘરે આવીને તે વાત પોતાના પતિને કહી સંભળાવી. જે સાંભળતાં મનમાં સંતુષ્ટ થઇને દુર્ગતે પણ તેણીનું બહુમાન કરતાં કહ્યું કે—'હે ભદ્રે ! તેં આજ જીવિતનું ફળ મેળવ્યું. અને હવે પછી હું પણ પરદારાનો પરિહાર કરીશ, તેમજ એ પર્વ તીથીઓમાં સ્વદારાથી પણ નિવૃત્ત રહીશ.' એમ નિયમ લીધા પછી તેમણે અનુક્રમે સમ્યકત્વ પણ ધારણ કર્યું.

દુર્ગિલા વિશેષ ઉલ્લાસ પામતી શ્રદ્ધાથી પોતે તપ કરીને તે પર્વ દિવસે જ્ઞાનનું પૂજન કરવા લાગી. પ્રાંતે તે બંને મરણ પામીને સૌધર્મ દેવલોકમાં ઉત્તમ દેવપણું પામ્યા. ત્યાંથી ચવીને દુર્ગતનો જીવ તે હે મંત્રિન્ ! તું અજિતસેન થયો છે અને દુર્ગિલા તે આ તારી શીલવતી ભાર્યા થઇ છે. જ્ઞાનના આરાધનથી એ વિશિષ્ટ મતિનું ભાજન બની છે."

એ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળવાથી જાતિસ્મરણજ્ઞાન પામતાં તે બંને બોલ્યા કે—'મુનીંદ્ર ! જે તમે કહ્યું તે સત્ય છે. ત્યારે ગુરૂ મહારાજ પુનઃ બોલ્યા કે—'જ્યારે દેશ થકી શીલ વ્રત પાળતાં તમે આવું ઉત્તમ ફળ પામ્યા, તો હવે સર્વ થકી તે વ્રત પાળવામાં પ્રયત્ન કરો:તે સર્વસંગના ત્યાગરૂપ દીક્ષા ગ્રહણ કરવાથી થઇ શકે.' એટલે તે બોલ્યા—'હે ભગવન્ ! કૃપા કરીને હવે અમને તે દીક્ષા આપો.' આથી ગુરૂ મહારાજે તેમને દીક્ષા આપી. પછી તે વધારે સંવેગ પામતાં યાવજ્જીવ સર્વ થકી અકલંક શીળ પાળી પ્રાંતે સમાધિપૂર્વક મરણ પામીને બ્રહ્મદેવલોકમાં દેવતા થયા. ત્યાં દિવ્ય સુખ ભોગવી અને અનુક્રમે ત્યાંથી ચવી, ઉત્તમકુળમાં અવતરી, સંયમ આરાધીને તે બંને નિર્વાણ-પદને પામ્યા."

ઇતિ-શીલવ્રતપર શીલવતીની કથા.

# પ્રકરણ ૮ મું.

## શીલના રક્ષણ કરવા ઉપર મૃગાવતીની કથા.

અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે કે—"હે રાજેંદ્ર મૃગાવતીની જેમ બુદ્ધિથી એ મહા અમૂલ્ય શીલરૂપ રત્નનું રક્ષણ કરવું જોઇએ. કારણ કે શીલહીન મનુષ્ય પ્રદ્યોતની જેમ અપકીર્ત્તિને પામે છે. તે કથા આ પ્રમાણે છે—

### મૃગાવતીની કથા.



લક્ષ્મીનું જાણે સંકેત–સ્થાન હોય એવું **સાકેત** નામે નગર છે કે જ્યાં કમલાક્ષીઓના સ્તન–મંડળમાંજ કેવળ કર–પીડન છે. અર્થાત્ રાજાના કરથી પ્રજાને પીડા ન હતી. ત્યાં **સુરપ્રિય** નામે યક્ષ હતો. તેને ઉદ્દેશીને દર વરસે મહોત્સવ કરવામાં આવતો અને તે, પોતાને ચિતરનાર એક ચિત્રકારનો નાશ કરતો હતો. જો તેને ચિતરવામાં ન આવે, તો તે ક્રોધાયમાન થઇને નગરમાં મરકીનો ઉપદ્રવ પેદા કરતો. આથી ભય પામીને ચિત્રકારો બધા ભાગી જવા લાગ્યા. તે જાણવામાં આવતાં રાજાએ ચિત્રકારોને સાંકળથી બાંધી મૂક્યા. પછી પત્રોપર તેમનાં નામ લખીને તેણે એક ઘટમાં નાખ્યાં. એટલે પ્રતિવર્ષે જેનું નામ નીકળે, તે ચિત્રકાર, યક્ષને ચિતરતો હતો. એમ કરતાં કેટલોક કાળ વ્યતીત થયો.

હવે **કૌશાંબી**માં રહેનાર કોઇ ચિત્રકારનો પુત્ર ચિત્રકળા શીખવાને માટે સાકેતપુરમાં આવ્યો. તે ચિત્રકારની કોઇ એક વૃદ્ધ ડોસીના ઘરે રહ્યો. ત્યાં વૃદ્ધાના પુત્રની સાથે તેની મિત્રાઇ થઈ. તે વરસે ઘટમાંથી એ વૃદ્ધાના પુત્રનું નામ નીકળ્યું. તેથી તે રોવા લાગી. ત્યારે કૌશાંબીના ચિત્રકારે તેને પૂછ્યું કે—'હે વૃદ્ધા! તું શામાટે રોવે છે?' એટલે તેણીએ યક્ષનો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો, જેમાં પોતાના પુત્રનો વારો આવ્યો છે, એમ તેણે પોતાના રૂદનનું કારણ દર્શાવ્યું.' આથી તે અતિથિ બોલ્યો કે—'હે વૃદ્ધા! તું રૂદન ન કર. તારા પુત્રને બદલે આજે હુંજ એ યક્ષને ચિતરીશ.' વૃદ્ધા બોલી—'હે વત્સ! મારા પુત્રની જેમ તું પણ શું પુત્રતુલ્ય નથી?' તેણે કહ્યું—'ભલે એમ છે; તો પણ હું યક્ષને ચિતરીશ અને મારો ભાઇ ભલે સુખે અહીં રહે.' એમ કહીને પ્રથમ છટ્ઠનો

તપ કરી, સ્નાનથી પાવન થઇ, ચંદનથી વિલેપન કરી, અંગપર પવિત્ર વસ્ત્ર ધારણ કરી, આઠ પડનો મુખકોશ બાંધીને નવ વર્ણના નવા કુચાવતી તે યક્ષને ચિતરવા લાગ્યો. પછી તેણે અંજલિ જોડી નમસ્કાર કરીને યક્ષને કહ્યું કે—'હે નિગ્રહ અને અનુગ્રહ કરવામાં સમર્થ ! હે **સુરપ્રિય** ભગવન્ ! જો મેં કંઇ પણ અપરાધ કર્યો હોય, તો તે ક્ષમા કરો.' આવી તેની ભક્તિથી સંતુષ્ટ થઇને યક્ષે કહ્યું કે—'હે ભદ્ર ! વર માગ.' તે બોલ્યો—'હે યક્ષ ! જો તું મારાપર પ્રસન્ન થયો હોય, તો હવે પછી તારે કોઇ ચિત્રકારનો વિનાશ ન કરવો.' યક્ષે કહ્યું—'એ તો તારો નાશ ન કર્યો, તેથી સિદ્ધજ થયું; માટે બીજો વર માગ.' ત્યારે તે બોલ્યો—'જો એમ હોય, તો દ્વિપદ કે ચતુષ્પદ, શરીરે વસ્ત્રાદિકથી આચ્છાદિત છતાં જેનો એક ભાગ હું જોઉં, તેના અનુસારે તેનું યથાસ્થિત બધું સ્વરૂપ આળેખવાની શક્તિ મને પ્રાપ્ત થાય.' એટલે યક્ષે કહ્યું—'ભલે, એમ થાઓ.' આથી લોકોએ તેનો ભારે આદર સત્કાર કર્યો. કારણકે પરોપકારી પુરૂષનું પૂજન થાય, તેમાં આશ્ચર્ય શું છે ?

પછી તે ચિત્રકાર કૌશાંબી નગરીમાં આવ્યો. ત્યાં કોઇવાર સામંત મંત્રીઓથી પરવરેલ, પોતાની ઋદ્ધિથી ગર્વિષ્ઠ બનેલ અને સભામાં બેઠેલ એવા **શતાનીક** રાજાએ પોતાના દૂતને કહ્યું કે—'હે દૂત ! જે બીજા રાજાઓને છે એવું મારે શું નથી ?' ત્યારે દૂત બોલ્યો—'હે રાજન્ ! તમારે એક **ચિત્રસભા** નથી.' આથી તેણે ચિત્રકારોને આજ્ઞા કરી કે—'તમે સભા ચિતરો.' એટલે સભાના વિભાગ પાડીને તે ચિતરવા લાગ્યા. તેમાં પેલા ચિત્રકારને અંતઃપુરની પાસેનો ભાગ ચિતરવા માટે મળ્યો. એકવાર ચિત્રકામ કરતાં માણિક્ય–ભૂષણોથી વિભૂષિત થયેલ એવી **મૃગાવતી** રાણીના પગનો અંગુઠો જાળીઆમાંથી ચિત્રમાં પ્રતિબિંબિત થયેલ, તેના જોવામાં આવ્યો. એટલે અનુમાનથી તેણે તેને મૃગાવતી સમજીને યક્ષના પ્રભાવથી તેણીનું યથાસ્થિત રૂપ આળેખી કહાડયું. પછી જ્યારે તેણીના લોચનને તે વધારે તેજદાર ચિતરવા લાગ્યો એવામાં મસીનો એક બિંદુ તેણીના સાથળના મૂળમાં પડયો, જે તેણે લુંછી નાખ્યો. ત્યારે ફરીવાર બિંદુ પડયો, તે પણ તેને લુંછયો એટલે ત્રીજીવાર પણ તેજ ઠેકાણે બિંદુ પડયો. તે જોઇને ચિત્રકાર વિચારવા લાગ્યો કે—'એ રાણીના આ સ્થાનમાં અવશ્ય લાંછન હોવું જોઇએ માટે ભલે એ બિંદુ અહીંજ રહ્યો.'

હવે ચિત્રસભા તૈયાર થતાં રાજા તે જોવાને આવ્યો, ત્યાં ક્રમવાર જોતાં રાજાએ મૃગાવતીનું રૂપ જોયું. તેમાં સાથળ પર મસી–બિંદુને જોતાં તે ગુસ્સે થઇને ચિંતવવા લાગ્યો કે—'એ પાપીએ અવશ્ય મારી રાણીનો સંગ કર્યો છે, નહિ તો વસ્ત્રથી આચ્છાદિત થયેલ દેવીના મસાને શી રીતે જાણી શકે ?'

એમ ધારીને રાજાએ તેનો નિગ્રહ કરવાને તે કોટવાલને સોંપ્યો. એવામાં અન્ય ચિત્રકારોએ રાજાને વિનંતિ કરી કે—' હે દેવ ! એક ભાગ જોવામાં આવતાં એ યક્ષના પ્રસાદથી સમસ્ત ચિત્ર આળેખી શકે છે. ' ત્યારે તેની પરીક્ષા કરવાને રાજાએ તેને એક કુબ્જાનું મુખ બતાવ્યું. એટલે તેણે બધું યથાસ્થિત રૂપ આળેખી કહાડયું. તેમછતાં રાજાએ ક્રોધના વશથી તેના જમણા હાથનો અંગુઠો કપાવી નાખ્યો. કારણકે પ્રચંડ પ્રકૃતિવાળાનો કોપ નિષ્ફળ ન જાય. આથી પેલા ચિત્રકારે પણ ઉપવાસ કરીને પુનઃ તે યક્ષને આરાધ્યો, જેથી તેણે સંતુષ્ટ થઇને કહ્યું કે—' ડાબા હાથથી પણ તું તેવાજ પ્રકારનું ચિત્ર બનાવી શકીશ. ' એમ વરદાન પામી રોષ લાવીને તે ચિત્તમાં ચિંતવવા લાગ્યો કે—' નિરપરાધી છતાં મને રાજાએ આવી અવસ્થાએ પહોંચાડ્યો, માટે કોઈ પણ ઉપાયથી એનું હું અનિષ્ટ કરીશ. કારણકે જે વિક્રમથી અસાધ્ય હોય, તેવા કામને પણ મતિમાન્ પુરૂષો પાર ઉતારે છે. ' પછી રતિના રૂપને જીતનાર એવું મૃગાવતી રાણીનું ચિત્ર, એક પાટીયા પર આળેખીને તેણે ઉજ્જયિનીના સ્વામી **પ્રદ્યોત** રાજાને બતાવ્યું. તેને જોતાં કામદેવના બાણથી હણાયેલ પ્રદ્યોત રાજા કહેવા લાગ્યો કે—" હે ચિત્રકાર ! વિધાતાનું નહિ પણ ખરેખર ! આ તારૂં વિજ્ઞાન લાગે છે. કારણ કે આવું સ્વરૂપ મેં પૂર્વે કોઇવાર જગતમાં જોયું પણ નથી અને દેવલોકમાં હોય—એમ મારા સાંભળવામાં પણ આવ્યું નથી. તો પ્રતિબિંબ વિના આ રૂપ તેં શી રીતે આળેખ્યું ? વળી આવી રૂપવતી રમણી ક્યાં વિદ્યમાન હોય, તે જણાવી દે, કે જેથી હું સત્વર તેને કબ્જે કરૂં. કારણ કે મણિને કનકની જેમ મારા સિવાય એને બીજો કોઈ પુરૂષ ઉચિતજ નથી. "

એ પ્રમાણે સાંભળતાં ચિત્રકાર મનમાં સંતુષ્ટ થઇને કહેવા લાગ્યો કે—' હે રાજન્ ! શતાનીક રાજાની એ ચંદ્રવદની મૃગાવતી નામે રાણી છે. અહો ! નિપુણ તો ખરેખર વિધાતા છે કે જેણે પૂર્વે પ્રતિબિંબ જોયા વિના એને બનાવી; પરંતુ હું નિપુણ નથી. કારણકે જોઇને પણ હું એને બરાબર આળેખી શકયો નથી. ત્યારે પ્રદ્યોત બોલ્યો—' સંગ્રામમાં શતાનીકને જીતીને હું એને અવશ્ય તાબે કરીશ. પરંતુ આ રાજનીતિ છે, તેથી સામ પૂર્વક મૃગાવતીને માગવા માટે શતાનીકને પ્રથમ દૂત મોકલું. કારણકે જે ગોળથી મરે, તેને કયો બુદ્ધિમાન્ વિષ આપે ? ' પછી પ્રદ્યોતે શતાનીકને સમજાવવા માટે **વજ્રજંઘ** નામે દૂત મોકલ્યો. તે જઇને શતાનીકને કહેવા લાગ્યો કે—" હે શતાનીક ! પ્રદ્યોત મહારાજા તને આજ્ઞા કરે છે કે—" દૈવયોગે મૃગાવતીને તું પામ્યો, પણ એ સ્ત્રીરત્ન તો મારેજ યોગ્ય છે. તુચ્છ પ્રકૃતિવાળા એવા તને એ યોગ્ય નથી, માટે જો જીવિતની ઇચ્છા કરતો હોય, તો સત્વર એ મને સોંપી દે. " ત્યારે શતાનીક બોલ્યો—' હે દુરાત્મન્ દૂત ! તારો સ્વામી તો મૂઢ છે કે પર રમણીની અભિલાષા કરતાં જે ઉભય લોક

સંબંધી ભયને પણ જોતો નથી. કદાચ તે તો રાગાંધ બની ગયો છે, પરંતુ તું પણ આ અનુચિતને શું જાણતો નથી ? તું દૂત હોવાથી અવધ્ય છે, માટે મારા દૃષ્ટિપથથી દૂર ચાલ્યો જા.' એમ શતાનીકે દૂતને નિર્ભ્રંછીને કહાડી મૂકયો. એટલે તેણે ઉજ્જયિનીમાં આવીને એ બધું પ્રદ્યોત રાજાને કહી સંભળાવ્યું. જે સાંભળતાં કોપાયમાન થયેલ પ્રદ્યોત, મર્યાદા રહિત સમુદ્રની જેમ ચતુરંગ સૈન્ય સહિત તે કૌશાંબી ભણી ચાલ્યો. એટલે તેને આવતો સાંભળી ગરૂડને ભુજંગની જેમ હૃદયમાં ક્ષોભ પામતો શતાનીક તીવ્ર અતિસાર વ્યાધિના વશથી મરણ પામ્યો. ત્યારે તેના વિરહથી વ્યાકુળ થયેલ મૃગાવતી વિચારવા લાગી કે— "અહો ! હું અધન્ય અને ભાગ્યહીન જનોમાં શિરોમણિ છું કે ચરણમાં આવીને નમન કરતા રાજાઓથી માન પામેલ તથા ગુણોના એક નિધાન રૂપ એવા આર્યપુત્ર ( પતિ ) ના મરણમાં નિમિત્ત રૂપ થઇ. હા ! મારો સ્વામી મરણ પામ્યો, તેથી હવે હું શીલને કેમ સાચવી શકીશ ? આ **ઉદયન** નામનો મારો પુત્ર પણ હજી બાળક હોવાથી અલ્પ બળવાન્ છે, તેથી કોઈ બળવાનનો આશ્રય લેવો સારો, પણ સ્ત્રીલંપટ એ પ્રદ્યોતનું શરણ લેવું યોગ્ય નથી. વળી એના શરણે જતાં મને કલંક લાગશે, માટે હવે કંઇક પ્રપંચ રચું અને અનુકૂલ વચનથી અહીં રહેતાંજ હું તેને લાલચ બતાવું, કારણકે અશુભને માટે કાલક્ષેપ કરવો યોગ્ય છે, માટે વખતનો વિલંબ થાય તેમ કરૂં."

એ પ્રમાણે ધારી મૃગાવતીએ એક દૂતને શિખામણ આપીને મોકલ્યો. તેણે જઇ સૈન્યમાં રહેલા પ્રદ્યોતને કહ્યું—"શતાનીક રાજા મરણ પામ્યો, એટલે હવે મને તો તમારૂં જ શરણ છે, પરંતુ મારો પુત્ર હજી બળરહિત બાળક છે, તેથી જો અત્યારે એને મૂકી દઉં, તો પાસેના રાજાઓ એને પરાભવ પમાડે." એમ સાંભળતાં પ્રદ્યોત હર્ષિત થઇને બોલ્યો—'હું રક્ષણ કરનાર છતાં, મૃગાવતીના પુત્રનો કોણ પરાભવ કરે તેમ છે ?' ત્યારે દૂતે કહ્યું છે કે–એ વાત તો સાચી, પણ તમે દૂર રહ્યા અને સીમાડાના રાજાઓ નજીક રહ્યા. તેથી "ઔષધિ હિમાલય પર્વતપર રહી અને સર્પ તો ઓશીકા પાસે બેઠો છે." એવી વાત થઇ. માટે હે નરનાથ ! જો તમે મારી સાથે નિર્વિઘ્ન સંયોગ રાખવા માગતા હો, તો ઉજ્જયિનીની ઇંટોથી કૌશાંબીનો કિલ્લો તૈયાર કરાવી આપો.' એટલે પ્રદ્યોતે બંને નગરીના મધ્યમાં રહેલા ચૌદ રાજાઓને પોતપોતાના પરિવાર સહિત ઉભા રાખ્યા. અને તેમના પુરૂષો મારફતે ઉજ્જયિનીથી ઇંટો મગાવીને તેણે કૌશાંબીનો મજબૂત કિલ્લો તૈયાર કરાવી આપ્યો. ત્યારે મૃગાવતીએ પુનઃ દૂત મોકલીને પ્રદ્યોતને કહેવરાવ્યું કે—'ધન, ધાન્ય અને ઘાસ વિગેરેથી આ સમસ્ત નગરીને ભરી આપો.' તેથી પ્રસન્ન થઇને પ્રદ્યોતે તે પ્રમાણે તરતજ બધું કરી આપ્યું. કારણકે આશાથી પરવશ થયેલા પુરૂષોને દુષ્કર કંઇજ નથી. એમ ઉત્તમ બુદ્ધિમતી મૃગાવતી પો-

સ્વરૂપ જોઈ રહી છે, તેવામાં તેમનો સ્વામી આવ્યો. એટલે તેમને અલંકૃત જોઇ રોષાયમાન થતાં તેણે એક સ્ત્રીને એવો માર માર્યો કે જેથી તે હાથીના પગ તળે ચગદાયેલ કમલિનીની જેમ તરત મરણ પામી. આથી બીજી રમણીઓએ વિચાર કર્યો કે-'એ આપણને પણ માર મારશે. માટે એને મારીએ, એને સુરક્ષિત રાખવામાં કંઇ લાભ નથી.' એમ ધારી ચક્ર સમાન એક ન્યૂન પાંચસેં (૪૯૯) દર્પણોથી તેમણે પતિને એવો કુટયો, કે જેથી તે તરત મરણ પામ્યો. એમ કરતાં પાછળથી તેમને પશ્ચાત્તાપ થયો કે—' આપણે આતો અયોગ્ય કર્યું. કારણ કે–પતિ–મારિકા ( પતિને મારનાર તરીકેની અપકીર્ત્તિ આપણને મળશે. ' આથી તે બધી એક ન્યૂન પાંચસેં (૪૯૯) ગૃહદ્વાર બંધ કરી ભવનને આગ લગાડીને તેમાં બળી મુઇ. પશ્ચાતાપ અને અકામનિર્જરાને લીધે તે બધી મનુષ્યપણે ( પુરૂષપણે ) ઉત્પન્ન થઇ અને દૈવયોગે તે એકત્ર મળી કોઈ દુર્ગમાં રહેતાં ચોરી કરીને પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યા. વળી પૂર્વે જે સ્ત્રી મરણ પામી હતી, તે તિર્યંચમાં એક ભવ ભમીને બ્રાહ્મણના કુળમાં પુત્ર પણે ઉત્પન્ન થઇ, અને તે પાંચ વરસનો થયો. તેમજ સુવર્ણકાર પણ એક ભવ તિર્યંચમાં ભમીને તેજ બ્રાહ્મણના વંશમાં તેનીજ ભગિનીરૂપે પુત્રી પણે ઉત્પન્ન થયો. એવામાં માતપિતાએ પુત્રને તે બાલિકાની સંભાળ રાખવા માટે નિમ્યો. પરંતુ તે દુષ્ટપણાથી નિરંતર રોતીજ હતી. જેથી કોઇવાર પેટપર હાથ ફેરવતાં તે પુત્રે તેણીના ગુહ્ય સ્થાનનો સ્પર્શ કર્યો, આથી તે રોતાં છાની રહી ગઇ, એમ તેને રોતી બંધ રાખવાનો ઉપાય જાણીને તે બાળક તેજ પ્રમાણે કરવા લાગ્યો. તેમ કરતાં તેને કોઇવાર માતપિતાએ જોયો. તેથી તેને માર મારીને ઘરથી બહાર કહાડી મૂક્યો. તે ભમતો ભમતો એક ન્યૂન પાંચસેં (૪૯૯) ચોરોને મળ્યો. પાછળથી તેની ભગિની પણ યૌવન પામ્યા પહેલાં ભાગી છુટીને ભમતા ભમતાં એક ગામમાં ગઇ. એક વખતે તે ચોરોએ એ ગામમાં લુંટ ચલાવી, ત્યારે તે બાળાને પોતાની પલ્લીમાં લઇ જઇને ભાર્યા બનાવી. એકદા ચોરોએ વિચાર કર્યો કે—'આ બિચારી એકલી છે અને આપણે પાંચસો છીએ. માટે જો બીજી સ્ત્રી હોય, તો એ વિસામો પામે. ' એમ ધારીને તેઓ બીજી સ્ત્રી લઇ આવ્યા. આથી પ્રથમની ભાર્યા તેણીનાં છિદ્ર શોધવા લાગી.

હવે એક દિવસે ચોરો બધા ચોરી કરવા ગયા. તે વખતે અવસર જોઇને પૂર્વ ભાર્યા તે નવીન સ્ત્રીને કપટથી કૂવાના કાંઠે લઈ જઇને કહેવા લાગી—' હે ભદ્ર ! જો તો કુવામાં કંઇક છે. ' એટલે તે સરળ હોવાથી જોવા લાગી. એવામાં પ્રથમ ભાર્યાએ તેને કૂપમાં નાખી દીધી. પછી ચોરોએ આવીને તેને પૂછયું કે— તે સ્ત્રી ક્યાં છે ? ' તે બોલી—' મને શી ખબર ? તમે કેમ પોતાની સ્ત્રીનું રક્ષણ કરતા નથી ? ' આથી તેમના જાણવામાં આવ્યું કે—' એણે તેને મારી નાખી લાગે છે. ' એટલે તે બ્રાહ્મણ ચોરના મનમાં આવ્યું કે—' શું આ તેજ દુષ્ટ મારી

ભગિની છે ? હે ગૌતમ મને !' સર્વજ્ઞ સાંભળીને મનમાં લજ્જા પામતાં એણે મને પૃછ્યું કે—' જે મારી ભગિની તેજ શું આ પોતે છે? ' ત્યારે મે કહ્યું— ' હા, તેજ એ પોતે છે. "

એ પ્રમાણે જાણવામાં આવતાં તે વિપ્ર-તસ્કરે વિચાર કર્યો કે—' રાગ દ્વેષથી મૂઢ બનેલા જીવો સંસારમાં અનેક સંકટો પામે છે. ' એમ સમજી સંવેગ પામતાં તે પુરૂષે દીક્ષા લઇ લીધી. પછી તેણે પલ્લીમાં આવી એક ન્યૂન પાંચસેં તસ્કરોને જિનધર્મ પ્રતિબોધીને તેમને દીક્ષા અપાવી.

એવામાં ભગવંતને વંદન કરી મૃગાવતીએ પૃછ્યું કે—' હે સ્વામિન્! પ્રદ્યોતને પૂછીને હું સંયમ સ્વીકારીશ. ' એમ કહીને તેણે પ્રદ્યોતને કહ્યું કે—' જો તમે મને આજ્ઞા આપતા હો, તો ભગવંત પાસે હું દીક્ષા અંગીકાર કરૂં ! એટલે દેવ, દાનવો અને પુરૂષોથી લજ્જા પામતો પ્રદ્યોત મૃગાવતીને અટકાવી ન શક્યો, આથી તેને અનુજ્ઞા આપી. ત્યારે મૃગાવતીએ પોતાના ઉદયન કુમારને પ્રદ્યોતના ઉત્સંગમાં મૂકીને તેણે ભગવંત પાસે દીક્ષા અંગીકાર કરી, તે વખતે સંસારથી ભય પામતાં, પ્રદ્યોતની અંગારવતી પ્રમુખ આઠ રાણીઓએ પણ મૃગાવતી સાથે સંયમ સ્વીકાર્યો. એમ શીલના પ્રભાવથી મૃગાવતી કેવળજ્ઞાન પામીને મોક્ષપદને પામી અને શીલહીન પ્રદ્યોત અપયશ પામીને દુર્ગતિએ ગયો. "

ઇતિ-શીલવ્રત ઉપર મૃગાવતીની કથા.



# પ્રકરણ ૯ મું.

## સંકટ પામવા છતાં અકલંક શીયળ સાચવનાર સતી તારાની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે કે )

"હે રાજેંદ્ર! સંકટ દશા પામ્યા છતાં જેઓ અકલંક શીળ સાચવે છે, તેઓ તારાની જેમ ઉભય ભવમાં સુખના ભાજન થાય છે. તે દષ્ટાંત આ પ્રમાણે છે—

### તારાની કથા.





**यलामरहिया** એટલે સમસ્ત સંકટરહિત અથવા સમસ્ત દેવતાઓને હિતકારી એવી અમરાવતી જેવી વારાણસી નામે નગરી છે, જેમાં વસતા લોકો **अवज्जकरा** કોઇ નથી.–એ આશ્ચર્ય છે. એટલે કરરહિત નહિ પણ અવદ્ય-પાપ કરનારા નથી. ત્યાં અત્યંત મોટો ધનવાન્ પુરંદર નામે શેઠ હતો. સુરાંગના સમાન સૌંદર્ય-

વતી એવી સુંદરી નામે તેની સ્ત્રી હતી. ચંદ્રમાની જેમ સમસ્ત લોકોને આનંદ પમાડનાર એવો ચંદ્ર નામે તેમનો પુત્ર હતો અને રચ્છુક વણિકની તારા નામની પુત્રી તે ચંદ્રની ગૃહિણી હતી. એ તારાના રૂપ આગળ કામપ્રિયા રતિ તે એક દાસી જેવી લાગતી હતી. તેણે કોઇવાર ગુરૂ પાસે પર પુરૂષની નિવૃત્તિરૂપ વ્રત અંગીકાર કર્યું. રોહિણીને બુધની જેમ લોકોના લોચનાનંદને વિકાસ પમાડનાર એવો શંખચૂડ નામે એ ચંદ્રની પ્રિયા તારાનો પુત્ર હતો.

એક દિવસે શિરપર તૃણ મૂકીને પોતાના પિતાના હાથે વેચાતી એક કન્યા ચહુટામાં ચંદ્રના જોવામાં આવી. ત્યારે ચંદ્રે મિત્રોને પૂછયું કે—' અત્યંત મનોહર આ કન્યા કોણ છે ? ' તે બોલ્યા—' એક દરિદ્ર બ્રાહ્મણ આ પોતાની પુત્રીને વેચે છે. ' એમ કહીને મિત્રોએ પુનઃ જણાવ્યું કે—' હે ભદ્ર ! એને લઇને તું તારી ગૃહિણી બનાવ, કારણ કે એ અત્યંત રૂપવતી છે. ' ચંદ્રે કહ્યું—' મારે તો રચ્છુકની પુત્રી ગૃહિણી છે અને તે સુરૂપવતી છે. તો હું એ બ્રાહ્મણીની શા માટે ઇચ્છા કરૂં ? પરંતુ આ અયુક્ત છે—એમ ધારી દયા લાવીને એનું મૂલ્ય આપું. ' ત્યારે મિત્રો બોલ્યા—

" पवणुद्धुय-धय-चंचलह विहवह एत्तिउ सारू ।
वसण-महन्नव-निवडियह जं कीरइ उवयारू " ॥

**અર્થ**—પવનથી ઉછળતી ધ્વજા સમાન ચંચલ વિભવનો માત્ર એટલોજ સાર તે કે સંકટરૂપ મહાસાગરમાં પડેલ પ્રાણીનો ઉપકાર કરવો.

પરોપકારમાં ન વપરાતું ધન, ભોગને ન પામેલ અને સુવર્ણ તારૂણ્યયુક્ત હોય છતાં વિધવા સ્ત્રીઓની જેમ કયાં પણ શોભા પામતું નથી. '

પછી ચંદ્રે છે બ્રાહ્મણને પૂછયું કે—' એ કન્યાનું મૂલ્ય શું ? ' તે બોલ્યો—' એક લક્ષ દ્રવ્ય. ' ત્યારે ચંદ્રે કહ્યું—' મુખ માગ્યું એક લાખ ધન લક્ષ લે, પણ હે વિપ્ર ! બીજીવાર એવું કદિ કરીશ નહિ. ' એમ કહીને ચંદ્રે તે બ્રાહ્મણને લાખ સોના મ્હોરો આપી. એવામાં ભટ્ટ બોલ્યો—' અમને બંનેને તારા ઘરે ભોજન આપ. ' ત્યારે ચંદ્રે વિચાર કર્યો કે—' અહો ! એ લજ્જાહીન લાગે છે એક લાખ ધન પામ્યા છતાં ભોજન માગે છે. કારણ કે બહુ લાભ મેળવ્યા છતાં બ્રાહ્મણ ભોજન વિના તૃપ્ત થતો નથી. ' એમ ધારીને ચંદ્રે પોતાના નોકરને કહ્યું કે—' આ બંનેને આપણે ઘરે ભોજન કરાવ. ' એટલે તે પુત્રી સહિત ભટ્ટને ચંદ્રના ઘરે તેડી ગયો. ત્યાં વિશિષ્ટ મણિ કનકના ભૂષણોથી શોભતી કલ્પલતાની જેમ ઘરના એક ભાગમાં બેઠેલ તારા તે દ્વિજના જોવામાં આવી. તેની આગળ ભટ્ટ વેદાક્ષર બોલવા લાગ્યો, એવામાં તે નોકરે પતિનો આદેશ સંભળાવતાં કહ્યું કે—' એને ભોજન આપો. ' આથી સંતુષ્ટ થતી તારાએ તે બંનેને સુવર્ણના થાળમાં ઘૃતયુક્ત

ભગિની છે ? હે ગૌતમ મને !' સર્વજ્ઞ સાંભળીને મનમાં લજ્જા પામતાં એણે મને પૂછયું કે—'જે મારી ભગિની તેજ શું આ પોતે છે?' ત્યારે મેં કહ્યું— 'હા, તેજ એ પોતે છે."

એ પ્રમાણે જાણવામાં આવતાં તે વિપ્ર-તસ્કરે વિચાર કર્યો કે—'રાગ દ્વેષથી મૂઢ બનેલા જીવો સંસારમાં અનેક સંકટો પામે છે.' એમ સમજી સંવેગ પામતાં તે પુરૂષે દીક્ષા લઇ લીધી. પછી તેણે પલ્લામાં આવી એક ન્યૂન પાંચસેં તસ્કરોને જિનધર્મ પ્રતિબોધીને તેમને દીક્ષા અપાવી.

એવામાં ભગવંતને વંદન કરી મૃગાવતીએ પૂછયું કે—'હે સ્વામિન્! પ્રદ્યોતને પૂછીને હું સંયમ સ્વીકારીશ.' એમ કહીને તેણે પ્રદ્યોતને કહ્યું કે—'જો તમે મને આજ્ઞા આપતા હો, તો ભગવંત પાસે હું દીક્ષા અંગીકાર કરૂં ! એટલે દેવ, દાનવો અને પુરૂષોથી લજ્જા પામતો પ્રદ્યોત મૃગાવતીને અટકાવી ન શકયો, આથી તેને અનુજ્ઞા આપી. ત્યારે મૃગાવતીએ પોતાના ઉદયન કુમારને પ્રદ્યોતના ઉત્સંગમાં મૂકીને તેણે ભગવંત પાસે દીક્ષા અંગીકાર કરી, તે વખતે સંસારથી ભય પામતાં, પ્રદ્યોતની અંગારવતી પ્રમુખ આઠ રાણીઓએ પણ મૃગાવતી સાથે સંયમ સ્વીકાર્યો. એમ શીલના પ્રભાવથી મૃગાવતી કેવળજ્ઞાન પામીને મોક્ષપદને પામી અને શીલહીન પ્રદ્યોત અપયશ પામીને દુર્ગતિએ ગયો."

**ઇતિ-શીલવ્રત ઉપર મૃગાવતીની કથા.**

## પ્રકરણ ૯ મું.

### સંકટ પામવા છતાં અકલંક શીયળ સાચવનાર સતી તારાની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે કે )

"હે રાજેંદ્ર! સંકટ દશા પામ્યા છતાં જેઓ અકલંક શીળ સાચવે છે, તેઓ તારાની જેમ ઉભય ભવમાં સુખના ભાજન થાય છે. તે દષ્ટાંત આ પ્રમાણે છે—

### તારાની કથા.



**सयलामरहिया** એટલે સમસ્ત સંકટરહિત અથવા સમસ્ત દેવતાઓને હિતકારી એવી અમરાવતી જેવી વારાણસી નામે નગરી છે, જેમાં વસતા લોકો **अवज्जकरा** કોઇ નથી.–એ આશ્ચર્ય છે. એટલે કરરહિત નહિ પણ અવદ્ય-પાપ કરનારા નથી. ત્યાં અત્યંત મોટો ધનવાન્ પુરંદર નામે શેઠ હતો. સુરાંગના સમાન સૌંદર્ય-

વતી એવી સુંદરી નામે તેની સ્ત્રી હતી. ચંદ્રમાની જેમ સમસ્ત લોકોને આનંદ પમાડનાર એવો ચંદ્ર નામે તેમનો પુત્ર હતો અને રચ્છુક વણિકની તારા નામની પુત્રી તે ચંદ્રની ગૃહિણી હતી. એ તારાના રૂપ આગળ કામપ્રિયા રતિ તે એક દાસી જેવી લાગતી હતી. તેણે કોઇવાર ગુરૂ પાસે પર પુરૂષની નિવૃત્તિરૂપ વ્રત અંગીકાર કર્યું. રોહિણીને બુધની જેમ લોકોના લોચનાનંદને વિકાસ પમાડનાર એવો **શંખચૂડ** નામે એ ચંદ્રની પ્રિયા તારાનો પુત્ર હતો.

એક દિવસે શિરપર તૃણ મૂકીને પોતાના પિતાના હાથે વેચાતી એક કન્યા ચહુટામાં ચંદ્રના જોવામાં આવી ત્યારે ચંદ્રે મિત્રોને પૂછયું કે—' અત્યંત મનોહર આ કન્યા કોણ છે ? ' તે બોલ્યા—' એક દરિદ્ર બ્રાહ્મણ આ પોતાની પુત્રીને વેચે છે. ' એમ કહીને મિત્રોએ પુનઃ જણાવ્યું કે—' હે ભદ્ર ! એને લઇને તું તારી ગૃહિણી બનાવ, કારણ કે એ અત્યંત રૂપવતી છે. ' ચંદ્રે કહ્યું—' મારે તો રચ્છુકની પુત્રી ગૃહિણી છે અને તે સુરૂપવતી છે. તો હું એ બ્રાહ્મણીની શા માટે ઇચ્છા કરૂં ? પરંતુ આ અયુક્ત છે—એમ ધારી દયા લાવીને એનું મૂલ્ય આપું. ' ત્યારે મિત્રો બોલ્યા—

" पवणुद्धुय–धय–चंचलह विहवह एत्तिउ सारू ।
वसण–महन्नव–निवडियह जं कीरइ उवयारू " ॥

**અર્થ**—પવનથી ઉછળતી ધ્વજા સમાન ચંચલ વિભવનો માત્ર એટલોજ સાર તે કે સંકટરૂપ મહાસાગરમાં પડેલ પ્રાણીનો ઉપકાર કરવો.

પરોપકારમાં ન વપરાતું ધન, ભોગને ન પામેલ અને સુવર્ણ તારૂણ્યયુક્ત હોય છતાં વિધવા સ્ત્રીઓની જેમ ક્યાં પણ શોભા પામતું નથી. '

પછી ચંદ્રે છે બ્રાહ્મણને પૂછયું કે—' એ કન્યાનું મૂલ્ય શું ? ' તે બોલ્યો—' એક લક્ષ દ્રવ્ય. ' ત્યારે ચંદ્રે કહ્યું—' મુખ માગ્યું એક લાખ ધન લઇ લે, પણ હે વિપ્ર ! બીજીવાર એવું કદિ કરીશ નહિ. ' એમ કહીને ચંદ્રે તે બ્રાહ્મણને લાખ સોના મ્હોરો આપી. એવામા ભટ્ટ બોલ્યો—' અમને બંનેને તારા ઘરે ભોજન આપ. ' ત્યારે ચંદ્રે વિચાર કર્યો કે—' અહો ! એ લજ્જાહીન લાગે છે એક લાખ ધન પામ્યા છતાં ભોજન માગે છે. કારણ કે બહુ લાભ મેળવ્યા છતાં બ્રાહ્મણ ભોજન વિના તૃપ્ત થતો નથી. ' એમ ધારીને ચંદ્રે પોતાના નોકરને કહ્યુ કે—' આ બંનેને આપણે ઘરે ભોજન કરાવ.' એટલે તે પુત્રી સહિત ભટ્ટને ચંદ્રના ઘરે તેડી ગયો. ત્યાં વિશિષ્ટ મણિ કનકના ભૂષણોથી શોભતી કલ્પલતાની જેમ ઘરના એક ભાગમાં બેઠેલ તારા તે દ્વિજના જોવામાં આવી. તેની આગળ ભટ્ટ આશીર્વાદ બોલવા લાગ્યો, એવામાં તે નોકરે પતિનો આદેશ સંભળાવતાં કહ્યું કે—' એને ભોજન આપો.' આથી સંતુષ્ટ થતી તારાએ તે બંનેને સુવર્ણના થાળમાં [illegible]

ભાત, દાળ, મોદક, દહીં અને દૂધ વિગેરેનું ભોજન આપ્યું એટલે અત્યંત અતૃપ્ત એવા પિતૃઓની જેમ તેમણે કંઠ સુધી ભોજન કર્યું. પછી તાંબુલ આપતાં તારાએ તેમને કહ્યું કે—' ફરી કોઈવાર તમે આવજો. ' આ તેણીના સુચરિત્રથી મનમાં અચંબો પામી શિર ધુણાવતાં તે બંને પોતાના સ્થાને ગયા.

હવે સૂર્ય અસ્ત થતાં અને ભુવનમાં અંધકાર પ્રસરતાં પુરંદર શ્રેષ્ઠીએ ચંદ્રને વહીવટનો હિસાબ પૂછ્યો. એટલે તેણે વિપ્રને આપેલ લક્ષ સોના મ્હોરોનો વૃત્તાંત, કહી સંભળાવ્યો, જે સાંભળતાં શેઠ કોપાયમાન થઇને ચિંતવવા લાગ્યો કે—"પુરૂષને નવ મહિને ફરીને પણ પુત્ર થાય; પરંતુ લાખ સોના મ્હોરો લાખ વરસે પણ વધી ન શકે. " પછી ચંદ્રની નિર્ભર્છના કરતાં શેઠે કહ્યું—' અરે ! કુપુત્ર ! નગુણા ! કુલખ્ખણા ! લક્ષના દાનમાં દુર્લલિત ! મારૂં ઘર મૂકી ચાલ્યો જા, મારા લક્ષ ધનનું તેં દાન કર્યું, તેથી તું કયો મોટો રાજપુત્ર હતો ? કોડી માત્ર વધારતાં પણ વણિકોને કેટલી મુશ્કેલી પડે છે, તે તું જાણતો નથી. " એ પ્રમાણે શ્રેષ્ઠીનાં નિષ્ઠુર વચનોથી મનમાં દૂભાયેલ ચંદ્ર, બગલાના બકવાદથી સરોવરથી ચાલી નીકળતા હંસની જેમ તે ઘરની બહાર નીકળી ગયો. એટલે શંખચૂડ પુત્રની સાથે તારા પણ તેની પાછળ ચાલી. કારણ કે કુલીન બાલિકાઓને પતિ વિના અન્ય શરણ કોનું હોય ? માર્ગમાં પુત્રને તેડીને ચંદ્ર દેશાંતર ચાલી નીકળ્યો અને પતિની પાછળ પંથે પડેલી તારા પોતાના મનમાં જરા પણ ખેદ સમજતી ન હતી. ત્યારે તારાની કેડ થકી ચંદ્રે જબરાઈથી પુત્રને લઈ લીધો. કારણ કે સજ્જનો સ્નેહના સ્વરૂપને સુખ—દુઃખના વિભાગરૂપ કહે છે. માર્ગમાં ચંદ્ર અગણિત ક્ષુધા તૃષ્ણા પ્રમુખના સંકટને સહન કરતો જવા લાગ્યો. કારણ કે માની પુરૂષો અપમાનનેજ મોટું દુઃખ સમજે છે. ચાલતાં ચાલતાં અનુક્રમે તે તામ્રલિપ્તિ નગરીમાં આવી ચડ્યો. ત્યાં તેની ભદ્ર આકૃતિ જોઇને બકુલ નામે માળી સંતુષ્ટ થઇ તેને પોતાના ઘરે લઈ ગયો. તારા પણ વિચારવા લાગી કે—'જે કાંઇ મનોહર ભોજન હોય તે મારા પતિ અને પુત્રને આપું ! ' એમ ધારીને તે પોતાનું દેહ-દુઃખ પણ ગણતી ન હતી. તે શ્રીમંતોના ઘરે રાંધતી, ખાંડતી, પીસતી, દળતી, જળ ભરતી-ઇત્યાદિ બધાં કામ કરવા લાગી. અહો ! એનું સુગૃહિણીપણું કેવું અદ્ભુત ! નગરના લોકો તેને જોઇને બોલતા કે—" અહો ! વિધાતાની કેવી દુષ્ટ કૃતિ કે જેણે આવી રમણીને પણ આટલી બધી દુર્દશાએ પહોંચાડી. "

એક દિવસે એ તારા કોઇ એક પરિવ્રાજિકાના જોવામાં આવી. તેણે તારાને બોલાવતાં કહ્યું કે—' હે ભદ્રે ! મારૂં વચન સાંભળ. તું કોઇની દાસી—દૂતિ થા. ' ત્યારે તારાએ તેની ઉપેક્ષા કરી. પુનઃ તે બોલી-' હું કંઇ અનુચિત કહેવાની નથી. " એમ કહીને તારાના સાંભળતાં ફરી તે કહેવા લાગી—' હે ભદ્રે ! મને તું ...ાએ છે ? ' તારા બોલી—' ના, હું ઓળખતી નથી. ' ત્યારે પરિવ્રાજિકાએ

ઓળખાણ આપતાં જણાવ્યું કે—'પૂર્વે વારાણસી નગરીમાં તેં તારા ઘરે બ્રાહ્મણપિતાની સાથે જે બાળાને જમાડી હતી તે હું પોતે છું.' એમ સાંભળતાં તારા બોલી—'તારી આવી અવસ્થા કેમ?' તે બોલી—'મેં વ્રત લીધું છે તેથી મારી તો એજ દશા હોય; પણ હે ભદ્રે! બહુ દીલગીર છું કે તું આવી દુર્દશામાં આવી પડી. વળી હે ભદ્રે સાંભળ—ગુરૂએ આપેલ મારી પાસે બે ઔષધિ છે, તેનાથી તિલક કરતાં એક ઔષધિથી સ્ત્રી તે પુરૂષ બની જાય અને બીજીથી પુરૂષ તે સ્ત્રી રૂપ થઇ જાય. તે બંને ઔષધિને તું શીલરક્ષાને માટે ગ્રહણ કર.' એટલે તે તારાએ ગ્રહણ કરી.

હવે ચંદ્રને દરિદ્ર જોઇને માળીએ કહ્યું કે—'હે ભદ્ર! કંઇ વ્યવસાય કેમ કરતો નથી? કારણ કે પંડિત જનો વ્યવસાયને લક્ષ્મીનું મૂલ કારણ બતાવે છે.' ત્યારે ચંદ્ર બોલ્યો—'વિભવહીન માણસોનો વ્યવસાય વૃદ્ધિ પામી શકે નહિ' એટલે માળીએ કહ્યું—'મારા બાગમાં પુષ્પો વેચ!' આથી ચંદ્રે તેમ કર્યું; પરંતુ તેમાં તે તથાપ્રકારનો લાભ મેળવી ન શક્યો. તેથી તારા પોતે ચહુટામાં જઇને પુષ્પો વેચવા લાગી. તેમાં દક્ષપણાથી તે સર્વોત્તમ લાભ મેળવવા લાગી.

એક વખતે તે નગરના રાજા વૈરસિંહે તારાને જોઈ જેથી 'આ દેવાંગના આવી છે શું?' એમ તે આશ્ચર્ય પામ્યો. પછી રયવાડીએ જતાં રાજા દરરોજ તેજ માર્ગે નીકળતો અને વિલાસપૂર્વક તારાને જોતાં તે જરા હસીને તેને બોલાવતો હતો. એક દિવસે તે ઔષધિથી તિલક કરી પુરૂષરૂપ બનીને તારા જેટલામાં પુષ્પો વેચે છે, તેવામાં રાજા ત્યાં આવી ચડ્યો ત્યારે તારાને ન જોવાથી તેણે કહ્યું કે—'હે માળી! આજે તારી ભાર્યા કેમ દેખાતી નથી? તેના શરીરે શું તાવ લાગુ પડ્યો છે?' એટલે તારા હસીને બોલી કે—'હે દેવ! તેને તાવ લાગુ પડ્યો નથી, પરંતુ તને કામજ્વર લાગુ પડ્યો લાગે છે.' પછી બીજે દિવસે રાજાએ તારાને સ્વાભાવિક રૂપમાં જોઇ, તેથી પરિહાસ કરતા રાજાને તારાએ કહ્યું કે—'હે દેવ! એ તલમાં તેલ નથી. તું સારી રીતે ભૂલ્યો છે.' તેમ છતાં રાજાએ રાત્રે પોતાનો નોકર મોકલીને તારાને બોલાવી એટલે તિલકથી તેણે પોતાના પતિને ચંદ્રને સ્ત્રીરૂપ બનાવીને મોકલ્યો. તે રમણીરૂપ ચંદ્રને પેલો પુરૂષ રાજાના વાસ–ગૃહમાં લઇ ગયો. તેને જોતાં ભૂપતિ અંતરમાં વિચારવા લાગ્યો કે—'અહો! એનું રૂપ–સૌંદર્ય! એના સ્તન, વદન, લોચન, કર અને ચરણમાં જે સુંદરતા છે, તેના પ્રમાણમાં જગતમાં અન્ય લલનાઓને લેશમાત્ર પણ નહિ હોય; પછી તેને શય્યાપર બેસારી, પુષ્પ, અંગરાગ અને તાંબુલ આપતાં રાજા પોતાનો દ્રઢ અનુરાગ પ્રગટ બતાવીને કહેવા લાગ્યો કે—'તારા વિરહમાં દુ:ખાનલથી મારૂં શરીર જે સંતપ્ત થયું છે, તે હે સુલોચને! તારા અમૃત સમાન સુગમથી સત્વર શાંત

કર ! એમ કહેતાં રાજા ચંદ્રના ગળે બાઝયો. એવામાં સ્ત્રીરૂપને તજીને તે બોલ્યો કે— 'હે રાજન્ ! આ અયુક્ત શું કરવા માંડયું છે ?' આથી પુરૂષને જોતાં રાજા ચકિત થઈ લજ્જા પામીને ચિંતવવા લાગ્યો કે—'હા ! આ શું ઇંદ્રજાળ છે ? મને લાગે છે કે તે મહાસતીએ પોતાના શીલના પ્રભાવથી પતિને સ્ત્રીરૂપ બનાવીને મોકલ્યો જણાય છે. અહો ! એ ધન્ય છે કે મારા જેવો રાજા પ્રાર્થના કરનાર છતાં જે અનુરક્ત ન થઇ ! એમ ચિંતવીને રાજા કહેવા લાગ્યો– 'હે મિત્ર ! એમાં અયુકત શું છે ? સ્નેહી મિત્રોનો સ્નેહ–સમાગમ કંઇ અવિરૂદ્ધ નથી ! પછી રાત્રિ ત્યાંજ ગાળીને પ્રભાતે ચંદ્ર પોતાના ઘરે આવ્યો અને રાત્રિનો વૃત્તાંત તેણે તારાને કહી સંભળાવ્યો. જે સાંભળતા તારા બોલી કે— 'હે નાથ ! એમ વિલક્ષ થયેલ રાજા કોઈવાર વખતસર કોપાયમાન થશે માટે આપણે સિંહલદ્વીપમાં તમારા મામા પાસે જઈએ !

એવામાં **મદન** નામે સાર્થવાહ સિંહલદ્વીપ તરફ જતો હતો. એટલે સમુદ્ર ઓળંગવાના ઇરાદાથી **ચંદ્ર**, **શંખચૂડ** અને **તારા** સહિત, તે સાર્થવાહના વ્હાણમાં બેઠો. ત્યાં તારાના મુખરૂપ ચંદ્રમાને જોવાથી **મદનનો** મનસમુદ્ર તે અનેક કુવિકલ્પરૂપ કલ્લોલથી ઉછળવા લાગ્યો. તે જાણવામાં આવતાં **તારા** અને **ચંદ્ર** બન્ને પોતાના રૂપનું પરિવર્ત્તન કરીને બેસી રહ્યા. હવે મદનમસ્ત મદને રાત્રે તારાને પુરૂષ સમજીને સમુદ્રમાં નાખી દીધી અને **ચંદ્રને** સ્ત્રી જાણીને તે આલિંગન કરવા તત્પર થયો. એટલે **ચંદ્રે** પુરૂષરૂપ પ્રગટ કર્યું. જેથી **મદન** વિલક્ષ થઇ ગયો એવામાં 'અકાર્ય કરનારાઓને કુશળતા ક્યાંથી હોય ?' એમ જાણે પ્રગટ બતાવવા, મહિલાના હૃદયમાં રહેલ ગુહ્ય વાતની જેમ વ્હાણ તરત ભાંગી પડયું. ત્યારે સ્વામી મરણ પામતાં સેવકની જેમ વ્હાણ ભાંગતાં લોકો સમુદ્રમાં પડયા અને બધા જુદા પડીને કોઇ બુડી મૂઆ અને કોઇ કયાં કિનારે પહોંચ્યા.

હવે **તારા** સમુદ્રમાં પડતાં તેના શીલના પ્રભાવથી સંતુષ્ઠ થયેલ કોઇ દેવતાએ તેને વિના સંકટે કિનારે પહોંચાડી. ત્યાં સાગર તીરે ભમતાં તે એક ભીલના જોવામાં આવી એટલે તેણે તેને પલ્લિમાં લઇ જઇને પોતાના પલ્લિનાથને સોંપી. **તારાના** રૂપમાં મોહિત થયેલ પલ્લિપતિએ તેને ભોગની પ્રાર્થના કરી, પણ તારાએ તેનો અનાદર કર્યો. પછી પલ્લિપતિએ વિચાર કર્યો કે–' એ નહિ માનશે તો બલાત્કારથી એને ભોગવીશ !' એમ ધારીને તે સુઇ ગયો એવામાં કુળદેવતાએ સ્વપ્નમાં તેને શિખામણ આપી કે–'હે મૂઢ ! એ મહાસતીને તું સતાવીશ નહિ. હે મૂર્ખ શું તેં એટલું પણ સાંભળ્યું નથી કે–સિંહના કેશરા; સતીનો સાથળ, સુભટના શરણે આવેલ અને આશીવિષ સર્પના શિરપરનો મણિ–એ શું કોઇથી પામી શકાય ?' આથી તે પલ્લિપતિએ શાંત થઈને પોતાના પુરૂષોને કહ્યું કે એને લઈને **મંગલપુરમાં** વેચી આવો એટલે તેઓ તારાને લઇને **મં**ગલપુરમાં ગયા.

ત્યાં **સુમતિ** નામના શ્રેષ્ઠીએ તારાને વેચાતી જોઇને દયા આવવાથી તે પુરૂષોને મુખ માગ્યું દ્રવ્ય આપી, તારાને લઇને પોતાના ઘરે આવી પોતાની ભદ્રા નામની ભાર્યાને કહ્યું કે—'હે સુતનુ! આને તારે પુત્રી સમાન સમજવી.' એમ સાંભળતાં ભદ્રા વિચારવા લાગી કે—'શેઠ મુખથી તો એને પુત્રી કહી બતાવે છે, પરંતુ મને લાગે છે કે એના રૂપમાં મોહ પામીને છેવટે વખતસર એ ધૂર્ત્ત એને પોતાની ગૃહિણી બનાવશે.' એમ ધારીને ભદ્રા તારાને બહુજ અનાદરથી જોવા લાગી; તેમ છતાં પતિ અને પુત્રના સમાગમની આશા રાખીને તારા તે બધું સહન કરવા લાગી.

એક દિવસે તારા પાણી ભરવા ગઈ. ત્યાં માર્ગમાં ભમતા પોતાનાં પુત્ર શંખચૂડને જોઇને અત્યંત પ્રમોદ પામતી તે કહેવા લાગી કે—'હે વત્સ! પુણ્યને લીધે ઘણા લાંબા વખતે મેં જીવતાં તને જોયો.' એમ બોલતી અને સંતપ્ત થતી તારા પુત્રને આલિંગન દેવા ગઇ, એવામાં તે બોલ્યો કે—'હે માત! મને અડકીશ નહિ. કારણકે દૈવયોગે નાવ ભાંગતાં પાટીયાના આધારે હું સમુદ્ર તીરે નીકળ્યો. ત્યાં કોઇ પુરૂષે મને લઇ આવીને આ નગરમાં ચંડાળના ઘરે વેચ્યો. તે હું અત્યારે ધનશ્રેષ્ઠીના ઢોર ચારૂં છું' એટલે તારાએ પોતાનો વૃત્તાંત કહીને તેને જણાવ્યું કે—'હે વત્સ! તું અહીં મને દરરોજ મળ્યા કરજે.'

હવે એ નગરમાં રાજ શિરોમણિ મણિરથ નામે રાજા હતો. તેને કોઇએ કહ્યું કે—'હે રાજેંદ્ર! અહીં સુમતિશેઠના ઘરે એક મૃગાક્ષી છે કે જે અપ્સરાની જેમ જગતને આશ્ચર્ય પમાડે તેવી છે. વળી તે શરીરે મલીન અને ફાટેલ તુટેલ વસ્ત્ર પહેરે છે, છતાં તે અપૂર્વ લાવણ્યથી લોકોના લોચનને લલચાવે તેવી છે, કારણકે રજકણથી આચ્છાદિત છતાં સુવર્ણ કંઇ શ્યામ ન થઈ જાય.' એમ સાંભળતાં રાગવશ થયેલ રાજાએ તેને લાવવા માટે પોતાના એક પુરૂષને મોકલ્યો. એટલે તેણે જઇને શેઠના ગૃહ-દ્વારપર બેઠેલ તારાને કહ્યું કે—'હે ભદ્રે! પૂર્વોપાર્જિત પુણ્યરૂપ વૃક્ષ તે આજે તને ફળ્યું કે રાજા મોટા અનુરાગથી તને બોલાવે છે, માટે સત્વર ચાલ.' આ પ્રમાણે સાંભળતાં જાણે વજ્રથી ઘાયલ થઈ હોય તેમ તારા પોતાના હૃદયમાં બહુજ ખેદ પામી, અને 'અહા! હવે હું શીલની રક્ષા શી રીતે કરી શકીશ?' એમ તેને ભારે ચિંતા થઇ પડી. એવામાં ત્યાં શંખચૂડ આવી ચડયો. એટલે તારાએ તેને પોતાના ખોળામાં બેસારીને તેના મુખે ચુંબન કર્યું, તેમજ તેણે તેને ખપ્પર-પાત્રમાં ભોજન લઇને આપ્યું. પછી તેણે પેલા પુરૂષને કહ્યું કે—'તું શું કહેવા માગે છે?' ત્યારે તેણે પૂર્વોક્ત રાજાના કહ્યા પ્રમાણે કહી સંભળાવ્યું. જે સાંભળતાં તે બોલી કે—'હું તો ચંડાલણી છું. શું રાજા પણ એવોજ છે? કે જે મારા અંગના સંગને ઇચ્છે છે.' આથી તે નોકરે લજ્જિત થઇ બધું રાજાને જઇને સંભળાવ્યું. ત્યારે રાજાએ શેઠને બોલાવીને કહ્યું કે—'અરે

તારા ઘરમાં રહેલ ચંડાલણી વટલાવે (વિટાલ કરે) છે.' એટલે સમયને જાણનાર શ્રેષ્ઠીએ રાજાને કહ્યું કે—' હે દેવ ! તે ઘરની બહાર રહે છે અને ખાય છે. તેથી વિટાળનો સંભવ નથી ! પછી ઘરે આવીને શ્રેષ્ઠીએ તારાને પૂછ્યું કે—' તારો વ્યતિકર શો છે; ? ' આથી તારાએ મૂળથી પોતાનો બધો વૃત્તાંત શેઠને કહી સંભળાવ્યો. જે સાંભળતાં શ્રેષ્ઠીએ કહ્યું કે—' તું મારી દેવિલા બ્હેનની પુત્રી છે. આટલા દિવસ તેં મને તારી ઓળખાણ ન આપી, તે અયુક્ત કર્યું, હવે ચંડાળ અને ધનશેઠ પાસેથી તારા પુત્રને હું છોડાવીશ. ! એમ કહીને સુમતિ શેઠે તેણીને ધીરજ આપી,

એવામાં અહીં તારા ધનશેઠના ઘરે ગઈ. ત્યાં પોતાના પુત્રને ન જોવાથી તે નગરના પાદરે આવી. તેવામાં દૈવયોગે શંખચૂડને સર્પ ડસ્યો. તેના વિષથી વ્યાકુળ થઇ મહીતલપર પડેલ પોતાના પુત્રને જોતાં ' હા ! મારૂં સત્યાનાશ વળ્યું" એમ બોલતી અને કરતલથી હૃદયને કૂટતી તારા વિલાપ કરવા લાગી કે—' હા ! ચંદ્રવદન ! હા ! કમળનયન ! હા મધુર બોલનાર સુતરત્ન ! મને પુણ્યહીનને મૂકીને તું અન્યત્ર કયાં ચાલ્યો ગયો ? આટલા દિવસો મેં તારી આશામાં વ્યતીત કર્યા. અત્યારે તું જતાં તે આશા પણ ગઇ. તેથી હવે મારૂં શું થશે ? ' એ પ્રમાણે સમસ્ત રાત્રિભર તારાનું રૂદન સાંભળી વનવૃક્ષો તે પવનથી પડતા પુષ્પોના વિષે જાણે શોક પ્રગટ થવાથી રોતા હોય, તેવા ભાસવા લાગ્યા. હવે અહીં શ્રેષ્ઠી રાત્રે તારાને પોતાના ઘરે ન જોવાથી પરિવારને સાથે લઇને તે ખેદ પૂર્વક સર્વત્ર શોધવા લાગ્યો. એટલે પ્રભાતે સૂર્યોદય થતાં તારાનો વૃત્તાંત સાંભળીને તે તેની પાસે ગયો. ત્યાં પોતાના પુત્રની પાછળ જવાને તત્પર થયેલ તારાએ શેઠ પાસે અગ્નિમાં પ્રવેશ કરવાની અનુજ્ઞા માગી. એવામાં રયવાડીએ નીકળેલ રાજા પણ તે સ્થળે આવી ત્યાં તારાને જોતાં કામથી પરાધીન થયેલ અને તારાની નજીકમાં આવતા તેને કોઇ ગુણાનુરાગી દેવીએ અટકાવી રાખ્યો, એટલે તારાના રૂપમાં મુગ્ધ બનેલ રાજા પાછો જવાને પણ અસમર્થ થયો.

એ અરસામાં શરીરે મસીસમાન શ્યામ, દોરીથી બાંધેલ વાંદરાને લઈ આવતો તથા સર્પના કરંડીયા સહિત કાવડને સ્કંધપર ઉપાડતો એવો એક ગારૂડિક આવીને કહેવા લાગ્યો કે—'હે શંખચૂડ ! ઉભો થા. તારી આવી અવસ્થા જોઈને તારી માતા દુ:ખિત થઇને રૂદન કરે છે.' એટલું સાંભળતાં જાણે સુતેલ હોય તેમ શંખચૂડ તરત ઉઠીને ઉભો થયો. આવું નજરે જોતાં લોકો બધા અચંબો પામ્યા. એવામાં તે ગારૂડિક પુન: બોલ્યો—'હે શંખચૂડ ! હું તારો પિતા છું.' ત્યારે તેણે કહ્યું—'તું મારો પિતા નથી. કારણ કે તું શરીરે શ્યામ વર્ણનો છે. મારો પિતા તો શરીરે કનક સમાન વર્ણવાળો છે.' ત્યારે તેણે પોતાનું ચંદ્રનું સ્વરૂપ બતાવ્યું. જે જોતાં પુત્ર બહુ સંતુષ્ટ થઇને ચંદ્રના ઉત્સંગપર ચડયો. આ બધું જોઇ તારા પણ મનમાં વિસ્મય પામતી કહેવા લાગી કે—'હે

પ્રિયતમ ! આ શું ?' ત્યારે તે બોલ્યો કે—'નાવ ભાંગતાં એક પાટીયાના આધારે સાગર ઓળંગીને હું એક આશ્રમમાં જઈ ચડ્યો. ત્યાં તાપસે મને જોઇને કહ્યું— 'હે ભદ્ર ! જે બ્રાહ્મણને તેં લાખ સોના મ્હોરો આપી હતી, તે દીક્ષિત થયેલ હું પોતેજ છું. અત્યારે તું સંકટમાં આવી પડ્યો. છે, માટે તારૂં હું શું હિત કરૂં.?' એમ કહીને તેણે મને ગારૂડ મંત્ર અને રૂપ-પરાવર્તિની વિદ્યા આપી, તેથી હું ગારૂડિક થઈને તમને શોધતો શોધતો અહીં આવી ચડ્યો.'

એ પ્રમાણે સાંભળતાં 'આ એની ભાર્યા અને આ એનો પુત્ર' એમ રાજાના જાણવામાં આવ્યું. ત્યારે તારાના રૂપ અને શીલથી આશ્ચર્ય-ચકિત થતાં રાજા ચિતવવા લાગ્યો કે—'આ સતી ધન્ય છે કે જે સંકટમાં આવતાં પણ પોતાના ઉજ્વળ શીલને સંભાળે છે. હુંજ એક અધમ છું કે જે પર રમણીની આશામાં પડ્યો અહા ! હું નિર્લજ્જ હવે લોકોને મારૂં મુખ કેમ બતાવીશ ?' એમ ધારીને રાજાએ ગુરૂ પાસે જઇને દીક્ષા ધારણ કરી. એટલે તેના ગુણથી રંજિત થયેલ કુળદેવીએ ચંદ્રને રાજ્યપર બેસાર્યો. પછી જિનધર્મ આરાધતાં ચંદ્ર તારા સહિત સદ્ગતિના સુખનું ભાજન થયો."



# પ્રકરણ ૧૦ મું.

## સતી જયસુંદરીની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે કે )—

"હે રાજન્ ! અપરાસક્ત ( અન્ય રમણીમાં આસક્ત અથવા પશ્ચિમ દિશામાં આસક્ત ) એવા સૂર્યને અથવા પોતાના પતિને જાણ્યા છતાં કમલિનીની જેમ જે રમણી, જયસુંદરીની જેમ પરપુરૂષમાં પોતાનું ચિત્ત લગાડતી નથી, તેજ સતી ધન્ય છે. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે—

### જયસુંદરીની કથા.




આ જ ભરતક્ષેત્રમાં યથાર્થ નામવાળી જયંતિ નામે નગરી છે કે જે પોતાની રમણીયતાથી અલકા વિગેરે નગરીઓને જીતે તેવી છે. ત્યાં જયશેખર નામે રાજા હતો કે જે ન્યાયવાન્, સમરાંગણમાં પ્રચંડ અસિદંડથી શત્રુઓને ખંડિત કરનાર અને દયા, દાનાદિક ગુણોથી વિભૂષિત હતો. બૃહસ્પતિ સમાન બુદ્ધિશાળી વિમલમતિ નામે તેનો અમાત્ય અને વેદવિચારમાં કુશળ ચતુર્મુખ નામે પુરોહિત હતો. તેમજ

બધા લોકોના કામ પાર ઉતારનાર તથા ધનમાં ધનદ સમાન એવો **ધનાવહ** નામે નગરશેઠ હતો. એ બધા પરદાર—વિરમણવ્રત ધારણ કરીને કાળ નિર્ગમન કરતા હતા. વળી ત્યાં પરમાર્થમાં ધનને વાપરનાર **ધનપતિ** નામે શેઠ હતો કે જે જિનધર્મમાં નિરંતર નિશ્ચલ મન રાખીને સમય વ્યતીત કરતો હતો. પોતાના શરીરની છાયાની જેમ સ્વજનોને અનુસરનારી એવી **ધનશ્રી** નામે એ શેઠની ભાર્યા હતી. રૂપાદિ ગુણોથી મનોહર એવો **સુંદર** નામે તેમનો પુત્ર હતો. રૂપની રમણીયતામાં રતિ સમાન એવી **જયસુંદરી** નામે એની ગૃહિણી હતી. અન્યોઅન્ય સ્નેહમાં તત્પર રહીને તેઓ દિવસો વ્યતીત કરતા હતા. સર્વ પદાર્થોના ક્ષણવિનાશી સ્વભાવથી એક દિવસે ધનપતિ શેઠ નવકારમંત્રનું સ્મરણ કરતાં કરતાં પંચત્વ પામ્યો, એટલે સમસ્ત સ્વજનોએ ધનપતિના પદે તેના પુત્ર સુંદરને સ્થાપન કર્યો.

એક દિવસે સુંદરે પોતાની માતાને કહ્યું કે—" યૌવનાવસ્થામાં વર્ત્તતાં જે ધન ઉપાર્જન ન કરે, તે કાયર પુરૂષ સમજવો. વળી બકરીના ગળામાં રહેલા સ્તનની જેમ તેનું જીવિત પણ નિષ્ફળ સમજવું. વળી બુદ્ધિમાન્ પુરૂષે પોતાના મનમાં એવો વિચાર ન કરવો કે—' પુષ્કળ ધન હોવા છતાં હવે મારે ધન કમાવવાની શી જરૂર છે ? ' કારણ કે પ્રતિદિન હજારો નદીઓથી જો કોઈ રીતે ન પૂરાય, તો મોટો મહાસાગર પણ અલ્પકાળમાં સોસાઈ જાય. એમ વિવિધ પ્રકારના ઉપાયોથી જો નિરંતર વૃદ્ધિ પામતું ન રહે, તો અગણિત ધન પણ અવશ્ય ક્ષીણ થઇ જાય છે, તેથી વિત્તવહીન પુરૂષ સુગુણી છતાં નિર્ગુણી કહેવાય, તે પરિજનોથી દૂર થાય અને પગલે પગલે પરાભવને પામે. ધનવંત લોકોના દોષને પણ માણસો ગુણ સમજીને પ્રકાશે છે અને નિર્ધન પુરૂષને પોતાના નજીકના સંબંધીઓ પણ તજી દે છે, કારણ કે—

" विगुणमवि गुणड्ढं रूवहीणं पि रम्मं,
जडमवि मइमंतं मंदसत्तं पि सूरं ।
अकुलमवि कुलीणं तं पयंपंति लोया,
नवकमलदलच्छी जं पलोएइ लच्छी " ॥ १ ॥

**અર્થ**—નૂતન કમળના પત્ર સમાન લોચનવાળી લક્ષ્મી જેનાપર પ્રસન્ન થાય છે, તે નિર્ગુણીને પણ લોકો ગુણી કહે છે, રૂપહીનને પણ રમણીય, જડને પણ મતિમાન્, નિર્બળને પણ શૂરવીર અને તે અકુલીન હોય છતાં તેને લોક કુલીન કહે છે.

વળી ધન મેળવીને સુપાત્રદાન અને ભોગથી તેને સફળ કરવું. જો એમ કરવામાં ન આવે, તો તે વિદ્યમાન છતાં પણ અવિદ્યમાન જેવું છે. ધન મેળવ્યા છતાં જે સુપાત્રે દાન આપતા નથી અને પોતે ભોગવતા નથી, તે વિના પગારના

નોકર જેવા થઇ પરને માટે ધનનું રક્ષણ કરે છે. માટે હે માત ! હું દેશાંતરમાં જઇને પુષ્કળ ધન ઉપાર્જન કરૂં અને તેથી ઉભયભવમાં સુખકારી ધર્મ સાધું અને કીર્ત્તિ મેળવું." એમ સાંભળતાં **ધનશ્રી** બોલી—"હે વત્સ ! અહીં રહીનેજ તું ધન ઉપાર્જન કર. દેશાંતર જવાથી તો અનેક સંકટો સહન કરવાં પડે છે. નવા નવા પ્રયાણ કરતાં દિવસે દિવસે શરીરને ખેદ થાય છે, વળી તોફાન, વૃષ્ટિ, શીત અને તાપ વિગેરેના દુ:સહ દુ:ખો સ્હેવાં પડે છે. લાંબા અને વિષમ માર્ગો ઓળંગતાં ક્ષુધા, તૃષાની પીડા વેઠવી પડે છે તેમજ અકાળે ભોજન કરવાથી જબરા રોગો પેદા થાય છે. વળી દુષ્ટ રાજા, ચોર, લુંટારા વિગેરે બલાત્કારથી ધન છીનવી લે છે તેમજ માયાવી જનો અને ધુર્ત્તજનો કોઇ રીતે છળ પામીને ધન છેતરી લે છે. વળી રાત્રે નિરંતર અપ્રમાદી થઇને જાગતાં પણ દ્વિપદ, ચતુષ્પદ અને ચાર પ્રકારના કરિયાણાની રક્ષા કરવી મુશ્કેલ થઇ પડે છે. હે વત્સ ! એમ દેશાંતરના ગમન સંબંધી તને કેટલું દુ:ખ સંભળાવું ? વળી તું સુખમાં ઉછરેલ છે, તેથી એવા મનોરથ કરવા મૂકી દે." ત્યારે **સુંદર** બોલ્યો—'હે માતા ! પુરૂષાર્થ કરતાં પુરૂષોને મનોવાંછિત લક્ષ્મી અવશ્ય પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી મનુષ્ય પોતાના જીવિતને સંશયરૂપ કાંટાપર ન ચડાવે, ત્યાં સુધી તે શું મનોવાંછિત સંપત્તિ પામી શકે ? માટે મારે તો પૂર્વ દિશારૂપ વધુના વિભૂષણ સમાન **કંચનપુર** નામના નગરમાં અવશ્ય જવું છે.' એમ સાંભળતાં **ધનશ્રી** બોલી—'હે પુત્ર ! જો આવો તારો નિશ્ચય હોય, તો તું ભલે જા, પણ તારી ગૃહિણીને તો મારી પાસેજ રહેવા દે.' **સુંદરે** કહ્યું—'ભલે, એમ કરીશ.' પછી તેણે પોતાની પત્નીને કહ્યું કે—'હે ભદ્રે ! નિર્મળ શીલ પાળવામાં તત્પર રહી તારે માતાની ચરણ-સેવા કરવી.' ત્યારે લોચનમાં અશ્રુ લાવીને જયસુંદરી બોલી કે—'હે નાથ ! તમારી આજ્ઞાને શિરસાવંદ્ય કરીને હું શરીરમાત્રથી અહીં રહીશ; પરંતુ હે પ્રિયતમ ! મારૂં મન તો તમારી સાથે જ ચાલવાનું. હે સ્વામિન્ ! અંબાની શુશ્રૂષા વિના બીજું મારે કર્ત્તવ્ય નથી; કારણ કે અન્યથા બુધજનો કુલીનકાંતાઓનો જન્મ નિષ્ફળ બતાવે છે, વળી મારૂં શીલ તો ઇંદ્ર પોતે પણ હરણ કરવાને શક્તિમાન્ નથી. કારણ કે શું મેરૂશિખર કદિ ચલાયમાન થાય ? અથવા શું પૃથિવીપીઠ કદિ ઉછળે ?' આથી સંતોષ પામતાં **સુંદર** બોલ્યો—'હે પ્રિયે ! બહુજ સારી વાત છે, સતીઓનો એજ માર્ગ છે.'

પછી પ્રશસ્ત દિવસે સુંદરે બધી તૈયારી કરી, તેમજ દેવગુરૂની પૂજા કરીને અનેક મંગલપૂર્વક શુભ શકુનથી મનમાં બમણો ઉત્સાહ લાવી, રથ, પોઠીયા, અને ખચ્ચરોપર પુષ્કળ કરિયાણા ભરી અને અશ્વોપર આરૂઢ થયેલ અનેક રખવાળ પુરૂષોને સાથે લઇને તેણે પ્રયાણ કર્યું. અને દીનાદિકને દાન દેતાં, માગધ જનોની સ્તુતિ સાંભળતાં, મિત્રોના અનુગમન પૂર્વક નાગરોથી અભિનંદન પામતાં તે

નગરીથકી બહાર નીકળ્યો. પાદરે જતાં તેણે માતાને પ્રણામ કર્યા. એટલે **ધન-શ્રીએ** શિખામણ આપતાં કહ્યું કે—" હે વત્સ ! આ **જિનમુખ** નામે પરમ શ્રાવક તારે બધા કાર્યોમાં સહાયકારી થશે. એના વચનથી તારે પ્રતિકૂળ ન ચાલવું. તેમજ વિષયોરૂપ તસ્કરોથી લુંટાતા આત્માનું રક્ષણ કરજે, કે જે વિષયો ચારિત્રને હરે છે અને તસ્કરો ધન લુંટે છે. અત્યંત રસ ( વિષય કે જળ ) થી પરિપૂર્ણ તથા જેમના મધ્ય–અંતરને ધીવરો ( બુદ્ધિમાનો કે મચ્છીમારો ) પણ જાણવા ન પામે એવી સ્ત્રીઓ અને નદીઓનો વિશ્વાસ ન કરતાં ઓળંગી જજે. વળી મદ, ક્રોધ પ્રમુખ શ્વાપદોથી ભયંકર મદનરૂપ ભીલને લીધે દુર્લંધ્ય તથા પ્રબળ ઇંદ્રિયોરૂપ રાક્ષસોથી વ્યાપ્ત એવાં તારૂણ્યરૂપ વનમાં ક્ષોભ ન પામતાં હિમ્મતથી તેનું ઉલ્લંઘન કરજે. " એ પ્રમાણે **સુંદરને** સુંદર શિખામણરૂપ આશિષ આપીને ધનશ્રી પાછી વળી. એટલે **સુંદર** પોતાના સાર્થની સંભાળ રાખીને જતાં જતાં **કાદંબરી** નામની અટવીમાં આવી પહોંચ્યો કે જે રાત્રિની જેમ બહુ દીપ અથવા દીપડા યુક્ત, ગ્રામ્ય ભૂમિની જેમ ખેડૂત અથવા સેંકડો હાથીઓથી વ્યાપ્ત, વેશ્યાની જેમ કામી જન અથવા ભુજંગોથી સંયુક્ત તથા ગૌરીની જેમ મયૂરો અથવા મહાદેવ સહિત હતી. ત્યાં તરવારના પ્રહારથી ઘાયલ થઈ પૃથ્વીપર પડેલ એક યોગી સુંદરના જોવામાં આવ્યો. એટલે દયા લાવી તેને સ્વસ્થ કરીને **સુંદરે** પૂછયું કે—" હે ભદ્ર તું આવી અવસ્થા પામ્યો, તેનું શું કારણ ? ત્યારે યોગીએ પોતાનો વૃત્તાંત જણાવતાં કહ્યું કે—

" અહીં નજીકમાંજ **વસંતપુર** નામે નગર છે. ત્યાં **યોગસાર** નામે હું યોગી રહેતો હતો અને **યોગશ્રી** નામની મારી પરિચારિકા હતી. હું ત્યાં શરીરસિદ્ધિ તથા આયુષ્યવૃદ્ધિના કારણરૂપ, કાળને છેતરવામાં સમર્થ અને ગુરૂએ બતાવેલ એવા પવન નિરોધાદિક યોગમાર્ગને સાધતો હતો. તેવામાં **યોગચંડ** નામે એક યોગી મને મળ્યો. તેણે મારી સાથે કપટ–મૈત્રી કરી. એકદા તેણે મને કહ્યું કે—' યોગીઓને અકાર્ય, અખાદ્ય, અપેય કે અગમ્ય કંઇજ નથી.' એમ કહીને તેણે મને મદ્ય–પાન કરાવ્યું. એટલે આજે મદ્યથી મસ્ત થયેલ મને તરવારથી ઘાયલ કરીને **યોગચંડ** તે મારી ભાર્યા **યોગશ્રીને** લઇને ચાલ્યો ગયો. "

એમ સાંભળીને **સુંદરે** કહ્યું કે—" હે ભદ્ર ! એ મદ્યપાન તો અનુચિત છે કે જે ઉત્તમ જનોને નિંદનીય છે. દુષ્ટ ચેષ્ટા કરાવનાર, વિવેકને હણનાર, દુર્વચનના કારણરૂપ અને કુવિકલ્પરૂપ સર્પના કેલિબિલ સમાન છે. વળી શરીર સિદ્ધિની જે બુદ્ધિ છે, તે પાણીમાં રહેલ પડછાયાને ગ્રહણ કરવાની વાંછા તુલ્ય છે. કારણ કે દરેક મનુષ્યનું શરીર વિનષ્ટ થાય છે–એ તો પ્રત્યક્ષ પૂરાવો છે, તેમજ જે કૃતક ( ઉત્પન્ન થયેલ ) છે તે અનિત્ય છે. એ યુક્તિથી શરીરની ભંગુરતા સિદ્ધ થયા છતાં જે એને સ્થિર કરવાની મતિ રાખવી, તે ઇંદ્રધનુષ્યને [illegible] કરવા સમાન

છે. માટે હે ભદ્ર ! કુબુદ્ધિનો ત્યાગ કરી, જીવદયા પ્રમુખ સર્વ ગુણોથી શ્રેષ્ઠ અને સમસ્ત સુખના કારણરૂપ એવા જિનધર્મમાં શ્રદ્ધા રાખ." ઇત્યાદિ સાંભળતાં પ્રતિબોધ પામીને યોગીએ સમ્યક્ પ્રકારે જિનધર્મનો સ્વીકાર કર્યો. આથી તે યોગીએ પણ સુંદરને પાઠસિદ્ધ ગારૂડમંત્ર આપ્યો. પછી **સુંદર** અનુક્રમે **કંચનપુર**માં આવ્યો અને બહાર રહ્યો. ત્યાં વિવિધ કરિયાણાનો તે ક્રય, વિક્રય, કરવા લાગ્યો.

હવે એકદા આમ્રવનમાં ઉડી રહેલ કોયલના પંચમ સ્વરથી મન્મથને જગાડનાર તથા માનિની મહિલાઓના માનને મૂકાવનાર એવી વસંતઋતુ આવી. જેમાં સ્ત્રીઓના પરિરંભ (આલિંગન) થી કુરબક વૃક્ષની જેમ કેટલાક કામીજનો વિકાસ પામતાં, પ્રમદાના પગથી હણાયેલ અશોકની જેમ કેટલાક પલ્લવિત (રોમાંચિત) થતા, રમણીના મદિરાના કોગળાથી બકુલની જેમ કેટલાક વિકસિત થતા, કામિનીઓથી કટાક્ષિત થયેલા તિલકની જેમ કેટલાક હસતા, કેટલોક વિરહીજનો પંચમ સ્વર સાંભળીને વિરહવૃક્ષની જેમ પ્રફુલ્લિત થતા અને કેટલાક સુગંધિ જળથી ચંપકની જેમ ખુશ થતા હતા. એવામાં **સુંદર** અને **જિનસુખ** વસંત મહોત્સવ જોવાને ઉદ્યાનમાં ગયા, કે જ્યાં નિંબ, આમ્ર, કદંબ, જાંબૂ, કદલી, કર્પૂર, પૂગી, પ્રિયંગુ, ખજૂરી, અર્જુન, સલ્લ, સલ્લકી, શમીવટ, શોભંજન, કંકાલ કુવલી; લવંગ, લવલી, નવમાલિકા, માલતી, સર્ગ, અશોક, તમાલ, તાલ, તિલક વિગેરે સ્નિગ્ધ વૃક્ષો શોભતા હતા. ત્યાં અશોકવૃક્ષ નીચે તારાઓથી પરિવૃત ચંદ્ર લેખાની જેમ પોતાની સખીઓથી પરવરેલ એક કન્યા તેમના જોવામાં આવી. તેને તાકી તાકીને ઘણીવાર જોયા પછી **સુંદરે** કહ્યું કે—'હે મિત્ર ! આ બાળાએ પોતાના મુખથી જીતી લીધેલ છતાં જે કમળો વિકસિત થાય છે, તે જળ (જડ) સંસર્ગ કરતાં તેમનામાં ખરેખર ! મૂઢતા આવેલ લાગે છે.' એવામાં મદન કામદેવ પ્રતિમાની પૂજા કરતાં, **સુંદરને** જોઇને તે બાળા બોલી કે—'હે સખી ! અત્યારે હું સાક્ષાત્ આ મદનની શું અર્ચા કરૂં ?' સખી બોલી—'તે તો અનંગ (અંગરહિત) સંભળાય છે અને આ તો શ્રેષ્ઠ શરીરધારી છે.' બાળા બોલી—'શું એ શક્ર (ઇંદ્ર) છે ?' સખી બોલી—'તે તો વિત્ત (સદાચાર) થી હીન છે અને આ તો વિત્ત (ધન) થી પરિપૂર્ણ છે.' બાળા બોલી—'હે બહેન ! તો એ કોણ છે ?' ત્યારે વૃત્તાંત જાણીને સખી બોલી—'એ તો સાર્થવાહનો પુત્ર છે.' એવામાં એક પુરૂષે આવીને કન્યાને કહ્યું કે—'હે કનકસુંદરી ! તારા પિતાએ કહ્યું છે કે તું પોતાના ઘરે જા.' ત્યારે **સુંદરના** મનને જાણતા **જિનસુખે** હળવેથી પાસે આવીને તે પુરૂષને કહ્યું કે—'આ કન્યા કોની પુત્રી છે ?' તે બોલ્યો—'અહીં કોટિ સુવર્ણનો ધણી **કનકસાર**

નામે શેઠ છે; તેની એ કનકસુંદરી નામે માનિતી પુત્રી છે. એને પરણવાને ઉમેદવાર ઘણા વર આવે છે, પરંતુ શ્રેષ્ઠીના મનને કોઇ ગમતો નથી. તેથીએ હજી પરણેલ નથી. એમ જિનમુખને કહી કન્યાને લઇને તે પુરૂષ ચાલ્યો ગયો. પછી જિનમુખે સુંદરને કન્યાનો વૃત્તાંત કહી સંભળાવ્યો. જે સાંભળતાં કામબાણુથી પરાધીન થઇને સુંદર દીર્ઘ નિસાસા નાખવા લાગ્યો. તેણે તરત જિનમુખને કહ્યું– 'હે મિત્ર ! એના વિરહમાં હું મારૂં જીવિત નિષ્ફળ માનું છું.' ત્યારે મિત્ર બોલ્યો– 'હે સુંદર ! જનનીના વચનને કેમ યાદ કરતો નથી ? શું ગુરૂ ( વડિલ ) નો ઉપદેશ બધો તારા ચિત્તમાંથી ચાલ્યો ગયો ? વળી હે મિત્ર ! તે વિવેક પણ ક્યાં ગયો ? કે તું આવું બોલે છે. સુંદરે કહ્યું—' તે બધું છે, કંઇ પણ નાશ પામ્યું નથી; પરંતુ હે મિત્ર ! એ મૃગાક્ષી જાણે મનમાં કોતરાઇ ગઇ હોય તેમ મનને મૂકતી નથી.' એટલે જિનમુખ બોલ્યો—' હે વયસ્ય ! જેમ તું તેનાપર આસક્ત છે, તેમ તે બાળા પણ તારામાં અનુરક્ત છે, એમ તેણીનું મુખ જોવાથી મારા જાણવામાં આવ્યું છે. કારણ કે-' જે જેને પ્રિય હોય, તે મુખરાગજ કહી આપે છે. આ બાબતમાં વધારે શું કહેવું ? કારણ કે આંગણુંજ ઘરની અંતર્ગત લક્ષ્મી બતાવી આપે છે. માટે તું ધીરજ રાખ. એ અવશ્ય તારી પ્રિયતમા થશે. એમ અનુકૂળ નિમિત્ત અને શકુનોથી મને લાગે છે.' એમ સમજાવીને જિનમુખ સુંદરને પોતાના આવાસમાં લઇ ગયો. ત્યાં દેવ ગુરૂનું સ્મરણ કરીને રાત્રે બંને નિદ્રાવશ થયા.

હવે પ્રભાત થતાં તેમણે પટહની ઘોષણા સાંભળી કે—' જે કનકસાર શેઠની સર્પે દંશેલ કનકસુંદરીને જીવાડશે, તેને શેઠ એક લાખ સોના મ્હોર આપશે.' એટલે સુંદરે પટહને અટકાવીને પુરૂષોને કહ્યું કે—' તે બાળા મને બતાવો.' તેમણે કહ્યું—' મહેરબાની કરીને ચાલો.' ત્યારે મિત્ર સાથે સુંદર ત્યાં ગયો અને શેઠ તથા કનકસુંદરીને તેણે જોઈ. શ્રેષ્ઠીએ યથાસ્થિત વૃત્તાંત જણાવતાં કહ્યું કે— ' હે ભદ્ર ! કનકસુંદરીને જીવાડીને મને જીવિતદાન આપ.' સુંદર બોલ્યો—'મારી પાસે ગારૂડ મંત્ર તો છે; પરંતુ કાર્યસિદ્ધિ તો દૈવાધીન છે.' એમ કહી મંડળ આળેખીને તેણે ગારૂડ મંત્રનું સ્મરણ કર્યું, એટલે તરતજ લોચન ઉઘાડી આળસ મરડતી કનકસુંદરી મંડળથી ઉઠીને તેની માતાના ખોળામાં બેઠી. આથી શેઠ અત્યંત સંતુષ્ટ થયો અને આનંદના ઉદ્‌ગારો ચોતરફ પ્રસરી રહ્યા. ત્યારે કનકસુંદરી પણ ' તેજ આ સુભગ છે' એમ ધારી ઉતાવળથી કંઇક વડીલોની લજ્જાથી મંદ દૃષ્ટિએ સુંદરને જોવા લાગી. તે બાળાને તેવી શરમાળ અને અનુરાગવતી જોઇને સુંદરને જે આનંદ થયો, તે પણ વચનાતીત હતો. કારણ કે અનુરાગથી વિસ્તાર પામેલ અને વડીલોની લજ્જાથી સ્ખલિત થયેલ છાની રીતે કરેલ અવલોકન તે અત્યંત આનંદ પમાડે છે. પછી શ્રેષ્ઠીએ પુત્રીનું મન પારખી તથા

જિનમુખના મુખથી નગર, કુળ વિગેરેની સુંદરની હકીકત જાણીને તેણે સુંદરને કહ્યું કે—' હે સુંદર ! મારી આ પુત્રીને મોહ ( મૂર્ચ્છા ) પમાડનાર દર્પયુક્ત સર્પ અને કંદર્પ ( કામ ) ને પરાસ્ત કરવામાં તુંજ એક દક્ષ છે, માટે એનું પાણિગ્રહણ કર. ' સુંદર બોલ્યો—' એ બાબત વડીલોના તાબાની છે. ' શેઠ બોલ્યો—' હે વત્સ ! એ તારો વિનય કુલીનતાને સૂચવે છે. માટે હવે તું તારા આવાસમાં જા, અને હું એ પ્રસ્તુત હકીકત માટે તારી માતાની અનુજ્ઞા મગાવી આપીશ. ' એમ કહીને શ્રેષ્ઠીએ પોતાના માણસો જયંતીમાં મોકલ્યા. ત્યાં તેમણે જઇને શેઠનો લેખ ધનશ્રીને બતાવ્યો. એટલે તેણે તે લેખ ખોલીને વાંચ્યો કે—' હે ભદ્રે કંચનપુરનો કનકસાર શ્રેષ્ઠી તારા પુત્રને પોતાની પુત્રી પરણાવે છે, પરંતુ તેમાં તારી અનુજ્ઞાની તે અપેક્ષા રાખે છે. ' ત્યારે ધન શ્રી બોલી—' કલ્યાણમાં વિરોધ કોણ કરે ? ' પછી જયસુંદરીની સંમતિથી તેમને પ્રતિલેખ આપ્યો. તેમણે જઇને શેઠને તે આપ્યો. એટલે શ્રેષ્ઠીએ તેમાં એવું વાંચ્યું કે—' જો સુંદરને તમે પોતાની કન્યા આપતા હો, તો બહુજ ઉત્તમ છે. કારણ કે ભવનમાં આવતી લક્ષ્મીને કોણ અટકાવે ? ' એ લેખ બતાવીને કનકસાર શ્રેષ્ઠીએ સુંદરને કનકસુંદરી પરણાવી.

પછી એક વખતે સુંદર પોતાના નગર ભણી જવાને તૈયાર થયો, પણ ચોમાસું પાસે હોવાથી તે ત્યાંજ રહ્યો. એવામાં કેટલાક સાર્થલોકો જતા હતા, તેથી સુંદરે **દામોદર** નામના બ્રાહ્મણને સાત રત્નો આપીને કહ્યું કે—' આ રત્નો મારી માતા અને સ્ત્રીને આપજે. ' હવે તે જયંતીમાં આવ્યો, પણ લોભના દોષથી તેણે તે રત્નો છુપાવી રાખ્યાં. સુંદરે બીજા એક વણિકને લેખ આપ્યો હતો, તેમાં તેણે ધનશ્રીને સૂચના લખી હતી કે—' દામોદર વિપ્ર પાસેથી સાત રત્નો લઇ લેજો. ' એટલે એ લેખ લઇને ધનશ્રી દામોદર પાસે ગઈ અને તે લેખ બતાવીને તેણે તેના પાસે રત્નો માગ્યાં. ત્યારે તે વિપ્રે કહ્યું—' મારા સાથે તે મોકલ્યાં નથી. આ તો કોઇએ કૂડો લેખ લખ્યો છે. ' આથી ધનશ્રી પોતાના ઘરે આવી અને તેણે જયસુંદરીને કહ્યું—' હે વત્સે ! એ બ્રાહ્મણનું મન ખોટું છે. માટે કોઇ પ્રધાન પુરૂષ પાસે જઇ તેને હકીકત જણાવીને એ રત્નો વસૂલ કર. ' તે બોલી—' ભલે, જેવી માતાની આજ્ઞા. ' એમ કહી ભોજન કર્યા પછી જયયસુંદરી નગરશેઠ પાસે ગઇ, તેને રત્નનો વૃત્તાંત તેણે કહી સંભળાવ્યો. એટલે તેણીના રૂપમાં લુબ્ધ થયેલ નગરશેઠે કહ્યું—' હે ભદ્રે ! જો મારી સાથે એક વાર પણ વિષય-સેવન કરે, તો તારૂં કામ કરી આપું. ' એમ સાંભળતાં જયસુંદરી બોલી—' હે શેઠ ! જો એમ હોય તો તમે રાત્રિના પહેલા પહોરે મારે ઘરે આવજો. હવે તે પુરોહિત પાસે આવી. તેણે પણ નગરશેઠના જેવો વિચાર દર્શાવ્યો. એટલે તેને બીજા પહોરે આવવા નું કહીને તે મંત્રી પાસે ગઈ. તે પણ પુરોહિત જેવો નીવડ્યો, ત્યારે

તેને ત્રીજા પહોરે આવવાનું કહીને તે રાજા પાસે આવી. એટલે રાજાએ પણ તેવુંજ જણાવ્યું. આથી તેને ચોથા પહોરે આવવાનું કહીને તે પોતાના ઘરે ગઇ. ત્યાં બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. ત્યારે સાસુ બોલી—' જ્યાં અધિકારી પુરૂષો પણ આવા હોય, ત્યાં રત્નોની આશા કેવી ? '

હવે જયસુંદરીએ ધનશ્રીને કહ્યું કે—' ચાર દિશામાં ચાર પુરૂષો રહી શકે તેવી ચાર ખુણાવાળી આપણી મંજૂષા છે. તે ખાલી કરીને ઘરના એક ભાગમાં મૂકાવી દો. એટલે સાસુએ તે પ્રમાણે કર્યું. જયસુંદરીએ મકાનને સાફસુફ કરીને તૈયાર રાખ્યું પછી રાત્રે મોહની જેમ દૃષ્ટિ ( સુદૃષ્ટિ ) નો પ્રતિરોધ કરનાર અંધકાર ચોતરફ પ્રસરતાં શ્રેષ્ઠીએ આવીને મકાનમાં પ્રવેશ કર્યો. એટલે તેનો યોગ્ય સત્કાર કરીને તેણે શૃંગારની વાતો કરવા માંડી. એવામાં પુરોહિત આવી ચડ્યો. તેણે દ્વાર ઠોકતાં કહ્યું કે—' હે સુંદરી ! દ્વાર ઉઘાડો. ' તે બોલી—' એ કોણ છે ? ' એટલે શ્રેષ્ઠીએ જણાવ્યું—' એ તો પુરોહિત જેવો લાગે છે. અહીં ક્યાં છુપાઇ રહેવાનું સ્થાન છે ? ' જયસુંદરીએ તેને મંજૂષાની ઉત્તર ખુણુ બતાવી. નગરશેઠ છુપાયો અને સતીએ તાળું વાસ્યું. પછી દ્વાર ઉઘાડતાં પુરોહિત આવ્યો. તેનો યોગ્ય આદર કરીને તેણે તેને સિંહાસનપર બેસાર્યો અને પોતે શૃંગારની કથા ચાલુ કરી. એવામાં મંત્રીએ આવીને જણાવ્યું—' દ્વાર ઉઘાડ. ' તે બોલી—' એ કોણ ? ' ત્યારે પુરોહિતે કહ્યું—' એ તો મંત્રી જેવો લાગે છે. હવે અહીં ક્યાં ભાગી છુટવાનું ઠેકાણું છે ? ' તેણે પશ્ચિમ ખુણુ બતાવી. તેમાં પુરોહિત દાખલ થતાં તેણે તાળું વાસી દીધું. પછી મંત્રીને અંદર આવવા દીધો. એનો પણ યોગ્ય ઉપચાર કરીને શૃંગારને લગતી, તેણે વાતો કરવા માંડી. એવામાં રાજાએ આવીને જણાવ્યું કે—' દ્વાર ખોલો. ' જયસુંદરી બોલી—' એ કોણ છે ? ' ત્યારે મંત્રીએ જણાવ્યું કે—' એ તો રાજા લાગે છે, હવે મને છુપાવવાનું સ્થાન બતાવ. ' તેણે દક્ષિણ ખુણુ બતાવી, તેમાં મંત્રી છુપાઇ બેઠો. એટલે સતીએ તાળું વાસી દીધું, પછી રાજાને પ્રવેશ કરાવીને તેણે તેનો યોગ્ય સત્કાર કર્યો અને શૃંગારની વાતો કરવા માંડી. એવામાં પૂર્વના સંકેત પ્રમાણે તેણીની સાસુ આવીને બોલી હે વત્સે ! દ્વાર ઉઘાડ. રાજાએ પૂછ્યું-' એ કોણ છે ? ' ત્યારે સતી બોલી-' એ તો મારી સાસુ છે '. રાજા બોલ્યો—' તો મને ક્યાં સ્થાન બતાવ કે થોડીવાર ત્યાં છુપાઇ બેસું ' તેણે મંજુષાની પૂર્વ ખૂણુ બતાવી. તેમાં રાજા છુપાઇ રહ્યો અને જયસુંદરીએ એક મજબુત તાળું વાસી દીધું.

એવામાં રાત્રિ વ્યતીત થઇ અને પ્રભાત થયું એટલે વહુને ગળે બાઝીને. ધનશ્રી રોવા લાગી જેથી લોકો ભેગા થયા અને કોટવાલ પણ આવ્યો. તેણે પૂછ્યુ કે—' આ શું છે ? ' ત્યારે ધનશ્રી બોલી કે—' મારો એકનો એક પુત્ર તે દેશાંતરમાં મરણ પામ્યો. ' આથી કોટવાલ રાજભવનમાં ગયો. ત્યાં રાજા ન હતો, ત્યારે

મંત્રીના ઘરે તે ગયો, મંત્રી પણ ન હોવાથી તે પુરોહિતના ઘરે આવ્યો તે પણ ન હતો તેથી નગર શેઠને ઘેર ગયો તે પણ ન હતો, એટલે તેણે પંચને કહ્યું. તેમણે આવી ઘરની સાર વસ્તુ તપાસીને ધનશ્રીને કહ્યું—' હે ભદ્રે ? તારા ઘરે ધનસંપત્તિ તો મોટી હોવી જોઇએ અને દેખાતું તો કાંઇ નથી ? ત્યારે ધનશ્રી બોલી—' દેશાંતર જતાં જતાં મારા પુત્રે કહ્યું છે કે—' આ મંજુષાની બરાબર સંભાળ રાખજો.' આથી પંચે વિચાર કર્યો કે—' એમાં ઘરની કીંમતી વસ્તુ સંભવે છે, ' પણ તે ભારે વજનને લીધે જરાપણ ખસતી ન હોવાથી તેણે વહુને પૂછયું કે–' એ બહુ ભારે છે. તેનું શું કારણ ? તે બોલી–' આજે સ્વપ્નામાં ચાર લોકપાલને મેં ઘરે આવેલ જોયા અને તે પણ આ મંજુષાની પૂર્વ, દક્ષિણ પશ્ચિમ અને ઉત્તર ખુણમાં પેઠા. તેથી એ સ્વપ્ન જો સત્ય હશે તો તેમના પ્રભાવથી ભાર સંભવે છે.' પછી રાજપુરૂષોએ તે પેટી ગાડીપર ચડાવી અને રાજસભામાં સિંહાસન આગળ મૂકાવી ત્યાં લોકો ભેગા થયા. પંચે ધનશ્રી પાસેથી કુંચીઓ મંગાવીને તાળા ઉઘાડયાં એટલે પૂર્વ ખુણથકી નવવધુની જેમ વસ્ત્રથી મુખને છુપાવતો અને નીચે દૃષ્ટિ નાખતો રાજા નીકળ્યો. દક્ષિણ ખુણથી મંત્રી બહાર આવ્યો, પશ્ચિમથી પુરોહિત પ્રગટ થયો અને ઉત્તર ખુણથી નગરશેઠ નીકળ્યો. એ બધા શરમના માર્યા તરતજ પોતપોતાના ઘરે ચાલ્યા ગયા એટલે પંચે કહ્યું—' શું આ રાજા, મંત્રી, પુરોહિત અને નગરશેઠ છે કે આ ઇંદ્રજાળ છે ? ' પછી તેમણે જયસુંદરીને પૂછયું—' આ શી હકીકત છે ? તે બોલી—મેં તમને ઘરેજ સ્વપ્નની વાત સંભળાવી હતી, તે વખતસર સાચી નીવડી હશે. ' ત્યારે પંચે વિચાર કર્યો—' આ વાત લંબાવીને લોકોને ડાહ્યા બનાવવાની શી જરૂર છે ? ' એમ ધારી વાત બધી દબાવીને તેમણે મંજૂષાસહિત સાસુ–વહુને પોતાના ઘરે મોકલી. પછી રાજાએ કોટવાલને એકાંતમાં બોલાવીને કહ્યુ કે—' જયસુંદરીના ઘરે જઇને તેને કહે કે—' તને રત્નો પ્રાપ્ત થશે તેવો ઉપાય કરશું; પરંતુ એ રાત્રિનો વૃતાંત તારે કોઇને કહેવો નહિ. ' રાજાના આ હુકમ પ્રમાણે કોટવાલે તેમ કર્યું. પછી મંત્રીએ દામોદર વિપ્રને કહ્યું કે—' બીજાના રત્નો પચાવી પાડતાં તું યમને યાદ આવ્યો લાગે છે; માટે તે રત્નો એને સત્વર આપી દે. ' એટલે ભય પામતા બ્રાહ્મણે રત્નો ધનશ્રીને સોંપી દીધાં.

હવે વર્ષાકાળ વ્યતીત થતાં પુષ્કળ ધન વધારીને સુંદર પણ કનકસુંદરી સાથે નિર્વિઘ્ને પોતાની નગરીમાં આવ્યો. ત્યાં જનનીના મુખથી જયસુંદરીના શીલ અને રત્નોનો વૃત્તાંત સાંભળતાં સુંદર તેનાપર અધિકાધિક અનુરાગ ધરવા લાગ્યો. એમ દેવ, ગુરૂની ભક્તિથી રમણીય એવા ધર્મને ચિરકાળ આરાધી, પ્રાંતે સંયમ સ્વીકારી, સમાધિપૂર્વક મરણ પામીને જયસુંદરી તે દેવલોકના સુખનું ભાજન થઇ. "

---

# પ્રકરણ ૧૧ મું.

## તપના આદર ઉપર રૂક્મિણીની કથા.

એ પ્રમાણે ભવ-સાગરથી તારવામાં પ્રવહણ સમાન એવા શીલધર્મને સાંભળતાં મનમાં સંવેગ પામેલ કુમારપાલ રાજાએ ગુરૂપાસે નિયમ લીધો કે—'હે ભગવન્! અષ્ટમી, ચતુર્દશી પ્રમુખ પર્વ દિવસે મારે નિરંતર મન, વચન અને કાયાથી બ્રહ્મચર્ય પાળવું.' ત્યારે શ્રી હેમચંદ્ર મહારાજ બોલ્યા—"હે રાજેંદ્ર! જીવદયાના કારણરૂપ તપને આચરતાં પણ અનેક લાભ થાય છે. કારણ કે તેમ કરતાં છકાય જીવનો વધ થતો અટકે છે. જેમ અગ્નિ તે મેલને દૂર કરીને સુવર્ણને વિશુદ્ધ બનાવે છે, તેમ તપ તે કર્મનો ઉચ્છેદ કરવાથી આત્માને નિર્મળ બનાવે છે. તપ વિના ભવાંતરમાં સંચિત થયેલ કર્મો તુટતાં નથી. કારણ કે દાવાનળ વિના વનને કોણ બાળી શકે? વળી શરીરની પીડાને ન ગણકારતાં તીર્થંકરોએ પોતે તપ આચરેલ છે, તેમજ તેમણે તેને તીર્થંકરપણાના નિમિત્તરૂપ બતાવેલ છે. ઈંદ્ર અને ચક્રવર્તીપણાની સમૃદ્ધિ એ તપરૂપ કલ્પવૃક્ષના પુષ્પતુલ્ય છે અને મોક્ષસુખ એ તેના ફળસમાન છે. પૂર્વભવે રૂક્મિણીએ જેમ બાર વરસ તપ કર્યો, તેમ સમસ્ત દુઃખને ખપાવવા માટે અન્ય ભવ્યાત્માઓએ એનો આદર કરવો જોઈએ. તે વૃત્તાંત આ પ્રમાણે છે:—

### રૂક્મિણિની કથા,



લક્ષ્મી નામના ગામમાં લક્ષ્મીથી અલંકૃત અને દાનશીલ એવો **સોમદેવ** નામે બ્રાહ્મણ હતો. તેની **લક્ષ્મીમતી** નામે પ્રિયા હતી કે જે પોતાના રૂપ અને લાવણ્યથી ગર્વાંધ થઈને નિરંતર કાળ વ્યતીત કરતી હતી. એક દિવસે તે પોતાના મકાનમાં શણગાર સજતી હતી, તેવામાં માસોપવાસના પારણે **સમાધિગુપ્ત** નામે સાધુ ભિક્ષાનિમિત્તે આવ્યા. તેમને જોઈ વિપ્ર સંતુષ્ટ થઈને સામે આવ્યો અને તેણે પોતાની ભાર્યાને કહ્યું કે—'હે પ્રિયે! આ મુનિને ભિક્ષા આપ.' એમ કહીને તે ઘરની બહાર ચાલ્યો ગયો. હવે શણગાર સજતી લક્ષ્મીમતીએ દર્પણમાં પ્રતિબિંબિત થયેલ પોતાનું મુખ અને મુનિની આકૃતિ જોઇ. એટલે માંસરહિત, અસ્થિ અને ચર્મમાત્ર રહેલ તથા અતિમલિન અને દુર્ગંધયુકત એવા તે મુનિને જોતાં કોપાયમાન થયેલ લક્ષ્મીમતી બોલી કે—'હે કદરૂપા! મારી દૃષ્ટિથી દૂર ચાલ્યો જા.' એમ કર્કશ વચન બોલતાં તેણે સાધુને બહાર કહાડી મૂકયો. તે પછી સાતમે દિવસે તેણીને સર્વાંગે કોઢ નીકળ્યો કારણ કે પ્રચંડ પુણ્ય અને પાપ કરતાં આ જન્મમાં પણ ફળ મળે છે. એટલે પ્રથમ તેણીનું શરીર જે સુવર્ણતુલ્ય અને લોકોને વર્ણનીય હતું, તે

હવે તાંબા જેવું વિવર્ણ થઇ ગયું. તેથી તે કોઇને જોવું પણ ગમતું ન હતું. પ્રથમ તેણીના ચરણ-યુગલ કમલની સુંદરતાને હસી કહાડતું, તે હવે બેડોળ અને ખરાબ થઇ ગયું. વળી તેણીના સાથળ પ્રથમ કદલીના સ્તંભ જેવા ગોળ અને ક્રમોન્નત હતા, તે શીમળાના સ્તંભ જેવા ખરબચડા થઇ ગયા. તેણીની બંને ભુજા પ્રથમ ચંપકની લતા જેવી હતી, તે હવે અજગર જેવી શ્યામ અને ભયંકર ભાસવા લાગી. પ્રથમ તેણીના હસ્તકમળ અરૂણ આંગળી સમાન હતા, તે હવે ગળી ગયાં. પ્રથમ તેણીના ઓષ્ઠ બિંબફળ જેવા રકત હતા, તે હવે કોઢથી ફિક્કા અને વિરૂપ થઈ ગયા. તેણીની નાસિકા પ્રથમ સરલ અને સુશોભિત હતી, તે હવે કોઢથી જાણે ભય પામી હોય તેમ નષ્ટ થઇ ગઇ. એમ ભારે કોઢથી પીડાએલી એવી લક્ષ્મીમતી પ્રિયતમા છતાં **સોમદેવે** તેને તજી દીધી. કારણ કે રૂપ અને સ્નેહાદિકને સુજ્ઞો અનિત્ય બતાવે છે. એટલે માનસિક દુઃખરૂપ અગ્નિથી દગ્ધ થયેલ તે અગ્નિમાં પ્રવેશ કરીને મરણ પામી, કારણ કે અગ્નિથી દગ્ધ થયેલાને અગ્નિ એજ ઔષધ બતાવેલ છે.

હવે તે મરણ પામીને તેજ ગામમાં રાજભવનમાં ગધેડી થઈ. ત્યાં જળ પાનને ન પામતી તે કેટલાક દિવસ જીવીને મરણ પામી અને પંકગર્ત્તાની ભુંડણ થઇ. ત્યાંથી મરણ પામીને તે કુતરી થઈ. તે વનમાં ભમતાં ભમતાં દાવાગ્નિથી દગ્ધ થઈ મરણ પામીને **લાટ** દેશમાં **ભરૂચ** નગરની પાસેના ગામમાં એક મચ્છીમારની કાણી નામે પુત્રી કે જે કદરૂપી, અણગમતા સ્વરની અને દુર્ગંધા થઈ. તેના ગંધને સહન ન કરી શકવાથી માત પિતાએ તેને **નર્મદાના** કાંઠે તૃણનું ઝુંપડું બનાવીને તેમાં મૂકી દીધી. ત્યાં નદીમાં નાવથી લોકોને ઉતારતી તે દિવસો ગાળવા લાગી.

એક વખતે નર્મદાના તીરે શિયાળામાં કાયોત્સર્ગે રહેલા તેજ **સમાધિગુપ્ત** નામના સાધુ તેણીના જોવામાં આવ્યા. એટલે નદીના તરંગોથી શીતલ થયેલ દુઃસહ પવનને સહન કરતાં એવા તે મુનિને સાંજે નિરાવરણ જોઇને કરૂણા ઉત્પન્ન થવાથી પવનને નિવારવા માટે તેમની ચોતરફ ઘાસના સમુહથી તેણે વાડ કરી. પછી પ્રભાતે તે આવી, મુનિને નમસ્કાર કરીને સન્મુખ બેઠી. મુનિએ તેને ધર્મ-દેશના સંભળાવી, જે સાંભળતાં સંવેગ પામીને તેણે મુનિને પૂછયું કે—' હે ભગવન્ ! કોઈવાર મેં તમને પૂર્વે કયાંક જોયા છે.' એટલે સાધુએ જ્ઞાનના બળથી તેને લક્ષ્મીમતીના ભવથી માંડીને પૂર્વના બધા ભવો સંભળાવ્યા, જે સાંભળતાં તે જાતિસ્મરણ-જ્ઞાન પામી અને શ્રાવિકા થઇ. ત્યારે મુનિએ **ધર્મશ્રી** નામની આર્યાને તે સોંપી. પછી સાધ્વીઓ સાથે વિચરતાં તે એક ગામમાં ગઈ. ત્યાં સાધ્વીઓએ તેને **નાગિલ** શ્રાવકના ઘરે મૂકી. તે જિન-ભવનની ત્યાં ભકિત કરવા લાગી. પછી બાર વરસ તે એકાંતરા ઉપવાસ કરી પ્રાંતે અનશનથી મરણ પામીને અચ્યુતેંદ્રની ઇદ્રાણી થઇ, ત્યાં પંચાવન પલ્યોપમ પ્રવર ભોગ ભોગવી, પ્રાંતે

ચવીને આજ ભરતક્ષેત્રમાં **વરાડ** દેશના વિભૂષણરૂપ **કુંડિની** નામની નગરીમાં ઉત્પન્ન થઇ, કે જ્યાં વિકાસ પામતા દોષાકર ( ચંદ ) યુકત રાત્રિઓ હતી પણ તેવી દોષોની ખાણ રમણીઓ ન હતી અને અગુરૂ ( ગંધવિશેષ ) ના સંગથી પ્રધાન ( શ્રેષ્ઠ ) એવા ભોગી જનો હતા, પણ યોગીઓ તેવા અગુરૂ ( ગુરૂરહિત ) ન હતા. ત્યાં વસુધારૂપ વનિતાના તિલક સમાન **ભેષક** નામે રાજા હતો, કે જેની તરવારથી ભેદાયેલ શત્રુઓના હાથીઓના કુંભ-સ્થળથી પડેલા મોતીઓથી વાવેલ બીજની જેમ સમરાંગણની ભૂમિમાં કીર્તિરૂપ લતા ઉત્પન્ન થઇ. તે રાજાની અનુપમ રૂપરેખાથી યશ પામેલ **યશોમતી** રાણીથી જન્મ પામેલ અને **રૂકિમ** કુમારની નાની બ્હેન **રૂકિમણી** નામે તે પુત્રી થઇ. પોતાના શરીરની સુંદરતાથી દેવાંગનાના ગર્વને ગંજનાર એવી તે બાળા કામદેવ મહારાજાના લીલાવન સમાન યૌવનાવસ્થા પામી.

એ અરસામાં વસુધાના ભૂષણ રૂપ **દ્વારિકા** નગરીમાં ભરતાર્ધનો સ્વામી એવો **કૃષ્ણ** નામે રાજા હતો. એકદા આકાશ-માર્ગે ત્યાં નારદ ઋષિ આવી ચડ્યા. એટલે **કૃષ્ણ, બળભદ્ર** વિગેરે દશાર્હોએ તેનો સત્કાર કર્યો. ત્યાંથી તે કૃષ્ણના અંતઃપુરમાં ગયા. ત્યાં રાણીઓએ અભ્યુત્થાન, અર્ધ્યદાનાદિકથી તેને સન્માન આપ્યું; પરંતુ અલંકૃત થઇને આદર્શ-ભવનમાં પોતાના સ્વરૂપને નિહાળતી **સત્યભામાએ** તેનો સત્કાર ન કર્યો, આથી નારદ કુપિત થઇને વિચારવા લાગ્યા કે—' પોતાના સૌભાગ્યથી ગર્વિષ્ઠ બનેલ એક **સત્યભામાએ** મને માન ન આપ્યું, માટે હું એવો ઉપાય લઉં કે જેથી એ શોકયના દુઃખમાં પડે. ' એમ ધારીને તે તિક્ષ્ણ તરવારના પટ્ટ સમાન ગગનાંગણે ઉડ્યા અને કુંડિનીમાં આવ્યા. ત્યાં ભેષક રાજાથી સન્માન પામીને તે અંતઃપુરમાં ગયા. એટલે **રૂકિમણી** તેના જોવામાં આવી. જેના પોતે બનાવેલ રૂપાદિક ગુણોનું જાણે વર્ણન કરવાને વિસ્મય પામેલ વિધાતાએ પોતાનાં ચાર મુખ કર્યાં. તે બાળાએ નારદને અર્ધ્ય આપીને ભારે ભક્તિથી પ્રણામ કર્યા. એટલે **નારદે રૂકિમણીને** એવી આશિષ આપી કે—' હે ભદ્રે ! તું દ્વારિકાના સ્વામી કૃષ્ણની પટરાણી થા. ' ત્યારે બાળાએ પુનઃ પ્રણામ કરતાં **નારદને** પૂછયું કે—' હે ભગવન્ ! એ કૃષ્ણ કોણ ? ' આથી નારદે તેને મૂળથી કૃષ્ણનું બધું ચરિત્ર કહી સંભળાવ્યું, તેમજ તેના ગુણો અને સૌભાગ્ય, પરાક્રમ પ્રમુખ પણ વર્ણવી બતાવ્યા. જે સાંભળતાં રૂકિમણીને કૃષ્ણપર અનુરાગ ઉત્પન્ન થયો. ત્યારે તેણીનું રૂપ પટ પર આળેખી નારદે જઇને તે પટ કૃષ્ણને બતાવ્યો. તેને જોતાં કૃષ્ણે પૂછયું કે—' હે ભદ્ર ! આ દેવી કોણ છે ? ' **નારદ** બોલ્યો—' હે નરેંદ્ર ! એ દેવતા નથી, પણ માનુષી છે. ' ત્યારે કૃષ્ણે કહ્યું—' માનુષીનું શું આવું રૂપ સંભવે ? ' **નારદ** બોલ્યો—' હે ભદ્ર ! તેણીના રૂપમાંનો આ તો એક અંશ માત્ર આળેખ્યો છે, હજારો સુંદર રમણીઓથી

આ તમામ જગતમાં પણ તેણીનું ડાબુ અંગ જમણા અંગ કરતાં સુંદર છે. અર્થાત્ કોઇથી એની સરખામણી થઇ શકે તેમ નથી. ” એમ કહીને નારદ આકાશમાં ચાલ્યો ગયો.

હવે કૃષ્ણ રાજાએ અનુરાગને લીધે રૂક્મિણીને માગવા માટે કુંડિનીમાં રૂકમિ પાસે પોતાના માણસો મોકલ્યા. એટલે ‘ એ તો હીન જાતિનો ગોવાળ છે.’ એમ કહીને રૂક્મિએ કૃષ્ણનો નિષેધ કર્યો, અને પોતાની બહેન તેણે શિશુપાલને આપી.

એકદા એકાંતમાં રૂક્મિણીને તેની ફૂઇએ કહ્યુ કે—‘ હે વત્સે ! બાળપણામાં મારા ખોળામાં બેઠેલ તને જોઇને **અતિમુક્તક** મુનિએ કહ્યું હતું કે-“આ બાળા કૃષ્ણની પટરાણી થશે ”ત્યારે મેં પૂછ્યુ કે—“ હે ભગવન્ તે કૃષ્ણ કોણ ? મુનિ બોલ્યા કે—‘ પશ્ચિમ દિશાના સમુદ્રતીરે. જે દ્વારકામાં રહે છે. ’ હે ભદ્રે ! તારૂં અત્યારે ભાગ્ય ઉઘડયું કે તે કૃષ્ણે તારી માગણી કરી પણ રૂક્મિએ તેને ન આપતાં શિશુપાલને આપી; ” ત્યારે રૂક્મિણી બોલી ‘ મુનિનું વચન અન્યથા કેમ થાય ? હવે અત્યારે જે યોગ્ય લાગે, તે તમે પોતેજ કરો. ’ એટલે તેણીના જાણવામાં આવ્યું કે—‘કૃષ્ણપર એનો અનુરાગ છે.’ પછી તેણે છાની રીતે કૃષ્ણને દૂત મોકલીને કહેવરાવ્યું કે—‘ માઘ મહિનાની શ્વેત અષ્ટમીએ નાગમંદિરમાં પૂજા નિમિત્તે હું રૂક્મિણી સાથે જઇશ, ત્યાં તમારે આવવું. ’

એવામાં અહીં રૂક્મિએ શિશુપાલને પોતાની બહેન પરણાવવા માટે તૈયારી કરી અને તે અનેક હાથી, અશ્વો, રથ અને પાયદળના પરિવારસહિત ત્યાં આવ્યો એટલે કલહપ્રિય નારદે એ હકીકત બધી કૃષ્ણને જણાવી. જેથી બળદેવની સાથે રથારૂઢ થઇ વનમાં સિંહની જેમ કુંડિનીમાં આવીને નિર્ભય રીતે રહ્યો. તે દિવસ ફઇની સાથે અનેક ધાત્રી તથા વૃદ્ધ સ્ત્રીઓ સહિત રૂક્મિણી નાગાદિકનું પૂજન કરવા ઉદ્યાનમાં ગઇ. ત્યાં નાગપૂજા કરી ઇંદ્રાણી પ્રમુખ દેવોને પૂજતાં એને ચર પુરૂષોએ કહ્યુ કે—‘ રામ અને કેશવ અહીં આવ્યા છે ’ એટલે રથ નીચે ઉતરીને કૃષ્ણે તેણીની ફઇને પ્રણામ કર્યા અને રૂક્મિણીને જણાવ્યું કે—‘ હું કૃષ્ણ તારા માટે અહીં આવ્યો છું, માટે તું મને ઇચ્છતી હોય, તો આ રથ પર ચડી બેસ. જોકે હૃદયમાં તો પ્રથમથીજ બેઠી છે. ’ ત્યારે ફઇએ અનુજ્ઞા આપતાં કૃષ્ણે રૂક્મિણીને રથમાં બેસારી. એવામાં ‘ આ રૂક્મિણીને કોઇક લઇ જાય છે, ’ એમ પરિજનોએ કોલાહલ મચાવી મૂકયો. જે સાંભળતાં ઘણા લોકો એકઠા થયા. કૃષ્ણે તેમને કહ્યું કે—‘ તમે જઇને રૂક્મિને કહો, કે ‘ તારી બહેનને કૃષ્ણ લઇ જાય છે. માટે જો તારામાં શક્તિ હોય, તો તેને પાછી લાવ ’ એમ કહીને ‘ રામ અને કૃષ્ણે

ચવીને આજ ભરતક્ષેત્રમાં **વરાડ** દેશના વિભૂષણરૂપ **કુંડિની** નામની નગરીમાં ઉત્પન્ન થઇ, કે જ્યાં વિકાસ પામતા દોષાકર ( ચંદ્ર ) યુકત રાત્રિઓ હતી પણ તેવી દોષોની ખાણ રમણીઓ ન હતી અને અગુરૂ ( ગંધવિશેષ ) ના સંગથી પ્રધાન ( શ્રેષ્ઠ ) એવા ભોગી જનો હતા, પણ યોગીઓ તેવા અગુરૂ ( ગુરૂરહિત ) ન હતા. ત્યાં વસુધારૂપ વનિતાના તિલક સમાન **ભેષક** નામે રાજા હતો, કે જેની તરવારથી ભેદાયેલ શત્રુઓના હાથીઓના કુંભ-સ્થળથી પડેલા મોતીઓથી વાવેલ બીજની જેમ સમરાંગણની ભૂમિમાં કીર્તિરૂપ લતા ઉત્પન્ન થઇ. તે રાજાની અનુપમ રૂપરેખાથી યશ પામેલ **યશોમતી** રાણીથી જન્મ પામેલ અને **રૂક્મિ** કુમારની નાની બ્હેન **રૂક્મિણી** નામે તે પુત્રી થઇ. પોતાના શરીરની સુંદરતાથી દેવાંગનાના ગર્વને ગંજનાર એવી તે બાળા કામદેવ મહારાજાના લીલાવન સમાન યૌવનાવસ્થા પામી.

એ અરસામાં વસુધાના ભૂષણ રૂપ **દ્વારિકા** નગરીમાં ભરતાર્ધનો સ્વામી એવો **કૃષ્ણ** નામે રાજા હતો. એકદા આકાશ-માર્ગે ત્યાં નારદ ઋષિ આવી ચડ્યા. એટલે **કૃષ્ણ, બળભદ્ર** વિગેરે દશાર્હોએ તેનો સત્કાર કર્યો. ત્યાંથી તે કૃષ્ણના અંતઃપુરમાં ગયા. ત્યાં રાણીઓએ અભ્યુત્થાન, અર્ઘ્યદાનાદિકથી તેને સન્માન આપ્યું; પરંતુ અલંકૃત થઇને આદર્શ-ભવનમાં પોતાના સ્વરૂપને નિહાળતી **સત્યભામા**એ તેનો સત્કાર ન કર્યો, આથી નારદ કુપિત થઇને વિચારવા લાગ્યા કે—' પોતાના સૌભાગ્યથી ગર્વિષ્ઠ બનેલ એક **સત્યભામા**એ મને માન ન આપ્યું, માટે હું એવો ઉપાય લઉં કે જેથી એ શોકયના દુઃખમાં પડે. ' એમ ધારીને તે તિક્ષ્ણ તરવારના પટ્ટ સમાન ગગનાંગણે ઉડ્યા અને કુંડિનીમાં આવ્યા. ત્યાં ભેષક રાજાથી સન્માન પામીને તે અંતઃપુરમાં ગયા. એટલે રૂક્મિણી તેના જોવામાં આવી. જેના પોતે બનાવેલ રૂપાદિક ગુણોનું જાણે વર્ણન કરવાને વિસ્મય પામેલ વિધાતાએ પોતાનાં ચાર મુખ કર્યાં. તે બાળાએ નારદને અર્ઘ્ય આપીને ભારે ભક્તિથી પ્રણામ કર્યા. એટલે **નારદે** રૂક્મિણીને એવી આશિષ આપી કે—' હે ભદ્રે ! તું દ્વારિકાના સ્વામી કૃષ્ણની પટરાણી થા. ' ત્યારે બાળાએ પુનઃ પ્રણામ કરતાં **નારદને** પૂછયું કે—' હે ભગવન્ ! એ કૃષ્ણ કોણ ? ' આથી નારદે તેને મૂળથી કૃષ્ણનું બધું ચરિત્ર કહી સંભળાવ્યું, તેમજ તેના ગુણો અને સૌભાગ્ય, પરાક્રમ પ્રમુખ પણ વર્ણવી બતાવ્યા. જે સાંભળતાં રૂક્મિણીને કૃષ્ણપર અનુરાગ ઉત્પન્ન થયો. ત્યારે તેણીનું રૂપ પટ પર આળેખી નારદે જઇને તે પટ કૃષ્ણને બતાવ્યો. તેને જોતાં કૃષ્ણે પૂછયું કે—' હે ભદ્ર ! આ દેવી કોણ છે ? ' **નારદ** બોલ્યો—' હે નરેંદ્ર ! એ દેવતા નથી, પણ માનુષી છે. ' ત્યારે કૃષ્ણે કહ્યું—' માનુષીનું શું આવું રૂપ સંભવે ? ' **નારદ** બોલ્યો—' હે ભદ્ર ! તેણીના રૂપમાંનો આ તો એક અંશ માત્ર આળેખ્યો છે, હજારો સુંદર રમણીઓથી

આ તમામ જગતમાં પણ તેણીનું ડાબું અંગ જમણા અંગ કરતાં સુંદર છે. અર્થાત્ કોઇથી એની સરખામણી થઇ શકે તેમ નથી. " એમ કહીને નારદ આકાશમાં ચાલ્યો ગયો.

હવે કૃષ્ણ રાજાએ અનુરાગને લીધે રૂકિમણીને માગવા માટે કુંડિનીમાં રૂકમિ પાસે પોતાના માણસો મોકલ્યા. એટલે ' એ તો હીન જાતિનો ગોવાળ છે.' એમ કહીને રૂકિમએ કૃષ્ણનો નિષેધ કર્યો, અને પોતાની બહેન તેણે શિશુપાલને આપી.

એકદા એકાંતમાં રૂકિમણીને તેની ફૂઈએ કહ્યું કે—' હે વત્સે ! બાળપણામાં મારા ખોળામાં બેઠેલ તને જોઇને અતિમુક્તક મુનિએ કહ્યું હતું કે-"આ બાળા કૃષ્ણની પટરાણી થશે. "ત્યારે મેં પૂછયું કે—" હે ભગવન્ તે કૃષ્ણ કોણ ? મુનિ બોલ્યા કે—' પશ્ચિમ દિશાના સમુદ્રતીરે જે દ્વારકામાં રહે છે. ' હે ભદ્રે ! તારૂં અત્યારે ભાગ્ય ઉઘડયું કે તે કૃષ્ણે તારી માગણી કરી પણ રૂકિમએ તેને ન આપતાં શિશુપાલને આપી; " ત્યારે રૂકિમણી બોલી ' મુનિનું વચન અન્યથા કેમ થાય ? હવે અત્યારે જે યોગ્ય લાગે, તે તમે પોતેજ કરો. ' એટલે તેણીના જાણવામાં આવ્યું કે—'કૃષ્ણપર એનો અનુરાગ છે.' પછી તેણે છાની રીતે કૃષ્ણને દૂત મોકલીને કહેવરાવ્યું કે—' માઘ મહિનાની શ્વેત અષ્ટમીએ નાગમંદિરમાં પૂજા નિમિત્તે હું રૂકિમણી સાથે જઇશ, ત્યાં તમારે આવવું. '

એવામાં અહીં રૂકિમએ શિશુપાલને પોતાની બહેન પરણાવવા માટે તૈયારી કરી અને તે અનેક હાથી, અશ્વો, રથ અને પાયદળના પરિવારસહિત ત્યાં આવ્યો એટલે કલહપ્રિય નારદે એ હકીકત બધી કૃષ્ણને જણાવી. જેથી બળદેવની સાથે રથારૂઢ થઇ વનમાં સિંહની જેમ કુંડિનીમાં આવીને નિર્ભય રીતે રહ્યો. તે દિવસ ફઇની સાથે અનેક ધાત્રી તથા વૃદ્ધ સ્ત્રીઓ સહિત રૂકિમણી નાગાદિકનું પૂજન કરવા ઉદ્યાનમાં ગઈ. ત્યાં નાગપૂજા કરી ઇંદ્રાણી પ્રમુખ દેવોને પૂજતાં એને ચર પુરૂષોએ કહ્યું કે—' રામ અને કેશવ અહીં આવ્યા છે ' એટલે રથ નીચે ઉતરીને કૃષ્ણે તેણીની ફઇને પ્રણામ કર્યા અને રૂકિમણીને જણાવ્યું કે—' હું કૃષ્ણ તારા માટે અહીં આવ્યો છું, માટે તું મને ઇચ્છતી હોય, તો આ રથ પર ચડી બેસ. જોકે હૃદયમાં તો પ્રથમથીજ બેઠી છે. ' ત્યારે ફઇએ અનુજ્ઞા આપતાં કૃષ્ણે રૂકિમણીને રથમાં બેસારી. એવામાં ' આ રૂકિમણીને કોઇક લઇ જાય છે, ' એમ પરિજનોએ કોલાહલ મચાવી મૂકયો. જે સાંભળતાં ઘણા લોકો એકઠા થયા. કૃષ્ણે તેમને કહ્યું કે—' તમે જઇને રૂકિમને કહો, કે ' તારી બહેનને કૃષ્ણ લઇ જાય છે. માટે જો તારામાં શક્તિ હોય, તો તેને પાછી લાવ ' એમ કહીને ' રામ અને કૃષ્ણે

પ્રલયકાળના મેઘ સમાન અવાજથી અસંખ્ય લોકોને ક્ષોભ પમાડનારો શંખ વગાડ્યો. આથી વૃત્તાંત જાણવામાં આવતાં કોપાયમાન થઈ, દશ હજાર હાથીઓ, ત્રણ લાખ અશ્વો, સાઠ હજાર રથો અને લાખોગમે પાયદળોથી પરવરેલા રૂકિમ અને શિશુપાલ સજ્જ થઇને રામ અને કૃષ્ણની પાછળ લાગ્યા. તેમને આવતા જોઇ ભયથી હૃદયમાં કંપતી, કૃષ્ણના ઉત્સંગમાં રહેલ રૂકિમણી બોલી—' આ તો મોટી સેના અને મહારથો સહિત આવે છે, અને તમે તો સૈન્ય રહિત છો; તેથી મને લાગે છે કે તમારો સંગમ નિષ્ફલ છે. મારૂં હૃદય કંપે છે. ' ત્યારે કૃષ્ણે કહ્યું—' હે કમલાક્ષી ! તું સત્વર ભય મૂકી દે. ભલે, એ ઘણા છે, છતાં સર્પોને ગરૂડની જેમ હું એકલો પહોંચી વળીશ. ' કારણ કે—' અમે થોડા અને શત્રુઓ ઘણા છે. એમ તો કાયર જનો વિચારે છે અને વૃથા આકાશ સામે જોઇ રહે છે, પણ કેટલાક શૂરવીર તો ઉદ્યમજ કરે છે. હે મૃગાક્ષી ! જો તને ખાત્રી ન હોય, તો હવે મારૂં ભુજબળ જો, ' એમ કહી કૃષ્ણે કાનસુધી ધનુષ્ય ખેંચીને એક બાણથી તાલવૃક્ષોની શ્રેણિ છેદી નાખી. વળી પુનઃ પોતાની આંગળીનું બળ બતાવવા માટે કૃષ્ણે વજ્રને પોતાની અંગુલિ વતી કર્પૂરના કણીયાની જેમ લીલામાત્રમાં ચૂર્ણ કરી નાંખ્યું. આવું તેનું બળ જોઇને રૂકિમણી સંતુષ્ટ થઇ.

હવે કૃષ્ણે બળદેવને કહ્યું કે—' તું રૂકિમણીને લઈ જા અને હું શત્રુ–સૈન્યને અટકાવું છું. ' ત્યારે બળદેવે તેને કહ્યું—' તું જા અને હું પરબળને જીતું છું. ' આ તેમનો સંલાપ સાંભળતાં તુષ્ટ અને ભયભીત થએલ રૂકિમણીએ કૃષ્ણને પગે પડીને કહ્યું કે—' હે નાથ ! મારા ભાઇ રૂકિમનું જીવન બચાવજો. ' એટલે કૃષ્ણે બળદેવને જણાવ્યું —' એના ભાઇના જીવિતની સંભાળ રાખજો, ' પછી કૃષ્ણ રૂકિમણીની સાથે પોતાની નગરી તરફ ચાલ્યો. અહીં પ્રબળ બળદેવ સાગરના જળને મત્સ્યની જેમ પરબળને વિલોળવા લાગ્યો અને પોતાના મુશળથી હાથીઓને લીલામાત્રથી ચૂરવા લાગ્યો. એવામાં વિકરાલ તરવારને ભમાવતો શિશુપાલ કોપાયમાન થતો સામે આવ્યો તેને પણ બળદેવે મુશળ મારીને નિર્બળ બનાવી દીધો. એટલે ગર્વિષ્ઠ રૂકિમ દોડીને કહેવા લાગ્યો કે—' અરે ! ગોપાલ ! તું દુષ્ટ છે કે જે મારી સમક્ષ ઉભો થયો છે. ' એમ બોલતાં રૂકિમને બળદેવે પોતાના હલવતી રથથકી બહાર ખેંચી કહાડીને એક લપડાક મારીને જમીનપર પાડી દીધો જેથી તેના ધનુષ્યની દોરી તૂટી ગઇ અને કેશ વિખરાઇ ગયા. પછી બળદેવે તેને કહ્યું કે—' હું દયા લાવીને તને છોડી મૂકું છું. માટે હવે ઘરે ચાલ્યો જા.' એમ શત્રુઓનો વિજય કરીને રામ કૃષ્ણ પાસે આવ્યો. એવામાં દ્વારિકામાં પ્રવેશ કરતાં કૃષ્ણે રૂકિમણીને કહ્યું કે—' કુબેરે મારા માટે નગરી બનાવી છે. ' ત્યારે રૂકિમણી બોલી કે—' માબાપોએ પરણાવેલ, મોટા વૈભવ અને પરિવારવાળી એવી તમારે બીજી ઘણી સ્ત્રીઓ છે અને મને તો તમેં બંદીની જેમ એકલી લઇ આ-

ન્યા છો માટે હે નાથ ! એવો કોઇ ઉપાય કરો કે જેથી હું હાંસીપાત્ર ન થાઉં.' કૃષ્ણે કહ્યું—'હે પ્રિયે ! તું ગભરાઇશ નહિ હું એવી યુક્તિ રચીશ કે જેથી તું બધી રમણીઓમાં શિરોમણિ થઇને રહીશ.' પછી ઉદ્યાનમાં લક્ષ્મીગૃહમાં જઇ, લક્ષ્મીની પ્રતિમાને દૂર કરીને કૃષ્ણે તેના સ્થાને રૂકિમણીને બેસારી એવી શિખામણ આપી કે—'જ્યારે સત્યભામા પ્રમુખ રાણીઓ લક્ષ્મીને અહીં પ્રણામ કરવાને આવે ત્યારે તું લોચનને નિર્નિમેષ રાખજે.'

પછી કૃષ્ણ પોતાના ભવનમાં આવ્યો, ત્યારે સત્યભામા વિગેરે રાણીઓએ પૂછયું કે—'હે નાથ ! તમારી તે વલ્લભા કયાં છે ?' તે બોલ્યો—'લક્ષ્મીગૃહમાં છે.' ત્યારે તેણીને જોવાને ઉત્સુક બનેલ બધી રાણીઓ ત્યાં ગઇ. ત્યાં રૂકિમણીને કનક સમાન કાંતિવાળી અને અનિમેષ લોચનવાળી જોઇ તેને લક્ષ્મી સમજી, સત્યભામા પૂજી અને પ્રણામ કરીને કહેવા લાગી કે—'હે દેવી ! જો પ્રસાદ લાવીને આવેલ શોક્ય મહિલાને રૂપાદિક ગુણોમાં અમારા કરતાં હીન બનાવો, તો તમારી હું મોટી પૂજા રચાવીશ.' એમ વિનંતિ કરીને બધી રાણીઓ ચાલી ગઇ, અને કૃષ્ણની પાસે જઇને કહેવા લાગી કે—'તમારી નવવધુ અમને બતાવો.' ત્યારે તે રાણીઓ સાથે લક્ષ્મીગૃહમાં આવ્યો ત્યાં રૂકિમણીએ સામે આવીને કહ્યું કે—'હે નાથ ! પ્રથમ હું કોને નમન કરૂં ?' એટલે કૃષ્ણે સત્યભામા બતાવી આથી સત્યભામા બોલી કે—'હે સ્વામિન્ ! મેં તો પૂર્વેજ એને પ્રણામ કર્યા છે.' ત્યારે કૃષ્ણે હસીને કહ્યું કે—'બહેનને બહેન નમી તેમાં દોષ શો ?' પછી કૃષ્ણે રૂકિમણીને એક સુંદર મ્હેલ કહાડી આપ્યો તથા રત્ન, કનકના આભરણ અને મહાવૈભવ આપ્યાં. એમ પૂર્વે આરાધેલ તપના પ્રભાવથી ઇંદ્રની ઇંદ્રાણીની જેમ રૂકિમણી રાણી કૃષ્ણ નરેંદ્રની સાથે વિવિધ ભોગ-વિલાસ ભોગવવા લાગી."

ઇતિ—તપપર રૂકિમણીની કથા.



# પ્રકરણ ૧૨ મું.

## વિચિત્ર તપ આદરવા ઉપર શાંબ, પ્રદ્યુમ્નની કથા.

( અહીં શ્રીહેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે કે— )

"હે રાજેંદ્ર ! પૂર્વે મધુ અને કૈટભના ભવમાં પ્રદ્યુમ્ન અને શાંબ કુમારે જેવો વિચિત્ર તપ આચર્યો, તેમ અન્ય ભવ્યાત્માઓએ પણ તપનો આદર કરવો. તે કથા આ પ્રમાણે છે—

## પ્રદ્યુમ્ન અને શાંબકુમારની કથા.



એક વખતે નારદે આવીને કૃષ્ણને કહ્યું કે—વૈતાઢય પર્વતપર જંબવંત વિદ્યાધર રાજાની શિવચંદ્રા રાણીથી ઉત્પન્ન થયેલ વિશ્વસેન નામે પુત્ર છે. કનક સમાન વર્ણવાળી જંબવતી નામે તેની લઘુ બહેન છે. પોતાના મુખથી કનક–કમળના તુલ્યતા જાણે દર્શાવવા માટે જ ગંગા નદીના કિનારે રમતી તે બાળા, મારા જોવામાં આવી.' એટલે દ્રઢાનુરાગથી ત્યાં જઇને કૃષ્ણ તેણીને લઇ આવ્યો અને અનાધૃષ્ટિ તેણીના જનકને જીતીને કૃષ્ણ પાસે લાવ્યો. ત્યાં તેણે ભારે આડંબરથી પોતાની પુત્રી તે કૃષ્ણને પરણાવી અને પોતે ગુરૂવચનના શ્રવણથી સંવેગ પામતાં દીક્ષા અંગીકાર કરી.

એક દિવસે સત્યભામાનો ભાઇ દુર્યોધન ગિરિનગરથી ત્યાં આવ્યો. ત્યારે સત્યભામાએ મશ્કરી કરતાં તેને કહ્યું કે—'હે ભ્રાત ! જ્યારે તું પરણે અને મને પુત્ર પ્રાપ્તિ થાય, તો તારે પોતાની પુત્રી તે મારા પુત્રને આપવી: આ વખત રૂકિમણીએ પણ તેને એજ પ્રમાણે કહ્યું. એવામાં ત્યાં અવધિજ્ઞાની સાધુ ભિક્ષા નિમિત્તે આવ્યા. તેમને શ્રેષ્ઠ આહાર વ્હોરાવીને રૂકિમણીએ કહ્યું—'હે ભગવન્ ! મને પુત્ર થશે ?' ત્યારે સત્યભામાએ પણ એજ પ્રમાણે પૂછયું. એટલે સાધુ—'હા થશે' એમ એકજ વચન બોલીને ચાલ્યા ગયા. અહીં સત્યભામા અને રૂકિમણી બંને વચ્ચે પુત્ર માટે વિવાદ થઇ પડયો, સત્યભામા બોલી કે—'મુનિએ મને પુત્ર હોવાનું કહ્યું.' અને રૂકિમણીએ કહ્યું કે—'મને પુત્ર થવાનું કહ્યું.' ત્યારે સત્યભામા બોલી—'જેને પુત્ર થાય, તે પુત્રના વિવાહમાં બીજીએ પોતાના કેશથી દર્ભનું કામ કરી આપવું.' એ પણમાં કૃષ્ણ, બળદેવ અને દુર્યોધન સાક્ષી રહ્યા. એકદા રાત્રે રૂકિમણીએ સ્વપ્નમાં શરદૃઋતુના શશાંક સમાન ઉજ્વળ વૃષભને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો. એટલે તેણે એ વાત કૃષ્ણને કહી સંભળાવી. ત્યારે તેણે સ્વપ્ન–પાઠકોને સન્માનપૂર્વક બોલાવીને પૂછયું કે–'આવું સ્વપ્ન શું ફળ આપે ?' તેઓ બોલ્યા–'હે રાજેંદ્ર ! તમને તમારા તુલ્ય પુત્ર પ્રાપ્ત થશે.'

હવે મહાશુક્ર દેવલોકથી મધુદેવનો જીવ ચવી રૂકિમણીના ઉદરમાં આવીને ઉત્પન્ન થયો. પછી કંઇક અધિક નવ માસ થતાં તેણે પોતાની દેહ–કાંતિથી ગર્ભ–ગૃહના અંધકારને દૂર કરનાર એવા પુત્રને જન્મ આપ્યો. એટલે દાસીએ સત્વર જઇને કૃષ્ણને વધામણી આપી. જેથી કૃષ્ણે તેને પોતાના અંગના અલંકારો બધા હર્ષ–દાનમાં આપ્યા. પછી હૃદયમાં હર્ષ પામતો કૃષ્ણ સૂતિકાગૃહમાં જઇને બેઠો. ત્યારે દાસીએ બાળકને હાથમાં લઇને તેને બતાવ્યો. ત્યાં લોચન અને મનને આનંદ પમાડનાર તે બાળકને કૃષ્ણ સર્વાંગે જુએ છે, તેવામાં કોઇ અદૃશ્ય રહીને રત્નની જેમ તે બાળકને હરી ગયો. એટલે કુમારના હરણથી સર્વાંગે ભારે શોક

ઉત્પન્ન થતાં રૂકિમણી મૂર્ચ્છાથી લોચન બંધ કરીને ધરણી તળે ધસક દઇને ઢળી પડી. ત્યારે શીતોપચારથી સાવધાન થતાં શોકાગ્નિને જાણે શાંત કરવાને અશ્રુ-જળના પૂરને વરસાવતી તે આ પ્રમાણે વિલાપ કરવા લાગી-" હા ! ચંદ્રવન ! હા ! કમલ-નયન ! હા ! વત્સ ! લક્ષ્મીના કુળ-ભવન ! હા ! સ્વ-વંશના વિભૂષણ ! હા ! કિસલય તુલ્ય અરૂણ કર-ચરણ-યુક્ત ! દીન એવી મને જ્વલંત અને દુ:સહ શોકાનળમાં નાખી જનની સ્નેહની દરકાર કર્યા વગર હે પુત્ર ! તું ક્યાં ગયો ? હું લક્ષણહીન અને નિર્ભાગ્ય-શિરોમણિ છું કે જેથી હે પુત્ર ! તું મને તજીને ક્યાંક ચાલ્યો ગયો. હા ! તનય ! હે કનક સદશ ! હવે જીવતાં હું ફરી આ લોચનથી શું તારૂં મુખકમળ જોવા પામીશ ? " ત્યારે કૃષ્ણને પણ શોક ઉત્પન્ન થવાથી યાદવોની સાથે તે વિલાપ કરવા લાગ્યો-' હા ! વત્સ ! કોઇ વૈરીએ એક પગલે તારૂં હરણ કર્યું. હા ! દૈવ ! મારૂં અનિષ્ટ તારા જોવામાં શું આવ્યું ? કે પુત્રના મિષથી ભવનમાં કલ્પવૃક્ષ આરોપીને એનું તેં અપહરણ કર્યું. '

એવામાં આકાશ-માર્ગે **નારદ** ત્યાં આવી ચડ્યો. તેણે કહ્યું કે-' અરે ! તમે બધા આમ શોક કેમ કરો છો ? કારણ કે કર્મના વિપાકને દેવ-દાનવો પણ ઓળંગી શકતા નથી. માટે ધીરજ રાખો. હું તમારા પુત્રના સમાચાર આપીશ.' એમ કહીને **નારદ** મહાવિદેહ ક્ષેત્રમાં ગયો. ત્યાં **સીમંધર** સ્વામીને વંદન કરીને તેણે પૂછ્યું કે-' હે ભગવન્ ! રૂકિમણીએ પૂર્વભવે એવું શું કર્મ કર્યું છે ? કે જેથી જન્મ પામતાંજ તેના બાળકનું હરણ થયું. તેનું કોણે હરણ કર્યું ? તે ક્યાં છે ? અને કેવી સ્થિતિમાં છે ? ' ત્યારે ભગવંત બોલ્યા-" હે ભદ્ર ! સાંભળ-બ્રાહ્મણીના ભવમાં એ ઉદ્યાનમાંથી અરરાટ કરતી મયૂરીને ન ગણકારતાં તેના બચ્ચાને પોતાના ઘરે લઇ આવી. તેને ઉછેરી વૃદ્ધિ પમાડીને તેણે નૃત્ય શીખવાડ્યું. તાલ અને ચપટી વગાડતાં તે નટની જેમ વિવિધ પ્રકારે નાચવા લાગ્યો. પરંતુ તેની માતા મયૂરી તેના સ્નેહને લીધે તે સ્થાન મૂકતી ન હતી. ત્યારે સ્વજનોએ બ્રાહ્મણીને કહ્યું કે-' ભદ્રે ! આ મયૂરને શા માટે રોકી રાખ્યો છે ? કે પુત્રના વિયોગથી એની માતા મયૂરી દુ:ખી થઇને વખત ગાળે છે. ' આથી અનુકંપા ઉત્પન્ન થવાથી તેણે સોળમે મહિને તેને પાછો મૂકી દીધો. તે કર્મ રૂકિમણીને બારગણું ઉદય આવ્યું છે. માટે સોળમે વરસે એને પુત્રનું દર્શન થશે. વળી જે પૂછ્યું કે કયા કર્મથી એનું હરણ થયું ? તે સાંભળ—

આજ ભરતક્ષેત્રમાં **શાલિગ્રામ** નામના ગામમા **મનોરમ** ઉદ્યાનનો સ્વામી **સુમન** નામે યક્ષ હતો. તેજ ગામમાં **સોમદેવ** નામે બ્રાહ્મણ હતો. તેની **અર્ગિલા** નામે ભાર્યા હતી. તેમના **અગ્નિભૂતિ** અને **વાયુભૂત્તિ** નામના બે પુત્ર તે ચૌદ વિદ્યાઓના પારંગામી હતા. એક વખતે તારાઓથી પરવરેલ ચંદ્રની જેમ ઘણાં સાધુઓ સહિત **નંદિવર્ધન** નામે આચાર્ય, મનોરમ ઉદ્યાનમાં પધાર્યા. તેમને વંદન કરવાને આમ્ય લોકો ગયા. એટલે તેમણે ભવથી નિર્વેદ પમાડનાર

ધર્મ-દેશના આપી. ત્યારે પોતાનાં પાંડિત્યથી અત્યંત ગર્વિષ્ઠ બનેલા તે વિપ્રપુત્રો વાદ કરવા આવ્યા. તેમને સાધુએ જીતીને કહ્યું કે-' હે ભદ્રો ! તમે જાતિ અને કુલાદિકનો ગર્વ શા માટે કરો છો ? તમે તમારા પૂર્વભવ તો સાંભળો-' આજ ગામની વનભૂમિમાં તમે બંને શિયાળ હતા. કોઇવાર એક ખેડુતે ખેતરમાં હળના ઉપકરણ વાધર વિગેરે મૂક્યાં. તે સખ્ત હોવાથી રાત્રે તેનું ભક્ષણ કરતાં કર્મયોગે તમે મરણ પામ્યા અને એ વિપ્રના પુત્ર થયા. તે ખેડુત પણ પ્રાંતે મરણ પામતાં પોતાની પુત્રવધુનો પુત્ર થયો. તેને જાતિસ્મરણ-જ્ઞાન થતાં તેણે વિચાર કર્યો કે-' મારા પુત્રને પિતા અને પુત્રવધુને હું માતા કહીને કેમ બોલાવું ? ' આથી તે મુંગો થઇ રહ્યો છે. જો વિશ્વાસ ન હોય, તો તે મુંગાને બોલાવો, એટલે તે બધું કહી બતાવશે. ' ત્યારે તેમણે તે મુંગાને બોલાવ્યો, જેથી મુનિએ તેને કહ્યું કે—' રાજા પણ કિંકર થાય અને સેવક પણ સ્વામી થાય, માતા પણ ભાર્યા થાય અને ભાર્યા પણ માતા થાય, પિતા પણ પુત્ર થાય અને પુત્ર પણ આ સંસારમાં પિતા થાય, પુત્રવધુ તે માતા થાય અને માતા તે પુત્રવધુ થાય; માટે હે વત્સ ! સંસારના એ સ્વરૂપનો વિચાર કરી લજ્જા મૂકીને તું પોતાનો પૂર્વભવ કહી બતાવ. ' આથી હર્ષ પામીને તેણે લોકોને પોતાનો પૂર્વભવ કહી સંભળાવ્યો. પછી સંવેગ પામતાં તેણે મુનિ પાસે દીક્ષા અંગીકાર કરી.

હવે તે દ્વિજપુત્રો ' શિયાળ તે બ્રાહ્મણ થયા ' એમ અવિવેકી લોકોના હાંસીપાત્ર બન્યા. તેથી મનમાં વિલક્ષ થઇ કોપને ધારણ કરતા તે બંને રાત્રે હાથમાં તલવાર લઇને સાધુને મારવાને માટે ઉદ્યાનમાં આવ્યા. તેમને સુમન યક્ષે થંભી દીધા, પછી પ્રભાતે જોવામાં આવતાં તે લોકોના તિરસ્કારને પાત્ર થયા. એ વૃત્તાંત તેમના માતપિતાને જાણવામાં આવતાં તે ઉદ્યાનમાં આવ્યા, ત્યારે યક્ષે તેમને કહ્યું કે—' મુનિને મારવા માટે ઉદ્યત થયેલા એમને મેં થંભ્યા છે, માટે એ જિનધર્મનો સ્વીકાર કરે, તો હું એમને મૂકું, નહિ તો મૂકનાર નથી. ' એટલે તે બોલ્યા—' સાધુધર્મ તો દુષ્કર છે, પણ શ્રાવકધર્મનો અમે સ્વીકાર કરીશું. ' ત્યારે—' ભલે, એમ કરો ' એ પ્રમાણે બોલતાં યક્ષે તેમને મુક્ત કર્યા. પછી દ્વિજપુત્રોએ સાધુ પાસે શ્રાવકધર્મ સ્વીકાર્યો, પણ તેમના માતપિતાએ ધર્મ ન સ્વીકાર્યો; પ્રાંતે અગ્નિભૂતિ અને વાયુભૂતિ મરણ પામીને સૌધર્મ-દેવલોકમાં પાંચ પલ્યોપમના આયુષ્યવાળા દેવ થયા, ત્યાંથી ચવીને હસ્તિનાપુર નગરમાં અર્હદ્દાસ શ્રાવકના પૂર્ણભદ્ર અને મણિભદ્ર નામે પુત્રો થયા. ત્યાં જિનશાસનમાં અનુરક્ત થઇને શ્રાવક-ધર્મ પાળવા લાગ્યા.

એકદા અર્હદ્દાસે જીવિતને ઇંદ્ર ધનુષ્ય સમાન ચપળ સમજીને મહેંદ્ર મુનિ પાસે દીક્ષા અંગીકાર કરી. એટલે તેના પુત્રો રથારૂઢ થઇને સાધુને વંદન કરવાને ચાલ્યા. એવામાં રસ્તામાં તેમણે કુતરી સહિત ચંડાળને જોયો, તેમના પર તે

બંનેને સ્નેહ ઉત્પન્ન થયો. પછી સાધુ પાસે આવતાં તેમણે મુનિને વંદન કરીને પૂછયું કે—'હે ભગવન્! માર્ગમાં કુતરી અને ચંડાળને જોતાં અમારા મનમાં સ્નેહ જાગ્યો, તેનું શું કારણ?' સાધુ બોલ્યા—'તમે પૂર્વે અગ્નિભૂતિ અને વાયુભૂતિ હતા. વળી તમારા માતપિતા ધર્મ આરાધ્યા વિના મરણ પામ્યા, તે સંસારમાં ભમીને તમારી માતા તે કુતરી થઇ છે અને પિતા તે એ ચંડાળ થયો છે.' એમ સાંભળતાં તે જાતિસ્મરણ પામી સંસારનું સ્વરૂપ વિચારતાં પોતાના ઘરે આવ્યા, ત્યાં તેમણે પૂર્વ વૃત્તાંત સંભળાવીને ચંડાળ તથા કુતરીને પ્રતિબોધ પમાડયો, જેથી વૈરાગ્ય પામતાં એક મહિનાનું અનશન કરીને ચંડાળ મરણ પામી નંદીશ્વરમાં દેવતા થયો, અને કુતરી પણ અનશન કરી મરણ પામીને તેજ નગરમાં રાજપુત્રી થઇ.

એવામાં ફરીને તે સાધુ ત્યાં આવ્યા. એટલે તેમણે મુનિને પૂછયું કે—'હે ભગવન્! તે ચંડાળ અને કુતરી મરણ પામીને કયાં ઉત્પન્ન થયા?' ત્યારે મુનિએ યથાસ્થિત વૃત્તાંત કહી સંભળાવ્યો. પછી તેમણે રાજપુત્રીને પ્રતિબોધ આપ્યો. જેથી તે દીક્ષા અંગીકાર કરીને દેવલોકે ગઇ. તેમજ તે બંને શ્રાવકપુત્રો પણ નિર્મળ શ્રાવક-ધર્મ આરાધીને સૌધર્મ દેવલોકે ઇંદ્રસમાન દેવતા થયા. ત્યાંથી ચવીને હસ્તિનાપુરમાં **વીરસેન** રાજાના **મધુ** અને **કેઢવ** નામે પુત્રો થયા. તે અવસરે બધી કળાઓ શીખીને યૌવનાવસ્થા પામ્યા. પિતાએ પરલોકે પહોંચ્યા પહેલાં **મધુ**કુમારને રાજ્યપર બેસાર્યો અને કેઢવને યુવરાજ બનાવ્યો.

એક વખતે પોતાના સેવક, વટપુરના સ્વામી કનકાભરણની **ચંદ્રાભા** નામની ભાર્યાને મધુરાજાએ અપહરી લીધી, તેની સાથે વિષય સેવતાં **મધુરાજા** કાલ નિર્ગમન કરવા લાગ્યો. અહીં **વટપુર**નો સ્વામી તે **ચંદ્રાભા**ના વિરહમાં વૃક્ષના વલ્કલ ધારણ કરી અને શરીરે ભસ્મ લગાવીને જટાધારી તાપસ થયો, કોઇવાર માર્ગે ભમતાં તેને **ચંદ્રભા**એ દીઠો અને તે **મધુ**નરેંદ્રને બતાવતાં તેણે કહ્યું કે—'આ મારો પતિ, મારા વિયોગમાં રાજ્ય તજીને એકલો ભમ્યા કરે છે.' એમ સાંભળતાં **મધુ**રાજાએ વિચાર કર્યો કે—'અહા! મેં ચંદ્ર અને કુંદપુષ્પ સમાન ઉજ્વળ માતાના વંશને કલુષિત કર્યું, હા! બંધુઓના મુખ-કમળો પર મેં મસીનો કુચો ફેરવ્યો, મેં ત્રણે લોકમાં સર્વત્ર મારી અપકીર્ત્તિરૂપ ધૂળ ફેલાવી દીધી. અહા! મને ધિક્કાર છે કે મેં આત્માને સંસારના તમામ ભયંકર દુઃખોના સ્થાનરૂપ બનાવ્યો. વિષયથી પરવશ થઇને મેં જે પરરમણીનું હરણ કર્યું, એ પાપની શુદ્ધિને માટે હવે હું તીવ્ર તપશ્ચરણ આદરીશ.' એમ નિશ્ચય કરી, **ધુંધુમાર** નામના કુમારને રાજ્યપર સ્થાપન કરીને **મધુ**રાજાએ પોતાના બંધુ કેઢવ સહિત દીક્ષા અંગીકાર કરી અને સમસ્ત સૂત્રાર્થના પારંગામી થઇ, પરીષહ તથા

કષાયોને જીતતાં તે બંને છ માસ પર્યંત છઠ્ઠ, અઠ્ઠમાદિક તપ કરવા લાગ્યા, એમ હજારો વર્ષો સાધુપણું પાળી, પ્રાંતે પાદપોપગમન અનશન કરી, મરણ પામીને શુક્ર દેવલોકમાં દેવતા થયા.

હવે વટપુર નગરનો રાજા અસમર્થપણે અજ્ઞાન-તપ કરી મરણ પામીને જ્યોતિષી દેવોમાં એક પલ્યોપમના આયુષ્યવાળો દેવતા થયો. ત્યાંથી ચવી, સંસારમાં ભમતાં કોઇ પ્રકારે મનુષ્ય-જન્મ પામી, કંઇક સુકૃત કરવાથી તે ધુમકેતુ દેવતા થયો. અહીં મધુરાજાનો જીવ સત્તર સાગરોપમ દિવ્ય સુખ ભોગવી, ત્યાંથી ચવીને કૃષ્ણની પત્ની રૂક્મિણીનો તે પુત્ર થયો. એટલે ધુમકેતુ દેવતાએ ભાર્યાનું વૈર સંભારીને તેનું હરણ કર્યું. તે વિન્ધ્યાર્ધ પર્વતના ભૂરમણ નામના વનમાં તે બાળકને લઇ ગયો. ત્યાં 'ક્ષુધા, તૃષા, શીત, પવન અને આતપથી પીડા પામતાં દુઃખી થઇને એ મરણ પામે' એમ ધારીને તેણે બાળકને શિલાતલપર મૂકી દીધો, અને દેવતા પોતાના સ્થાને ચાલ્યો ગયો. એવામાં દૈવયોગે પોતાની ભાર્યા કનકમાલા સહિત વિમાનમાં બેસીને કાલસંવર નામે વિદ્યાધર ત્યાં આવી ચડ્યો. એટલે પોતાની દેહપ્રભાના સમૂહથી રત્નપુંજની જેમ દિશાઓને પ્રકાશિત કરનાર તે બાળકને જોઇને વિમાન થકી નીચે ઉતરી, હર્ષપૂર્વક તેને લઇને વિદ્યાધરે તે બાળક પોતાની ભાર્યાને સોંપ્યો. આથી સંતુષ્ટ થતી ભાર્યા સાથે તે પોતાના મેઘકુંડ નગરમાં આવ્યો. ત્યાં મોટા આડંબરથી તેણે બાળકનું પ્રદ્યુમ્ન એવું નામ રાખ્યું. મેરૂપર્વતની ગુફામાં રહેલ કલ્પવૃક્ષની જેમ તે અત્યારે વૃદ્ધિ પામે છે."

એ પ્રમાણે સાંભળી હર્ષ પામતો નારદ, ભગવંતને વંદન કરી વૈતાઢ્ય પર્વતના શિખરના મુગટ સમાન મેઘકુંડ નગરમાં તે આવ્યો. ત્યાં તેણે કાલસંવરને જોતાં પુત્ર જન્મથી તેને વધાવ્યો, ત્યારે તેણે પણ નારદને ભવનની અંદર લઇ જઇને પ્રદ્યુમ્ન બાળક બતાવ્યો. રૂક્મિણીની મૂર્ત્તિરૂપ તેને જોઇને નારદ ત્યાંથી આકાશમાર્ગે ઉડ્યો અને દ્વારિકામાં આવ્યો. ત્યાં કૃષ્ણ, રૂક્મિણી પ્રમુખને તેણે સીમંધર ભગવંતે કહેલ પ્રદ્યુમ્નનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. જે સાંભળતાં પુત્રને જોવાને ઉત્કંઠિત બનેલ રૂક્મિણી આશામાં કાળ વ્યતીત કરવા લાગી.

એવામાં એકદા સત્યભામાને મનને આનંદ પમાડનાર ભાનુ નામે પુત્ર થયો. અહીં મેઘકુંડ નગરમાં ગુણ-કળાથી પરિપૂર્ણ એવો પ્રદ્યુમ્ન તે કામિનીઓના મનને વ્યામોહ પમાડવામાં મોહમંત્ર સમાન યૌવનવય પામ્યો. એટલે ત્રણે લોકમાં એવી કોઇ વસ્તુ ન મળે કે જેનો સમસ્ત સાર લેતાં પણ, અખિલ લોકના લોચનને અમૃતની વૃષ્ટિ સમાન એવા તે પ્રદ્યુમ્નની તુલ્યતા જે પામી શકે. વળી જે કમળ, કુંદ અને ચંદ્ર પ્રમુખ છે, તે તો તે તેજસ્વીના એક એક અવયવની આગળ દાસ જેવા લાગતા હતા. એમ સ્વાભાવિક સૌભાગ્યને પામેલ પ્રદ્યુમ્નને જોતાં તેની

પાલક માતા કામથી વિવશ થતી નિર્લજ્જ થઈને તેને કહેવા લાગી—'હે સુભગ ! તું મારા ઉદરથી જન્મ પામેલ નથી; પરંતુ જંગલમાં પ્રાપ્ત થતાં તને મોટા મનોરથથી મેં પાલન પોષણ કરીને વૃદ્ધિ પમાડ્યો. તો હવે વિષય-સુખના સેવનથી તુ મારા મનોરથ પૂર્ણ કર, કે જેથી હું તને ગૌરી, પ્રજ્ઞપ્તિ પ્રમુખ વિદ્યાઓ આપું ' એમ સાંભળતાં પ્રદ્યુમ્ન ચિંતવવા લાગ્યો કે—' અહો ! ધિક્કાર છે ! કે જનની પણ આવું બોલે છે. અથવા તો કામાસક્ત જનો કાર્ય કે અકાર્યને જાણતા નથી તો હવે પ્રથમ વિદ્યાઓ એની પાસેથી ગ્રહણ કરી લઉં, પછી જે કંઇ ઉચિત લાગશે તે કરીશ. ' એમ ધારીને પ્રદ્યુમ્ને તેને કહ્યું—'મને વિદ્યાઓ આપ. હું તારૂં હિત કરીશ. ' આથી વિષયલુબ્ધ તે મુગ્ધાએ તેને વિદ્યાઓ આપી દીધી. પછી ભોગસુખને માટે પ્રાર્થના કરતી તેણીને કુમારે કહ્યું કે—' જો કે હું તારો પુત્ર છું, અને કદાચ ન હોઉં, તથાપિ તેં મને ઉછેરીને મોટો કર્યો છે, તેથી આમ કહેવું પણ તને યોગ્ય નથી; તો વિષયભોગની શી વાત ?' છતાં તે વારંવાર પ્રાર્થના કરવા લાગી, પણ કુમારે તેનો તૃણ સમાન અનાદર કર્યો, જેથી તેણે નખોથી પોતાના અંગમાં ક્ષત કરીને પોકાર કર્યા, આથી સંભ્રાંત થઈ તેનો સ્વામી આવીને બોલ્યો કે—' હા ! આ શું ? ' ત્યારે તે કહેવા લાગી કે—' આ કુમાર બલાત્કારથી મારા શીલને ખંડિત કરે છે ' એમ કહીને તેણે નખના ક્ષત બતાવ્યા. જે જોતાં કાલસંવર કોપાયમાન થઇને પોતાના પુત્રોને કહેવા લાગ્યો—' અરે ! આ દુરાચારી. અકૃતજ્ઞને મારો. ' એટલે તે બધા પ્રદ્યુમ્નને મારવા દોડ્યા, પણ પ્રચંડ ભૂજ બળયુક્ત એકલા કુમારે, હરિણોને સિંહની જેમ તે બધાને જીતી લીધા. આથી કોપાયમાન થયેલ કાળની જેમ દુઃસહ એવો કાલસંવર પોતે કુમારની સામે દોડ્યો, ત્યારે મંત્રથી સર્પની જેમ તેને પણ કુમારે ગર્વરહિત બનાવી દીધો. એટલે તે નગરમાં ભાગી છુટ્યો. તેથી પ્રદ્યુમ્ને તેને માણુસ મોકલીને કનકમાલનો બધો વૃત્તાંત જણાવ્યો અને કહેવરાવ્યું કે—' હે તાત ! હું સંગ્રામમાં તમારી સામે થયો એ મારો દોષ ક્ષમા કરો, કારણકે મોટા પુરૂષો ક્ષમાવંત હોય છે. આ હકીકત જાણવામાં આવતાં વિદ્યાધરે વિચાર કર્યો કે—' મહિલા એ અનર્થના સ્થાનરૂપ અને દોષરૂપ વૃક્ષને વધારવામાં અમૃતની નીક સમાન હોય છે. ' એમ ધારી કાલસંવરે કુમારનો સત્કાર કર્યો.

એ અરસામાં નારદ ત્યાં આવી ચડ્યો. ત્યારે વિદ્યાએ પ્રદ્યુમ્નને કહ્યું કે—' આ દેવર્ષિ છે. ' આથી તેણે નારદને પ્રણામ કર્યા. એટલે નારદે પણ તેને કહ્યું કે —" કૃષ્ણની પત્ની રૂકિમણીનો તું પુત્ર છે. ધૂમકેતુ દેવતાએ તારૂં હરણ કર્યું, તારા વિરહમાં રૂકિમણીએ સોળ વરસ વ્યતિત કર્યા. વળી રૂકિમણીએ સત્યભામાની સાથે પ્રતિજ્ઞા કરી છે કે—' જેને પૂર્વે પુત્ર થાય, તેના વિવાહમાં બીજી પોતાના

કેશથી હર્ષ-કાર્ય કરે.' અત્યારે સત્યભામાના ભાનુ નામના પુત્રનો વિવાહકાળ વર્તે છે. માટે હે કુમાર ! આપણે બંને ત્યાં જઇએ." પછી પિતાને પૂછીને પ્રદ્યુમ્ન નારદની સાથે ચાલતો થયો. અને દ્વારિકા પાસે આવતાં સુવર્ણ-પ્રાસાદની કાંતિથી દેદીપ્યમાન નગરીને જોઇને પ્રદ્યુમ્ને તેને પૂછ્યું કે—' આ શું ?' ત્યારે નારદે કહ્યું કે—' એ સુવર્ણમય દ્વારિકા નામે નગરી છે, કે જે કુબેરે તારા પિતા કૃષ્ણને માટે બનાવી છે.' એટલે—' પ્રદ્યુમ્ને કહ્યું—' તું અહીં આવ્યો છું એમ કોઇને કહેજો નહિ.'

પછી પ્રદ્યુમ્ન બાળ સાધુનો વેશ લઇને પોતાની માતાના ઘરે ગયો, અને બોલ્યો કે—'હે શ્રાવિકા ! હું સોળ વરસનો ઉપવાસી રહ્યો છું. તેથી અત્યારે તારા ઘરે પારણું કરવા આવ્યો છું ! તે બોલી—' તપ તો ઉત્કૃષ્ટ એક વર્ષ પ્રમાણુ કહેલ છે, અને તું જે એટલો કાળ બતાવે છે, તે કેમ સંભવે ?' પ્રદ્યુમ્ન બોલ્યો —' હે શ્રાવિકે ! સોળ વરસમાં મેં માતાનું દૂધ પણ પીધું નથી. જો તારે આપવાની ઈચ્છા હોય, તો આપ, નહિ તો ચાલ્યો જાઉં' ત્યારે રૂકિમણી બોલી—' તારે કઇ વસ્તુની જરૂર છે ?' તેણે કહ્યું—' મને દૂધ ચોખાની કાંજી જોઇએ. એટલે તે તૈયાર કરવા લાગી. એવામાં તેણે પોતાની વિદ્યાના બળથી અગ્નિ ઓલવી નાખી.' ત્યારે રૂકિમણી બોલી—' હે ભગવન્ ! સારા મોદક લ્યો; પરંતુ એક કૃષ્ણ વિના બીજો કોઈ એ જીરવી ન શકે.' ક્ષુલ્લક મુનિએ કહ્યું—' તપના પ્રભાવથી તે હું જીરવી શકીશ ! પછી તેણે પ્રદ્યુમ્ન મુનિ આગળ મોદકોનો મોટો ઢગ કર્યો. એટલે ક્ષુલ્લકે રાક્ષસની જેમ બધા મોદક પોતાના મુખમાં નાખી દીધા ! તે જોઈ રૂકિમણી હસીને બોલી કે—' અહો ! તારી શક્તિ તો દિવ્ય છે.' ત્યારે નારદે જણાવ્યું કે—' હે દેવી ! આ તારો પુત્ર પ્રદ્યુમ્ન છે.' એટલે કુમાર પણ સાધુરૂપ મૂકીને સ્વાભાવિકરૂપમા આવ્યો અને સુરકુમારની જેમ અદ્ભુત રૂપશાળી તે માતાના પગે પડ્યો. રૂકિમણીએ તેને ગાઢ આલિંગન આપીને શિરપર સ્નેહ-ચુંબન કર્યું. પછી પ્રદ્યુમ્ને જનનીને કહ્યું કે—' જ્યાંસુધી મારો પિતા મને ન મળે, ત્યાં સુધી મારું આગમન કોઇને કહેશો નહિ.'

હવે અહીં સત્યભામાએ રૂકિમણી પાસે કેશ માગવાને હજામસહિત પોતાના નોકરો મોકલ્યા. એટલે વિદ્યાના બળથી પ્રદ્યુમ્ને હજામનું માથું મુંડીને કેશ મોકલાવ્યા. આથી ક્રોધ લાવીને સત્યભામા પણ રૂકિમણી પાસે આવી. ત્યાં પ્રદ્યુમ્ન કૃષ્ણનું રૂપ કરીને બેઠેલ તેણીના જોવામાં આવ્યો. તેથી ગુસ્સે થઇને 'આ અનર્થનું મૂલ જ્યારે નીકળશે, ત્યારે કેશ લઇશ' એમ તર્જના કરતી સત્યભામા બહાર નીકળીને કૃષ્ણના આવાસમાં આવી. ત્યાં પોતાના પરિજનસહિત કૃષ્ણને બેઠેલ જોઇને તે કહેવા લાગી કે—'મારી પ્રતિજ્ઞાનો ભંગ કરીને અહીં તમે તરત

ચાલ્યા આવ્યા. જણાઓ છે.' એમ બોલીને તે પોતાના આવાસમાં ગઇ. એટલે કૃષ્ણ પણ તેણીને મનાવવા માટે ત્યાં ગયો.

એવામાં પ્રદ્યુમ્ન, રૂક્મિણીને રથમાં બેસારી, શંખ ફુંકતો નગરીના મધ્ય ભાગમાં થઇને બહાર નીકળતો, પૌરજનોને કહેવા લાગ્યો કે—'કૃષ્ણની રૂક્મિણીને કોઇ સુભટ લઇ જાય છે, જો તેનામાં બળ હોય, તો અટકાવે.' એમ સાંભળતાં યાદવો કોપાયમાન થઈ, હસ્તી, અશ્વો અને રથો પર બેસીને તેની પાછળ દોડ્યા, એટલે પ્રચંડ ભુજદંડથી વાળેલ ધનુષ્ય થકી તીવ્ર બાણો ફેંકતાં આકાશને આચ્છાદિત કરતા યાદવોને પ્રદ્યુમ્ને પાછા વળીને જીતી લીધા. એવામાં ગદા, શંખ, ચક્ર અને તરવારને હાથમાં લઇ રથારૂઢ થઇને કૃષ્ણ ત્યાં આવી પહોંચ્યો. ત્યારે ગૌરી, પ્રજ્ઞપ્તિ-વિદ્યાના બળથી તેણે કૃષ્ણને પણ પાછો હઠાવ્યો. આથી વિલક્ષ મુખ કરી ચિંતાતુર બનેલા કૃષ્ણને નારદે કહ્યું કે—'હે નારાયણ! રૂક્મિણીના ઉદરથી ઉત્પન્ન થયેલ એ તારો પુત્ર પ્રદ્યુમ્ન છે.' એમ સાંભળતાં હર્ષથી મુખ વિકાસી, કૃષ્ણે તેને આલિંગન દઇને મહોત્સવપૂર્વક નગરીમાં પ્રવેશ કરાવ્યો. પછી અદ્ભુત ગુણોથી રંજિત થયેલા કૃષ્ણ અને બળદેવે પ્રદ્યુમ્નને રાજાઓની અને વિદ્યાધરોની સુંદર કન્યાઓ પરણાવી અને તેને રાજ્યનો અધિકારી બનાવ્યો.

એ અરસામાં દુર્યોધને મોકલેલ પુરૂષોએ આવીને કૃષ્ણને વિનંતિ કરી કે—'તારી પુત્ર વધૂ અને મારી પુત્રી કે જે ભાનુકુમારને પરણાવવાની હતી, તેનું કોઇએ હરણ કર્યું છે. માટે તેની તપાસ કરાવો.' કૃષ્ણે કહ્યું—'હું શું સર્વજ્ઞ છું? કે જેથી તેને જાણી શકું? જો મને એવી ખબર પડતી હોય તો રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નને હું કેમ જાણી ન શક્યો?' ત્યારે પ્રદ્યુમ્ન બોલ્યો—'હે દેવ! મને આજ્ઞા કરો, તો હું તેને લઈ આવું.' કૃષ્ણે કહ્યું—'એમ કરો.' એટલે પ્રદ્યુમ્ન તે કન્યાને લઈ આવ્યો, કારણકે તેણેજ તેનું હરણ કર્યું હતું. પછી મોટી સમૃદ્ધિથી કૃષ્ણે ત કન્યા ભાનુકુમારને પરણાવી.

એક વખતે પ્રદ્યુમ્ન કુમારનું અદ્ભુત ચરિત્ર સાંભળતાં સત્યભામાએ કૃષ્ણને કહ્યું કે—'હે નાથ! એવો ઉપાય કરો કે જેથી મને પણ એવો પુત્ર પ્રાપ્ત થાય.' કૃષ્ણે કહ્યું—'હે પ્રિયે! એ તો પુણ્યની લીલા છે.' છતાં સત્યભામાએ તેને વારંવાર એજ વાત કહી. તેથી પૂર્વના પરિચિત દેવને યાદ કરતાં કૃષ્ણ પૌષધ લઇને એકાંતમાં બેઠો. એટલે ત્રીજે દિવસે તે દેવ પ્રત્યક્ષ થયો. ત્યારે કૃષ્ણે તેને કહ્યું—'પ્રદ્યુમ્ન કુમાર સમાન મને બીજો પુત્ર આપ.' દેવ બોલ્યો—'તને પુત્ર પ્રાપ્ત થશે, જે રાણીથી તું પુત્રને ઇચ્છતો હોય, તેને આ હાર આપજે.' એમ કહી, તે હાર કૃષ્ણને આપીને દેવ તરત અદૃશ્ય થઇ ગયો.—એ હકીકત વિદ્યાના બળથી જાણીને પ્રદ્યુમ્ને પોતાની માતાને કહ્યું કે—'તને ભલે બીજો પુત્ર થાય.' તે બોલી—'મને બીજો પ્રસવ નથી—એમ જ્ઞાનીએ કહ્યું છે. માટે મને પ્રિય

એવી જંબવતીને પુત્ર આપ.' ત્યારે કુમારે કહ્યું—'ભલે, એમ કરીશ.' એવામાં જંબવતી ત્યાં આવી. એટલે કુમારે પ્રજ્ઞપ્તિ વિદ્યાના બળથી તેનું સત્યભામા સમાન રૂપ બનાવી કૃષ્ણના વાસગૃહમાં તેને મોકલી. આથી જંબવતીને સત્યભામા સમજી, સંતુષ્ટ થઈને કૃષ્ણે, દેવતાએ આપેલ હાર તેણીના ગળામાં નાખ્યો અને તેની સાથે સંભોગ કર્યો. પછી જંબવતી પોતાના આવાસમાં ચાલી ગઈ. ત્યાં નિદ્રા લેતાં તેણે સ્વપ્નમાં પોતાના મુખમાં પ્રવેશ કરતો સિંહ જોયો, એવામાં શુક્ર દેવલોકથી ચવીને કૈટભ–દેવનો જીવ, જંબવતીના ઉદરમાં આવીને અવતર્યો.

અહીં સત્યભામા કૃષ્ણ પાસે આવી, ત્યારે કૃષ્ણે વિચાર કર્યો કે—'અદ્યાપિ એ સંભોગથી અતૃપ્ત છે, તેથી ફરીને આવી. તેમના રતિસુખમાં વિઘ્ન કરવા માટે પ્રદ્યુમ્ન કુમારે ભેરી વગાડી, તેનો શબ્દ સાંભળતાં પ્રભાત સમજીને કૃષ્ણ ઉઠ્યો.

પછી જંબવતીને સમય આવતાં એક **શાંબ** નામે શ્રેષ્ઠ પુત્ર થયો. યૌવન પામતાં તેને કૃષ્ણે વિદ્યાધરો અને રાજાઓની અનેક કન્યાઓ પરણાવી. પ્રદ્યુમ્ન પર તેનો અત્યંત સ્નેહ હોવાથી તે તેની સાથે સ્વેચ્છાએ ક્રીડા કરવા લાગ્યો. એકદા **શ્રી નેમિનાથ** ભગવંત પાસે પ્રદ્યુમ્ન અને **શાંબ** બંને કુમારોએ દીક્ષા અંગીકાર કરી, પછી તીવ્ર તપ તપી, કેવળજ્ઞાન પામી, અનેક ભવ્યાત્માઓને પ્રતિબોધ પમાડીને તે બંને મોક્ષે ગયા."



# પ્રકરણ ૧૩ મું.

## તપ કરતાં સ્પૃહા ન રાખવા ઉપર ધર્મયશ મુનિની કથા

(અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે કે— )

"હે નરેંદ્ર! ધર્મયશ સાધુની જેમ લોકાદિકમાં નિઃસ્પૃહ થઈને કર્મ—નિર્જરાના હેતુરૂપ તપ કરો, પણ ધર્મઘોષ મુનિની જેમ તપ કરતાં સ્પૃહા ન રાખવી. તે વૃત્તાંત આ પ્રમાણે છે—

### ધર્મયશ અને ધર્મઘોષની કથા.




ભરતક્ષેત્રમાં **અવંતી** દેશના તિલક સમાન અને સેંકડો આશ્ચર્યોયુક્ત એવી **ઉજ્જયિની** નામે નગરી છે. જ્યાં દેવમંદિરોના શિખરોપર રહેલા સુવર્ણના કળશોની ઉપર વિલાસ કરતી ધ્વજાઓ તે આકાશ–ગંગાના કમળો પર રહેલા હંસોના જેવી શોભતી હતી. ત્યાં શત્રુઓનો વિજય કરવામાં સાવધાન એવો **ચંડપ્રદ્યોત** નામે રાજા હતો. તેના **પાલક** અને **ગોપાલક** નામે બે સહોદર પુત્ર હતા. તેમાં વૈરાગ્યથી

વાસિત થયેલ ગોપાલકે દીક્ષા અંગીકાર કરી અને પ્રબળ પ્રતાપી પાલકે રાજ્યનું પાલન કર્યું. પાલકના **અવંતિવર્ધન** અને **રાષ્ટ્રવર્ધન** નામે બે પુત્રો થયા. તેમાં અવંતિવર્ધન મોટો હોવાથી તેને તેણે રાજ્યાસનપર અભિષિકત કર્યો અને **રાષ્ટ્રવર્ધન** કનિષ્ઠ હોવાથી તેને યુવરાજ-પદપર સ્થાપન કર્યો પછી સંવેગ પામીને પોતે દીક્ષા ધારણ કરી.

હવે લક્ષ્મી સમાન મનોહર અને નિર્મળ શીલ-ગુણરૂપ આભરણથી અલંકૃત એવી **ધારિણી** નામે રાષ્ટ્રવર્ધનની ભાર્યા હતી. તેણીનો **અવંતિસેન** નામે એક ગુણવાન્ પુત્ર હતો અને બીજો પુત્ર તેણીના ગર્ભમાં હતો. એવામાં કામિનીઓના વિલાસમય, કંદર્પના દર્પને પ્રગટ કરનાર તથા લોકોના મનમાં પ્રમોદ (હર્ષ) ઉપજાવનાર એવો વસંત-સમય આવ્યો. એ વસંતથી વિકાસ-પામેલ ઉપવનમાં ક્રીડા કરતી **ધારિણી**ને જોતાં કામથી પરવશ બનેલ **અવંતિવર્ધન** રાજા, આપ્રમાણે ચિંતવવા લાગ્યો—'અહો! આ રમણીએ પોતાના મુખ-કમળથી જીતી લીધેલ ચંદ્રમા જાણે પોતાના કલંકરૂપ પંકને ધોવા માટે નિરંતર સમુદ્ર જળમાં નિમગ્ન થાય છે, એ બાળાના લોચન-લાવણ્યના લાભમાં લુબ્ધ થયેલા મુગ્ધ મૃગલાઓ જાણે વનવાસના વ્રતને સેવે છે. એના અધરથી પોતાની અરૂણતાનો ગર્વ ઉતરી જતાં જાણે લજ્જા પામ્યાં હોય તેમ બિંબફળો લતાઓમાં અધર લટકી રહ્યાં છે. માટે જો એની સાથે વિષય-સેવન કરૂં, તો હું મારા જીવિતને સફળ સમજું.' આથી રાજા **ધારિણી**ને પુષ્પ, તાંબુલ અને વિલેપનાદિક મોકલવા લાગ્યો, એટલે **ધારિણી** પણ તેને વડીલ સમજી નિર્વિકાર બુદ્ધિથી તે બધું સ્વીકારતી હતી.

એક વખતે ઉભય-લોકના ભયની દરકાર ન કરતાં રાજાએ **ધારિણી**ને કહ્યું કે—'હે સુંદરી! તું મને માન્ય કર! તે બોલી—'હે મહારાજ! જે મારા સ્વામીએ તમને માન્ય કર્યા, તો મનેતો પ્રથમથીજ માન્ય છો.' રાજા બોલ્યો—'મનુષ્ય-ભાવે તું મારો સ્વીકાર કર! તે બોલી-'અનેક સંગ્રામમાં વિપુલ સાહસ બતાવનાર એવા તમને મનુષ્ય-ભાવે કોણ ન સ્વીકારે?' રાજાએ કહ્યું—'મને પતિ તરીકે માન્ય રાખ.' તે બોલી—'જો તમે સમસ્ત પૃથ્વીના પતિ છો તો મારાપણ પતિજ છો.' ત્યારે રાજાએ કહ્યું—'હે કમલાક્ષી! એવી મશ્કરી કરવી જવા દે, પણ કામાગ્નિની જ્વાળાથી બળી રહેલ મને તારા સમાગમ રૂપ અમૃત-રસથી શાંતિ પમાડ ને રાજ્યની સ્વામિની થા! એમ સાંભળતાં **ધારિણી** બોલી—"હે દેવ! તમે વડીલ થઇને એવી આજ્ઞા ન કરો. તમે જગતના આધાર રૂપ છો, તે સમુદ્રની જેમ મર્યાદાનું ઉલ્લંઘન ન કરો. તમે કે સમુદ્ર જો મર્યાદા રહિત થાઓ, તો જગતનો પ્રલય થઈ જાય. તમારા ભય અને ન્યાયથી લોક ચાલે છે. કારણ કે—

" इदं प्रकृत्या विषयैर्वशीकृतं, परस्परस्त्रीधनलोलुपं जगत् ।
सनातने वर्त्मनि साधुसेविते, प्रतिष्ठिते भूपभयोपपीडितम् " ॥१॥

**અર્થ**—આ જગત્ સ્વભાવથીજ વિષયોને આધીન અને પરસ્પર સ્ત્રી તથા ધનમાં આસકત છે, છતાં રાજાઓથી પ્રવર્ત્તતા ભયથી ડરીને સજ્જનોએ સેવેલ સનાતન માર્ગમાં એ રહી શકે છે.

માટે હે નરેંદ્ર! કુળને કલંક લગાડનાર તથા દુર્ગતિના કારણ રૂપ એવા એ દુષ્ટ અધ્યવસાયને મૂકી દો. વળી ક્ષુદ્ર પ્રાણીઓએ પણ એ માર્ગનો ત્યાગ કરેલો છે." એ પ્રમાણે સમજાવ્યા છતાં રાજા પ્રતિદિન તેની પાછળ લાગ્યો. એટલે **ધારિણી**એ પુનઃ તેને સમજાવ્યું કે—'અરે! એ ભાઇથી પણ તું કેમ લજજા પામતો નથી?' આથી રાજાએ વિચાર કર્યો કે—'અવશ્ય **રાષ્ટ્રવર્ધન**ના ભયથી એ મારા તાબામાં આવતી નથી. માટે તેને મારી નાખું.' એમ નિશ્ચય કરી **રાષ્ટ્રવર્ધન**ને હણીને રાજાએ ધારિણીને કહ્યું કે—'હે મૃગાક્ષી! તારા ભયના કારણનો મેં નાશ કર્યો.' એમ સાંભળતાં **ધારિણી**એ ચિંતવ્યું કે—"અહા! આ મારા દેહને ધિક્કાર છે. મારા રૂપપર વજ્ર પડો કે જે ગુણના નિધાન એવા આર્યપુત્રને મરણ નિપજાવનાર નીવડયું. અકલંકિત શીલ પાળતાં મને ભિક્ષા પણ સંતોષકારી છે અને શીલનો ભંગ કરાવે તેવા રાજ્યથી પણ મારે કશું કામ નથી." એમ ધારી પોતાના **અવંતિસેન** પુત્રને ત્યાંજ મૂકીને **ધારિણી** એક સાર્થની સાથે ચાલી નીકળી અને અનુક્રમે તે **કૌશાંબી** નગરીમાં આવી. ત્યાં શત્રુ–સૈન્યનો વિજય કરનાર એવો **અજિતસેન** નામે રાજા હતો. તેની ગુણ–ગણની લીલાના ભવનરૂપ **લીલાવતી** નામે રાણી હતી. વળી ત્યાં ધર્મરૂપ વૃક્ષને વૃદ્ધિ પમાડવામાં મેઘ સમાન એવા **ધર્મવસુ** નામે આચાર્ય હતા, તેમજ વિનયાદિ ગુણ–સંપન્ન **વિનયવતી** નામે પ્રવર્ત્તિની હતાં. તેમની વસતિમાં જઇને **ધારિણી**એ પ્રવર્ત્તિનીને પ્રણામ કર્યા એટલે તેણે **ધારિણી**ને પૂછયું કે—'હે વત્સે તારૂં શરીર તો રાજરમણી જેવું છે, છતાં એ શરીરની આવી દશા કેમ? માટે શી હકીકત છે, તે કહે.' ત્યારે ધારિણીએ પોતાનો બધો વૃત્તાંત પ્રવર્ત્તિનીને કહી સંભળાવ્યો.' જે સાંભળતાં પ્રવર્ત્તિની બોલ્યા—'હે વત્સે! તું ધન્ય છે કે શીલ પાળવા માટે અગ્નિથી બળતા ઘાસના પૂળાની જેમ રાજ્યને પણ તેં તજી દીધું. જે સમસ્ત ઉપદ્રવરૂપ પર્વતોને દળી નાખવામાં વજ્રદંડ સમાન દુષ્પ્રેક્ષ્ય છે, જે પૂર્વોપાર્જિત પાપ–દાવાનળને ઓલવવામાં મેઘ સમાન છે, જે સ્વર્ગ–સુખરૂપ વૃક્ષના મજબુત મૂળ તુલ્ય અને જે મુક્તિ–મંદિરના દ્વાર સમાન છે–એવા શીલમાં સજ્જન–સુજ્ઞ જનોએ સતત પ્રયત્ન કરવો ઉચિત છે.' આથી શીલ પાળવાનો અન્ય કોઇ ઉપાય ન સમજતાં **ધારિણી**એ દીક્ષા ધારણ કરી. પછી અપથ્ય સેવનારના રોગની જેમ ગર્ભ

હળવે હળવે વધવા લાગ્યો. તેથી પ્રવર્તિનીએ તેને પૂછયું કે—'હે ભદ્રે ! આ શું ?' એટલે તે બોલી—'પૂર્વે મારા પતિના સમાગમથી મને એ ગર્ભ રહેલો છે, પણ વ્રતમાં વિઘ્ન ન થાય-એમ ધારીને મેં એ વાત ન જણાવી.' આથી ધારિણી એક શ્રાવકના ઘરે ગુપ્ત રીતે રહી. સમય આવતાં તેણીએ સર્વ લક્ષણો સહિત એક પુત્રને જન્મ આપ્યો. એટલે 'સાધુ-સાધ્વીઓને કલેશ ન થાય' એમ સમજી ને રાષ્ટ્રવર્ધનના નામથી અંકિત એક મુદ્રિકાસહિત તે બાળકને ધારિણીએ રાજ-ભવનના આંગણામાં મૂકી દીધો. અને પોતે સાધ્વી (ધારિણી) પાછી વળી. એવામાં મણિની કાંતિ સમાન દિશાઓને પ્રકાશિત કરનાર તે બાળક, અગાસીપર આરૂઢ થયેલ રાજાના જોવામાં આવ્યો. એટલે તેણે લઇને તે લીલાવતી રાણીને આપતાં કહ્યું કે—'હે દેવી! પુત્ર રહિત એવી તારો આ પુત્ર છે.' એમ કહીને 'રાણીને ગુપ્ત ગર્ભ હોવાથી પુત્ર જન્મ્યો' એમ પ્રકાશતાં રાજાએ તેનું વર્ધાપન કર્યું. કારણ કે—

संगामे गयदुग्गमे हुयवहे जालावलीसंकुले,
कंतारे करिवग्घसीहविसमे सेलेबहूवद्दवे ।
अंभोहिंमि समुल्लसंतलहरीलंघिज्जमाणंवरे,
सव्वो पुव्वभवज्जिएहिं पुरिसो पुन्नेहिं पालिज्जए" ॥ १ ॥

**અર્થ**—હાથીઓથી દુર્ગમ બનેલ રણાંગણમાં, જ્વાળાઓથી વ્યાપ્ત અગ્નિમાં, હસ્તી, વાઘ, સિંહાદિકથી વિષમ જંગલમાં, બહુ ઉપદ્રવવાળા પર્વતમાં, અને ઉંચે આકાશ સુધી ઉછળતા તરંગોયુક્ત મહાસાગરમાં—એમ સર્વ સંકટના સ્થળે સહુ કોઇને પૂર્વે કરેલ પુણ્યો બચાવે છે.

હવે સાધ્વીઓએ તેને પૂછયું કે 'હે ભદ્રે ! તું એકલી કયાં ગઇ હતી ?' તે બોલી—'મરેલ બાળક જન્મ્યો, તેને પરઠવા માટે ગઈ હતી.'

અહીં પાંચ ધાત્રીઓથી પાલન કરાતો તે બાળક વૃદ્ધિ પામવા લાગ્યો રાજાએ તેનું મણિપ્રભ એવું નામ રાખ્યું. ધારિણી સાધ્વી પણ રાણીની સાથે સોબત કરીને તે બાળકને સ્નેહ બતાવવા લાગી. બધી કળાઓ ગ્રહણ કરીને મણિપ્રભ યૌવનવય પામ્યો. એવામાં સર્વ જીવો પ્રાંતે મરણને શરણ થવાના છે, એ નિયમથી અજિતસેન મરણ પામતાં 'આ સર્વ ગુણોથી યુક્ત' એમ ધારીને મંત્રિ-સામંતોએ મણિપ્રભને રાજ્યપર અભિષિક્ત કર્યો. કારણકે—

" न दत्वा नार्थितामेति, नवांभोभिर्न पूर्यते ।
आत्मा तु पात्रतां नेयः, पात्रमायान्ति संपदः " ॥ १ ॥

**અર્થ**—મહાસાગર આપ્યા વિના યાચના પામતો નથી અને નૂતન જળથી ભરાતો પણ નથી. માટે આત્માને પાત્ર બનાવવો. પાત્ર થવાથી એને સંપત્તિ આવીને મળે છે.

મણિપ્રભ રાજા વૈરી રાજાઓને પોતાના પરાક્રમથી વશ કરીને રાજ્યનું પાલન કરવા લાગ્યો.

હવે ત્યાં વિનયવતી પ્રવર્ત્તિનીને એક વિગતભયા નામે શ્રેષ્ઠ શિષ્યા છે કે જેણે ભવ–ભયથી ઉદ્વિગ્ન થઇ ને ભક્ત ( આહાર ) નું પ્રત્યાખ્યાન કરેલ છે. તેથી શ્રી સંઘે, અનશનમાં રહેલ તે સાધ્વીની ભારે ભક્તિથી પૂજા કરી અને મોટા આડંબરથી પ્રવર્ત્તિનીનો સત્કાર કર્યો. વળી અહીં ધર્મવસુસૂરિના ધર્મઘોષ અને ધર્મયશ નામે બે શિષ્ય હતા. તે પણ આ પ્રમાણે શરીર–સુશ્રૂષાનો ત્યાગ કરી ઇંદ્રિય–દમન કરવા લાગ્યા. ચાર વિગઇ અને વિવિધ પ્રકારની વિકારક વસ્તુઓનો તેમણે ત્યાગ કર્યો. તેમજ એક વરસ બે વિગઇનો ત્યાગ કર્યો અને એકાંતરા આંબિલ કર્યા. વળી છમહિના વિકૃષ્ટ તપ અને છ મહિના આંબિલ કર્યા. તેમજ બીજા છ મહિના પણ વિકૃષ્ટ તપ કર્યો છે. વળી એક કોટિ વરસ આનુપૂર્વી સાથે આંબિલ કરી, પર્વતની ગુફામાં જઇને પાદપોપગમન અનશન કરવા તપ શરૂ કર્યો.

હવે અહીં ધારિણીને ન જોવાથી અવંતિવર્ધન ચિંતવવા લાગ્યો કે અહા ! વિષયની પરવશતાથી મેં મોટું અકાર્ય કર્યું કે પોતાના ભાઇને મેં મારી નાખ્યો. અને તે પ્રમદા પણ મને ન મળી તેથી કાકનું ભક્ષણ કર્યા છતાં હું અજરામર ન થયો ’ એમ પશ્ચાત્તાપથી સંવેગ પામી, ધારિણીના પુત્ર અવંતિસેનને રાજ્ય આપીને તેણે દીક્ષા અંગીકાર કરી. એટલે અવંતિસેનનો બધા રાજાઓ સત્કાર કરવા લાગ્યા. પણ મણિપ્રભ રાજા તેને પરંપરાનો દંડ મોકલતો ન હતો. આથી દંડ માગવાને તેણે મણિપ્રભ રાજાને દૂત મોકલ્યો, તેણે યથોચિત વિનયાદિ કર્ત્તવ્ય કરીને રાજાને કહ્યું કે—‘ હે નરેંદ્ર ! અવંતિસેન મહારાજા તમને આદેશ કરે છે કે—પરંપરાથી આપવામા આવતો દંડ મને આપીને તમે ઇચ્છાનુસાર રાજ્યસુખ ભોગવો; એટલે પૂર્વે કદિ ન સાંભળેલ એ વચન સાંભળતાં મણિપ્રભ, રોષથી લોચનને લાલ બનાવીને કહેવા લાગ્યો કે—‘ એ–રે ! આ દૂતની જીભને છેદી નાખો ’ એમ સાંભળતો—‘ જેવી દેવની આજ્ઞા ’ એમ બોલતા સુભટોએ હાથમાં હથીયાર લીધાં. તેમને સજ્જ થયેલ જોઈ દૂત ધૃષ્ટતા લાવીને બોલ્યા કે—‘હે રાજન્ ! આ વાક્ય તે બીજાનું છે અમે તે માત્ર વચનરૂપ સંદેશો લાવનારા છીએ. તમે અને બીજા રાજાઓ બધા દૂતના મુખથી કામ લે છે. મહા સંગ્રામ ચાલુ થાય અને શસ્ત્રો પડતાં હોય, છતાં દૂત મોકલવાનું અને તેને ન મારવાનું નીતિમાં બતાવેલ છે. પછી નીતિશાસ્ત્રનો વિચાર કરતાં મણિપ્રભ રાજાએ દૂતને વિસર્જન કર્યો. એટલે તેણે આવીને બધો વૃત્તાંત અવંતિસેનનો કહી સંભળાવ્યો જેથી તે ચતુરંગ સૈન્યથી શેષનાગના ફણા રત્નને દબાવતો પુષ્કળ ખજાનો લઇને કૌશાંબી ભણી ચાલ્યો.

એવામાં ધર્મઘોષ મુનિએ તપથી શરીરને શુષ્ક બનાવીને વિચાર કર્યો

કે—' અહીં વિગતભયા સાધ્વી જેમ સંઘથકી પૂજા પામી, તેમ હું પણ પૂર્વે ત્યાં અનશન આદરીને પૂજા પામીશ ' અને ધર્મયશમુનિ તો શુભધ્યાનમાં સાવધાન છે. તેથી તેમણે વિચાર કર્યો કે—" આ લોક કે પરલોકના સુખની આશાથી તપનો આદર ન કરવો, કીર્ત્તિ, વર્ણ શબ્દ કે યશને માટે તપ ન આદરવો તેમ અન્યત્ર નિર્જરા નિમિત્તે તપ ન આદરવો, માટે કર્મ-ક્ષય કરતાં લોક સત્કારની શી જરૂર છે ? તો હું તેવા સ્થાનમાં જાઉં કે જ્યાં મને કોઈ જાણી ન શકે " એમ ભાવતાં તે કૌશાંબી અને ઉજ્જયનીના મધ્યમાં આવેલ **વત્સગા** નામની નદીના કિનારે પર્વતની ગુફામાં અનશન આદરીને રહ્યા.

અહીં પરસૈન્ય આવતું સાંભળીને **મણિપ્રભે** સંગ્રામની તૈયારી કરવા માંડી. એવામાં **અવંતિસેન** રાજાએ આવીને કૌસાંબીને ઘેરો ઘાલ્યો. એટલે **મણિપ્રભ** રાજાની આજ્ઞાથી નગરના દ્વાર, મજબૂત કમાડોથી લોકો બંધ કરવા લાગ્યા, સુભટો સજ્જ થઇ હાથમાં શસ્ત્રો લઇને યોગ્ય સ્થાને ઉભા રહેવા લાગ્યા. કોટવાલો કિલ્લાના કાંગરા શણગારવા લાગ્યા અને પરસૈન્યને ચૂરવા માટે ત્યાં યંત્રોવતી પત્થરો મૂકવા લાગ્યા. પુષ્કળ ધન આપીને સુભટોની ભુજાઓની પ્રશંસા કરવા લાગ્યા, હાથીઓ અને અશ્વોને સજ્જ કરવા લાગ્યા. સુભટો આવીને સ્નેહથી વળગતાં તેમને પ્રિયતમાઓ ધીરજ આપવા લાગી. પોતપોતાના કટકની ચિંતામાં અધિકારીઓ વ્યાકુળ થવા લાગ્યા. લોકો, મણિ, કનક પ્રમુખ જમીનમાં દાટવા લાગ્યા. તેમજ ઘાસ, જળ, તેલ, ઘૃત, ઈંધણ, ધાન્ય વિગેરેનો સંગ્રહ કરવા લાગ્યા. તે વખતે બધા નગરજનો, ' અહીં શું થશે ? ' એમ ચિંતાથી વ્યાકુળ થવા લાગ્યા. એવા સમયમાં તે **ધર્મઘોષ** મુનિનો વચનમાત્રથી પણ કોઈએ સત્કાર ન કર્યો ત્યારે પૂજાને ન પામતાં તે મરણ પામ્યો એટલે કિલ્લાના ઉપલા ભાગથી તેને બહાર નાંખી દેવામાં આવ્યો. કારણ કે દ્વારથી જવા આવવાનો માર્ગ બંધ હતો. વળી કહ્યું છે કે—

" अन्यथैव विचिन्त्यन्ते, पुरूपेण मनोरथाः ।
दैवाहितसद्भावा, कार्याणा गतिरन्यथा " ॥ १ ॥

**અર્થ**—મનુષ્યો કંઈ જુદાજ મનોરથ કરે છે અને કાર્ય દૈવાધીન હોવાથી તે કરતાં કંઈ ભિન્નજ થવા પામે છે

બીજે દિવસે **અવંતિસેને** એક માગધને મોકલીને **મણિપ્રભ** રાજાને જણાવ્યું કે—' નગરી રૂપ ગુફામાં નાશી જઇને શિયાળની જેમ તું કેમ બેઠો છે ? જો સાચો પરાક્રમી હોય, તો ગુફા થકી સિંહની જેમ નગરી થકી નીકળ. ' ત્યારે **મણિપ્રભે** કહેવરાવ્યું કે—' હું સિંહ હોવાથી નગરી રૂપ બેઠો છું, પરંતુ જો તારે જીવિતની ઇચ્છા હોય, તો તે સુતેલ સિંહ ... સૈન્યના ... અંતરમાં

નહિ.' એટલે માગધે પુનઃ કહ્યું કે—' રણ–વાદ્યના શબ્દથી, બંદિજનોના ગાનથી તથા પરસૈન્યના કલકલ અવાજથી જો તું જાગતો હોય, તો સત્વર જાગ.' એમ સાંભળતાં મણિપ્રભ બોલ્યો—' સંગ્રામ કરવાને હું આ આવ્યો.' આથી માગધે જઇને એ વાત અવંતિસેનને કહી સંભળાવી.

અહીં મણિપ્રભ રાજાએ પ્રલયકાળના મેઘના ભયંકર ઘોષ સમાન સમરભેરી વગડાવી, એટલે તેનું સમસ્ત સૈન્ય સજ્જ થવા લાગ્યું. પર્વતના શિખર પર ચોતરફ દેદીપ્યમાન ઔષધિ–વલયોની જેમ જાત્ય સુવર્ણ અને રત્નમય બખ્તરો સુભટો પાસે મૂકવામાં આવ્યા, યમજીભ સમાન સુભટ–રક્તમાં આસક્ત બનેલ તરવારો, દુર્જનના વચનની જેમ મર્મ સ્થાનને ભેદનાર ભાલાઓ, ગુણ ( દોરી ) થી બદ્ધ છતાં વેશ્યાની જેમ સ્વભાવે કુટિલ ( વાંકા વળેલ ) ધનુષ્યો તેમજ પિશુન જનના પ્રપંચની જેમ પરના મર્મને વીંધનાર એવા બાણો તેમની પાસે મૂકવામાં આવ્યા. એ પ્રમાણે સંગ્રામના સાધનો ઉપસ્થિત થતાં, દયિતાના સ્તન–સ્પર્શમાં લુબ્ધ બનેલ કોઇ સુભટ બખ્તરથી સજ્જ ન થયો, રણ–શ્રદ્ધામાં ગાઢ આગ્રહી એવા કોઇક સુભટે, અશ્રુ–ધારાથી સ્તનને સિંચતી એવી પોતાની રોતી રમણીનો અનાદર કર્યો. કોઇએ, ઝરતા અશ્રુ–જળથી કાંચળીને ભીંજાવતી તથા કંકણને શિથિલ કરતી એવી દયિતાને—' હું આ ઝટ આવ્યો ' એમ કહીને આશ્વાસન આપ્યું, પોતે પીતાં છતાં અત્યંત આંસુ પડવાથી બરાબર ભરાઇ ગયેલ એવું જળપાત્ર ( પ્યાલો ), ઉપર રહેલ દયિતાએ કોઇ સુભટને આપ્યું, કોઇને પ્રિયતમાએ મૂર્છાથીજ પોતાનો અનુરાગ બતાવ્યો અને અન્ય સુભટનું, દયિતાએ વિલક્ષ હાસ્યથીજ મંગલ કર્યું. એ પ્રમાણે વિવિધ વિકારોથી પ્રિયતમાએ એ સ્નેહ બતાવતાં અને વિવિધ હથીયારોને હાથમાં લેતાં, હસ્તી, અશ્વો અને રથો પર આરૂઢ થયેલા લાખો સુભટોથી પરવરેલ, શરીરે ચંદનથી વિલિપ્ત થયેલ, શ્વેત વસ્ત્ર, આભરણ તેમજ પુષ્પથી સુશોભત બની તથા મોટા હસ્તીના સ્કંધ પર આરૂઢ થઇને મણિપ્રભ રાજા નગરીની બહાર નીકળ્યો.

એવામાં ધારિણી આર્યા ચિંતવવા લાગી કે—' આ બંને બંધુઓના યુદ્ધમાં જ્યાંસુધી નિરપરાધી જીવોનો નાશ ન થાય, તેટલામાં એમને જઇને અટકાવું.' એમ ધારી તે આર્યા મણિપ્રભ પાસે આવીને કહેવા લાગ્યા કે—' હે વત્સ ! મને એકાંત આપ કે જેથી હું તને કંઇક હિત–વચન કહું.' એટલે રાજાએ એકાંત માસાપતાં આર્યાએ તેને કહ્યું કે—' પોતાના સહોદરની સાથે તું સંગ્રામ શામાટે રાજાએ ?.' રાજા બોલ્યો—' હે ભગવતી ! તમે એવું અસત્ય કેમ બોલો છો ?' ત્યારે કહી સંભઆર્યાએ તેને પોતાનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો, અને પુનઃ કહ્યું કે— પુષ્કળ બજાનો ત્રી ન હોય, તો તારી માતાને પૂછી જો, તેમજ રાષ્ટ્રવર્ધનના નામની ' એટલે તેમ કરતાં રાજા શંકારહિત થઇને કહેવા લાગ્યો—' હે
એવામાં ધર્મધ.

આર્યા ! જો કે એ બધું સત્ય છે, તથાપિ અત્યારે નિવૃત્ત થતાં મને લજ્જા આવે છે.' આર્યા બોલી—'તો ઘડી ધીરજ રાખ કે જેથી હું તારા ભાઇને શાંત કરૂં.' એમ કહી આર્યાએ બીજા સૈન્યમાં જઇ પ્રતિહારને કહ્યું કે—'મને રાજા પાસે જવું છે.' તેણે રાજાને કહ્યું, એટલે રાજાએ જણાવ્યું—'એને અંદર દાખલ કર.' આથી પ્રતિહારે અંદર પ્રવેશ કરાવતાં તેને રાજાએ આસનપર બેસાર્યા, ત્યાં ધારિણીઆર્યાને જોતાં પરિજનો ચિંતવવા લાગ્યા કે—'આતો આપણી સ્વામિની જેવી લાગે છે.' પછી બરાબર તપાસતાં તેમના જાણવામાં આવ્યું કે—'આ તો અવશ્ય ધારિણીજ છે.' આથી આર્યાને પ્રણામ કરી રૂદન કરતા પરિજનો રાજાને કહેવા લાગ્યા કે —'હે દેવ આતો તમારી માતા છે.' ત્યારે રૂદન કરતાં રાજા તેના પગે પડયો. એટલે ધારિણીએ પોતાનો બધો વૃત્તાંત કહીને પુનઃ રાજાને કહ્યું કે—'હે વત્સ ! એ તારો ભ્રાતા છે, માટે યુદ્ધથી વિરામ પામ.' એમ શાંતિથી સમજાવતાં ધારિણી આર્યાએ બંને બાંધવોને શાંત કર્યા. પછી પરિતોષ પામતાં તે બંને મુખ-કમળને વિકાસ પમાડીને મળ્યા. એટલે સ્નેહથી ઉલ્લાસ પામતાં તે બંને બંધુઓને જે સુખ થયું, તે ત્રણે લોકમાં પણ ન સમાઈ શકે તેટલું હતું. કારણ કે:—

"पादा हिमांशोर्ललितं, वधूनां, गंधः स्त्रजां भ्रातृसमागमश्च ।
एकैकमप्येष मुदं तनोति, कः संहतानां पुनरस्ति मछ." ॥ १ ॥

**અર્થ**—ચંદ્રમાના કિરણો, લલનાઓનું લાલિત્ય; પુષ્પોની સુગંધ અને બંધુઓનો સમાગમ—એમાંના એક એક પણ હર્ષ ઉપજાવે છે; તો બધા એકી સાથે મળતાં જે હર્ષ થાય, તેની શી વાત કરવી ?

પોતાના કુળરૂપ આકાશમાં સૂર્ય અને ચંદ્ર સમાન તે બંને સહોદરોનો યોગ થતાં કૌશાંબીમાં દિવસે નવા નવા ઓચ્છવ થવા લાગ્યા. પછી જનની પ્રમુખ આર્યાઓ સાથે ત્યાં કેટલાક દિવસો રહી તે બંને ભ્રાતા ઉજ્જયિની ભણી ચાલ્યા. જતાં જતાં માર્ગમાં સ્થાને સ્થાને લોકોથી સેંકડો ભેટણાં મેળવતા, ભારે ભક્તિથી જિનમંદિરોમાં પૂજા રચાવતા અને મુનિવરોને વંદન કરતા તે વત્સગા નદીના કિનારે આવ્યા કે જ્યાં પર્વતની ગુફામાં ધર્મયશ મુનિ અનશન કરી રહ્યા હતા; તેમને નમન કરવાને આવતાં સાધુ અને શ્રાવકાદિક લોકોને નજીકમાં જોઇને રાજાઓ, ધારિણી આર્યા, તથા અન્ય સાધ્વીઓએ જઇને તેમને વંદન કર્યું. ત્યાં સાધ્વીઓએ રાજાઓને કહ્યું કે—'અનશનને સાધનાર મુનિની ચરણોપાસના કરવા માટે અમે અહીં જ રહીશું.' ત્યારે રાજાઓએ કહ્યું કે—'એ મુનિની અમે પણ પૂજા કરીશું.' પછી પ્રતિદિવસ તે મહાત્માને શ્રી સંઘ તથા રાજાઓએ ભક્તિથી સ્તવ્યા, તેમની સેવા કરી તથા પ્રણામ કર્યા, છતાં અંતરમાં નિઃસ્પૃહ

થયેલાં પ્રાંતે દેહ-મુક્ત થઇને તે સ્વર્ગે ગયા. પછી સાધ્વીઓની સાથે તે રાજાઓ પણ ઉજ્જયિનીમાં આવ્યા. ત્યાં જિન-ધર્મની પ્રભાવના કરવામાં તત્પર રહી તેમણે ચિરકાળ રાજ્યનું પાલન કર્યું. પોતાના શીલની રક્ષા માટે ધારિણી રાણી દીક્ષા અંગીકાર કરી, તપ તપી, પ્રાંતે દેહ-મુક્ત થઇને દેવપણાને પામી."

## પ્રકરણ ૧૪ મું.

### તપથી પ્રાપ્ત થતી લબ્ધિનો પ્રભાવ અને તે ઉપર વિષ્ણુકુમારની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે કે— )

"હે રાજન્! ચંદ-કિરણના સંગથી પર્વતમાં જેમ દીપ્ત ઔષધિઓ પ્રગટ થાય છે, તેમ તપના પ્રભાવથી મુનિને ખેલ્લાદિ લબ્ધિઓ પ્રગટ થાય છે. જેમ કોટીવેધ-રસથી તાંબુ સુવર્ણ સમાન થાય, તેમ મુનિના લેશમાત્ર કફથી પ્રાણીનું કોઢ-વ્યાપ્ત શરીર પણ સુવર્ણ સમાન તેજસ્વી થાય છે. કસ્તુરીના પરિમલની જેમ મુનિના દેહનો મેલ તે સમસ્ત રોગોને હરે છે. વળી અમૃતની જેમ મુનિના કર-સ્પર્શથી રોગનો નાશ થાય છે. સૂર્ય જેમ અંધકારને હરે, તેમ મુનિના દેહના સંગથી પાવન થયેલ પાણી સમસ્ત રોગોને હરે છે, તેમજ શ્રમણના અંગનો સ્પર્શ કરી આવેલ પવન, વિષ-પ્રમુખનો વિનાશ કરે છે. વિષથી દૂષિત થયેલ અન્નાદિક તે મુનિના મુખમાં કે પાત્રમાં આવતાં નિર્વિષતાને પામે છે. મુનિ-વચન રૂપ મંત્ર સાંભળવાથી વિષનો વિકાર બધો શાંત થાય છે. મુનિના નખ, કેશાદિક જે જે અંશ છે, તે બધા રોગીને ઔષધરૂપ થાય છે. અણિમા-ગુણથી સાધુ, સોયના બારીક રંધ્રમાં પણ પ્રવેશ કરી શકે છે. મહિમા ગુણથી મુનિ, મેરૂપર્વત કરતાં પોતાનું રૂપ મોટું કરી શકે અને લઘિમાગુણથી સાધુ, પવન કરતાં પણ લઘુ (હલકા) થાય છે. ગરિમાગુણથી મુનિની મોટાઇ ઇંદ્રાદિકથી પણ સહન ન થાય તેવી થાય છે અને પ્રાપણ-શક્તિથી મુનિ, પોતાની અંગુલિવતી મેરૂ પર્વતના શિખરનો સ્પર્શ કરી શકે. પ્રાકામ્ય-ગુણથી મુનિ, પૃથ્વીપર જળની જેમ અને જળમાં પૃથ્વીની જેમ સંચરી શકે તેમ ઐશ્વર્ય-ગુણથી તે ચક્રવર્તી અને ઇંદ્રની સમૃદ્ધિ વિસ્તારવા સમર્થ થઈ શકે. વશિત્વ-ગુણથી સાધુ ક્રૂર જંતુઓને પણ શાંત કરી શકે, અપ્રતિઘાત ગુણથી મુનિ, પર્વતના મધ્ય ભાગમાંથી પણ ચાલી શકે. અંતર્ધાન-ગુણથી શ્રમણ પવનની જેમ અદૃશ્ય થઈ શકે અને કામ રૂપિત્વ-ગુણથી તે રૂપોથી જગતને પણ પૂરી શકે. એકાર્થ-બીજથી જ્યાં અનેકાર્થ-બીજ ઉત્પન્ન થઈ શકે એવી બીજ બુદ્ધિરૂપ ઋદ્ધિ, મુનિને નિશ્ચિત પ્રગટ થાય છે. કોઠારમાં

નાખેલ ધાન્યની જેમ મુનિને અક્ષત કોષ્ઠ-બુદ્ધિ ઉત્પન્ન થાય છે કે જેથી તે એક વખત શબ્દ-અર્થ જાણવાથી ધારી શકે છે. વળી પદાનુસારી ગુણથી સાધુ એકજ પદથી સમસ્ત ગ્રંથને ધારી શકે. તેમજ મનોબળથી તે અંતર્મુહૂર્ત્તમાં શ્રુત-સાગરને અવગાહી શકે, તથા વાગ્બળથી તે અંતર્મુહૂર્ત્તમાં બધું શ્રુત ગણી શકે. વળી કાયબળથી મુનિ ચિરકાળ પ્રતિમાએ રહેતાં પણ કલેશ ન પામે તેમજ તે અમૃત, ક્ષીર, મધુ, ઘૃત અને આસવલબ્ધિયુક્ત હોય છે. વળી સાધુના પાત્રમાં પડેલ કુત્સિત અન્ન પણ અમૃતરસ સમાન થાય છે, તેમજ દુઃખી પ્રાણીઓને કહેલ વચન પણ તેમને અમૃતતુલ્ય સુખદાયક નીવડે છે. અક્ષીણ-મહાનસી-લબ્ધિથી મુનિનાં પાત્રમાં આવેલ અલ્પ અન્ન પણ જ્યાંસુધી પોતે ન જમે, ત્યાંસુધી અનેકને આપતાં પણ તે ખૂટે નહિ. અક્ષીણ-મહાલય-લબ્ધિના યોગથી તીર્થંકરની જેમ સાધુની પર્ષદામાં અસંખ્યાત લોકો નિરાબાધપણે સમાઇ શકે. વળી મુનિને તપના પ્રભાવથી સંભિન્નશ્રોત-લબ્ધિ પ્રગટ થાય છે કે જેમાં એક ઇંદ્રિયથી શેષ ઇંદ્રિયોનો વિષય ગ્રહણ થઇ શકે. જંઘાચારણ-લબ્ધિથી મુનિ, એક ફલાંગમાં **રૂચક** પર્વત સુધી જાય, વળતાં એક ફાળમાં **નંદીશ્વર** દ્વીપમાં આવે અને બીજી ફાળમાં પૂર્વના સ્થાને આવે. વળી એક ફાળમાં મુનિ **મેરૂ** શિખરપર જાય, ત્યાંથી વળતાં એક ફાળમાં **નંદનવને** અને બીજી ફાળે સ્વસ્થાને આવે. વિદ્યા લબ્ધિયુક્ત મુનિ એક ફાળમાં **માનુષોત્તર** પર્વતે જાય, બીજી ફાલે નંદીશ્વરે અને ત્યાંથી એકજ ફાળમાં પૂર્વના સ્થાને આવે. તેમ ઉર્ધ્વદિશામાં બે ફાળમાં જઇ શકે અને એક ફાળમાં આવી શકે છે. આશીવિષ લબ્ધિના યોગે મુનિ નિગ્રહ અને અનુગ્રહ કરવામાં સમર્થ થાય છે, તથાપિ શ્રમણ પોતાને કાજે એ લબ્ધિઓને પ્રયુંજે ( વાપરે ) નહિ. તપના પ્રભાવથી ઉત્પન્ન થયેલ એ લબ્ધિઓ શ્રી સંઘના કામમાં પ્રયોજતાં પણ વિષ્ણુકુમારની જેમ મુનિ લેશ પણ પાપથી લિપ્ત ન થાય. તે વૃત્તાંત આ પ્રમાણે છે—

## વિષ્ણુકુમારની કથા.



આ ભરતક્ષેત્રમાં **હસ્તિનાપુર** નામે વિશાલ નગર છે કે જ્યાં સુહેષી અશ્વની જેમ લોકો સદા સુખના અભિલાષી હતા. ત્યાં ઇક્ષ્વાકુ કુળરૂપ સરોવરમાં પદ્મ સમાન એવો **પદ્મોત્તર** નામે રાજા હતો. સૌભાગ્યરૂપ હસ્તીની શાળા સમાન **જ્વાલા** નામની તેમની પટ-રાણી હતી. સિંહના સ્વપ્નથી સૂચિત તેણીને એક **વિષ્ણુકુમાર** નામે પુત્ર થયો અને ચૌદ સ્વપ્નથી સૂચિત, બીજો **મહાપદ્મ** નામે પુત્ર થયો. તે બંને યૌવનવય પામ્યા. ત્યારે મહાપદ્મને મહાબલિષ્ઠ સમજીને પદ્મોત્તર રાજાએ તેને યુવરાજ બનાવ્યો.

હવે ઉજ્જયિનીમાં **શ્રીધર્મ** નામે રાજા હતો અને તેનો **નમુચિ** નામે મંત્રી કે જે કુશાસ્ત્રની યુક્તિઓમાં ભારે ભાવિત ( પ્રવિણ ) હતો. એકદા **મુનિસુવ્રતસ્વામીના** શિષ્ય **સુવ્રતાચાર્ય** ત્યાં પધાર્યા. તેમને વંદન કરવાને જતા નગરજનોને જોઇને રાજાએ નમુચિને પૂછ્યું કે—' આ લોકો મોટા આડંબરથી કયાં જાય છે ? ' તેણે કહ્યું—' કોઇ સાધુઓ આજે ઉદ્યાનમાં આવેલા છે, તેમને નમન કરવાને લોકો જાય છે. ' ત્યારે રાજા બોલ્યો—' મારે પણ તેમને નમન કરવા જવું છે. ' મંત્રીએ કહ્યું—' હે દેવ ! જો તમારે ધર્મ સાંભળવાની ઈચ્છા હોય, તો તે હુંજ તમને સંભળાવું. ' રાજાએ કહ્યું—' મારે તો અવશ્ય ત્યાં જવું છે. ' ત્યારે અમાત્ય બોલ્યો—' હે દેવ ! તમે ત્યાં મૌન ધરીને રહેજો કે જેથી વાંદમાં હું તેમને જીતીને તરત નિરૂત્તર કરૂં. ' પછી રાજા, નમુચિ અને પૌરજનો ગુરૂ પાસે ગયા અને સંબંધ વિના બોલતાં તે ગુરૂ સમક્ષ ધર્મ પૂછવા લાગ્યા. તેમનું દુષ્ટ સ્વરૂપ જાણીને આચાર્ય તો મૌનજ ધરી રહ્યા. ત્યારે આચાર્યને ઉદ્દેશીને નમુચિ બોલ્યો—' એ બળદ જેવો જાણે છે શું ? ' એવામાં એક શિષ્ય સાધુ બોલી ઉઠ્યો કે—' મારા ગુરૂ તો ભલે દૂર રહ્યા, પણ હું તને જવાબ આપું.' જો તને અભિમાન હોય, તો બોલ. ' આથી મનમાં કોપાયમાન થઇને નમુચિ કર્કશ વચનથી કહેવા લાગ્યો—' તમે પાખંડી, પવિત્રતારહિત તથા નિરંતર શૌચ–શાસ્ત્રથી બહાર છો. માટે રાજાના દેશમાંથી તમે દૂર કરવા લાયક છો. ' ત્યારે શિષ્યે કહ્યું—' જે મૈથુનનું સેવન કરનારા છે તે અશુચિ છે, પરંતુ મુનિઓ તેવા નથી; કારણ કે બ્રહ્મચારી તો સદા પવિત્રજ હોય છે. જે શ્રુતથી બહાર છે, તે પાખંડી કહેવાય અને તે મૈથુનાસક્ત હોય; પરંતુ મુનિઓ તો સદા બ્રહ્મવ્રતને ધારણ કરે છે, તેથી તેઓ તેવા કેમ હોય કારણ કે—

" कंडनी पेषणी चुल्ली, जलकुंभी प्रमार्जनी ।
पंच सूना गृहस्थस्य, तेन स्वर्गं न गच्छति " ॥ १ ॥

**અર્થ**—ખાંડણી, ઘંટી, ચૂલો, પાણીયારૂં અને સાવરણી–એ ગૃહસ્થના પાંચ પાપના મુખ્ય સ્થાન છે, તેથી તે સ્વર્ગે ન જઇ શકે.

જે એ પાંચ સ્થાન સેવે છે, તે શુચિબાહ્ય છે; તેથી વિરત થયેલા મુનિઓ શુચિબાહ્ય કેમ હોઈ શકે ? ' એમ ક્ષુલ્લક શિષ્યે નિરૂત્તર કરેલ નમુચિ મંત્રી કોપાયમાન થયો. પછી નાગરજનો તથા **શ્રીધર્મ** રાજા પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. હવે રાત્રે નમુચિ મંત્રી, હાથમાં તરવાર લઇને મુનિનો વધ કરવાને વનમાં આવ્યો. ત્યાં ગારૂડિક જેમ ભુજંગને સ્તંભે, તેમ શાસનદેવીએ તેને સ્તંભી દીધો. પ્રભાતે મંત્રીને તેવી સ્થિતિમાં જોતાં રાજા વિસ્મય પામ્યો. આથી રાજાએ તથા અનેક નગરજનોએ જિનધર્મનો સ્વીકાર કર્યો. આવા અપમાનથી **નમુચિ** ત્યાંથી

નીકળીને હસ્તિનાપુરમાં આવ્યો; કારણ કે અપમાન પામેલ માની જનોને વિદેશ છે–એજ પોતાનું સ્થાન છે. ત્યાં **મહાપદ્મ** યુવરાજે **નમુચિને** પોતાનો મંત્રી બનાવ્યો. કારણ કે અન્ય રાજાના આવેલ પ્રધાન પુરૂષને રાજાઓ આદર આપે છે.

હવે અહીં છળ પામેલ કુતરાની જેમ **સિંહબળ** નામે રાજા પોતાના દુર્ગના બળથી **મહાપદ્મના** દેશને ઉપદ્રવ પમાડતો હતો. એટલે કુમારે **નમુચિને** કહ્યું કે—'સિંહબળનો નિગ્રહ થાય, એવો કોઇ ઉપાય છે?' **નમુચિ** બોલ્યો—'હે સ્વામિન્! અન્ય ઉપાયની શી જરૂર છે? મને આજ્ઞા કરો, તો હું તમને બરાબર સાક્ષાત્ ફળ બતાવું. વચનથી તો કાયરજનો પણ પોતાની બહાદૂરી બતાવે છે.' એમ સાંભળતાં સંતુષ્ટ થયેલ કુમારે **નમુચિને** વિસર્જન કરતાં તે સિંહબળના દુર્ગને ભાંગી મૃગને સિંહની જેમ **નમુચિ** તેને પકડીને કુમાર પાસે લઈ આવ્યો. આથી સંતુષ્ટ થયેલ કુમારે **નમુચિને** કહ્યું કે—'વર માગી લે.' તે બોલ્યો—'હું સમયપર વર લઇશ.'

એક વખતે **જ્વાલાદેવીએ** જિન ભગવંતનો પ્રવર રથ તૈયાર કરાવ્યો અને તેની શોક્ય **લક્ષ્મીદેવીએ** બ્રહ્મરથ કરાવ્યો. ત્યારે લક્ષ્મીએ રાજાને કહ્યું કે—'નગરમાં બ્રહ્મરથ પ્રથમ ચાલે અને જિનરથ પાછળ ચાલે' આથી **જ્વાલાદેવી** બોલી કે—'જો બ્રહ્મરથ નગરમાં પ્રથમ ચાલે તો મારે અનશન કરવું છે.' એટલે રાજાએ બંને રથયાત્રા અટકાવી દીધી. આમ થવાથી પોતાની માતાના દુઃખથી મનમાં દૂભાયેલ **મહાપદ્મકુમાર** રાત્રે કોઈ ન જાણે તેમ હાથમાં તરવાર લઇને નગરથી બહાર નીકળી ગયો. તે રાજ્યકન્યાઓને પરણતાં અને વૈરીઓનો વિજય કરતાં ચિરકાળ પૃથ્વીપર ભમ્યો. પછી ચક્રરત્ન પ્રાપ્ત થતાં તે પાછો હસ્તિનાપુરમાં આવ્યો.

એવામાં એકદા નગરના ઉદ્યાનમાં સુવ્રતાચાર્ય પધાર્યા. **પદ્મોત્તર** રાજા તેમને વંદન કરવા આવ્યો અને ધર્મ સાંભળતાં તેણે સંસારથી ઉદ્વેગ પામીને ગુરૂમહારાજને કહ્યું કે—'હે ભગવન્! રાજ્યની સુવ્યવસ્થા કરીને હું આપની પાસે દીક્ષા અંગીકાર કરીશ.' એમ કહી ઘરે આવતાં રાજાએ વિષ્ણુકુમારને કહ્યું કે—'હે વત્સ! તું આ રાજ્યને ધારણ કર, હું તો હવે દીક્ષા ધારણ કરીશ.' ત્યારે વિષ્ણુકુમાર બોલ્યો—'અગ્નિથી બળતા ઘાસનાપૂળાની જેમ આ રાજ્ય તજીને હું પણ દીક્ષા લઇશ.' એટલે રાજાએ **મહાપદ્મને** કહ્યું—'હે વત્સ! તું આ રાજ્યનો સ્વીકાર કર અને કર્મનો ઉચ્છેદ કરવાને અમે દીક્ષા લઈએ.' તે બોલ્યો—'હે તાત! રાજ્યપર મારા જ્યેષ્ઠ બંધુ વિષ્ણુકુમારને બેસારો અને હું એક સેવકની જેમ ભક્તિ સાધતાં તેનો યુવરાજ થઇશ.' ત્યારે રાજાએ કહ્યું—'મેં એને રાજ્ય માટે બહુ કહ્યું, છતાં રાજ્યને લેતો નથી, પણ વિષયથી વિરક્ત થઈ મારી

સાથે સંયમ આદરવા ઇચ્છે છે.' આથી મહાપદ્મ મૌન રહ્યો. એટલે રાજાએ તેનો રાજ્ય અને ચક્રિત્વનો અભિષેક કર્યો અને પોતે વિષ્ણુકુમારની સાથે દીક્ષા અંગીકાર કરી. પછી મહાપદ્મચક્રીએ નગરમાં પોતાની માતાની જિન રથયાત્રા કરાવી અને પોતાના કુળની જેમ જિનશાસનની ઉન્નતિ કરી. વળી તેણે નગર, આકર અને ગામ વિગેરેમાં કરાવેલ મોટા જિનમંદિરો તે જાણે જિનધર્મરૂપ કલ્પવૃક્ષના અંકુરો હોય તેવા સર્વત્ર શોભતા હતા. એવામાં અહીં પદ્મોતર મુનિ અષ્ટકર્મ ખપાવીને પરમપદને પામ્યા. તેમજ તપના બળથી વિષ્ણુકુમારને અનેક લબ્ધિઓ ઉત્પન્ન થઈ. લબ્ધિના બળથી તે મેરૂની જેમ ઉન્નત થાય, દેવતાની જેમ વિવિધ રૂપ કરે અને ગરૂડની જેમ ગગન-માર્ગે ચાલે-એમ તેમને અનેક શક્તિ પ્રગટ થઈ.

હવે એકદા તારાઓથી પરવરેલ ચંદ્રની જેમ અનેક મુનિઓથી અલંકૃત એવા સુવ્રતાચાર્યે હસ્તિનાપુરમાં ચોમાસું કર્યું. એ હકીકત જાણવામાં આવતાં પૂર્વના વૈરને યાદ કરતાં નમુચિએ મહાપદ્મ રાજાને કહ્યું કે—'હે દેવ મને તે કબુલ કરેલ વર આપો.' રાજા બોલ્યો—'કહે, શું આપું?' ત્યારે નમુચિએ કહ્યું—'હે રાજન્! જ્યાંસુધી હું યજ્ઞ કરૂં, ત્યાંસુધી મને રાજ્ય આપો.' એટલે સત્ય પ્રતિજ્ઞાવાળા રાજાએ નમુચિને રાજ્ય આપ્યું અને પોતે નિરારંભ થઇને અંતઃપુરમાં બેસી રહ્યો. અહીં નગરની બહાર યજ્ઞવા (પા) ટકમાં જઈ નમુચિએ યજ્ઞ આદર્યો. એટલે નગરજનો તેમજ અન્યલિંગી સન્યાસીઓ તેને વધાવવા આવ્યા, પરંતુ શ્વેતાંબર સાધુઓ ત્યાં ન આવ્યા. આ છિદ્ર પામીને કોપથી પરાધીન થયેલ નમુચિ સુવ્રતસૂરિ પાસે આવીને કહેવા લાગ્યો—'જ્યારે જે રાજા હોય, ત્યારે તેને બધા દર્શનીઓ અનુસરે છે. રાજાથી વિરૂદ્ધ જનારા લોકો પ્રાયે ધર્મ સાધી શકતા નથી. તમે તો મારી નિંદા કરો છો, પરંતુ દર્શન કરીને પણ મને સંતોષ પમાડતા નથી. માટે મારા રાજ્યને મૂકી ચાલતા થાઓ, નહિ તો હું તમને મારી નાખીશ.' ત્યારે ગુરૂ બોલ્યા—'અમારો એવો આચાર હોવાથી તને જોવાને અમે ન આવ્યા. વળી અમે કોઇની પણ નિંદા કરતા નથી, તો તારી નિંદા શા માટે કરીએ?' એટલે કોપાયમાન થયેલ નમુચિ બોલ્યો—'વધારે શું કહું? સાત દિવસની ઉપર તમારામાં જે અહીં રહેશે, તેને હું મારી નાખીશ.' એમ કહીને તે ચાલ્યો ગયો. ત્યારે આચાર્ય કહેવા લાગ્યા કે—'હે મુનિઓ! હવે શું કરવું? તે તમે પોતપોતાની બુદ્ધિના અનુસારે કહો.' એટલે એક મુનિ બોલ્યા કે—'મહાપદ્મરાજાના જ્યેષ્ઠ ભ્રાતા વિષ્ણુમુનિ મંદરાચલપર છે કે જેમણે છ હજાર વરસ તપ કરેલ છે, તો એના સ્વામી પદ્મની જેમ તે મુનિ એને શાંત પાડી શકશે. માટે જેનામાં આકાશગામી શક્તિ હોય, તે વિષ્ણુમુનિને લેવા જાય.' એવામાં એક મુનિ બોલ્યા—'ત્યાં જવાની તો મારામાં શક્તિ છે, પણ પાછા આવવાની શક્તિ નથી.' ત્યારે ગુરૂ બોલ્યા—'હે ભદ્ર! તું ત્યાં જા, એટલે પાછા આવતાં તો તે

મુનિજ તને અહીં લઈ આવશે.' એમ ગુરૂનો આદેશ થતાં તે મુનિ ગરૂડની જેમ આકાશમાં ઉડ્યા અને તરત વિષ્ણુમુનિની પાસે પહોંચ્યા. તેને જોતાં વિષ્ણુમુનિ ચમકીને વિચારવા લાગ્યા કે—' અહીં મુનિનું આગમન થવાથી કંઈ સંઘનું કામ હોય એમ લાગે છે, નહિ તો વર્ષાકાળમાં સાધુનો વિહાર ક્યાંથી હોય ?' એમ ચિંતવતા વિષ્ણુમુનિને સાધુએ વંદન કરીને આવવાનું પ્રયોજન નિવેદન કર્યું. એટલે તેને સાથે લઈને વિષ્ણુમુનિ તરત હસ્તિનાપુરમાં આવ્યા. ત્યાં પોતાના ગુરૂને વંદન કરીને વિષ્ણુમુનિ બીજા સાધુઓ સહિત નમુચિ પાસે ગયા. ત્યારે નમુચિ સિવાય બધા રાજપુરૂષો તેમને નમ્યા. એટલે ધર્મલાભ આપી કોમળ વચનોથી તે નમુચિને કહેવા લાગ્યા કે—"વર્ષાકાલ સુધી મુનિઓ ભલે આ નગરમાં સ્થિતિ કરે, કારણ કે એ સાધુઓ પોતે ચિરકાળ તો એક સ્થાને રહેતાજ નથી, વળી વર્ષાકાળમાં બહુ જીવનો વધ થતો જોઈને સાધુઓ વિહાર કરતા નથી. આવા મોટા નગરમાં આ ભિક્ષાચારી ભિક્ષુકો જો ચાતુર્માસ રહે, તો તેથી તારૂં શું બગડવાનું છે? વળી ભરત જેવા સમર્થ ભૂપાલો જે મુનિઓને નમ્યા, તેમને કદાચ તું પ્રણામ ન કરે, તો પણ તેમને નગરમાં રહેવા તો આપ." એમ વિષ્ણુકુમારે કહેતાં, નમુચિ વધારે કોપાયમાન થઈને કહેવા લાગ્યો—' આટલું બધું વિવેચન કરવાની શી અગત્ય છે ? તમને નગરમાં હું રહેવા દેનાર નથી.' ત્યારે વિષ્ણુમુનિ પુન: બોલ્યા કે—'તો નગરની બહાર વનમાં મુનિઓને રહેવા દે.' આથી પણ કોપ કરતાં નમુચિએ જણાવ્યું—' તમારી ગંધને પણ હું સહન કરનાર નથી. નગરની અંદર કે બહાર રહેવાની માગણી કરવાની જરૂર નથી. માટે મારા નગરને મૂકીને ચાલ્યા જાઓ, નહિતો હું તમને મારી નાખીશ.' એમ સાંભળતાં, ઘૃતથી સિંચાયેલ અગ્નિની જેમ પ્રજ્વલિત થતા વિષ્ણુમુનિએ કહ્યું—' તથાપિ મને રહેવાને ત્રણ પગલાં જેટલી જમીન આપ.' નમુચિ બોલ્યો—'તને ત્રણ પગલાં ભૂમિ આપી, પરંતુ એટલી ભૂમિથી જે બહાર રહેશે, તેને હું મારી નાખીશ.' મુનિએ કહ્યું—' ભલે, એમ થાઓ.' એ પ્રમાણે બોલતાં મુગટ, કુંડળ અને પુષ્પમાળને ધારણ કરતાં વિષ્ણુમુનિ વધવા લાગ્યા, ધનુષ્ય, વજ્ર અને તરવારને હાથમાં ધરતા તે ત્રણે ભુવનને ભયંકર ભાસવા લાગ્યા. વળી પોતાની કરાંગુલિઓથી ચક્ર સમૂહની જેમ ગ્રહ–ચક્રને ભમાવતા, પોતાના પાદ–પ્રહારથી તે પત્રની જેમ પૃથ્વી–પીઠને કંપાવતા, ચિરકાળે ભોજન કરનારને ઉદર–વાયુની જેમ મહાસાગરના જળને ઉછાળતા, સમુદ્રની વેળની જેમ નદીઓના પ્રવાહને પ્રતિકૂળ વહેવરાવતા, ભારે કુંફાડાના પવનથી તૃણની જેમ ખેચર–ગણને પાડતા—એમ વધતાં વધતાં અને વિવિધ રૂપો કરતાં વિષ્ણુમુનિ મેરૂ પર્વત જેવા ઉન્નત બની ગયા અને નમુચિના શિરપર તેમણે પગ દઈને તેને ભૂમીનપર પાડી નાખ્યો, અને પૂર્વ તથા પશ્ચિમ સમુદ્રમાં બંને પગ મૂકીને તે ઉભા રહ્યા.

એવામાં ત્રણે જગતને ક્ષોભ પમાડનાર મુનિને જોતાં ઈંદ્રે દેવાંગનાઓને તેમની પાસે મોકલી. તે આવીને મધુરસ્વરે આ પ્રમાણે જિનવચનને ગાવા લાગી—

" कोवो जलणो व्ववणं दहइ तवं पन्नगोव्व कुणइ भयं ।

जीयं पक्खिवइ भवे रन्ने दुस्सिक्खतुरओव्व " ॥ १ ॥

**અર્થ**—વનને અગ્નિની જેમ કોપ તે તપને બાળે છે અને ભુજંગની જેમ ભય ઉપજાવે છે, તેમજ દુઃશિક્ષિત અશ્વની જેમ તે જીવને ભવરૂપ અરણ્યમાં ઘસડી પાડે છે.

એમ કોપને શાંત કરવા માટે કિન્નરોની તેમજ વિદ્યાધરોની અંગનાઓ આવીને મુનિના કાન પાસે ગાવા લાગી, તેમજ તેમની આગળ નૃત્ય કરવા લાગી. એવામાં પોતાના પ્રમાદ અને મંત્રીના અપરાધથી મનમાં ભય પામતો મહાપદ્મ રાજા પણ આવ્યો અને મુનિના ચરણે લાગ્યો, વારંવાર વિષ્ણુમુનિને નમીને ખમાવવા લાગ્યો—'હે ભગવન્! એ દુષ્ટ મંત્રીએ મુનિઓની જે આશાતના કરી, તે મારા જાણવામાં ન આવી, તેમ મને કોઇએ જણાવ્યું પણ નહિ. તથાપિ એ મારો દોષ છે, કારણ કે નમુચિ મારો નોકર હતો; વળી એવું નીતિ-વચન છે કે—નોકરના દોષથી સ્વામી પણ દોષિત થાય છે, તેમ હું પણ તમારો સેવક છું અને તમે મારા સ્વામી છો. તો હે ભગવન્! તમે પણ મારા દોષથી દોષિત થાઓ છો. માટે આ કોપને શમાવી દો.'

એ પ્રમાણે ત્રણે લોકના ખમાવતાં વિષ્ણુમુનિ કોપને તજીને વેલામુક્ત સમુદ્રની જેમ પાછા સ્વાભાવિક સ્વરૂપમાં આવ્યા. એમ જિનશાસનની પ્રભાવના કરી, ગુરૂ પાસે પ્રાયશ્ચિત્ત લઇ શુદ્ધ થઈ, વિષ્ણુકુમાર મહર્ષિ તીવ્ર તપથી કર્મ ખપાવીને મોક્ષે ગયા."

—※◎※—

## પ્રકરણ ૧૫ મું.

### ભાવના ઉપર પ્રસન્નચંદ્રની કથા.

( અહીં શ્રીહેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે કે— )

એમ બાર પ્રકારે તપોધર્મ બતાવીને શ્રીહેમચંદ્રસૂરિ બોલ્યા કે—" હે રાજન્! હવે બારે પ્રકારે ભાવના–ધર્મ સાંભળ. શુભ ભાવનાથી પ્રાણી જીવદયા પાળવાને સમર્થ થાય છે, પરંતુ તે અશુભ ભાવનામાં આવતાં શું પાપ ન કરે ? કારણ કે જેમ અર્થાવબોધ વિના શાસ્ત્ર–પઠન વંધ્ય છે, જેમ સૌભાગ્ય વિના ગર્વ કરવો નકામો છે, આદર વિના જેમ દાન અને સદ્ભાવ વિના જેમ રમણી–વિલાસ નીરસ છે, તેમજ સ્નેહ ( ઘૃતાદિ ) વિનાનું જેમ ભોજન, તેમ હે સુજનો ! શુભ ભાવના વિના ધર્મનો ઉદ્યમ પણ પ્રાયે નિષ્ફળ જેવો છે.

પ્રસન્નચંદ્રે અશુભ ભાવનાથી સાતમી નરકના કારણભૂત કર્મ બાંધ્યું અને શુભ ભાવનાથી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. તે દ્રષ્ટાંત આ પ્રમાણે છે—

## પ્રસન્નચંદ્રની કથા.




મણીઓથી વિભૂષિત અને નરરત્નોથી શોભતું એવું **પોતનપુર** નામે નગર છે, ત્યાં **સોમચંદ્ર** નામે રાજા હતો કે જેનો ઉજ્વળ યશસમૂહ તે રિપુ–રમણીઓના અશ્રુ–જળનાં પ્રવાહથી ઉલ્લાસ પામતાં, રાજહંસની જેમ શોભતો હતો. તેની **ધારિણી** નામે રાણી હતી તે અવનત મુખ કરીને હસતાં જેની દંત કાંતિ, સ્તનપટપર રહેલ મુક્તાહારને દ્વિગુણિત બનાવતી હતી,

એકદા ગવાક્ષમાં બેસીને ધારિણી રાજાના કેશ સમારતી હતી, તેવામાં તેમાં પળી જોતાં તે બોલી કે—' હે દેવ ! દૂત આવ્યો. ' ત્યારે રાજા, દિશાઓ તરફ અવલોકન કરીને બોલ્યો–' હે દેવી ! દૂત કેમ દેખાતો નથી ? ' એટલે તે બોલી– ' હે નાથ ! હું તમને મનુષ્ય–દૂત કહેતી નથી, પરંતુ પળી જોઇને મેં ધર્મદૂત કહ્યો. ' એમ કહી રાણીએ ચંદ્રના કિરણ સમાન ઉજ્વળ પળી રાજાને બતાવી, જે જોતાં હિમના સંગથી દગ્ધ થયેલ કમળ સમાન શ્યામ મુખ કરતા રાજાનાં લોચન, અશ્રુજળથી વ્યાપ્ત થઇ ગયાં. એટલે પોતાના વસ્ત્રના છેડાવતી લુંછતાં રાણી હસીને બોલી—" હે દેવ ! જો તમે જરાથી લજ્જા પામતા હો, તો હું પટહ–ઘોષણાથી પ્રજાને જણાવું કે—' રાજાને જે વૃદ્ધ કહેશે, તેનો શરીર–નિગ્રહ કરવામાં આવશે. ' ત્યારે રાજાએ કહ્યુ —" હે સુંદરી ! નિર્વિવેકી જનોને એમ કરવું યોગ્ય છે. કારણ કે વૃદ્ધપણાથી જગતમાં લજ્જા પામતા મૂઢ જનો પુનઃ તરૂણપણા માટે લુબ્ધ થઇને રસાયન નિમિત્તે પ્રયત્ન કરે છે; તેમજ કરચલી અને પળીના નાશ માટે તનુમર્દન અને ઔષધાદિક કરે છે, વળી રમણીઓની આગળ તરૂણની જેમ તે લીલા સહિત ચાલે છે અને બીજાએ પૂછતાં, તેઓ પોતાની મોટી અવસ્થાને પણ નાની કહીને બતાવે છે. યૌવનરહિત થયા છતાં તે મૂઢ

યૌવનના વિકારો કરતા રહે છે. હે દેવી ! મારા પૂર્વ પુરૂષો, પળી આવ્યા પહેલાં બળતા ઘાસના પૂળાની જેમ આ રાજ્યને તજી પરલોક સાધવાને સાવધાન થતાં હતા. પણ તેમના ક્રમને ઓળંગીને આટલો કાળ મેં જે રાજ્ય કર્યું, એજ મારા મનમાં મોટો ખેદ થાય છે. માટે હવે રાજ્ય તજીને હું વનવાસના વ્રતનો સ્વીકાર કરીશ, અને **પ્રસન્નચંદ્ર** બાળપુત્રનું તું પાલન કરજે.' ત્યારે રાણી બોલી કે—'હે નાથ ! તમારા વિના અહીં રહેવાને હું સમર્થ નથી. મેઘરહિત આકાશમાં શું વીજળી કદિ રહી શકે ?' ત્યારે **પ્રસન્નચંદ્ર** બાળક છતાં તેને રાજ્યપર બેસારીને **સોમચંદ્ર**, રાણી તથા ધાત્રીને સાથે લઇ જઇને તાપસ થયો.

એવામાં **ધારિણી**ને પૂર્વે રહેલ ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો અને સમય આવતાં તેણે સમસ્ત લક્ષણસહિત પુત્રને જન્મ આપ્યો. તે વલ્કલથી આચ્છાદિત રહેવાથી તે બાળકનું **વલ્કલચીરી** એવું નામ રાખવામાં આવ્યું. એ વખતે પ્રસવની વેદનાથી **ધારિણી** તરત મરણ પામી અને ચંદ્રવિમાનમાં તે દેવી થઈ એટલે પૂર્વના સ્નેહને લીધે વન–મહિષીના રૂપે આવીને તે દેવી પુત્રને દુધ પાવા લાગી. વળી એ બાળકે માતાને જોઇ ન હતી, તેથી તે નિરક્ષર (અજ્ઞ) રહ્યો તેમાં તો કંઇ આશ્ચર્યજ નથી. પછી વખત જતાં ધાત્રી પણ મરણ પામી. કારણ કે ભવ્યતાનો વિનાશ નથી, એટલે પિતાએ તેને મહાકષ્ટે ઉછેરીને મોટો કર્યો. તે યૌવનાવસ્થા પામ્યો, ત્યારે ફળ, કંદ કે પુષ્પાદિક લાવવામાં પિતાને સહાય કરવા લાગ્યો.

હવે અહીં **પ્રસન્નચંદ્ર** તે પોતાના સહોદરને વનવાસી જાણીને વિચારવા લાગ્યો કે—'તાત તો વૃદ્ધ છે, તેથી ભલે તાપસ–વ્રત પાળે, પરંતુ મારો ભ્રાતા તો બાળક છે, એટલે તે વનવાસનું દુઃસહદુઃખ સહન કરે અને હું રાજ્ય–સુખ ભોગવું–એ મારા મનને બહુ સંતાપ ઉપજાવે છે.' આથી પ્રસન્નચંદ્ર રાજાએ ગણિકાઓને કહ્યું કે—'તમે મુનિવેશે વનમાં જઈ, તમારી ચાલાકીથી મારા બંધુને લોભાવીને અહીં લઈ આવો.' એટલે મુનિવેશને ધારણ કરીને તે ગણિકાઓ ત્યાં આશ્રમમાં ગઇ. તેમને જોતાં મુગ્ધ વલ્કલચીરી પગે લાગીને પૂછવા લાગ્યો કે—'તમારો આશ્રમ કયો ?' તે બોલી—'અમે પોતન–આશ્રમના નિવાસી ઋષિઓ છીએ. અત્યારે તારા અતિથિ થઇને આવ્યા છીએ. માટે તું અમારૂં આતિથ્ય કર.' તાપસકુમાર બોલ્યો—'મારા લાવેલ બિલ્વ–ફળ તમે ખાઓ.' તે બોલી—'એવા વિરસ ફળ અમારામાં કોઈ ન ખાય. અમારા આશ્રમના વૃક્ષોના ફળો કેવાં મધુર છે, તે તો તું જો.' એમ કહીને તેમણે બાળતાપસને ખાંડના મોદક ખવરાવ્યા, જે જમતાં તે બિલ્વાદિ ફળોથી વિરક્ત થઇ ગયો. પછી તે ગણિકાઓ તેને હર્ષકારી પોતાના દેહનો સ્પર્શ કરાવવા લાગી તેમજ તેનો હાથ, સ્થુલ સ્તનયુક્ત પોતાની છાતીપર મૂકવા લાગી.' આથી તે બાળતાપસ કહેવા લાગ્યો કે—'હે મહર્ષિઓ ! તમારૂં શરીર કોમળ કેમ છે ? અને તમારા આ

વક્ષસ્થળ ઉન્નત કેમ છે ? ' એટલે પોતાના કરતલથી સ્પર્શ કરતી તે, બાળઋષિને કહેવા લાગી કે—' અમારા વન-વૃક્ષોના ફળો ખાવાથી શરીરમાં આવી કોમળતા આવે છે, તેમજ શરીરનો ઉપચય થતાં હૃદયપર આવા સ્થુળ સ્થળ ( સ્તન ) થાય છે, માટે આ અસાર આશ્રમને મૂકીને અમારા આશ્રમમાં ચાલ ! આથી કુમારે તેમની સાથે જવાનો સંકેત કર્યો, અને તે તાપસ-પાત્રો મૂકીને જેટલામાં સંકેતના સ્થાને આવ્યો, તેવામાં ચર-પુરૂષોએ વૃક્ષપર ચડતાં **સોમચંદ્ર** ઋષિને આવતો જોઇને તેમણે ગણિકાઓને કહ્યું. એટલે શ્રાપના ભયથી, વ્યાધ આવતાં મૃગલીઓની જેમ તે સર્વ દિશાઓમાં વિખરાઇને ચાલી ગઈ. પછી જનક સ્વસ્થાને આવતાં તે તાપસ કુમાર સમસ્ત વનમાં તેમને શોધતો ભમવા લાગ્યો. એવામાં તેણે એક રથસ્થ પુરૂષને જોયો. ત્યારે ' હે તાત ! તને અભિવાદન કરૂં છું. એમ કુમારે કહ્યું, એટલે—' આ ઋષિકુમાર લાગે છે, એમ માનતા રથીકે તેને બોલાવ્યો કે—' હે કુમાર ! તારે ક્યાં જવાનું છે ? ' તે બોલ્યો—' પોતન-આશ્રમમાં મારે જવું છે. ' ત્યારે ત્યાંજ જવાને ઇચ્છતા રથીકે તેને કહ્યું—' તો અમારી સાથે ચાલ. ' પછી રથીકની ભાર્યાને તાત કહીને કુમારે બોલાવી, એટલે તેણે પતિને પૂછ્યું કે—' આ આચાર કેવો ? ' રથીકે સમજાવ્યું કે—' હે પ્રિયે ! આ સ્ત્રી રહિત વનમાં રહેલો છે, તેથી તને પણ પુરૂષ માને છે. ' એવામાં વલ્કલચીરીએ અશ્વોને ઉદ્દેશીને કહ્યું. ' આ મૃગલીઓને જોતરીને શા માટે ચલાવો છો ? ' ત્યારે રથીક બોલ્યો-'એમનું આ કામ છે.' પછી રથીકે તેને મોદક આપ્યા, એટલે તેણે કહ્યું 'પોતન-આશ્રમનાં ઋષિઓએ મને આવાં ફલો આપ્યાં હતાં.' એવામાં રથીકનું એક ચોરની સાથે યુદ્ધ થયું, તેમાં તેણે ચોરને જીતી લીધો. ત્યારે દૃઢ પ્રહારથી રંજિત થતા ચોરે તેને કહ્યું કે—' અહીં મેં પુષ્કળ ધન મૂકેલું છે, તે તું લઈ લે.' આથી રથીક તે ધન રથમાં ભરીને પોતનપુરમાં આવ્યો. ત્યાં કંઈક ધન તાપસકુમારને આપીને તેણે કહ્યું કે—'આ ધનથી અહીં કોઇ સ્થાન શોધીલે. ' એમ કહીને રથીકના જતા તે બાળતાપસ નગરમાં સર્વત્ર ભમતાં ભમતાં ગણિકાના ઘરે જઇ ચડ્યો. ત્યાં જતાં તેણે કહ્યું કે—' હે તાત ! તને નમન કરૂં છું. હે મહર્ષિ ! આ મૂલ્ય લઇને મને આશ્રમ આપ; ત્યારે ગણિકા બોલી—' હા, આપું છું, આલે. ' એમ બોલતી અક્કાએ તરત હજામને બોલાવ્યો, અને તેના ન ઇચ્છતાં પણ હજામત કરાવી ન્હવરાવી વલ્કલ-વસ્ત્ર, કહાડી નાખીને તેને સાગ વસ્ત્ર—આભરણ પહેરાવ્યાં. પછી રૂપમાં સાક્ષાત્ દેવાંગના સમાન પોતાની પુત્રી તેણે કુમારને પરણાવી. ત્યાં વધુ-વરના ગીત ગાતી બધી વેશ્યાઓ બેઠી રહી.

આ તરફ મુનિના વેશે કુમારને લાવવા માટે ગયેલ ગણિકાઓએ આવીને રાજાને કહ્યું કે—' અમે કુમારને લોભાવ્યો તેમજ આવવાનો તેની સાથે સંકેત પણ કર્યો; એવામાં મહર્ષિને જોવાથી અમે ભાગતાં ભાગતાં કુમારને બોલાવી ન

શકી. તે અમને વનમાં શોધતાં પિતાની પાસે પહોંચી શકયો નહિ. ' એમ સાંભળતાં પ્રસન્નચંદ્ર રાજા મનમાં ખેદ પામીને કહેવા લાગ્યો—' અહા ! એ તો બહુ અયુક્ત થયું કે તે મારા પિતા પાસે પહોંચી શકયો નહિં, અરે ! જળથી મીનની જેમ પિતાથી વિયુક્ત થયેલ તે કુમાર મરણ પામશે. ' આવા દુઃખથી રાજા શય્યામાં પડ્યા છતાં શાંતિ ન પામ્યો. એવામાં ગણિકાના ઘરે તબલાનો અવાજ સાંભળતાં તે કહેવા લાગ્યો—' હું દુઃખી છતાં એવો કોણ સુખી છે ? કે જેના મકાનમાં આવો તબલાનો અવાજ સંભળાય છે. ' ત્યાં પરંપરાએ રાજાના ખેદની વાત ગણિકાના સાંભળવામાં આવતાં તે રાજા પાસે આવીને વિનવવા લાગી કે—" હે દેવ ! મને પૂર્વે એક નૈમિત્તિકે કહ્યું હતું કે—'તારા ઘરે જે તરૂણ તાપસ આવે તેને તું તારી પુત્રી પરણાવજે જેથી તારી પુત્રી ભારે સુખી થશે. ' તે આજે મારા ઘરે આવ્યો છે અને તેને મેં મારી પુત્રી પરણાવી. તેથી મારા ઘરે મહોત્સવ છે. તમે દુઃખી છો, એમ મારા જાણવામા ન હતું, તેથી એ મારો દોષ ક્ષમા કરો ! ' એટલે રાજાએ પૂર્વના પુરૂષોને, તે તાપસને ઓળખવા માટે મોકલ્યા. તેમણે જઇ, ઓળખી આવીને રાજાને કુમારની હકીકત નિવેદન કરી. જેથી સંતુષ્ટ થયેલ રાજાએ વધુ સહિત વલ્કલચીરીને હાથીપર બેસારી મોટા આડંબરથી પોતાના ઘરે લઇ આવ્યો. પછી રાજકન્યાઓને પરણી, સમસ્ત વ્યવહારમાં પ્રવીણ થઇ તે કુમાર દેવની જેમ મનોવાંછિત સુખ ભોગવતાં સમય વીતાવવા લાગ્યો.

અહીં સોમચંદ્રઋષિ, કુમારને વનમાં ન જોવાથી અત્યંત શોક કરવા લાગ્યો. એવામાં રાજાએ મોકલેલ માણસોના મુખથી કુમારનો વૃત્તાંત જાણવામાં આવતાં તે કંઇક સ્વસ્થ થયો; છતાં પુત્રના વિરહથી અત્યંત રૂદન કરતાં તે મહર્ષિને હળવે હળવે અંધપણું આવી ગયું. ત્યાં અનુકંપા લાવીને અન્ય તાપસો પારણાના દિવસે તેને ફળાદિક આપતા, તેથી તે ત્યાંજ વનમાં રહેવા લાગ્યો. એમ બાર વરસ વ્યતીત થતાં એક વખતે અર્ધરાત્રે વલ્કચીરી કુમાર પ્રતિબોધ પામીને ચિંતવવા લાગ્યો કે—' જન્મ થતાં જ મારી માતા તો મરણ પામી અને તાપસ વ્રત લીધેલ હોવા છતાં પિતાએ મહાકલેશથી મારૂં પરિપાલન કર્યું, તેમ જ તપશ્ચરણથી શરીરે કૃશ છતાં નિરંતર પિતાની કેડ પર ચડીને મેં તેમને, પડેલાને પાટુના પ્રહાર તુલ્ય કષ્ટ આપ્યું. જ્યારે તેમનો પ્રત્યુપકાર કરવાને સમર્થ એવો હું યૌવનાવસ્થા પામ્યો, તેવામાં દૈવયોગે અહીં આવીને હું પાપી ઇંદ્રિયોને ...ન થયો. ' એમ ચિંતવીને કુમારે રાજાને વિનંતી કરી કે—' હે દેવ ! મારૂં હવે તાતના દર્શન કરવાને અત્યંત ઉત્સુક બન્યું છે. ' ત્યારે રાજાએ ' મારે પણ તાતના દર્શનની ભારે ઇચ્છા છે. ' આથી તે રાજા અને યુવ...ે ત્યાં આશ્રમમાં ગયા. આશ્રમને નજરે જોતાં કુમાર બોલ્યો—' મારે

હવે રાજ્ય-લક્ષ્મી તૃણ સમાન છે. આ તે જ સરોવરો કે જ્યાં જ્યાં હું હંસની જેમ રમતો હતો, આ તેજ વૃક્ષો કે જેનાં ફળોનું હું ઇચ્છાનુસાર ભક્ષણ કરતો હતો, આ તે જ હરણો કે જેની સાથે ભાઇની જેમ હું રમતો હતો, આ તે જ મહિષીઓ કે જે મને માતાની જેમ દુધ પીવરાવતી હતી, વળી રાજ્યમાં પણ મને પિતાની શુશ્રૂષા કયાંથી ? અને આ બધું કયાંથી ? ' પછી તે બંને આશ્રમમાં દાખલ થઇ સોમચંદ્રઋષિને જોતાં સંતુષ્ટ થયા. ત્યાં પ્રસન્નચંદ્ર બોલ્યો—' હે તાત ! તમને જ્યેષ્ઠ પુત્ર પ્રણામ કરે છે. ' એટલે પિતાએ પ્રસન્નચંદ્રના સર્વાંગે હાથ ફેરવ્યો અને કહ્યું કે—' હે પુત્ર! તારા શરીરે આરોગ્ય છે ? ' એવામાં કુમાર બોલ્યો—' હે તાત ! તમને વલ્કલચીરી વંદન કરે છે. ' એટલે ઋષિએ સંતુષ્ટ થઇને તેને સર્વાંગે દૃઢ આલિંગન આપ્યું. તે વખતે સ્નેહથી લોચનમાં અશ્રુ-જળ પ્રસર્યું અને તેજ તેના અંધત્વને દૂર કરવાનું પરમ ઔષધ થઇ પડયું. પછી મહર્ષિએ બંનેને સાક્ષાત્ જોયા અને કુશલ-વાર્તા પૂછી. ત્યારે તેમણે કહ્યું—' તમારા પ્રસાદથી અમને સર્વથા કુશળતા છે. '

હવે વલ્કલચીરીએ વિચાર કર્યો કે—' કોઇવાર શોધન ન પામતા તે તાપસ પાત્ર કેવાં થઇ ગયાં હશે ? ' એમ ધારી પોતે મૂકેલાં તાપસ-પાત્રોને વસ્ત્રાંચલથી તે પડિલેહવા ( શોધવા ) લાગ્યો. ત્યાં પૂંજણી પોંચણી લઇને પાત્રાદિ ઉપકરણને યતિની જેમ શોધતાં તેણે ચિંતવ્યું કે—' આવું શોધન પૂર્વે મેં કયાં પણ કરેલ છે ' એમ ચિંતવતાં જાતિસ્મરણ પામીને પૂર્વકૃત યતિપણાને યાદ કરતાં તે શુભ ભાવના પર આરૂઢ થયો કે—' અહો ! હું મૂઢ વિષ સમાન દારૂણ વિષયોમાં કેવો મૂર્ચ્છિત બની ગયો ? ' એમ શુભ ભાવ વધતાં બીજા શુક્લધ્યાનને ઓળગતાં વલ્કલચીરી મોહ-બળને ચુર્ણ કરીને તરત કેવળજ્ઞાન પામ્યા. એટલે પોતાના જનક અને બંધુને તેમણે યથાસ્થિત ધર્મ કહી સંભળાવ્યો. ' એવામાં દેવતાએ આપેલ સાધુવેશને ધારણ કરતા વલ્કલચીરીને વંદન કરીને તે બંને કહેવા લાગ્યા કે—' તમે અમને મોક્ષમાર્ગ બરાબર બતાવ્યો. '

એ અરસામાં **પોતનપુર**ની પાસેના **મનોરમ** નામના ઉદ્યાનમાં સમસ્ત ત્રિભુવનને પૂજનીય એવા **મહાવીર** ભગવંત સમોસર્યા. એટલે પ્રત્યેકબુદ્ધ વલ્કલચીરી, જિનધર્મ પામેલ પોતાના જનકને ભગવંત પાસે મૂકીને અન્યત્ર વિહાર કરી ગયા. તે વખતે પોતનપુરમાં જઇ **પ્રસન્નચંદ્રે** પોતાના બાળપુત્રને પણ રાજ્યપર બેસારી અત્યંત વૈરાગ્યને લીધે તેણે દીક્ષા અંગીકાર કરી. પછી સૂત્રાર્થનો અભ્યાસ કરી, દુષ્કર તપશ્ચરણમાં તત્પર રહેતા **પ્રસન્નચંદ્રરાજર્ષિ**, વીરભગવંતની સાથે અનુક્રમે **રાજગૃહ** નગરે આવ્યા. એટલે ભગવંતને વંદન કરવા **શ્રેણિક** રાજા પોતાના પરિવાર સહિત ચાલી નીકળ્યો. તેના સૈન્યના મોખરે **સુમુખ** અને **દુર્મુખ** નામના બે સુભટ હતા. ત્યાં માર્ગે ચાલતાં તેમણે એક પગે ઉભા રહેલ, ભુજયુ-

ગલને ઉંચે કરી, પર્વત સમાન શરીરને સ્થિર રાખી અને સૂર્યબિંબમાં પોતાના લોચન સ્થાપીને રહેલ એવા એક શ્રમણને જોયા. ત્યારે તેમાંથી એક બોલ્યો—'આ તો કોઇ મહાત્મા મુનિ, સમસ્ત લોકોને વંદનીય છે કે જે આવા તીવ્ર તપને આચરે છે. એક પગે કોણ ઉભો રહે અને રવિબિંબને એક ક્ષણવાર પણ કોણ જોઇ શકે ? અહો ! દુષ્કર વ્રતને સાધનાર એ મુનિને સ્વર્ગ અને મોક્ષ તો હસ્ત-ગતજ છે.' ત્યારે બીજાએ કહ્યું કે—" એ તો પ્રસન્નચંદ્ર રાજા છે. એનો ધર્મ અને તીવ્રતપ પણ નિષ્ફળ છે: કારણ કે એણે પોતાના બાળ-પુત્રને રાજ્યપર બેસાર્યો, તેથી અત્યારે મંત્રીઓ, શત્રુઓ સાથે મળી જઇને તે બિચારા બાળ-રાજાને રાજ્યથી ભ્રષ્ટ કરશે. એણે તો તે મંત્રીઓને રાજ્ય રક્ષણ કરવા આપ્યું, પણ દુધને બિલાડાની જેમ લુબ્ધ બનેલા તે દુષ્ટો રાજ્યનું ભક્ષણ કરવાના છે; એ બાળપુત્ર નાશ પામતાં એના વંશનો વિધ્વંસ થશે. વળી એના વિના અનાથ બનેલ અંત:પુરની શી દશા થશે ? માટે એ મહાપાપી હીનાચારી અને અદર્શનીય છે."

એ પ્રમાણે સાંભળતાં પ્રસન્નચંદ્રઋષિનું શુભ ધ્યાન ચલાયમાન થયું. તે ચિંતવવા લાગ્યો કે—' અહા ! એ કુમંત્રીઓ કેવા દુષ્ટ કે મેં ઘણીવાર સન્માન્યા છતાં અત્યારે મારા પુત્રની વિરૂદ્ધ પડયા. જો ત્યાં હું હોત, તો તે વિશ્વાસ-ઘાતકોને નવા નવા નિગ્રહથી અનુશાસન કરત ! ઈત્યાદિ કિલષ્ટ ધ્યાનથી રાજર્ષિ રોષરૂપ રાક્ષસના તાબે થયા. તે પુત્રના વિરોધી દુષ્ટ અમાત્યોને એ જાણે પ્રત્યક્ષ હોય તેમ જોવા લાગ્યા.

એવામાં શ્રેણિક રાજા ત્યાં આવ્યો; અને તે મુનિને ધ્યાન-નિશ્ચળ જોઇને તે અત્યંત પરિતોષ પામ્યો. તરત ગજેંદ્રથકી નીચે ઉતરી જમીન સુધી મસ્તક નમાવીને તેણે મુનિને વંદન કર્યું. પછી ' અહો ! પ્રસન્નચંદ્ર મુનિને અપૂર્વ તપ-સામર્થ્ય ' એમ વિચારતાં પ્રભુ પાસે આવી, રાજચિન્હો તજીને તેણે ભગવંતને વંદન કર્યું અને પર્ષદામાં જઇને તે બેઠો. હવે સમયપર રાજાએ પ્રશ્ન કર્યો કે—' હે નાથ ! મેં જ્યારે નમન કર્યું, ત્યારે પ્રસન્નચંદ્રઋષિ કાળ કરે, તો તે કઈ ગતિને પામે ? ' **વીરભગવંત** બોલ્યા—' હે રાજન્ ! તે વખતે જો એ કાળ કરે, તો સાતમી નરકે જાય ! આથી સરલ આશયવાળા રાજાએ ચિંતવ્યુ કે—' મુનિ નરકે કેમ જાય ? તેથી બરાબર મારા સાંભળવામાં ન આવ્યુ ! તેથી ક્ષણવાર પછી તેણે પુન: પ્રશ્ન કર્યો કે—' હે ભગવન્ ! જો પ્રસન્નચંદ્ર મુનિ અત્યારે કદાચ કાળ કરે તો કયાં જાય ? ' ત્યારે પ્રભુ બોલ્યા—' તે સર્વાર્થસિદ્ધ વિમાનમાં જાય. ' એટલે શ્રેણિકે પૂછયું કે—' હે નાથ ! એમ બે પ્રકારનું કથન કેમ ? ' પ્રભુ બોલ્યા —" તે વખતે દુર્મુખનાં વચન સાંભળવાથી પુત્રનું મમત્વ જાગતા તે મહારૌદ્ર-ધ્યાનમાં આરૂઢ થયો હતો અને તેથી ગાઢ અશુભ કર્મ બાંધતાં તે સાતમી નરકે જાય તેવો થયો હતો. પછી તું વંદન કરીને નીકળી જતાં, મંત્રીઓની સાથે મનથી

યુદ્ધ કરતાં પોતાના હથીયાર ખૂટ્યા, ત્યારે પોતાને સજ્જ થયેલ સમજી ‘ એ દુષ્ટ સચિવોને હું મુગટથી મારી નાખું ’ એમ ચિંતવી, મુગટ લેવા માટે તેણે હાથવતી શિરનો સ્પર્શ કર્યો. એટલે શિરે લોચ થયેલ જાણી ‘ પોતે દીક્ષા ગ્રહણ કરેલ છે, એમ તેને સ્મરણ થયું. તેથી તે ચિંતવવા લાગ્યો કે—‘ અહા ! રૌદ્રધ્યાનમાં પડી ગયેલ મને ધિક્કાર છે. સર્વ સંગના ત્યાગી એવા મારે પુત્ર કે મંત્રીઓનું શું કામ છે ? ’ એમ ચિંતવતાં મારી સમક્ષ હોય તેમ મને વંદી, આલોચના અને પ્રતિક્રમણ કરી, પ્રશસ્ત ધ્યાનથી તે અશુભ કર્મોને ખપાવીને પ્રસન્નચંદ્ર મુનિ સર્વાર્થસિદ્ધને યોગ્ય થયો. ” એમ કહી ભગવંત વિરામ પામ્યા. એવામાં આકાશ-માર્ગે દેવતાઓનું આગમન જોઇ વિસ્મય પામેલ શ્રેણિકે પ્રભુને પૂછ્યું કે—‘ હે ભગવન્! ગગનતળે દેવતાઓનું આગમન કેમ ? ’ સ્વામી બોલ્યા-‘ અત્યારે પ્રસન્નચંદ્ર ઋષિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે. ’ એમ ભગવંતનું વચન સાંભળતાં દેવ, દાનવ અને મનુષ્યોની પર્ષદાના જાણવામાં આવ્યું કે—“ શુભ અને અશુભ ભાવના એજ સુગતિ અને કુગતિના કારણરૂપ છે. ”



# પ્રકરણ ૧૬ મું.

## શુભ ભાવનાથી કેવળજ્ઞાન પ્રાપ્ત કરનાર શાલ, મહાશાલની કથા.

( અહીં શ્રી હેમચંદ્રમહારાજ કુમારપાલ રાજાને કહે છે કે— )

“ હે નરાધિપ ! શુભ ભાવનાના યોગે ઘાતીકર્મોને ખપાવી શાલ, મહાશાલ પ્રમુખ મુનિઓ કેવળજ્ઞાનને પામી શકયા. તે વૃત્તાંત આ પ્રમાણે છે—

### શાલ અને મહાશાલની કથા.




સ્થકના ભયથી અચલ રહેલ પૃષ્ઠચંપા નામે નગરી છે કે જ્યાં ચંદ્રજ મૃગ લાંછનવાળો અને સૂર્યજ પ્રચંડ કર ( કિરણ ) વાળો હતો, પરંતુ લોકો મલિષ્ટ ન હતા અને રાજ્યનો ભારે કર ન હતો. ત્યાં. વિશાળ બળશાળી અને ન્યાયશાળા એવો શાલ નામે રાજા હતો તેમજ તેનો મહાશાલ નામે સહોદર યુવરાજ હતો.

એકદા ત્યાં સુરેંદ્રોથી સેવિત મહાવીર ભગવંત સમોસર્યા. એટલે શાલ અને મહાશાલ બંને તેમને વંદન કરવા ગયા. ત્યાં પ્રભુએ દેશના આપતાં

જણાવ્યું કે—' હે ભવ્યાત્માઓ ! ધર્મરૂપ યાનપાત્રથી ભવસાગર ઓળંગીને તમે મોક્ષરૂપ તટને પામો; ઈત્યાદિ ભગવંતના વચનથી તે બંનેપ્રતિબોધ પામ્યા. ત્યારે શાલે મહાશાલને કહ્યું કે—' હે ભદ્ર ! તું રાજ્યને ગ્રહણ કર. એમ કહેતાં પણ તેણે સ્વીકાર્યું નહિ, તેથી શાલ રાજાએ યશવતી અને પિઠરના પુત્ર તે પોતાના ગાગલી નામના ભાણેજને મોટા આડંબરથી રાજ્યપર બેસાર્યો, એટલે શાલ અને મહાશાલ બંનેએ ભગવંત પાસે દીક્ષા ધારણ કરી.

એક વખતે વિહાર કરતા સ્વામી ચંપાપુરીમાં પધાર્યા. ત્યારે પ્રભુની આજ્ઞા મેળવી શાલ અને મહાશાલ મુનિ સાથે ગૌતમ પૃષ્ઠચંપામાં આવ્યાં અને ત્યાં કનક-કમળપર બેસીને ધર્મોપદેશ આપવા લાગ્યા. જે સાંભળતાં જનની અને જનકસહિત ગાગલી પ્રતિબોધ પામ્યો, એટલે પોતાના પુત્રને રાજ્યપર બેસારીને તેણે પોતાના માતપિતા સહિત દીક્ષા અંગીકાર કરી. પછી તે પાંચે સહિત ગૌતમગુરૂ ચંપા તરફ ચાલ્યા. એવામાં જિનવંદન કરવા જતાં અને શુભ ભાવના ભાવતાં રસ્તામાંજ તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. હવે અનુક્રમે તે બધા ચંપામાં આવ્યા. ત્યાં ગૌતમે ત્રણ પ્રદક્ષિણાથી સ્વામીને વંદન કર્યું. અને બીજા પાંચે પર્ષદામાં જઇને બેઠા. ત્યારે ગૌતમે તેમને કહ્યું કે—' તમે અહીં આવીને સ્વામીને વંદન કરો. ' એવામાં ભગવંત બોલ્યા કે—' હે ગૌતમ ! કેવલીની આશાતના ન કર. ' એટલે ગૌતમે તેમને ખમાવ્યાં, પછી મનમાં ખેદ પામતાં તે વિચારવા લાગ્યા કે—" કેવળજ્ઞાન પામીને આજ ભવમાં શું હું સિદ્ધ થઈશ ? વળી પૂર્વે જિનેશ્વરે કહેલ છે કે—' જે મનુષ્ય અષ્ટાપદ પર્વતપર જઇને ચોવીશ જિનેશ્વરોને વંદન કરશે, તે એજ ભવમાં મોક્ષ પામશે. " એમ પ્રભુનાં વચન જાણીને ગૌતમે અષ્ટાપદપર જિન પ્રતિમાઓને વંદન કરવાની ઇચ્છા કરી એટલે તાપસના પ્રતિબોધને જાણીને ભગવંતે તેમને અનુજ્ઞા આપી. જેથી ચારણ-લબ્ધિના બળે ગૌતમ ક્ષણવારમાં ત્યાં પહોંચ્યા.

હવે અષ્ટાપદને મોક્ષના કારણરૂપ સમજીને ઉપર આરોહણ કરવાને પ્રયત્ન કરતાં કૌડિન્ય, દત્ત અને સેવાલ એ ત્રણ કુળપતિ કે જે દરેક પાંચસેં તાપસોના પરિવારયુક્ત છે. તેમાં પ્રથમ ઉપવાસના પારણે નિરંતર આર્દ્રકંદનું ભોજન લે છે, અને તે પરિવાર સહિત પ્રથમ મેખલા સુધી ઉપર ચડેલ છે. બીજો છઠ્ઠ તપના પારણે શુષ્ક કંદાદિકનું ભોજન કરે છે અને તે પરિવાર સહિત બીજી મેખલા સુધી ગયેલ છે અને ત્રીજો અઠ્ઠમ તપના પારણે શુષ્ક શેવાલનું પારણું કરે છે અને પોતાના પરિવાર સહિત તે ત્રીજી મેખલા સુધી પહોંચેલ છે. તે ઉપર ચઢવાને અસમર્થ બની ઉર્ધ્વ મુખ કરીને જેટલામાં બેઠા છે, તેવામાં કનકસમાન વર્ણવાળા અને સ્થુળ શરીરધારી એવા ગૌતમને આવતા જોયા. એટલે તે પરસ્પર બોલવા લાગ્યા કે—' આપણે તપથી કૃશ બનતા પણ આ પર્વતપર ચઢી શકતા

નથી, તો આ સ્થુલ શી રીતે આરોહણ કરી શકશે ? ' એમ તે બોલતા હતા, તેવામાં ગૌતમ અષ્ટાપદપર આરૂઢ થયા અને દેવતાની જેમ ક્ષણવારમાં લોચનથી અગોચર થઇ ગયા. આથી તાપસો વિચારવા લાગ્યા કે—' અહો ! એ મહર્ષિની કેવી અદ્ભુત શક્તિ છે ? એ પાછા વળશે ત્યારે આપણે એના શિષ્યો થઇશું. ' એમ તેમણે નિશ્ચય કરી લીધો.

પછી ગૌતમ, અષ્ટાપદ ગિરિરાજના મુગટની શોભાને ધારણ કરનાર તેમજ જાહેર મણિ તથા કનકમય એવા જિનાલયમાં પહોંચ્યાં. ત્યાં ભરત રાજાએ કરાવેલ અપ્રતિમ વર્ણ અને પ્રમાણયુક્ત, ચોવીશ જિનપ્રતિમાઓને તેમણે વંદન કર્યું. પછી જિનગૃહથી બહાર આવી અશોકવૃક્ષની નીચે બેસીને ઇંદ્રભૂતિ, દેવતાઓની સમક્ષ જિનકથિત ધર્મ કહેવા લાગ્યા. ત્યાં પ્રસ્તાવને લઇને તે એવી રીતે બોલ્યા કે—તપના યોગે મુનિઓ શરીરે અસ્થિ અને ચર્માવશેષ રહે, તેમજ તેમના હાડકા કડકડાટ એવો અવાજ કરતા હોય કે જેથી તે બોલવાને પણ અસમર્થ બને ! એમ સાંભળતાં વૈશ્રમણ ( કુબેર ) ગૌતમના સ્થુલપણાને જોતાં ચિંતવવા લાગ્યો કે—' ભગવાન્ સાધુઓના સંબંધમાં પોતાના કરતાં કેમ વિસંવાદ ( વિપરીત ) બોલે છે ? એટલે મન:પર્યવજ્ઞાનથી તેનો મનોભાવ જાણીને ગૌતમ બોલ્યા કે—" પરમાર્થથી ધ્યાન પ્રમાણ છે, પણ શરીરની કૃશતા ન સમજવી એ સંબંધમાં એક દૃષ્ટાંત આ પ્રમાણે છે— .

જંબુદ્વીપના મહાવિદેહમાં આવેલ પુષ્કલાવતી વિજયમાં વસુધારૂપ વનિતાના તિલક સમાન પુંડરિકિણી નામે નગરી છે. ત્યાં વૈરીરૂપ હાથીઓને હઠાવવામાં સિંહ સમાન પોતાના શશિતુલ્ય ઉજ્વળ શ્વેત છત્રથી દિશાઓને ધવલિત કરનાર તથા લક્ષ્મીના ક્રીડા-કમળ સમાન એવો પુંડરીક નામે રાજા હતો, પોતાના ભુજ-દંડથી વાળેલ પ્રચંડ ધનુષ્યથી છોડેલા તીક્ષ્ણ બાણોથી શત્રુઓને ખંડિત કરનાર એવો કંડરીક નામે તેનો યુવરાજ હતો.

એકદા ત્યાં નલિનવનમાં ગુણવંત મુનિઓ પધાર્યા તેમની પાસે રાજા અને યુવરાજ ધર્મ સાંભળવા બેઠા જે શ્રવણ કરતાં પુંડરીક રાજાનું મન વૈરાગ્યમાં લાગવાથી ઘરે આવીને તેણે મંત્રીઓ સમક્ષ યુવરાજ કંડરીકને કહ્યું કે—' હે વત્સ ! કુળના ક્રમથી આવેલ આ રાજ્યને તું ગ્રહણ કર અને હું ભવથી ભય પામીને લાખો ભવોના દુ:ખોને ધ્વસ્ત કરનાર એવી દીક્ષાને ધારણ કરીશ ત્યારે કંડરીક બોલ્યો કે—' હે નાથ ! મને ભવકૂપમાં શા માટે નાખો છો ? તમે પોતેજ રાજ્ય કરો અને હું પ્રવ્રજ્યા આદરીશ ' એટલે રાજાએ કહ્યું કે—' હે વત્સ ! ધર્મ પણ અનુક્રમે કરવાથીજ શોભે છે ' કુમારબોલ્યો—' હે દેવ ! મરણનો કોઇ ક્રમ નથી ' ત્યારે પુંડરીકે કહ્યું—' હે વત્સ ! જો કે એ વાત સત્ય છે, તથાપિ યૌવનાવસ્થા વિષમ છે, કામ એ જગતથી પ્રતિકૂળ ચાલનાર છે અને ઇંદ્રિયોને પ્રાયે કરવી

મુશ્કેલ છે, પ્રમાદ દુસ્ત્યાજ્ય છે, પરીષહો સહન કરવા કઠિન છે અને મનનો સ્વભાવ ચંચલ છે, તેમજ હે વત્સ ! અગ્નિ-જ્વાળાના પાન સમાન ચારિત્ર દુષ્કર છે માટે શ્રાવક ધર્મ આદરીને તું રાજ્યનું પાલન કર કારણ કે સ્વીકારેલ વ્રતને બરાબર ન પાળવાથી તે ઉભય ભવ દુઃખકારક થાય છે.' કુંડરીક બોલ્યો—'હે નાથ ! તમારૂં કહેવું સત્ય છે, તથાપિ પોતાનું વચન અન્યથા કોણ કરે ? માટે મારે તો અવશ્ય દીક્ષા લેવી છે.' એમ કહીને કુંડરીક કુમારે દીક્ષા લીધી અને મંત્રીઓએ દીક્ષાથી અટકાવતાં રાજા પોતે ભાવ-સાધુ થઇને ગૃહસ્થપણામાં રહ્યો. હવે કુંડરીક નિરંતર પોતાના શરીરની દરકાર ન રાખતાં ચિરકાળ તીવ્ર તપ તપવા લાગ્યો અને દશવિધ સામાચારી પાળવાથી તે મુનિઓને વલ્લભ થઇ પડ્યો.

એવામાં એકદા જગતને ક્ષોભ પમાડનાર વસંતઋતુ આવી ત્યારે ચારિત્ર મોહનીય-કર્મના વશથી કુંડરીકનું મન ચલાયમાન થયું. તે વિચારવા લાગ્યો કે 'અનેક ક્લેશ આપનાર આ દીક્ષાની મારે શી જરૂર છે ? માટે મારા બંધુએ મને આપેલ હવે રાજ્ય જઇને કરૂં.' એમ ધારી તે પુંડરીકિણી નગરીમાં આવ્યો અને બહાર ઉદ્યાનમાં વૃક્ષની શાખાપર પોતાના ઉપકરણ લટકાવીને તે હરિયાળા જમીનપર બેસી રહ્યો, તેમજ વનમાં નીમેલા પુરૂષો મારફતે તેણે રાજાને પોતાના સમાચાર કહેવરાવ્યા એટલે પ્રધાન પુરૂષો સહિત રાજાએ ત્યાં તરત આવીને તેને નમસ્કાર કર્યા, એવામાં વૃક્ષપર ઉપકરણ બાંધી, વનસ્પતિપર આળોટતા અને વ્રતથી કંટાળેલા તેને એકલો જોઇને રાજાએ જાણ્યું કે—'આ વ્રતથી પતિત થયો છે.' પછી રાજાએ મંત્રીઓને કહ્યું કે—'હે મંત્રીઓ ! તમને યાદ હશે કે તે દિવસે હું એને દીક્ષા લેતાં અટકાવતો હતો, છતાં એ બાળકે ઉતાવળથી દીક્ષા લઇ લીધી.' એમ કહી તેણે કુંડરીકને રાજચિન્હો આપી, મુનિવેશ મગાવી પોતે દીક્ષા ધારણ કરીને ચાલી નીકળ્યો.

હવે અહીં 'વ્રતથી ભ્રષ્ટ આ રંકની જેમ શરીરે દુર્બળ અને ભોજનાર્થી છે' એમ લોકથી નિંદા પામતો કુંડરીક કોપાયમાન થઇને વિચારવા લાગ્યો કે—'પ્રથમ હું ભોજન કરીને સ્વસ્થ થાઉં, પછી એમનો નિગ્રહ કરીશ.' એમ મનમાં ચિંતવતો તે ઘરે આવ્યો ત્યાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રિવિધ આહારને લાંબા વખતે પામતાં, તીવ્ર તપથી ક્ષુધાતુર થયેલ તેણે કંઠ સુધી ભોજન કર્યું. એટલે અત્યંત ભોજન કરવાથી અને રાત્રે ભોગને માટે જાગરણ કરવાથી વિશૂચિકા ઉત્પન્ન થવાથી તેને મહા વેદના થવા લાગી, જેથી વાયુથી ભરેલ ધમણની જેમ પવનનો નિરોધ થતાં તેનું ઉદર વધવા લાગ્યું, તૃષ્ણા વધી પડી અને તેનાં સર્વાંગે દાહ જાગ્યો ત્યારે આ પાપી પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયો છે, એમ સમજીને સેવકોએ તેની ચિકિત્સા ( સારવાર ) ન કરી જેથી મહા કષ્ટ પામતાં તે ચિંતવવા બોલવા લાગ્યો—'જો કોઇ રીતે આ રાત્રિ વ્યતીત થાય, તો પ્રભાતે હું એ બધા સેવ-

કોનો કુટુંબ સહિત નિગ્રહ કરીશ. ' એમ રૌદ્રધ્યાનમાં કૃષ્ણલેશ્યાને તાબે થતાં કંડરીક મરણ પામીને સાતમી નરકે અપ્રતિષ્ઠાન નામના પાથડામાં ઉત્પન્ન થયો.

અહીં પુંડરીક સાધુ ચિંતવવા લાગ્યા કે—' અહો ! લાંબા કાળે મુનિધર્મ મને સહજ પ્રાપ્ત થયો. માટે ગુરૂ પાસે જઇને હું સમ્યગ પ્રકારે તેમના હાથે દીક્ષા લઉં ' એમ ધારીને તે ગુરૂ પાસે જવા લાગ્યા, એવામાં માર્ગે અકાળે શીત અને લુખ્ખા ભોજનથી શરીરને કૃશ બનાવતા તથા કોમળ ચરણ-તળમાંથી નીકળતા રૂધિરથી મહીતળને સિંચતા પુંડરીક મુનિ, કોઇ ગામમાં વસતિ માગી, તૃણ-સં-થારાપર બેસીને તે ચિંતવવા લાગ્યા કે—' અહો ! ગુરૂ પાસે હું ક્યારે દીક્ષા ગ્રહણ કરીશ ? ' એમ ધ્યાવતા તથા પોતાના દુશ્ચરિત્રની નિંદા કરતાં પ્રતિ સમયે શુભ ધ્યાન વૃદ્ધિ પામવાથી તે પુંડરીક મુનિ શરીરે પુષ્ટ છતાં મરણ પામીને સર્વાર્થસિદ્ધ વિમાને દેવતા થયા.

માટે મુનિના દેહનું કૃશત્વ કે પુષ્ટત્વ અપ્રમાણ છે, પરંતુ એક શુભ ધ્યાનને જ મોક્ષના કારણરૂપ બતાવેલ છે. " એમ **ગૌતમે** કહેલ ઉક્તાર્થયુક્ત પુંડરીક **અધ્યયન** પછી ધનદના સામાનિક દેવે એકજ વખતે ગ્રહણ કર્યું. વૈશ્રમણ **ગૌતમને** વંદન કરી, તેમની પાસે સમ્યકત્વ સ્વીકારતાં જાણે ત્રણે લોકનું રાજ્ય પ્રાપ્ત થયું હોય તેમ હર્ષ પામતો તે પોતાના સ્થાને ગયો. ઈત્યાદિ દેશનાથી રાત્રિ વ્યતીત કરીને **ગૌતમ** અષ્ટાપદ થકી નીચે ઉતર્યા તેવામાં તેમને ઉતરતાં જોઇ તાપસો સં-તુષ્ટ થતાં પ્રણામ કરીને કહેવા લાગ્યા કે—' હે મહર્ષિ ! હે તપલક્ષ્મીના કુળભવન ! અમે તમારા શિષ્ય થઇએ અને તમે અમારા ગુરૂ થાઓ ! ત્યારે ગૌતમ બોલ્યા— ' સુર-અસુરોથી સેવાતા મારા ગુરૂ સર્વજ્ઞ **મહાવીર** છે અને તમારા પણ તેજ ગુરૂ થાઓ. ' છતાં વારંવાર તેઓ પ્રાર્થના કરવા લાગ્યા, તેથી ગૌતમ ગણધરે બધા તાપસોને દીક્ષા આપી. તે બધાને દેવતાએ મુનિવેશ આપ્યો; પછી નાના હાથીઓથી યૂથાધિપની જેમ તે બધા તાપસો સહિત **ગૌતમ વીર** ભગવંત પાસે ચાલ્યા એવામાં ભિક્ષાકાળ થતાં એક ગામમાં આવીને ગૌતમે તેમને કહ્યું કે— તમારા પારણા માટે તમને જે ઇષ્ટ હોય તે કહો, તો તે વસ્તુ લાવી આપું. ' એટલે વિસ્મયથી મુખ-કમળને વિકસાવતા તે બોલ્યા કે—' અમને પાયસ ( ખીર ) જોઇએ ' ત્યારે લબ્ધિધારી ગૌતમ ભગવાન્ એક કુક્ષિને પહોંચે તેટલી ખીર પાત્રમાં લાવીને મુનિઓને કહેવા લાગ્યા કે—'તમે પંક્તિવાર બેસી જાઓ' આથી મુનિઓ વિચારમાં પડ્યા કે—' આટલીજ ખીરથી આપણું પારણું શી રીતે થશે ? તથાપિ ગુરૂ કહે, તેમ કરવું જોઇએ. ' એમ ધારી તે બધા બેઠા. એટલે અક્ષીણ મહાનસી લબ્ધિથી તે બધાને જમાડીને પછી પોતે જમ્યા. એવામાં શેવાલ ભક્ષક તાપસો જમતાં જમતાં ચિંતવવા લાગ્યા કે—' આપણે તો પરમેશ્વર મહાવીર દેવ, જનક સમાન આ ગુરૂ અને ભવ-સાગરમાં નાવ સમાન

ધર્મ પામ્યા, તેથી કૃતાર્થ થયા. ' એમ ભાવના ભાવતાં તે પાંચસેં કેવળજ્ઞાન પામ્યા. વળી દત્ત વિગેરે પાંચસેં સમવસરણની નજીક જતાં ભગવંતના પ્રાતિહાર્ય જોવાથી કેવળજ્ઞાન પામ્યા અને કૌડિન્યાદિક તે પ્રભુને સાક્ષાત્ જોતાં કેવળજ્ઞાન પામ્યા. પછી ભગવંત પાસે આવતાં ત્રણ પ્રદક્ષિણા કરીને ગૌતમે સ્વામીને વંદન કર્યું અને કેવલીની પર્ષદામાં બેઠેલ તે બધા તાપસોને કહ્યું કે—' આ ભગવંતને વંદન કરો. ' એટલે સ્વામી બોલ્યા કે—' હે ગૌતમ ! એ કેવળીની આશાતના ન કર. ' આથી ગૌતમે મિથ્યાદુષ્કૃત પૂર્વક તેમને ખમાવી, પ્રણામ કરીને ચિંતવ્યું કે—' અહો ! આ જન્મમાં હું કેવો ભારેકર્મી છું ? હું સિદ્ધ થઇશ કે નહિ ? મારા હાથે દીક્ષિત થયેલ છતાં એ કેવળજ્ઞાન પામ્યા. અહો ! એઓ મહા ભાગ્યશાળી લાગે છે. ' એમ ચિંતા કરતા ગૌતમને ભગવાન્ કહેવા લાગ્યા કે—હે ગૌતમ ! દેવોનું વચન સત્ય હોય કે જિનેશ્વરોનું વચન સત્ય હોય ' ગૌતમ બોલ્યા—હે ' નાથ ! તીર્થંકરોનું વચન સત્યજ હોય ' ત્યારે પ્રભુ બોલ્યા—' તો હે ગૌતમ ! તું અધીરાઇ ન કર. તૃણ, વાંસ, ચર્મ અને ઊન એ બધાં તુલ્ય કેમ હોઈ શકે ? કારણ કે ચિરકાળના સંસર્ગથી તારે મારાપર સ્નેહ છે, તેથી ઉનના વસ્ત્ર સમાન તે ગાઢ સ્નેહ જ્યારે તૂટશે, ત્યારે તને કેવળજ્ઞાન પ્રાપ્ત થશે. માટે હે ગૌતમ ! પ્રાંતે તું અને હું બંને સમાન થઇશું. "

**ઇતિ–ભાવનાપર શાલ અને મહાશાલની કથા.**



## પ્રકરણ ૧૭ મું.

### નીચજનને ઉચિતમાર્ગે પ્રવર્તતાં થતી શુભ ભાવના ઉપર ઇલાપુત્રની કથા.

( અહીં શ્રી હેમચંદ્રસૂરિ કુમારપાલ રાજાને કહે છે કે— )

" હે રાજેંદ્ર ! પૂર્વકૃત કર્મના વશથી નીચ જનને ઉચિત એવા માર્ગે પ્રવર્તતાં પણ શુભ ભાવનાના બલથી ઇલાપુત્ર કેવળજ્ઞાન પામ્યો. તે કથા આ પ્રમાણે છે.

### ઇલાપુત્રની કથા.




જ ભરતક્ષેત્રમાં વિશિષ્ઠ સરોવર, વાવ અને કુવાથી શોભતું તથા ધન, ધાન્યની સંપત્તિવાળા જનોયુક્ત એવું ઇલાવર્ધન નામે નગર છે. જ્યાં પુરૂષો પરમાર્થમાં લુબ્ધ છે, સ્ત્રીઓ કમળના જેવા લોચનવાળી અને ભવનો ભોગીજનોથી વ્યાપ્ત છે. ત્યાં બીજું શું વર્ણન કરીએ. ત્યાં

જિતશત્રુ નામે રાજા હતો કે જેનો વિકરાળ કરવાલ (તરવાર) રૂપ રાહુ તે નિરંતર સૂર-શૂર રાજાઓ ( સૂર્ય અને ચંદ્ર ) ને કવલિત કરતો-એ આશ્ચર્ય જેવું છે. તે રાજાને માનનીય, કુબેર સમાન વિસ્તૃત સમૃદ્ધિવાન્ અને સમસ્ત વણિક વર્ગના મુગટ સમાન એવો ઇભ્ય નામે ત્યાં ગુણવાન એક શેઠ હતો. અનુપમ રૂપાદિ ગુણોને ધારણ કરનાર એવી ધારિણી નામે એ શેઠની પત્ની હતી. નિરપત્યપણું ( સંતાન રહિતતા ) તે તેમના હૃદયને કરવતી જેમ ભેદતું હતું. કારણકે—

" संसारनिंबतरुणो कडुयं कुसुमं व विसयसुक्खंपि ।
चोज्जं अमयफलोवममवच्चमुहदंसणं एक्कं " ॥ १ ॥

**અર્થ**—સંસારરૂપ નિંબવૃક્ષમાં વિષયસુખ-એ જો કે કડવા કુસુમ સમાન છે, તથાપિ આશ્ચર્ય એ છે કે તેમાં અપત્ય મુખનું દર્શન તે એક અમૃતફળ સદશ છે.

હવે ત્યાં એક ઇલાદેવી નામે દેવતા છે. તેની એમણે માનતા કરી કે—' હે દેવી ! જો અમને પુત્ર પ્રાપ્ત થશે, તો અમે તારી ભક્તિ કરીશું અને તે પુત્રનું નામ, તારા નામથી સંયુક્ત રાખીશું. આથી તેમને પુત્ર થયો. એટલે મહા આડંબરથી તેમણે દેવીની મોટી પૂજા કરી અને સંતુષ્ટ થયેલા તેમણે તે બાલકને દેવીના પગે પાડીને તેનું ઇલાપુત્ર એવું નામ રાખ્યું. પછી નિર્વિઘ્ને વૃદ્ધિ પામતાં તે આઠ વરસનો થયો, ત્યારે પિતાએ કળાચાર્યને સોંપીને તેને અનેક કળાઓ શિખવાડી. હવે રમણીઓના માનને મોડનાર એવા યૌવનને પામતાં પણ ઇલાપુત્ર, મુનિની જેમ ઉપશાંત થઇને રમણીઓમાં લેશ પણ રાગ ધરાવતો ન હતો, આથી માતાપિતાએ તેને દુર્જનોની સોબતમાં નાખ્યો.

એકદા રાજહંસોને ઉલ્લાસ પમાડનાર, કમળના પરાગને પ્રસરાવનાર તથા અવિવેકી જનોને મદ-મસ્ત બનાવનાર એવી શરદઋતુ આવી, કે જ્યાં રાત્રે નિર્મળ તારાયુક્ત આકાશની સ્પર્ધા કરે તેવા તળાવો, વિકસિત કુમુદયુક્ત થઇને શોભતા હતા. વળી પૂર્વે કલુષિત હોવાથી ન પીવાતું અને શરદમાં સ્વચ્છ થયેલ હોવાથી પીવાતું જળ તે લોકોને એમ જણાવતું કે—' સર્વ સ્વચ્છ હોય, તેજ પ્રિય હોય છે. ' વળી મલિન મેઘ પણ ક્ષેત્રોમાં વરસીને ઉજ્વળ થવાથી તે એવો બોધ આપતો કે—' ક્ષેત્રમાં ઋદ્ધિ-દાન-તે વિશુદ્ધિના કારણરૂપ છે. વળી વર્ષાકાળમાં મયૂરોને જે હર્ષ હતો તેવો શરદમાં હંસો હર્ષ પામવા લાગ્યા. તેથી કોઇ દિવસ સાસુના તો કોઇ દિવસ વહુના હોય એમ સ્પષ્ટ થતું હતું. વળી જ્યાં સારસ મિથુનરૂપ પીન સ્તનથી મનોહર, વિકસતા કમળરૂપ મુખવાળી અને પ્રસરતા કાસકુસુમરૂપ હાસ્યયુક્ત એવી ભુવન-લક્ષ્મી શોભવા લાગી. એ સમયમાં પોતાના મિત્રો સહિત ઇલાપુત્ર હર્ષ પામતો, નંદન વનસમાન મનોહર બગીચામાં ક્રીડા નિમિત્તે ગયો. ત્યાં રૂપમાં રતિ સમાન મનોહર અને વિવિધ પ્રકારથી નૃત્ય કરતી, લંખક

નટની કન્યા તેના જોવામાં આવી. તેને જોતાં પરવશ થવાથી ઇલાપુત્રને કામદેવે પોતાના બાણોથી વીંધી નાખ્યો, કારણકે અસમર્થ પુરૂષ તો છળ જોઈનેજ પરને પ્રહાર કરે. એટલે તે જાણે એકદમ સ્તંભિત થયો હોય, પત્થરમાં જાણે કોતરાઈ ગયો હોય, ચિત્રમાં જાણે આળેખાયો હોય, માટીથી જાણે ઘડાઇ ગયો હોય અથવા જાણે પત્થરમય બની ગયો હોય, તેમ નિશ્ચળ–સ્તબ્ધ થઈ ગયો. જાણે કુલાભિમાનને જલાંજલિ આપવા, તેને સ્વેદ ( પસીનો ) પ્રગટ થયો, પાપ–વૃક્ષના અંકુરસમૂહ સમાન રોમાંચ તેના શરીરે દેખાવા લાગ્યો, ' હું અકાર્ય કેમ કરૂં ' એવા ભયથીજ જાણે તેનું શરીર કંપવા લાગ્યું અને લજ્જાની સ્પર્ધાથી જ જાણે તેની ચેતના નષ્ટ થઇ. ઈલાપુત્રની આવી અવસ્થા જોઇ, પરચિત્તને પારખનાર મિત્રો તેને કહેવા લાગ્યા—' હે મિત્ર ! અહીં આવતાં આપણને ઘણો વખત થયો, જેથી તારા જનની–જનકને અધીરાઈ આવી જશે. માટે હવે આપણે ઘરે જઇએ કારણ કે આ વનમાં અનેક ભય રહેલા છે, તેથી અહીં લાંબા વખતસુધી રહેવું યુક્ત નથી. ' એમ મિત્રોએ કહ્યા છતાં ઈલાપુત્રનું ચિત્ત, તે કન્યામાં હોવાથી તે કંઇપણ બોલ્યો નહિ એટલે મિત્રો, તેને ભુજામાં લઇને શેઠના ઘરે લઇ આવ્યા, ત્યાં પણ શય્યામાં પડતાં તે ઉષ્ણ અને દીર્ઘ નિઃશ્વાસ નાખવા લાગ્યો અને તે કન્યાના ચિંતનમાં રહી નિત્ય-કૃત્યનો ત્યાગ કરીને તે બેસી રહ્યો, ત્યારે અલ્પ જળમાં રહેલ મત્સ્યની જેમ સંતાપ પામતા ઈલાપુત્રનો, નટકન્યાના દર્શન વિગેરેનો વૃત્તાંત, મિત્રોએ તેના પિતાને કહી સંભળાવ્યો જે સાંભળતાં જાણે વજ્રથી ઘાયલ થયો હોય તેમ શેઠ બહુજ ખેદ પામ્યો અને નેત્રથી આંસુ પડતાં તે પુત્રને સ્નેહ પૂર્વક કહેવા લાગ્યો—" હે વત્સ ! તું ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો છે, તારી આકૃતિ મનોહર છે, તારી બુદ્ધિ વિશુદ્ધ છે અને શાસ્ત્રના રહસ્યનો તેં અભ્યાસ કર્યો છે. તારા વિના યુક્તાયુક્તનો વિચાર કરવા અન્ય કોણ સમર્થ છે ? તો ગુણથી વિપરીત આ આચરણ તને ક્યાંથી નડ્યું ? કહ્યું છે કે—

" जेण कुलं कलुसिज्जइ सुयणा खिज्जंति उल्लसंति खला ।
कंठगयजीविया वि हु सप्पुरिसा आयरंति न तं " ॥ १ ॥

**અર્થ**—જેનાથી પોતાનું કુળ કલુષિત થાય, સુજનો ખેદ પામે અને દુર્જનો ઉલ્લાસ પામે, તેવું કામ, સત્પુરૂષો પ્રાણાંતે પણ કરતા નથી.

વળી આ હકીકત જાણવામાં આવતાં રાજા, મારા સર્વસ્વનો નિગ્રહ કરશે અને ગુરૂજનો લજ્જા પામીને કહેશે કે—' આ તો કુપાત્રને આપેલ બોધ કેવળ ક્લેશરૂપ થયો. વળી નગરના શ્રેષ્ઠીઓ તને અકુલીન સમજશે અને જ્ઞાતિજનો મને જ્ઞાતિથી બહાર મૂકશે, માટે હે વત્સ ! તને નિરૂપમ રૂપવતી અને લાવણ્ય અમૃતરૂપ સમુદ્રની લહરીઓ સમાન એવી કુલીન કન્યાઓ પરણાવીશ વળી હે વત્સ !

જે તું એ કન્યાની વાંચ્છા કરે છે, તે મનોહર છતાં અકુલીન હોવાથી અયુક્ત છે, કારણ કે શિશિરઋતુમાં શ્રેષ્ઠ જન શું ચંડાળના કુવાનું પાણી પીએ ?"

એ પ્રમાણે સાંભળતાં ઇલિપુત્ર કહેવા લાગ્યો કે—"હે તાત એ બધું હું સારી રીતે જાણું છું, તથાપિ તે નટકન્યામાં અનુરક્ત થયેલ ચિત્તને હું અટકાવી શકતો નથી. કારણ કે—

"अपि चंडानिलोद्भूत–तरंगस्य महोदधेः ।
शक्येत प्रसरो रोद्धुं नानुरक्तस्य चेतसः" ॥ १ ॥

અર્થ—પ્રચંડ પવનથી ઉછળતા સમુદ્રના તરંગોનો વિસ્તાર કદાચ અટકાવી શકાય, પણ અનુરક્ત ચિત્તનો નિરોધ કરવો મુશ્કેલ છે.

વળી સ્નેહમાં મસ્ત બનીને ઉન્માર્ગે જતા મનને જો સુમાર્ગે લાવી શકાય, તો તેજ જીવીતનો સમય પ્રશસ્ત કહેવાય અને તેજ ચતુર પુરૂષ શોભા પામે. હે તાત ! જો એ કન્યા મને ન મળે, તો મારા પ્રાણ અવશ્ય પ્રયાણ કરે તેમ છે. દૈવયોગે સંકટમાં પડેલ હું હવે શું કરૂં ?"

પોતાના પુત્રનો આવો નિશ્ચય જાણતાં શ્રેષ્ઠીએ લંખક નટને કહ્યું કે 'કનકની બરોબર તોળીને તું તારી પુત્રી મારા પુત્રને આપ.' ત્યારે નટે જણાવ્યું–'હે શેઠ ! જો તારા પુત્રને એની જરૂર હોય, તો એ અમારા ટોળામાં મળે, કારણકે એ કન્યા તો સુવર્ણનો અક્ષત ભંડાર છે.' એ વાત પોતાના પિતાના મુખથી સાંભળતાં ઇલાપુત્ર વિચારવા લાગ્યો કે–'હા ! મારા માટે પિતાએ લોક વિરૂદ્ધ કરવા પણ પ્રયત્ન કર્યો, પરંતુ નશીબયોગે કુપાત્રે આપેલ દાનની જેમ એ યત્ન પણ નિષ્ફળ ગયો. તો હવે શું કરૂં ? તેના વીના એક ક્ષણ રહેવાને હું સમર્થ નથી.' એમ ચિંતવી, પોતાના માત પિતા અને મિત્રોના ઉપદેશનો અનાદર કરી તથા કુળાભિમાનને જલાંજલિ આપીને ઇલિપુત્ર લંખક નટના ટોળામાં જઇને ભળ્યો. કારણકે–

"विसमाउह बाणपहार जज्जरे माणुसस्स मणकलसे ।
ठाइ कहं निविरुत्तं थेवंपि परोवएस–पयं" ॥ १ ॥

અર્થ—કામ બાણના પ્રહારથી જર્જરિત બનેલા મનુષ્યના મનરૂપ કળશમાં નાખેલ પરોપદેશરૂપ અલ્પ જળ પણ કેમ રહી શકે ?

ઉત્કટ કામરૂપ કામલ (નેત્રરોગ) થી વિવેકરૂપ લોચન ક્ષીણ થતાં મનુષ્યો માર્ગભ્રષ્ટ થઇને અકૃત્ય રૂપ કાદવમાં ખુંચે–તેમાં આશ્ચર્ય શું ? પછી લંખક નટે ઇલાપુત્રને કહ્યું કે–'હે વત્સ ! મારી પુત્રી નાટ્યાદિ કળામાં નિપુણ છે અને તું તો અજ્ઞાન છે, માટે અત્યારે તમારા બંનેનો યોગ અનુચિત છે; તો તું નાટ્યાદિ કળા

શીખવા માંડ ! આથી તે નાટક વિગેરે શીખવા લાગ્યો. કારણકે તરુણીને વશ થયેલા મનુષ્યો શું અકાર્ય ન કરે ? પ્રજ્ઞાગુણના બળથી ઇલાપુત્ર તે કળામાં સત્વર બધા કરતાં વધારે નિપુણ બન્યો. પ્રતિભાશાળી પુરૂષને શું અસાધ્ય છે ? પછી પુનઃ નટે તેને કહ્યું કે-'હે વત્સ ! તારી નિપુણતા પ્રગટ કરીને બહુ ધન પ્રાપ્ત કર, કે જેથી મોટા આડંબરથી તારો વિવાહ કરૂં. ! એટલે બેન્નાતટ નગરમાં પોતાનું નાટક બતાવવા માટે તેણે રાજાને વિનંતિ કરી. જેથી રાણીઓ સહિત રાજા તેમજ નાગર જનો ત્યાં એકત્ર થયા. ત્યારે ઇલાપુત્ર લોકોના મનને અચંબો પમાડે તેવું નાટક કરવા લાગ્યો. એવામાં રાજા, રૂપાદિ ગુણથી નટ પુત્રીમાં આસક્ત થયો. એટલે ઇલાપુત્રને મારવા માટે તેણે કહ્યું કે-'હે ભદ્ર ! વંસ-પતનનો ખેલ કર,' ત્યારે ઇલાપુત્રે રંગ ભૂમિમાં ઉભા કરેલ વાંસના અગ્રભાગ પર પાટીયું મૂક્યું, અને તે ફલકની બંને બાજુ ખીલી બેસારી, તેના પર તે આરૂઢ થયો. વળી પગે સછિદ્ર પાદુકાઓ ધારણ કરી, હાથમાં ઢાલ અને તરવાર રાખી, આકાશમાં ઉત્પતન કરતાં ઇલાપુત્ર, સાત આગળના અર્ધ ભાગમાં અને સાત પાછળના અર્ધ ભાગમાં કરણ (વિધાન) કરવા લાગ્યો. વળી તે છિદ્રોમાં ખીલી નાખીને તે ઉંચે ઉભો રહ્યો. ત્યારે નગરજનો રંજીત થઇને કહેવા લાગ્યા કે-'અહો ! આ તો અદ્ભુત કાર્ય છે. બીજા કોઇની આવી શક્તિ નહિ હોય.' એમ કહેતાં તે ઇલાપુત્રને ધનદાન આપવા ઇચ્છતા છતાં પણ રાજાના દાન પહેલાં લોકો તેને કંઇ આપી શકતા ન હતા. ત્યાં રાજા એમ ચિંતવવા લાગ્યો કે-'આ સ્થાનથી જો એ કોઈ રીતે પતિત થાય અને મરણ પામે, તો આ નટકન્યા મારી ભાર્યા થાય.' એમ ધારીને રાજા બોલ્યા-'કે હું તારૂં વિજ્ઞાન બરાબર જોઇ શકયો નહિ. માટે ફરીને નાટક કર ! ત્યારે તેણે બીજીવાર તેમ કર્યું. આથી લોકો વધારે સંતુષ્ટ થયા, પણ દુષ્ટરાજા નિર્લજ્જ થઇને પુનઃ કહેવા લાગ્યો કે-'મેં બરાબર જોયું નહિ. માટે ફરી તારૂં વિજ્ઞાન બતાવ! એટલે ઇલાપુત્રે ત્રીજીવાર તેમ કર્યું. તથાપિ રાજાએ તેને કંઈ આપ્યું નહિ, તેથી લોકો હાહારવ કરતા બોલ્યા કે—' અહા ! આ તો બહુ અનુચિત થાય છે.' તેવામાં ઇલાપુત્ર પણ સમજી ગયો કે-'રાજા નટકન્યામાં લુબ્ધ થયો છે.' એમ ધારીને ચિંતવવા લાગ્યો કે-' અહા ! વિષયોના વિષમપણાને ધિક્કાર છે, કે રાજા એમાં રંકની જેમ અનુરક્ત બની મારા મરણ નિમિત્તે વારંવાર કરણ કરાવે છે, વળી રૂપ લાવણ્ય અને કાંતિથી મનોહર એવું પોતાનું મોટું અંતઃપુર છતાં રાજા આ અકુલીન રમણીમાં શા માટે અનુરક્ત બન્યો ? અથવા તો એવા તર્કની શી જરૂર છે ? હું પોતે પણ એવોજ થઇને વર્તું છું. કારણ કે લોકો દૂર બળતું દેખે પણ પોતાના પગ તળે જોતા નથી. અહા ! મારા આ જન્મને ધિક્કાર છે કે જેથી મેં ગુરૂજનની શરમ ન રાખી અને માતા પિતાના દુઃખને જરા પણ જોઇ ન શકયો. વળી લોકમાં પોતાની હલકાઇનો મનમાં વિચાર ન કર્યો તેમજ ઉભય લોકના ભયને પણ લેશ

માત્ર યાદ ન કર્યો. મહાવતરહિત મત્ત હસ્તીની જેમ ઉન્માર્ગે લાગેલ, પરથી પોષાયેલ બાળકની જેમ પરઘર સંચરનાર, અગ્નિની જેમ ભક્ષ્યાભક્ષ્યના વિભાગની દરકાર ન કરતાં, ગિરિ–નદીના પૂરની જેમ નીચ–માર્ગેજ ગમન કરનાર, વિષવૃક્ષની જેમ સમસ્ત લોકોને ઉદ્વેગ પમાડવામાં દક્ષ બનેલ, તથા સકલ જનોને નિંદનીય એવા લંખક નટને અનુસરતાં મૂઢ એવા મેં શશાંક સમાન નિર્મળ કુળને કલંક લગાડયું, સ્વજનોના વદન–કમળોપર મશીનો કુચો ફેરવ્યો, ત્રણે લોકમાં મેં મારા અપયશ રૂપ ધૂળનો વિસ્તાર કર્યો તથા આત્માને દુર્ગતિના અનેક દુઃખોના પાત્રરૂપ બનાવ્યો હા ! રૂપમાત્ર જોતાં ચપળ સ્વભાવને લીધે પતંગ સમાન હે પાપિષ્ઠ દષ્ટિ-રંડે ! એ પાંચે વિષયો તારા તાબેદાર છે. ”

એ પ્રમાણે વાંસપર વૈરાગ્ય પામતાં ઇલાપુત્ર વિચાર કરે છે, એવામાં કોઇ ધન-પતિના ઘરમાં પંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિયુક્ત અને દઢ વ્રતધારી એવા સાધુ તે ઇલાપુત્રના જોવામાં આવ્યા; તેમજ પોતાના રૂપથી દેવાંગનાઓને જીતનાર ધનિકની રમણી, તેમને ભક્તિથી ભક્ત-પાન વ્હોરાવતી તેના જોવામાં આવી. મુનિઓને જોતાં ઈલાપુત્ર ચિંતવવા લાગ્યો કે–‘આ મુનિઓ કૃતાર્થ છે, એમનો જન્મ ધન્ય છે કે જે, આવી રૂપવતી રમણીને દષ્ટિ માત્રથી પણ જોતા નથી. અહા ! હું કેવો પાપી, નિંદનીય આચારવાળો, અને અવિવેકી, કે અકુલીન કન્યાને માટે આવા સંકટો સહન કરૂં છું,’ એમ ચિંતવતા ઇલાપુત્રનું મોહનીય કર્મ ક્ષયોપશમ પામ્યું, તેને શુભ ભાવ જાગ્રત થયો અને ચારિત્રની ભાવના પ્રગટ થઈ. જેથી અંતરથી સંગ-રહિત થતાં શરીર માત્રમાં પણ મમત્વનો ત્યાગ કરીને તે જેમ વાંસના અગ્રભાગ પર ચડયો, તેમ ક્ષપક શ્રેણીપર આરૂઢ થયો. એટલે શુભ ભાવનારૂપ અગ્નિથી સમસ્ત ઘાતિ કર્મરૂપ વનને બાળીને ઇલાપુત્ર, લોકાલોકને પ્રકાશનાર કેવળજ્ઞાન પામ્યા. ત્યારે શાસન દેવતાએ આપેલ સાધુ વેશને ધારણ કરી દેવોએ રચેલ કમળ પર બેસીને ઇલાપુત્ર કેવળી, રાજા પ્રમુખની સભામાં ધર્મ કહેવા લાગ્યા–

“હે ભવ્યાત્માઓ ! મનુષ્યત્વ વિગેરેની દુર્લભ સામગ્રી પામીને કિંપાકના ફળની જેમ માત્ર શરૂઆતમાંજ મધુર લાગતા વિષય સુખનો પરિહાર કરો. ચારિત્રનો આદર કરો અને અલ્પ માત્ર પણ પ્રમદાચરણને તજી દો. નહી તો મારી જેમ અન્ય ભવમાં વિડંબના પામશો.” એમ સાંભળતાં રાજા બોલ્યો–‘તમે પૂર્વ ભવે શો પ્રમાદ કર્યો અને કેવી વિડંબના પામ્યા ? ’ ત્યારે કે વલી બોલ્યા–‘પૂર્વે વસંત પુરમાં ષટ્કર્મને સાધનાર હું એક કુશળ બ્રાહ્મણ હતો. વડીલથી લજ્જા પામનાર તથા વિનયશીલ એવી બ્રાહ્મણી, મારી ભાર્યા હતી. અમે દંપતિ પરસ્પર અનુરક્ત રહી ગૃહવાસ પાળી, ગુરૂપાસે પ્રતિબોધ પામતાં અમે બંનેએ દીક્ષા ધારણ કરી .ના સૂત્ર–અર્થના વિચારમાં મતિને પરોવ્યા છતાં સ્રી પ્રત્યેનો સ્નેહ મારા મનથી જેવો ન થયો; તેમજ મારી ભાર્યાએ પોતાના મનમાં કંઈક જાતિમદ કર્યો, જેનો વૃતાંત

પાસે આલોવ્યા વિના તે બંને મરણ પામીને દેવલોકે ગયા. ત્યાંથી ચવી હું આ ઈલાપુત્ર તમારી સમક્ષ બેઠો છું અને જાતિમદ કરવાથી તે આ હીન જાતિમાં નટકન્યા, થઈ. તેના સ્નેહથી હું પણ એ પ્રમાણે વિટંબના પામ્યો."

એ પ્રમાણે સાંભળતાં ભાવનાના યોગે નટકન્યા, રાજા અને રાણી કેવળજ્ઞાન પામ્યા અને અનુક્રમે બધા સિદ્ધિપદને પ્રાપ્ત થયા.

**ઈતિ-ભાવનાપર ઈલાપુત્રની કથા.**



## પ્રકરણ ૧૮ મું.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે કે— )

"હે નરેંદ્ર ! વિષયોમાં પ્રવૃત્ત છતાં વૈરાગ્ય ભાવનાના યોગથી પુરૂષ, તેમાં અપ્રવૃત્ત જેવો સમજવો. અહીં બે ભ્રાતાનું દષ્ટાંત આ પ્રમાણે છે—



### જયવર્મ અને વિજયવર્મની કથા.



આ જ ભરતક્ષેત્રમાં **રત્નસંચય** નામે નગર છે કે જે રમણીઓના રમણીય મુખોથી કમળ–વન સમાન શોભે છે. ત્યાં નીતિ–ધર્મને પ્રવર્ત્તાવનાર, જન્મથી પરોપકાર કરવામાં સાવધાન તથા રતિરમણ સમાન રમણીય એવો જયવર્મ નામે રાજા હતો, સમરાંગણમાં સમસ્ત શત્રુઓના ભાગી જતાં જે રાજા પોતાની તરવારમાં સંક્રાંત થયેલ પોતાને જ માત્ર સન્મુખ જોતો હતો. તેની જયાવલી નામે રાણી હતી કે જેણે પોતાના મુગ્ધ હાસ્યથી જાણે હસી કહાડેલ હોય તેમ જગતમાં લજ્જા પામેલ અમૃત પોતે પ્રગટ થતું નથી. તેનો વિજયવર્મ નામે સહોદર યુવરાજ હતો, વળી તેનો સુમતિ નામે મંત્રી હતો કે જેણે પોતાની વિશિષ્ઠ મતિથી બૃહસ્પતિને જીતી લીધો હતો.

એકદા ત્યાં યુગંધર નામે આચાર્ય પધાર્યા કે જે, તારાઓથી ચંદ્રની જેમ સાધુઓથી પરિવૃત હતા. એટલે નગરના ઉદ્યાનમાં તેમને વંદન કરવાને રાજા અને યુવરાજ બંને સામંત–મંત્રીઓ સહિત ગજરાજપર આરૂઢ થઇને આવ્યા ...ને ભૂમિ સુધી લલાટ નમાવી ગુરૂને વંદન કરીને બંને બેઠા ત્યારે ગુરૂએ સંસાર-તળે ...દ પમાડનાર ધર્મદેશના આપી કે—

...રમ ન રા... ભવ્ય જનો ! દુર્વાર દુઃખસમૂહરૂપ સલિલથી ભરેલ, જન્મ, જરા અને પોતાની હલક.

મરણરૂપ ઉછળતા કલ્લોલથી દુર્લંઘ્ય, ક્રોધરૂપ વડવાનલથી દુર્ગમ, મોહરૂપ મહા આવર્ત્તથી ભારે ભીષણ, માનરૂપ પર્વતથી અવગાહન કરવાને દુઃશકય, મોટી માયારૂપ વેલડીઓથી વ્યાપ્ત, ગાઢ મૂર્ચ્છારૂપ મત્સ્યોની શ્રેણિથી સંયુકત, પાપરૂપ કાદવથી વિકટ, રાગરૂપ ઉરગથી સંરૂદ્ધ, વિવિધ વ્યાધિરૂપ મગર-સમૂહથી દુષ્પ્રેક્ષણીય, સદાકાળ પડતી મોટી આપદારૂપ હજારો નદીઓથી વ્યાપ્ત, તેમજ દુર્ધર વિષય-પિપાસારૂપ ઉછળતી વેળથી વિષમ એવા ભવ-સાગરથી તરીને જો તમે મોક્ષ-તીરે જવાને ઇચ્છતા હો, તો પ્રવર ગુણ-યુકત ચારિત્રરૂપ નાવનો સ્વીકાર કરો." એટલે સુમતિ મંત્રીએ કહ્યું કે—'હે ભગવન્! ચારિત્રજ જીવોને નિર્વાણ-લાભના કારણરૂપ છે એવો નિશ્ચય નથી કારણ કે ભાવનાના યોગે મરૂદેવી ચરિત્ર આદર્યા વિના સિદ્ધ થયા. માટે કર્મ-ક્ષયને માટે એક શુભ ભાવનાજ પ્રધાન છે.' એટલે ગુરૂ બોલ્યા કે—'અનેક જન્મોમાં કરેલ સુકૃતના યોગે ચારિત્રને આરાધી આવેલા જીવોને ક્રમે ક્રમે શુભ ભાવના જાગ્રત થાય છે, વળી મરૂદેવીને વ્રત વિના જે ભાવના જાગ્રત થઇ, તે તો ટઉકા-ટચ્ચકથી જાગરણ થયા તુલ્ય સમજવું.' મંત્રી બોલ્યો—'હે ભગવન્! ટઉકા-ટચ્ચકથી જાગરણ શી રીતે?' આચાર્ય બોલ્યા—"જગતમાં એ તો દંતકથા પ્રસિદ્ધજ છે.

મહાવટ ગામમાં વસંતપાલ નામે એક ઠાકોર હતો. ત્યાં ટઉક નામે કોટવાળ તે ગામનું નિરંતર રક્ષણ કરતો હતો. હવે ગામધણીને એક કુકડો અત્યંત વલ્લભ હતો. જાણે પદ્મરાગ-મણિથી બનાવેલ હોય તેવી રકત શિખા તેનાપર શોભતી હતી. જાણે જાત્ય કનકમય હોય તેવી તેને પીળી ચંચુ હતી, તેના ચરણ-યુગલ જાણે કેશરથી લિપ્ત થયું હોય તેવું પિંજર હતું, તેમજ તેના પીછાં જાણે વિવિધ રત્નોથી બનાવ્યાં હોય તેવાં ચિત્રવિચિત્ર હતાં. તે કુકડાને જોતાં ગામનો ઠાકોર સંતોષ પામતો હતો. તેના મકાનની પાસેના ઘરમાં એક ચંડા નામે સ્ત્રી રહેતી હતી, તેને કુકડાના માંસનું ભક્ષણ કરવાનો દોહલો ઉત્પન્ન થયો, તે વખતે ત્યાં બીજો કુકડો ન હોવાથી તેજ કુકડાને કોઇ રીતે પકડી તેનો નાશ કરીને તેના માંસથી તેણે પોતાનો દોહલો પૂરો કર્યો. એવામાં તે કુકડાને ન જોવાથી વસંતપાલ આકુળ વ્યાકુળ થઇ ગયો. અને તેની શોધ કરવાને તેણે ટઉક કોટવાલને હુકમ કર્યો એટલે તે કુકડાની તપાસ કરતાં પણ કયાંય પત્તો ન મળવાથી તેણે જાહેર કર્યું કે—કુકડાની શોધ લાવનારને વીશ સોના મ્હોર આપવામાં આવશે. તે સાંભળતાં ચંડાની ચપલા નામની પરોસણ કોઇ રીતે જાણીને તે કોટવાલ આગળ કહેવા લાગી કે—ચંડાએ કુકડાનું ભક્ષણ કર્યું છે.' તે બોલ્યો—'તેની ખાત્રી શી?' ચપલા બોલી—'હું ચંડાના મુખથી એ વાત કહેવરાવું.' પછી ચપલાએ પોતાના ઘરે એક મોટા સુંડલા (ડાલા) વતી ટઉકને આચ્છાદિત કરી, કપટથી સખીના જેવો સ્નેહ બતાવી તેણે ચંડાને બોલાવીને પૂછયું કે—'હે સખી! કુકડાનો વૃત્તાંત

મને મૂળથી કહી સંભળાવ.' ત્યારે તે બોલી કે—'જેટલામાં કુકડાનું મેં ભક્ષણ કર્યું...........' એમ તે બોલતી હતી, તેવામાં ચપલાએ હાથમાં રહેલ લાકડી વતી સુંડલાપર, ટઉકને જણાવવા માટે ટચ્ચક મારી. ત્યારે ચંડા ચિંતવવા લાગી કે—'આ તો ખરેખર ટઉકને અહીં બેસારીને મને કુકડાનો વૃત્તાંત પૂછે છે, માટે એ ટઉક એ બધું ખોટું સમજે, તેવી યુકિત રચીને કહું.' એમ ધારીને તે બોલી કે—'હે સખી! એવામાં ટઉકા–ટચ્ચકથી હું જાગ્રત થઇ ગઇ.' એટલે ચપલા બોલી કે—'હે સખી! જાગ્રત થઇ–એટલે શું?' ચંડાએ કહ્યું—'હે સખી! મેં સ્વપ્ન જોયું હતું એ કાંઈ સત્ય વાત નથી.' આ તેના વચનથી ચપલા મનમાં વિલક્ષ થઇ ગઇ.

હે મંત્રી! જો ટઉકા–ટચ્ચકથી જાગરણ કોઇ રીતે સંભવે, તો જીવોને ચારિત્ર વિના મોક્ષ સંભવે. વળી જે કોઇ જીવો સિદ્ધ થયા, સિદ્ધ થશે, અને સિદ્ધ થાય છે, તેમને શુભ ભાવયુકત એક ચારિત્રજ મુખ્ય નિમિત્ત છે."

એ પ્રમાણે ધર્મ–દેશનાથી સંવેગ પામેલ રાજા અને યુવરાજ બંને ચારિત્ર લેવાના ભાવથી ગુરૂને નમીને તે ઘરે આવ્યા. ત્યાં જયવર્મ રાજાએ પોતાના લઘુ બંધુ વિજયવર્મને કહ્યું કે—'હે વત્સ! આ કુળક્રમથી આવેલ રાજ્યનો હવે સ્વીકાર કર અને પરિણામે વિષયસુખને વિષ સમાન વિરસ સાંભળતાં કર્મરૂપ પર્વતને ચૂર્ણ કરવામાં વજ્ર સમાન એવી દીક્ષાને હું અંગીકાર કરીશ.' ત્યારે વિજયવર્મ બોલ્યો—'હે તાત! હું પણ દુર્વાર દુઃખના સમૂહથી ભરેલ આ સંસારરૂપ કેદખાનાથી ઉદ્વેગ પામીને સંયમ આદરીશ.' એટલે રાજાએ કહ્યું—'હે વત્સ મેં આટલા દિવસ રાજ્ય ચલાવ્યું અને હવે અનેક રાજાઓથી સેવાતું આ રાજ્ય તું ભોગવ. પછી તારા પુત્રને રાજ્ય સોંપીને તું પણ ચારિત્ર લેજે કારણ કે અવસરે કરેલ બધું શોભે છે, એમ સાંભળીને વિજયવર્મ બોલ્યો—"હે તાત! જો યમરાજા કોઇ રીતે સંતુષ્ટ થઇને મરણના વિલંબને માટે અક્ષર લખી આપે, તો હું રાજ્ય ભોગવીને સંયમ આદરીશ. આ કર્ત્તવ્ય હું આજ કરૂં છું અને આ કામ કાલે કરીશ.—એમ, તરંગ સમાન ચપળ જીવિતમાં કયો ચતુર પુરૂષ વિચાર કરીને બેસી રહે? ચિંતામણિ સમાન દુર્લભ મનુષ્યપણાને કોઇ રીતે પામ્યા છતાં વિષય–પ્રમાદને પરવશ થઈને હું તે નિષ્ફળ નહિ ગુમાવું. માટે ગળે નાંખેલ રજ્જુ સમાન રાજ્ય, ભુજંગ સમાન ભોગ, બંધન સમાન ધન અને પાશ સમાન ગૃહવાસનો ત્યાગ કરીને હું દીક્ષા ધારણ કરીશ એટલે રાજાએ કહ્યું—'જો એમ હોય, તો તું સંયમનો સ્વીકાર કર. કારણકે પ્રજાને અનાથ મૂકીને મારાથી દીક્ષા લેવાય તેમ નથી; સમયપર રાજ્યની સુવ્યવસ્થા કરીને હું પણ સંયમ આદરીશ. આથી જયવર્મ રાજા ભાવસાધુની જેમ ગૃહવાસમાં રહ્યો અને તેના લઘુબંધુ વિજયવર્મે ગુરૂની પાસે મોટા આડંબરથી દીક્ષા અંગીકાર કરી. સમસ્ત શાસ્ત્રાર્થનો અભ્યાસ કરીને તે નિરતિચાર સંયમ આરાધવા લાગ્યા.

કોઈવાર આગમવિધિથી નગર–ગ્રામાદિકમાં વિહાર કરતાં કરતાં ગુરુની આજ્ઞા લઇને વિજયવર્મ મુનિ રત્નસંચય નગરમાં પધાર્યા અને નગરની પાસેના ઉદ્યાનમાં વસતિ લઇને ત્યાં રહ્યા, એટલે રાણીસહિત રાજા તેમને વંદન કરવાને આવ્યો ત્યારે મુનિએ તેમને સ્વર્ગ–મોક્ષના કારણરૂપ જિનેંદ્ર–ધર્મ સંભળાવ્યો, તેમજ વિષયોનું પરિણામે દારૂણપણું કહી સમજાવ્યું, જે સાંભળતાં જયાવલી રાણીને સંવેગ ઉત્પન્ન થવાથી તેણે એવો નિયમ લીધો કે–' આ મુનિ અહીં રહે, ત્યાંસુધી એમનાદર્શન કર્યાવિના મારે ભોજન ન કરવું. " એમ મુનિની ઉપાસના કરતાં રાણીના દિવસો વ્યતીત થવા લાગ્યા.

એક દિવસે ઉપરના પ્રદેશમાં અત્યંત વૃષ્ટિ થઇ. હવે નગર અને ઉદ્યાનના મધ્ય ભાગમાં મહાવેગા નામે નદી હતી, તે ઉપરના વૃષ્ટિ–જળથી સત્વર નહીં ઉતરી શકાય તેવી થઈ ગઇ. જેથી રાણી મુનિના દર્શન કરવાને જઇ ન શકી, તેથી તેણે ભોજન પણ ન કર્યું. કારણ કે મહાસત્વશાલી જનો પ્રાણાંતે પણ પોતાના નિયમથી ભ્રષ્ટ થતા નથી. એવામાં રાજાએ રાણીને કહ્યું કે—' આજે તું ભોજન કેમ કરતી નથી ? ' ત્યારે તેણે રાજા પાસે પોતાની પ્રતિજ્ઞા નિવેદન કરી એટલે રાજા બોલ્યો કે—" નદી કયે દિવસે વિરામ પામશે, તે જણાતું નથી. વળી તું સુકુમાળ છે, તેથી ભોજન ન કરતાં તને કષ્ટ થશે. માટે નદીને જઈને કહે કે–' મારા દીયરે દીક્ષા લીધી, ત્યારથી જો મારા પ્રિયતમે વિષયસુખનું સેવન કર્યું હોય તો હે ભગવતી ! વિરામ ન પામ, અને જો ન કર્યું હોય, તો મને માર્ગ આપ. એમ સાંભળતાં દેવી હસીને કહેવા લાગી કે–' હે દેવ ! એવું સંબંધ વિનાનું શું બોલો છો ? લાંબોકાળ વિષયસુખ સેવીને પણ એ પ્રમાણે બોલતાં હે નાથ ! અચળ પણે કલિંગ–દેશમાંજ નાર વિપ્રની જેમ તમે અત્યંત સાહસિક લાગો છો ! ત્યારે રાજા એ કહ્યું કે— ' હે દેવી એવા કુવિકલ્પ મૂકીને મારા કહ્યા પ્રમાણે કર ! રાણી બોલી—' હે દેવ ! વિષયસુખ સેવ્યા છતાં તમે આમ બુમાવો છો, તેથી કાગીને કુટ્ટિનીની જેમ તમે મને મિથ્યાવચનથી છેતરો છો, પણ દિવ્યસ્વરૂપ નદીને છેતરવા કોણ સમર્થ છે ? ત્યારે રાજા બોલ્યો—' હે દેવી ! તારે એવા વિચારો કરવાની શી જરૂર છે ? મારા કથન પ્રમાણે તું ચાલ ! રાણીએ જરા મિથ્યા કોપ બનાવીને કહ્યું—' હે નાથ શું હું ઘેલી છું ? હે નાથ ! વિષય–સુખના સેવનમાં હું સદાની તમારે માટે સાક્ષી છું. વળી જે મારા અંગમાં આ સમસ્ત ચિત્ર પાડું છું, તે હું સત્યપ્રિય નદી આગળ તમારા વચનથી અસત્ય આદિશ બોલતી કોને હાંસીપાત્ર ન થાઉં ? ' એટલે રાજાએ પ્રેમપૂર્વક રાણીનો હાથ પકડીને કહ્યું કે—' તું એકવાર મારા વચન પ્રમાણે કર. વધારે બોલવાની શી જરૂર છે ? ' ત્યારે તે વચનની ગનમાં શ્રદ્ધા ન હોવા છતાં રાણી, રાજાના અત્યાગ્રહથી શિબિકાપર આરૂઢ થઇને તે નદી પાસે ગઇ. અને બંને તટ સુધીપૂર વહેતી. પાસે રહેલા વૃક્ષોને ઉખેડતી

અને ભારે તરંગોને ધારણ કરતી તે નદીને જોઇને રાણી બોલી—'હે ભગવતી ! મારા દીયરે દીક્ષા લીધી, ત્યારથી મારા સ્વામીએ વિષય-પ્રસંગ ન કર્યો હોય તો મને માર્ગ આપ ! એટલે નદીએ માર્ગ આપ્યો. જેથી વિસ્મય પામતી રાણી ગુરૂ પાસે આવી, તેમને વંદન કરીને જેટલામાં નદી પાસે આવી, તેવામાં નદીને પૂર્વ પ્રમાણે મળેલ જોઇને તે પાછી ગુરૂ પાસે ગઈ અને તેણે નદી ઉતરવાના કારણરૂપ પોતાના પતિનો વૃત્તાંત કહી સંભળાવ્યો. એટલે તેણીને પ્રતિબોધ આપવાનો ગુણ વિચારતાં ગુરૂ, અનુચિત છતાં તેને કહેવા લાગ્યા કે—"હે દેવી ! તું નદી પાસે જઈને એમ કહે કે 'હે ભગવતી ! વ્રત ગ્રહણ કર્યા પછી મારા દીયર સદા ઉપવાસી રહ્યા હોય, તો તું વિરામ પામીને મને માર્ગ આપ. અને જો તેણે ભોજન કર્યું હોય તો માર્ગ ન આપ. એટલે રાણી નદી પાસે આવીને મુનિના કહ્યા પ્રમાણે બોલી ત્યારે નદીએ માર્ગ આપ્યો. આથી તે અચંબો પામતી પોતાના ઘરે આવી ત્યાં ભોજન કરી રાણીએ સર્વ વૃત્તાંત રાજાને સંભળાવીને કહ્યું કે— 'હે નાથ ! તમારા બંનેનું આવું અદ્ભુત ચરિત્ર કેવું ?' ત્યારે રાજા બોલ્યો—'ગુરૂમહારાજ પોતે એ તારા સંશયનું નિવારણ કરશે' આથી અંતરમાં આશ્ચર્ય પામતી રાણીએ મહા મુસ્કેલીએ રાત્રિ વ્યતીત કરી. પછી પ્રભાતે રાજાસહિત ત્યાં જઇને તેણે મુનિને પૂછ્યું કે—'હે ભગવન્ ! તમો બંનેનું ચરિત્ર ઇંદ્રજાળની જેમ આશ્ચર્યકારી કેમ છે ? કારણકે રાજાએ વિષય સેવન મારી સમક્ષ કરેલ છતાં તે ખોટું પડ્યું અને નદીએ તે ન કરેલ માનીને મને માર્ગ આપ્યો, તેમજ ઘી, ભાત, દાળ, મોદક, માંડા પ્રમુખનું ભોજન મેં મારા હાથે તમને આપેલ, તે શું બીજાકોઈને આપ્યું હતું ? વળી હે ભગવન્ ! આહાર વિના આટલો કાળ દેહ કેમ ચાલી શકે ? માટે તમે ભોજન કર્યા છતાં સાહસિક થઈને છુપાવો છો. વળી આ નદી પણ તમો બંનેને એકસરખી ક્યાંથી નિવડી, કે જે તમે કરેલ વસ્તુને પણ ન કરેલ હોય તેમ માને છે ?' ત્યારે વિજયવર્મ મુનિ બોલ્યા—"હે ભદ્રે ! જો એ બાબતનું તને કૌતુક હોય, તો સાંભળ-મારા વ્રત લીધા પછી રાજા એવી ભાવના ભાવતો રહ્યો છે—'એવો દિવસ ક્યારે આવશે ? કે જે દિવસે હું સર્વ સંગનો પરિહાર કરીને ગુરૂની પાસે દીક્ષા અંગીકાર કરીશ, તેમજ ગુરૂના મુખથી દ્વાદશાંગીને હું ક્યારે ગ્રહણ કરીશ ? વળી કમળથકી મધુર મકરંદને મધુકરની જેમ ઘેર ઘેર ભિક્ષા નિમિત્તે ભમતાં અત્યંત પ્રશમરસને ધારણ કરીને દુર્વચનો સહન કરતાં હું બાવીશ પરીષહોને ક્યારે સહન કરીશ ? વળી બાહુમુનિની જેમ ભક્ત-પાનના દાનથી હું સાધુઓને ક્યારે સંતોષ પમાડીશ તથા સુબાહુમુનિની જેમ હું ક્યારે મુનિઓની શુશ્રૂષા કરીશ. વળી હું સુખ કે દુઃખમાં, કનક કે પત્થરમાં, મિત્ર કે શત્રુમાં, તરૂણી કે તૃણના ઢગમાં અને મોક્ષ કે સંસારમાં સમાનભાવના વાળો ક્યારે થઈશ ? આવી વૈરાગ્ય પ્રધાન ભાવના ભાવતાં રાજા, પરના ઉપરોધથી વિષયોમાં પ્રવૃત્ત છતાં અપ્રવૃત્ત જેવોજ સમજવો; તેમજ વંદના કે વૈયાવચ્ચ નિમિત્તે, ઇર્યાસમિતિ કે સંયમના અર્થે તથા શરીર

નિર્વાહ કે ધર્મચિંતા નિમિત્તે—એ છ કારણોને લઇને ઉદ્‌ગમ, ઉત્પાદન અને એષણા શુદ્ધ આહાર વાપરતાં પણ મુનિને અકૃત-ભોજન ( ભોજન ન કરનાર ) કહેલ છે."

એ પ્રમાણે સાંભળતાં જયાવલી દેવીએ બધું તહત્તિ કહીને સ્વીકારી લીધું. પછી જિનપૂજા, મુનિવંદન અને સત્પાત્રે દાન આપવામાં તત્પર રહીને તે દિવસો વ્યતીત કરવા લાગી; તેમજ જયવર્મરાજાએ જયાવલીથી ઉત્પન્ન થયેલ પોતાના સોમવર્મ નામના પુત્રને રાજ્યપર બેસારી, પોતે સંવેગ પૂર્વક દીક્ષા ધારણ કરી. પછી નિત્ય તીવ્ર તપ આચરતા અને વૈરાગ્ય-ભાવનાથી વાસિત થઇ, કેવળજ્ઞાન ઉત્પન્ન કરીને તે બંને બાંધવ મોક્ષ-સુખને પામ્યા.

ઇતિ-ભાવનાપર જયવર્મ અને વિજયવર્મની કથા.

## પ્રકરણ ૧૯ મું.

### બારભાવનાઓ કેમ ભાવવી ? તેનું ટુંક વર્ણન.

હવે કુમારપાલનરાધિપે પૂછ્યું કે—' હે ભગવન્ ! મન-મર્કટને વશ કરવામાં શૃંખલા સમાન બાર ભાવનાઓ શીરીતે ભાવવી ? ' ત્યારે શ્રીહેમચંદ્રમહારાજ મેઘના જેવા ગંભીર નાદથી કહેવા લાગ્યા.

" કમળપત્રના અગ્ર ભાગપર રહેલ જળબિંદુ સમાન જીવિત, યૌવન, લક્ષ્મી અને શરીર-બધાં ચપળ છે. અથવા તો અહા ! ધિક્કાર છે કે—જે કંઈ વસ્તુ આ જગતમાં નજરે દેખાય છે, તે બધી અનિત્ય છે. વળી પિતા, માતા, ભ્રાતા, સુભાર્યા, પુત્ર, સ્વામી, પરિજન અને સ્નેહશીલ મિત્ર એમાંના કોઇ પણ મરણ થકી રક્ષણ કરવાને સમર્થ નથી, માટે ધર્મ વિના અન્ય કંઈ શરણ નથી. આ સંસાર રૂપ રંગભૂમિમાં કુકર્મને લીધે જીવ, નટની જેમ રાજા તે રંક પણ થાય, સ્વજન પણ શત્રુ થઇને બેસે, જનક તે પુત્ર પણ થાય અને જનની તે કલત્ર પણ થાય—એમ અનેક રૂપને ધારણ કરે છે. જીવ પોતે એકલોજ જન્મે છે, એકલોજ મરણ પામે છે, એકલો કર્મને વધારે છે, એકલો પરભવમાં દુઃખને સહન કરે છે અને ધર્મથી એકલો તે મોક્ષને પણ પામે છે; જ્યારે આ દેહ પણ જીવથી અન્ય ( ભિન્ન ) છે, તો ધન, સ્વજન અને ગૃહાદિક તો પોતાના શાના થાય ? માટે જે ભિન્ન નથી એવા જ્ઞાન, દર્શન અને ચારિત્રની એક ચિત્તે આરાધના કર. વળી હે ધીર ! અશુચિરૂપ સ્ત્રી, પુરૂષનું શરીર તે ચરબી, માંસ, રૂધિર, ચર્મ અને અસ્થિથી બંધાયેલ છે, તેમજ નવ છિદ્રથી ઝરતા મળ-મૈલથી એ વ્યાપ્ત છે, માટે એમાં પવિત્રતાની બુદ્ધિ લાવીશ નહિ. વળી

મિથ્યાત્વ, યોગ, અવિરતિ અને પ્રમાદ, તેમજ મદ, ક્રોધ, લોભ અને માયા—એ કષાય—આ બધા પાપાશ્રવ સમજી લેજે. માટે જો તારે મોક્ષની અભિલાષા હોય, તો એ દોષોનું નિવારણ કર. જેમ મંદિર કે તળાવના દ્વાર બંધ થવાથી તેમાં રજ કે જળ આવતાં અટકે છે, તેમ આશ્રવનો નિરોધ કરવાથી જીવમાં આવતું પાપ અટકે છે. એમ જિનેશ્વરોએ એ સંવરનો પ્રભાવ બતાવેલ છે. અજ્ઞાની જીવ પરાધીનપણે જે દુઃખ સહન કરે છે, તેથી તે અલ્પ કર્મની નિર્જરા કરી શકે છે, પરંતુ જ્ઞાનવાન્ સ્વતંત્રપણે જો તેટલું દુઃખ સહન કરે, તો તે જિતેંદ્રિય, અનંત કર્મોની નિર્જરા કરી શકે. ઉપર, નીચે, ચારે દિશામાં અને ચૌદ રાજલોકમાં વાળના અગ્ર ભાગ જેટલું પણ એવું કોઇ સ્થાન નથી, કે જ્યાં જીવ જન્મ, મરણ, ન કરી આવ્યો હોય. હે આત્મન્! શ્રુતના ઉપયોગથી એમ નિરંતર ચિંતવન કર. વળી શુભ કર્મના યોગે કોઈ પ્રકારે સારી સામગ્રી પામતાં પણ પુનઃ આગમ-વિરૂદ્ધ અનેક પાપ કરતો રહે છે, તેથી ફરી બોધિ ( સમ્યકત્વ ) તે સમુદ્રમાં ખોવાયેલ રત્નની જેમ દુર્લભ છે. એમ સમજીને હે જીવ! તું પ્રમાદ ન કર. જે પાપી પાપને ધર્મ કહી બતાવે છે, તે નિર્દયસ્વભાવી કુગુરૂ સમજજે. તેમજ મહા પુણ્યથી દુર્લભ એવા સુગુરૂ પ્રાપ્ત થયા, તો વિષયમાં આસક્ત થઇને એ સુગુરૂનો તું ત્યાગ ન કરીશ."

એ પ્રમાણે કુમારપાલ રાજાએ શ્રી હેમચંદ્ર ગુરૂ મહારાજના મુખથી સાંભળતાં અંતરમાં ભાવ-વિરાગ પ્રગટાવી તે પોતાનું રાજ્ય ચલાવતાં એ ભાવનાઓના સ્વરૂપનું ચિંતન કરવા લાગ્યો અને કુગતિના કારણ રૂપ પ્રમાદનો તેણે સર્વથા ત્યાગ કરી દીધો.





# चतुर्थ प्रस्ताव.

( બાર વ્રતનો અધિકાર. )

—※(◎)※—

## પ્રકરણ ૧ લું.

### વિરતિના પ્રકાર અને દેશવિરતિ પ્રથમ અણુવ્રત ઉપર શિવકુમારની કથા.



હવે શ્રી હેમચંદ્રસૂરિ કહેવા લાગ્યા કે—" હે રાજેંદ્ર ! જીવદયારૂપ ધર્મને ઇચ્છનાર પુરૂષે શિવ–મંદિરની નિસરણીરૂપ વિરતિ આદરવી જોઇએ. સર્વ ઇંદ્રિયોને તાબે થયેલા અને સમસ્ત પાપ–આશ્રવથી ન નિવર્તેલા અવિરત જીવોને જીવદયા કોઇ રીતે સંભવતી નથી. કદાચ મુનિ ધર્મરૂપ સર્વ–વિરતિ આદરવાને અસમર્થ હોય, તથાપિ શ્રાવક–ધર્મને યોગ્ય દેશવિરતિ તો આદરવીજ જોઈએ. જેમ ભીંત પ્રથમ સંસ્કૃત–શુદ્ધ કરતાં તે ચિત્ર કર્મને યોગ્ય બને છે, તેમ દેશવિરતિ આરાધ્યા પછી પુરૂષ, સર્વવિરતિને પણ આદરવાને સમર્થ થાય છે. કહ્યું છે કે—

" एसा विदेस विरई सेविज्जइ सव्वविरइकज्जेण ।
पायमिमीए परिक्कम्मियाण इयरा थिरा होइ " ॥ १ ॥

અર્થ—સર્વવિરતિના નિમિત્તે એ દેશવિરતિને પણ સેવવી જોઇએ. એનાથી સંસ્કાર દ્રઢ થતાં જીવને પ્રાયે સર્વવિરતિનો ઉદય થાય છે.

. પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ દેશવિરતિ બાર પ્રકારે છે. નિરપરાધી ત્રસ જીવોનું, જે સંકલ્પપૂર્વક દ્વિવિધ ત્રિવિધે રક્ષણ કરવું–તે પ્રથમ અણુવ્રત કહેવાય છે. જે પુરૂષ જીવરક્ષા કરે છે, તે લાંબી આવરદાવાળો, શ્રેષ્ઠ, રૂપવાન્ અને સમસ્ત લોકોના મનને અભીષ્ટ થઈ શિવકુમારની જેમ છેવટે સુગતિગામી થાય છે.

### શિવકુમારની કથા.

વિપ્ર-મંદિરની જેમ ઘણા દર્ભયુક્ત ( પક્ષે અત્યંત ( ઉજ્વળ ) તથા વિવિધ મણીઓથી જડેલા સુવર્ણના મકાનોની રચનાવાળી એવી વિદર્ભા નામે નગરી છે.

ત્યાં સુંદર ( અલ્પ ) કરથી પ્રજાને આનંદ પમાડનાર એવો હરિષેણ નામે રાજા હતો કે જે શત્રુઓને હઠાવનાર છતાં મદરહિત હતો. તેની કમલા નામે રાણી હતી કે જેણે પોતાના મુખથી જીતેલા કમળો તે લજ્જા પામીને જાણે જળમાં છુપાઇ રહ્યાં. અનેક માનતાઓ કરતાં તે રાણીને કોઈવાર પુત્ર જન્મ્યો. જેથી રાજાએ મોટા આડંબરથી તેનું વર્ધાપન કરાવ્યું. તે નગરમાં પૂર્વે કેટલાક વખતથી મોટો ઉપદ્રવ હતો, તે, એ રાજપુત્રના જન્મતાં ઉપશાંત થયો, તેથી રાજાએ તેનું શિવકુમાર એવું નામ રાખ્યું. કનકાચલની ગુફામાં રહેલ ચંપકવૃક્ષની જેમ તે અનુક્રમે વૃદ્ધિ પામ્યો અને અવસરે તેણે સમસ્ત કળાઓ ગ્રહણ કરી. હવે તે જ્યારે તરૂણાવસ્થા પામ્યો, ત્યારે ચિરકાળથી દેવતાઓને તાબે રહેવાથી કંટાળી ગયેલ દેવાંગનાઓ, એ કુમારને ન પામવાથી જાણે રોવા માંડયું. તેના અદ્ભુત સ્વરૂપને જોતાં કામવશ થયેલ તરૂણીઓ તેનેજ જોતી, તેનેજ વખાણતી, તેનેજ મનમાં આળેખતી અને તેનેજ ચિત્તમાં ચિંતવવા લાગી. એ શિવકુમાર બહાર નીકળતો ત્યારે તેને જોવાને આતુર બનેલ તરૂણીઓના ગવાક્ષથી બહાર નીકળેલા મુખોને લીધે જાણે લાખો ચંદ્રમા ભેગા થયા હોય તેમ આકાશ શોભતું હતું.

એક વખતે કુમાર સભામાં બેઠો હતો, તેવામાં વક્ષસ્થળે ઉછળતા હારથી શોભાયમાન પ્રતિહારે આવી પ્રણામ કરીને તેને વિનંતિ કરી કે—'હે દેવ! આપના દર્શનના અભિલાષી બે તાપસ–કુમારો દ્વારપર ઉભા છે.' રાજાએ કહ્યું—'તેમને સત્વર પ્રવેશ કરાવ.' એટલે પ્રતિહારે તેમને પ્રવેશ કરાવ્યો. ત્યારે રાજાએ તેમને યોગ્ય સત્કારપૂર્વક આસનપર બેસારીને પૂછયું કે—'પરિવાર સહિત કુળપતિને કુશળતા છે? તપકર્મનો નિર્વિઘ્ને નિર્વાહ થાય છે? વળી તમે શા કામને લીધે આ સ્થાનને પવિત્ર કર્યું?' એટલે તેમણે જણાવ્યું કે—"ચાર આશ્રમના ગુરૂ એવા આપ મહારાજાના પ્રભાવથી સર્વત્ર કુશળતા છે; પરંતુ એક શ્રેષ્ઠ હાથી આશ્રમના સ્થાનમાં કયાંકથી નીકળી આવ્યો છે કે જેના વિસ્તીર્ણ અને ઉન્નત કુંભસ્થળ, પર્વતના શિખર જેવા છે, જે સર્વાંગે લક્ષણયુક્ત તથા લાંબી સુંઢવાળો છે, તેણે દંત–પ્રહારથી ઘણા વૃક્ષોને ભાંગી નાખ્યાં છે, જેની ગતિ દુર્વાર છે અને જેના મદ–ગંધપર અનેક ભમરાઓ ભેગાથઇને ગુંજારવ કરે છે. તે હસ્તિરત્ન આપ મહારાજાને યોગ્ય છે, વળી તે આશ્રમના વૃક્ષોને હરકત પહોંચાડે છે, તેથી કુલપતિએ અમને અહીં મોકલ્યા છે."

ત્યારે રાજાએ કહ્યું—'અમારાપર મોટો અનુગ્રહ કર્યો.' એમ કહી તેણે તાપસોને વિસર્જન કર્યા. પછી હસ્તિને પકડવા માટે રાજાએ જવાની તૈયારી કરી. એવામાં શિવકુમારે વિનંતિ કરી કે—'હે તાત! મને આજ્ઞા કરો, કે જેથી હું જ તેને પકડીને લઈ આવું.' એટલે રાજા તેને આદેશ આપીને પોતે નિવૃત્ત થયો અને કેટલાક પ્રધાન પુરૂષોના પરિવારને લઇ શિવકુમાર અશ્વારૂઢ થઇને

ચાલી નીકળ્યો. આશ્રમના પ્રદેશમાં જતાં, પૃથ્વીની ગંધને પણ સહન ન કરનાર અને જાણે સ્વર્ગથકી ઐરાવણ પોતે ઉતરી આવેલ હોય તેવો ગજવર કુમારના જોવામાં આવ્યો, એટલે અશ્વને મૂકી આગળ થઇને તેણે હાથીને હાક મારી. જેથી તે કુમારની સામે દોડયો, ત્યારે કુમારે પોતાનું ઉત્તરીય વસ્ત્ર વાળી (વીંટી) ને તેની આગળ નાખ્યું. જેથી હસ્તીએ ત્યાં પોતાની સુંઢ નીચે નમાવી, એટલે સમય જોઇને કુમાર પણ તેના દંત–મુશળ પર પગ મૂકીને સ્કંધપર ચડી બેઠો. ત્યાં બરાબર આસન માંડીને બેસતાં કુમારે તેને કરતલથી કુંભસ્થળમાં માર્યો, એવામાં પરિજનના દેખતાં તે હાથી શંકરના ગળા સમાન શ્યામ એવા આકાશમાં ઉડયો અને ક્ષણવારમાં લોચનને અગોચર થઇને તે વૈતાઢ્ય પર્વતપર પહોંચ્યો. ત્યાં કોમળ વૃક્ષોથી વિભૂષિત ઉદ્યાનના મધ્ય ભાગમાં જઇને તે ઉભો રહ્યો અને હસ્તિના સ્વરૂપને મૂકીને તે ચળકતા મણિ–કુંડળને ધારણ કરનાર વિદ્યાધર બની ગયો, તેણે નમન કરીને જણાવ્યું કે—'હે કુમાર ? એક ક્ષણવાર અહીં કંકેલી વૃક્ષ નીચે વિસામો લે, એવામાં કનકપુરના સ્વામી **પવનંજય** વિદ્યાધર રાજાને હું તારા આગમનના સમાચાર સંભળાવું.' એમ કહીને વિદ્યાધર ચાલ્યો ગયો.

હવે અહીં કુમાર ચિંતવવા લાગ્યો કે—'એ વિદ્યાધર મને શામાટે અહીં હરી લાવ્યો હશે ? અથવા તો એ ચિંતા કરવી શા કામની ? કારણ કે પ્રાણીઓને સુખ–દુ:ખ આપવામાં એક દૈવજ પ્રમાણ છે. માટે અત્યારે તો આ અત્યંત રમણીય ઉદ્યાનનું અવલોકન કરૂં.' એમ ધારી આગળ ચાલતાં કુમાર, તમાલ–તરૂના મંડપ પાસે ગયો. ત્યાં રમણીના સંલાપ સાંભળતાં તે લતાને આંતરે રહીને જોવા લાગ્યો. ત્યાં પુષ્પ–શય્યામાં રહેલ સખી સહિત એક કન્યાને જોતાં કુમાર ચિંતવવા લાગ્યો કે—'કમળ દળ સમાન વિશાલાક્ષી આ કન્યા વિરહ–દશામાં કોઇના ઉત્કટ સૌભાગ્યને કહી રહી છે. સમસ્ત લોચનને આનંદ પમાડનાર અને કલંક રહિત એણીના મુખ–કમળને જોઇ લજ્જા પામેલ ચંદ્રમા, પોતાની વિશેષ શોભા મેળવવા માટે શંકરના લલાટપર અતિ દુષ્કર અગ્નિસેવન કરતો રહે છે.' એવામાં કન્યા બોલી કે—"હે સખી ! ઘરનું ભોંયતળીયું મૂકીને વસંત–સમયને લીધે વિશેષ શીતલ થયેલ આ ઉદ્યાનમાં આવી છતાં અહીં સુલભ થઇ પડેલા પુષ્પ–બાણોથી કુસુમાયુધે ( કામદેવે) મને ઘાયલ કરતાં આ ઉદ્યાન પણ જાણે જ્વલંત જેવું લાગે છે. કારણ કે–આમ્રવૃક્ષો પોતાની માંજરોથી જવાળાની જેમ હૃદયને બાળે છે. કંકેલી તરૂના પલ્લવો અંગારની જેમ લોચનને સુખ આપતા નથી, પલાશના પુષ્પો સ્ફુલિંગ ( અગ્નિના તણખા ) ની જેમ મારા શરીરને સંતાપ ઉપજાવે છે અને ભ્રમરીઓ ધુમાવલીની જેમ મારા હર્ષને હરી લે છે. વળી હે સખી ! તેં કદલી–પત્રથી મને પવન કર્યો, પુષ્પની પથારી રચી, છાતીપર ચંદનથી અત્યંત લેપ કર્યો, તેમજ ભુજાપર મૃણાલ ( કમળ–નાળ )ના વલય વીંટાળ્યા. તથાપિ મારા શરીરનો

દાહ નિવૃત્ત થતો નથી, અને વળી મદન ( કામ ) પંચબાણ છતાં મારા હૃદય-લક્ષ્યમાં જે લાખો ગમે બાણો મારે છે, તેથી મારા સમજવા પ્રમાણે એ લક્ષબાણ છે. હે સખી ! મંદભાગી મને તે સુભગના દર્શન દુર્લભ છે, તેથી હવે મને લાગે છે કે-મારે મરણનુંજ શરણ છે. ”

એ પ્રમાણે સાંભળતાં કુમાર વિચારવા લાગ્યો-‘ તેનુંજ જીવન સફળ છે કે જેનામાં અનુરક્ત થયેલ આ બાળા આમ ખેદ કરી રહી છે. ’ એવામાં કન્યાની સખીએ ધીરજ આપતાં તેને કહ્યું કે-‘ હે સખી ! તું આમ સંતાપ ન કર અને ધીરજ રાખ, હે હરિણાક્ષી ! તારા મનોરથ અવશ્ય સફળ થશે. કારણ કે આજે તારા પિતાએ, વિદર્ભા નગરીથી શિવકુમારને સત્વર લઈ આવવા માટે **સુવેગ** વિદ્યાધરને મોકલેલ છે. ’ એમ પોતાનું નામ સાંભળવાથી હર્ષ પામતો કુમાર ચિંતવવા લાગ્યો. ‘ અવશ્ય આ બાળાના કારણે મને અહીં લાવવામાં આવેલ છે. ’ એવામાં વિદ્યાધરોના સંઘ ( સમુદાય ) ને આવતો જોઈને કુમાર ત્યાંથી પાછો ફરી કંકેલીવૃક્ષનીચે આવી ગયો. એટલે યોગ્ય આદર સત્કાર પૂર્વક તેમણે કુમારને **કનકપુર** નગરમાં પ્રવેશ કરાવ્યો અને વિમાન સમાન વિશાળ અને મનોહર એવા રત્નપ્રાસાદમાં તેને ઉતારો આપ્યો. પછી સમયપર ખેચરાધિપ **પવનંજયે** કુમારને પ્રેમપૂર્વક જણાવ્યું કે—‘ હે રાજપુત્ર ! તને અહીં અપહરી લાવવાનું કારણ સાંભળ—મારે ચાર પુત્રો ઉપર એક **કનકસુંદરી** નામે પુત્રી છે કે જે સમસ્ત કળાઓ શીખીને અત્યારે યૌવનવય પામી છે, તેની જનનીએ મોકલેલ એ બાળા રાજસભામાં મને પ્રણામ કરવા આવી. તેણીનો રૂપાતિશય જોતાં મેં જણાવ્યું કે—‘ મને લાગે છે કે એના રૂપને યોગ્ય હોય એવો કોઈ પુરૂષ-વર નથી. ’ એવામાં એક વિદ્યાધર-માગધ બોલ્યો કે—‘ હે દેવ! વિદર્ભાનગરીના સ્વામી હરિષેણનો શિવકુમાર નામે પુત્ર છે કે જે સમસ્ત કળાનો સ્થાનરૂપ અને રૂપમાં મદનનો મદ ઉતારનાર છે. જેમ લક્ષ્મીને કેશવ, ઇંદ્રાણીને ઈંદ્ર અને પાર્વતીને શંકર યોગ્ય છે, તેમ આ તમારી કુમારીને તેજ વર યોગ્ય છે.’ એમ સાંભળતાં તે કન્યાનો તારા પર એવો અનુરાગ થયો છે કે જેથી તે, વિદ્યાધર-કુમારોના નામને પણ સહન કરી શકતી નથી. વળી એ અનુરાગને લીધે ક્યાંય પણ પ્રીતિને ન પામતી અને રાત્રે પણ નિદ્રા-સુખને ન મેળવતી તે બાળા પોતાના કરતલપર કપોલ ( ગાલ ) રાખી, માત્ર તારા વર્ણનમાં મન લગાવીને બેસી રહી છે, હે કુમાર ! આવી તેની સ્થિતિ જોતાં મેં તને અહીં તેવરાવ્યો છે. માટે કનકસુંદરીને પરણીને મને સંતોષ પમાડ. ”

એમ પવનંજયના મુખથી વૃત્તાંત સાંભળી કુમાર બોલ્યો—‘ જેવી તમારી આજ્ઞા હું તૈયાર છું. વધારે વિચાર કરવાની શી જરૂર છે ? કારણ કે કુલીનજનો,

વડીલોથી પ્રતિકૂળ આચરવાનું જાણતા નથી.' પછી પવનંજય ખેચરાધિપે અત્યંત સમૃદ્ધિના આડંબરથી શિવકુમારને કનકસુંદરીનું પાણિગ્રહણ કરાવ્યું.

હવે શિવકુમાર તેમજ અનેક વિદ્યાધરો સહિત પવનંજય રાજસભામાં બેઠા હતા, એવામાં એક ખેચરે આવીને કહ્યું કે—'સૂરપુરના સ્વામી સુરતેજ ખેચરાધિપનો હું દૂત છું. તેણે હે રાજન્! તને કહેવરાવ્યું છે કે મારા માગતાં પણ તેં તારી પુત્રી મને ન આપી અને ભૂચારી પુરૂષને આપી, તેથી :તેં મારૂં કહ્યું માન્યું નહિ; છતાં હજી તે મને આપ, તો આપણી વચ્ચે ઉત્પન્ન થયેલ વૈરનો અંત આવે. નહિ તો તે ભૂચારી પુરૂષને હણીને હું તે કન્યા લઇ લઇશ.' એમ સાંભળી પવનંજયે દૂતને કહ્યું કે—'હે દૂત! તું તારા સ્વામીને જઇને કહે કે–તું કન્યાને ગમ્યો નહિ; તેથી મેં કન્યા તને ન પરણાવી. તેમાં તું જે ઉપાલંભ આપે છે, તે સારૂં ન ગણાય. વળી અત્યારે પર–રમણીની વાંછા કરતાં તું શરમાતો કેમ નથી? કારણ કે મહાપુરૂષો પરદારાથી સદા વિમુખ હોય છે.' ત્યારે શિવકુમારે દૂતને કહ્યું—'હે દૂત! જો ભૂમિ–ગોચર મનુષ્યને મારવાની તારા સ્વામીની મતિ ચાલતી હોય; તો તે સત્વર આવે. કારણ કે તે પોતાની અને ભૂમિગોચરની વિશેષતા જાણતો નથી.' તેમ જ બીજા વિદ્યાધરોથી તિરસ્કાર પામતાં દૂત, ત્યાંથી નીકળી સુરતેજ પાસે જઇને તેણે બધો વૃત્તાંત કહી સંભળાવ્યો, જે સાંભળતાં તે કોપથી દુષ્પ્રેક્ષ્ય બની, ઘણા ખેચર સુભટોને સાથે લઇને સત્વર કનકપુર પર ચડી આવ્યો, એટલે તેનું આગમન જાણવામાં આવતાં કુમારે પવનંજયને કહ્યું કે–'એની સાથે યુદ્ધ કરતાં મને તમે પરિવાર સહિત જોયા કરો.' પછી પવનંજય સહિત શિવકુમાર રથારૂઢ થઇને બહાર નીકળ્યો અને એક ખેચર દૂતને મોકલીને તેણે સૂરતેજને કહેવરાવ્યું કે—'આ તો તારો અને મારો વિગ્રહ છે. તો તેમાં ઇતર લોકનો વિનાશ શામાટે જોઇએ? માટે આપણે એકલા યુદ્ધ કરીએ અને બીજા લોકો ભલે જોયા કરે.' એટલે સૂરતેજે ગર્વથી એમ કરવું કબૂલ રાખ્યું. પછી તે બંને રથારૂઢ થઈ યુદ્ધ કરતાં પરસ્પર બાણો છોડવા લાગ્યા. ત્યારે વીતરાગમાં તરૂણીના કટાક્ષની જેમ સૂરતેજે શિવકુમાર પર છોડેલા બાણો બધા નિષ્ફળ ગયા. કારણ કે શિવકુમારે મૂકેલ બાણો પુણ્યરહિત જનના મનોરથને દૈવની જેમ સૂરતેજના બાણોને અધવચ છેદવા લાગ્યા. એટલે બાણો ખલાસ થતાં ધનુષ્યને મૂકી દઇને તે હાથમાં તરવાર લઇને કુમાર સામે આવ્યો. ત્યારે કુમારે પણ તરવાર ધારણ કરી. અને પોતાના ખડગવતી તેણે તેના ખડગ અને પૌરૂષના દર્પને ખંડિત કર્યો. એટલે સૂરતેજે છુરી લઇને શિવકુમારને પ્રહાર કર્યો, પરંતુ તેના શરીરે તે જરાપણ વાગી નહિ. કારણ કે દુર્જનના દુર્વચન કંઈ સજ્જનના મનમાં દાખલ ન થઈ શકે. એવામાં કુમારે વજ્રસમાન પોતાની મુષ્ટિવતી તેની ભુજાને મારતાં કરતલમાંથી છુરી નીચે

પડી ગઇ. એટલે તેને નીચે પાડીને તેણે બાંધી લીધો ત્યારે દેવોએ આકાશ થકી કુમારપર પુષ્પ-વૃષ્ટિ કરી અને તેથી બધા વિદ્યાધરો કુમારના પરાક્રમથી આશ્ચર્ય મુગ્ધ બની ગયા. પછી કુમારે સૂરતેજનો ભારે સત્કાર કરીને તેને છોડી મુકયો. કુમારના એ અદ્દભૂત પરાક્રમથી પ્રસન્ન થઇને સૂરતેજે તેને પોતાની રત્નાવલિ નામની બ્હેન પરણાવી. એમ બીજા વિદ્યાધરોએ પણ તેને પોતાની કન્યાઓ પરણાવી. તેમજ તેણે ત્યાં પ્રજ્ઞપ્તિ પ્રમુખ વિદ્યાઓ સાધી, પછી તે ભાર્યાઓ તથા વિદ્યાધરો સહિત વિમાનમાં બેસીને કુમાર પોતાના નગરમાં આવ્યો. અને તેની સમૃદ્ધિ જોતાં જનકાદિક બધા અત્યંત સંતુષ્ટ થયા. ત્યાં કનકસુંદરી વગેરે વિદ્યાધરી રમણીઓ સહિત દેવતાની જેમ મનોવાંછિત સુખ ભોગવતો શિવકુમાર કાળ નિર્ગમન કરવા લાગ્યો.

હવે શિવની ધાવમાતાનો એક પુત્ર છે કે જે અત્યંત કુરૂપી, બધિર, મુંગો, જન્માંધ, સેંકડો રોગોથી ઘેરાયેલ, ચાલવાને પણ અસમર્થ, વિશિષ્ઠ ચેતનાથી વિમુકત અને તીવ્ર દુ:ખોથી સદા આક્રાંત થયેલ નારક જીવની જેમ કાળ નિર્ગમન કરતો હતો. તેને તેવી દુ:ખદ અવસ્થામાં જોઇને દયાથી દિલમાં આર્દ્ર થયેલ શિવકુમારે તેના દુ:ખોને નિવારવા માટે અનેક ઉપાયો કરાવ્યા, પણ દુર્જનપર કરેલ ઉપકારની જેમ તે બધા નિષ્ફળ ગયા. એટલે શિવકુમાર ચિંતવવા લાગ્યો કે-'આ બિચારો પૂર્વકૃત પાપનું ફળ ભોગવે છે.'

એવામાં એક દિવસે ત્યાં ચતુર્જ્ઞાની જ્ઞાનભાનુ નામે ગુરૂ પધાર્યા. એટલે શિવકુમાર સહિત રાજા તેમને વંદન કરવાને ગયો. ત્યાં ભૂમિ સુધી લલાટ નમાવી ગુરૂને વંદન કરીને તે બંને બેઠા. ત્યારે ગુરૂ મહારાજે સંસારથી નિર્વેદ પમાડનાર ધર્મદેશના આપી. પછી સમયપર શિવકુમારે પ્રશ્ન કર્યો કે—'હે ભગવન્! આ મારી ધાવમાતાનાં પુત્રે પૂર્વભવમાં એવું શું પાપ કર્યું છે કે જેથી એ આવો દુ:ખી થયો? અને વળી એના પર ઉપકાર કરવાની મારે મોટી ઇચ્છા કેમ વર્ત્તે છે?' ત્યારે ગુરૂ બોલ્યા—"હે કુમાર! સાંભળ એ બધું હું તને કહી સંભળાવું છું.—

વડનગરમાં અંબ અને નિંબ નામના બે બાંધવ હતા. એક વખતે તે બંને મુનિ પાંસે ગયા. એટલે તેમણે તે બંનેને સમગ્ર સુખના કારણરૂપ અહિંસા ધર્મ સંભળાવ્યો. જે સાંભળતા લઘુકર્મી અંબ સંવેગ પામ્યો અને તેણે સ્થુલ જીવ-વધની નિવૃત્તિરૂપ ધર્મનો આદર કર્યો; પરંતુ પાપમતિ નિંબે ધર્મના નામની પણ સદ્દહણા ન રાખી. હવે ભવથી વૈરાગ્ય પામી લીધેલ વ્રત નિરતિચારપણે પાળી પ્રાંતે મરણ પામતાં અંબ સૌધર્મ દેવલોકમાં મહર્દ્ધિક દેવ થયો, અને નિંબ જીવ વધ કરી, કરૂણાને કોરે મૂકી, માંસમાં આસક્ત બની, મરણ પામીને પ્રથમ નરકમાં નારકપણે ઉત્પન્ન થયો. હે કુમાર! અંબનો જીવ સૌધર્મથી ચવીને તું શિવ-

કુમાર થયો છે અને જીવવધની વિરતિથી આવી ઋદ્ધિ પામ્યો છે અને નિંબ તે નરકથી નીકળીને આ ધાત્રીપુત્ર થયો છે. એ બિચારો જીવવધથી કરેલ પાપમાંથી શેષ ( અવશિષ્ટ ) રહેલ પાપને ભોગવે છે. હે શિવ ! પૂર્વભવના અભ્યાસથી એના પર ઉપકાર કરવાની તને ઇચ્છા થાય છે, પરંતુ પૂર્વકૃત દુષ્કૃતના યોગે તેને અલ્પ પણ ગુણ થતો નથી. ”

એ પ્રમાણે સાંભળતાં જાતિસ્મરણ થવાથી શિવ કહેવા લાગ્યો કે—‘ હે ભગવન્ ! એ બધું આપ સત્ય કહો છો. ’ પછી મનમાં સંવેગ પામી તે બંને ગુરૂને નમીને પોતાના ઘરે આવ્યા. ત્યાં શિવે રાજાને કહ્યું કે—‘ હે તાત ! મને સંયમ લેવાની અનુમતિ આપો. ’ ત્યારે રાજા બોલ્યો—‘ હે વત્સ ! જે અમારૂં કર્તવ્ય છે. તે તું કરવા બેઠો છે. માટે આ રાજ્યને તું ગ્રહણ કરીને મને ધર્મમાં સહાયતા કર. ’ કુમાર બોલ્યો-‘ હે તાત ! આપની આજ્ઞા પ્રમાણે હું કરવાને તૈયાર છું. ’ એટલે શિવને રાજ્યપર બેસારીને રાજાએ દીક્ષા અંગીકાર કરી.

હવે શિવ ગૃહસ્થ–વ્રત ધારણ કરી. દયામાં સાવધાન રહીને રાજ્ય ચલાવવા લાગ્યો. તેણે ઉદ્ઘોષણા કરાવીને સમસ્ત જીવોને અભયદાન આપ્યું. વળી મોટાઇમાં મેરૂ સમાન તેણે જિનમંદિરો કરાવ્યાં. તેમજ ગુણના નિધાન એવા મુનિઓના ચરણની તે નિત્ય સેવા કરવા લાગ્યો. તેના અતુલ પ્રતાપથી સર્વ રાજાઓએ શિવ રાજાની સેવા સ્વીકારી લીધી. તેથી તેના રાજ્યમાં યુદ્ધ નિમિત્તે જીવ–વધ ન થયો. વળી ચોરનો પણ ત્યાં વધ થતો ન હતો. કારણ કે રાજ્યમાં કોઇ ચોરી કરનારજ ન હતો. એ પ્રમાણે શિવ રાજા પોતાના નિરવદ્ય રાજ્યને પાળતો હતો.

એકદા શિવરાજાના અંતરમાં વૈરાગ્ય વૃદ્ધિ પામતાં, દર્ભના અગ્ર ભાગપર રહેલ જળબિંદુ સમાન જીવિતને ચપલ સમજી, તેણે પોતાના પુત્રને રાજ્યપર બેસારીને પોતે દીક્ષાનો સ્વીકાર કર્યો. એટલે સમસ્ત જીવોની રક્ષા કરતાં શિવમુનિ સમસ્ત સૂત્રાર્થના પારંગામી થયા. વળી તીવ્ર તપ આચરતાં પ્રાંતે મરણ પામીને તે સ્વર્ગે ગયા અને અનુક્રમે મોક્ષ સુખના પણ અધિકારી થયા.”



## પ્રકરણ ૨ જું.

### બીજા સત્યવ્રત ઉપર મકરધ્વજની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે કે, )

હે રાજેંદ્ર ! ગાય, (ઢોર) ભૂમિ, કન્યા, ખોટી સાક્ષી અને થાપણ ઓળવવી

એ સંબંધી અસત્યનો ત્યાગ કરવો–તે બીજું અણુવ્રત છે. મૃષાવાદી મનુષ્ય ભુજંગની જેમ જગતમાં અવિશ્વાસ–પાત્ર થાય છે, તે અપકીર્ત્તિને પામે છે અને માત પિતાને પણ સંતાપ ઉપજાવે છે. સત્ય બોલવાથી કીર્ત્તિ વધે છે, લોકોમાં વિશ્વાસ પેદા થાય છે. તેમજ સત્યથી સ્વર્ગ અને મોક્ષની સંપત્તિ પ્રાપ્ત થાય છે. જે સત્યવ્રત ધારણ કરીને મૃષાવાદથી વિરત થાય છે, તે **મકરધ્વજ**ની જેમ ઉભયલોકમાં કલ્યાણનું ભાજન થાય છે.

---



## મકરધ્વજની કથા.

જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં **કાંચી** નામે એક મોટી નગરી છે, જે લંકા-સમાન સુવર્ણમય અને અલકાપુરીની જેમ જે પુણ્યજન ( કુબેર અથવા ભાગ્યવંતજન ) થી શોભાયમાન છે, વળી જ્યાં લોકો ધનથી ગર્વ રહિત હતા, પણ ભાત રહિત ભોજન ન હતું. જ્યાં સારા જળયુક્ત સરોવર હતા, પણ તપસ્વી જનો દંભસહિત ન હતા. સજ્જનો જ્યાં નિર્દોષ ચરિત્રવાળા હતા, પણ રાજા હાથી રહિત ન હતો, તેમજ જ્યાં યાનપાત્રો લોહરહિત હતાં, પણ લોકો ન્યાય રહિત ન હતાં. ત્યાં **વીરદમન** નામે પ્રસિદ્ધ રાજા હતો કે જે સૌંદર્ય અને શૂરાતનથી સ્ત્રીઓને પ્રિય થઇ પડયો. તેના ઘણા પુત્રો હતા, પણ તેમાં બધાથી નાનો કુમાર સ્વરૂપવાન હોવાથી રાજાએ તેનું **મકરધ્વજ** એવું નામ રાખ્યું. જેનાથી એ નિષ્પન્ન થયો તે દ્રવ્ય પણ અન્ય અને વિધાતા પણ અન્યજ હશે. નહિ તો જગત કરતાં પણ એનું અંગ ઉત્કૃષ્ટ કેમ હોય ? અનુક્રમે વૃદ્ધિ પામતાં મકરધ્વજ બધી કળાઓમાં પ્રવીણ બન્યો અને તેમાં પણ તીક્ષ્ણ બુદ્ધિના બળથી શકુન શાસ્ત્રમાં તે વધારે નિષ્ણાત થયો તેથી ભૂત, ભાવિ–અર્થના સ્વરૂપને જાણ્યા છતાં તે કુમાર મોટા કામ પ્રસંગ વિના પોતે પ્રગટ થતો ન હતો.

એકદા સમસ્ત ઋતુઓમાં ચક્રવર્ત્તી સમાન વસંતઋતુ આવી કે જેમાં મલય–પવન, કામાનળને જાગ્રત કરે છે, દરેક ઉદ્યાનમાં જ્યાં કોકિલાઓ કલરવ કરે છે, અને વિવિધ પુષ્પોના પરિમલથી જ્યાં ભમરાઓ ગુંજારવ કરે છે. એવામાં ઉદ્યાન-પાલકે આવી રાજાને પ્રણામ કરીને વિનંતિ કરી કે—' હે દેવ ! ઉદ્યાનમાં આવી વસંતઋતુને અવલોકન કરવાની મહેરબાની કરો. ' એમ સાંભળતાં પોતાના જરા જીર્ણ શરીરને વારંવાર જોઇ નિશ્વાસ નાખીને રાજાએ તેને કહ્યું કે—"આ વસંત સમય તો સર્વ ઓચ્છવના શિરોમણિરૂપ છે, વળી ઉદ્યાન વૃક્ષો વિવિધ પુષ્પોથી વિરાજમાન છે, તેમજ ક્રીડાના સાધનરૂપ રમણીઓ પણ સંતોષ ઉપજાવે તેવી છે; પરંતુ કામ-વિકારોના કારણરૂપ એકમાત્ર યૌવન નથી. તે વિના મારૂં મન, વનક્રીડા કરવાને ઇચ્છતું નથી. કારણકે અવસ્થાને ઉચિત કરેલ ક્રિયાજ મનુષ્યોને

શોભા આપે છે. માટે મારા પુત્રો વિવિધ વિનોદ કરવાને ઉદ્યાનમાં આવશે. કારણ કે તેઓ તરૂણાવસ્થાથી શોભાયમાન છે, તેથી તેમને ત્યાં આવવું ઉચિત છે." એમ કહી રાજાએ વનપાલકને ઇનામ આપીને વિસર્જન કર્યો, પછી તેણે કુમારોને આદેશ કર્યો કે—'હે વત્સો ! તમે વિનોદ કરવાને વનમાં જાઓ.' એમ પિતાની આજ્ઞા થતાં સ્નાન, વિલેપન કરી, વસ્ત્રાભરણોથી અલંકૃત થઇ, ઉન્નત હસ્તીઓપર આરોહણ કરીને કુમારો ક્રીડા કરવાને ચાલ્યા. ત્યારે રાજાએ તે કુમારો સમક્ષ કોશાધ્યક્ષોને હુકમ કર્યો કે—'કુમારો જે અપાવે, તે તમારે આપવું.' પછી કુમારોએ ઉદ્યાનમાં જઈ વૃક્ષઘટામાં ક્રીડા કરી. ક્રીડાવાપીઓમાં સ્નાન કર્યું અને પુષ્પો તેમણે એકઠાં કર્યાં. એમ પરસ્પર સ્પર્ધામાં આવીને બધાએ તેમ કર્યું. વળી દેવાંગનાઓ સમાન પ્રમદાઓ પાસે તેમણે સંગીત પણ કરાવ્યું. વળી ત્યાં કેટલાક કુમારોએ યાચક જનોને એક લક્ષ સુવર્ણ આપ્યું, કોઇએ બે લક્ષ આપ્યા, કેટલાકોએ ત્રણ લાખ આપ્યા અને બીજા કેટલાક રાજકુમારોએ ઉદારતા બતાવતાં ચાર લાખ પણ દાન કર્યા. ત્યારે મકરધ્વજ કુમારે યાચકોને એક કોટિ સુવર્ણ આપ્યું. પછી બધા કુમારો પોતપોતાના સ્થાને આવ્યા. ત્યારે કોશાધ્યક્ષે ખેદ પૂર્વક રાજાને જણાવ્યું કે—'હે દેવ ! મકરધ્વજકુમારે ઉદ્યાનમાં એક કોટિ સુવર્ણનું દાન કર્યું, અને બીજા સર્વ કુમારોએ યાચકોને અર્ધ કોટિ સુવર્ણનું દાન આપ્યું.' એમ સાંભળતાં રાજા મકરધ્વજ પર કોપાયમાન થયો. પછી રાત્રે તે પ્રણામ કરવાને આવ્યો, ત્યારે રાજાએ કુમારને સમજાવતાં કહ્યું કે—"હે વત્સ ! દાન એ જો કે પુરૂષોને માટે ગુણરૂપ બનાવેલ છે, છતાં આહારની જેમ જો તે પ્રમાણમાં કરેલ હોય, તો ગુણરૂપ થાય છે, નહિ તો તે અનર્થના કારણરૂપ બને છે, આજે ઉદ્યાનમાં જે તેં કોટિ સુવર્ણનું યાચકોને દાન આપ્યું, તેમ બીજીવાર તારે ન આપવું. કારણકે અધિક કર્યાં પણ શોભતું નથી. વળી મારા સમસ્ત દેશમાં બધા આવકના સ્થાનોમાં માત્ર ત્રીશ કોટિ સુવર્ણ પેદા થાય છે. તેમાં સૈન્ય-સેવકોના ભોજનમાં સોળ કોટિ વપરાય છે, તેમ ચાર કોટિ ગૃહવ્યયમાં અલાસ થાય છે. એક કોટિ હાથીઓ પાછળ ખરચાય છે, તેમજ બે કોટિ બળદ, ગાય, અશ્વ, ઉંટ વિગેરેમાં વપરાય છે તથા ચાર કોટિ યાચકોને દાન આપવામાં જાય છે અને માત્ર ત્રણ કોટિ પ્રતિવર્ષે નિધાન-ભંડારમાં વધારા તરીકે રહે છે, તો તું જો આમ તુષ્ટ તુષ્ટ થઈને કોટિ સુવર્ણનું દાન કરતો રહીશ, તો અલ્પ કાળમાં મારા ભંડારને ખાલી કરી મૂકીશ. વળી દૈવયોગે દુષ્કાળ પડે અને હું મરણ પામું, તોપછી મારો પુત્ર રાજ્ય શી રીતે ચલાવી શકશે ? તેનો તો વિચાર કર."

એ પ્રમાણે સાંભળતાં મકરધ્વજ કુમાર બોલ્યો કે—'આપના રાજ્યનો જે માલીક થશે, તે જો પુણ્યવાન્ હશે તો તમારો ખજાનો વૃદ્ધિ પામશે અને દુષ્કાળ પણ પડશે નહિ; અને કદાચ તે પુણ્યહીન હશે, તો લાંબા કાળથી સંચિ-'

કરેલ ભંડાર તેનો પણ ક્ષીણ થઈ જશે. માટે હે તાત ! કૃપણતા લાવવાની શી જરૂર છે ' ત્યારે રાજાએ કહ્યું કે—' પુણ્યવાન્ પુરૂષ પણ પિતાએ પેદા કરેલ ધનને મેળવી, તેનાથી તે બીજું ધન ઉપાર્જન કરે છે, એમ દુનીયામાં પ્રત્યક્ષ દેખાય છે. જેમ દક્ષ કૃષીવલ-ખેડુત પણ વિદ્યમાન બીજ વાવીને ધાન્ય પ્રાપ્ત કરે છે, તેમ પિતાના ધનથી પુત્ર બીજા ધનને પેદા કરે છે. ' એટલે કુમાર બોલ્યો—' પૂર્વ ભવે ઉપાર્જન કરેલ જે પુણ્ય લઇને જીવ જન્મ્યો છે, તેજ તેની સર્વ અર્થ-સિદ્ધિને માટે બીજરૂપ છે. ' એમ સાંભળવાથી રાજાએ કોપાયમાન થઇને જણાવ્યું કે—' જો લક્ષ્મીનું બીજ પુણ્યજ હોય, તો કોટિ સુવર્ણ મને લાવી આપ; નહિ તો તારૂં શિર છેદીને મને સોંપી દે. ' પિતાનું એ વાક્ય સાંભળતાં, ગિરિગુફા-થકી સિંહની જેમ ધીર મકરધ્વજ અમર્ષ લાવીને સભાથી બહાર નીકળી ગયો. તે જેટલામાં નગરીના પાદરે ગયો, તેવામાં દક્ષિણ દિશાએ ( જમણી બાજુ ) રહેલ ગધેડાએ શબ્દ કર્યો. આથી અપશકુનની શંકાથી પૂર્વ દિશા મૂકીને મકરધ્વજ પશ્ચિમ દિશાએ કેટલોક ભાગ ચાલતાં તેણે દક્ષિણ ( જમણી ) દિશામાં ઘૂવડનો અવાજ સાંભળ્યો. એટલે તેને પણ અપશકુન સમજીને તે દક્ષિણ દિશા ભણી ચાલ્યો. ત્યાં તેની જમણી બાજુએ શીયાલણીએ ઘોર શબ્દ કર્યો, તે સાંભળતાં દક્ષિણ દિશાને મૂકીને તે ઉત્તર દિશા ભણી ચાલ્યો. એટલે તેની ડાબી બાજુએ પિંગલા ( નાડી ) વહેવા લાગી—તે પણ અપ્રશસ્ત સમજીને મકરધ્વજ ચિંતવવા લાગ્યો કે—' ચારે દિશાએ મારો જવાનો પ્રયત્ન નિષિદ્ધ થયો. એ શકુનો મને તે તરફ જતાં અટકાવે છે, તો હવે મારે કયાં જવું ? વળી મારા કામ-મનોરથને સાધ્યા વિના પાછો વિકટ ભ્રકુટીથી ભીષણ બનેલ પિતાનું મુખ પણ હું શી રીતે જોઉં ? માટે અત્યારે તો મારે અહીંજ રહી જવું ઉચિત છે. કારણ કે રાત્રિ વધારે ભયંકર હોય છે અને તેમાં પણ મધ્યરાત્રિનો સમય તો તે કરતાં પણ વધારે ત્રાસદાયક હોય. તેથી મારે અહીં રહેતાંજ કંઇ સારૂં થવાનું છે—એમ લાગે છે. કારણ કે શકુનને માન આપવાથી તે શુભ ફળ આપે છે—એમ સાંભળવામાં આવ્યું છે. '

ગાડતી તેમજ નૃત્ય કરતા એક દિવ્ય પુરૂષને કુમારે જોયા. તેને કૌતુકથી જોતાં કુમાર ક્ષણવાર ત્યાં ઉભો રહ્યો. તેવામાં બધું સંહરી મુનિને નમસ્કાર કરીને તે દિવ્ય પુરૂષ ચાલ્યો ગયો. આથી આશ્ચર્યચકિત થયેલ કુમારે મુનિને વંદન કરીને પૂછયું કે–' હે ભગવન્! તમારી પાસે એ નૃત્ય કરનાર કોણ અને તે કયાં ચાલ્યો ગયો ? ' ત્યારે મુનિ બોલ્યા–' આ વનનો નાયક એ યક્ષ, આ આયતનમાં પેલી પ્રતિમાને આશ્રીને રહે છે. અન્ય સ્થાનથી અહીં આવેલ મારી આગળ તેણે પોતાના અંગથી દિવ્યાંગના વિકુર્વીને ભકિતથી ક્ષણવાર સંગીત કર્યું અને અત્યારે બધું સ્વરૂપ સંહરીને તે પ્રતિમાને આશ્રી રહેલ છે. ' કુમારે વિસ્મય પામી કહ્યું–' હે ભગવન્! એની શકિત તો અદ્‌ભુત છે ' મુનિ બોલ્યા–' એ તો એણે બહુજ અલ્પ બતાવ્યું. કારણ કે દેવો તો મહર્દ્ધિક હોય છે. અત્યંત ઉત્કૃષ્ટ તપની શકિતયુકત મુનિઓ પોતાના વૈક્રિય રૂપોથી સમસ્ત જંબૂદ્વીપને પણ ભરી દે. આ તો એ અલ્પર્દ્ધિક વ્યંતરનું ચેષ્ટિત હતું. ' એટલે કુમારે કહ્યું–' હે ભગવન્! એણે પૂર્વે શું કર્યું કે જેથી એ અલ્પર્દ્ધિક થયો. ' ત્યારે સાધુ બોલ્યા–' પૂર્વ જન્મમાં એણે મૃષાવાદ–વિરમણવ્રત લીધું અને તે, અન્યથી થાપણના અપહારથી એ હીનભાગીએ ભાંગ્યું. તેથી એ અલ્પર્દ્ધિક થયો. ' એમ સાંભળતાં રાજકુમારે યાવજ્જીવ મૃષાવાદ–વિરમણવ્રત અંગીકાર કર્યું.

પછી રાત્રિ વ્યતીત થતાં મકરધ્વજ મુનિરાજશ્રીને નમન કરી મનમાં આનંદ પામતો તે ઘેર આવ્યો. તેને જોઇને બીજા બંધુઓ ( રાજપુત્રો ) હાસ્યપૂર્વક કહેવા લાગ્યા કે–' હે બાંધવ ! પોતાના પુણ્યનું પ્રમાણ વિચારીને તું પાછો આવ્યો તે સારૂં કર્યું. પણ અહીંથી ચાલી નીકળતાં તું કામ સાધ્યા વિના જે પાછો આવ્યો, તે સારૂં ન ગણાય. કારણ કે આરંભેલ કાર્યને તજી દેનારા મનુષ્યો કોના હાંસીપાત્ર ન બને ? એ તો ઠીક, પણ હે બંધુ ! સુવર્ણરહિત તું હવે પિતાને તારૂં મુખ કેમ બતાવીશ ? ' મકરધ્વજ બોલ્યો–' તમારે એવો વિચાર કરવાની શી જરૂર છે ? તમે કૌતુક જોયા કરો, કે હવે શું થાય છે.

એવામાં હાથમાં કરવતીને ધારણ કરતો, નાગફણાને ઉત્તરીય વસ્ત્ર તરીકે રાખતો, મલિન શરીરધારી તથા ઘાસના પૂળાસહિત વાંસને ધારણ કરતો એવો કોઇ કાર્પટિક (ભિક્ષુક) રાજભવન આગળ આવીને ઉંચા સ્વરે કહેવા લાગ્યો કે–'અહો ! અન્યાય છે કે હું લુંટાયો.' એમ સાંભળતાં સભામાં બેઠેલ રાજાએ પ્રતિહારને આદેશ કર્યો કે–'મારા રાજ્યમાં એ શા કારણથી અન્યાયનો પોકાર કરે છે ? ' એટલે પ્રતિહારે તેને રાજાની આગળ લાવીને પૂછયું કે–' તું અન્યાય કેમ પોકારે છે ? અને કોણે તને લુંટયો છે ? ' ત્યારે તે કાર્પટિક બોલ્યો કે–'મેં બાર વરસ સમુદ્રની સેવા કરી. જેથી તેણે મને ચાર કોટિ મૂલ્યના ચાર રત્નો આપ્યાં. તે વાંસમાં નાખી, હું અહીં નદીના તટપર આવીને રાત્રે સુતો. એવામાં વાંસ ભેદીને કોઇએ તે લઈ લીધાં.'

એમ સાંભળી રાજાએ સચિવને કહ્યું કે–' કદાચ મારા કુમારે રત્નો લીધાં હોય, તો તેનો પણ નિગ્રહ કરીને એને રત્નો પાછાં સોંપો.' એટલે ભિક્ષુકે કહ્યું કે– ' એ લીધેલ રત્નો જે પોતે કબૂલ કરે, તેનોજ તમારે નિગ્રહ કરવો; પરંતુ તે રત્નો લીધા છતાં જે કબૂલ ન કરે, તેનો તમારે નિગ્રહ ન કરવો. આ બાબતમાં તમને શપથ ( સોગંદ ) છે.' પછી મંત્રીએ નગરીમાં સર્વત્ર ઘોષણા કરાવીને જણાવ્યું કે–' જે કોઇએ રત્નો લીધાં હોય, તે સત્વર આવીને પાછાં આપે.' એમ સાંભળતાં મકરધ્વજ કુમારે રત્નોનો વૃત્તાંત કહી બતાવ્યો એટલે ' એ રત્નો કાર્પટિકને સોંપી દે ' એમ કુમારને કહીને મંત્રીએ એ હકીકત રાજાને નિવેદન કરી. જેથી કોપાયમાન થયેલ રાજાએ કુમારનો વધ કરવા અમાત્યને આદેશ કર્યો. કારણ કે ન્યાયવંત જનો, ન્યાયરહિત પોતાના સ્વજનને પણ શત્રુની જેમ અન્ય સમજે છે.

એવામા દિશાઓને પ્રકાશ કરતો કાર્પટિક તે દેવ થઇને કહેવા લાગ્યો કે– ' હે રાજન્ ! જગતમાં તારૂં ઉત્તમ કુળ જયવંત વર્તે છે, કે જ્યાં સત્યવાદી મકરધ્વજ જન્મ પામ્યો. એટલે વિસ્મય પામતા રાજાએ તેને કહ્યું કે—' એ શી હકીકત છે ? ' ત્યારે તે બોલ્યો ' તારી નગરીના ઉદ્યાનનો અધ્યક્ષ **પણ્મુખ** નામે હું યક્ષ છું. વળી રાત્રે પોતાના પુણ્યથી ચાર રત્નો મેળવીને કુમાર મારા મંદિરમાં આવ્યો. ત્યાં મુનિની દેશના સાંભળી સત્યવ્રત સ્વીકારીને તે પ્રભાતે પોતાના ઘરે આવ્યો. પછી સૂર્યોદય થતાં વિહાર કરતા તે મુનિને મેં પૂછ્યું ' હે ભગવન્ ! એ સત્યવચનરૂપ વ્રતને શું કુમાર બરાબર પાળશે ? કે મારી જેમ લોભમાં લપટાઇને તે વ્રતને ખંડિત કરશે ? ' ત્યારે મુનિ બોલ્યા—' એ કુમાર વ્રતને પ્રાણાંતે પણ લોપશે નહિ. ' આથી કુમારની પરીક્ષા કરવા માટે હું કાર્પટિક થયો, તેમ છતાં રત્નોમાં પણ નિઃસ્પૃહ કુમારે સત્યવ્રતનો લેશપણ લોપ ન કર્યો. માટે એની સદૃશ અન્ય કોઈ પુરૂષ સત્વનિધાન નહિ હોય ' એમ કહી મકરધ્વજને બીજું પણ દ્રવ્ય આપીને વ્યંતર અંતર્ધાન થયો.

હવે કુમારના સત્ય વચનને અને અદ્ભુત રત્નલાભને જોતાં અત્યંત સંતુષ્ટ થયેલ રાજાએ અખિલ અમાત્યોને જણાવ્યું કે—' એજ કુમાર મહા સત્ત્વશાળી, સત્યવાદી અને સુકૃતના નિધાનરૂપ છે, એ લઘુ છતાં ગુણોથી બધા કુમારો કરતાં મોટો છે, એના અદ્ભુત સત્ય અને પુણ્યથી દેશમાં કદાપિ દુસ્થતા, દુર્ભિક્ષ કે વિગ્રહ થવાના નથી. માટે રાજ્ય–ભાર વહન કરવાને મકરધ્વજ કુમાર સમર્થ છે.' એમ કહી રાજાએ તેને રાજ્યપર બેસારીને પોતે દીક્ષા અંગીકાર કરી.

પછી સત્યપ્રધાન મકરધ્વજ રાજાએ રાજ્ય ચલાવતાં બધા રાજાઓ લીલા માત્રથી તેના તાબેદાર થયા. વળી તેણે જિનપૂજા કરતાં, સાધુઓની ભક્તિ સાધતાં અને સુપાત્રે દાન આપતાં પોતાના જન્મને સફળ કર્યો. એમ ચિરકાળ રાજ્ય

પાળી પ્રાંતે પંચપરમેષ્ઠીનું સ્મરણ કરતાં મરણ પામી મકરધ્વજ સહસ્રાર દેવલોકમાં ઉત્પન્ન થયો.

એ પ્રમાણે મૃષાવાદથી વિરત થઇ મકરધ્વજ આ ભવમાં પણ કીર્ત્તિ અને અનર્ગલ લક્ષ્મી પામ્યો. વળી દેવતાના તથા પુનઃ મનુષ્ય સંબંધી સુખ ભોગવી અનુક્રમે સર્વ કર્મ ખપાવીને તે શિવપુરના સામ્રાજ્યને ભોગવશે.



# પ્રકરણ ત્રીજું.

## ત્રીજા વ્રત વિષે પરધન છેતરી લેતાં દત્ત અને સંખાયણુની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાળને કહે છે કે— )

" હે નરેંદ્ર ! ખાતર વિગેરે પાડીને પરધનને ચોરવાના દોષથી જે દ્વિવિધ–ત્રિવિધે નિવૃત્ત થવું–તે ત્રીજું અણુવ્રત કહેવાય. જે પરદ્રવ્યનું હરણ ન કરે, તે આ ભવમાં પણ વધ, બંધનાદિક ન પામે અને પરભવમાં તે દેવ–મનુષ્ય સંબંધી વિસ્તૃત સંપત્તિને પામે. વધ કરતાં તો એકજ મનુષ્યને એક ક્ષણવાર દુઃખ થાય, પણ ધન–હરણ કરતાં તો કુટુંબ સહિત પુરૂષને યાવજ્જીવ સંતાપ થાય. દ્રવ્ય–એ મનુષ્યનો બાહ્યપ્રાણ છે, તેનું જે હરણ કરવું, તે તેને મારી નાખવા બરાબર છે. કારણ કે દ્રવ્યનો નાશ થતાં તેનાં અંતર્ગત પ્રાણ પણ નાશ પામે છે. ખાતર પાડી, બાંધીને કે તેને પકડીને પર–ધન હરણ કરતાં, તેનું પરિણામ પ્રત્યક્ષ દેખાય છે, તે તો દૂર રહો, પરંતુ બીજાને છેતરીને ધન લઇ લેતાં અને પાછું આપ્યા છતાં પરભવમાં દત્ત વણિકપુત્રના ધનની જેમ તે પરઘરેજ ચાલ્યું જાય છે. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે—

### દત્ત અને સંખાયણુની કથા.



દેવમંદિરોના ઉન્નત શિખરોથી સૂર્ય–રથના અશ્વોને સ્ખલિત કરનાર તથા લોકોત્તર સંપત્તિના સ્થાનરૂપ એવું પ્રતિષ્ઠાન નામે નગર છે. ત્યાં પ્રતાપસિંહ નામે રાજા હતો કે જેનો નવીન પ્રતાપાનલ, રિપુ–રમણીઓના અશ્રુ–પ્રવાહથી સિંચન પામતાં પણ પ્રજ્વલિત રહેતો હતો. ત્યાં નિર્ધન કુળમાં ઉત્પન્ન થયેલા અને પરસ્પર સ્નેહયુક્ત એવા દત્ત અને સંખાયણુ નામે બે વણિક પુત્ર રહેતા હતા. એક વખતે તેમણે વિચાર કર્યો કે––

" देसंतराइं गंतुं धणज्जणं जुव्वणे न जो कुणइ ।
किं कूवदद्दुरस्स व तस्स वत्तंसिज्जए जीयं " ॥ १ ॥

**અર્થ**—યૌવનવયમાં દેશાંતરે જઈને જે ધન ઉપાર્જન ન કરે તો કૂપના દેડકાની જેમ તેનું જીવિત શું પ્રશંસનીય કહેવાય ?

એમ પરસ્પર ચિંતવીને તે બંને પોતાના નગરથી ચાલી નીકળ્યા અને મહીમંડળમાં ભ્રમણ કરતાં કરતાં અનુક્રમે તે રત્નદ્વીપમાં જઈ ચડયા. ત્યાં સંખાયણે રત્નો મેળવ્યાં, પણ દત્ત મેળવી ન શકયો. કારણકે પૂર્વકૃત સુકૃતજ પુરૂષને સર્વત્ર ફળે છે.

એકદા સંખાયણ પોતાના દેશ તરફ જવાને નીકળ્યો, પણ દત્ત તેવીજ સ્થિતિમાં હોવાથી ત્યાં રહેવાની તેની ધારણા હતી; છતાં સંખાયણે તેને કહ્યું કે —'આ રત્નો આપણ બંનેના સાધારણ છે.' એમ કહીને દત્તને પોતાની સાથે લીધો. એટલે તે બંને સાર્થની સાથે ચાલતા થયા અને માર્ગમાં રત્ન અને ભાતાની કોથળી વારા પ્રમાણે ઉપાડવા લાગ્યા. હવે જેટલામાં તે પોતાના નગરની નજીકમાં આવ્યા. તેવામાં ભીલોની ધાડ પડી ત્યારે કોઈના જાણવામાં ન આવે, તેમ દત્તે પોતાના હાથમાં રહેલાં રત્નો વૃક્ષ-ઘટામાં નાખી દીધાં, પછી સંખાયણના દેખતાં, યમના સુભટ સમાન ભીલોએ દત્તને માર મારીને તેની પાસેથી ભાતાની થેલી છીનવી લીધી. વળી તે બંનેને પોતાની પલ્લીમાં લઈ જઈ, ત્યાં કેટલાક દિવસ રાખીને ભીલોએ તેમને મુક્ત કર્યા. એટલે બીજે કયાં જવાનું ન સૂજવાથી તે પોતાના નગરમાં આવ્યા. ત્યાં દત્તે વિચાર કર્યો કે—'જો કોઈ રીતે ત્યાં નાખી દીધેલાં રત્નો નહિ મળે, તો હું મૃષાવાદી ગણાઈશ.' એમ ધારીને તેણે રત્નોનો વૃતાંત સંખાયણને કહ્યો નહિ.

હવે એક દિવસે દત્ત ત્યાં ગયો અને રત્નો પણ તેને હાથ લાગ્યાં, છતાં સંખાયણ હાજર ન હોવાથી તેણે તેને આપ્યાં નહિ. પછી કેટલોક કાળ જતાં એમના માતપિતા મરણ પામ્યા, એટલે વ્યવહારમાં એ બંને મુખત્યાર થયા. દૈવયોગે સંખાયણ ધનાઢ્ય બની ગયો અને દત્ત તેવો ન થયો. ત્યારે દત્ત ચિંતવવા લાગ્યો કે—'રત્નોને માટે આ સંખાયણને જરા પણ ખેદ નથી અને એ પરલોક સંબંધી ક્રિયાઓ કરે છે, માટે હું પણ સંખાયણને ઉદ્દેશીને આ રત્નોથી એ ક્રિયાઓ કરૂં કે જેથી મિત્રદ્રોહ પણ ન થાય.' એમ સમજીને દત્તે પરલોક કૃત્ય કર્યું. આથી સંખાયણનો તેના પ્રત્યે સ્નેહ અને ધર્મબુદ્ધિ કાયમ રહી. પછી પ્રાંતે આયુ પૂર્ણ થતાં તે બંને મરણ પામીને જ્યાં ઉત્પન્ન થયા, હે નરનાથ ! તેનું વૃત્તાંત કહું છું, તે સાંભળ—

ઉત્તર અને દક્ષિણ એમ બે **મથુરા** નગરી છે. કે જ્યાં દ્રાક્ષા સમાન મધુર સુજન-વાણી શોભે છે. વળી જ્યાં પર્ણ અને નિબિડ છાયાયુક્ત, ભમરાઓને આનંદ આપનાર અને પુષ્પોથી વિરાજિત એવી લતાઓ ઉદ્યાનોમાં શોભે છે

તથા અત્યંત કાંતિયુક્ત, જડતા રહિત અને પ્રેમાળમનની એવી ભામિનીઓ ભવનોમાં શોભે છે, ત્યાં ઉત્તર મથુરામાં **સમૃદ્ધદત્ત** નામે વણિક હતો, તે કોઈવાર ધન કમાવવાને દક્ષિણ મથુરામાં ગયો. ત્યાં વિવિધ કરીયાણાનો ક્રય, વિક્રય કરતાં તેને **અશોકદત્ત** નામના વણિકની સાથે મિત્રાઈ થઈ. એ મિત્રતા સ્થિર કરવા માટે તેમણે બંનેએ એવો સંકેત કર્યો કે—' એકના પુત્રને બીજાએ પોતાની પુત્રી પરણાવવી. ' પછી કેટલાક દિવસ ત્યાં રહીને સમૃદ્ધદત્ત પોતાની નગરીમાં આવ્યો.

હવે સંખાયણનો જીવ તે અનુક્રમે સમૃદ્ધદત્તનો પુત્ર થયો. અને દત્તનો જીવ તે અશોક દત્તનો પુત્ર થયો. દૈવયોગે તેમનાં નામ પણ પૂર્વ પ્રમાણેજ રાખવામાં આવ્યાં. અવસરે ઉચિત કળાઓ ગ્રહણ કરીને અનુક્રમે તે બંને યૌવનવય પામ્યા. સંખાયણની એક બહેન હતી, તે દત્તને આપવામાં આવી. એમ કેટલોક કાળ વ્યતીત થતાં તેમનો વિવાહ થયા પહેલાં સંખાયણ અને દત્તના માતપિતા મરણ પામ્યા, એટલે તે બંને ઘરના માલીક થયા.

અહીં દત્તની સમૃદ્ધિ, કુબેરની જેમ અગણિત છે, તેથી તે પોતે ભોગવે છે અને બીજાઓને યથોચિત દાન આપે છે.

એક દિવસે દત્ત, મણિમય બાજોઠપર સ્નાન કરવા બેઠો. એટલે તેની પાસે ચાર સુવર્ણના કળશ મૂકવામાં આવ્યા, તેમજ રૂપાના, તાંબાના અને માટીના પણ ચાર ચાર કળશ મૂકવામાં આવ્યા, એમ તેના સ્નાનના બીજા ઉપકરણો પણ ભારે કિંમતી હતાં, પછી સ્નાન કરીને તે એક કનક–કળશને મૂકવા ગયો, તેવામાં તે ઉડી ગયો, એમ બાકીના ત્રણ તેમજ રૂપા વિગેરેના કળશો હતા, તે પણ બધા ઉડી ગયા એટલુંજ નહીં પણ સ્નાનના ઉપકરણમાં જે કિંમતી વસ્તુઓ હતી, તે બધી, દત્તના દેખતાં ઉડી ગઈ. હવે ભોજન સમય થતાં તે ભોજન કરવાને ભોજન ગૃહમાં આવ્યો. ત્યાં તેની આગળ સુવર્ણના કટોરા અને રૂપાના થાળ મૂકવામાં આવ્યા. વળી તેને સુવર્ણની થાળી આપવામાં આવી અને કડછી પ્રમુખથી આહાર પીરસવામાં આવ્યો એમ તે ભોજન કરી રહ્યો કે તેના:થાળ, કટોરા પ્રમુખ બધું ઉડી ગયું, ત્યારે આશ્ચર્ય પામતા દત્તે, સુવર્ણ–થાળની કોર પકડી રાખી, તેથી તેટલો એક કટકો માત્ર તેના હાથમાં રહી ગયો. આ બધું સાક્ષાત્ જોતાં તે ચિંતવવા લાગ્યો કે—' અહો ! દૈવની ગતિ વિચિત્ર છે. ' વળી સમુદ્ર–માર્ગે ગયેલાં તેના વ્હાણો નાશ પામ્યાં, તેમજ સ્થળ–માર્ગે મોકલેલ તેની બધી વસ્તુઓ, ચોરોએ છીનવી લીધી. વળી તેનાં નિધાન નષ્ટ થયાં અને ખેતી પ્રમુખ બધાં વિફળ ગયાં. વળી ધાન્ય કે કાપડ જે કાંઇ હતું, તે ઘરમાં આગ લાગવાથી દગ્ધ થયું, તેમ વેપારમાં તેને નુકશાની આવી અને વ્યાજે મૂકેલ ધન તેને મળી ન શક્યું. આથી પરિજનો, બંધુજનો અને નાગરજનો તેને સન્માન આપતા બંધ થયા. કારણ કે—

रिद्धि विहूणह माणुसह न कुणइ कुवि सम्माणु ।
सउणिहि मुचइ फलरहिउ तरूवरू इत्थु पमाणु " ॥

**અર્થ**—ફળરહિત તરૂવરને જેમ પક્ષીઓ મૂકી દે, તેમ ઋદ્ધિ વિનાના મનુષ્યને કોઇ સન્માન આપતું નથી.

એ પ્રમાણે સ્વપ્ન અને ઇંદ્રજાળ સમાન લક્ષ્મીનો વિલાસ જોઈ વિસ્મય અને વિષાદ પામતો દત્ત ચિંતવવા લાગ્યો કે— ' હા ! લક્ષ્મી ક્ષણ વારમાં દષ્ટનષ્ટ થઇ ગઇ, તેથી મને લાગે છે કે—વિધાતાએ એને વિજળી, તરંગ અને ઇંદ્રધનુષ્યથી બનાવી હશે. વળી પુરૂષ શૂરવીર રૂપવાન્ અને વિચક્ષણ હોય તથાપિ લક્ષ્મી તેની સન્મુખ જોતી નથી, એમ પુરૂષના ગુણાગુણ જાણવામાં વિમુખ હોવાથી મહિલા બુદ્ધિને ચતુર જનો હલકી બતાવે છે. વળી લક્ષ્મી વિદ્યમાન છતાં ઉત્તમ જનો તેને તજીને સંયમ આદરે છે અને અધમજનો પોતાની પાસે ન હોવા છતાં લક્ષ્મીને ઇચ્છતા તે અનેક કષ્ટ સહન કરે છે. માટે હવે એ લક્ષ્મીથી મારે કંઈ કામ નથી. ' એમ ધારીને દત્ત ઘર થકી બહાર નીકળી ગયો અને ભમતાં ભમતાં તે ભરૂચ નગરમાં પહોંચ્યો. ત્યાં નિર્વાણ-માર્ગ સાધવામાં આદરવાળા, પાપકર્મમાં કાયર અને ગુણ-રત્નના નિધાન એવા ધર્માકર આચાર્યને તેણે જોયા. ચંદ્રને સાગરની જેમ તેમને જોતાં દત્ત બહુ હર્ષ પામ્યો અને વંદન કરીને તેણે ઋદ્ધિના ભેદો પૂછયા. એટલે આચાર્ય મહારાજ બોલ્યા કે—" ધર્મર્દ્ધિ, ભોગર્દ્ધિ અને પાપર્દ્ધિ એમ ઋદ્ધિના ત્રણ ભેદ છે, તેમાં જે ધર્મકાર્યમાં વપરાય તે ધર્મર્દ્ધિ કહેવાય, છે, શરીરના ઉપભોગમાં જે ઉપયોગ લાગે, તે ભોગર્દ્ધિ અને દાન કે ભોગ રહિત જે કેવળ અનર્થના ફળને આપે તે પાપર્દ્ધિ કહેવાય છે. પૂર્વે કરેલા પાપના ફળથી પાપર્દ્ધિ પ્રાપ્ત થાય. અથવા તો જેનાથી પાપ-બંધ થાય તે પાપર્દ્ધિ ગણાય. આ સંબંધમાં એક દષ્ટાંત છે, તે સાંભળ:—

**વસંતપુર** નગરમાં પરસ્પર અત્યંત સ્નેહ ધરાવનાર ક્ષત્રિય, બ્રાહ્મણ, વણિક અને સુવર્ણકાર એવા ચાર મિત્રો હતા. તે ધન કમાવવાને પોતાના નગરથી નીકળીને દેશાંતર ચાલ્યા. અને ભમતાં ભમતાં તે **ક્ષિતિપ્રતિષ્ઠ** નગરમાં પહોંચ્યા. ત્યાં રાત્રે નગરની બહાર એક વૃક્ષની નીચે સુતા. તેમાં પ્રથમ પહોરે ક્ષત્રિય મિત્ર જાગતો બેઠો. એવામાં વૃક્ષની શાખામાં લટકતા સુવર્ણ પુરૂષને જોતાં મનમાં વિસ્મય પામીને તે બોલ્યો-' આ તે અર્થ ( ધન ) છે. ' એટલે કનકપુરૂષ બોલ્યો-' અર્થ છે પણ અનર્થયુક્ત છે.' ત્યારે ક્ષત્રિયે કહ્યુ-' જો એમ હોય, તો એની અમારે જરૂર નથી. બીજે પહોરે બ્રાહ્મણ જાગ્યો, તેણે પણ તે કનક-પુરૂષને જોતાં તેજ પ્રમાણે કર્યું. ત્રીજે પહોરે વણીક જાગ્યો, તે પણ તેમાં લોભાયો નહિ. પછી ચોથે પહોરે સુવર્ણકાર તે કનકમૂર્ત્તિને જોતાં વિસ્મય પામતાં બોલ્યો કે-' આ અર્થ છે. ' એટલે

તે પુરૂષે કહ્યું–' હા, એ અર્થ છે. પણ અનર્થયુક્ત છે.' ત્યારે સોની બોલ્યો–' અર્થ તે અનર્થયુક્ત ન હોય. ' આથી પુરૂષ બોલ્યો–' તો શું પડું ? ' એટલે સોનીએ કહ્યું–' હા, પડ. ' ત્યારે તે પુરૂષ નીચે પડયો. અને સુવર્ણકારે તેની આંગળી છેદી લીધી. પછી તેણે પુરૂષને ખાડામાં નાંખ્યો. હવે પ્રભાત થતાં તે બધા મિત્રો આગળ ચાલ્યા. તેવામાં સોનીએ કહ્યું–' આપણે દેશાંતરમાં શા માટે ભમીએ ? અહીં મેં કનકપુરૂષને ખાડામાં દાટેલ છે, તે આપણે સરખે ભાગે લઇ લેશું.' આથી દેશાંતરમાં ભમવાનો વિચાર તેમણે માંડી વાળ્યો. એટલે અંગુલીના કનકથી ભોજન લેવાને વણિક અને સુવર્ણકાર બંને નગરમાં ગયા. જતાં જતાં તેમણે વિચાર કર્યો કે–' આપણે ક્ષત્રિય અને બ્રાહ્મણને કોઈ ઉપાયથી મારી નાંખીએ કે જેથી એ કનક પુરૂષના આપણે માલીક થઈએ.' એમ ધારી તે નગરમાં જઇ ભોજન કરી પુષ્પ, તાંબુલાદિક લઇ, ક્ષત્રિય અને બ્રાહ્મણ માટે વિષમિશ્રિત ભોજન બનાવી, ઉદ્યાનમાં આવ્યા. એવામાં બહાર રહેલા બંનેએ પણ તેમને મારી નાખવાનો વિચાર કરી રાખ્યો હતો, તેથી તે આવ્યા કે તરત ક્ષત્રિય અને બ્રાહ્મણે કહ્યું–' તમે એટલો બધો વખત નગરમાં રહીને અમને ભુખે કેમ માર્યા ? ' એમ બોલતાં તેમણે તરવારવતી વણિક અને સુવર્ણકારને ઠાર કર્યા. પછી વિષમિશ્ર ભોજન કરવાથી બ્રાહ્મણ અને ક્ષત્રિય પણ મરણ પામ્યા.એમ એ પાપર્દ્ધિ પાપના વિસ્તારથી મેળવી શકાય. વળી પરમાર્થથી સમસ્ત સમૃદ્ધિ તે અશાશ્વત અને સંસારના કારણરૂપ સમજવી. એટલા માટે જિનેશ્વરોએ ત્યાગી મુનિઓને મોક્ષના અધિકારી બતાવ્યા છે. ”

ઇત્યાદિ ધર્મ–દેશનાથી ગ્રંથિ–ભેદ થતાં દત્ત પ્રતિબોધ પામ્યો. તેનું ચારિત્ર–મોહનીયકર્મ ક્ષયોપશમ પામ્યું. એટલે તેણે દીક્ષા અંગીકાર કરી, પણ બીજાને પ્રતિબોધ આપવા માટે તેણે સુવર્ણથાળનો કટકો પોતાની પાસેજ રાખ્યો. પછી સમસ્ત સૂત્રોનો અભ્યાસ કરીને દત્તમુનિ તીવ્ર તપશ્ચરણ આચરવા લાગ્યા.

એક વખતે વિહાર કરતા દત્તમુનિ ઉત્તર મથુરામાં આવ્યા. અને ભિક્ષા માટે ભ્રમણ કરતાં તે સંખાયણના ઘરે ગયા. ત્યાં તેના સ્નાન કરતાં, પોતાની ઋદ્ધિનો વિસ્તાર જોઇ–' આ સાધનો બધાં પૂર્ણ છે કે કંઇ ન્યૂન છે ? એમ કૌતુકથી દત્તમુનિ ત્યાં ઉભા રહ્યા. એવામાં સંખાયણ ભોજન કરવા બેઠો. અને તેની બ્હેન હાથમાં પંખો લઇને સામે બેઠી. ત્યારે—' ભિક્ષા આપ્યા છતાં આ મુનિ જતા કેમ નથી ? ' એમ ધારીને તેણે પૂછયું કે—' હે મહાત્મન્ ! તમે ભિક્ષા પામ્યા છતાં કેમ જતા નથી ? અને આ બાલિકાને કેમ જોયા કરો છો ? ' એટલે મુનિએ સંખાયણને કહ્યું—' વિષ સમાન વિષયોને વિષય સમજીને દીક્ષા લેનાર મુનિઓ કામને જીતનારા હોય છે, તેથી તરૂણીઓને તેઓ તૃણ સમાન સમજે છે; પરંતુ ઋદ્ધિના કૌતુકથી હું આટલો વખત અહીં ઉભો રહ્યો.' ત્યારે સંખાયણ બોલ્યો—

'ઋદ્ધિ જોઇએ તો લ્યો, હું આપું; મુનિએ કહ્યું—'પતાકા સમાન ચંચલ ઋદ્ધિની મારે જરૂર નથી; સંખાયણે કહ્યું—' જો એમ હોય, તો કૌતુક શી બાબતમાં છે?' મુનિ બોલ્યા—' તું અમારી વસતિમાં આવીશ, ત્યારે તે તને કહીશ. સંખાયણે કહ્યું—' ઠીક;' પછી સાધુ ચાલ્યા ગયા અને સમયપર સંખાયણે વસતિમાં જઇને મુનિને નમન કરી તેણે એકાંતમાં પૂછયું કે—' તમને કૌતુક શું લાગ્યું ?' એટલે મુનિ બોલ્યા—'એ ઋદ્ધિ તને કયાંથી મળી ?' તે બોલ્યો—' એ મારા કુળક્રમથી ચાલી આવે છે, મુનિ બોલ્યા—' સત્ય વાત કહે ' ત્યારે સંખાયણે કહ્યું—' એક દિવસે અકસ્માત્ એ કયાંઇથી આવી છે. તેમાં એક થાળ ખંડિત છે, તે એમને એમ પડયો છે. તેને હું સમારી શકયો નથી. ' એટલે દત્તમુનિએ પોતાની પાસે રાખેલ સુવર્ણ-થાળની કોરનો કટકો તેને આપીને કહ્યું કે—' હે ભદ્ર ! આ કટકાથી એને સમરાવજે. ' ત્યારે તે કટકો બંધબેસતો હોવાથી તેણે થાળ સમરાવ્યો. આથી કૌતુક પામતા સંખાયણે સંભ્રમથી દત્તમુનિને પૂછયું કે—' હે ભગવન્ ! આ શું ? મને એ વૃત્તાંત કહી સંભળાવો. એટલે મુનએ યથાસ્થિત વાત તેને કહી બતાવી. તેથી સંખાયણે તે વાત સાચી માની અને પોતાનો સ્વજન-સંબંધ સમજી તે મુનિને કહ્યું કે—' તમે મારી બ્હેનને પરણીને આ તમારી ઋદ્ધિનો ઉપભોગ કરો. ' ત્યારે દત્તમુનિ બોલ્યા ' ભુજંગના ભોગ (શરીર) સમાન ભોગોને સમજીને મેં તજી દીધા છે, તો અત્યારે જાણીજોઇને તે કેમ આદરૂં ? ' વળી—

" अवश्यं यातारश्चिरतरमुषित्वापि विषया,
वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून् ।
व्रजन्तः स्वातंत्र्यादतुलपरितापाय मनसः
स्वयं त्यक्त्वा ह्येते शमसुखमनन्तं विदधति " ॥१॥

**અર્થ**—લાંબોકાળ રહીને પણ વિષયો તો અવશ્ય જવાના છે, તો પછી વિયોગમાં શો ભેદ છે કે લોકો એ પોતાની મેળે તજતા નથી ? વળી એ વિષયો પોતે સ્વતંત્રતાથી ચાલતા થાય છે, ત્યારે મનને અતુલ પરિતાપ ઉપજાવે છે. પરંતુ મનુષ્ય પોતે એ તજી દે, તો તેથી અનંત શમ-સુખને ઉપજાવે છે.

એ પ્રમાણે સાંભળતાં સંખાયણે પ્રતિબોધ પામીને દીક્ષા અંગીકાર કરી અને તીવ્ર તપ આચરતાં તે સ્વર્ગે અને અનુક્રમે મોક્ષે ગયા.

એમ પૂર્વભવે દત્તે સંખાયણનું ધન ઓળવ્યું, તેથી બીજા ભવમાં દત્તના ઘરમાંથી સમૃદ્ધિ બધી સંખાયણના ઘરે ચાલી ગઇ.

—✻◎✻—

## પ્રકરણ ૪ થું.

### ચતુર્થ અણુવ્રત પાળવા ઉપર પુરંદરની કથા.

**( અહીં શ્રીહેમચંદ્ર મહારાજ કુમારપાળને કહે છે કે— )**

" હે નરાધિપ ! પોતપોતાના ભાંગાઓથી દેવો સંબંધી, મનુષ્યો સંબંધી અને તિર્યંચો સંબંધી પરદારાથી વિરામ પામવું-તે ચતુર્થ અણુવ્રત કહેવાય છે, ચાર પ્રકારના કષાયથી વિમુક્ત રહી, અને ચતુર્ગતિરૂપ સંસારના ભ્રમણથી કંટાળીને જે ચતુર્થવ્રતને ધારણ કરે છે, તે મનુષ્ય ચતુર્થ પુરૂષાર્થ ( મોક્ષ ) ને પામે છે, જે પુરૂષો પરરમણીના સંકટમાં પડતાં પણ પોતાની મર્યાદાને તજતા નથી, તો જગતમાં સુભટ ભાવને બતાવતા તેમની સ્પર્ધા ( બરોબરી ) કોણ કરી શકે તેમ છે ? જે પરદારા-વિરમણવ્રત આદરવું, એજ ધર્મનું બીજ છે, એજ વિવેકરૂપ કનકની કસોટી છે અને એજ દુષ્કરકારિતા છે. જે પુરૂષ નિષ્કપટભાવે પરસ્ત્રી વિરમણવ્રતને પાળે છે, તે પુરંદરની જેમ આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ-પરંપરાને પામે છે તે દૃષ્ટાંત આ પ્રમાણે છે.—

### પુરંદરની કથા.



જંબુદ્વીપના આ વિસ્તીર્ણ ભરતક્ષેત્રમાં મહા ધનવંત જનોથી ભરપૂર એવું **વિલાસપુર** નામે નગર છે. જ્યાં બહાર શ્રેષ્ઠ બગીચા, ચંચળ પત્રોથી મનોહર એવી કદલીઓથી શોભાયમાન, તિલક અને પુંનાગ તેમજ અસાધારણ કાંતિયુક્ત લવલિ-લતાઓથી વિરાજમાન હતા તથા જેની અંદર રંભાસમાન રૂપવતી, પ્રચલિત કેશના પ્રાંત-ભાગ તથા તિલકથી સુશોભિત, શ્રેષ્ઠ પુરૂષોએ સ્વીકારેલ લવલિલતા સમાન અદ્‌ભુત કાંતિયુક્ત, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ તથા વિશાળ સ્તનોથી રમણીય એવી કમનીય કાંતાઓ પુરૂષોને આનંદ પમાડતી હતી. ત્યાં સિંહ સમાન શૂરવીર એવો **સિંહરથ** નામે રાજા હતો. કે જેણે ક્રમથી આવેલ મર્યાદાનું કદિ ઉલ્લંઘન કર્યું ન હતું. વળી જેની તરવારરૂપ લતામાં લાગેલ શત્રુઓના રક્તબિંદુરૂપ પલ્લવો સમરાંગણમાં દિગ્વધૂના અવતંસ ( અલંકાર ) રૂપ યશરૂપ પુષ્પને પેદા કરતા હતા. સુંદર દેહધારી એવા તે રાજાની કનકવતી નામે રાણી હતી, કે જે અનંગ (અંગરહિત) કામને તજીને આવેલ જાણે રતિ હોય તેવી શોભતી હતી. પૂર્વ પુણ્યથી પ્રાપ્ત થયેલ ભોગ ભોગવતાં તેમને સૌંદર્યમાં દેવકુમારને જીતનાર એવો પુરંદર નામે પુત્ર થયો.

બધી કળાઓનો અભ્યાસ કરીને તે કામિનીઓના મનને ઉન્માદ ઉપજાવનાર એવી યૌવન-અવસ્થાને પામ્યો.

એક દિવસે પુરંદર કુમાર, વૃક્ષ ઘટાથી વિરાજિત એવા ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો. ત્યાં વિવિધ ક્રીડા કરતાં તે ચોતરફ ભમતો હતો, તેવામાં વેદનાથી બેભાન થયેલ એક વિદ્યાધરને તેણે જોયો કે જેના હાથે અને પગે ખીલા મારેલ હતા અને જે ખીલા મારીને વૃક્ષની સાથે સજ્જડ કરેલ હતો. તેને જોતાં દયા લાવતા કુમારે ખીલા ખેંચી કહાડી, સંરોહણી ઔષધિના યોગથી તેના વ્રણનું સંરોહણ કર્યું. પછી તેને સ્વસ્થ દશામાં લાવીને કુમારે પૂછયું કે—' મનોહર આકૃતિથી ગુણવાન્ લાગતા એવા તારી આવી દશા કેમ ? ' ત્યારે વિદ્યાધર બોલ્યો—" હે, સજ્જન ! મારૂં ચરિત્ર જો કે દુષ્ટ છે, છતાં જીવિતદાન આપનાર તને હું કહુ છું-

વૈતાઢય પર્વતની ઉત્તર શ્રેણિમાં ગગનવલ્લભ નામે એક પ્રશસ્ત નગર છે, જે ઉન્નત મણિ-મંદિરોથી શોભાયમાન છે. ત્યાં રત્નચૂડ નામે પ્રસિદ્ધ વિદ્યાધર રાજા છે. કામદેવ સમાન એવા તે રાજાનો હું સૂર્યક નામે નિરંકુશ પુત્ર છું, પ્રચંડ પવનના યોગથી અગ્નિની જેમ યૌવન વય પામતાં હું એવી મહાવસ્થા પામ્યો કે જેમાં અકૃત્યનો કંઇ વિચારજ કરવામાં ન આવે.

એકદા આકાશમાં ભમતાં હું રત્નશાલ નગરના.વિદ્યાધર રાજાની રમણીને જોઇને કામાતુર થયો. એટલે માંસપેશીને વિહંગની જેમ તે કામિનીનું મેં તરત હરણ કર્યું. કારણ કે કામાતુર જનોને વિચાર કરવાનો અવકાશ કયાંથી ? તે મૃગાક્ષીને લઇ હું અહીં આવ્યો તેવામાં પાછળ આવેલ તેણીના સ્વામીએ, ભુજંગને નકુળ ( નોળીયા ) ની જેમ મને બાંધી લીધો અને યુદ્ધથી જીતીને મને આ દશાએ પહોંચાડયો. પછી તે પોતાની રમણીને લઇને સ્વસ્થાને ચાલ્યો ગયો. આવા દુઃખ સાગરમાં મગ્ન થયેલ મારો તેં ઉદ્ધાર કર્યો, તેથી હે મહાત્મન્ ! તું મારો નિષ્કારણ બંધુ છે. માટે રૂપપરાવર્ત્તિની વિદ્યા ગ્રહણ કરીને તું મને ઉપકૃત કરવાને યોગ્ય છે, કારણ કે સજ્જનો પરની પ્રાર્થનાના ભંગથી ભય પામે છે. "

એમ સાંભળતાં તેના વધારે આગ્રહથી પુરંદર કુમારે તે વિદ્યા ગ્રહણ કરી એટલે પરસ્ત્રીના સંગથા ઉદ્વિગ્ન થયેલ સૂર્યક પોતાને સ્થાને ગયો.

બિરાજમાન થઇને દેવો અને મનુષ્યોની સભા સમક્ષ ધર્મ-દેશના આપવા માંડી. આ વખતે વિસ્મય પામેલ કુમાર પણ તેમને વંદન કરીને ત્યાં બેઠો. કેવલીએ દેશના આપતાં જણાવ્યું કે—'જીવ હિંસા, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ-એ પાંચ પાપના હેતુ હોવાથી તેનો ત્યાગ કરો.' ઇત્યાદિ સાંભળતાં ભવથી ઉદ્વિગ્ન થયેલ પુરંદર કુમારે કહ્યું કે—'હે ભગવન્! આપનું કથન સર્વથા પાળવાને હું અસમર્થ છું. પરંતુ યાવજ્જીવ હું પરસ્ત્રીનો ત્યાગ કરીશ. કારણ કે મેં અત્યારેજ એનો અતિ દારૂણ વિપાક નજરે જોયો.' ત્યારે ગુરૂ બોલ્યા—'હે પુણ્યાત્મન્! એજ અતિ દુષ્કર છે, અને એજ દેવ, મનુષ્ય તથા નિર્વાણ-લક્ષ્મીના કારણરૂપ છે. હે ભદ્ર! એ વ્રત આચરતાં તેં બધું આચર્યું. વળી એ વ્રત પાળતાં તારો મહાન્ ઉદય થવાનો છે.' પછી કેવલી ભગવંતને વંદન કરી, પરસ્ત્રીના પરિહારથી પોતાને કૃતાર્થ માનતો પુરંદર કુમાર પોતાના ઘરે આવ્યો.

એકદા પુરંદરના ઉદ્દેશથી દેશ જોવાની ઉત્કંઠાથી આવેલ કોઇ બંદીજન-ભાટને રાજકુમારે એકાંતમાં પૂછયું કે—'મહીમંડળમાં ભમતાં તેં કંઇ આશ્ચર્ય જોયું?' તે બોલ્યો—"હે કુમાર! જો તારે એ સંબંધમાં સાંભળવાની ઇચ્છા હોય, તો સાંભળ—

ભોગિવધૂ (નાગાંગનાઓ અથવા વિલાસીજનોની વનિતાઓ)ને વિલાસ કરવાના સ્થાનરૂપ પાતાલનગર સમાન **ભોગપુર** નામે નગર છે. પણ જે અશેષ લક્ષ્મી (સમસ્ત સંપત્તિ અથવા શેષનાગની શોભારહિત) થી વિભૂષિત છે—એજ આશ્ચર્ય છે. ત્યાં શસ્ત્ર અને શાસ્ત્રનો અભ્યાસી **શત્રુંજય** નામે રાજા છે. કે જેણે શત્રુઓ અને વિદ્વાનોના શિર ધૂણાવ્યા છે. શંકરને ગંગા અને પાર્વતીની જેમ તે રાજાને **રત્નવતી** અને **મદિરાવતી** નામની બે રાણીઓ છે. તેમાં શુદ્ધ બુદ્ધિ જેમ નીતિને જન્મ આપે, તેમ રત્નવતીએ રમણીયતાથી વિખ્યાત એવી **કલાવતી** નામની પુત્રીને જન્મ આપ્યો. જગતમાં અદ્ભુત એવું જેના શરીરનું સૌંદર્ય જોઇને જાણે લજ્જા પામી હોય, તેમ દેવાંગનાઓ દુનીયામાં દર્શન આપતી નથી. સર્વ કળાઓમાં કુશળતા મેળવીને તે મન્મથના ક્રીડાવન સમાન યૌવનાવસ્થા પામી. એટલે રૂપાદિ ગુણમાં પોતાની તુલ્ય પુરૂષને ન જોવાથી તે અત્યારે પુરૂષદ્વેષિણી થઇ છે. હે કુમાર! એ આશ્ચર્ય મારા જોવામાં આવ્યું."

એ પ્રમાણે સાંભળતાં તે કન્યાને જોવાની ઇચ્છાથી રાજકુમાર રાત્રે કોઇને જણાવ્યા વિના હાથમાં તીક્ષ્ણ તરવાર લઇને નગરથી બહાર નીકળી ગયો. અને સરોવર, પર્વત, નદી, ગામ, નગર, આકર વિગેરેથી વ્યાપ્ત મહીમંડળમાં ભમતો ભમતો તે, ઘણા વૃક્ષોથી વિરાજમાન એવી મહા-અટવીમાં આવી ચડયો. ત્યાં મધ્યાન્હ કાળના આતપથી તાપ પામતાં તે કોઇ વૃક્ષ નીચે વિશ્રાંતિ લેવા બેઠો.

એવામાં 'હે મહા પુરૂષ ! મારૂં રક્ષણ કર' એવો કરૂણોત્પાદક અવાજ કુમારના સાંભળવામાં આવ્યો. એટલે—'આ તો દીન અબળાને કોઇ સતાવે છે.' એમ ચિંતવતો કુમાર, દયાપૂર્વક કૃપાણ (તરવાર) ધારણ કરીને તે શબ્દના અનુસારે તરત દોડી ગયો. ત્યાં વનમાં કળશ જેવા સ્તનવાળી, કમળ તુલ્ય મુખવાળી, પલ્લવ સમાન કોમળ અને રક્ત કર-ચરણને ધારણ કરતી તથા મૃગી સમાન લોચનવાળી એક રમણી તે કુમારના જોવામાં આવી, ત્યારે ચોતરફ દૃષ્ટિ નાખતાં કોઇ મનુષ્ય જોવામાં ન આવવાથી કુમારે તેને કહ્યું કે—'હે ભદ્રે ! તને કોણ સતાવે છે ?' એટલે તે રમણી બોલી કે—'હે સ્વામિન્ ! જ્યારથી તું મારા જોવામાં આવ્યો છે, ત્યારથી કામ પંચબાણ છતાં અસંખ્યાતા બાણોથી મને પીડી રહ્યો છે. તું મદનનો પ્રતિસ્પર્ધી છે. તેથી મારે તુંજ શરણ છે. માટે મને તારા ભુજ-સ્તંભના મધ્ય ભાગમાં લઇને તું મારૂં રક્ષણ કર.' ત્યારે કુમારે કહ્યું—'હે ભદ્રે ! તું પરસ્રી છે, તેથી મારા હાથવતી તારો હું કેમ સ્પર્શ કરૂં ?' સ્રી બોલી—'પુરૂષને બધી સ્રીઓ પર (શ્રેષ્ઠ કે ઈતર) જ છે. હે પ્રાજ્ઞ ! એમ સમજી લે.' કુમાર બોલ્યો—'જો કે એમ છે, છતાં તું મારા પરિગ્રહમાં નથી.' ત્યારે સ્રીએ કહ્યું—'હે નાથ ! મહાપુરૂષો તો સમસ્ત જગતને પોતાના પરિગ્રહમાં માને છે.' એટલે કુમાર બોલ્યો—'છતાં તારા સંભોગથી ઉભય લોકમાં અત્યંત દુઃખ ઉપસ્થિત થાય તેમ છે. માટે તારો હું કેમ આદર કરૂં ?' સ્રી બોલી—'હે સ્વામિન્ ! હું કામાર્ત્ત અને સાનુરાગ હોવાથી મારો સમાગમ તને અને મને એમ બંને લોકને સુખકારી નીવડશે.' ત્યારે કુમાર બોલ્યો—'હું પરસ્રીના સ્પર્શરૂપ પાતકને કોઈ રીતે આચરતો નથી. માટે તારી સાથે વૃથા વચન-કલહ કરવાની મારે શી જરૂર છે ?'

એમ કહી તે વનથી નીકળીને પુરંદર કુમાર આગળ ચાલ્યો તેવામાં હાથમાં છુરી લઇ આવેલ કોઇ એક પુરૂષે કુમારને આક્ષેપપૂર્વક કહ્યું કે—'પરસ્રીને પરાભવ પમાડીને તું ભાગ નહિ અને મારી સામે ઉભો રહે.' એટલે હાથીની સામે સિંહની જેમ કુમાર તેની સન્મુખ ઉભો રહ્યો. અને બોલ્યો કે—'હું પરસ્રીઓથી સદા વિમુખ છું અને શસ્રધારી પુરૂષોની સન્મુખ ઉભો રહું છું. માટે તારે ઈષ્ટ હોય, તે કહી દે.' આથી તે પુરૂષ દિવ્યરૂપધારી થઇને બોલ્યો કે—"સન્મુખ ઉભો રહીને તેં 'ધીર જનો સર્વત્ર પવિત્ર હોય છે' એ કહેવતને સત્ય કરી બતાવી છે. હું પિંગલ નામે વ્યંતર આ વનનો સ્વામી છું. આજે સમુદ્ર પાસેના વેલાવનમાં મિત્ર પાસે હું ગયો હતો. ત્યાંથી પાછા વળતાં મારા વનમાં આવ્યો, એવામાં તારી પ્રાર્થના કરતી મારી પ્રિયાને મેં જોઇ તેથી હું છુપાઇને ઉભો રહ્યો. પરંતુ તૃણની જેમ તેની અવજ્ઞા કરીને સત્ત્વનિધાન તું ચાલતો થયો. એ મોટું મને

આશ્ચર્ય લાગ્યું. એ ઉપરાંત બીજું દુષ્કર શું છે ? આથી હું તારા પર સંતુષ્ટ થયો છું. માટે તને શું આપું ? ' ત્યારે પુરંદર કુમાર બોલ્યો—'હે ભદ્ર ! દિવ્ય દર્શન આપતાં તેં શું ન આપ્યું ? ' એમ યાચનાની તેને પરવા ન હોવા છતાં ' દેવદર્શન નિષ્ફળ ન હોય ' એમ બોલતો દેવ, તેને ચિંતામણિરત્ન આપીને અંતર્ધાન થયો. હવે ચિંતામણિના પ્રભાવથી સર્વ પ્રકારના મનોવાંછિત પામતો અને દાન પૂર્વક ભોગભોગવતો કુમાર અનુક્રમે ભોગપુરમાં પહોંચ્યો. ત્યાં કોઈ ઉપાયથી રાજપુત્રીને જોવાની ઈચ્છાથી તે રૂપપરાવર્ત્તિની વિદ્યાથી વામન બની ગયો. અને કથા-ગીતાદિકથી નગર જનોને અચંબો પમાડતો તે વામન વધારે પ્રસિદ્ધ થયો કારણ કે ગુણો એ યશના સ્થાનરૂપ છે.

એક વખતે વામનને આશ્ચર્યકારી સમજીને રાજાએ તેને પોતાની પાસે બોલાવીને કહ્યું કે—' તારે હમેશાં મારી પાસે રહેવું.' આથી તે ત્યાંજ રહેવા લાગ્યો. એવામાં 'વામન ભારે કળાકુશળ છે ' એમ સાંભળતાં કૌતુક પામેલ કલાવતીએ પોતાની દાસી મોકલીને તેને પોતાના સ્થાનપર બોલાવ્યો. તે વામન છતાં કુમારને નજરે જોતાંજ કુમારી આનંદ પામી. કારણકે મેઘથી આચ્છાદિત ચંદ્રમા પણ કુમુદિનીને વિકસિત બનાવે છેજ. હવે રાજકન્યાને જોતાં વામન મનમાં ચિંતવવા લાગ્યો કે—' આમાં રૂપ-નિર્માણનું કૌશલ તો પ્રકૃષ્ટ છે એનું મુખ ચંદ્રમાને જીતે તેવુ છે, એના અધરોષ્ઠથી બંધુક-પુષ્પ હારી જાય તેમ છે, એનો કંઠ તો શંખને વિડંબના પમાડી શકે, એના લોચન તે નીલ-કમળની શોભાને હરાવે તેવાં છે અને હસ્ત તે અશોક-પલ્લવની કાંતિને હઠાવે તેવા છે. તેથી વિધાતાનો આ પ્રયત્ન પૂર્વે બનાવેલ સૃષ્ટિના મહિમાને અવશ્ય હીન કરનાર છે.' પછી કલાવતીએ વામનને પૂછયું કે—' તું કયાંનો છે ? ' તે બોલ્યો—' હું વિલાસપુરનો રહેવાસી છું. ' ત્યારે કલાવતીએ કહ્યું—' ત્યાં કંઇ અદ્ભુત વસ્તુ હોય, તો કહે. ' એટલે વામને સાભિપ્રાય કહ્યુ—' ત્યાં સિંહરથ નામે રાજા છે, તેનો પુરંદર નામે કુમાર છે, તે સૌંદર્ય, કળા, ઔદાર્ય અને વિક્રમાદિ ગુણોથી અદ્ભુત છે. ' એમ સાંભળતાં રાજકન્યા કુમારમાં અનુરક્ત બની. અથવા તો અદ્ભુત ગુણો સાંભળતાં પણ કોણ અનુરક્ત ન થાય ? પછી અન્ય સર્વ ક્રિયા તજી, પરમાત્માને યોગિનીની જેમ કળાવતી માત્ર એક પુરંદર કુમારના ચિંતવનમાંજ નિમગ્ન થઈ દિવસો ગાળવા લાગી. એટલે આસન, શયન, રાત્રે કે દિવસે, ભવનમાં કે વનમાં તે, સ્થળપર રહેલ માછલીની જેમ કયાંઇ પણ આનંદ પામતી ન હતી. વળી જલાર્દ્ર વસ્તુ, પુષ્પ-શય્યા, ચંદ્ર, ચંદન અને પંચમોદ્ગાર એ પાંચ શરીરને સંતાપકારી થવાથી તે એને પંચ અગ્નિ સમાન માનવા લાગી.

હવે અહીં વામનનું મનોહર સંગીત સાંભળતાં મંદિરાવતી રાણી કામ-બાણુથી ઘાયલ થઇ એટલે અર્ધ રાત્રે રાજાને સુતેલો મૂકી, હળવેથી ઉઠીને અંગ-રક્ષકોના જાણવામાં ન આવે તેમ તે વામન આગળ ચાલી. એવામાં રાજા જાગૃત થતાં ચિંતવવા લાગ્યો કે—'એ ક્યાં જશે?' એમ ધારી હળવે હળવે પગ નાખતાં તે મદિરાવતીની પાછળ ચાલ્યો. અહીં રાણીએ જઇને મધુર વચનથી વામનને જગાડયો. ત્યારે રાજાએ વિચાર કર્યો કે—' આ શું કરશે ? ' એમ ચિંતવી તે છુપાઇને ઉભો રહ્યો, એવામાં વામને રાણીને જોઇને કહ્યું કે—' તું દેવતા સમાન કોણ છે? ' રાણી બોલી—' હું મદિરાવતી રાણી છું. ' વામને કહ્યું—' અહીં શા માટે આવી છે?' રાણી બોલી—' કામાર્ત્ત થયેલી હું તારી ઉપાસના કરવા આવી છું' ત્યારે વામન બોલ્યો—'હે મુગ્ધે! રૂપથી કામદેવને જીતનાર એવો રાજા તારો પતિ હોવા છતાં કુરૂપ અને ધનહીન એવા મારી પાસે તું શા માટે આવી ? હે ઘેલી ! પૃથ્વીપતિને મૂકીને મારા જેવા વામનને સેવવાની જે તું રૂચિ રાખે છે, તે હંસને મૂકીને બગલાને, રત્નને તજીને કાચને અને સુવર્ણને મૂકીને પીતળને સ્વીકાર્યા જેવું કરે છે, તથા દુધને તજીને કડવી કાંજીને પીવા જેવું કરે છે. '

એ પ્રમાણે સાંભળતાં રાજા પોતાના મનમાં ચિંતવવા લાગ્યો કે—' હે વામન ! તું ધન્ય છે, કે જે તું પોતાની નિંદા કરીને બીજાને વખાણે છે. પ્રાયે જડ જનો ગુણ હીન છતાં પોતાને ગુણી માને છે. '

એવામાં રાણી પુનઃ બોલી કે—' હે નાથ ! જે જેને રૂચે, તે તેને સુંદર છે. ઉંટ આમ્ર વૃક્ષને તજીને કેરડામાં કામના કરે છે, માટે તેવા લાંબા વિચારો કરવાની કંઈ જરૂર નથી. હું કહું છું તેમ કર. તું મને પ્રિય છે અને રાજા વૃદ્ધત્વથી દૂષિત હોવાથી અરૂચિકર છે. '

એમ સાંભળી રાજા ચિંતવવા લાગ્યો કે--' અહો ! પૂર્વે એજ રાણીના મુખના મીઠા બોલ સાંભળી હે હૃદય ! અત્યારે ખોટી ખુશામત સાંભળતાં તું વિદીર્ણ કેમ નથી થતું ? '

ત્યારે વામને અનાદર બતાવતા જણાવ્યું કે--' પરસ્ત્રીને હું નજરે પણ જોતો નથી, હે ભદ્રે ! તું મહારાજાની વલ્લભા છે, એટલે તો વિશેષથી અદર્શનીય છે. ' આથી રાજા સ્વગત વિચારવા લાગ્યો--' હે વત્સ ! હે વામન ! તું તો શરીર માત્રથીજ વામન છે, પરંતુ કર્મથી તો સમસ્ત જગત કરતાં પણ તું મહાન્ છે. '

ત્યારે રાણી બોલી—' હું તારી પાસે પોતાની મેળે આવી છું તો પરસ્ત્રી શાની ? કારણ કે બલાત્કારથી ઉપાડી લાવેલ હોય, તે પરસ્ત્રી કહેવાય. ' એટલે વામને કહ્યું—' પરસ્ત્રીનું સેવન કરવાને મારૂં મન ઉત્સાહ પામતું નથી. હે દેવી !

તું તો મારે જનનીની જેમ વંદનીય છે. માટે હવે તું અહીંથી ચાલી જા ! રાણી બોલી—' જો મારા કહ્યા પ્રમાણે કરે, તો તને જે જોઇએ, તે આપું, નહિ તો હે મૂઢ ! તારે જીવવું પણ ભારે થઇ પડશે. ' ત્યારે વામન બોલ્યો—' વ્રતને અખંડ રાખતાં મારે મરણ પણ ઇષ્ટ છે. અને અનાચારથી મળેલ સામ્રાજ્ય પણ શા કામનું ? ' એમ પ્રાર્થના કર્યા છતાં વામને દૂર કરેલ મદિરાવતી વિલક્ષ થઇને સ્વસ્થાને ચાલી ગઇ.

પછી રાજા શય્યામાં આવીને ચિંતવવા લાગ્યો—" અહો ! સ્ત્રીઓનું દુશ્ચરિત્ર વિચારને અગોચર છે. અન્ય સ્ત્રીનો સંગ ન કરનાર અને સર્વ અભીષ્ટ વસ્તુ મેળવી આપનાર એવા મને તજીને હા ! એ રાણી વામનમાં કેમ આસક્ત થઇ ? મારી પાસે અત્યંત પ્રેમને બતાવનાર મીઠા બોલ બોલતી એ રાણી અહા ! અન્ય પુરૂષમાં લુબ્ધ બની ! કારણ કે સ્ત્રી ચરિત્રને કોણ જાણી શકે ? જે દ્રવ્યથી વિધાતાએ વીજળી, ગજ–કર્ણ વિગેરે બનાવ્યા છે, તેજ દ્રવ્યથી તેણે સ્ત્રીનું ચિત્ત બનાવ્યું હશે શું ? માટે વિષયમાં લુબ્ધ બનેલ મને ધિક્કાર છે. કારણકે વિષયો સ્ત્રીઓને ઉદ્દેશીને હોય છે અને સ્ત્રીઓનું ચરિત્ર તો આવું કે જે કહેવાને પણ યોગ્ય નથી. અહો ! મારૂં મંદ ભાગ્ય કે આટલો કાળ ગયા છતાં એક પણ પુત્ર ન થયો કે જેને હું રાજ્ય પર બેસારૂં. વળી કલાવતી પણ જો કોઇ રાજપુત્રમાં ચિત્ત લગાવે, તો તેનેજ મારા રાજ્ય પર બેસારીને હું વ્રત આદરૂં; એ પ્રમાણે ચિંતા કરતાં રાજાની, અનેક અનર્થના કારણ રૂપ વિષયતૃષ્ણા તે રાત્રિની જેમ ક્ષય પામી, દૃષ્ટિને રોકનાર અંધકાર તે મોહની જેમ નાશ પામ્યો અને સૂર્યની જેમ વિવેક તે દોષાંત ( રાત્રિનો અંત અથવા દોષોનો અંત ) રૂપ ઉદય પામ્યો.

એવામાં પ્રતિહારીએ આવીને રાજાને નિવેદન કર્યું કે—' હે દેવ ! કલાવતીનું મન જે પ્રથમ કોઇ પુરૂષમાં રમતું ન હતું, તે અત્યારે વામને કહેલ રાજપુત્ર પુરંદરમાં અત્યંત ઉત્કંઠિત થયું છે કે જેથી તે બીજે ક્યાંઈ પ્રમોદ પામતું નથી. ' એમ સાંભળતાં રાજા હર્ષ પામતો કલાવતીના મકાને ગયો અને ત્યાં વામનને બોલાવીને તેણે સન્માન પૂર્વક કહ્યું કે—' હે ભદ્ર ! ગુપ્ત રૂપે તું પોતેજ રાજપુત્ર પુરંદર લાગે છે.—એમ તારા ઉત્તમ ચારિત્રથી મારા જાણવામાં આવ્યું છે. માટે તું તારૂં સ્વરૂપ પ્રગટ કર. ' ત્યારે કુમારે વિચાર કર્યો કે— ' રાત્રિનો વૃત્તાંત રાજાના જાણવામાં આવ્યો છે. ' એમ ધારી ' અહો ! આપની ચતુરાઈ ' એમ બોલતાં કુમારે પોતાનું સ્વરૂપ બતાવીને કહ્યું કે— ' ગુણોથી ઉજ્વળ રાજપુત્રી મારા સાંભળવામાં આવતાં, રૂપનું પરાવર્ત્તન કરી, કૌતુકથી હું એને જોવા આવ્યો. ' આથી મંગળને માટે કુચ–કુંભને આગળ કરીને રાજપુત્રીએ પ્રેમથી આર્દ્ર પોતાની દૃષ્ટિ રૂપ પુષ્પ–વૃષ્ટિ કુમારના મુખ પર

નાખી. એટલે રાજાએ તે કુમારને અદ્દભુત તથા પોતાની પુત્રીને પણ તેવીજ રૂપવતી જોઇને કહ્યું કે—' આ તુલ્ય રૂપવાળા બંનેનો સંબંધ ઉચિતજ છે. '

પછી શુભ દિવસે પ્રશસ્ત લગ્ને રાજાએ ભારે વિભૂતિથી આદર પૂર્વક તે બંનેનું પાણિ ગ્રહણ કરાવ્યું. આથી કૃતાર્થ થયેલ રાજાએ પુરંદરને પોતાના રાજ્ય પર સ્થાપીને પોતે ગુરૂની પાસે આર્હતી દીક્ષા અંગીકાર કરી.

એમ પરસ્ત્રીના નિયમથી પુરંદર કુમાર આ ભવમાં પણ વિશિષ્ઠ ઋદ્ધિ પામ્યો અને પરલોકમાં વાંછિતાર્થને મેળવી સ્વર્ગ અને મોક્ષના સુખોને પામશે."

## પ્રકરણ ૫ મું.

### પંચમ અણુવ્રત પરિગ્રહ પરિમાણ ઉપર હરિવિક્રમની કથા.

( અહીં શ્રી હેમચંદ્રસૂરિ કુમારપાલને કહે છે કે— )

" હે ભૂપાલ ! દ્વિપદ, ચતુષ્પદ, ધન, ધાન્ય, ક્ષેત્ર, ઘર, રૂપું, કનક અને કુપ્ય ( સોના, ચાંદી વિના ધાતુ વિગેરે ) નું જે પરિમાણુ કરવું—તે પાંચમું અણુવ્રત કહેવાય. અપાર ભવ–સાગરમાં ભારે પરિગ્રહના ભારથી આક્રાંત થયેલ અને દુ:ખ રૂપ લહરીઓથી આઘાત પામેલ જીવ તે વ્હાણુની જેમ બુડે છે. વળી ગિરિનદીના પૂરની જેમ વૃદ્ધિ પામેલ પરિગ્રહ, ધર્મરૂપ આરામનો નાશ કરે છે, ક્ષમારૂપ કમલિનીના સમૂહનો ધ્વંસ કરે છે. મર્યાદારૂપ **તટીને** પાડે છે. શુભ ભાવરૂપ હંસને દૂર હાંકી કહાડે છે, લોભરૂપ મહાસાગરને વૃદ્ધિ પમાડે છે અને જીવદયારૂપ ભૂમિને ખોદી અસ્ત વ્યસ્ત કરી મૂકે છે. લોભથી મનને નિવૃત્ત કરી જે પુરૂષ પરિગ્રહનું પરિમાણુ કરે છે, તે પરભવમાં નાગની જેમ અપરિમિત પરિગ્રહને પામે છે.

### હરિવિક્રમની કથા.



બુદ્વીપના આજ ભરતક્ષેત્રમાં **કુસુમપુર** નામે નગર છે કે જ્યાં મધ્ય ભાગમાં રહેલ ધન–સમૂહને જોઇ ચોરવાને તૈયાર થયેલા ચોરો, સ્ફટિકના ભવનોમાં ભીંતે મસ્તક અથડાવાથી પોતે નિવૃત્ત થઇ ચાલ્યા જાય છે. ત્યાં **સિંહવિક્રમ** નામે રાજા હતો, કે સમરાંગણુમાં કોશ (મ્યાન) થી મુક્ત થયેલ તરવાર જેના હાથમાં જોતાં શત્રુઓ પણ જાણે સ્પર્ધામાં આવ્યા હોય તેમ પોતાનો કોશ (ભંડાર) તરત મૂકી દેતા હતા. સમસ્ત અંત:પુરના સારરૂપ **તારા** નામે તેની રાણી હતી. એના ઉદરથી ઉત્પન્ન

થયેલ, રૂપાદિ ગુણોથી જગતને આશ્ચર્ય પમાડનાર તથા સમસ્ત કળાઓના નિધાનરૂપ એવો **હરિવિક્રમ** નામે તે રાજાનો કુમાર હતો.

કોઇવાર કુમાર વિદ્વાનો સાથે વાર્તાવિનોદ કરતો બેઠો હતો. તેવામાં કોઇના મુખથી તેણે આ પ્રમાણે સાંભળ્યું—

" नियपुन्नपरिक्खाए देसवेसभासाविसेसविन्नाणं ।
नवनवकोउगदंसणमेगत्तठियाण न हवंति " ॥ १ ॥

અર્થ—પોતાના પુણ્યની પરીક્ષાપૂર્વક દેશ, વેશ, તથા ભાષા વિશેષનું વિજ્ઞાન તેમજ નવા નવા કૌતુક જોવાનું—એ એક સ્થાને રહેનારા મનુષ્યો પામી શકતા નથી.'

એમ સાંભળતાં કુમારે વિચાર કર્યો કે—' મારે દેશાંતરમાં જવું. ' એમ મનમાં નિશ્ચય કરી કોઇને કહ્યા વિના હરિવિક્રમ કુમાર રાત્રે નગરની બહાર નીકળી ગયો. અને ભમતાં ભમતાં તે **કંચનપુર**માં પહોંચ્યો. ત્યાં સાંજે તે નગરમાં પ્રવેશ કરતો હતો, તેવામાં શસ્ત્રધારી રાજપુરૂષોએ બંધ કરેલ નગરના દ્વાર જોઈ, પાછો ફરીને તે પાદરે રહેલ એક બગીચામાં પલ્લવની પથારી કરીને સુતો. હવે લગભગ પ્રભાત થતાં કુમાર જાગ્યો. ત્યાં પોતાની સમક્ષ આકાશમાં અનેક મણિઓથી દેદીપ્યમાન વિમાન તેના જોવામાં આવ્યું. તે વિમાનમાં રહેલ, ગરૂડપર આરૂઢ થયેલ, કનક સમાન નિર્મળ કાંતિયુક્ત, તથા હાથમાં ચક્ર પ્રમુખને ધારણ કરનાર દેવતાએ તેને કહ્યું કે—' હે કુમાર ! આ વિમાનપર આરૂઢ થા. હું તને લેવા માટે અહીં આવી છું ' આથી કુમાર તેને નમીને કહેવા લાગ્યો—' હે દેવી ! તું કોણ છે ? અને મને કયાં તથા શા માટે લઈ જાય છે ?

દેવી બોલી " વિશાલ કિલ્લાવાળી **વિશાલા** નામે નગરી છે. ત્યાં ઇક્ષ્વાકુળરૂપ કમળને વિકસિત કરવામાં રવિ સમાન **શૂર** નામે રાજા છે. તેની હું **ચક્રેશ્વરી** નામે કુળદેવી છું. તે રાજા અત્યારે પુત્રરહિત મરણ પામ્યો એટલે રાજ્યના લોભે તેના વંશજો કલહ કરવા લાગ્યા ત્યારે પ્રધાન પુરૂષોએ તેમને કહ્યું કે—' તમે કુળનો ક્ષય શા માટે કરો છો ? આપણે ચક્રેશ્વરી કુળદેવીની પૂજા કરીએ તે દેવી જેને ફરમાવશે તે રાજા થશે. ' આથી તેમણે તે પ્રમાણે કર્યું એટલે મેં તે ગોત્રીઓને કહ્યું—' તમારામાં રાજ્યની યોગ્યતા નથી માટે જે પુરૂષને હું રાજ્યપર બેસારૂ તેની તમે ચરણ સેવા કરજો. કારણ કે પૂર્વ સંચિત પુણ્યો વિના રાજ્ય મળતું નથી. પછી અવધિજ્ઞાનથી તને રાજ્ય–યોગ્ય જાણીને અહીં લેવા માટે આવી છું. માટે હે હરિવિક્રમ કુમાર ! તું સત્વર આ વિમાનપર આરૂઢ થા." ત્યારે કુમાર વિમાન પર આરૂઢ થતાં તે તરત રાજભવન આગળ પહોંચ્યું. અને દેવીએ બધા પ્રધાનો

સમક્ષ હરિવિક્રમને રાજ્યપર બેસાર્યો તથા દેવીએ તેને અત્યંત પ્રભાવશાળી એક મુગટ-રત્ન આપ્યું કે જેને શિરપર ધારણ કરતાં શત્રુઓ મૂર્છા પામીને મહીતલ પર પડી જાય. પછી હરિવિક્રમ રાજાને બધા પ્રધાન પુરૂષો નમ્યા અને નગરમાં મહોત્સવ ચાલુ થયો એટલે દેવી આભરણ અને રત્નોની વૃષ્ટિ કરીને અંતર્ધાન થઈ. અહીં હરિવિક્રમ રાજા ન્યાયપૂર્વક રાજ્ય ચલાવવા લાગ્યો.

એકદા ઉંટપર આરૂઢ થઇને આવેલ બે પુરૂષોએ રાજાને એકાંતમાં નિવેદન કર્યું કે—

" પોતાના વિભવથી સુરનગરનો પરાજય કરનાર **જયપુર** નામે નગર છે ત્યાં શત્રુ-રાજાઓને દુર્જય એવો જય નામે રાજા છે, તેને રતિસમાન સૌંદર્યવતી **રતિસુંદરી** નામે રાણી છે. રાજ્ય-સુખ ભોગવતાં તેમને લક્ષ્મી સમાન કમલાક્ષી **જયલક્ષ્મી** નામે પુત્રી થઇ. તેના જન્મ-દિવસે જ્યોતિષીએ જણાવ્યું કે—' આ કન્યા ચાર રાજ્યના સ્વામીની પત્ની થશે. તે અત્યારે તરૂણાવસ્થા પામી છે, એટલે અન્ય રાજ્યના લોભી રાજાએ પોતેજ તેને પરણવાની ઇચ્છા કરી, ત્યારે પ્રધાનોએ તેને વિનંતી કરી કે—' હે દેવ ઉભય-લોકથી વિરૂદ્ધ એ કામ તમારે આદરવું ઉચિત નથી કારણ કે—

" जेण कुलक्कमुलंघियइ अवजसु पसरइ लोइ ।
तं गुरूरिद्धिनिबंधणुवि न कुणइ पंडिओ कोइ " ॥

**અર્થ**—જે મનુષ્ય પોતાની કુળ-મર્યાદાને ઓળંગે તેનો અપયશ લોકમાં વિસ્તાર પામે, માટે મહાસમૃદ્ધિના કારણરૂપ છતાં પંડિત જનો તેવું કામ આચરતા નથી.

માટે હે નરેંદ્ર ! રાજ્યના નિમિત્તરૂપ છતાં પુત્રી તો પરાયું ધન હોવાથી બીજાનેજ આપવી જોઇએ સોનાની છુરી કંઇ પોતાના કલેજામાં ન મરાય " ત્યારે રાજાએ પ્રધાનોને કહ્યું કે—' ભલે એમ હોય તો પણ એ કન્યા બીજા કોઇને તો આપવાની નથીજ, માટે એને મારી નાખો.' આથી પ્રધાનોએ તેને ગુપ્ત રાખીને રાજાને જણાવ્યું કે—' એ કન્યાનો અમે વિનાશ કર્યો ' પરંતુ પાછળથી એ વાત રાજાના જાણવામાં આવતાં તે પ્રધાનો પર ગુસ્સે થયો. આથી પ્રધાનોએ અમને તમારી પાસે મોકલ્યા છે અને તેમણે વિનંતિ કરી છે કે—' આ રાજા અનાચારમાં તત્પર થઇ પરલોકથી વિમુખ બન્યો છે, વળી વિષયને મધ સમાન મધુર સમજીને એ તેમાં આસક્ત થઇ પોતાના સત્વપર પાણી ફેરવીને હિતોપદેશને પણ એ વિષ સમાન માને છે અને તમે એનાથી વિપરીત રાજર્ષિ છો. માટે જો તમે ત્યાં એકલા આવો, તો એ દુષ્ટાત્માનો અમે ત્યાગ કરીએ. "

એ પ્રમાણે સાંભળતાં રાજાએ ચિંતવ્યું કે—' એ તો યુક્તજ છે કે સ્વામી

જો મર્યાદાહીન બને, તો તેને તજી દેવાનીજ જરૂર છે. વળી મને ત્યાં એકલો આવવાને જણાવ્યું, તેનું શું પ્રયોજન ? હા, ઠીક, એ તો મારા સત્ત્વની પરીક્ષા કરવા માટે લાગે છે.' પછી પોતાના રાજ્યની સુવ્યવસ્થા કરીને હરિવિક્રમ રાજા તેમની સાથે જયપુરમાં ગયો. ત્યાં પ્રધાનોએ તેને માન આપીને ગુપ્ત રીતે જયલક્ષ્મી રાજકન્યા પરણાવી. પછી લોકોને જાહેર કરીને પ્રધાનોએ તેને રાજ્યપર બેસાર્યો. આથી જય રાજા પોતે શરમાઈને નગરમાંથી નીકળી ગયો. એટલે પ્રધાનોને પ્રમોદ પમાડતાં હરિવિક્રમ રાજા નીતિથી રાજ્ય ચલાવવા લાગ્યો.

એક દિવસે શ્રીપુર નગરના સ્વામી ચંડસેન રાજાએ પોતાના દૂતને મોકલીને હરિવિક્રમને જણાવ્યું કે—'તારી પૂર્વેના રાજાઓએ મને નિરંતર દંડ આપેલ છે, તો તે તું પણ આપ; નહિ તો સંગ્રામ કરવા સજ્જ થા.' ત્યારે હરિવિક્રમે કહ્યું—'પૂર્વના રાજાઓએ જે દંડ આપ્યો છે, તે સંભાર્યા કર. હું તો તને દંડ આપવાનો નથી, પણ તારી પાસેથી દંડ લેવાનો છું.' એમ હરિવિક્રમના કહેવાથી દૂતે શ્રીપુરમાં આવીને બધો વૃત્તાંત ચંડસેનને કહી સંભળાવ્યો; જે સાંભળતાં તે કોપાયમાન થઇ ચતુરંગ સૈન્ય લઇને હરિવિક્રમપર ચડી આવ્યો. એટલે હરિવિક્રમ પણ પોતાના દેશના સીમાડાના પ્રાંતપર આવ્યો. ત્યારે જયની ઇચ્છા રાખનાર તે બંનેના સૈન્ય એકત્ર મળ્યાં અને કૌતુકથી આવેલ દેવ, વિદ્યાધરો અને સિદ્ધ પુરૂષોથી ગગન સંકીર્ણ થતાં તેમનું યુદ્ધ ચાલ્યું, એટલે અશ્વાદિકની ખરીઓથી ઉડેલ રજસમૂહથી રણાંગણમાં નિબિડ અંધકાર વ્યાપ્ત થતાં, હથીયારોના સંઘટ્ટનથી ઉછળતા અગ્નિ–કણોના મિષે ખદ્યોતનું ભાન થતું હતું. ત્યાં ઉછળતા મહાસાગરના જળ તુલ્ય હરિવિક્રમના સૈન્યે ચંડસેન રાજાની સેનાને નદીની જેમ વિમુખ કરી દીધી. આથી કોપાયમાન થયેલ પ્રબળ સૈન્યસહિત ચંડસેન રાજા, સમુદ્રને મંદરાચલની જેમ હરિવિક્રમના સૈન્યને વલોવવા લાગ્યો. એટલે દીપ્ત રવિ મંડળની જેમ મુગટને શિરપર ધારણ કરતાં એકલો હરિવિક્રમ, હરિણની સામે સિંહની જેમ ચંડસેનની સામે આવ્યો. મુગટના પ્રભાવથી ચંડસેનને મૂર્ચ્છા આવી ગઈ અને સૈન્ય સહિત તેના હાથમાંથી હથીઆર બધાં નીચે પડી ગયાં. હરિવિક્રમના સુભટોએ તે લઇને આગળ એક ઢગ કર્યો, પછી રાજાએ શિરપરથી મુગટ ઉતારી નાંખ્યો, એટલે સ્વસ્થ બનેલ ચંડસેન. પોતાના સૈન્યને તથા પોતાને શસ્ત્રરહિત તથા બળહીન જોઇ મનમાં ખેદ પામતો ચિંતવવા લાગ્યો કે—'આ હરિવિક્રમ રાજા અસાધારણ પુણ્યશાળી છે, એને કોઇ દેવતાની સહાયતા લાગે છે, એ એક સામાન્ય મનુષ્ય માત્ર તો નથી–એમ પ્રત્યક્ષ દેખાય છે, એની સાથે મેં જે યુદ્ધનો પ્રારંભ કર્યો, તે અનુચિત કર્યું. જે પોતાની અને પરની વિશેષતા જાણતો નથી તે હાંસીપાત્ર થાય છે. અહા ! હવે લોકોને હું અપયશથી કલુષિત થયેલ મારૂં મુખ બતા-

વવાને સમર્થ નથી. તો હવે શું કરૂં ? હા, જાણ્યું. વનવાસનો સ્વીકાર કરૂં.' એમ ધારી **ચંડસેન** હરિવિક્રમ પાસે આવીને કહેવા લાગ્યો કે—' તું આ મારૂં રાજ્ય લઇ લે.' એમ કહીને તે વનવાસમાં ચાલ્યો ગયો. એટલે હરિવિક્રમે **શ્રીપુર**માં આવીને રાજ્યની વ્યવસ્થા કરી.

હવે કુસુમપુરથી પિતાએ મોકલેલ પુરૂષોએ આવીને હરિવિક્રમ રાજાને તેના પિતાનો સંદેશો સંભળાવ્યો કે–' હે વત્સ ! તારા વિરહથી દુઃખે રહેતાં હું હવે ગ્લાન થઈ ગયો છું. માટે મારા રાજ્યનો તું સ્વીકાર કર.' એમ પુરૂષોના મુખથી સાંભળતાં, ત્યાં રાજ્યની સુવ્યવસ્થા કરી હરિવિક્રમ, ચતુરંગ સૈન્યથી શેષનાગના શિરને દબાવતો પિતા પાસે ચાલ્યો અને અનુક્રમે કુસુમપુરમાં આવીને પિતાના પગે પડયો. એટલે પિતાએ તેને મહાઋદ્ધિથી રાજ્યપર બેસાર્યો અને પોતે શાંતિથી પરલોકવાસી થયો. પછી હરિવિક્રમ રાજા મોટા કનકના ભંડાર યુક્ત, પ્રતાપથી પ્રચંડ શત્રુઓને પરાજિત કરનાર તથા હસ્તી, તુરંગ અને રથના સમૂહથી વિસ્તૃત તેમજ ત્રિવર્ગના સારભૂત એવું રાજ્ય ચલાવવા લાગ્યો.

એક વખતે રાત્રે પાછલા પહોરે સુખે જાગ્રત થયેલ હરિવિક્રમ રાજાને વિચાર આવ્યો કે—' પૂર્વે મેં શું સુકૃત કરેલ હશે ? કે જેથી આ ચાર રાજ્યોનું ઉત્તમ સ્વામિત્વ મને પ્રાપ્ત થયું.' એમ વિચાર કરતાં સૂર્યોદય થયો. એવામાં ઉદ્યાન પાલકે આવીને રાજાને નિવેદન કર્યું કે—' હે દેવ ! ઉદ્યાનમાં દેવતાઓએ રચેલ કમળપર બિરાજમાન થઇને **કેવળીભગવંત** ધર્મ પ્રકાશી રહ્યા છે.' એમ સાંભળતાં સંતુષ્ટ થયેલ રાજા જયલક્ષ્મી રાણી સહિત ત્યાં ગયો અને ગુરૂને વંદન કરીને તે ધર્મકથા સાંભળવા લાગ્યો. પછી સમયપર રાજાએ રાત્રિના છેલ્લા પહોરે જે ચિંતવ્યું હતું, તે સંબંધી પ્રશ્ન કર્યો. ત્યારે કેવળી પ્રભુ બોલ્યા કે—" હે નરેંદ્ર ! તેં જે પ્રશ્ન કર્યો, તે સાંભળ.—

પૂર્વભવમાં **શ્રીનગર**માં **નાગ** નામે શ્રાવક હતો, તેની **નાગશ્રી** નામે ભાર્યા હતી. એ બંને સ્નેહપૂર્વક દિવસો વ્યતિત કરતા હતા.

એક દીવસે તેમની આગળ એક પુરૂષે આવીને કહ્યું કે—" આજ નગરમાં જે આશ્ચર્ય બન્યું તે સાંભળો. આ નગરમાં કોઇક દેશાંતરથી એક પુરૂષ આવી ચડયો, જે સમસ્ત કળાના નિધાનરૂપ અને રૂપમાં અનંગને જીતે તેવો હતો. તેને જોતાં કામથી વ્યાકુળ થયેલ એક નવયૌવના રમણી પોતાના ઘરે લઇ ગઇ અને તેણે ભોજન, તાંબુલાદિકથી તેનો ભારે સત્કાર કર્યો. ત્યાં તે રમણીસાથે વિષય–સુખ ભોગવતાં તે પુરૂષે કેટલાક દિવસ વ્યતિત કર્યા. એવામાં એક વખતે તે પુરૂષ કોઇ રીતે અન્ય કોઇ રમણીના જોવામાં આવ્યો. તે પણ તેને પોતાના ઘરે લઇ ગઇ અને

ભારે સન્માનપૂર્વક વિષયસુખ ભોગવતાં તેણે તે પુરૂષને લાંબો વખત અટકાવી રાખ્યો. તે પુરૂષને માટે પેલી બંને રમણીઓ કલહ કરવા લાગી. પછી પ્રથમ રમણી તેને મહાકષ્ટે પોતાના ઘેર લઇ આવી. હવે રાત્રે તે પુરૂષ સુતો, ત્યારે તેણે તેનું મસ્તક કાપીને શોક્યના ઘરે મોકલીને કહેવરાવ્યું કે—' જો આ પુરૂષમાં તું સ્નેહ ધરાવતી હોય, તો એના મસ્તક સાથે અગ્નિમાં પ્રવેશ કરજે અને હું એના ધડ સાથે અગ્નિમાં પ્રવેશ કરીશ. ' એટલે પ્રેમઘેલી તે બન્ને મહિલાઓ અગ્નિમાં પેઠી. કારણકે " કામાતુરજનો વગર વિચાર્યું કામ કરે તે સ્વાભાવિક છે."

એ પ્રમાણે અયુક્ત સાંભળતાં નાગશ્રાવક સંવેગ પામીને કહેવા લાગ્યો કે— ' અહો ! સ્ત્રીઓમાં અસંતોષ રાખવાથી એ મરણ પામ્યો. માટે સંતોષ નિમિત્તે હું પરિગ્રહનું પરિમાણ કરીશ.' એમ નાગશ્રાવકે પોતાની સ્ત્રી સહિત ગુરૂપાસે જઇને પરિગ્રહનું પ્રમાણ કર્યું. ત્યારથી નાગ જન્મપર્યંત એક સ્ત્રીથી સંતુષ્ટ થઇને રહેવા લાગ્યો, તેમજ નાગશ્રીએ મનથી પણ પરપુરૂષનો પરિહાર કર્યો. પછી નાગ પોતાની પ્રિયા સહિત જિનપ્રતિમાની પૂજા કરતો, પુસ્તકો લખાવતો, મુનિઓને દાન આપતો અને શ્રાવકોને સહાયતા કરવા લાગ્યો. એમ મૂર્ચ્છારહિત નાગ ધર્મમાં પોતાનું ધન વાપરવા લાગ્યો. તેમજ પરિગ્રહના પરિમાણનું તેણે જરા પણ ખંડન ન કર્યું.

એક દિવસે એક વણિકે આવીને નાગને કહ્યું કે—' તારા પિતાનું ધન લઇને હું દેશાંતરમાં ગયો. કંઈ કારણયોગે હું ત્યાંજ રહ્યો અને તે દ્રવ્યથી મેં બહુ ધન ઉપાર્જન કર્યું, અત્યારે હું અહીં આવ્યો માટે હવે તું તારા પિતાનું ધન લઇ લે.' ત્યારે નાગ તેને કહેવા લાગ્યો કે—' જો કે મારા પિતાનું એ ધન છે, તથાપિ હું તે લેનાર નથી. કારણ કે એને ગ્રહણ કરતાં મારૂં પરિગ્રહ–પ્રમાણ ખંડિત થાય. ' એટલે તેણે પુનઃ પુનઃ તે ધન લેવાનો આગ્રહ કર્યો, છતાં નાગે તે ગ્રહણ ન કર્યું, એવામાં તે રત્ન—ભૂષણને ધારણ કરનાર દેવ થઇને કહેવા લાગ્યો—' હે નાગ ! તુંજ ધન્ય છે કે જેની દેવેંદ્રે પ્રશંસા કરી. ' ત્યારે નાગ બોલ્યો—'મારી પ્રશંસા કરવાનો ત્યાં કયાંથી પ્રસંગ મળ્યો ? ' એટલે દેવ કહેવા લાગ્યો કે—

" સભામાં બિરાજમાન ઇંદ્રના ચરણે નમન કરવા માટે એક દેવ આવ્યો. તેના શિરપરથી મુગટ–રત્ન પડી ગયું. તે લઇને અન્ય દેવ તરત કૃષ્ણ રાજિમાં પ્રવેશ કરવાને ભાગ્યો. એવામાં તેને અન્યાયકારી સમજીને ઇંદ્રે વજ્રવતી માથામાં માર્યો. એટલે તેને આક્રંદ કરતો જોઇને મેં ઇદ્રને કહ્યું કે—' દેવતાઓ પણ લોભમાં લપટાઇને જ્યારે બીજાનાં રત્નો લઇ લે છે, તો મુનિઓ વિના મનુષ્યલોકમાં કોઈ નિર્લોભી નહિ હોય. ' ત્યારે ઇંદ્રે કહ્યું—' શ્રી નગરમાં નાગ નામે શ્રાવક છે, તે નિર્લોભી જનોમાં ચક્રવર્તી સમાન છે. વળી જે પોતાના પરિગ્રહ–પ્રમાણના

ભંગની ભીતિથી ' આ તારૂં દ્રવ્ય છે ' એમ કહ્યા છતાં જે દ્રવ્ય લેતો નથી.' એમ સાંભળતાં હું રત્નસિંહ નામે દેવ, તારી પરીક્ષા નિમિત્તે અહીં આવ્યો છું. હે ભદ્ર! ઇંદ્રે આ કારણે તારી પ્રશંસા કરી. માટે હે નરરત્ન! તારૂં હવે હું શું કામ કરૂં ? તે કહે."

એમ સાંભળતાં નાગ બોલ્યો—' હે ભદ્ર ! મારૂં કંઇ કર્ત્તવ્ય નથી.' એટલે દેવ પોતાના સ્થાને ચાલ્યો ગયો. પછી પોતાની ભાર્યા સહિત નાગ પરિગ્રહ-પરિમાણ વ્રત નિરતિચારપણે પાળી, પ્રાંતે મરણ પામીને તે સૌધર્મ દેવલોકમાં ગયો. ત્યાંથી ચવીને હે ભદ્ર! નાગ તે તું હરિવિક્રમ રાજા થયો. અને નાગશ્રી તે તારી જયલક્ષ્મી નામે રાણી થઈ." કેવળી ભગવંતના મુખથી પોતાના પૂર્વભવનો વૃત્તાંત સાંભળવાથી તે બન્ને જાતિસ્મરણ જ્ઞાન પામીને બોલ્યા કે—' હે ભગવન્! એ બધું સત્ય છે.' પછી સંવેગ પામતાં રાજાએ પોતાના પુત્રને રાજ્યપર બેસારી સર્વ પરિગ્રહને તજીને તેણે રાણી સહિત દીક્ષા અંગીકાર કરી. પછી તીવ્ર તપ તપીને તે બન્ને સ્વર્ગે અને અનુક્રમે મોક્ષે પણ ગયા.



# પ્રકરણ ૬ ઠું.

## પ્રથમ ગુણવ્રત દિશા પરિમાણ ઉપર સુબંધુની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે )

" હે રાજેંદ્ર ! સમસ્ત પ્રાણીઓની મનમાં દયા લાવીને દશે દિશામાં ગમન કરવાનું જે પરિમાણ કરવું-તે પ્રથમ ગુણવ્રત કહેવાય છે. ધનના લોભમાં મન લગાવીને જીવ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તપ્ત લોહપિંડની જેમ તે પ્રાણીઓને સંતાપ ઉપજાવે છે. તેમજ મનમાં સંતોષ લાવીને જે મનુષ્ય દિશાઓમાં જવાનું પરિમાણ કરે છે, તે, સુબંધુના જેમ આ જન્મમાં પણ કલ્યાણને પ્રાપ્ત કરે છે.

### સુબંધુની કથા.



જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં કૌશાંબી નામે નગરી કે જે જંબૂ, જંબીર ( નીંબ ), કદંબ અને આમ્ર વૃક્ષોના બગીચાઓથી અભિરામ છે. જ્યાં રાત્રે ચંદ્રમા, પરસ્પર પ્રણય-કલહથી વધતા ગુસ્સાને લીધે યોગ (સંબંધ ) ન પામવાથી દંપતીઓને સતાવતો હતો. ત્યાં નીતિરૂપ લતાના કંદ સમાન એવો **વીરસેન** નામે રાજા હતો કે જેના પાદપીઠને પ્રણામ કરવા આવતા રાજાઓ પોતાના મસ્તકપરની પુષ્પમાળાઓથી અલંકૃત કરતા હતા.

એ રાજાને માનનીય એવો જિનદત્ત નામે શ્રાવક શેઠ હતો. તેનો સુબંધુ નામે પુત્ર કે જે કળા ગ્રહણ કરીને યૌવનાવસ્થાને પામ્યો, ત્યારે પિતાએ તેને મોટા આડંબરથી રતિ સમાન રૂપવતી સુનંદ વણિકની વસુમતી નામે પુત્રી પરણાવી. એવામાં સંસારમાં સમસ્ત પદાર્થો ધ્વજપટ સમાન ચપળ હોવાને લીધે પંચ નમસ્કારનું સ્મરણકરતાં જિનદત્ત શેઠ પંચત્વ પામ્યો. એટલે આથમતા સૂર્યની સાથે કિરણોની જેમ પિતાના મરણની સાથે સુબંધુનું બધું ધન અસ્ત (નાશ) પામ્યું. ધનવર્જિત થવાથી સુબંધુ તે સ્વજનોને અનાદરપાત્ર થયો. કારણ કે જેને લક્ષ્મી સેવે છે, તે પ્રાયે લોકોને પ્રિય લાગે છે.

હવે એકદા વિયોગી જનરૂપ મીનને મારવામાં મચ્છીમાર સમાન, તરૂણ જનોના મનને હર્ષ ઉપજાવનાર તથા મદનને મદોન્મત્ત બનાવનાર એવી વસંતઋતુ આવી જ્યાં દેવગૃહોમાં નૃત્ય કરતી રમણીઓના કંકણના કલરવથી કામદેવને જગાડનાર તથા આશ્ચર્યથી તરૂણજનોને રંજિત કરનાર એવી રથયાત્રાઓ શરૂ થઇ. વળી જ્યાં પુષ્પ–ગંધમાં લુબ્ધ બનેલા ભમરાઓના ગુંજારવથી વ્યાપ્ત થતી બધી દિશાઓ તે સમસ્ત જગતના વિજયને માટે સજ્જ થયેલ કામ–રાજાના રાજ્યને જાણે સૂચવતી હોય એમ લાગતું હતું. જ્યાં કુસુમિત થયેલ રકત પલાશ શોભતા, તે જાણે પથિક જનોના હૃદયમાંથી ફુટી નીકળેલ માંસ હોય અને સહકાર વૃક્ષોની શોભતી માંજર તે જાણે મદનાનલની જ્વાળાઓ હોય, વળી જ્યાં દક્ષિણ પવનથી ચાલતા પલ્લવરૂપ કર–હાથથી લતાઓ જાણે નૃત્ય કરતી હોય અને ચોતરફ પ્રસરતો કોયલનો કલરવ તે જાણે માનિની મહિલાઓને મદ તજવાનો ઉપદેશ હોય–એવી કલ્પના થતી હતી. એમ ભુવનમાં કામદેવ મહારાજાના આજ્ઞા–માહાત્મ્યને બતાવનાર વસંત–સમય પ્રવર્ત્યો. જ્યાં ધનિક જનોની સ્ત્રીઓ ક્રીડા ગીતગાન અને ગમનાદિ ક્રિયાઓમાં પ્રવૃત્ત થઈ. આ વખતે 'અહા ! હું ધનહીન છું' એમ મનમાં ખેદ લાવીને વસુમતી રોવા લાગી. ત્યારે સુબંધુએ તેને પૂછયું કે 'હે ભદ્રે ! તું શા માટે રોવે છે ?' તે બોલી—'હે નાથ ! આજે અન્ય રમણીઓ સારા વસ્ત્રો અને રત્નાલંકારોથી વિરાજિત થઇને મદનોત્સવનો લ્હાવો લે છે અને હું તો અલંકાર રહિત અને જીર્ણ વસ્ત્રે તેમનામાં શરમાઉં છું માટે હું મહોત્સવ કેમ કરૂં ? આથી મનમાં વિષાદ પામીને રોઉં છું.' એટલે સુબંધુએ તેને કહ્યું—'હે પ્રિયે ! એ પણ મારો પરાભવજ છે. હવે તું સંતાપ ન કર અને ધીરજને ધારણ કર. હું ગુફામાં પેસીને પણ, રોહણાચળને ખોદીને પણ આકાશમાં આરોહણ કરીને, મહાસાગરને ઓળંગીને અને ગમે ત્યાં દેશાંતરે ભમીને પણ બહુ ધનને વધારી તારા મનોરથ પૂરા કરીશ. જે પ્રિયજનના કામમાં ન આવે, તેવા જીવિતનું ફળ શું ?' એમ કહીને પ્રભાતે પોતાના ઘરથી નીકળતાં નગરના પાદરે સુબંધુએ મનઃપર્યવજ્ઞાની એક સાધુને જોયા. તે

લોકોને ધર્મોપદેશ આપતા હતા, ત્યારે સુબંધુ, તેમને પ્રણામ કરી, સમક્ષ બેસી, અંજલિ જોડીને આ પ્રમાણે કહેવા લાગ્યો.—

'હે ભગવન્ ! તમને વૈરાગ્ય શી રીતે થયો ? કે આવી ભરયુવાનીમાં અને આવી સુંદર આકૃતિ છતાં તમે દુષ્કર દીક્ષાને ધારણ કરી.' ત્યારે મુનિ બોલ્યા— "હે ભદ્ર ! સાંભળ—

આ નગરમાં ગુણંધર નામે વણિક હતો તેની વરૂણા નામે માતા અને કુટિલ મનની ગોમતી નામે ગૃહિણી હતી. એ ગોમતીને સાસુ ગમતી ન હતી, તેથી તેણે વિચાર કર્યો કે—' એવો કોઈ ઉપાય હાથ લાગે, કે જેથી સાસુને પંચત્વ પમાડું.' એમ ધારીને તે પતિની આગળ સાસુના અછતા દોષ પ્રકાશવા લાગી. તે ગુણંધર એવો હતો કે ગૃહિણી જેટલું પાણી પીવરાવે, તેટલુંજ તે પીતો. ત્યારે માતાએ તેને કહ્યું કે—' હે વત્સ ! જગતમાં જનની દુર્લભ છે, માટે તેની અવજ્ઞા ન કરવી.' એટલે એ વાક્યની પરીક્ષા કરવા તેણે ધનના બદલામાં જનની અને ગૃહિણીની લોકોમાં માગણી કરી. ત્યાં ગૃહિણી મળી શકે, પણ જનની મળે નહિ. તેમ છતાં કેવળ રમણીમાં રકત થયેલ ગુણંધર જનનીને માન આપતો નહિ. આથી વરૂણાએ વહુને કહ્યું—' હે ભદ્રે ! મને કાષ્ઠ અને ગોધમ ( ઘઉં ) આપ.' તે લઇ તેણે મોદકાદિ પકવાન બનાવીને પુન: વહુને કહ્યું—' હું તને ગોધુમ આપીશ અને પુત્ર કાષ્ઠ આપશે.' એટલે ગોમતીએ પતિને કહ્યું કે—' માતા વૃદ્ધ થઈ તેથી કાષ્ઠ માગે છે.' તે બોલ્યો—' એમાં શું અયુકત છે ? એ તો ઔષધ વિના વ્યાધિ જાય, તેવું છે.' પછી ગુણંધરે જનનીને કહ્યું—' હે અમ્મા ! તું શું કાષ્ઠ માગે છે ?' ત્યારે તેણે વિચાર કર્યો કે—'આ તો વહુની કપટ–રચના લાગે છે, પણ શું થાય છે, તે જોઉં.' એમ સમજીને વરૂણા બોલી—' હે વત્સ ! હા, એમજ.' પછી બીજે દિવસે સ્ત્રી સહિત ગુણંધર માતાને સ્મશાનમાં લઇ ગયો, એવામાં સૂર્ય અસ્ત થયો, તેથી બીજા લોકો પાછા ચાલ્યા ગયા. એટલે તે બંનેએ ચિતા રચી અને ત્યાં જનનીને નાખી તેવામાં અગ્નિ ન મળે. તેથી ગુણંધરે ગોમતીને કહ્યું કે—' ઘરથી અગ્નિ લાવ.' તે બોલી—' ઘરે જતાં અને અહીં બેસતાં હું ડરું છું.' આથી તે બંને, ઘરે અગ્નિ લેવા ગયા. એવામાં વરૂણાએ વિચાર કર્યો કે—' હું શા માટે મરું ?' એમ ધારી ચિતા તજીને તેણે એક કોઇ મુડદું ત્યાં મૂકી દીધું અને પોતે વૃક્ષપર આરૂઢ થઇ ગઇ. પછી ત્યાં ગોમતી અને ગુણંધર આવ્યા અને ચિતા સળગાવી, હર્ષ પામતા પોતાના ઘરે ચાલ્યા ગયા.

હવે જ્યાં વરૂણા વૃક્ષપર ચડી બેઠી છે, ત્યાં દૈવયોગે રાત્રે ચોરો નગરમાંથી મણિ–કનકના આભૂષણું ચોરીને આવ્યા અને ભાગ વહેંચવા લાગ્યા. એવામાં વરૂણા બોલી કે—' મને પણ ભાગ આપો.' આથી 'આ તો રાત્રે મસાણમાં કોઇ રાક્ષસી જ આવી લાગે છે.' એમ સમજી ભય પામતા તે બધા આભરણો ત્યાંજ પડતા મૂ-

કીને ચાલ્યા ગયા. એટલે પ્રભાતે તે લઇને વરૂણા પોતાના ઘરે આવી. ત્યાં જનનીને જોતાં પુત્ર અને વહુ બંને મનમાં ચમત્કાર પામ્યા. તેમણે વિનયપૂર્વક તેને પૂછયું કે—' તું પાછી આવી શી રીતે ? ' ત્યારે તે બોલી કે—' હું સ્વર્ગમાં ગઇ, ત્યાં દેવતાઓએ વિસ્મય પામીને મને આ આભરણો આપ્યાં, તે લઇને હું અહીં ચાલી આવી. ' એમ સાંભળતાં વહુ બોલી કે—' હે માત ! તું ધન્ય કે દેવતાઓએ તારો આદર કર્યો. ' તે બોલી.—' હું વૃદ્ધ હોવાથી તેમણે મારો અલ્પમાત્રજ આદર કર્યો, પણ જો કોઇ તરૂણી તેમની પાસે જાય, તો તેનો તે અત્યંત આદર કરે. ' ત્યારે ધનલુબ્ધ વહુ બોલી—' હું ત્યાં જઇશ. ' પછી અગ્નિ લઇ સાસુ અને ધણી સાથે તે મસાણમાં ગઇ અને ચિતામાં પેઠી. એટલે અગ્નિથી તરત દગ્ધ થઇને વહુ મરણ પામી. પછી ગુણંધરે વિચાર કર્યો કે—' મારી પ્રિયા હવે સત્વર આવશે. ' એમ ચિંતવતાં તેણે વારંવાર જનનીને પૂછયું કે—' ગોમતી આવતી કેમ નથી ?' તે બોલી—' હે વત્સ ! તારી વહુ એવા માર્ગે ગઇ છે કે જેથી તે પુનઃ પાછી આવી ન શકે. હું તો તે વખતે કયાં પણ ગઇ ન હતી. ' એમ કહીને તેણે પુત્રને પોતાનો બધો વૃત્તાંત સંભળાવ્યો. જે સાંભળતાં ગુણંધરે કહ્યું—' તમે એ ઉચિત કર્યુ. કારણ કે શઠ પ્રત્યે શઠતા વાપરવી-તે અયુકત ન ગણાય. ' લોભથી ધનનિમિત્તે મૂઢ ગોમતી સ્વર્ગે જતાં પણ પંચત્વ પામી. આ બધું અવિચારીપણું નજરે જોઇ વૈરાગ્ય પામતાં ગુણંધરે ગુરૂ પાસે દીક્ષા અંગીકાર કરી. હે ભદ્ર ! એ ગુણંધર હું પોતે તપના યોગે અત્યારે મનઃપર્યવ-જ્ઞાન પામ્યો છું. માટે હે સુબંધુ ! તું પણ વિવર-પ્રવેશાદિ બહુ કલેશ ધનના લોભથી જે કરવાને ઇચ્છે છે, તે યુકત નથી. કારણ કે—

" देसंतराइं भमडउ पविसउ विवरम्मि लंघउ समुद्दं ।
आरूहउ नहं तहविहु न पावए किंपि निप्पुन्नो " ॥

અર્થ—પુણ્યહીન મનુષ્ય દેશાંતર ભમે, વિવરમાં પ્રવેશ કરે, સમુદ્રને ઓળંગે અને આકાશે આરોહણ કરે, તથાપિ તે કંઇ પામી શકતો નથી.

માટે સંતોષ ધારણ કરી, આ લોક અને પરલોકમાં કલ્યાણની ઇચ્છા રાખનાર પુરૂષે અધોદિશા, ઉર્ધ્વ અને તિર્ચ્છી દિશાના ગમનનું પરિમાણ કરવું જોઇએ.

એ પ્રમાણે સાંભળતાં સુબંધુ બોલ્યો—' હે મુનીંદ્ર ! તમે ધન્ય છો, કે ગોમતીનું ચરિત્ર જોઇને દીક્ષા ધારણ કરી. પરંતુ હું વિષયાધીન હોવાથી ચારિત્ર લઇ શકું તેમ નથી. પણ કંઇક કલ્યાણને કરનાર દિશાગમનનું પરિમાણ કરીશ. એક યોજન ઉપરાંત ઉર્ધ્વદિશાએ મારે ન જવું. વળી જન્મપર્યંત મારે અધોદિશાએ વિવરમાં પ્રવેશ ન કરવો. તેમજ તિર્ચ્છીદિશામાં મારે સમુદ્ર તરવાને વ્હાણમાં ન બેસવું અને મારા નગરથી એક સો યોજન ઉપરાંત ન જવું ' એમ સુબંધુએ મુનિ પાસે દિશા પરિમાણરૂપ વ્રત લીધું. પછી ધનાર્થે તે મહીતલપર

ભમવા લાગ્યો. શરીરના સંકટને ન ગણકારતાં તેણે ઘણા ઉપાયો અજમાવ્યાં. પણ ક્યાંઈ ધનરૂપ ફળ તે ન પામ્યો. કારણ કે અંતરાય તૂટ્યા વિના સિદ્ધિ ન થાય.

હવે ગામ, નગર, આકરાદિમાં ભમતાં તે સુબંધુ પોતાના નિયમની મર્યાદા સુધી પહોંચ્યો. ત્યાં તેણે વિચાર કર્યો કે—'આ કરતાં ઉપરાંત ભૂમિમાં મારે ન જવું.' એવામાં એક યોગીએ તેને કહ્યું કે—'હે ભદ્ર! તું ખેદાતુર જેવો કેમ દેખાય છે? તે મને કહે.' તે બોલ્યો—'હે ભગવન્! મારા વિષાદનું કારણ દરિદ્રતા છે.' ત્યારે યોગીએ કહ્યું—'જો મારા કહ્યા પ્રમાણે કરે, તો પગે પડેલ દાસીની જેમ લક્ષ્મીને તારી તાબેદાર બનાવી દઉં.' સુબંધુ બોલ્યો—'જે કંઇ કહેવાનું હોય, તે ફરમાવો.' યોગીએ કહ્યું—'અહીં પર્વતની તળેટીમાં વિવર (ગુફા) છે, ત્યાં એક યક્ષિણી છે, તે સંતુષ્ટ થતાં ઇચ્છિત ધન આપે છે. માટે ત્યાં મારી સાથે ચાલ.' ત્યારે સુબંધુ બોલ્યો—'મેં વિવરમાં પ્રવેશ કરવાનો યાવજ્જીવ ગુરૂ પાસે નિયમ લીધો છે.' એટલે યોગીએ કહ્યું—'બે યોજન ઉંચા આ પર્વતના શિખરપર એક વાવડીમાં સહસ્રવેધ રસ છે. માટે પર્વતપર આપણે બંને જઇએ અને તે રસ લઇને સુવર્ણસિદ્ધિ કરીએ.' સુબંધુ બોલ્યો—'એક યોજન ઉપરાંત ઉંચે જવાનો મારે નિયમ છે.' યોગીએ કહ્યું—'તો બ્હાણપર બેસીને આપણે સમુદ્રના સામા તટપર જઇએ. ત્યાં રોહણાચલને ખોદીને રત્નો ગ્રહણ કરીએ.' એટલે સુબંધુ બોલ્યો—'બ્હાણમાં બેસીને સમુદ્ર તરવાનો મેં પ્રથમથીજ નિયમ લીધેલ છે.' ત્યારે યોગીએ કહ્યું—'આ સ્થાનથી બાર યોજનપર **સૂરપુર** નામે એક વિશાળ નગર છે, ત્યાં **મહાબળ** નામે યક્ષ છે. તે અલ્પ માનતાથી ઘણું ધન આપે છે. માટે ત્યાં જઇને વેપાર કર, કે જેથી મોટો ધનિક બની જાય.' તે બોલ્યો—'મારા નગરથી એક સો યોજન જવાનો મારે નિયમ છે, તે અહીં પૂર્ણ થાય છે. માટે અહીંથી આગળ એક પગલું પણ મારાથી જવાય તેમ નથી.' એટલે જાણે ગુસ્સે થયેલ હોય, તેમ યોગીએ કહ્યું કે—'હે અભાગી! જે જે ઉપાય હું બતાવું છું, તે બધાને તું નિષેધી કહાડે છે, તેથી અહો! તું અધન્ય છે.' ત્યારે સુબંધુએ જણાવ્યું—'તો મારો નિશ્ચય સાંભળો—નિયમને ન ભાંગતાં જો ધન ન મળે, તો ભલે ન મળો, કારણ કે—

"सुक्खनिबंधणु पंच दिण धणलवु अहिलसमाणु।
जम्मपरंपर-सुक्खकरू नियमु कु भंजइ जाणु"॥

**અર્થ**—ધન-લવની અભિલાષા કરતાં તે માત્ર પાંચ દિવસ સુખના નિમિત્તરૂપ બને છે, તો અનેક જન્મો સુધી સુખ આપનાર એવા નિયમને કયો સુજ્ઞ ખંડિત કરે?'

એમ સાંભળતાં યોગીના સ્વરૂપને તજી, સૂર્ય સમાન તેજસ્વી દેવ થઇને

તે કહેવા લાગ્યો—" હે મહાસત્ત્વ ! તું ધન્ય છે. જે વખતે મુનિ પાસે તેં દિશા વ્રત લીધું, તે વખતે હું **ગોમુખ** નામે યક્ષ પણ ત્યાંજ હતો. તેથી મેં વિચાર કર્યો કે—' અત્યંત ધનાર્થી આ શું પોતાનો નિયમ પાળી શકશે કે નહિ ? ' એમ ધારીને મેં આ તારી પરીક્ષા કરી. માટે તારા અવિચળ સત્ત્વથી હું સંતુષ્ટ થયો છું અને તેથી તને આ લક્ષ સુવર્ણ આપું છું, તે લે. ' ત્યારે **સુબંધુ** કહેવા લાગ્યો–' હે યક્ષ ! હું એકલો એ સુવર્ણ મારા ઘરે શી રીતે લઈ જાઉં ? ' એટલે યક્ષ તેને ઉપાડીને ક્ષણવારમાં તેના ઘરે લઇ ગયો. પછી સુવર્ણ **સુબંધુને** સોંપી, ' હવે હું જાઉં છું ' એમ કહીને યક્ષ ચાલ્યો ગયો.

હવે એ પ્રમાણે ધર્મનો પ્રભાવ જોતાં મનમાં વિસ્મય પામતો **સુબંધુ** ત્રિકાળ જિનપૂજા કરવા લાગ્યો અને મુનિઓને નિરંતર દાન આપવા લાગ્યો, તેમજ તે સમસ્ત મિત્રો, સ્વજનો અને યાચક જનોના મનોરથ પૂરવા લાગ્યો. એમ દિશાપરિમાણરૂપ વ્રતનું સાક્ષાત્ અહીં માહાત્મ્ય જોઇને તેણે ગુરૂની પાસે બીજાં વ્રતો પણ સ્વીકાર્યા. પછી પ્રાંતે અનશન અંગીકાર કરી અંતરમાં પંચ પરમેષ્ઠીના ધ્યાનપૂર્વક મરણ પામીને સુબંધુ સ્વર્ગે અને અનુક્રમે મોક્ષે ગયો. "



# પ્રકરણ ૭ મું.

## બીજા ગુણવ્રત–ભોગોપભોગ વ્રત ઉપર જયદ્રથની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે— )

" હે નરેંદ્ર ! હવે બીજું ગુણવ્રત તે ભોગોપભોગ અને કર્મથકી એમ બે પ્રકારે છે. તેમાં આહાર, પુષ્પાદિક જે એકવાર ભોગવાય તે ભોગ અને ભવન, વનિતાદિક જે વારંવાર ભોગવાય તે ઉપભોગ. રાત્રે અશન અને ખાદિમની યાવજ્જીવ વિરતિ કરવી અને મદ્ય, મધ, માંસ તથા માખણ વિગેરેનો સર્વથા નિયમ કરવો. વળી પંદર કર્માદાન અને કોટવાલ વિગેરેના અધિકારો તે કર્મથકી બતાવેલ છે. તેમાં સુજ્ઞજને યતના રાખવી. એમ આદરપૂર્વક ભોગોપભોગવ્રત પાળતાં પુરૂષ આ જન્મમાં પણ જયદ્રથની જેમ અભીષ્ટ ફળને પામે છે. તે વૃત્તાંત આ પ્રમાણે છે—

### જયદ્રથની કથા.



ભારતભૂમિરૂપ રમણીના મણિકંકણ સમાન અને સુવર્ણના સમૂહથી વ્યાપ્ત એવું રત્નપુર નામે નગર છે. જ્યાં ભૂમિઓના મણિઓને શરાણનો ત્રાસ હતો, પણ પ્રજાજનોને ક્યાંઇ પણ ભય ન હતો, કમળોમાં સરોજપણું હતું, પણ લોકોમાં રોગ ન હતો, જ્યાં છત્રોમાં દંડ હતો, પણ અન્યાયથી કોઇ દંડપાત્ર ન થતું, લલાટપટ્ટમાં અલિક શબ્દની

પ્રવૃત્તિ હતી, પણ લોકોમાં અસત્ય ન હતું, ચંદ્રના અપત્યમાં વિધુ-તનયતા હતી, પણ લોકોમાં વિધુત-નયના (અન્યાય) ન હતી, માર શબ્દ માત્ર કામને માટે વપરાતો, પણ પ્રજામાં તેવી ક્રૂરતા ન હતી, વળી જ્યાં રોધ (તટ) નદીમાં હતો, પણ પ્રજામાં અનીતિજન્ય નિગ્રહ ન હતો, તેમજ વૃક્ષોમાં કલિકાઓ (કળીઓ) હતી, પણ પ્રજાજનોમાં કલહનું નામ ન હતું. ત્યાં ધનરથ નામે રાજા હતો કે જેની તરવાર તે વૈરીઓના યશરૂપ હંસને નિરસ્ત કરવાથી ઘન (મેઘ) જેવી બની હતી. કાંચનસમાન ગૌરવર્ણવાળા તે રાજાની શ્રીદેવી નામે રાણી હતી કે જે વિષ્ણુને કૃષ્ણ (શ્યામ) સમજી તજી દઇને લક્ષ્મી પોતે જાણે આવી હોય, તેવી શોભતી હતી. ઇંદ્રાણીની સાથે ઇંદ્રની જેમ તે રાણી સાથે ભોગ ભોગવતાં અત્યંત આનંદપૂર્વક રાજા દિવસો વ્યતીત કરવા લાગ્યો.

એકદા શ્રીદેવીએ અત્યંત રમણીય પુત્રને જન્મ આપ્યો. એટલે ભારે મહોત્સવથી રાજાએ તેનું જયદ્રથ એવું નામ રાખ્યું. અનુક્રમે વૃદ્ધિ પામતાં જયદ્રથ સર્વ શાસ્ત્રોમાં પારંગત અને સર્વ બળવંતોમાં અગ્રેસર થયો. સ્ત્રીનાં નેત્રરૂપ મૃગના ક્રીડાવન સમાન યૌવન પામતાં પણ તેણે પરણવાને આવેલ રાજપુત્રીઓનો પણ આદર ન કર્યો.

એક વખતે પુત્રના જન્મ-મહોત્સવમાં મંત્રગુપ્ત મંત્રીએ રાજકુમારને ભોજન માટે નિમંત્રણ કર્યું. એટલે અવસરે તેના ઘરે જઇ સર્વ રસયુક્ત રસવતી જમવાને તે જેટલામાં કનકાસનપર બેઠો, તેવામાં સાક્ષાત્ ધર્મમૂર્તિ અને ક્ષમાવંતમાં અગ્રેસર એવા કોઇ મુનિ, માસખમણના પારણે ત્યાં ભિક્ષા નિમિત્તે પધાર્યા. તેમને જેતાં ચંદ્રને જોઈ સાગરની જેમ મંત્રી ઉલ્લાસ પામ્યો અને પુણ્યમતિ તેણે મુનિને નિર્દોષ આહાર વ્હોરાવ્યો. પછી માંસ ઘોલવડાં અને અનંતકાય વ્હોરાવવા માટે હાથમાં લેતાં, ઉપયોગ રાખતા સાધુએ તેનો નિષેધ કર્યો એટલે મંત્રીએ તેમને પ્રણામ કરતાં, તે મુનિ ત્યાંથી નીકળીને સ્વસ્થાને ગયા. એવામાં ભોજન કર્યા પછી કુમારે મંત્રીને પૂછ્યું કે—'મુનિએ માંસાદિક ગ્રહણ ન કર્યાં, તેનું શું કારણ હશે?' મંત્રીએ કહ્યું—'હે દેવ! હું કંઇ જાણતો નથી, તેમ તે વખતે મુનિને પણ પૂછ્યું નહિ. હવે જો તમે આવતા હો, તો ત્યાં જઇને આપણે મુનિને પૂછીએ.' રાજકુમાર બોલ્યો 'એવા મહર્ષિઓ તો દર્શન કરવા યોગ્ય હોય છે.' એમ કહીને જયદ્રથ કુમાર મંત્રીની સાથે મુનિની વસતિમાં ગયો અને મુનિને પ્રણામ કરી, અંજલિ જોડીને તે સાધુ સમક્ષ બેઠો. એટલે ઉત્કટ સંસારરૂપ દાવાનળથી સંતાપ પામતા પ્રાણીઓને શાંત કરતા મુનિરૂપ મેઘ, ગંભીર ગર્જનાથી દેશનારૂપ અમૃત-વૃષ્ટિ કરવા લાગ્યા.—

" आर्यदेशकुलरूपबलायु-र्बुद्धिबन्धुरमवाप्य नरत्वम् ।
धर्मकर्म्म न करोति जडो यः, पोतमुज्झति पयोधिगतः सः ॥१॥

અર્થ—આર્યદેશ, ઉત્તમકુળ, રૂપ, બળ, દીર્ઘ આયુ અને બુદ્ધિથી મનોહર એવા નરજન્મને પામીને જે મૂઢમતિ ધર્મકર્મ આચરતો નથી, તે સમુદ્રમાં રહેતાં વ્હાણને તજવા જેવું કરે છે.

પછી રાજકુમારે અવસરે પ્રશ્ન કર્યો કે—'હે ભગવન્! તમે મંત્રીના ઘરે આવ્યા, ત્યારે અતિસ્વાદિષ્ટ માંસાદિ આપતાં પણ કેમ લીધા નહિ?' એટલે મુનિ બોલ્યા—'હે કુમાર! મુનિઓને તો શું પણ ગૃહસ્થોને માટે પણ જિનેશ્વરોએ ભોગોપભોગ વ્રતમાં માંસાદિકનો નિષેધ કરેલો છે.' ત્યારે રાજકુમારે કહ્યું 'હે ભગવન્! એ વ્રત કેવા પ્રકારનું છે? તે સમજાવો.' આથી મુનિએ તેને ભોગોપભોગનું બધું સ્વરૂપ કહી બતાવ્યું. પછી કુમારે ભોગયોગ્ય વસ્તુઓનું પરિમાણ કર્યું અને જન્મપર્યંત રાત્રે અશન, ખાદિમ ખાવાનો ત્યાગ કર્યો. વળી મધ, માંસ અને મદિરાદિકની સદાને માટે વિરતિ લીધી. તેમજ ઉપભોગ લાયક વસ્તુઓનું પ્રમાણ કરતાં તેણે—'જન્મપર્યંત મારે એકજ સ્ત્રી ભોગવવી' એવો નિયમ લીધો. તે વખતે મંત્રીએ પણ મુનિ પાસે ગૃહસ્થ ધર્મ અંગીકાર કર્યો. પછી જયદ્રથ કુમાર અને મંત્રી બંને મુનિને વંદન કરી, સદ્ધર્મની પ્રાપ્તિથી પોતાના આત્માને ધન્ય માનતા અને પ્રમોદ પામતા તે પોતપોતાના ઘરે ગયા.

હવે રાત્રે પિતાના ચરણની ઉપાસના કરીને અંગરક્ષકોના રક્ષણ કરતાં જયદ્રથ કુમાર પોતાના ભવનમાં સુતો. ત્યાં મધ્યરાત્રે 'અરે! તરવાર લ્યો અને મારો' એમ બોલતો કુમાર તરવાર ખેંચીને પલંગ થકી ઉઠ્યો. એટલે તેનો એ શબ્દ સાંભળતાં સુભટોએ ચોતરફ નજર કરતાં સાક્ષાત્ યમ સમાન ભયંકર કેસરી જોયો કે જે પોતાના ઉત્સંગમાં રહેલ મૃગના વધ થવાના ભયથી જાણે ચંદ્રમાએ પોતાની કળાઓ ભેટ કરી હોય તેવી કુટિલ દાઢાઓને ધારણ કરતો તથા હસ્તીની ભ્રાંતિથી હણેલ મેઘથકી જાણે વિદ્યુત્તેજ લઈ લીધેલ હોય તેવા પીત કેસરાથી વ્યાપ્ત સ્કંધ ભાગને જે વહન કરતો હતો. તેને મારવાને સુભટોએ જેટલામાં તરવારો ખેંચી, તેવામાં ઉતાવળે પગલે સિંહ, ભવનની બહાર નીકળી ગયો. એટલે સુભટોએ અટકાવ્યા છતાં કુમાર તેની પાછળ પડ્યો અને તે બંને નગરના કિલ્લા પાસે પહોંચ્યા. ત્યાં કિલ્લાના બંધ થયેલ દ્વારને, સિંહ એક ફાલમાં ઓળંગી ગયો તથા કુમાર પણ વિદ્યુદુત્ક્ષેપકરણથી તરત દ્વારને ઓળંગી ગયો. એટલે કિલ્લાને ઓળંગવાને અસમર્થ એવા સુભટો પાછા વળ્યા અને તેમણે કુમારનો એ વૃત્તાંત તરત રાજાને નિવેદન કર્યો, જે સાંભળતાં ભારે શોકને ધારણ કરતો રાજા, ચતુરંગ સૈન્ય સહિત, કુમારને શોધવા માટે ઘરથી બહાર નીકળ્યો. અને કુમારના પગલાંથી લક્ષિત થયેલ માર્ગે નગરની બહાર જતાં તેણે કુમારને વૈરાટી દેવીના ભવનમાં પડેલ જોયો. એટલે રાજાએ મૂર્છાથી બિલકુલ બેભાન થયેલ

કુમારને શીતોપચારથી તરત કંઇક સ્વસ્થ કર્યો અને કહ્યું કે—'હે વત્સ ! હવે ચાલો, આપણે ઘરે જઇએ.' ત્યારે કુમાર બોલ્યો—'હે તાત ! હું ક્ષણવાર પણ જીવિત ધારણ કરવાને સમર્થ નથી, તો હે સ્વામિન્ ! મને ઘરે લઇ જવાથી શું થવાનું છે ? અહીંજ હું અગ્નિમાં પ્રવેશ કરીશ. માટે આ દેવીની સમક્ષ મારી ચિતા રચાવો.' આથી રાજાએ કુમારને વારંવાર પૂછયું કે-'તું જીવિત ધરવાને સમર્થ નથી, તેનું કારણ શું ?' એમ રાજાના પૂછવાથી કુમાર લજ્જાને લીધે નતમુખ થઇ રહ્યો, તેથી 'આ લજ્જાને લીધે કારણ કહી શકતો નથી' એમ ચિંતવતાં રાજાએ જયદ્રથને કહ્યું—'તો આ તારા મિત્રને તે કારણ કહી બતાવ; એટલે કુમાર મિત્રને કહેવા લાગ્યો કે—

"હે મિત્ર ! આજે મધ્યરાત્રે જાગતા મેં, તેજસ્વી લોચનવાળી એક બાળા જોઈ, કે જેના સમસ્ત ભુવનમાં અસાધારણ કાંતિયુક્ત અવયવોની આગળ મૂકતાં જે શરદચંદ્ર, કમળ, ઉત્પલ, કળશ અને કુંદ વિગેરે પદાર્થો, અન્ય રમણીઓના અંગાવયવોની ઉપમાને ધારણ કરે છે; તે પદાર્થો કેવળ કિંકર સમાન લાગે છે. તેણે મારાપર, કામરમણીના લાવણ્યને સૂચવનાર કટાક્ષો એકદમ એવી રીતે નાખ્યાં કે જેથી રતિની શંકા લાવનાર રતિપતિ જાણે ક્રોધ લાવીને મારા હૃદયમાં વારંવાર તીક્ષ્ણ બાણ મારવા લાગ્યો. પછી 'હે કમલમુખી ! તું કોણ છે અને અહીં શા માટે આવી છે ?' એમ હું જેટલામાં તેને પૂછવા લાગ્યો, તેવામાં ચંદ્રલેખાને રાહુની જેમ અકસ્માત્ મંદ પગલે આવીને તરત સિંહ તેણીનું ભક્ષણ કરી ગયો. એટલે તે સિંહના વધને માટે હું તરવાર લઇને ઉઠ્યો. તે બહાર નીકળ્યો અને હું તેની પાછળ લાગ્યો. એવામાં તે અહીં આવીને ક્યાંક ચાલ્યો ગયો. તે રમણીની વિપત્તિ એજ મારા જીવિતના ત્યાગનું કારણ છે."

એમ સાંભળતાં તે મિત્રે એ વૃત્તાંત રાજાને કહી સંભળાવ્યો.' ત્યારે રાજાએ કહ્યું—"હે વત્સ ! તે બાળા તો મરણ પામી, હવે વૃથા વિષાદ ન કર. કારણ કે બીજી રૂપવતી રાજકન્યાઓની કંઇ ખોટ નથી. અને વળી અગ્નિમાં પ્રવેશ કરવાનો જે તારો કદાગ્રહ છે તે લજ્જાકારી છે, માટે એ તજી દે. કારણ કે સુજ્ઞજનોએ સ્ત્રી નિમિત્તે આત્મવધ કરવો તે યુક્ત નથી. વળી રાત્રે સ્ત્રી, અને સિંહનો દેખાવ એ માયા પણ કલ્પી શકાય. કારણ કે સુભટોથી સુરક્ષિત મકાનમાં તેમનો પ્રવેશ દુર્ઘટ છે. માટે હે વત્સ ! ઘરે ચાલ, અને સ્વમૃત્યુથી મારો ઘાત ન કર. કારણ કે જીવતો પુરૂષ સમસ્ત કલ્યાણને પામે છે." એટલે કુમાર બોલ્યો—'હે તાત ! જો કે એ માયા પણ સંભવે છે, તથાપિ એ વૃત્તાંત દેવતાને પૂછ્યા પછી એ બાબતમાં મને જે ઉચિત લાગશે, તે કરીશ. માટે હે તાત ! અત્યારે તમે મારા પર પ્રસાદ લાવીને મને વિઘ્ન ન કરો.' એમ કહીને જયદ્રથકુમાર દેવીના પગે પડ્યો.

એટલે પ્રધાન પુરૂષોને તેની પાસે મૂકીને રાજા સ્વસ્થાને ગયો. કારણ કે દૃઢાગ્રહી મનુષ્ય આગળ બીજું શું કરી શકાય ?

પછી આહાર વિના માત્ર સત્ત્વના આધારે નિશ્ચય કરીને રહેલ કુમારને સાતમે દિવસે રાત્રે દેવી પ્રત્યક્ષ થઇને કહેવા લાગી, કે—'હે કુમાર! મને શા માટે આરાધે છે ?' એટલે તે બોલ્યો—'હે દેવી! મને સ્ત્રી અને સિંહનો વૃત્તાંત કહે.' ત્યારે દેવી કહેવા લાગી કે—

"સમુદ્રના પેલા તટપર **સ્વસ્તીમતી** નામે નગરી છે, કે જે અહીંથી હજારો યોજન દૂર છે. અલકાપુરીમાં કુબેરની જેમ ત્યાં **શૂર** નામે રાજા રાજ્ય કરે છે કે જે ન્યાય, પરાક્રમ અને ધર્મના એક ક્રીડાભવન સમાન છે. કામદેવને રતિની જેમ તેને **વિજયાદેવી** નામે રાણી છે. તેણે રૂપથી લક્ષ્મીને જીતનાર એવી **શ્રીમતી** નામની પુત્રીને જન્મ આપ્યો. તે અનુક્રમે કલેશ વિના સમસ્ત કળાઓ શીખીને યૌવનવય પામી, છતાં પુરૂષદ્વેષિણી થઇને તે કોઇની સાથે લગ્ન કરવાને ઇચ્છતી નથી. આથી રાજા જેટલામાં ચિંતા-સાગરમાં નિમગ્ન થઇ બેઠો છે, તેવામાં કોઈ નૈમિત્તિક આકાશ-માર્ગથી નીચે ઉતર્યો. એટલે તેને આદરપૂર્વક આસનપર બેસારી રાજાએ પૂછયું કે—'મારી **શ્રી**મતી પુત્રીનો પતિ કોણ થશે ? તે કહે.' ત્યારે તેણે કહ્યું કે—'અહીંથી હજારો યોજનોપર ઇંદ્ર-નગર સમાન રત્નપુર નામે નગર છે. ત્યાં ધનરથ નામે રાજા છે, તેનો જયદ્રથ નામે પુત્ર કે જે પૂર્વ ભવમાં એનો સ્વામી હતો અને આ ભવમાં પણ તેજ એનો પતિ થશે; પરંતુ પરસ્પર દર્શન થતાં એમને વિવાહની ઇચ્છા થશે.' એટલે રાજાએ કહ્યું—'આટલે દૂર રહેતાં એમનો મેલાપ શી રીતે થશે ?' તે બોલ્યો—'આજ રાત્રેજ તે કુષ્માંડી દેવી કરાવી આપશે, અને બારમે દિવસે વિવાહ પણ તે કરાવશે, માટે હે રાજન્! તે દેવીનું આરાધન કરો.' એમ કહીને નિમિત્તજ્ઞ ચાલ્યો ગયો.

પછી રાજાએ તે દેવીનું આરાધન કર્યું. એટલે તે પ્રત્યક્ષ થઇને કહેવા લાગી કે—'હે રાજન્! મારૂં શું કામ છે ?' તેણે કહ્યું—'હે દેવી! જયદ્રથ કુમાર અને **શ્રી**મતીનો જેમ પરસ્પર મેળાપ થાય, તેવો મારાપર અનુગ્રહ કરો.' ત્યારે દેવીએ પોતાના વાહનરૂપ સિંહને આદેશ કર્યો. તેથી તે **શ્રી**મતીને લાવી. તને બતાવીને તે પાછો ત્યાંજ લઇ ગયો. હે કુમાર ! સ્ત્રી અને સિંહનો એ વૃત્તાંત તને કહી સંભળાવ્યો."

એ પ્રમાણે સાંભળતાં કુમારે કહ્યું કે—'હે દેવી ! હું ત્યાં જઇ શકું, તેવો ઉપાય કર.' ત્યારે દેવીએ માંસ આપતાં કુમારને કહ્યું કે—'આ માંસ સત્વર ખાઇ જા, કે જેથી આકાશમાં ગમન કરવાની અદ્‌ભુત શક્તિ તને પ્રાપ્ત થાય.' એટલે કુમાર બોલ્યો—'હે દેવી! માંસનું મેં પ્રત્યાખ્યાન કરેલ છે.' ત્યારે

દેવીએ કહ્યું—' તો અત્યારેજ આ દાડિમનું ભક્ષણ કરી લે, કે જેથી તું ત્યાં જઇને પાછો આવી શકીશ. ' કુમારે કહ્યું—' હું રાત્રિભોજનથી વિરત છું, તો એ ફળનું ભક્ષણ કેમ કરૂં ? ' આથી દેવી એક દિવ્ય કન્યાને સમક્ષ કરીને બોલી કે—' હે ભદ્ર ! આ કન્યાનું પાણિગ્રહણ કર, કે જેથી તું વિદ્યાધર-શિરોમણિ થઇ જાય. ' કુમારે કહ્યું—' હે દેવી ! મને એવો આદેશ ન કર. કારણ કે શ્રીમતીને પરણવાની મારે ઇચ્છા છે, તેથી જો આ કન્યા પરણું, તો વ્રતભંગ થાય. ભોગોપભોગવ્રતમાં મેં એકજ પત્નીની છુટ રાખેલ છે. ' આથી જાણે ક્રોધ પામી હોય, તેમ વૈરાટી દેવી કહેવા લાગી કે—' મારા આદેશ પ્રમાણે કરતો નથી અને સ્વાર્થની જે યાચના કરે છે, તેથી તું મૂર્ખ લાગે છે. સ્વામીની પ્રતિકૂળ થઇને કોઇ ફળ ન પામી શકે. ' ત્યારે કુમાર બોલ્યો—' હે દેવી ! બીજું દુઃસાધ્ય તારૂં વચન ઉઠાવવાને તૈયાર છું; પરંતુ જેનાથી વ્રત ભંગ થાય, તેવું કામ કરવાને હું ઇચ્છતો નથી. ' એ પ્રમાણે વ્રતની દઢતા જોઇને સંતુષ્ટ થયેલ વૈરાટી દેવીએ કુમારને બે ગુટિકા ( ગોળી ) આપતાં કહ્યું કે—'આમાંથી એક ગોળી મુખમાં રાખતાં તને ગગનગામિની શક્તિ પ્રાપ્ત થશે અને બીજી ગોળીથી તું ઇચ્છાનુસાર તારૂં રૂપ બનાવી શકીશ. ' એમ કહીને દેવી ચાલી ગઇ. પછી ગુટિકાના પ્રભાવથી કુમાર, સુભટ પુરૂષોના દેખતાં આકાશ માર્ગે ઉડીને ક્ષણવારમાં સ્વસ્તિમતી નગરીમાં પહોંચ્યો, અને ત્યાં તે શ્રીપુંજ શેઠના હાટ આગળ બેઠો. ત્યારે શ્રેષ્ઠીએ તેને પૂછયું કે—' હે મહાનુભાવ ! તું કોણ છે ? અને ક્યાંથી આવ્યો છો ' કુમાર બોલ્યો—'હું જયદ્રથ નામે રાજ કુમાર છું અને કૌતુકથી પૃથ્વી પર ભ્રમણ કરતાં અહીં આવી ચડયો છું.' એટલે શ્રેષ્ઠીએ કહ્યું —'હે ભદ્ર ! તું તારા પિતાના ઘરની જેમ મારા ઘરે રહેજે.' એમ કહી તેણે કુમારને પોતાના ઘરે લઇ જઇને તેને સ્નાનાદિક કરાવ્યાં. ત્યાં કુમારના રૂપ, આલાપ અને શીલાદિકથી શ્રેષ્ઠીના કુટુંબની ક્ષણવારમાં તેના પર પરમ પ્રીતિ જામી. કારણ કે ગુણો એ પ્રેમના કારણ રૂપ છે. વળી શ્રેષ્ઠીની પુત્રી તો કુમાર પર બ્હેનની જેમ વધારે પ્રીતિવાળી થઇ.

હવે બીજે દિવસે કુમારે શ્રેષ્ઠીની પુત્રીને પૂછયું કે—' હે બ્હેન ! આજ રાત્રે તું કેમ દેખાતી ન હતી ? ' એટલે તે બોલી—' હે ભાઇ ! શ્રીમતી નામે રાજપુત્રી મારી સખી છે, રાત્રે હું તેની પાસે હતી. ' ત્યારે કુમારે કહ્યું—' મને ત્યાં લઇ જા. આથી તે બોલી—' રાજપુત્રી પુરૂષદ્વેષિણી હોવાથી પુરૂષને નજરે પણ જોતી નથી.' ' કુમારે કહ્યું—' હું રમણીનું રૂપ કરીશ. ' ત્યારે તે બોલી—' તો ભલે, એમ કરો ' પછી કુમાર રમણીનું રૂપ કરીને શેઠની પુત્રી સાથે રાજકન્યા પાસે ગયો. ત્યાં શ્રીમતીએ શેઠની પુત્રીને પૂછયું—' હે સખી ! આ કોણ છે ? ' તે બોલી—' એ મારી સખી છે. ' રાજકન્યાએ પૂછયું—' એ કાંઇ કળા જાણે છે ? ' તેણે કહ્યું—' એ બધી

કળા જાણે છે ' એટલે શ્રીમતીએ પાટીયાપર વિયોગી હંસીને આળેખી. જેને જોતાં જયદ્રથે તેને કહ્યું કે–' તેં આ હંસી વિરહપીડિત આળેખી છે પરંતુ એના દૃષ્ટયાદિક લક્ષણો વિરહ–સૂચક દેખાતા નથી ' ત્યારે રાજકન્યા બોલી–' તો તું એને આળેખ.' એમ કહી રાજપુત્રીએ વર્ણો ( રંગો ) સાથે કુમારને પાટીયું આપ્યું. એટલે તેણે તરત તાદૃશ રાજહંસી આળેખીને શ્રીમતીને બતાવી, જેને જોતાં તે કહેવા લાગી કે–" અહો ! આશ્ચર્ય ! આ ચિત્રચાતુર્ય તો ચિત્તના અભિપ્રાયને બરાબર સૂચવે છે. એના બંને લોચન અશ્રુ પાડી રહ્યાં છે, મુખ મ્લાન છે અને મૃણાલને લીધેલ છતાં તેની ચંચુ શિથિલ લાગે છે, એની ગ્રીવા ( ડોક ) અત્યંત લથડી રહેલ છે અને બે પાંખ ઉડવાને અસમર્થ છે, તેમજ એની સ્થિતિ પણ કેવળ શૂન્ય જેવી લાગે છે, એમ મુખથી વર્ણન કર્યા વિના પણ આ લક્ષણો પોતે એની વિરહાવસ્થાને સ્પષ્ટ કહી બતાવે છે " એમ પ્રશંસા કરીને રાજકન્યા પુનઃ શેઠની પુત્રીને કહેવા લાગી–' હે સખી ! આવી કળાને જાણનાર છતાં આટલો વખત એને તું અહીં કેમ ન લાવી ? નિધાનની જેમ તેં એને ઘરમાં કેમ રોકી રાખી ? ' ઈત્યાદિ વિનોદથી પ્રેમાલાપ કરતાં શેઠની પુત્રી અને કુમાર ત્યાં લાંબો વખત રહ્યાં અને પછી ભોજન કરીને તે પોતાના ઘરે આવ્યા. હવે મધ્યાન્હ થતાં જયદ્રથ સ્રીરૂપે એકલો શ્રીમતીપાસે ગયો; ત્યાં ક્ષણવાર વાતો કરીને તે બોલ્યો કે–' રમણી રમણીય છતાં પતિના પરિગ્રહ વિના, સુવર્ણના સંબંધ વિના મણીની જેમ તે શોભતી નથી માટે જગતના લોચનને આનંદ પમાડનાર અને વિશાળ કુળમાં ઉત્પન્ન થયેલ એવા કોઈ રાજપુત્રની સાથે તારે પરણવું તે ઉચિત છે. એટલે રાજકન્યા બોલી કે–' પૂર્વે રૂપાદિક ગુણોથી આત્મ–તુલ્ય પુરૂષને ન જોવાથી મેં કોઇનો આશ્રય ન કર્યો અને પછી નિમિત્તિયાએ બતાવેલ દેવતાના આરાધનથી મેં જે કુમારને જોયો, તે મારા અંતરમાં કોતરાઈ રહેલ છે. લોકોત્તર ગુણોના નિધાન રૂપ તે દૂર રહેલ છે, છતાં તેના વિના મારૂં મન, શચીપતિને પણ પતિ કરવાને ઈચ્છતું નથી; એટલે સ્રીરૂપ કુમારે કહ્યું–' જો એમ હોય, તો અરણ્યમાં રહેલ માલતીના પુષ્પની જેમ ભોગશૂન્ય તારૂં યૌવન તદ્દન વૃથા છે, કારણ કે તે તો બહુ દૂર છે વળી તને ઉડવાને પાંખ નથી તેમ આકાશગામિની વિદ્યા નથી. એટલે તેનો સમાગમ શીરીતે થાય ? તો હે સુભ્રુ ! તે વલ્લભ તો તને દુર્લભ છે, માટે અન્ય કોઇ રાજકુમારને પ્રિય કરી લે. ભાતના અભાવે શું જુવાર ન ખવાય ? ' ત્યારે શ્રીમતી બોલી–" જો કે લાયક પતિ તો મને મળતો જ નથી, તેમ છતાં મારૂં મન કોઈ રીતે અન્યને પતિ કરવા ઇચ્છતું નથી. શું એવું વાક્ય તારા સાંભળવામાં આવ્યું નથી ? કે—

" वरं शून्या शाला भवतु न पुनस्तस्करभृता " ।

શૂન્ય પડેલ શાળા સારી, પણ તે તસ્કરથી ભરેલ હોય તો સારી નહિ.

વળી દેવીએ મારો વિવાહ બારમે દિવસે બતાવેલ છે, તેમાં આજે દસ દિવસ પૂરા થયા અને હવે બે દિવસ બાકી છે. તેટલામાં મારો પ્રિયતમ વિવાહને માટે અવશ્ય આવશે. કારણ કે દેવતાની વાણી સત્ય જ નીવડે છે, અને મારું ડાબું લોચન ફરકે છે. વળી તારા કર-સ્પર્શથી મારું શરીર રોમાંચિત થાય છે. તારું મુખ જોતાં મારા લોચન બીજી વસ્તુની કામના કરતા નથી. તારા વાક્યામૃતથી સિંચન પામેલ મારું મન ઉલ્લાસ પામે છે. તેથી મને એમ લાગે છે કે સ્ત્રીરૂપે તું તે જ રાજકુમાર છે. એટલે જયદ્રથે કહ્યું કે—'તું તેને શું ઓળખે છે?' શ્રીમતી હસીને બોલી–'શું એ બાબતમાં પણ શંકા છે?' ત્યારે પોતાના મુખમાંથી ગોળી કહાડીને કુમાર સ્વભાવિક રૂપયુક્ત થઈ ગયો. તેને જોતાં લોચન વિકાસી વિસ્મય પામતી શ્રીમતી બોલી કે—' હે નાથ ! તમારા આગમનથી આજે મારું પુણ્યરૂપ વૃક્ષ ફળ્યું. તમારા નિમિત્તે મેં આટલો વખત પ્રાણોને ટકાવી રાખ્યા છે, માટે હવે યોગ્ય લાગે તેમ કરો. પણ તમે અહીં આવ્યા શી રીતે?' એટલે જયદ્રથ દેવીની આરાધનારૂપ કારણ બતાવીને તે શેઠના ઘરે ગયો. પછી બીજે દિવસે વૃત્તાંત જાણવામાં આવતાં, હિમાલયે જેમ શંકરને પાર્વતી પરણાવી, તેમ રાજાએ જયદ્રથને શ્રીમતી પરણાવી. ત્યાં કેટલાક દિવસ પ્રીતિપૂર્વક રહી, સસરાની અનુમતિ મેળવી અને શ્રીમતીને સાથે લઈ જયદ્રથકુમાર ગુટિકાના પ્રભાવથી આકાશ–માર્ગે પોતાના નગરમાં આવ્યો. અને શોકાતુર થયેલ પોતાના માતપિતાને તેણે પરમ પરિતોષ પમાડયો.

એ પ્રમાણે ધનરથ રાજાનો પુત્ર જયદ્રથ તે ભોગોપભોગવ્રતની દઢતાથી આ જન્મમાં પણ મનોવાંછિત વસ્તુ પામ્યો, તેમજ મનુષ્ય અને દેવ સંબંધી સુખ પામીને અનુક્રમે સમસ્ત કર્મનો ક્ષય કરીને તે મોક્ષ–લક્ષ્મીને પામશે."



## પ્રકરણ ૮ મું.

### ત્રીજા ગુણવ્રત અનર્થ દંડનો ત્યાગ કરનાર પુરૂષચંદ્રની કથા—

(અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે.)

" હે નરેંદ્ર ! દોષરૂપ ભુજંગના કરંડીયા સમાન અને અનર્થરૂપ વૃક્ષના વન સમાન એવા અનર્થદંડથી જે વિરામ પામવું તે ત્રીજું ગુણવ્રત કહેવાય. પોતાના શરીર, સ્વજન તથા ગૃહાદિક નિમિત્તે જંતુ–પીડારૂપ જે દંડ, તે અર્થદંડ ગણાય અને તે કરતાં જે વિપરીત તે અનર્થદંડ કહેવાય. કેવળી ભગવંતે પાપોપદેશ, અપધ્યાન, હિંસાપ્રદાન અને પ્રમાદ—એમ ચાર પ્રકારે અનર્થદંડ બતાવેલ છે. ખેતી, વેપાર, અશ્વ–વૃષણનો છેદ, ગોદમન–પ્રમુખનો પરને ઉપદેશ

કરવો તે પાપોપદેશ ગણાય. વરસાદ વરસો કે ન વરસો, શત્રુઓ નાશ પામો, હું રાજા થાઉં, અમુક જીતો અને અમુક પરાજીત થાઓ.—એમ ચિંતવવું, તે અપધ્યાન–દુર્ધ્યાન છે. હળ, મુશળ. ઉખળ, શકટ, અગ્નિ, તરવાર, ધનુષ્ય, બાણ, પરશુ–પ્રમુખ હિંસાના સાધનો બીજાને આપવાં, તે હિંસાપ્રદાન ગણાય. મદ્ય, વિષય, વિકથાદિકનું જે સેવન, તે પ્રમાદ પાંચ પ્રકારે છે. અથવા તો ઘૃત, દુધ, તેલ વિગેરેના ભાજન ઉઘાડાં મૂકવાં, તે પણ પ્રમાદ છે. પરને પીડા થાય તેવું અસંબદ્ધ ભાષણ કરવું, તે મૌખર્ય ( વાચાલપણું ) કે જે અનર્થ દંડના પ્રથમ અંગરૂપ છે માટે તજવા લાયક છે. મધુર શબ્દ બોલતાં મુખ સુગંધિ બને છે, કહ્યું છે કે —જે મૌખર્યનો ત્યાગ કરે છે, તેની આજ્ઞા દેવતાઓ માથે ઉઠાવે છે. અનર્થ દંડનો ત્યાગ કરવાથી ખંદ તે પુરૂષચંદ્ર રાજા થયો અને કંઇક મુખરતા કરવાથી રૂદ્રનો જીવ દુઃખ પામ્યો. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે.

## પુરૂષચંદ્રની કથા.



અંગ દેશના અલંકાર રૂપ **ચંપા** નામે નગરી છે કે જ્યાં બહુ વ્હાણવટી વણિકોએ લાવેલ રત્નોના લોભથી આવેલ સમુદ્ર, કિલ્લાથી પ્રવેશ ન પામતાં પરિખા ( ખાઇ ) ના મિષે શોભે છે. ત્યાં લોકોના લોચનને આનંદ પમાડનાર **કુરૂચંદ્ર** નામે રાજા હતો. જેના તરવારરૂપ જળે, રિપુ–રમણીઓના મુખરૂપ વનમાં શોભતી પત્ર-વલ્લી ( સુગંધિ પદાર્થથી કરેલ ચિત્રામણ ) નો નાશ કર્યો—એ આશ્ચર્ય જેવું છે. સમસ્ત અંતઃપુરના તિલક સમાન **વપ્રા** નામે તેની રાણી હતી, જેના શરીરની શોભા જોઇને જાણે મત્સર પામી હોય તેમ અપ્સરાઓ છુપાઇને રહે છે એ આશ્ચર્ય જેવી વાત છે. તેણે પૂર્ણ ચંદ્રમાના સ્વપ્નથી સૂચિત થયેલ પુત્રને જન્મ આપ્યો એટલે રાજાએ મોટી ઋદ્ધિથી તેનું વર્ધાપન કર્યું અને સ્વપ્નના અનુસારે તેનું **પુરૂષચંદ્ર** એવું નામ રાખ્યું. હવે પ્રતિદિન વૃદ્ધિ પામતાં ચંદ્રમાની જેમ લોકોને આનંદ પમાડનાર તે કુમાર બધી કળાઓમાં કુશળ થયો તથા ગીતકળામાં વિશેષ ઉત્કૃષ્ટતા પામ્યો, વળી મનોહર લાવણ્યથી પરિપૂર્ણ એવી યૌવનાવસ્થાથી તે અલંકૃત થયો.

એવામાં એકદા વસંતઋતુનો સમય આવ્યો, કે જ્યાં કામાગ્નિને જગાડનાર દક્ષિણ પવન પ્રસરવા લાગ્યો, કામિનીઓ કેસરને મૂકીને શરીરે ચંદનનો લેપ કરવા લાગી, કનકાભરણ સમાન માંજરયુક્ત આમ્રવૃક્ષો શોભવા લાગ્યાં અને વનવ્યાપ્ત કોકિલ–કલરવ તે માનિનીઓના માનને દૂર કરવા લાગ્યો. ત્યારે કુમાર, વિશેષ ઉજ્વળ વસ્ત્રાદિકથી શરીરે શોભાયમાન મિત્રોને લઇને **મનો-**

રમ્ય ઉદ્યાનમાં ગયો અને ત્યાં વિવિધ વિનોદથી તે ક્રીડા કરવા લાગ્યો. એવામાં વૃક્ષ–પુષ્પોને તજી દઇને ભમરાઓ, અતુલ સુગંધથી દિશાઓને સુવાસિત કરનાર કુમારના શ્વાસ–પરિમલને અનુસરવા લાગ્યા. પછી પુરૂષચંદ્ર કુમાર, કિન્નરના સ્વર સમાન સુંદર અવાજથી અન્ય અન્ય વર્ણના સમૂહયુક્ત એવું સંગીત ગાવા લાગ્યો. એટલે ગીત ગાતા કુમારને જોતાં લોકો લોચન વિકાસીને જાણે સર્વાંગે અમૃતરસથી સિંચાયા હોય તેમ પોતાને માનવા લાગ્યા. મનને હરણ કરનાર રૂપ યુક્ત કુમાર, મધુર સ્વરથી ગાયન કરતાં તે સુવર્ણ અને સુગંધની જેમ કોના મનને મોહ પમાડતો ન હતો ? ત્યાં ગુણરત્નના નિધાનરૂપ તેના અસાધારણ રૂપ અને સંગીતથી રમણીઓ વિશેષથી તન્મય થવા લાગી. ત્યારથી કુમાર જ્યાં જ્યાં સંચાર કરતો, ત્યાં ત્યાં તરૂણીઓ બધાં કાર્યોને પડતાં મૂકીને તેની પાછળ દોડવા લાગી. આ પ્રમાણે અણછાજતું જોઇને નાગર જનોએ રાજાને વિનંતી કરી કે—
" હે દેવ ! જો કે કુમાર તો નિર્દોષ છે, તથાપિ તેના ગુણોમાં મુગ્ધ બનેલ નાગર નારીઓ મર્યાદાથી વિપરીત વર્તે છે, માટે તમે એવો ઉપાય કરો કે કુમાર રાજ-ભવનમાંજ બેસી રહે. "

એમ સાંભળીને રાજાએ કુમારને કહ્યું—" હે વત્સ ! બહાર ભમતાં કલા–અભ્યાસ ન બને માટે તું ઘરે જ બેસી રહે. " એટલે કુમાર ઘરે રહેવા લાગ્યો. એવામાં કોઇવાર ક્યાંકથી પોતાનો નિગ્રહ સાંભળવામાં આવતાં કુમારે વિચાર કર્યો કે—' પાંજરામાં રહેલ સિંહની જેમ મારે અહીં કેટલો વખત બંધનમાં બેસી રહેવું ? ' એમ ધારી તરવાર હાથમાં લઇને તે નગરની બહાર ચાલી નીકળ્યો. અને ભમતાં ભમતાં તે **પારિવર્ત્ત** દેશમાં જઇ ચડ્યો. ત્યાં કોઇ ગામના દેવકુળમાં બેઠો. એવામાં આકાશ–લક્ષ્મીના મણિ–કુંડળ સમાન સૂર્ય અસ્ત થયો. એટલે ભમરાઓની પંક્તિ સમાન અંધકાર ચોતરફ પ્રસરી રહ્યો. ત્યાં નજીકમાં કનકપુંજ તુલ્ય જ્વલંત અગ્નિ, કુમારના જોવામાં આવી. ત્યારે કૌતુકથી તે ત્યાં ગયો અને ધાતુને ધમતાં ધાતુર્વાદિકોને તેણે જોયા. એટલે ' વસુધારા–ધનનો વરસાદ પડો ' એમ કુમાર બોલ્યો, ત્યારે તેમણે કુમારનું સ્વાગત કર્યું. ત્યાં કુમાર તેમની પાસે બેઠો. તેમણે કરેલ યોગ, કુમારના પ્રભાવથી વ્યંતરો અપહરી ન શક્યા. તેથી સુવર્ણસિદ્ધિ સિદ્ધ થઈ. આથી ધાતુર્વાદિકોએ વિચાર કર્યો કે—' આ સત્પુરૂષના પ્રભાવથી આજે લાંબા કાળે સુવર્ણસિદ્ધિ થઇ. ' એમ ધારી તેમણે સદ્ભાવ બતાવીને કુમારને કહ્યું કે—' આ સુવર્ણ તમે ગ્રહણ કરો. ' એટલે કુમારે તે સુવર્ણ પાછું તેમને જ આપી દીધું. કારણ કે ઉદાર જનોનો સ્વભાવ એવો જ હોય છે. કુમારની આવી ઉદારતાથી તેમણે તેને રાજપુત્ર સમજી લીધો. કર્પૂર આચ્છાદિત છતાં પરિમલથી શું તે ગુપ્ત રહે ? ' પછી તેમણે કુમારને વિનંતિ કરી કે—' અમને તમારી સેવા આપો. ' ત્યારે કુમારે તેમ કરવા તેમને હા કહી. આથી તે

કુમારની સેવા કરવા લાગ્યા. એવામાં કુમારે તેમને કહ્યું—' અત્યારે તમે શા માટે કલેશ વેઠો છો ? પુરૂષચંદ્રને રાજા થયેલ સાંભળો, ત્યારે તમે સત્વર ત્યાં આવજો.'

પછી કુમાર ત્યાંથી ચાલતાં અનુક્રમે **કાંપિલ્ય** નગરમાં આવ્યો. ત્યાં ન્યાયથી લોકોને રંજિત કરનાર **નરસિંહ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને દેવસુંદરી સમાન **સૌભાગ્યસુંદરી** નામે પુત્રી હતી. તે રૂપાદિ ગુણોથી અત્યંત શ્રેષ્ઠ હોવાથી પુરૂષમાં દૃષ્ટિ નાખતી ન હતી, તેથી લોકોમાં તે **પુરૂષ-દ્વેષિણી** એવા ઉપનામથી પ્રસિદ્ધિ પામી હતી. એક વખતે તે ગવાક્ષમાં બેઠી હતી. એવામાં કુમાર પરિભ્રમણ કરતો તેણીના જોવામાં આવ્યો. એટલે ' આ તો પ્રત્યક્ષ કામદેવ છે' એમ ધારીને રાજપુત્રીએ ભક્તિથી તેની અર્ચા કરવાને કમળની જેમ પોતાની દૃષ્ટિ તેના પર નાંખી. ત્યારે વિસ્મય પામતા કુમારે પણ તેણીને રૂપમાં રતિ સમાન જોઇ. એવામા પાસે રહેલ ધાવમાતાએ કુમારીનો ભાવ જાણી લીધો. એટલે ' આ કોણ છે અને કયાં રહે છે ? ' એમ જાણવાને માટે તેણે પોતાની પુત્રીને મોકલી. ત્યાં કુમાર પણ દેવકુળના ગવાક્ષમાં જઇને બેઠો અને તેણે નીચેનો શ્લોક ગવાક્ષપર લખવા માંડ્યો.

" अनीहमानोऽपि बला–द्देशज्ञोऽपि मानवः ।
स्वकर्मवातोत्पातेन, नीयते तत्र यत्फलम् " ॥ १ ॥

**અર્થ**—પોતે ન ઇચ્છતા છતાં અને દેશને ન જાણતાં છતાં મનુષ્યને પોતાના કર્મરૂપ વાયુનો વેગ તે જ્યાં ફળ ભોગવવાનું હોય, ત્યા બળાત્કારે લઈ જાય છે.

આ શ્લોકનો અર્ધભાગ હજી તેણે લખ્યો, તેવામાં તેના હાથમાંથી ખડી નીચે પડી ગઇ. તેથી હાથ પસારીને કુમારે કહ્યુ કે—' એ ખડી મને આપ. ' ત્યારે ચિત્રપુતળીએ તે ખડી તેના હાથમાં આપી. કારણ કે કુમારના પુણ્ય-પ્રભાવથી તે દેવતાથી અધિષ્ઠિત હતી એ બનાવ નજરે જોતાં આશ્ચર્ય પામીને તે ધાત્રીસુતાએ તે હકીકત પોતાની માતાને જઇને કહી. એટલે તેણે પણ રાજકન્યાને એ વાત સંભળાવીને પૂછયુ કે—' એ શુ ? ' ત્યારે તે બોલી કે—' એ રાજપુત્ર છે અને તેને અલ્પકાળમાં રાજ્યનો લાભ થવાનો છે. કારણ કે બીજામાં આવી સ્વાભાવિક સભ્યતા ન હોય. ' ધાત્રી બોલી—' જે તે એને સ્નેહપૂર્વક જોયો, તેમાં કંઇપણ સંશય જેવું નથી. કારણ કે હંસ વિના અન્યત્ર કયાંઇ હંસીનું મન રમતું નથી. ' એટલે રાજકન્યા બોલી—' તેણે શું લખ્યું છે ? ' ત્યારે ધાત્રીએ તપાસ કરીને તેને કહ્યુ જેથી રાજબાળા બોલી—' આવા લખાણથી એને અલ્પ કાળમાં કંઇ ફળ મળે તેમ છે. ' ધાત્રીએ જણાવ્યું—' એ તને પરણશે. બીજુ શું ફળ ? મને એમ લાગે છે. ' એમ સાંભળતાં રાજકન્યા સંતોષપૂર્વક લજ્જા પામી.

એવામાં સ્તંભને ઉખેડીને મદોન્મત્ત હાથી બહાર નીકળ્યો. અને મહાવતના અંકુશને ન ગણકારતાં તે ભાંગ તોડ કરવા લાગ્યો. તે કન્યાના અંતઃપુરના મકાનને તોડવા લાગ્યો. ત્યારે મનમાં વ્યાકુળ થતા રાજાએ કહ્યું કે—' એને જે પકડી શકે, તે પકડે. ' એમ સાંભળતાં કુમાર તે હસ્તી પાસે ગયો અને વિદ્યુત્ક્ષેપકરણથી તે રાજકુંજર પર આરૂઢ થયો. ત્યાં આસન બાંધી બરાબર મજબુત બેસી, અંકુશ લઇને તેણે હાથીને વશ કર્યો. એવામાં કોઈ બંદીએ તેને ઓળખીને ત્યાં કહ્યું કે—કુરૂચંદ્ર રાજાનો પુત્ર પુરૂષચંદ્ર જયવંત વર્ત્તે છે. ' ત્યારે રાજકન્યાએ વારંવાર તેને પ્રેમપૂર્વક જોયો, પછી રાજાએ સંતુષ્ટ થઇને કુમારનો ભારે સત્કાર કર્યો. અને પોતાની પુત્રીને તેણે જણાવ્યું કે—' હે પુત્રી ! આ કુમાર તને લાયક છે. ' એમ સાંભળતાં હર્ષથી મુખ વિકાસીને તેણે વિચાર કર્યો કે—' એક તો એ મારા મનને ઈષ્ટ હતો અને વળી પિતાએ પણ એજ બતાવ્યો. તેથી ભાવતું હતું અને વૈદ્યે બતાવ્યા જેવું થયું. ' ત્યારે રાજબાળાની પ્રસન્નતાના ચિન્હ જોવાથી રાજા સમજી ગયો કે—' મારૂં કથન એને માન્ય છે.' એમ ધારીને રાજાએ પુરૂષચંદ્રની સાથે સૌભાગ્યસુંદરીનો વિવાહ કર્યો. પછી હાથી, ઘોડા, રત્નાલંકાર અને કીંમતી વસ્રો આપીને રાજાએ કુમારનો સત્કાર કર્યો. એટલે કુમાર પોતાની રમણી સાથે ભોગ ભોગવતાં ત્યાં રહેવા લાગ્યો.

અહીં પિતાના જાણવામાં આવતાં તે કુમારને પોતાના નગરમાં લઈ ગયો. અને તેને રાજ્યનો માલીક બનાવ્યો તથા પોતે ગુરૂની પાસે દીક્ષા અંગીકાર કરી. એટલે રાજાઓથી નિરંતર સેવાતો પુરૂષચંદ્ર રાજા ન્યાયથી પોતાનું રાજ્ય ચલાવવા લાગ્યો, વળી તે માત્ર સત્ય વચનજ બોલતો, તેથી સત્યવાદીપણાની પ્રસિદ્ધિને પામ્યો.

એકદા કોઇ ભીમરાજા તે પુરૂષચંદ્રની વિરૂદ્ધ પડયો. જેથી ચતુરંગ સૈન્યથી શેષનાગના મસ્તકને દબાવતા પુરૂષચંદ્રે તેના પર ચડાઇ કરી અને ભીમના નગર પાસે તે પહોંચ્યો. એટલે યંત્રાદિકથી દુર્ગની સામગ્રી કરીને ભીમ પણ નગર થકી બહાર આવ્યો. અહીં પુરૂષચંદ્રે નગરને ચોતરફ ઘેરી લીધું. જાણે બીજો કિલ્લો હોય, તેમ હાથીઓને ઉભા રાખીને તેણે નિરોધ કર્યો. એવામાં બહાર પડી રહેતાં પુરૂષચંદ્રના કટકનું પાણી ખુટયું. તેમાં આશ્ચર્ય જેવું કંઇ નથી. કારણ કે તે એટલું બધું મોટું હતું કે સાગરને સોસાવવાને પણ સમર્થ હતું. તેથી સૈન્ય વિષાદ પામ્યું અને જળના અભાવે ત્યાં રહેવાને અસમર્થ થયું. એ હકીકતથી ભીમ હર્ષ પામ્યો કે—' હવે શત્રુ-સૈન્ય પોતાની મેળે ચાલ્યું જશે. ' ત્યારે પ્રધાનોએ રાજાને વિનંતી કરી કે—' હે દેવ ! જળના અભાવે અહીં રહી શકાય તેમ નથી. માટે હવે અહીંથી નીકળી જવું યોગ્ય છે.' એટલે પુરૂષચંદ્ર બોલ્યો—

'તમે ખેદ ન કરો. હમણાંજ વૃષ્ટિ થશે.' એવામાં તેજ વખતે આકાશમાં રૂના પુમડા જેટલું વાદળું પ્રગટ થયું અને સજ્જનના સ્નેહની જેમ તે ચોતરફ વિસ્તાર પામ્યું. ત્યારે સમરાંગણમાં સુભટ જેમ તરવારને ઉછાળે, તેમ મેઘ વિદ્યુલ્લેખાને પ્રકાશવા લાગ્યો, તેમજ મદોન્મત્ત હાથીની જેમ ગર્જના કરવા લાગ્યો તેમજ સત્પુરૂષ જેમ ધન-દાન વરસાવે, તેમ મેઘ ચોતરફ જળ વરસાવવા લાગ્યો અને સૈન્યજનના મનોરથોની જેમ જળપ્રવાહથી બધા સરોવરોને સંપૂર્ણ ભરી દઇને તે વિરામ પામ્યો. એ વ્યતિકર ભીમના જાણવામાં આવતાં. 'પુરૂષચંદ્ર અમોઘ-વચની છે.' એમ સમજીને તે ભય પામ્યો. એટલે કંબળ ધારણ કરી, કંઠે કુહાડો લઈ, કીંમતી ભેટણું અર્પણ કરીને તે પુરૂષચંદ્રને તાબે થયો. પછી પુરૂષચંદ્ર પોતાની રાજધાનીમાં આવ્યો.

હવે સૌભાગ્યસુંદરી રાણીના ઉદરથી ઉત્પન્ન થયેલ અને દેવકુમાર સમાન સમસ્ત લોકોના લોચનને આનંદ પમાડનાર એવો સેન નામે કુમાર છે. તેણે કળાઅભ્યાસમાં વિશેષ પરિશ્રમ કરેલ, તેથી 'સમસ્ત શાસ્ત્રનો પારગામી' એવી તે પ્રસિદ્ધિ પામ્યો. વળી તે ઘણાજનોના તમામ પ્રકારના સંશય છેદવા લાગ્યો.

કોઈવાર ભરત-રહસ્યના વ્યાખ્યાન વિષયમાં બે સંગીતકારોનો વિવાદ થયો, તેનો નિર્ણય કરવામાં સેનકુમારને તેમણે પ્રમાણભૂત રાખ્યો, પછી તે બંને ગાયકો તેની પાસે આવ્યા, તેમજ બીજા પણ ઘણા વિદગ્ધ લોકો ત્યાં એકઠા થયા. એટલે બંને સંગીતકારોએ પોતપોતાના પક્ષને સ્થાપીને કુમારને કહ્યું કે—'હે કુમાર! તમે સર્વ શાસ્ત્રના પરમાર્થને સારી રીતે જાણો છો, તેથી અમારા સંદેહને દૂર કરો.' ત્યારે કુમાર તેમના નિર્ણયને જેટલામાં કહેવા લાગ્યો, તેવામાં કર્મના દોષથી ક્ષુદ્ર દેવતાએ તેની વચન શક્તિ અપહરી લીધી, તેથી તે કંઇપણ બોલી શકયો નહિ. આથી 'હા! આ શું થયું?' એમ બોલતા બધા લોકો વિષાદ પામ્યા. એટલે રાજાએ અનેક પ્રકારની મંત્ર તંત્રાદિક ક્રિયા કરાવી, પણ કુસ્વામીની સેવાની જેમ તે બધી નિષ્ફળ ગઇ. જેથી રાજા વિલાપ કરવા લાગ્યો કે—'હા કુમાર! સમસ્ત કળા-કલાપની કુશળતાથી વિભૂષિત હે વત્સ! દૈવયોગે તું આ મુંગાપણાના સંકટને કેમ પામ્યો? જેના વચનની મધુરતા આગળ અમૃતપણ ગમતું ન હતું, તારા મુખથી નીકળતું તે વચન હવે અમને દુર્લભ થઇ પડયું. તારા અસ્ખલિત વચન-વિસ્તારથી જગતમાં જે તું વિજય-યશને પામ્યો, તે શ્રવણને સુખ આપનાર તારૂં વચન હવે અમે કયારે સાંભળીશું?'

એ પ્રમાણે મૂકપણામાં કુમારનો કેટલોક કાળ વ્યતીત થયો, એવામાં કામરૂપ હસ્તીને હણવામાં સિંહ સમાન એવા વિજયસિંહ નામે આચાર્ય ત્યાં પધાર્યા. તે અવધિજ્ઞાનથી લોકોના વિવિધ પ્રકારના સંદેહને દૂર કરતા હતા, એટલે રાજા કુમારને લઇને તેમને વંદન કરવા આવ્યો. ત્યાં ગુરૂને વંદન કરીને

ભૂપતિ ઉચિત સ્થાને બેઠો. ત્યારે મુનિરાજે ધર્મદેશના આપતાં જણાવ્યું કે—' હે ભવ્યાત્માઓ! ધર્મક્રિયા એ દુસ્તર ભવસાગરથી પાર ઉતરવાને નૌકા સમાન છે.' પછી સમયપર રાજાએ પૂછ્યું કે—' હે ભગવન્! પૂર્વ ભવમાં **સેનકુમારે** શું પાપ કર્યું છે કે જેથી એ મૂકપણું પામ્યો?' ત્યારે ગુરૂ મહારાજ કહેવા લાગ્યા કે—" હે રાજન્! સાંભળ—

' અહીંજ **કુમાર** ગામમાં અન્યોઅન્ય સ્નેહયુક્ત **ખંદ** અને **રૂદ્ર** નામના બે મિત્રો હતા. એક દિવસે તે બંને સાધુના ઉપાશ્રયે ગયા. ત્યાં તેમણે અનર્થદંડનું સ્વરૂપ સાંભળ્યું. એટલે સમ્યક્ત્વપૂર્વક તેમણે અનર્થદંડથી વિરામ પામવાનું વ્રત લીધું. તે બરાબર પાલતાં **ખંદ** પ્રાંતે મરણ પામીને સ્વર્ગે ગયો. હવે દ્રવ્ય વિષયમાં બે પુરૂષોનો વિવાદ થયો તેમાં એક પુરૂષ ઉત્તર આપી શકયો અને બીજો ઉત્તર ન આપી શકયો, ત્યારે તેને ઉદ્દેશીને રૂદ્રે પોતાના મૌખર્યથી કહ્યું કે—' એ બિચારો મુંગો શું ઉત્તર આપી શકે?' એમ અસંબદ્ધ વચન બોલીને તેણે મૂકત્વ જનક કર્મ બાંધ્યુ. પછી તે પણ મરણ પામીને સ્વર્ગે ગયો હે રાજેંદ્ર! ત્યાંથી ચવીને **ખદ**નો જીવ તે તું રાજા થયો. અનર્થદંડનો જે તેં ત્યાગ કર્યો; તેથી આવી સમૃદ્ધિ પામ્યો અને રૂદ્રનો જીવ ત્યાંથી ચવીને **સેનકુમાર** થયો. એ પણ અનર્થદંડના વિરામથી ઋદ્ધિ પામ્યો, પરંતુ પૂર્વભવે એણે જે કંઇ મૌખર્ય આચર્યું, તેથી દેવતાએ એની વચન–શક્તિનો અપહાર કર્યો છે."

એવામાં ગુરૂ મહારાજના તપ–પ્રભાવથી શકિત હીન બનેલ વ્યંતરી રાડો પાડતી, કુમારને મૂકીને ભાગી ગઇ. પૂર્વોકત પોતાનું ચરિત્ર સાંભળતાં જાતિસ્મરણ જ્ઞાન થવાથી તે બંને, ગુરૂને નમીને કહેવા લાગ્યા કે—' હે મુનિનાથ! તમે જે બોલ્યા તે બધું સત્ય છે. અલ્પ દુશ્ચરિત્ર પણ પરિણામે ભારે ભયંકર નીવડે છે–એમ અમારા જાણવામાં આવ્યું. માટે રાજ્યની સુવ્યવસ્થા કરીને અમે ચારિત્ર આદરીશું.' ત્યારે ગુરૂ બોલ્યા—' મનુષ્યપણું દુર્લભ છે, જીવિત ચપળ છે, વિષયો તે વિષ સમાન વિષમ છે અને ધર્મ વિના દુર્ગતિ–ગમન અટકતું નથી એમ સમજીને વિચક્ષણ જનોએ ક્ષણમાત્ર પણ પ્રમાદ કરવો યોગ્ય નથી.

પછી તે બને, આચાર્ય મહારાજને વંદન કરીને પોતાના ઘરે આવ્યા. ત્યાં રાજાએ કુમારને કહ્યું કે—" હે વત્સ! તું રાજ્ય કર અને હું સંયમ આદરૂં." ત્યારે કુમાર બોલ્યો—' હવે હું રાજ્ય કરનાર નથી. કારણ કે પાપનું ફળ મેં સાક્ષાત્ અનુભવી લીધું' આથી ભાણેજને રાજ્ય આપીને રાજા તથા કુમાર બંનેએ દીક્ષા ધારણ કરી અને તીવ્ર તપ તપી, પ્રાંતે મરણ પામીને તે સ્વર્ગે અને અનુક્રમે મોક્ષે ગયા."

# પ્રકરણ ૯ મું

## પ્રથમ શિક્ષાવ્રત--સામાયિક ઉપર સાગરચંદ્રની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે કે— )

"હે નરાધિપ ! આસક્તિ અને દુષ્ટતા રહિત સાધુની જેમ સાવદ્ય યોગને જે પરિહાર કરવો અને સમભાવે રહેવું–તે પ્રથમ શિક્ષાવ્રત કહેવાય છે. રાગ દ્વેષ-રહિતપણે સામાયિક આદરીને જે ખંડિત ન કરે, તે શ્રાવક પણ **સાગરચંદ્રની** જેમ પરલોકને સાધે છે. તે વૃત્તાંત આ પ્રમાણે છે—

### સાગરચંદ્રની કથા.



આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં સ્વર્ગ સમાન **સોરઠ** દેશ છે કે જ્યાં પુરૂષો દેવો સમાન અને રમણીઓ અપ્સરાઓ સમાન શોભે છે. ત્યાં નવ યોજન પહોળી અને બાર યોજન લાંબી એવી **દ્વારિકા** નામે નગરી છે કે જે કેવળ કનકમય હોવાથી મેરૂપર્વતની જાણે બ્હેન હોય તેવી શોભે છે. ત્યાં વસુધામાં એક વીર, સોળ હજાર રાજાઓથી સેવાતો અને ભરતાર્ધનું સામ્રાજ્ય ભોગવનાર એવો નવમો વાસુદેવ **કૃષ્ણ** નામે રાજા હતો. પ્રબળ બાહુબળ યુક્ત એવો **બળદેવ** નામે તેનો જ્યેષ્ઠ બંધુ હતો. તેનો **નિષધ** નામે પુત્ર કે જે બધા કાર્યોમાં અશઠ ( નિષ્કપટ ) હતો. પોતાના કુળરૂપ આકાશના અલંકારભૂત અને ચંદ્રની જેમ લોકોના લોચનને આનંદ પમાડનાર એવો **સાગરચંદ્ર** નામે તેને પુત્ર થયો. સમસ્ત કળાઓનો અભ્યાસ કરતાં તે અનુક્રમે તરૂણાવસ્થા પામ્યો. જેને રૂપમાં સર્વોત્કૃષ્ટ જોઇને દેવતાઓએ પોતાના રૂપનો મદ તજી દીધો. મયૂરોને મેઘ, કમળોને સૂર્ય અને કુમુદોને ચંદ્રમાની જેમ **તે સાગરચંદ્ર શાંબ** પ્રમુખ સર્વ કુમારોને અત્યંત વલ્લભ થઇ પડયો.

હવે ત્યાં હાથી, ઘોડા, રથ, સુભટોના મોટા પરિવાર યુક્ત અને અતુલ પરાક્રમરૂપ ધનસહિત એવો ધનસેન નામે એક માંડલિક રાજા રહેતો હતો. નૂતન કમળના ગર્ભ સમાન ગૌરવર્ણવાળી, કમળ સદૃશ મુખવાળી, કમળ સમાન રક્ત હસ્ત–ચરણવાળી તથા કમળા ( લક્ષ્મી ) સમાન કમલાક્ષી એવી કમલામેલા નામે તે માંડલિકની કન્યા હતી તે યૌવનવય પામી ત્યારે તેના પિતાએ મોટી ઋદ્ધિથી ઉગ્રસેન રાજાના પુત્ર નભસેનને આપવા નકી કર્યું. એ અરસામાં વીણા અક્ષ-માળ, કમંડળ, પાદુકા અને છત્રને ધારણ કરનાર નારદઋષિ આકાશમાર્ગે નભસે-નના ઘરે આવ્યો પરંતુ કન્યાના લાભથી જાણે ત્રણ લોકનું સ્વામિત્વ પામ્યો હોય,

રતાં શાંબ વિચારવા લાગ્યો કે—" અહો! મદથી મસ્ત થયેલ મેં આ દુષ્કર કામ માથે લીધું માટે હવે એ કામનો નિર્વાહ કેમ કરવો ? કારણ કે ઉતાવળથી કરવામાં આવેલ કામ, સંતાપ ઉપજાવે છે. અથવા તો સુગમ કે દુર્ગમ રીતે પણ એ કામ તો મારે અવશ્ય કરવુંજ. કારણ કે બોલેલ વચન પાળવું એ જ પુરૂષનું ભૂષણ છે.' એમ ધારીને શાંબ કુમારે ગુપ્તપુરૂષો પાસે, ઉદ્યાનથી કમલામેલાના આવાસ સુધી એક સુરંગ સત્વર તૈયાર કરાવી. એ ગુપ્ત વાત તેણે નારદને કહી અને તેણે તે બાળાને કહી સંભળાવી. પછી કુમારોએ પ્રદ્યુમ્ન કુમાર પાસે પ્રજ્ઞપ્તિ વિદ્યા માગી અને તેના યોગે તેમણે પોતાનું વિદ્યાધરનું રૂપ બનાવ્યું. હવે નભસેનના વિવાહના દિવસે સુરંગમાર્ગે કમલામેલાને ઉદ્યાનમાં લઇ જઇને તેમણે સાગરચંદ્ર કુમારની સાથે તેને પરણાવી અને પોતે બધા સંતુષ્ટ થઈને ત્યાં બેસી રહ્યા.

અહીં પોતાના ભવનમાં કમલામેલાને ન જોવાથી સ્વજનોએ તેની તપાસ કરતાં મહાસુરકેલીએ તેને ઉદ્યાનમાં ક્રીડા કરતી જોઇ, અને શાંબ વિગેરે કુમારોને વિદ્યાધરના રૂપમાં દીઠા. એટલે આ બાળાને વિદ્યાધરો અપહરી લાવ્યા છે. એમ ધારીને ધનસેન, ઉગ્રસેન વિગેરે બધા ચતુરંગ સૈન્યથી સજ્જ થઇને યુદ્ધ કરવા તૈયાર થયા તેમને શાંબ વિગેરે કુમારોએ જીતી લીધા. એ વૃત્તાંત જાણવામાં આવતાં 'કન્યાને હરી જનાર ખેચરોનો નિગ્રહ કરૂં.' એમ બોલતો જનાર્દન ( કૃષ્ણ ) પોતે સૈન્યસહિત બહાર નીકળ્યો એટલે શાંબ કુમારે પોતાનું રૂપ પ્રગટ કરી પગે પડીને કન્યાના લગ્નનો વૃત્તાંત નારાયણને કહી સંભળાવ્યો. જેથી કૃષ્ણે તે કન્યા સાગરચંદ્રનેજ આપી. તેમજ ધનસેન અને ઉગ્રસેનને ખમાવતાં તે શાંત થયા. એમ વિલક્ષ થયેલ નભસેન, ખમાવતાં પણ સંતુષ્ટ ન થયો. કારણ કે ગૃહિણીના પરાભવથી કોણ કોપાયમાન ન થાય ? પછી સાગરચંદ્રનું કંઇ પણ વિપરીત કરવાને અસમર્થ એવો નભસેન મનમાં ક્રોધ લાવી તેના છિદ્રો જોતો દિવસો ગાળવા લાગ્યો.

એવામાં અઢાર હજાર મુનિઓથી પરિવરેલા અને નવ કનક-કમલોપર ચરણ ધરીને ચાલનાર એવા શ્રી અરિષ્ટનેમિભગવાન ત્યાં સમોસર્યા. તેમને વંદન કરવાને સાગરચંદ્ર હાથીપર આરૂઢ થઇને ગયો અને પ્રભુને નમીને ઉચિત સ્થાને બેસી તે ધર્મકથા સાંભળવા લાગ્યો—

" દુર્લભ એવા મનુષ્ય જન્મને પામી જીવિતને અસ્થિર સમજીને દેવ, મનુષ્ય અને મોક્ષ સંબંધી સુખ આપનાર એવા જિનધર્મમાં ભવ્યાત્માઓએ સદા તત્પર રહેવું જોઇએ." એમ સાંભળતાં સાગરચંદ્રે જો કે પૂર્વે બાર શ્રાવકધર્મ સ્વીકાર્યો હતો છતાં એ દેશનાથી તે વધારે ધર્મ સાધવા :C પછી ચતુર્દશીની રાત્રે બહાર મસાણમાં તે સામાયિક વ્રત લઇને કાયોત્સર્ગે રહ્યા.

તેને જોતાં નભસેને વિચાર કર્યો કે—' આ શત્રુનો નાશ કરીને આજે લાંબાકાળે હું મારૂં સમીહિત સાધું.' એમ ધારી રોષ લાવી સાગરચંદ્રના શિરે તેણે ઘડાનો કાંઠો રાખી તેમાં બળતા અંગારા ભર્યા અને પોતાના આત્માને પાપથી ભર્યો. તેથી તેના શરીરે પ્રાણાંત વેદના થવા લાગી, તથાપિ મનને નિશ્ચળ રાખીને તે ચિંતવવા લાગ્યો કે—

" હે જીવ ! ખેદ ન કર અને દીનતાનો દૂરથી પરિહાર કર. કારણ કે આ તો પૂર્વે રોપેલ પાપરૂપ વૃક્ષનું ફળ છે. જીવ પોતે કર્મ કરે છે અને તેનું ફળ પણ પોતેજ ભોગવે છે તો વિવેકી જને બીજાપર રોષ લાવવો તે શું યોગ્ય છે ? હે જીવ ! તેં પૂર્વે જે કાંઇ અશુભ કર્મ ઉપાર્જન કર્યું છે; તે આ નભસેન પોતાના બંધને ન ગણતાં, તારા અશુભને ખપાવે છે. માટે એ ઉપકારી હોવાથી તારે એના-પર પ્રસન્ન રહેવું જોઇએ. જો એનાપર રોષ લાવીશ, તો કૃતઘ્ન–શિરોમણિ બનીશ." આવી તત્વ–ભાવના ભાવતાં પોતે વેદનાથી વ્યાકુળ છતાં સમભાવમાં અચળ રહી, **સાગરચંદ્ર** શરીરનો ત્યાગ કરીને સ્વર્ગે ગયો. ત્યાં દેવાંગનાઓ સાથે આનંદ કરતાં સુખ–સાગરમાં લીન થઇને તે કાળ નિર્ગમન કરવા લાગ્યો.



# પ્રકરણ ૧૦ મું.

---

## બીજા શિક્ષાવ્રત દેશાવકાશિક ઉપર પવનંજયની કથા.

( અહીં શ્રીહેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે કે— )

" હે રાજેંદ્ર ! પૂર્વે ગ્રહણ કરેલ સમસ્ત વ્રતોનો પ્રતિદિવસે જે સંક્ષેપ કરવો, તે દેશાવકાશિક નામે બીજું શિક્ષાવ્રત છે. જીવ મહાપ્રમાદિ હોય છે અને પ્રમાદનો ત્યાગ કરવાથી ધર્મ સધાય છે. માટે પ્રતિદિવસે સંક્ષેપનો પણ સંક્ષેપ કરવો. જેમ સ્વચ્છંદે ચાલનારા બાળકો અનર્થમાં પડે છે, તેમ પોતાના વ્યાપારને નિયંત્રિત ન કરવાથી જીવો નરકમાં પડે છે, તેથી દુઃખ–પરંપરારૂપ વિષમ વિષના પસારાને અટકાવવા માટે રક્ષા–મંત્ર સમાન એ શિક્ષાવ્રત બતાવેલ છે. બીજાના દાક્ષિણ્યથી પણ ઔષધની જેમ જે મનુષ્ય એ વ્રતને આચરે છે, તે **પવનંજયની** માફક આ લોકમાં પણ કલ્યાણને પામે છે—

## પવનંજયની કથા.



આ જ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં વરાડ દેશના વિભૂષણ રૂપ અને સમસ્ત લોકોને આનંદ પમાડનાર એવું નંદિપુર નામે શ્રેષ્ઠ નગર છે. ત્યાં રિપુ-મદને તોડવામાં દક્ષ એવો વિજયસેન નામે રાજા હતો કે જેનું ભવન સમદ હસ્તિઓ સહિત હતું, પણ જેનું મન સમદ અભિમાનવાળું નહોતું. વળી ત્યાં જિનધર્મમાં નિશ્ચલ લોકોને સદા માનનીય તથા કુબેરની જેમ અગણિત ધનયુક્ત એવો ધનંજય નામે શેઠ હતો. સમસ્ત ગૃહ કાર્યોમાં સાવધાન અને લજ્જાશીલ એવી સજ્જની નામે તેની ભાર્યા હતી, તેમજ દેવ-ગુરૂની ભકિતમાં તત્પર એવો પવનંજય નામે તેમનો પુત્ર હતો. તે શેઠની ગૃહ-દાસીનો શેખરક નામે પુત્ર કે જે રૂપ વિગેરે બધા ગુણોમાં સમાન હોવાથી પવનંજયનો મિત્ર અને નિરંતર બધા કામમાં સહાય કરનાર હતો. પોતપોતાના કાર્યમાં તત્પર રહેતા તે સર્વે દિવસો નિર્ગમન કરતા હતા.

હવે એક વખતે રાજસભામાં બેઠેલ વિજયસેન રાજાને, સત્યવાદી અને સદ્જ્ઞાની કોઈ નિમિત્તીયાએ જણાવ્યું કે—' હે સ્વામિન્ ! અત્યારે કેટલાક દુર્નિમિત્ત થવા લાગ્યા છે, તેથી લોકોને ખાંસી, શ્વાસ વિગેરે રોગોની મહાપીડા થવાની છે. હે દેવ ! એમ મને લાગે છે. ' ત્યારે રાજાએ કહ્યું—' એ પીડા કેટલા દિવસ ચાલશે ? ' એટલે નૈમિત્તિક બોલ્યો—' મદન-ત્રયોદશી સુધી થશે. તે પછી નહિ. ' એમ સાંભળતાં રાજાને ચિંતા થઇ કે—' હવે શું કરવું ? મદનત્રયોદશી તો હજી દૂર છે. તેથી અનેક લોકોનો ક્ષય થશે. ' એમ રાજા અત્યંત ખેદ પામ્યો. ત્યાં કરૂણા લાવતાં રાજાએ પોતાના જયસુંદર મંત્રીને કહ્યું કે—' કોઇ ઉપાય શોધી કહાડો, કે જેથી લોકોને બાધા ન થાય. ' એટલે અમાત્ય બોલ્યો કે—' હે દેવ ! આ પખવાડીયાની ત્રયોદશીના દિવસે નગરમાં મદનત્રયોદશીનો મહોત્સવ કરાવો. જેથી દુર્નિમિત્તની હદ આવી જવાથી લોકોને શાંતિ થાય ' રાજાએ જણાવ્યું—' હે મંત્રિન્ ! તમે એ યુક્ત કહ્યું. ' પછી અકાળે પણ રાજાએ મદન-ત્રયોદશીનો મહોત્સવ નગરમાં જાહેર કર્યો. જેથી મહાઋદ્ધિપૂર્વક મકરધ્વજની યાત્રા શરૂ થઇ. એટલે ગાનારી અને નાચનારી તરૂણીઓ સુંદર ગાન અને નૃત્ય કરવા લાગી. તેમજ પોતાના રૂપથી ગર્વિષ્ઠ થયેલ તે ઉદ્યાનમાં જવા લાગી. વળી નાગર જુવાનો રથ, હસ્તી, અશ્વ, શિબિકા વિગેરે વાહનપર આરૂઢ થઇ અને રત્નાલંકાર તેમજ કીંમતિ વસ્ત્રોથી વિભૂષિત થઇને તે બહાર નીકળ્યા. આ વખતે ધનંજય શેઠનો પુત્ર પવનંજય રથમાં બેસીને પોતાના નોકરો સાથે મહોત્સવ જોવાને ચાલ્યો. નગરના દ્વાર પાસે આવતાં, દત્તશ્રેષ્ઠીના સાગર નામના

પુત્રના સામે આવતા રથની સાથે પ્રતિસ્ખલિત થતાં તેનો રથ અટકી પડ્યો. ત્યારે પવનંજયે કહ્યું—'અરે ! રથનો માર્ગ રોકીને એ કોણ ઉભો છે ? પોતાના રથને કેમ પાછો વાળીને જતો નથી ?' એટલે સાગર બોલ્યો—'અરે ! હું પોતાના રથને પાછો વાળીને શું જવાનો છું ? તું જઇ શકે તેમ એક બાજુપર રથ કેમ લેતો નથી. હે ભદ્ર ! કોઈ દાનાદિક ગુણથી તું પોતાને મારા કરતાં શું અધિક માને છે કે જેથી આમ અભિમાનમાં આવીને બોલે છે ?' એમ પરસ્પર કોપથી વાદ કરતા તેમને લોકોએ એકત્ર થઇને ન્યાયનો માર્ગ બતાવ્યો, પણ તે બંને સમજ્યા નહિ, તેથી લોકો ચાલ્યા ગયા. પોતાના કુળ, રૂપ, કળા, યૌવન, ધન, રાજસન્માન, દાન અને નીતિ–પ્રમુખ કારણોને લઇને પરવશ બનેલા તે બંનેએ કોઈની શિખામણ સ્વીકારી નહિ. વળી દ્વારપર ઉભા રહેલ બંને રથથી, લોકોને જવા આવવાનો માર્ગ અટકી પડ્યો. એ વૃત્તાંત સાંભળવામાં આવતાં તેમના જનકોએ આવીને સમજાવ્યું કે—'અરે! આ કદાગ્રહને કેમ મૂકતા નથી ? એક સ્થાને વસતા ઉપકારી સ્વજનોનું અન્યોન્ય યુદ્ધ થાય–તે અનુચિત છે, તમે રથ પાછો વાળીને જો પોતપોતાના ઘરે ચાલ્યા જાઓ, તો તેથી શું ધનક્ષય, દુઃખ કે કુળને કલંક આવે તેમ છે ? વળી વગર વિચાર્યે કામમાં કૂદી પડનારા એવા ક્ષત્રિયોને આવું અભિમાન કરવું પાલવે, પણ દીર્ઘદર્શી વણિકોને એ ઉચિત નથી. ' એમ અનેક પ્રકારે સમજાવ્યા છતાં, તેમણે પોતાનો કદાગ્રહ કોઈ રીતે મૂક્યો નહિ. તેથી તેમને અવિનીત સમજીને બંનેના પિતા ઘરે ચાલ્યા ગયા.

એવામાં એ વૃત્તાંત રાજાના જાણવામાં આવતાં તેણે પોતાના પ્રધાન પુરૂષોને મોકલ્યા. એટલે કદાગ્રહથી ઘેલા બનેલા શ્રેષ્ઠિ–પુત્રોને જોઇને તેમણે સમજાવ્યું કે—" અરે ! પૂર્વ પુરૂષોએ વધારેલ ધનથી અંધ બનેલા તમે આટલો બધો મદ કેમ લાવો છો ? કે ન્યાય માર્ગની વાત સાંભળતા નથી અને વડીલોની શિખામણ તરછોડી કહાડો છો. જો તમારે પોતપોતાનો ઉત્કર્ષ બતાવવો હોય, તો અહીંથીજ બહાર દેશાંતરે જઈ બાહુ–બળથી ધન પેદા કરો. તમારામાં જે બહુ ધન ઉપાર્જન કરી એક વરસમાં અહીં આવશે અને અનિવારિત દાનથી અર્થી જનોને આનંદ પમાડશે, તેજ બીજાના રથને પાછો વાળીને પોતાના અસ્ખલિત રથથી ભલે નીકળે. " આ શરતનો સ્વીકાર કરી એ ક્રમથી તે બંને ઘરથી નીકળી ધન કમાવવાને દેશાંતરે ચાલી નીકળ્યા. એટલે મનમાં સંતુષ્ટ થતો પવનંજય દક્ષિણ દિશા ભણી ચાલ્યો અને પૂર્વકૃત સુકૃતના યોગે તે પુંડરીક તીર્થમાં પહોંચ્યો. ત્યાં શત્રુઓને પાછા હઠાવનાર એવો પુંડરીકાક્ષ નામે શ્રેષ્ઠ યક્ષ હતો. અન્ય દેવો તરફ દૃષ્ટિ પણ ન કરતાં પવનંજય એક જિનેશ્વરનેજ નમ્યો. તથાપિ કુતૂહલને લીધે તે યક્ષ મંદિરને જોવા લાગ્યો.

કહ્યું—'હે તાત ! તમે આમ આકુળ કેમ થાઓ છો ? વિશિષ્ટ વૈદ્યોએ બતાવેલ ઔષધિઓથી તમારા રોગનું હું સત્વર નિવારણ કરીશ.'-આથી લક્ષ્મીધર સાર્થવાહ બોલ્યો 'હે વત્સ ! હવે તો ધર્મ છે એજ મારે ઔષધ છે. કારણકે તૂટતા જીવિતને ઇંદ્ર પોતે પણ સાંધી શકતો નથી.' પછી સમયપર પોતાના કુળને ઉચિત કર્ત્તવ્ય કરતાં તે મરણ પામ્યો એટલે શોકાકુળ થયેલ પવનંજયે તેની પાછળ પારલૌકિક કૃત્ય કર્યું. રૂદન કરતી મનોરમાને તેણે મહામહેનતે શાંત કરી અને તે બંને કેટલાક દિવસ ત્યાંજ રહ્યા, પછી મનોરમાને પોતાનો પૂર્વ વૃત્તાંત જણાવી, ઉચિત કરિયાણાં લઇને પવનંજય પોતાના દેશ તરફ ચાલ્યો. માર્ગમાં નગર આવતાં તેણે વેપાર કરવાથી બે કોટિ સુવર્ણ પેદા કર્યું. હવે અનુક્રમે પોતાના નગરે આવતા સ્વજનોને આનંદ પમાડીને તેણે અંદર પ્રવેશ કર્યો. ત્યાં વિસ્તારથી અગણિત અને અનિવારિત દાન આપતાં તેણે દીન જનોને આનંદિત કર્યા અને તેથી રાજા વિગેરે લોકોને તે શ્લાઘનીય થઈ પડયો.

તેવામાં સાગર ઉત્તર દિશા ભણી ગયેલ; પણ ધન વિના ધન કમાવી ન શકાય, તથાપિ મહા કષ્ટે તેણે પાંચ હજાર સોનામ્હોર પેદા કરી. એવામાં મદન ત્રયોદશી નજીક હોવાથી કોઈ સથવારા સાથે તે ચાલ્યો અને પોતાના નગરની પાસેના ગામમાં આવ્યો. ત્યાં રાત્રે નિદ્રા લેતાં સાગરનું સર્વસ્વ લઇને સાથે આવનારા લોકો કયાંઇ પલાયન કરી ગયા. પ્રભાતે જાગ્રત થતાં સાગર—'હા ! સહાયકો મને લુંટી ગયા ' એમ બોલતો તે મનમાં બહુજ ખેદ પામ્યો, પછી તેણે વિચાર કર્યો કે—' પવનંજય પણ એમજ આવ્યો હશે. ' એમ ધારી રાત્રે પણ લજ્જા પામતો તે પોતાના ઘરે આવ્યો. ત્યાં વૃત્તાંત જાણવામાં આવતાં જનક વિગેરે તેને કહેવા લાગ્યા કે—' ઉતાવળથી કરેલ કામનું પરિણામ આવું હોય. ' પછી સાગરે નગરના દ્વાર આગળથી પોતાનો રથ પાછો મંગાવી લીધો. જેથી લોકો તેની હાંસી કરવા લાગ્યા. એટલે પિતાએ—' વત્સ ! ચડતી પડતી તો મોટાઓને માથે આવ્યા કરે.' એમ સમજાવીને તેને શાંત કર્યો. અહીં પવનંજયના સર્વત્ર ગુણ—ગાન થવા લાગ્યા. અસ્ખલિત રથથી તે મદન—મહોચ્છવમાં ફરવા લાગ્યો. એમ સુખ પૂર્વક તે કાળ વ્યતીત કરવા લાગ્યો. તેને જોતાં ભારે ઇર્ષ્યા અને ક્રોધ લાવીને સાગર પવનંજયને મારવાનો ઉપાય શોધવા લાગ્યો.

હવે એકદા ચઉમાસી પર્વના દિવસે પૌષધ લઇને પિતાએ પવનંજયને કહ્યું—' હે વત્સ ! તું પણ પૌષધ કર. ' તે બોલ્યો—' હે તાત ! હું કંઇ પણ કરી શકતો નથી. ' પિતાએ કહ્યું—' તથાપિ ઘર બહાર જવાનું બંધ રાખી, દેશાવકાશિક વ્રત લઈને બેસી રહે. ' એટલે પોતે ન ઇચ્છતાં છતાં પિતાના આગ્રહથી તેણે તેમ કર્યું. પછી તે પિતા પાસે બેસી રહ્યો; એવામાં ગૃહદાસીના પુત્ર શેખરકે આવીને કહ્યું—' હે પવનંજય ! સહસ્રાક્ષ નામના ઇંદ્રજાળીયાએ મહાજનની

હવે ત્યાં એક સાર્થવાહ ઘણા લોકોને જોવામાં વ્યગ્ર હોવાથી પગ સ્ખલિત થતાં તે જમીનપર પડતો હતો, તેવામાં દયાળુ પવનંજયે દક્ષપણાથી તેને પકડી રાખ્યો. આથી સંતુષ્ટ થયેલ સાર્થવાહ તેને પોતાના આવાસમાં લઇ ગયો. ત્યાં તેને ભોજન કરાવીને સાર્થવાહે કહ્યું કે—" હે વત્સ પવનંજય ! જગતમાં આશ્ચર્યભૂત મારી પુત્રી અને ગૃહ–લક્ષ્મીનો તું સ્વામી થા.' ત્યારે પવનંજય બોલ્યો—' એ તમારૂં કહેવું યોગ્ય છે પણ મારા કુળને જાણ્યા વિના તું મને તારી પુત્રી કેમ આપે છે અને મારા નામની પણ તને ખબર કયાંથી ? ' એટલે સાર્થવાહ કહેવા લાગ્યો.

"મહી–મહિલાની રત્ન–કાંચી ( કાંચળી ) સમાન **કાંચીપુરી**માં **લક્ષ્મીધર** નામે સાર્થવાહ છે. તે અઢાર કનકકોટિનો ધણી અને અનેક જનોનો ઉપકારી છે. એક વખતે તેને ઘેર **બ્રહ્મા** નામે એક સારો નૈમિત્તિક આવ્યો. ત્યારે તેનો સત્કાર કરીને સાર્થવાહે પૂછયું કે—" હે નૈમિત્તિક ! તું નિશ્ચય કરીને મને. કહે કે—હવે મારૂં આયુષ્ય બાકી કેટલું છે ? અને આ મારી મનોરમા કન્યાનો સ્વામી કોણ થશે ? વળી પુત્ર રહિત મારી આ ગૃહ–લક્ષ્મી કોના તાબામાં જશે?" એટલે નિમિત્તિયાએ જણાવ્યું કે—" હે ભદ્ર ! હવે તારૂં આયુષ્ય છ મહિનાનું છે અને પ્રાંતે સાત દિવસ તને શિરવેદના જાગશે. વળી કમળદળ સમાન લોચન-વાળી તારી પુત્રી તથા ગૃહ લક્ષ્મી તે સુકૃતના કેલિગૃહ સમાન એવા પવનંજય નામના વૈદેશિક પુરૂષને અનુસરશે. વળી અહીંથી પાંચ યોજનપર પુંડરીકતીર્થમાં યક્ષની યાત્રા કરવા તું જઇશ ત્યાં સ્ખલના પામતાં તને જે પડતાંને બચાવી લેશે તે અવશ્ય તારે એ પવનંજય સત્પુરૂષ સમજવો.' એમ સાંભળતાં તેણે નૈમિત્તિકને વિસર્જન કરીને વિચાર કર્યો કે—' હા ! સંસાર કેવો વિરસ છે ? અને જીવોનું જીવિત તે તરંગ સમાન ક્ષણ ભંગુર છે, માટે જ્યાંસુધી હું મરણના મુખમાં ન પડું તેટલામાં તે તીર્થે પહોંચી જાઉં, નહિ તો મારી ગૃહ–સમૃદ્ધિ બધી રાજા લઈ લેશે. એમ પોતાના મનમાં નિશ્ચય કરી, બધી પોતાની સમૃદ્ધિ લઇને તે અહીં આવ્યો. તે આ હું પોતે જ છું કે પડતાં પડતાં જેને તેં બચાવ્યો. માટે મારી પુત્રીને પરણ અને ગૃહ–લક્ષ્મીને ગ્રહણ કર.' એમ કહી તેણે શુભ મુહૂર્તે મનોરમા પવનંજયને પરણાવી અને તેથી સાર્થવાહ પોતાને કૃતાર્થ માનતો પરમ પ્રમોદ પામ્યો. કેટલાક દિવસ પછી સાર્થવાહને શિરવેદના જાગી, તેથી તેણે પોતાનું મરણ નજીક સમજીને પોતાનું સર્વસ્વ પવનંજયને સુપ્રત કર્યું અને તેને સ્નેહ પૂર્વક કહ્યું કે—" હે વત્સ ! તને તારા કૃત્યની ભલામણ કરવી તે ચંદ્રમાને ધવળ કરવા સમાન અયુકત છે, તથાપિ ભારે સ્નેહના વશથી કહું છું, તે સાવધાન થઇને સાંભળ—ગૃહલક્ષ્મી સહિત આ મારી પુત્રી મેં તને સોંપી છે, તો એની સાથે એવી રીતે વર્ત્તજે કે જેથી એ મને યાદ ન કરે. હું હવે થોડા દિવસ જ રહેવાનો છું. કારણકે યમદૂતીની જેમ મને દુઃસહ શિરોવેદના લાગુ પડી છે." એટલે પવનંજયે

કર્યું—' હે તાત ! તમે આમ આકુળ કેમ થાઓ છો ? વિશિષ્ટ વૈદ્યોએ બતાવેલ ઔષધિઓથી તમારા રોગનું હું સત્વર નિવારણ કરીશ.'-આથી લક્ષ્મીધર સાર્થવાહ બોલ્યો ' હે વત્સ ! હવે તો ધર્મ છે એજ મારે ઔષધ છે. કારણકે તૂટતા જીવિતને ઇંદ્ર પોતે પણ સાંધી શકતો નથી.' પછી સમયપર પોતાના કુળને ઉચિત કર્ત્તવ્ય કરતાં તે મરણ પામ્યો એટલે શોકાકુળ થયેલ પવનંજયે તેની પાછળ પારલૌકિક કૃત્ય કર્યું. રૂદન કરતી મનોરમાને તેણે મહામહેનતે શાંત કરી અને તે બંને કેટલાક દિવસ ત્યાંજ રહ્યા, પછી મનોરમાને પોતાનો પૂર્વ વૃત્તાંત જણાવી, ઉચિત કરિયાણાં લઇને પવનંજય પોતાના દેશ તરફ ચાલ્યો. માર્ગમાં નગર આવતાં તેણે વેપાર કરવાથી બે કોટિ સુવર્ણ પેદા કર્યું. હવે અનુક્રમે પોતાના નગરે આવતા સ્વજનોને આનંદ પમાડીને તેણે અંદર પ્રવેશ કર્યો. ત્યાં વિસ્તારથી અગણિત અને અનિવારિત દાન આપતાં તેણે દીન જનોને આનંદિત કર્યા અને તેથી રાજા વિગેરે લોકોને તે શ્લાઘનીય થઈ પડયો.

તેવામાં સાગર ઉત્તર દિશા ભણી ગયેલ; પણ ધન વિના ધન કમાવી ન શકાય, તથાપિ મહા કષ્ટે તેણે પાંચ હજાર સોનામ્હોર પેદા કરી. એવામાં મદન ત્રયોદશી નજીક હોવાથી કોઈ સથવારા સાથે તે ચાલ્યો અને પોતાના નગરની પાસેના ગામમાં આવ્યો. ત્યાં રાત્રે નિદ્રા લેતાં સાગરનું સર્વસ્વ લઇને સાથે આવનારા લોકો કયાંઇ પલાયન કરી ગયા. પ્રભાતે જાગ્રત થતાં સાગર—' હા ! સહાયકો મને લુંટી ગયા ' એમ બોલતો તે મનમાં બહુજ ખેદ પામ્યો, પછી તેણે વિચાર કર્યો કે—' પવનંજય પણ એમજ આવ્યો હશે. ' એમ ધારી રાત્રે પણ લજ્જા પામતો તે પોતાના ઘરે આવ્યો. ત્યાં વૃત્તાંત જાણવામાં આવતાં જનક વિગેરે તેને કહેવા લાગ્યા કે—' ઉતાવળથી કરેલ કામનું પરિણામ આવું હોય. ' પછી સાગરે નગરના દ્વાર આગળથી પોતાનો રથ પાછો મંગાવી લીધો. જેથી લોકો તેની હાંસી કરવા લાગ્યા. એટલે પિતાએ—' વત્સ ! ચડતી પડતી તો મોટાઓને માથે આવ્યા કરે.' એમ સમજાવીને તેને શાંત કર્યો. અહીં પવનંજયના સર્વત્ર ગુણ—ગાન થવા લાગ્યા. અસ્ખલિત રથથી તે મદન—મહોચ્છવમાં ફરવા લાગ્યો. એમ સુખ પૂર્વક તે કાળ વ્યતીત કરવા લાગ્યો. તેને જોતાં ભારે ઇર્ષ્યા અને ક્રોધ લાવીને સાગર પવનંજયને મારવાનો ઉપાય શોધવા લાગ્યો.

હવે એકદા ચઉમાસી પર્વના દિવસે પૌષધ લઇને પિતાએ પવનંજયને કહ્યું—' હે વત્સ ! તું પણ પૌષધ કર. ' તે બોલ્યો—' હે તાત ! હું કંઇ પણ કરી શકતો નથી. ' પિતાએ કહ્યું—' તથાપિ ઘર બહાર જવાનું બંધ રાખી, દેશાવકાશિક વ્રત લઇને બેસી રહે. ' એટલે પોતે ન ઇચ્છતાં છતાં પિતાના આગ્રહથી તેણે તેમ કર્યું. પછી તે પિતા પાસે બેસી રહ્યો; એવામાં ગૃહદાસીના પુત્ર શેખરકે આવીને કહ્યું—' હે પવનંજય ! સહસ્રાક્ષ નામના ઇંદ્રજાળીયાએ મહાજનની

સમક્ષ ઇંદ્રજાળનો ખેલ કરવા માંડ્યો છે, ત્યાં તને બોલાવવા માટે મહાજને મોકલેલ પુરૂષ આવ્યો છે, ' એટલે દેશાવકાશિક લીધેલ હોવાથી પવનંજયે તેને કંઈ પ્રત્યુત્તર ન આપ્યો, ત્યારે શેઠાણીએ કહ્યું—' હે વત્સ શેખરક ! તું પવનંજયનો વેશ પહેરીને જા. કારણ કે તું એની સમાન હોવાથી તને પણ લોકો પવનંજય જ સમજશે. ' એટલે રાત્રે શેખરક પવનંજયનો વેશ પહેરી મહાજનના મધ્ય ભાગમાં બેસીને નાટક જોવા લાગ્યો.

એવામાં પૂર્વના વૈરના વશથી દ્વિવિધ તિમિર ( અજ્ઞાન )ના યોગે દષ્ટિ પ્રસાર નિરોધ પામતાં સાગરે શેખરને પવનંજય સમજીને છુરીથી મારી નાંખ્યો. એટલે—' અહા ! પવનંજય માર્યો ગયો ' એમ લોકોમાં કોલાહલ થઇ પડ્યો. અને તેથી ગભરાઈ જતાં સાગર ઉતાવળથી ભાગી ન શકયો. એટલે કોટવાલ તથા સુભટોએ તેને પકડી લીધો, અને રાજાના હુકમથી કેદખાનામાં નાંખ્યો. ત્યારે કોઇ પુરૂષે એ વૃત્તાંત ધનંજય શેઠને કહી સંભળાવ્યો, જે સાંભળતાં મનમાં ખેદ પામીને શ્રેષ્ઠીએ કહ્યું—' અહા ! મૂઢ સાગરે બિચારા શેખરકને મારી નાંખ્યો, એ બિચારો દત્તશેઠનો પુત્ર સાગર પણ હવે માર્યો જશે. ' એટલે પવનંજય બોલ્યો—' હે તાત ! હું એને છોડાવીશ. ' પછી પ્રભાતે પવનંજયે રાજાને ધન આપીને તેને છોડાવ્યો. જેથી—' આ પરોપકારી છે ' એમ લોકોમાં તે ભારે પ્રશંસા પામ્યો. તે વખતે પિતાએ તેને કહ્યું—" હે વત્સ ! તેં એને મૂકાવ્યો, તે સારૂં કર્યું. કારણ કે ' અપકારીપર પણ દયા બતાવવી જોઇએ ' એમ જિનેશ્વરોએ કહેલ છે. અપકારકને મારતાં સર્વ સત્કથા (ઉદારતા) નાશ પામે છે અને તેને ઉપકારથી ઉગારતાં પોતાની ઉદારતા લાંબો વખત ટકી રહે છે. "

એમ દેશાવકાશિકવ્રત આચરતાં પવનંજય મૃત્યુ ન પામ્યો. નહિ તો શેખરકની જેમ તેને એ દશા ભોગવવી પડત. ત્યારથી વિશુદ્ધ ભાવયુકત પવનંજય ચિરકાલ જિનધર્મ આરાધી અનુક્રમે સ્વર્ગ અને મોક્ષના સુખ પામ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### ત્રીજા શિક્ષાવ્રત–પૌષધવ્રત આચરવા ઉપર રણશૂરની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે કે– )

" હે નરેંદ્ર ! આહાર, દેહસત્કાર, અબ્રહ્મ અને ગૃહવ્યાપારનો ત્યાગ કરીને પર્વદિવસે જે પૌષધવ્રત આચરવું તે ત્રીજું શિક્ષાવ્રત કહેવાય છે. અષ્ટમી, ચતુ-

દશી પ્રમુખ પર્વ દિવસે જે એ વ્રત આચરે છે તે રણશૂરની જેમ ઉભયલોકમાં કલ્યાણને પામે છે, તે વૃત્તાંત આ પ્રમાણે છે.

## રણશૂરની કથા.





જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રના મધ્યખંડમાં મહી–મહિલાની કનક કાંચી સમાન **કંચનપુરી** નામે નગરી છે, કે જેનો ઉન્નત કિલ્લો ઓળંગવાને પક્ષીઓ પણ સમર્થ નથી, તેનું ઉલ્લંઘન કરવા ઇચ્છતા પ્રતિપક્ષીઓ વિલક્ષજ થાય છે, અમરાવતીમાં ઇંદ્રની જેમ ત્યાં **રણશૂર** નામે રાજા હતો, કે વજ્રથી પર્વતોની જેમ જેના પ્રતાપથી શત્રુઓ બધા હણાઇ ગયા મણિદર્પણ સમાન તેના નિર્મળ મનમાં સંક્રાંત થયેલ **શ્રીકાંતા** નામે તેની રાણી કે જે સમસ્ત અંતઃપુરના તિલક સમાન હતી. તેનું અસાધારણ રૂપ જોવાને કૌતુક પામતા સ્વર્ગમાં રહ્યા છતાં દેવો જાણે અનિમિષ લોચનવાળા બન્યા હોય. તેના મુખનું દર્શન કરતાં રાજા પોતાના રાજ્યને પણ સ્વર્ગ સમાન સમજતો અને તેના વિરહમાં રાજ્યને પણ નરક સમાન માનતો હતો,

હવે એક દિવસે રણશૂર રાજા પોતાના ઉત્કટ સુભટો સહિત, તારાઓથી પરિવૃત ચંદ્રમાની જેમ તે જેટલામાં પોતાની રાજસભામાં બેઠો છે, તેવામાં ભ્રકુટીથી ભયંકર ભાલયુક્ત, હાથમાં ઢાલ તરવારને ધારણ કરનાર અને પોતે નિર્ભય છતાં અન્યને ભયંકર ભાસતો એવો એક સુભટ કયાંકથી આવી ચડયો, અને રાજસભામાં બેઠેલા સુભટોને અવજ્ઞાપૂર્વક જોઇને અસાધારણ દર્પ બતાવતો તે રાજાને કહેવા લાગ્યો.—' મનમાં શંકા લાવ્યા વિના માત્ર વિષયોને સેવે છે, પણ તું જિનધર્મને કેમ આદરતો નથી ? વળી પોતાના બળના ગર્વથી તું યમના સુભટોથી કેમ ભય પામતો નથી ? તો દેવ–દાનવોના પણ દર્પને દળનાર એવા તે યમસુભટો તો દૂર રહો; પણ જો તારામાં બાહુબળ હોય, તો એક મારી સાથેજ યુદ્ધ કરવાને તૈયાર થા. વળી હાથી, ઘોડા, રથ કે સુભટોને લીધે જો તું બળ બતાવતો હોય તો તે બળ પણ બતાવી દે, કે જેથી તે પણ ક્ષણવાર હું નજરે જોઉં. ' એમ સાંભળતાં રાજાએ તેના વધને માટે સુભટોને આદેશ કર્યો; પણ જાણે ચિત્રસ્થ થઈ ગયા હોય, તેમ તેમણે રાજાનું વચન સાંભળ્યું નહિ. જાણે માટીના પૂતળા હોય, ચિત્રમાં આળેખેલા હોય, જાણે નિદ્રાધીન હોય કે મદોન્મત્ત જાણે બન્યા હોય, તેમ તે સુભટોને રાજાએ હુકમ આપ્યા છતાં તે બધા નિશ્ચલ થઇને બેસી રહ્યા. એટલે રોષથી પરવશ થતા રાજાએ પોતાની તરવાર, તે સુભટને મારવા ખેંચી કહાડી, તો તે પણ તેના હાથ થકી નીચે પડી ગઇ. આથી કાળની જેમ કુપિત થઈને તે કહેવા લાગ્યો—' જો

તારે જીવવાની ઇચ્છા હોય, તો મુખમાં દશ અંગુલિ નાંખીને મારા પગે પડ. વળી તું મારી સામે તરવાર ખેંચવા જે તૈયાર થયો; તેનું ફળ તને હમણાજ બતાવું છું.' એમ કહી તે સુભટે રાજાને કેશમાં પકડી લઇને પાંચસેં યોજન દૂર એક અરણ્યમાં મૂકીને પોતે કયાંક ચાલ્યો ગયો. એટલે રાજા ચિંતવવા લાગ્યો કે—" અહા ! વિધાતાની કેવી વિપરીત ચેષ્ટા છે. મારી તે રાજ્યલક્ષ્મી કયાં અને તે અવસ્થા કયાં ? જે શુભ કે અશુભ સ્વપ્ન કોઇવાર ન દેખાય અને મનમાં ચિંતવી ન શકાય—એવું તે બધું, દૈવ, પુરૂષને બતાવે છે. ધન, પરિજન, સ્વજન અને રાજ્યનો ભ્રંશ, મને તેવો સતાવતો નથી, પરંતુ તે કરતાં શ્રીકાંતાદેવીના વિરહથી મારૂં મન વધારે દુભાય છે. દેવીથી વિરહ પામતાં હું એક ક્ષણવાર પણ જીવિતને ધરી રાખવાને સમર્થ નથી. તેમ મારા વિરહમાં રાણી પણ મરણ પામી હશે એમ લાગે છે. તો મરણનિમિત્તે શું હું પર્વતના ઉંચા શિખર થકી પડતું મુકું અથવા તો વિકરાળ જ્વાળાઓથી ભયંકર ભાંસતા અનળમાં પ્રવેશ કરૂં ? અથવા વૃક્ષની શાખાપર પોતાના ગળે ફાંસો દઉં કે ઉંડા નદીના પ્રવાહમાં શરીરને તણાતું મૂકું ? અથવા તો હું કાયર પુરૂષ છું કે આમ મરવાના મનમાં મનોરથ કરૂં છું. કારણ કે દુઃસહ સંકટ પડતાં પણ સત્પુરૂષો ધીરજને કદાપિ મૂકતા નથી."

એ પ્રમાણે વિચારીને રાજા અરણ્યમાં આગળ ચાલવા લાગ્યો, તેવામાં સહકાર વૃક્ષ નીચે જાણે સાક્ષાત્ તપોમૂર્ત્તિ હોય—તેવા એક મુનિ તેના જોવામાં આવ્યા. એટલે રાજાએ ભક્તિપૂર્વક નમન કરીને મુનિને કહ્યું કે—'હે ભગવન્ ! ત્રણ ભુવનના લોકોના લોચનને આનંદ પમાડે તેવું તો તમારૂં રૂપ છે અને નવ યૌવન વર્ત્તમાન છતાં તમે દીક્ષા કેમ લીધી છે ? વળી એકાકી આ શૂન્ય અરણ્યને કેમ સેવી રહ્યા છો ?' ત્યારે મુનિ બોલ્યા કે—"હે ભદ્ર ! રૂપ અને યૌવન પ્રમુખ બધું ક્ષણિક સમજીને ભાગ્યવંત પુરૂષો, ભવસાગરથી તરવાને વ્હાણ સમાન વ્રતને આદરે છે. જ્યારે મરણ મનુષ્યની પાસે આવે છે, ત્યારે મિત્રો કે સ્વજન—વર્ગમાં રહેતાં પણ કોઈ તેનું રક્ષણ કરી શક્તા નથી. હે નરેંદ્ર ! વળી તેં તો એ પ્રત્યક્ષ જોયું કે એ સુભટે તને બળાત્કારથી ઉપાડી જતાં, મિત્રો, સ્વજન કે પરિજનો તારૂં રક્ષણ કરી ન શક્યા.' એમ સાંભળતાં રાજાએ કહ્યું કે—'હે ભગવન્ ! તમે દિવ્ય જ્ઞાની છો, માટે કહો, કે તે નિષ્કારણ વૈરીએ મને અહીં શા માટે લાવીને મૂકી દીધો ?' મુનિ બોલ્યા—'હે રાજન્ ! એ સુભટ તારો શત્રુ નહિ, પણ ઉપકારી છે, તે પાંચમા દેવલોકમાં વસનાર **અમૃતપ્રિય** નામે દેવ હતો. મને પ્રણામ કરવાને અહીં આવતાં તેણે મને પૂછયું કે—'હે ભગવન્ ! હું ચવ્યાપછી મારા વિમાનમાં કોણ દેવ થશે ?' ત્યારે જ્ઞાનથી મેં તેને 'તે વિમાનમાં તું દેવ થવાનો છે.' એમ બતાવ્યું એટલે તે દેવે તને ઉદ્દેશીને ફરી મને પૂછયું કે—'હે ભગવન્ ! તે જિનધર્મનો આરાધક છે કે નહિ ?' મેં કહ્યું—'તું તેને અહીં લઇ આવીશ,

ત્યારે તે ગૃહસ્થ-ધર્મનો સ્વીકાર કરશે.' એમ સાંભળતાં તે દેવતા, પોતાનું પ્રચંડ સુભટનું સ્વરૂપ બતાવી, સભામાં રહેલા સુભટોને સ્તંભીને તને અહીં લઇ આવ્યો. માટે હે રાજેંદ્ર ! તું જિનધર્મ સ્વીકારીને બરાબર તેનું આરાધન કર, કે જેથી પરલોકમાં કલ્યાણની પરંપરાને પામે."

એમ મુનિનું વચન સાંભળીને રાજાએ શ્રાવક ધર્મનો સ્વીકાર કર્યો. તેમજ સંવેગયુકત મનથી તેણે એવો અભિગ્રહ લીધો કે—' અષ્ટમી, ચતુર્દશીની રાત્રે મારે પોષધવ્રત લેવું અને તે સૂર્યોદય થયા પહેલાં પારવુ નહિ.'

એવામાં અમૃતપ્રિય દેવ પ્રત્યક્ષ થઇને બોલ્યો કે 'હે રાજન્ ! તને મે આમ કલેશ પમાડયો તે મને ક્ષમા કરજે.' ત્યારે રાજા બોલ્યો—' એ કલેશ પણ મને સંતોષ ઉપજાવે છે, કે જ્યા ત્રણ લોકમાં ચિંતામણિ સમાન એવો જિનધર્મ મને પ્રાપ્ત થયો. વળી આ અરણ્યમાં નાખતાં તેં મને ધર્મ પમાડીને ભવારણ્યથી પાર ઉતાર્યો, તેથી તું મારો ઉપકારી છે.' એમ સાંભળતાં દેવતાએ મુનિવરના ચરણે વંદન કરી, રાજાને કંચનપુરમાં લઇ જઇને તેના ભવનમાં મૂકયો. એટલે સર્વ લોકોને આનંદ પમાડીને રાજા, જિનપૂજામાં તત્પર રહી મુનિઓની સેવા સાધતાં. જિનાગમ સાંભળવામાં મન લગાવતા, રથયાત્રામાં પ્રયત્ન કરતાં, સમસ્ત પ્રાણીઓને અભયદાન પ્રકાશતાં અને પર્વદિવસે પૌષધવ્રત આચરતાં તે કાળ નિર્ગમન કરવા લાગ્યો.

એક દિવસે અંતઃપુરમાં આક્રંદ થયો, જે સાંભળતાં રાજાએ કહ્યું—' હા ! આ શું ? એવામાં પ્રતિહારીએ આવીને કહ્યું કે ' હે દેવ ! તમારા અંતઃપુરમાં અત્યારે એક પુરૂષ, કોઇના જાણવામાં ન આવે તેમ અચાનક કયાંકથી આવી ચડયો અને ' હા ! પ્રાણનાથ ! આ રાક્ષસ થકી મને બચાવો.' એમ વિલાપ કરતી રાણીને લઇને તે આકાશમાં ચાલ્યો ગયો ' એ પ્રમાણે સાંભળતાં અચાનક બાણ પ્રહારથી ઘાયલ થયેલની જેમ મૂર્છાથી લોચન બંધ કરીને રાજા ધસક દઇને ધરણી તલપર ઢળી પડ્યો. એટલે આક્રંદ કરતા પરિજને શીતલ ઉપચાર કરવાથી સાવધાન થયેલ ભૂપતિ આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો—' હા ! ચંદ્રમુખી ! હા ! અમૃત સમાન મધુર બોલનાર ! હા ! કમલાક્ષી ! હા ! હંસગમની ! હા રમણીઓમાં મુગટ મણી સમાન ! હે દેવી ! હવે તને હું કયાં જોઇશ ? હે દેવી ! માલતીના વિરહમાં જેમ મધુકર કમલિનીના વિરહમાં રાજહંસની જેમ તારા વિરહમાં મને કયાંઇ પણ સુખ મળવાનું નથી. બંદીજનોથી ગવાયેલ અને પૃથ્વીતલનું રક્ષણ કરવાને સમર્થ એવું મારૂં બાહુબળ છતાં આમ સ્રીનું હરણ સાંભળવાને હું સમર્થ નથી.' એમ શ્રીકાંતાના વિરહમાં રાજા વિષાદથી એવો વ્યાકુળ થઇ ગયો કે જેથી સુખ,

દુઃખ, દિવસ, રાત્રી, ક્ષુધા કે પિપાસા વિગેરે કંઇ જાણતો ન હતો. રાજ્યના કામને તજી અને સમસ્ત શરીરની ચેષ્ટા મૂકી દઇને તેણે મરવાનો વિચાર કર્યો, એટલે મંત્રીએ તેને વિનંતિ કરી કે—' હે દેવ ! તમારે આમ નિરંતર શોકમાં પડયા રહેવું તે યુકત નથી. કારણકે સ્વામી ચિંતાગ્રસ્ત થાય, તો સમસ્ત પ્રજા શોકાકુળ થઇ જાય, સ્વામીનું મન વિષાદથી વ્યાપ્ત થતાં અન્ય કોણ હર્ષ બતાવીને ફરી શકે ? સૂર્ય મેઘથી આચ્છાદિત થતાં અંધકાર શું ભુવનમાં ફરી ન વળે ? એમ મંત્રી રાજાને કહેતો હતો તેવામાં કાકસ્વરને જાણનાર કોઈ પુરૂષે કાકનો સ્વર સાંભળીને રાજાને કહ્યું કે—' હે દેવ! મધુર સ્વરે બોલતો આ કાગડો એમ કહે છે કે ઉત્તર દિશામાં જતાં તમને રાણીનો સમાગમ થશે. માટે હે દેવ ! તમે ઉત્તર દિશા ભણી સત્વર પ્રયાણ કરો, કે જેથી પાંચ દિવસમાં તમને પ્રિયતમાનો સમાગમ થાય. ' આથી અમાત્ય બોલ્યો—' હે દેવ ! આ પુરૂષ અત્યંત વિશ્વાસપાત્ર છે. શકુનના બળથી એ જે કાંઇ બોલે છે તે બધું બરાબર થાય છે. એમ સાંભળવાથી રાજાને એકદમ અત્યંત આનંદ થયો અને ચતુરંગ સૈન્યયુક્ત તે ઉત્તર દિશાભણી ચાલ્યો. માર્ગે ચાલતાં ક્ષુબ્ધ અને મુગ્ધ હરિણીઓને જોઇને આ લોચન–વિલાસ રાણીએ એમને બતાવ્યા છે શું ? એમ રાજા ચિંતવવા લાગ્યો. વળી મયૂરના કલાપને દેવીનો કેશપાસ માનતો તથા વૃક્ષ–પુષ્પોને તે રાણીના સુંદર હાસ્યથી શ્વેત બનેલા છે—એમ તે કહેવા લાગ્યો. વળી પલ્લવોને તે દેવીના હસ્ત ચરણના સહોદર સમાન માનવા લાગ્યો. તેમજ શુભ શકુન તથા દક્ષિણ અંગના ફરકવાથી પોતાના ઉત્સાહને બમણો બનાવતા રાજાએ પાંચ પ્રયાણ કર્યાં. એવામાં પાંચમા દિવસે ચતુર્દશી સમજી, સૈન્યના રક્ષણને માટે સુભટોને આદેશ કરી, સાંજે પાસેના ધનંજય નામના યક્ષના મંદિરમાં જઇ, ભૂમિ પ્રમાર્જીને રાજાએ પૌષધ–વ્રત લીધું. એટલે અર્ધરાત્રે રાજાના સત્વની પરીક્ષા કરવા માટે યક્ષે વજ્રથી હણાયેલ કુલપર્વતના અવાજ સમાન ભયંકર અટ્ટહાસ કર્યો, તે શૂરવીરોના મનને કંપાવનાર અને કાયર જનોના પ્રાણને હરનાર છતાં સત્વયુક્ત રાજાએ તેને બાળહાસ સમજી લીધો. પછી તેણે હાથમાં કપાળ અને કાતરથી ભયંકર ભાસતા, પાવડા જેવા પગવાળા તથા ગળામાં કાળા સર્પોને ધરનારએવા કાળ–વૈતાળ બતાવ્યા. તેમજ રાજાને ક્ષોભ પમાડવા માટે તેણે અનેક પ્રકારની ચેષ્ટાઓ કરી પણ અંધની આગળ કરેલ નાટકની જેમ તે બધી વિફળ ગઇ. પછી તેણે કુંફાડા મારતા સર્પોને આભૂષણ બનાવીને ધારણ કરતા તથા કંઠે નરમુંડની માળાથી મંડિત થયેલ અને કપિલ કેશયુક્ત એવા પિશાચ બનાવ્યા. એટલે પકડો, ભેદો, છેદો, મારો, ખાઇ જાઓ ઈત્યાદિ ભય જનક શબ્દો બોલતા તે જાણે વેશ બદલીને આવેલા નટો હોય; તેમ રાજાને જરાપણ ભય પમાડી ન શકયા. ત્યારે રાજાના આવા સત્વથી મનમાં સંતુષ્ટ થયેલ ધનંજય યક્ષ મણિ, મુગટ અને કુંડલથી વિભૂષિત બની પ્રત્યક્ષ થઇને કહેવા

લાગ્યો કે—'હે રાજન્! હવે પોષધ પારી લે. હું તારાપર પ્રસન્ન થયો છું, માટે જે માગે તે આપું! એમ યક્ષે કહ્યા છતાં રાજાએ પોષધવ્રત પાર્યું નહિ. પછી પ્રભાતે પોષધ પારીને રાજાએ યક્ષને કહ્યું કે—'તારા દર્શનથી પણ હું સંતુષ્ટ થયો છું તો બીજું શું માગું?' એટલે યક્ષ બોલ્યો—'ઉપસર્ગ કરવાથી તને મેં દુઃખ ઉપજાવ્યું છે માટે ઇચ્છિત વર આપીને તે દુઃખ દૂર કરવા હું ઇચ્છું છું.' ત્યારે રાજાએ કહ્યું—'જો એમ હોય, તો કહે; કે મારી રાણી ક્યાં છે અને કોણે અપહરી છે?' આથી યક્ષ બોલ્યો કે—

"વૈતાઢ્ય પર્વતની દક્ષિણશ્રેણીના આભૂષણરૂપ તથા આકાશ-લક્ષ્મીના કેલિકમળ સમાન **ગગનવલ્લભ** નામે નગર છે. ત્યાં પ્રતાપી **સૌભાગ્યનિધિ** નામે વિદ્યાધર રાજા છે, રતિ સમાન રૂપવતી **સૌભાગ્યસુંદરી** નામે તેની ગૃહિણી છે. કોઈવાર પ્રણય કોપને વશ થયેલ તેણે વિદ્યાધરને કહ્યુ કે—'કાગને મણિમાલાની જેમ કુપતિ એવા તને શું હું યોગ્ય છું? કે રૂપ, લાવણ્ય, વિનય, લજ્જા ઇત્યાદિ ગુણયુક્ત છતાં મારા અનેક અપરાધ કરીને તું નિરંતર મારૂં અપમાન કરે છે. ગુણથી અધિક તો દૂર રહી, પણ મારી તુલ્ય પણ કોઇ અન્ય સ્ત્રી નથી.' ત્યારે ખેચરે કહ્યું—'હે પ્રિયે!. પોતાના ગુણનો તું ગર્વ નહી કર, ગુણમાં તારા કરતાં અધિક એવી રમણી લાવીને તને બતાવીશ.' એમ કહીને તે વિદ્યાધર રાજા પોતાના નગર થકી બહાર નીકળી ગયો અને પૃથ્વીમાં ભ્રમણ કરતાં, હે નરેંદ્ર! તે તારા અંતઃપુરમાં આવી ચડયો. ત્યાં અનુપમ રૂપાદિ ગુણયુક્ત શ્રીકાંતા રાણીને જોતાં, તે પોતાની નગરીમાં તેને લઇ ગયો અને તેના દર્શનથી તેણે પોતાની રાણીનો રૂપાદિ ગુણનો ગર્વ ઉતાર્યો. પછી કામાતુર થયેલ તે વિદ્યાધર રાણીને લઈને રત્નશૈલ પર ગયો ત્યાં સંભોગ સુખને માટે તે, રાણીને પ્રાર્થના કરવા લાગ્યો. 'હે ચંદ્રવદની! હે હંસગમની! હે બિંબોષ્ઠી! હે મૃગાક્ષી! હે કંબુકંઠી! તું સત્વર આવીને મારા ગળે આલિંગન આપ.' એટલે હૃદયમાં જ્વલંત પતિના વિરહરૂપ અગ્નિની જાણે જ્વાલાઓ હોય તેવા ઉષ્ણ નિસાસા તેણે મૂકયા કે જેથી જાણે દગ્ધ થયો હોય તેમ વિદ્યાધર શ્યામ બની ગયો. વળી લટકતા કેશથી તેણે પોતાના લોચન ઢાંકી દીધાં તેથી જાણે નીલ (શ્યામ) પટથી તે પરપુરૂષના દર્શનનો પરિહાર કરતી હોય તેવી ભાસતી હતી. વળી વિદ્યાધરના સમસ્ત કુળમાં જાણે મસીનો કુચો દેવા ઇચ્છતી હોય, તેમ તે વખતે તેણે નેત્રાંજનથી મલિન બનેલ અશ્રુજળ પ્રગટ કર્યું. પછી તેણે વિદ્યાધરને કહ્યું કે—'તું ખેદ શા માટે કરે છે અને વધારે તને શું કહું? એક મારા પોતાના પ્રિયતમને મુકીને માત્ર એક અગ્નિજ મારા અંગે લાગી શકે- હે નિર્લજ્જ શિરોમણિ! જો બલાત્કારથી અનાચાર કરીશ; તો દાંતવતી જીભ કચરીને હું મરણ પામીશ.' એમ રાણીએ તેનો અનાદર કર્યા છતાં વિષયાસક્ત અને કામાતુર એવો તે વિદ્યાધર, જેટલામાં રાણીને

પકડવા જતો હતો; તેવામાં રત્નશૈલના સ્વામી વ્યંતર દેવે પ્રગટ થઇને તે ખેચરને કહ્યું કે— 'હે દુષ્ટ ! એક તો પરસ્ત્રીને અહીં અપહરી લાવ્યો અને વળી તેણીની સાથે બળાત્કારથી રમવાને મથે છે, એ તારા દુશ્ચરિત્રને હું સહન કરનાર નથી.' એમ કહેતાં વ્યંતરે તેને લાકડીવતી માર્યો જેથી તે મરણ પામીને દુર્ગતિએ ગયો. હે રાજન્ ! હું હવે તારી દેવીને અહીં લઇ આવું છું." એમ કહીને તે યક્ષ પર્વતપર ગયો અને રાણીને લઇ, તે રાજાને સોંપીને અદૃશ્ય થઇ ગયો.

પછી હર્ષિત થયેલ રાજા રાણી બંનેએ પરસ્પર પોતાનું વિરહ દુઃખ કહી સંભળાવ્યું. એમ મનોરથ પૂર્ણ કરીને રાજા પોતાના નગરમાં આવ્યો ત્યાં ચિરકાળ શ્રાવકધર્મ આરાધતાં રાજ્ય પાળી, પ્રાંતે પુત્રને રાજ્યપર બેસારી, અનશનપૂર્વક મરણ પામીને બ્રહ્મદેવ લોકમાં **ચંદ્રકાંત** નામના વિમાનમાં અમૃતપ્રિય દેવના સ્થાને તે દેવ થયો."



# પ્રકરણ ૧૨ મું.

## ચોથા શિક્ષાવ્રત અતિથિ સંવિભાગ ઉપર નરદેવની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે કે— )

"હે નરાધિપ ! સાધુઓને ભક્ત, પાન પ્રમુખનું જે દાન આપવું, તે **અતિથિ સંવિભાગ** નામે ચોથું શિક્ષાવ્રત કહેવાય. પ્રવર સત્ત્વયુક્ત જે અતિથિસંવિભાગવ્રત પાળે છે, તે પુણ્યશાળી **નરદેવ**ની જેમ આ લોકમાં પણ કલ્યાણને પામે છે. તે વૃત્તાંત આ પ્રમાણે છે.

### નરદેવની કથા.




જ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં **શંખપુર** નામે નગર છે કે જ્યાં વિશિષ્ટ દેવાલયોમાં અસંખ્ય શંખોનો અવાજ સંભળાય છે. વળી જ્યાં રાત્રિઓ પ્રદોષ ( સંધ્યા ) સહિત છે, પણ રમણીઓ દોષિત નથી, જ્યાં લોકોના રથો કાર્યસિદ્ધ છે, પણ મનોરથો કષ્ટસાધ્ય નથી, જ્યાં ક્ષેત્રો અનીતિ-જંતુઓના ઉપદ્રવરહિત છે, પણ સત્પુરૂષોનાં ચરિત્રો અનીતિયુક્ત નથી, વળી જ્યાં રમણીઓના મુખ કેશરચનાથી અલંકૃત છે, પણ ઉદ્યાનો લતા રહિત નથી. ત્યાં **પુરંદર** નામે રાજા કે જે પ્રબળ શત્રુ-સૈન્યરૂપ સાગરનું મંથન કરવામાં મંદરાચલ સમાન અને રિપુરમણીઓના કુટુંબોથી સમસ્ત ગિરિગુફાઓને સંકીર્ણ બનાવનાર હતો. નિરૂપમ રૂપાદિ ગુણોથી

નર-દેવને જીતનાર એવો **નરદેવ** નામે તેનો ભ્રાતા હતો. તે સ્વભાવે ઉદાર હોવાથી યાચકોને બહુ ધન આપતો હતો.

એક વખતે પ્રતિહારે આવીને વિનંતી કરી કે—' હે કુમાર ! તમને જોવાને ઇચ્છતું સરસ્વતી-કુટુંબ દ્વારપર ઉભું છે. ' એટલે મનમાં વિસ્મય પામતાં કુમારે કહ્યુ કે—' સત્વર તેને પ્રવેશ કરાવ. ' આથી તેણે પ્રવેશ કરાવ્યો. ત્યારે તે આવીને કુમારની આગળ બેઠું. કુમારે તેમના મુખ્ય પુરૂષને પૂછ્યું કે—' તમે અહીં ક્યાંથી ? તે બોલ્યો—' તમે ગુણના જ્ઞાતા છો એમ સાંભળીને દેશાંતરથી હું અહીં આવ્યો છું. આ મારો પુત્ર છે, આ મારી ભાર્યા છે અને એ પુત્રવધૂ છે. અમે ચારે કવિ છીએ. ' એટલે કુમાર બોલ્યો—" જો એમ હોય, તો આ સમસ્યા પુરી કરો.

" असारात्सारमुद्धरेत् "

**અર્થ**—' અસારથી સાર લ્યો. '

ત્યારે પુરૂષે બરાબર વિચારીને કહ્યું કે—

" दानं वित्तादृतं वाचः कीर्त्तिधर्मौ तथाऽऽयुषः ।
परोपकरणं काया—दसारात्सारमुद्धरेत् " ॥ १ ॥

**અર્થ**—

ધન વાણીથી દાન અને સત્ય, જીવનથી યશ-ધર્મ,
અને કાયાથી પરહિત એમ ' અસારથી સાર લ્યો. '

પછી કુમારે તેના પુત્રને કહ્યું—' આ સમસ્યા તમે પૂરો. '

" गृह्यतां जन्मनः फलं "

**અર્થ**—' જન્મનો સાર ગ્રહણ કરો. '

ત્યારે તે બોલ્યો—

" देवभक्त्या गुरूपास्त्या, सर्वसत्त्वानुकंपया ।
सत्संगत्याऽऽगमश्रुत्या, गृह्यतां जन्मनः फलम् " ॥ १ ॥

**અર્થ**—

ગુરૂદેવની ભક્તિ જીવદયા. સત્સંગ અને શાસ્ત્ર—શ્રવણ થકી,
જન્મનો સાર લ્યો '

એટલે કુમારે પુત્રની માતાને કહ્યું—' આ સમસ્યા તમે પૂરી કરો—

" कवणु पियावडं खीरु ? "

અર્થ—' ખીર કોને પાઉં '

ત્યારે પુત્રજનની બોલી કે—

" रावणु जायउ जहिं दियहि, दहमुहु एक्क सरीरू ।
चिंताविय तइयहिं जणणि, कवणु पियावउं खीरू ? "

અર્થ—' દશમુખ રાવણ જન્મતાં, એક શરીર જોઇને તેની જનનીને ચિંતા થઈ કે ખીર કોને ( કયા મુખને ) પાઉં ? '

પછી કુમારે પુત્રવધૂને કહ્યું કે—' હવે તમે આ સમસ્યા પૂરો. '

" कंठिव लुल्लइ काउ "

અર્થ—' કોયલની જેમ વાયસ ( કાક ) કલરવ કરતો હતો. '

ત્યારે તે પણ વિચાર કરીને બોલી કે—

" इउ अच्चब्भुउ दिट्ठु मइं, कंठिव लुल्लइं काउ ।
कीइवि विरह–करालियहे, उड्डाविय ढवराउ " ॥ १ ॥

અર્થ—'મેં એવું આશ્ચર્ય દીઠું કે કોયલની જેમ વાયસ કલરવ કરતો હતો. એવામાં કોઇ વિરહિ–વનિતાએ પોતાને અણગમો થવાથી તેને ઉડાડી મૂકયો. '

આથી મનમાં સંતુષ્ટ થઇને કુમારે તેમને ચાર લક્ષ સોનામ્હોરો આપી. એ હકીકત રાજાના જાણવામાં આવતાં તેણે કોપાયમાન થઇને કુમારને કહ્યું કે— મુગ્ધપણાથી કુમાર ઉચિત અનુચિત કંઇ જાણતો નથી, કે જેથી આમ અસ્થાને વધારે ધનનો વ્યય કરે છે. ઉચિત ધન આપતાં પુરૂષ પ્રશંસાપાત્ર બને છે, પણ બહુ ધન આપવાથી તે પ્રશંસનીય થતો નથી. વધારે વરસતો મેઘ તે કોને ઉદ્વેગ ન કરે ? ' આ રાજાના બોલ કુમારના સાંભળવામાં આવતાં તેણે વિચાર કર્યો કે— ' આ તો મેં શું માત્ર આપ્યું ? છતાં એટલા દાનથી પણ રાજા મારાપર ગુસ્સે થયા, માટે હવે મારે અહીં રહીને શું કરવું ? ' એમ ધારીને કુમાર રાત્રે એકલો નગરની બહાર ચાલી નીકળ્યો અને ભમતાં ભમતાં તેણે એક ગામમાં અનેક સાધુઓ સહિત, હિતોપદેશમાં તત્પર, પરોપકારમાં પ્રવિણ અને નરકરૂપ કૂપમાં પડતા પ્રાણીઓને હસ્તાવલંબન રૂપ એવા **વિમલબોધ** આચાર્યને જોયા. તેમને પ્રણામ કરીને કુમાર તેમની સમક્ષ બેઠો એટલે ગુરૂ મહારાજે ધર્મદેશના આપી અને તેમાં સંસારની અસારતા બતાવી, તેમજ સુકૃત રહિત જીવોને પ્રાપ્ત થતા નરક અને તિર્યંચના દુઃખો કહી બતાવ્યા, નિરાબાધ અને અક્ષય મોક્ષસુખ પણ સમજાવ્યું તથા તેને સાધવાના ઉપાયરૂપ સાધુ ધર્મ કહી બતાવ્યો, જે સાંભળતાં મનમાં સંવેગ પામીને કુમાર બોલ્યો—' હે ભગવન્ ! એ સાધુધર્મ આદરવાને હું

અસમર્થ છું.' ત્યારે સૂરિમહારાજે તેને બાર પ્રકારે શ્રાવક ધર્મ બતાવ્યો, એટલે કુમારે તેનો સ્વીકાર કરીને કહ્યું કે—'હે ભગવન્ ! આટલો વખત મેં કુપાત્રે ધન-નો વ્યય કર્યો અને અત્યારે મારી પાસે કંઇ છે નહિ કે જેથી સાધુઓને દાન આપું. હવે જો મને કંઇ પ્રાપ્ત થશે, તો સાધુઓને હું અશન, વસ્ત્ર, શયન, આસન અને ઔષધાદિકનું દાન કરીશ.' વળી વિશેષમાં તેણે ભોજન વેળાએ આવેલ સાધુઓને વ્હોરાવીને મારે ભોજન કરવું આવો નિશ્ચય કર્યો. એટલે 'હે ભદ્ર ! તું ધન્ય છે.' એમ ગુરૂએ તેની પ્રશંસા કરી.

પછી અનુક્રમે કુમાર **ગજપુર** નગરમાં આવ્યો ત્યાં સમસ્ત પૃથ્વીતલનું રક્ષણ કરનાર એવો **ક્ષેમંકર** નામે રાજા હતો. તેને દેવી સમાન પ્રકૃષ્ઠ રૂપવાળી **સુતારા** નામે રાણી હતી. રાજા, પુત્રના અભાવે મનમાં શૂન્ય થઇને રાજ્યને પણ તૃણ સમાન માનતો હતો. કારણ કે અપુત્રીયાને જગત પણ શૂન્ય લાગે છે. વખત જતાં દૈવયોગે દેવીને ગર્ભ રહ્યો, તેથી રાજા ભારે સંતુષ્ટ થયો, અથવા તો ચિંતિતાર્થની સંભાવનાથી કોણ સંતોષ ન પામે ? એવામાં રાણીને પ્રસવ થવાનો મહિનો આવ્યો ત્યારે રાજાને પૂર્વકૃત કર્મના યોગે સર્વ ઔષધને અસાધ્ય એવો રોગ ઉત્પન્ન થયો. અને જેથી કોપથી તપની જેમ રાજા વિનાશ પામ્યો. કારણકે પુણ્ય-હીન જનોના મનોરથ સિદ્ધ થતા નથી. પછી 'રાણીના ગર્ભમાં પુત્ર છે' એમ સમજીને પોતાની મતિથી બૃહસ્પતિને જીતનાર એવા મંત્રીઓએ કેટલાક દિવસ રાજ્ય ચલાવ્યું; એવામાં રાણીને પુત્રી જન્મી, તેથી તે ખેદ પામી. એટલે મંત્રીઓએ તેને ધીરજ આપી અને 'રાણીને પુત્ર જન્મ્યો છે—એમ જાહેર કરીને અમે પુત્રી પાસે રાજ્ય કરાવશું. માટે તમે એને પુત્રના વેષે રાખજો' એમ કહીને તેમણે નગરમાં પુત્રનો જન્મ મહોત્સવ કર્યો. તેમજ **પ્રિયંકર** એવું તેનું નામ રાખ્યું. હવે અનુક્રમે વૃદ્ધિ પામતી તે બાળા સંપૂર્ણ ચંદ્ર સમાન સુંદર મુખવાળી અને યૌવનવતી થઇ એટલે તેને તેવી રૂપવતી જોઇને મંત્રીઓએ **અચ્યુતા** નામે કુલ-દેવતાની આરાધના કરી તેથી તે પ્રત્યક્ષ થઇ ત્યારે મંત્રીઓએ તેને વિનંતિ કરી કે—'હે દેવી ! અમને કોઇ પુરૂષ બતાવો કે જેથી તેને રાજકન્યા અને રાજ્ય-લક્ષ્મીનો સ્વામી બનાવીએ. અચ્યુતા દેવી બોલી—

" सीहु दमेवि जुवाहिहइ, इक्कुवि जिणिहइ सित्तु ।
कुमरि पियंकरि देवितसु, अप्पहु रज्जु समत्तु " ॥ १ ॥

અર્થ—જે એકલો પોતે સિંહને દમીને ચલાવશે અને શત્રુને જીતશે, તેને પ્રિયંકરી આપીને સમસ્ત રાજ્યનો માલીક બનાવજો.

એમ કહીને દેવી અદૃશ્ય થઈ ગઇ.

હવે કુમાર તે નગરમાં એક વૃદ્ધ મહિલાના ઘરે રહ્યો. તેણે તેને પુત્ર કરીને રાખ્યો. ત્યાં કુમાર, રાજાની સેવા કરવા લાગ્યો.

એકદા કુમાર, ઘી-ગોળના માંડા લઇને ઇંધન માટે અરણ્યમાં ગયો ત્યાં ભોજન કરવા બેસતા તેણે દિશા ભણી ચોતરફ જોયું. એવામાં આમ તેમ ભમતા એક સાધુ તેના જોવામાં આવ્યા, એટલે પાસે જઈ તેમને પ્રણામ કરીને કુમારે પૂછયું કે—'હે ભગવન્! આમ તમે કેમ ભમ્યા કરો છો ?' ત્યારે સાધુ બોલ્યા—'સાર્થથી ભ્રષ્ટ થતાં માર્ગને ન જાણવાથી હું ભમું છું.' એમ સાંભળતાં કુમાર ચિંતવવા લાગ્યો કે—'અહો! બહુ ખેદની વાત છે કે આ મહાત્મા ક્ષુધિત હોવાથી ભિક્ષા કયાં પામશે ? અને હું તો ઘરે જઇને ભોજન કરી લઇશ. માટે એમને માંડા આપીને મારા આત્માને કૃતાર્થ કરૂં.' એમ શ્રદ્ધાથી રોમાંચ વિકસિત થતાં તેણે મુનિને માંડા વ્હોરાવ્યા, તેમજ માર્ગ પણ બતાવ્યો. એટલે મુનિ અન્યત્ર ચાલ્યા ગયા.

હવે અહીં તે નગરની પાસેના ગિરિ-નિકુંજમાં રહેલ એક સિંહ ગાય, ભેંસ, માણસો વિગેરેને ઉપદ્રવ પમાડતો હતો. તેનો વધ કરવાને હાથમાં હથીયાર લઇને રાજસૈન્ય ત્યાં ગયું. તેનો ઉપદ્રવ કરતાં સિંહ, કુમારની પાસે આવ્યો, એટલે કુમાર હિમ્મત લાવી વિદ્યુત્ક્ષેપ કરણથી તેની પીઠપર બેસી ગયો અને પોતાના ડાબા હાથે તેને કાનમાં પકડીને ચલાવવા લાગ્યો. ત્યારે 'અહો! આશ્ચર્ય!' એમ બોલતાં સૈન્ય-સુભટોએ તેને જોયો. પછી સુભટોથી અનુસરાતો તે નગરમાં રાજભવન આગળ આવ્યો. ત્યાં સિંહને જોવાથી ત્રાસ પામતા હાથીઓએ કોલાહલ મચાવી મૂકયો. એવામાં અમર સમાન મનોહર તે કુમારને જોતાં રાજ (કુમારી) ને ભારે અનુરાગ ઉત્પન્ન થયો. તેના મનમાં મન્મથનો સંચાર થયો, તેનું ભાલસ્થળ તે પસીનાના જળબિંદુઓથી અલંકૃત થયું, સર્વાંગે તેને રોમાંચનો વિકાસ થયો, વિકાસ પામતાં નીલ કમળના દલ સમાન તિર્છા નેત્ર-કટાક્ષ પ્રવર્ત્યા અને ભયને લીધે વાણી સ્ખલિત થવા લાગી. એટલે રાજાએ મંત્રીઓને કહ્યું. કે—'આ મારાં જેવો રાજપુત્ર છે. અહો! એનો અનુપમ પરાક્રમ, સમસ્ત પ્રાણીઓ કરતાં ઉત્કૃષ્ટ એનું સત્વ અને જગતને આશ્ચર્ય પમાડનાર એનું ચરિત્ર કે પોતે મનુષ્ય છતાં એણે કેસરીને દમીને અશ્વની જેમ વાહન બનાવ્યો.' ત્યારે મંત્રીઓ બોલ્યા—'હે દેવ! આપનું કહેવું યથાર્થ છે. માટે એનાપર તમે મોટો પ્રસાદ કરો.' આથી રાજાએ તેને સુવર્ણના અલંકારો તથા પ્રશસ્ત વસ્ત્રો આપ્યાં, તેમ તે એકલાને પણ એક લાખ સોનામ્હોરનો પગાર કરી આપ્યો.

એવામાં **શ્રાવસ્તી** નગરીના **નરસિંહ** રાજાના ત્યાં આવેલ પુરૂષે એ બધું નજરે જોયું. અને તેથી તે ચિંતવવા લાગ્યો કે—'શું આ રાજા તે રમણી છે કે?

સિંહારૂઢ આ પુરૂષને જોતાં એને કામવિકાર પ્રગટ થયા.' વળી બારીકાઇથી જોતાં તેણે અલ્પ સ્તનના ઉદ્દ્ભવથી મનોહર રાજાનું વક્ષસ્થળ જોયું. એટલે 'હા ઠીક, આ તો કન્યાજ લાગે છે.' એમ નિશ્ચય કરી, તેણે જઇને એ વાત નરસિંહ રાજાને નિવેદન કરી. ત્યારે રાજાએ એક દૂતને શિખામણ આપીને મોકલ્યો. તેણે ગજપુરમાં આવી મંત્રીઓને કહ્યું કે 'મને નરસિંહ રાજાએ મોકલ્યો છે અને તમને એવી આજ્ઞા કરી છે કે જો તમારે જીવિતની જરૂર હોય, તો મારી સેવા કરો અને મને હાથી, ઘોડા પ્રમુખ દંડ મોકલો.' એટલે મંત્રીઓએ કહેવરાવ્યું કે–'રાજાને પુત્ર સમજીને તેં આટલો વખત દંડ ન માગ્યો અને અત્યારે એને કન્યા સમજી દંડ માગતાં તું શરમાતો કેમ નથી? ખરેખર! તું બીજાના છિદ્ર જોનાર લાગે છે. તેથી તું નરસિંહ (પુરૂષોમાં સિંહસમાન) નથી, પણ નરસારમેય (પુરૂષોમાં કુતરા સમાન) છે હવે તને અમે દંડ આપનાર નથી. પરંતુ અમે તારી પાસે દંડ લેવાના છીએ. હે દૂત! એ બધો વૃત્તાંત, સત્વર જઇને તારા સ્વામીને કહે.' પછી દૂતના મુખથી એ હકીકત સાંભળતાં કોપાયમાન થયેલ નરસિંહ રાજા, ચતુરંગ સૈન્યના સમૂહથી પૃથ્વીપીઠને દબાવતો તે પોતાના દેશના સીમાડાપર આવ્યો એટલે તેના આગમનની ખબર પડતાં મંત્રીઓ પોતાના સૈન્યની તૈયારી કરવા લાગ્યા. એવામાં કુમારે તેમને કહ્યું કે–'તમારે ક્લેશ શા માટે ઉઠાવવો જોઇએ? હું એકલો સમસ્ત શત્રુના ગર્વનું ગંજન (ભંજન) કરીશ. માત્ર કવિની જેમ પ્રેક્ષક સામંતોને મારી સાથે મોકલો.' ત્યારે કુળદેવીનું વચન યાદ કરી અને સિંહદમન નજરે જોઇને મંત્રીઓને નિશ્ચય થયો કે–'અવશ્ય આ દિવ્યશક્તિધારી છે.' એમ સમજીને મંત્રીઓએ તે પ્રમાણે કર્યું. પછી કુમાર અનુક્રમે શત્રુ સમીપે ગયો અને તેણે શત્રુને કહેવરાવ્યું કે–'સત્વર તું સંગ્રામને માટે સજ્જ થા.' એટલે તેણે પણ કનકના બખ્તર તથા વિચિત્ર નિશાનીઓ યુક્ત જાણે જંગમ કનક–પર્વતો કે ચાલતા કલ્પવૃક્ષો હોય તેવા હાથીઓને તૈયાર કર્યા, જયલક્ષ્મીના જાણે ચાલતા કેલિગૃહો હોય તેવા રથો સજ્જ કર્યા, શરીરધારી જાણે પવનો હોય તેવા અશ્વો પલાણ્યા અને વિવિધ હથીયારોથી ભયંકર ભાસતા જાણે યમદૂતો હોય તેવા સુભટોને તૈયાર કર્યા. એમ ચતુરંગ સૈન્ય લઇને નરસિંહ રાજા સંગ્રામ કરવાને સામે આવ્યો. ત્યારે પાછળ આવતા સામંત પ્રમુખ સુભટોસહિત કુમાર તે સિંહપર આરૂઢ થઇને તેની સામે આવ્યો. ત્યાં કેસરીએ પોતાના પુચ્છની છટાથી ધરણીતલને એવું તાડન કર્યું કે જેથી તે પ્રલય કાળની શંકા ઉપજાવવા લાગ્યું. એટલે મજબૂત મૂલબંધ તૂટતાં ફળ–પુષ્પોથી શોભતા વૃક્ષો બધા પડવા લાગ્યાં તેમજ વજ્રથી જાણે આઘાત પામ્યા હોય તેમ પર્વતોના શિખરો તૂટવા લાગ્યાં. આથી 'શું બ્રહ્માંડ ફૂટ્યું? કે આકાશથકી વીજળી પડી?' એવી શંકાથી શત્રુનું સમસ્ત સૈન્ય આકુળવ્યાકુળ થઈ ગયું; પછી સિંહે,

કલ્પાંતકાળના ગાજતા મેઘના નિર્ઘોષ સમાન દુઃસહ અને ગિરિ ગુફાના પ્રતિશબ્દથી ભીષણ એવો શબ્દ કર્યો. તેમજ ચંદ્રના મૃગને જાણે હણવા માટે ક્ષણભર તે આકાશમાં ઉછળ્યો અને વજ્રસમાન કઠિનક્રમ (ચરણ)થી મહીપીઠને નિર્દલિત કરતો તે પાછો નીચે પડયો. તેથી સિંહના ભયને લીધે હૃદયમાં વ્યાકુળ થયેલા નરસિંહ રાજાના મદોન્મત્ત હાથીઓ પણ મહાવતોની અવગણના કરતા સત્વર પલાયન કરવા લાગ્યા, તથા ભયના વશથી ચાબુકના પ્રહારને ન ગણકારતાં અશ્વો, અસવાર સુભટોને ઉછાળી જમીનપર નાંખી દઇને વેગથી ભાગવા લાગ્યા અને ભયથી હાથ પગે કંપતા સુભટોના હથીયારો, પવનથી હણાયેલ વૃક્ષોના પાકા પાંદડાની જેમ નીચે પડવા લાગ્યા. એમ પોતાના સૈન્યને નાસતું જોઇ ભયથી નરસિંહ રાજા મહાકષ્ટે પોતાના હાથીને થોભાવીને રણમાં એકલો ઉભો રહ્યો. એવામાં સિંહ પણ નરસિંહના હસ્તીના કુંભસ્થલપર કૂદકો મારીને ચડી ગયો. તેથી જમીનમાં પોતાના દાંત ભરાવી હાથી ભય પામતો ઉભો રહ્યો. ત્યાં ભયના વશથી હથીયાર પડી જતાં નરસિંહ રાજા, પરાક્રમના ગર્વને મૂકીને હાથીના કુંભસ્થલ ઉપરજ આળોટી રહ્યો. એટલે તરવાર ખેંચતાં કુમાર બોલ્યો—'હવે તું મરવાનો છે.' આથી દાંતમાં આંગળી નાંખીને નરસિંહ કહેવા લાગ્યો—' મારા જીવિતને બચાવ. હું તારો દાસ છું. મારો એ એક અપરાધ ક્ષમા કર. હવે એવું કદિ નહિ કરૂં. કારણ કે મહા પુરૂષો ક્ષમાશીલ હોય છે. ' ત્યારે કુમારે નરસિંહને મૂકતાં, તે પોતાના પુનર્જન્મને માનતો સંતુષ્ટ થયો. અથવા તો દુઃખનો વિનાશ થતાં કોણ પ્રમુદિત ન થાય ? પછી નરસિંહ રાજાએ કુમારને હાથી, ઘોડા કનક અને રત્નના અલંકારો અર્પણ કર્યા, તે લઇને મનમાં પ્રસન્ન થતો કુમાર, ગજપુર નગરમાં પાછો આવ્યો. કુમારનું આ ચરિત્ર સાંભળતાં સમસ્ત મંત્રીઓ સંતુષ્ટ થયા અને પ્રિયંકરી કુમારીનો તેનાપર ભારે અનુરાગ થયો. પછી પ્રધાનોએ રાજવેશ તજાવીને પ્રિયંકરી કુમારને પરણાવી અને તેને રાજ્યપર સ્થાપન કર્યો તથા નગરમાં મોટો ઓચ્છવ વર્તાવ્યો.

એ અરસામાં કુળદેવતાએ પ્રગટ થઇને કહ્યું કે—' રાજકન્યાને યોગ્ય વરની તપાસ કરતાં આ નરદેવ રાજકુમાર મારા જોવામાં આવ્યો. વળી અરણ્યમાં આવી પડેલ, માર્ગથી ચુકેલ અને ક્ષુધાથી કલાંત થયેલ મુનિને, પોતે ક્ષુધિત રહીને જે એણે અન્નદાન આપ્યું, એ સત્ત્વથી એનાપર સંતુષ્ટ થઇને મેં સિંહ-વાહન કરી, શત્રુના વિજયમાં એને શક્તિ આપી તથા રાજ્ય અપાવ્યું. માટે હવે જે કોઇ એની આજ્ઞા ઓળંગશે, તેનો હું નિગ્રહ કરીશ. ' એમ સમસ્ત લોકો સમક્ષ બોલીને દેવી અંતર્ધાન થઇ.

પછી અપ્રતિહત પ્રતાપયુક્ત નરદેવ રાજાએ ચિરકાળ રાજ્ય ચલાવ્યું, અને પૂર્વે જે રાજાઓ તાબે ન હતા, તેમને પણ તેણે તાબેદાર બનાવ્યા. પોતાના

નગરમાં તેણે ઉન્નત જિનમંદિરો કરાવ્યાં તેમજ સર્વત્ર વિસ્તારથી જિન-રથયાત્રાઓ કરાવી. વળી તેણે સર્વ લોકોને સન્માન આપીને મુનિઓના ઉપાસક બનાવ્યા તેમજ મનમાં સંવેગ લાવીને તે ગુરૂ પાસે આગમનું શ્રવણ કરવા લાગ્યો. એમ ગૃહસ્થ-ધર્મ આરાધી, પ્રાંતે સમાધિપૂર્વક મરણ પામીને નરદેવ રાજા દેવલોકમાં ઉત્પન્ન થયો અને ત્યાંથી ચવી, મનુષ્યજન્મ પામીને મોક્ષે ગયો."

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે કે—)

"હે રાજેંદ્ર ! એ પ્રમાણે તને મેં બારવ્રત કહી સંભળાવ્યાં." એટલે રાજા બોલ્યો—"હે ભગવન્ ! તમે મારાપર મોટો અનુગ્રહ કર્યો. પંચમહાવ્રતનો ભાર તો ગિરીંદ્રની જેમ દુર્વહ છે, એ ભારને જે વહન કરે છે, દુષ્કર-કારક એવા તેમને હું વંદન કરૂં છું. વળી જેઓ પરિગ્રહના આરંભને પરિમિત કરીને એ બાર વ્રતો પાળવાને સમર્થ છે, તે પણ કોને પ્રશંસનીય ન હોય ?" ત્યારે ગુરૂમહારાજ બોલ્યા—'પૂર્વે **આનંદ, કામદેવ** વિગેરે હતા કે જેઓ શ્રાવકના એ બાર વ્રત બરાબર પાળતા હતા. વળી અત્યારે અહીં **છર્દક** નામે ગૃહસ્થ શ્રેષ્ઠી છે કે જેણે પરિમિત પરિગ્રહથી પાપ-વ્યાપારનો પરિહાર કર્યો છે. વળી જે નવ તત્ત્વનો અભ્યાસી, સંતોષી અને વિવેકરૂપ રત્નના નિધાન સમાન છે, તથા દેવ, ગુરૂ અને ધર્મ-કાર્યોમાં જે સ્વભુજોપાર્જિત ધન વાપરે છે, તેણે અમારી પાસે પૂર્વે ભાવથી એ બાર વ્રતો આદર્યાં છે અને નિરતિચારપણે તે પાળે છે.'

ત્યારે રાજાએ કહ્યું—'એ ધનાઢ્ય હોવાથી મને માનનીય તો હતોજ અને અત્યારે સાધર્મી હોવાથી બંધુની જેમ વિશેષ માનનીય થયો. હે ભગવન્ ! બાર પ્રકારના શ્રાવકધર્મને પાળવામાં હું પણ પૃથ્વીપતિને યોગ્ય પ્રયત્ન કરીશ.' ગુરૂ બોલ્યા—'હે નરેંદ્ર ! તુંજ પુણ્યવંત છે કે જે આવો મહારાજા છતાં શ્રાવકના વ્રત પાળવાને તત્પર બન્યો છે.'





# पंचम प्रस्ताव.

( ચાર કષાયનું સ્વરૂપ. )

હવે શ્રી **હેમચંદ્ર** મહારાજ કહેવા લાગ્યા કે—" જે ભવ્યાત્મા, જીવદયા પાળવાની અભિલાષા કરે, તેણે કષાયોને જીતવાનો પ્રયત્ન કરવો જોઈએ. કારણ કે કષાયથી પરવશ બનેલ જીવ કંઇપણ કૃત્યાકૃત્યને ન જાણતાં તે નિર્દય મનથી પર પ્રાણીઓને પીડા ઉપજાવવામાં પ્રવર્ત્તમાન થાય છે. માટે **ક્રોધ, માન, માયા** અને **લોભ**—એમ ચાર કષાય છે અને અનંતાનુબંધી પ્રમુખ ભેદોથી તે દરેકના ચાર ચાર ભેદ થાય છે. વિષધરની જેમ કાર્ય—અકાર્યના વિચારની જ્ઞાનશક્તિને હરી લેનાર એવા ક્રોધને, કયો મતિમાન્ પુરૂષ પોતાના મનોમંદિરમાં અવકાશ આપે ? બળતી અગ્નિ પણ સારી કે તે જ્યાં લાગે તેનેજ બાળે; પરંતુ કોપાનળથી સ્વસ્થાન (આત્મા યા શરીર), અન્ય (જેના પ્રત્યે કોપ ઉતરે તે) અને પરભવ એ સર્વ દગ્ધ—વિનષ્ટ થાય છે. જે પુરૂષ, જિન—પ્રવચનરૂપ મેઘથી ઉત્પન્ન થયેલ પ્રશમ—અમૃતથી ક્રોધ—દાવાનળને બુઝાવે છે, તેને ધર્મરૂપ વન શિવ—મોક્ષરૂપ ફળને આપનાર થાય છે. જીવો કોપથી સિંહ અને વ્યાઘ્રની જેમ દુર્ગતિનાં દુઃખને પામે છે અને ક્ષમાશીલ મનુષ્યો, સ્વર્ગ અને મોક્ષના સુખને મેળવે છે. તે દષ્ટાંત આ પ્રમાણે છે—



## પ્રકરણ ૧ લું.

### ક્રોધ કષાય ઉપર સિંહ અને વ્યાઘ્રની કથા.



આ જ ભરતક્ષેત્રમાં **સિંહપુર** નામે નગર છે કે જે મહિલાના મુખની જેમ વિશાળ અને સ્વચ્છતાવાળું, સારી રચનાયુક્ત, શ્રેષ્ઠ મકાનોથી શોભતું હતું. મહિલામુખના પક્ષમાં લાંબા લોચનયુક્ત, પ્રકૃષ્ટ રત્નાલંકારથી વિરાજિત, સારી કાંતિ સહિત; પણ નગર કદિ ભાલોપલક્ષિત (કાંતિ રહિત) ન હતું અને રમણીમુખ ભાલથી ઉપલક્ષિત હોય છે. ત્યાં **વિધુ** નામે રાજા હતો કે તમાલ સમાન નીલ અને

પાણીદાર જેની તરવારરૂપ મેઘથી શત્રુઓના પ્રતાપરૂપ રવિ અને યશરૂપ ચંદ્રમા તે આચ્છાદિત થઇ ગયા હતા. ગુણરૂપ રત્નોની ખાણ, દુર્જનોના મુખ-કમળના વનને બાળી નાખવામાં હિમ સમાન, મન્મથની રાજધાની તથા કોમળ વાણી બોલનારી એવી **લક્ષ્મી** નામે તેની રાણી હતી. પૂર્વકૃત સુકૃતના અનુસારે રાજ્ય-સુખ ભોગવતાં તેમને યુગલરૂપે બે પુત્રો થયા. એટલે રાજાએ, નૃત્ય કરતી રમણીઓના સ્તનપટ્ટપર આઘાત પામવાથી તૂટતા મોતીના હારોથી ભવનાંગણને તારાયુક્ત બનાવતાં પુત્રોનો જન્મ મહોત્સવ કર્યો અને અનુક્રમે રાજાએ એકનું **સિંહ** અને બીજાનું **વ્યાઘ્ર** એવું નામ રાખ્યું. બંને વૃદ્ધિ પામતાં અવસરે કળાઓ ગ્રહણ કરીને યૌવનાવસ્થા પામ્યા. તે બંને બાલપણથીજ સમાન વર્ણ અને પ્રમાણવાળા, સમાન સંસ્થાનવાળા અને સમાન ભાષા તથા ચેષ્ટાવાળા હતા. પોતાના ઉત્સંગમાં લાલિત થયા છતાં માબાપ પણ તેમનામાં ભેદ સમજતા ન હતા, તો બીજા લોકો તો ક્યાંથી સમજે ?

એવામાં એકદા ગ્રીષ્મઋતુ આવી. જ્યાં દુષ્ટ નરેંદ્રની જેમ સૂર્ય પોતાના તીવ્ર કર ( કિરણ ) થી સમસ્ત ભુવનને પીડવા લાગ્યો, જ્યાં દુર્ભાગી મહિલાની જેમ શરીરે સંલગ્ન થયેલ વાયુ, બધા લોકોને સંતાપ આપવા લાગ્યો, જ્યાં તૃષ્ણાથી તરલિત બનેલા પથિક જનો, કાંતાઓની જેમ સરિતાઓને અનુસરવા લાગ્યા, જ્યાં ચંદન, ચંદ્ર, જલાર્દ્ર કે પુષ્પહાર, સજ્જનની જેમ અત્યંત આનંદ આપવા લાગ્યા. જ્યાં લોકો જળયંત્રના જળને તથા શીતલ કામનીના શરીરને સેવવા લાગ્યા. ભવતાપથી વિધુર બનેલ જેમ ગુરુવચનને આદરે, તેમ દક્ષ જનો મઘ ( મધ ) પીવા લાગ્યા, જ્યાં ચંદન-જળથી મિશ્રિત અને પોતે એકઠાં કરેલ કુસુમોનો આશ્રય લેવા લાગ્યા અને જ્યાં તરૂણીને આલિંગન કરતા તરૂણ લોકો સંતાપરહિત થઇને પ્રમોદ પામવા લાગ્યા. એ ગ્રીષ્મઋતુમાં તે બંને કુમારો ક્રીડા કરવાને ઉદ્યાનમાં ગયા. ત્યાં વિવિધ ગમ્મત કરતાં સિંહ કુમાર ગીત ગાવા લાગ્યો અને **વ્યાઘ્ર** ફૂલો એકઠાં કરવા લાગ્યો.

એવામાં વૈતાઢ્યપર્વતના અલંકારરૂપ **કનકપુર** નગરમાં રહેનાર **સુવેગ** નામે જરાજીર્ણ વિદ્યાધર કે જે, અત્યંત મનોહર પોતાની કન્યા, અન્ય વિદ્યા-ધરોએ માગ્યા છતાં યુદ્ધના ભયથી તેમને ન આપતાં કોઇ ભૂમિગોચર પુરૂષને આપવા માટે ત્યા લઇ આવ્યો. તેણે ક્ષણવાર સિંહનું સંગીત સાંભળ્યું. તેથી તેણે મનમા વિચાર કર્યો કે—' અહો ! આ ગીતકળામાં ભારે ચાલાક લાગે છે ' એટલે કન્યા પણ પિતાની અનુજ્ઞાથી ગાન કરવા લાગી. તે સાંભળતાં સિંહકુમાર ચિંતવવા લાગ્યો કે—' અહો ! એક તો એ અનુપમ રૂપવતી છે અને એનો અવાજ અત્યંત આકર્ષક છે, તેથી એક સુવર્ણ અને તેમાં પણ સુગંધ હોવા જેવું થયું, ત્યારે મધુર રૂપ અને સ્વરથી કન્યાએ સિંહને એવો બનાવી દીધો કે જેથી

છળ શોધનાર મન્મથે તેને બાણથી ઘાયલ કર્યો. એવામાં સંગીત સાંભળતાં લતાના આંતરે રહીને વ્યાઘ્ર પણ કન્યાને જોવા લાગ્યો, રૂપ અને મધુર અવાજથી કામવશ થયેલ તે કુસુમ વીણવાનું મૂકીને કદલીગૃહમાં પેઠો. અહીં કન્યા પણ સંગીતથી નિવૃત્ત થઇને ઉદ્યાનની શોભા જોવા લાગી, અને ચાલતાં ચાલતાં તે દૈવયોગે કદલીગૃહમાં પહોંચી. ત્યાં પલ્લવની શય્યાપર પણ પત્થરની જેમ રતિ ન પામતો અને ઉષ્ણ તથા દીર્ઘ નિસાસા નાંખતો વ્યાઘ્ર તેણીના જોવામાં આવ્યો. તેને જોતાં કન્યાએ વિચાર કર્યો કે—'આ તેજ છે કે જેને મેં ગાન કરતો જોયો હતો.' એમ ધારી તેણે વ્યાઘ્રને પૂછ્યું કે—'તને શી બાધા છે?' તે બોલ્યો—'જે પરદુઃખથી દુઃખિત ન થાય અને જે દુઃખથી મુક્ત કરવાને સમર્થ ન હોય, તેને દુઃખ કહેવાથી પણ શો લાભ?' એટલે કન્યા બોલી—'હે સુભગ! હું તારા દુઃખથી દુઃખિત છું અને ખેચરપણાને લીધે તારૂં સર્વ દુઃખ દૂર કરવાને સમર્થ છું. માટે તારા સંતાપનું કારણ કહી બતાવ.' ત્યારે તે બોલ્યો—"જો એમ હોય, તો સાંભળ—હે સુતનુ! જ્યારથી તું મારા જોવામાં આવી છે, ત્યારથી મન્મથ મારા મનમાં ભારે પીડા ઉપજાવે છે. તો મારા દુઃખથી જો તું દુઃખિત હોય, અને તારા મનમાં દયા વસતી હોય, તો મને પરણીને તું મારા જીવિતની સ્વામિની થા.' કન્યા બોલી—'એમાં શું અયુક્ત છે? કારણ કે પિતા પણ મારા વરની શોધ કરવાને અહીં આવેલ છે. તો જેટલામાં તે બીજા કોઈ સાથે મારો સંબંધ ન જોડે, તેટલામાં હું પોતેજ તને વરીચુકી છું.' એમ કહી તેણે પોતાના કંઠમાંથી પુષ્પમાળા કહાડીને વ્યાઘ્રના કંઠમાં આરોપણ કરી. પછી પુનઃ તે કહેવા લાગી કે—'હું વિદ્યાધરી છું માટે તું પણ મારી પાસે પાઠસિદ્ધ વિદ્યાઓ ગ્રહણ કર, કે જેથી તું વિદ્યાધર થાય.' આથી વિદ્યાઓ ગ્રહણ કરીને તે વિદ્યાધર થયો. એટલે કન્યાએ કહ્યું—'હવે તું વિવાહને માટે તૈયાર થા.' એમ કહીને તે કદલીગૃહથી બહાર નીકળી.

અહીં વિદ્યાધરે સિંહને કહ્યું—'હે કુમાર! તારા સંગીતથી હું સંતુષ્ટ થયો છું. માટે કહે, તારૂં શું પ્રિય કરૂં? સિંહ બોલ્યો—'જે હું માગું તે તું આપ' ખેચરે એ વાત કબુલ રાખી. ત્યારે સિંહે જણાવ્યું—'તારી પુત્રી મને પરણાવ.' વિદ્યાધર બોલ્યો—'જે મારા મનમાં હતું, તેજ તેં માગી લીધું. પૂગવૃક્ષપર નાગલતાનું આરોહણ કંઇ અનુચિત ન ગણાય; પરંતુ મારી કન્યા વિદ્યાધરી છે. માટે તને પણ પાઠસિદ્ધ વિદ્યાઓ આપું કે જેથી તમે બંને વિદ્યાધરોનો અનુકૂળ સંબંધ થાય.' આથી સિંહે વિદ્યાઓ ગ્રહણ કરી અને તેણે જઇને પિતાને કહ્યું કે—'મને ખેચર-કન્યા મળી.' એવામાં ત્યાં વિદ્યાધરની પાસે વ્યાઘ્ર આવ્યો એટલે સિંહની ભ્રાંતિથી ખેચરે વ્યાઘ્રને ઉદ્દેશીને પોતાની કન્યાને કહ્યું—'હે વત્સે! મેં આ કુમારની સાથે તારો સંબંધ કર્યો છે.' ત્યારે તેણે

વિચાર કર્યો કે—'અહો ! દૈવ મને અનુકૂળ છે. કદલીગૃહમાં હું જેને વરી, પિતાએ પણ તેનીજ સાથે મારો સંબંધ જોડ્યો.' એમ સમજીને તેણે પિતાને કહ્યું—'હે તાત ! હવે તમે વિવાહની તૈયારી કરો.' એટલે તેણે વિવાહમંડપ તૈયાર કર્યો અને તેમાં અનેક વિદ્યાધરીઓ સહિત કન્યાને બેસારી.

એવામાં વ્યાઘ્રે પણ માત પિતાને કહ્યું—'હે તાત ! મેં ખેચર-કન્યા મેળવી.' ત્યારે તેમણે કહ્યું—'અહો ! આપણા પુણ્યો જાગ્યાં કે એક તો દેવ-કુમારો સમાન એકી સાથે બે કુમાર ઉત્પન્ન થયા અને બંનેએ એકી વખતે ખેચર કન્યાઓ મેળવી.' પછી વિવાહને ઉચિત વિધિ કરાવીને માત પિતા, તે બંને કુમારોને ઉદ્યાનમાં લઈ આવ્યા. અને ત્યાં તેમણે બંનેને પૂછ્યું કે—'કઇ કન્યા કોને મળી ?' ત્યારે વ્યાઘ્રે કહ્યું—'સામે ચોરીમાં બેઠી છે, તે કન્યા મને મળી છે.' એટલે સિંહે ખેચરને બોલાવીને કહ્યું—'જે કન્યા મને તેં આપી, તે ક્યાં છે ?' ત્યારે ખેચરે તેજ કન્યા બતાવી. ત્યાં વ્યાઘ્ર બોલ્યો—'એક કન્યા તો તેં મને આપી છે.' ખેચરે જણાવ્યું—'તમે બંનેનું સમાનરૂપ હોવાથી મારા મનમાં ભ્રાન્તિ થઇ; પરંતુ મેં જેને કન્યા આપી છે, તે વિદ્યાના પ્રભાવથી જે આકાશ-ગામિની શક્તિ ધરાવતો હોય, તે મારી કન્યાને પરણે.' એમ સાંભળતાં રાજહંસની જેમ બંને કુમાર આકાશમાં ઉડ્યા અને પાછા ભૂમિપર આવ્યા. એટલે ખેચરે કહ્યું—'વિદ્યા શક્તિથી ચતુરંગ સૈન્ય વિકુર્વો.' ત્યારે કુમારોએ તેમ કર્યું. આથી વિદ્યાધર બોલ્યો—'તમે બંને સમાન ગુણવાળા છો અને આ કન્યા એક છે. તેથી હું સમજી શકતો નથી કે એ કોને આપી છે ? તો હવે શું કરૂં ?' એવામાં કુમારોના માત-પિતાએ કહ્યું કે—'ડાબા અને જમણા લોચનની જેમ અમારા બંને કુમારોમાં કંઇ ભેદ (તફાવત) જ નથી, માટે તમે બરાબર ઓળખીને ગમે તે એકને કન્યા પરણાવો.' ત્યારે વ્યાઘ્ર, સિંહને કહેવા લાગ્યો—'એક ક્ષણમાત્ર પ્રથમ જન્મ થવાથી તું મારો વડીલ બંધુ છે. તો જે બાળા, મારામાં અનુરક્ત છે, તેના પ્રત્યે તારે મનોભાવના કરવી પણ ઉચિત નથી.' એટલે સિંહ બોલ્યો—'હું વડીલ બંધુ પરણ્યા પહેલાં તારે પણ પરણવું યોગ્ય નથી.' વ્યાઘ્રે કહ્યું—સ્નેહથી હું તને વડીલ બંધુ માનું છું, નહિતો સમ કાળે એક માતાના ઉદરથી જન્મેલા આપણામાં નાના મોટાની શી ગણત્રી ?' સિંહ બોલ્યો—'અરે ! ક્રમથી આવેલું મારૂં વડીલપણું પણ તેં લોપવી દીધું. માટે હવે મારી સાથે સંગ્રામ કરવાને સજ્જ થા.' ત્યારે વ્યાઘ્રે કહ્યું—'જેમ ખેચર કન્યાને ઉદ્દેશીને અમારો અનુરાગ થયો.' તેમ હવે એને લઇને યુદ્ધ કરવાનો વખત આવ્યો.' પછી ગર્વના વશથી બખ્તર ચડાવી, હાથમાં ઢાલ-તરવાર લઇને દાંતથી ઓષ્ઠપુટને દશતા તે બંને કુમાર સંગ્રામ કરવાને તૈયાર થયા એટલે ક્ષણવાર ગર્જના કરતા, ક્ષણવાર પરસ્પર હાક મારતા, કોઇવાર એક બીજાને પ્રહાર કરતા,

કોઈવાર એક બીજાનો ઘા ચુકાવતા અને કોઈવાર દિવ્ય અસ્ત્ર પરસ્પર છોડતા લાગ્યા. ક્ષણમાં તે બંને આકાશમાં ઉછળતા, ક્ષણમાં પૃથ્વીતલપર પડતા, ક્ષણમાં પાછળ હઠતા અને ક્ષણમાં રોષાંધ બનેલા પાડાની જેમ એકત્ર મળતા હતા. એમ તેમને યુદ્ધ કરતા જોઈને કુમારોના સ્વજનો ચિંતાતુર થઈ ચિંતવવા લાગ્યા કે—' હા ! આતો અમૃત પણ વિષ સમાન થઇ પડયું કે કુમારોનો વિવાહ તે યુદ્ધરૂપ થઇ પડ્યો. વળી પૂર્વે ' આપણે ભાગ્યશાળી છીએ, ' એવી જે આપણા મનમાં ભાવના હતી, તે હવે આપણે પોતને નિર્ભાગી માનીએ છીએ. એક ઉદરમાં જન્મ પામેલા છતાં એક રમણીને માટે બંને કુમારો કલહ કરી રહ્યા છે. હવે એમને કોણ નિવારી શકે ? '

એવામાં આકાશથકી એક ચારણ–શ્રમણ ત્યાં ઉતર્યા. અને તેમણે કુમારોને સમજાવતાં કહ્યું કે—" હે કુમારો ! તમે ફરીને પણ આવો કલહ કેમ કરો છો ? તમે પૂર્વે દરજી, સર્પ, હાથી, હરણ, ગેંડા અને તપસ્વી હતા, તે વખતે કોપાંધ થઇ કલહ કરીને મરણ પામ્યા. " એમ સાંભળતાં પોતે પૂર્વે અનુભવેલ કોપના ફળને સંભારી તે બંનેએ યુદ્ધની મતિ મૂકીને પાસે બેઠેલા મુનિને પ્રણામ કર્યા. એટલે રાજાએ પણ મુનિને નમીને કહ્યું કે—' હે મહાત્મન્ ! તમે મારા પર મહા-પ્રસાદ કર્યો કે જેથી કંઈ મંત્ર બોલીને આ કુમારોને યુદ્ધ કરતા મૂકાવ્યા. માટે તમે શું બોલ્યા તે કહો. ' ત્યારે મુનિ બોલ્યા—" હે નરનાથ ! પૂર્વજન્મના કોપનું ફળ મેં કુમારોને કહી સંભળાવ્યું અને હવે તમે પણ તે સાંભળો—

પૂર્વે **સૂરપુર** નગરમાં એ બંને રાજાના દરજી હતા. તેમાં એક મદધર (ગંધવાહક) હતો અને બીજો મદધરના પદને ઇચ્છતો હતો. એક વખતે રાજાએ મદધરને પૂછયું કે—' અરે ! તારામાં કેવી શક્તિ છે ? ' ત્યારે તે બોલ્યો—' હું અંધારામાં પણ સોયના રંધ્રમાં દોરો નાંખી શકું છું. ' ત્યાં બીજાએ કહ્યું કે—' હું સોયને ઉંચે ઉછાળીને મૂકી દઉં છું. એટલે તે પોતાની મેળે નીચે રહેલ દોરામાં પરોવાઇ જાય છે.' પછી તે બંનેએ પોતપોતાનું વિજ્ઞાન રાજાને બતાવ્યું. એટલે રાજાએ સંતુષ્ટ થઇને બીજાને મદધરનું પદ આપ્યું. એમ એક પદને માટે કોઇવાર કોપાયમાન થયેલા તે બંને પરસ્પર કલહ કરતાં મરણ પામીને મલયાચ-લમાં સર્પ થયા. ત્યાં વૃદ્ધિ પામતાં ચંદનવૃક્ષપર એ બંને મળ્યા અને એકબીજાને જોવાથી મનમાં ક્રોધ લાવી, પરસ્પર ફણા–ઘાતથી કલહ કરતાં તે બંને દાવાનળથી દગ્ધ થયા અને હસ્તીરૂપે ઉત્પન્ન થયા. એટલે એક હાથણી નિમિત્તે કલહ કરીને બંને મરણ પામ્યા અને મરૂભૂમિમાં હરિણ થયા. ત્યાં એક હરણી માટે યુદ્ધ કરતા બંનેને શિકારીએ એકીસાથે મારી નાંખ્યા. પછી તે ગેંડા થયા અને એક સ્થાને મળતાં એક ઘાસને માટે કલહ કરતાં તે કાદવમાં પડીને મરણ પામ્યા. ત્યાંથી મનુષ્ય થઈને એક તાપસના શિષ્ય થયા. વખત જતાં ગુરૂ મરણ પામવાથી

એક મઠને માટે બંને કલહ કરતાં અન્યોન્ય પ્રહાર કરીને જમીનપર પડ્યા. ત્યાં મારા જોવામાં આવતાં મેં તેમને શાંત પાડીને પરમેષ્ઠી-મંત્રનું શ્રવણ કરાવ્યું. એટલે તેના પ્રભાવથી મરણ પામી તે બંને આ તારા પુત્રો થયા છે. અત્યારે એક વિદ્યાધર-કન્યા માટે પુનઃ યુદ્ધ કરતા એ મારા જોવામાં આવ્યા, એટલે દયાને લીધે પૂર્વભવ સંભળાવીને મેં એમને પ્રતિબોધ પમાડ્યા."

એ પ્રમાણે સાભળતાં બંને કુમારો બોલ્યા કે—'હે મહાત્મન્! એ બધું આપનું કથન સત્ય છે. તમે અમને નરકરૂપ અંધકૂપમાં પડતા બચાવ્યા. અમે ક્રોધનું ફળ સાક્ષાત્ અનુભવ્યું. માટે હવે પછી અમે ઉપશમ આદરીશું. માટે અમને બંનેને દીક્ષા આપો' એટલે ગુરૂએ તે બંનેને દીક્ષા આપી. પછી ઉપસર્ગ કરનાર એવા શત્રુપર પણ ક્ષમા કરતા અને પરસ્પર લેશ પણ કોપ ન લાવતાં તે બંને કુમાર કોઇ પ્રદેશમા મરણ પામીને સ્વર્ગે ગયા



# પ્રકરણ ૨ જું.

## માનકષાયના ઉપર ગોધનની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાળને કહે છે કે— )

"હે નરેંદ્ર! અંતરમાં પડેલ શલ્ય ( ખીલા ) ની જેમ આઠ મદ-સ્થાનથી મસ્ત થયેલ પુરૂષ કોઇને પણ ન નમતાં તે ત્રણ ભુવનને પણ તૃણ સમાન સમજે છે. અભિમાની પુરૂષ ઉંચે મુખ કરી આકાશમાં તારા-નક્ષત્રોને ગણતો અને શુભ માર્ગને ન જોતો તે ભવ-ખાડામાં પડે તેમા આશ્ચર્ય શું છે? રાજા, પ્રધાન વિગેરેનો સેવક છતાં માનવર્જિત પુરૂષ વાંછિતાર્થને મેળવે છે અને માની પુરૂષ અનર્થને પામે છે. અભિમાની જન ઉદ્વેગ કરનાર હોવાથી તે કામિનીઓના રતિ-સુખને પામી શકતો નથી, કારણ કે સ્ત્રીઓના કામશાસ્ત્રમાં માર્દવગુણને કાર્મણ કહેલ છે. માનથી મસ્ત બનેલો પુરૂષ મોક્ષ-વૃક્ષના બીજરૂપ ધર્મને પામી શકતો નથી. કારણ કે શાસ્ત્રમા વિનયને ધર્મનું મૂળ બતાવેલ છે. જાતિ, કુલાદિકના મદથી ઘેરાયેલ જીવ પણ વિડંબના પામે છે અને તેવા મદથી રહિત થયેલ પ્રાણી ગોધનની જેમ સુખનુ ભાજન બને છે તે વૃત્તાંત આ પ્રમાણે છે—

## ગોધનની કથા.



આ જ ભરતક્ષેત્રમાં **ચંદ્રપુરી** નામે નગરી છે, કે જે શરદઋતુના વાદળસમાન ઉજ્વળ એવા અનેક દેવ-ભવનોના પ્રભાસમૂહ યુક્ત પોતાની ઋદ્ધિથી જાણે અમરાવતીને હસી કહાડતી હોય તેવી શોભે છે. ત્યાં **દમિતારિ** નામે રાજા હતો કે જેની, નક્ષત્રરૂપ પુષ્પો અને ચંદ્રમંડળરૂપ ફળથી વિભૂષિત કીર્ત્તિરૂપ લતા તે બ્રહ્માંડ-મંડપમાં છવાઇ ગઈ હતી. તેનો **ગોવિંદ** નામે મંત્રી કે જે વિશિષ્ટ બુદ્ધિશાળી, સમસ્ત શાસ્ત્રાર્થના વિસ્તારમાં પ્રવીણ અને સમસ્ત રાજ્યકાર્ય કરનાર હતો. બ્રહ્માને સાવિત્રીની જેમ તેને **ગોમતી** નામે વલ્લભા હતી. તેમનો પ્રકૃષ્ટ રૂપશાળી **ગોધન** નામે પુત્ર હતો. સમયપર તેમણે ગોધનને વ્યાકરણાદિક સમસ્ત શાસ્ત્રો શીખવાડ્યાં અને અનુક્રમે કલભ ( બાળહસ્તી ) જેમ પ્રૌઢતા પામે, તેમ તે તારૂણ્યને પામ્યો. એટલે મહાસાગરની વેળની જેમ ગોધનના ચિત્તમાં ગર્વ જાગ્યો કે—' જાતિ, કુળ, રૂપ અને જ્ઞાન પ્રમુખમાં હું જ સર્વોત્તમ છું. જે કોઇ શાસ્ત્રાર્થનો પારંગામી હોય, તે મારી સાથે વાદ કરવા તૈયાર થાય.' એમ બોલતો તે નગરમાં જાહેર કરવા લાગ્યો. પરંતુ રાજાના માનીતા મંત્રીનો પુત્ર સમજીને તેની સાથે કોઇ વિવાદ કરવા તત્પર ન થયો. તેથી તે ' હું જ પંડિત છું.' એમ અત્યંત ગર્વથી ઘેલો બની ગયો. એટલે પિતાએ ગોધનને શિખામણ આપતાં સમજાવ્યું કે—" હે વત્સ ! સુજ્ઞ જનને ગર્વ ઉચિત નથી. પ્રાયે તુચ્છજનોના મનમાંજ આત્મશ્લાઘા વૃદ્ધિ પામે છે. વળી પોતાના ગુણના ગર્વથી ઘેલો બનેલ તું વડીલોને પણ જે નમતો નથી, તે અયુક્ત છે. કારણકે નમ્રતા એજ પુરૂષને નર્મદાની જેમ ઉદય પમાડનાર છે. ગુણીજનને ગર્વ એ ચંદ્રમાને હરિણની જેમ મોટા કલંકરૂપ છે. માટે હે પુત્ર ! ગર્વ તજીને સત્પુરૂષના માર્ગે ચાલ. સત્પુરૂષો બીજાના અવગુણ ન બોલે, પરના અલ્પ ગુણને પણ મોટો કરી બતાવે, અન્યપર ઇર્ષ્યા ન લાવે અને પરને તે સંતાપ ન ઉપજાવે, વળી તે પૂર્ણ છતાં સાગરની જેમ મર્યાદા ન ચૂકે, ફલિત છતાં વૃક્ષની જેમ નમ્રતા ધારણ કરે અને મહાપુરૂષ પૂર્ણચંદ્રની જેમ કુટિલ ભાવ કદિ ન લાવે. " એમ પિતાએ શિખામણ આપ્યા છતાં નિષ્ઠુર **ગોધન** **નમ્ર** ન થયો. કાચને બહુ સંસ્કારિત કરતાં પણ શું તે મરકત થાય ?

પછી પ્રચંડ પાંડિત્યના મદથી દુષ્પ્રેક્ષ્ય ગોધને વિચાર કર્યો કે—' આ નગરમાં તો મેં બધા પંડિતોને મૌન લેવરાવ્યું. હવે બીજા નગરોમાં પણ એમ કરૂં.' એ વિચારથી તે પોતાની નગરીથી ચાલી નીકળ્યો અને અન્ય અન્ય પંડિતોની

સાથે વચન-કલહ કરતાં તે ઘણા દેશોમાં ભમ્યો. એકદા તેને કોઇ પુરૂષે એવું કહ્યું કે—" **સિંહગુફા** પલ્લીના સ્વામી **માનભંગ** માતંગની કન્યા પોતાના પ્રકૃષ્ટરૂપ અને પાંડિત્યથી ઉત્તાન બનીને એવું કહે છે કે—' એવો કોઈ **વિદગ્ધ**-પંડિત નથી કે જેની સાથે હું વાત કરૂં. " એમ સાંભળતાં **ગોધને** એવી પ્રતિજ્ઞા કરી કે—' તે કન્યાને મારે નિરૂત્તર કરવી. ' એવા નિશ્ચયથી અભિમાનના યોગે સ્વ-પર-જાતિનો ભેદ ન સમજતાં તે પલ્લિમાં ગયો અને પલ્લિપતિના ભવનમાં દાખલ થયો. ત્યાં આસનપર બેઠેલ પલ્લીનાથ, તેના જોવામાં આવ્યો. એવામાં પિતાને પ્રણામ કરવાને તે કન્યા આવી, જેને જોતાં **ગોધનને** વિચાર આવ્યો કે—' અહો ! આનું રૂપ કેવું અદ્‌ભુત છે ? ' ત્યારે પલ્લિપતિએ **ગોધનને** કહ્યું—' તું કોણ છે અને અહીં શામાટે આવ્યો છે? ' એટલે **ગોધન** બોલ્યો—' હે પલ્લિનાથ ! સાંભળ-**કાન્યકુબ્જ** નગરમાં **ગોકર્ણને**, **ઉજ્જયિનીની** રાજસભામાં **જયંતને**, **વારાણસીમાં સ્વયંભૂને** તેમજ **ગજપુર** નગરમાં હું **પદ્મનાભને** જીતી આવ્યો, વળી બીજા પણ ઘણા વાદીઓને મેં મૌન ધારણ કરાવ્યું, તે હું **ગોધન**, અત્યારે તારી દુહિતાને જોવાને આવ્યો છું ' આથી પલ્લિપતિએ કહ્યું—' અહો ! પાંડિત્યનો ગર્વ તને આટલી ભૂમિ સુધી લઇ આવ્યો. ' એવામાં કન્યાએ હસીને જણાવ્યું કે—' એ પંડિતોની જેમ તું મારો પણ પરાજય કરવા તૈયાર થયો છે. તો સાંભળ—

" **मेइणि-संभवित्थी-तणश्रो चुक्खश्रो सुपुणु श्रजाश्रो ।**
**जणणि-सहोयरू नियजणश्रो जोयइ जगि संविसाश्रो** " ॥

**અર્થ**—" મેદિની-સંભવ સ્ત્રી તનય, ચોખ્ખો તેય અજાત,
જનની-સહોદર નિજ-જનક, જુએ જગે સવિષાદ. "

આ ગાથાનો પરમાર્થ કહે ' એટલે ગોધને બહુ વિચાર કરતાં પણ તેનો પરમાર્થ તેના જાણવામાં ન આવ્યો. ત્યારે પલ્લિપતિ બોલ્યો—' હે પુત્રી ! તું એનો પરમાર્થ કહે. ' તે બોલી—" સાંભળો—

**વસંતપુર** નગરમાં **સુભગા** નામે વેશ્યા હતી. **સિદ્ધ** નામે વણિકપુત્ર તેનામાં આસક્ત થયો. વખત જતાં **સુભગા** ગર્ભવતી થઇ. તેની પ્રસૂતિના મહિને તેના **પૃષ્ઠ** ભાગમાં લાંબા વખતની થયેલ વ્રણરેખા જોઇને સિદ્ધે અક્કાને પૂછયું ' તારી પુત્રીને આ વ્રણરેખા કેમ છે ? ' તે બોલી—' આજથી ચૌદ વરસ પર ચૈત્ર મહિનાની કૃષ્ણ પંચમીના દિવસે સંધ્યાકાળે એ બે વરસની મને પૃથ્વી પર પડેલી મળી આવી. તેથી એવી કલ્પના કરૂં છું કે કોઈ સુતેલ માણસના ગાડા પરથી પડી જતાં દૈવયોગે ચક્રથી દબાયા છતાં એ મરણ ન પામી, પણ એની પીઠ પર એ ચક્રનો ઘસારો લાગેલ છે. ' એમ સાંભળતાં સિદ્ધે ચિંતવ્યું—' પિતાના

ઘરથી મારી સાથે ગાડામાં બેશીને મારી માતા આ નગરમાં આવતી હતી, તે વખતે બાલિકા પડી ગઇ હતી. વળી વરસ, તિથિ, માસ પ્રમુખ કહેવા પરથી આ અવશ્ય તેજ મારી નાની બ્હેન છે. હા ! વિધિના વશથી મેં એની સાથે અકૃત્ય આચર્યું. તો હવે હું શું કરૂં અને કયાં જાઉં ? મારી શુદ્ધિ શી રીતે થશે ? ' એમ મનમાં પશ્ચાત્તાપ કરતો તે સિદ્ધ, ઘરથી નીકળીને કયાંક ચાલ્યો ગયો. પછી તેને ન જોવાથી સુભગા દુઃખાતુર થઇને મરણ પામી. એટલે તેનું ઉદર તરત વિદારીને ગર્ભ થકી અક્કાએ પુત્ર કહાડી લીધો. અને તેને ઉછેરીને મોટો કર્યો. હવે યૌવનવય પામતાં તેણે અક્કાને પૂછયું કે—' હે અક્કા ! મારો પિતા ક્યાં છે ?' તે બોલી—' કયાંક ચાલ્યો ગયો છે ' એમ મેદિની-પૃથ્વી પર પડેલી તે મળી આવી તેથી તે મેદિની-સંભવા સ્ત્રી કહેવાય. તેનો ચોખ્ખો એટલે પવિત્ર એવા નામનો પુત્ર અને ઉદર વિદારીને કહાડેલ હોવાથી તે અજાત કહેવાય, પણ જન્મ પામેલ ન ગણાય. તે જનનીના ભ્રાતા અને પોતાના જનકને શોધે છે. એ ભાવાર્થ સમજવો. "

એમ સાંભળીને ગોધને કહ્યું—' અહો ! એની ચતુરાઇ, અહો ! એની વચનરચના માટે હું રંજિત થયો, અત્યંત રંજિત થયો, ' એટલે પલ્લીપતિ બોલ્યો— ' અરે ! એ કથન તું સમજી ન શકયો, તો શું એટલેથી લઘુ થઇ ગયો ? તું પણ મોટો પંડિત છે. માટે હવે કહે, તારૂં શું પ્રિય કરૂં ? ' તે બોલ્યો–' જેનું કથન હું સમજી ન શકું, તેનો સેવક થાઉં—એવી મેં પૂર્વે પ્રતિજ્ઞા કરી છે. તો તારી પુત્રીની હું સેવા કરવા ઇચ્છું છું. ' એટલે પલ્લિનાથે વિચાર કર્યો કે—' હા ! આ પોતાની જીભથી આવું કેમ બોલે છે ? હં ! ઠીક, સમજ્યો. દૃષ્ટિ-વિકારથી એ મારી પુત્રીપર અનુરક્ત જેવો લાગે છે. વળી મારી પુત્રી પણ ગુણવાન્ પર અનુરાગ કરનારી છે, માટે એ બંને સદૃશનો ભલે સંબંધ થાય. ' પછી તેણે ગોધનને કહ્યું—' હે ભદ્ર ! તું ગુણવાન્ છે. માટે મારી પુત્રી તારી સેવા કરશે, તો એને તું પરણ. ' આથી સંતુષ્ટ થઇને ગોધને એ વચન કબૂલ રાખ્યું એટલે પલ્લીપતિએ તેને પોતાની પુત્રી પરણાવી. ગોધન તેણીની સાથે ભોગવિલાસ કરવા લાગ્યો. વખત જતાં માનભંગ માતંગ મરણ પામ્યો, ત્યારે ગોધન પલ્લીપતિ થયો.

એકદા પ્રચંડ ચંડાળોના સમૂહને લઇને ગોધન શિકાર કરવા નીકળ્યો. એવામાં માર્ગે કાયોત્સર્ગે રહેલ કોઇ સાધુ તેના જોવામાં આવ્યા. એટલે અપશુકુન સમજીને તે હાથમાં તરવાર લઇ મુનિને મારવા દોડયો. ત્યાં સાધુના તીવ્ર તપથી સંતુષ્ટ થયેલ દેવીએ તેને થંભી રાખ્યો. ત્યારે સ્તંભની જેમ સ્થિર અને નિશ્ચળ લોચનયુક્ત ગોધન, મુનિને જોતાં ચિંતવવા લાગ્યો—' આ મહાનુભાવ કોણ છે ? ' પછી બરાબર બારીકાઇથી તપાસતાં તેણે મુનિને ઓળખ્યા કે—'

અહો ! આ તો પ્રાતઃસ્મરણીય મારા પિતા ગોવિંદ છે. માટે એને હું પ્રણામ કરૂં.' એમ ધારી હથીયાર મૂકતાં તેને દેવતાએ મુક્ત કર્યો. એટલે ભૂમિ સુધી શિર નમાવીને તેણે મુનિને પ્રણામ કર્યા, અને આગળ બેસીને ગોધન કહેવા લાગ્યો કે—'હે તાત ! આ તમારો કુપુત્ર કુળના કલકરૂપ અધમાચારી અને અદર્શનીય છે. માટે મહાનુભાવ પુરૂષોને અશ્રવણીય એવી મારી કથા પણ દૂર રહો. પરંતુ હે તાત ! આપનું ચરિત્ર કહેવાને માટે મારા પર અનુગ્રહ કરો.' એ વૃત્તાંત જાણવામાં આવતાં ગોધનની ગૃહિણી પણ ત્યા આવી, અને મુનિના ચરણે નમસ્કાર કરીને તે સમક્ષ બેઠી. એટલે કાયોત્સર્ગ પારીને મુનિ બોલ્યા કે—

"હે વત્સ ! તું ઘરથકી બહાર નીકળી જતાં મને અસહ્ય ખેદ થઇ પડયો. તારા વિરહથી મારા મનને કોઈ વસ્તુમાં સુખ જોવામાં ન આવતાં, હળવે હળવે તે રાજાના કાર્યોમા પણ કાયર થવા લાગ્યું. એક વખતે ઉદ્યાનમા જતાં મેં એક મુનિને જોયા. એટલે ભક્તિથી વંદન કરીને હું તેમની સમક્ષ બેઠો. ત્યારે મુનિ બોલ્યા—'હે ભદ્ર ! પુત્રને માટે આમ ખેદ શા માટે કરે છે? કારણ કે પુત્ર હોવા છતાં કાંઇ લાભ નથી અને ન હોવાથી કંઇ અલાભ નથી. પૂર્વે કરેલ સુકૃતના યોગે જીવ આ લોકમા સુખી થાય છે અને આ ભવમાં સુકૃત કરવાથી તે પરલોકમાં સુખ પામે છે. પુત્રના અભાવે પણ સુકૃતના યોગે કેટલાક સુખી દેખાય છે અને પુત્રો હોવા છતાં પાપના ઉદયથી કેટલાક લોકો સુખ પામી શકતા નથી. માટે પુત્ર–શોક તજી દઇને જિનકથિત એક ધર્મનો આદર કર; કે જેથી તે પરભવમાં સહાયક થઇને જીવને સુખ આપે.' એમ સાંભળતાં વિષયથી વિરક્ત થઇ મે ગુરૂની પાસે દીક્ષા લીધી અને તીવ્ર તપના પ્રભાવથી મને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું. અત્યારે તને પ્રતિબોધ આપવાનો અવસર જાણીને હું અહીં આવ્યો છું."

એ પ્રમાણે સાંભળતાં ગોધન બોલ્યો—'હે ભગવન્ ! હુ પાપકર્મી છું કે જે અભિમાનથી આવા પ્રકારની વિડંબના પામ્યો.' ત્યારે મુનિ બોલ્યા—"હે ભદ્ર ! પૂર્વ ભવે અનુભવેલ વિડંબના કરતાં આ તો અલ્પમાત્ર છે. કારણ કે શંકરના ભવમા તેં કરેલ જાતિ અને કુળમદથી તું ગધેડો, કુતરો, ભુંડ, બકરો, ઉંટ અને મુંગો થયો હતો." એટલે ગોધને કહ્યું—'હે ભગવન્ ! એ વિડંબના હું શી રીતે પામ્યો ? તે અનુગ્રહ લાવીને મને કહો.' મુનિ બોલ્યા—"હે વત્સ ! સાંભળ—

અહીં **કાશી** નગરીમાં વસનાર **શંકર** નામે એક સારો ગૃહસ્થ હતો, કે જે શ્રેષ્ઠ જાતિ અને કુળમાં ઉત્પન્ન થયેલ અને રૂપ, કળા તથા વિભવ–સંપન્ન હતો, તેણે પોતાની સંપત્તિનો મદ કર્યો કે—'મારી વિશુદ્ધ જાતિ છે, શ્રેષ્ઠ પુત્ર અને મનોહરરૂપ છે, વળી કળાઓમાં હુ પરમ કુશળતા પામ્યો છું તથા મારૂં ઐશ્વર્ય પણ અતુલ છે' ઇત્યાદિ અભિમાનના નિષ્ઠુર વચનોથી લોકોને તુચ્છ ગણતાં

શંકરે નીચગોત્ર-કર્મ બાંધ્યું. પછી મરણ પામીને તે રાસભ ( ગધેડો ) થયો. ભાર વહન કરવાથી શરીરે કષ્ટ પામતાં જીવિત વ્યતીત કરી મરણ પામીને તે કુતરો થયો. તે પ્રૌઢ થતાં, અશુચિનું ભક્ષણ કરતાં મરણ પામીને તે ખાડાનો ભૂંડ થયો અને કાદવમાં રહેતાં પોતાનું આયુષ્ય પૂર્ણ કરીને તે બકરો થયો. શંકરના પુત્રે તેને ખરીદીને શંકરના મૃત કાર્ય ( શ્રાદ્ધ )માં માર્યો. પછી તે ઉંટ થયો. ભારે બોજો ઉપાડતાં તે કોઇવાર નદીના વિકટ તટપરથી પડી, ભારે વેદના અનુભવતાં મરણ પામ્યો. ત્યાંથી ચંપાપુરીમાં બ્રાહ્મણના ઘરે તે દાસ થયો. તે પણ મુંગો અને રાંક જેવો હતો. કોઇવાર માસોપવાસના પારણે કોઈ મુનિ ભિક્ષા લેવાને તે બ્રાહ્મણના ઘરે આવ્યા. એટલે—' જો કે આ અશુદ્ધ અને અસ્પર્શનીય છે, તથાપિ તપપ્રધાન છે ' એમ ધારીને બ્રાહ્મણીએ તેમને સારી રીતે પડિલાભ્યા. તે જોતાં—' મારી સ્વામિની કૃતાર્થ છે કે જે આમ સાધુને દાન આપે છે. ' એમ અનુમોદન કરતાં દાસે સુકૃત ઉપાર્જન કર્યું. પછી તે દાસ મરણ પામતાં તે સુકૃતથી હે વત્સ ! તું મારો પુત્ર થયો. વળી તું જે ચંડાળો સાથે મળ્યો, તે પૂર્વના અભિમાનનું ફળ સમજવું. હવે તે બ્રાહ્મણી, મુનિને દાન આપવાથી આ ગુણયુક્ત તારી સ્ત્રી થઇ અને મુનિની દુગંછા લાવવાથી એ ચંડાળના કુળમાં ઉત્પન્ન થઈ. "

એમ સાંભળતાં પૂર્વ ભવ યાદ આવવાથી પ્રિયાસહિત ગોધન કહેવા લાગ્યો—' પૂર્વે કરેલ અભિમાનનું ફળ મેં અનુભવ્યું. માટે હવે પછી માન કદિ કરીશ નહિ. ' પછી માનજન્ય પૂર્વના પાપને નિંદતાં ગોધને સાધુ પાસે સમ્યકત્વપૂર્વક શ્રાવકપણું અંગીકાર કર્યું અને સમ્યક્પ્રકારે શ્રાવકધર્મ પાળતાં પ્રાંતે અનશન લઇ સમાધિપૂર્વક મરણ પામીને તે બંને સૌધર્મ દેવલોકમાં ત્રણ પલ્યોપના આયુષ્યવાળા દેવતા થયા.

—❀◎❀—

## પ્રકરણ ૩ જું.

### માયાકષાય ઉપર નાગિનીની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલને કહે છે કે—)

" હે નરાધિપ ! માયા એ ધર્મરૂપવનને બાળવામાં અગ્નિની જ્વાળા સમાન છે, મોહરૂપ મહા હસ્તીની એ શાળા તુલ્ય, કુગતિરૂપ વધૂની વરમાળા સમાન અને શુભ મતિનો નાશ કરવામાં એ વિષ સદૃશ છે, પયપાન કરનાર બિલાડો જેમ લાકડીના પ્રહારને ન જુએ, તેમ અલ્પ સ્વાર્થને માટે નિબિડ માયા રચતાં લોકો, આવી પડતી લાખો આપદાઓને જોતા નથી. માયાના વશથી કપટ-પ્રયોગ

કરવામાં કુશળ એવી **નાગિની** અકૃત્ય આચરી, આજ ભવમાં લજ્જા પામીને પોતાની મેળે મરણ-દશાને પામી. તે વૃત્તાંત આ પ્રમાણે છે—

## નાગિનીની કથા.



આ ભરતક્ષેત્રમાં **જયપુર** નામે નગર છે કે જ્યાં વિસ્તૃત પાંદડાઓથી વ્યાપ્ત બગીચાઓ બહાર શોભે છે અને વિશાળ કરિયાણાથી ભરેલ શ્રેષ્ઠ બજારો અંદર શોભે છે. ત્યાં **વિજયધર્મ** નામે રાજા કે જેના સૂર ( રવિ ) ના મંડલાગ્ર ( તરવાર ) ને, ભયને લીધે રિપુરૂપ કૌશિક ( ઘૂવડ ) સમૂહ તે જોવાને પણ સમર્થ ન હતો. તે રાજાને માનનીય અને ચંદ્ર સમાન નિર્મળ ગુણોના નિધાનરૂપ એવો **ગંગદત્ત** નામે શેઠ હતો અને તેની **ગંગિલા** નામે ગૃહિણી હતી. વિશિષ્ઠ ગુણયુક્ત તથા સ્વભાવે સરળ એવો **નાગ** નામે તેમનો પુત્ર હતો. તે સમસ્ત કળામાં કુશળ થઇને અનુક્રમે યૌવનાવસ્થા પામ્યો. એટલે **ઇશ્વર** નામના વણિકની **નાગિની** પુત્રીને તે પરણ્યો. તે નાગણના જેવી દુષ્ટ, કુટિલ સ્વભાવની અને ભોગમાં આસક્ત હતી. મધુર બોલતાં અને અનુકૂળ આચરતાં નાગિનીએ પોતાના સાસુ-સસરાના મનને પરમ સંતોષ પમાડ્યો. જેથી તે એમ સમજી ગયા કે—' આ અમારી વહુ ભર્ત્તાને હિતકારી અને વિનયશીલ છે. ' અથવા તો કપટ પ્રયોગથી આત્મવશ કોને ન કરી શકાય ? નાગને ઘરભણી આવતો જોઇને તે તરત તેની સામે જતી અને પોતે તેને આસન આપીને તેના પગ ધોતી હતી, પગ-ધોવણના જળને તે દેવ-ન્હવણના પાણીની જેમ પોતાના શિરપર છાંટતી અને તેની આજ્ઞાની રાહ જોતી તે એકાગ્ર દૃષ્ટિ રાખીને સન્મુખ બેસતી હતી. પતિ જમ્યા પછી તે ભોજન કરતી, તેના સુતા પછી તે સુતી અને તેના જાગ્યા પહેલાં તે જાગતી હતી. એમ કપટરચના કરતી નાગિનીને નાગ સુગૃહિણીજ માની બેઠો.

એકદા લોકોના મનને આનંદ પમાડનાર વસંતઋતુ આવી. એટલે નગર-જનો બધા વિનોદ કરવાને ઉદ્યાનમાં ગયા. તે વખતે નાગ પણ મિત્રો સહિત ત્યાં જઇને કંદુકની ક્રીડા કરવા લાગ્યો. એવામાં એક વિદ્યાધરે કોઈ ગણિકાનું અપહરણ કર્યું. ત્યારે ગણિકાના પરિવારે પોકાર કર્યો કે—' એવો કોઇ સત્પુરૂષ છે કે જે, લઇ જતા વિદ્યાધર પાસેથી અમારી સ્વામિનીને બચાવે ? ' આથી દયા લાવતા નાગે, આકાશમાં જતાં વિદ્યાધરને કનકના દડાવતી એવો મર્મ-પ્રદેશમાં માર્યો કે જેથી પ્રહારની પીડાથી વ્યાકુળ થતાં ખેચરના હાથમાંથી, આકાશથકી પડવાના દુઃખને ન જાણતી તે ગણિકા સરોવરમાં પડી. એટલે નાગે, તરત સરોવરમાં પ્રવેશ કરીને તેણીને બૂડતી બચાવી અને સુખપૂર્વક કિનારે લઇ જઇને તેણે તે ગણિકા અક્કાને સોંપી. આથી સંતુષ્ટ થયેલ અક્કા બોલી કે—' હે શ્રેષ્ઠિ-

પુત્ર ! મારી પુત્રીને બચાવતાં તેં પરિવારસહિત મને જીવાડી છે.' પછી નાગને પોતાના ઘરે લઇ જઈ, તેણે ભારે સન્માન આપી કહ્યું કે—' આ ઘર, આ વૈભવ અને હું–એમ બધાં તારે આધીન છીએ. વળી સંકટથી બચાવીને પોતાના વિક્રમ–પરાક્રમથીજ તેં આ મદનલતાને ખરીદી લીધી છે, તો એની તો વાતજ શી કરવી ? ' એવામાં મદનલતા બોલી—' હે સુભગ ! જેમ તું મારા મનમાં આવીને વસ્યો છે, તેમ આ ભવનમાં પણ હવે નિરંતર તારેજ રહેવાનું છે, એમ સ્નેહ વચનથી તેમણે નાગને એવો વશ કરી લીધો કે જેથી મદનલતાની સાથે વિવિધ વિનોદ કરતાં તે ત્યાંજ રહેવા લાગ્યો. એ વૃત્તાંત તેના પિતા ગંગદત્તના જાણવામાં આવતાં તેણે નાગને સમજાવતાં કહ્યું કે—' હે વત્સ ! આપણ વણિકોને આવું પૌરૂષ શોભે નહિ. આવો પરાક્રમ તો ક્ષત્રિયોને લાયક છે, પણ વણિકોને ન શોભે. કારણ કે ઉંટને નૂપુર અયુક્ત હોવાથી તેને તે શોભે નહિ. અને વળી હિતાહિતને સમજનાર પુરૂષને વેશ્યાનો સંગ ઉચિત નથી. કારણ કે ક્રોધ જેમ મુનિના તપનો નાશ કરે, તેમ વેશ્યા ધનનો નાશ કરે છે.'

એમ પિતાનાં વચન સાંભળતાં નાગ કહેવા લાગ્યો—" હે તાત ! તે વખતે કોલાહલ સાંભળવામાં આવતાં મારૂં મન કરૂણારસથી ઓતપ્રોત થઇ ગયું. જેથી ' હું વણિક છું ' એવો મને ખ્યાલજ ન રહ્યો. નિપુણ મતિવાળા પુરૂષને જ્યારે ઓચિંતુ કંઇ કામ આવી પડે છે, ત્યારે તેના હૃદયમાં યુક્તાયુક્તનો વિવેક જાગતો નથી. વળી હે તાત ! ' વેશ્યાનો સંગ અનુચિત છે ' એમ જે તમે કહો છો, તે યુક્ત છે; પરંતુ ધનના લોભથી નહિ, પણ કૃતજ્ઞપણાથી તે મારાપર પ્રેમ રાખે છે."

હવે કેટલોક કાળ વ્યતીત થતાં જીવિતના અસ્થિરપણાના નિયમને લઇને નાગના માતપિતા પરલોકવાસી થયા. એટલે સાસુ–સસરો મરણ પામવાથી અને નાગ વેશ્યાના ઘરે રહેવાથી અહીં નિરંકુશ બનેલ નાગિની પરપુરૂષો સાથે વિલાસ કરતાં ધન વાપરવા લાગી. નાગ તેને પૂછે, ત્યારે ' એ ધન તો ચોરો ચોરી ગયા ' એમ કપટથી તેને બનાવતી. એટલે સરલ સ્વભાવી નાગ તે બધું સાચું માની લેતો. વળી નાગને તે કહેતી કે—' જે પુરૂષ પોતાના ભુજબળથી ધન વધારી કીર્ત્તિ અને ધર્મ વધારે, તેજ પુરૂષ જગતમાં શ્લાઘનીય ગણાય છે. દેશાંતર ગયા વિના પુષ્કળ ધન પામી ન શકાય. માટે હે પ્રિયતમ ! યૌવનવયમાં તમારે દેશાંતર જવું યોગ્ય છે. ' એમ તેણીના કથનને હિતવચન માની લેતાં નાગ બોલ્યો—' હે પ્રિયે ! તારૂં કહેવું પ્રશસ્ત છે. ' પછી નાગિનીનું કથન તેણે મદનલતાને સંભળાવ્યું. ત્યારે તે કહેવા લાગી કે—' હે પ્રિયતમ ! તમારી પ્રિયા અન્ય પુરૂષમાં આસક્ત હોવાથી તમોને આમ કહે છે. કારણકે પ્રમદા પોતાના પતિને દેશાંતર જવાનું કદિ કહે નહિ. ' એટલે નાગ બોલ્યો—' કેવળ મારામાં અનુરક્ત રહેનાર

નાગિની તો એક શ્રેષ્ઠ સતી છે. તેથી તે સીતાની જેમ પરપુરૂષને મનથી પણ ઇચ્છતી નથી.' ત્યારે ગણિકાએ કહ્યું—'હે પ્રિયતમ ! સ્ત્રીઓના કપટ-ચરિત્રને તમે જાણતા નથી, કે જે પોતે અકાર્ય કરે છે અને બીજાને વિશ્વાસ પમાડે છે, અને વળી એક શ્રેષ્ઠિ-સુતાએ થોડા વખતપર આજ નગરમાં જે કપટ-ચરિત્ર કરી બતાવ્યું, તે સાંભળો.' **નાગ** બોલ્યો—'હે પ્રિયે ! તે મને કહી સંભળાવ.' એટલે ગણિકા કહેવા લાગી—

"આજ નગરમાં **મનોરથ** નામે શ્રેષ્ઠી કે જે અર્થી જનોને ધન-દાન આપવામાં સમર્થ છે. તેની **લક્ષ્મી** નામે પ્રિયા છે. તેમને ચાર પુત્રો ઉપર, સેંકડો મનોરથ કરતાં **સુંદરી** નામે એક પુત્રી જન્મી કે જે પોતાના સૌંદર્યથી દેવાંગનાઓને જીતે તેવી હતી. તેને પરણાવતાંજ તેનો ધણી મરણ પામ્યો. એટલે પિતાએ તેને સમજાવ્યું કે—'હે વત્સે ! આ સંસાર વિરસ-અસાર છે. અસ્ખલિતપણે વર્ત્તતા મૃત્યુના પાશ, દેવ અને દાનવોને પણ બળહીન બનાવે છે. માટે હવે ખેદ તજીને તું કંઇપણ ગૃહકાર્ય કર્યા વિના બેસી રહે.'

એક દિવસે સુંદરી ગવાક્ષમાં બેઠી હતી, તેવામાં સર્વોત્કૃષ્ટ રૂપયુક્ત અને નવયુવાન રાજપુત્ર માર્ગે જતો તેણીના જોવામાં આવ્યો. એટલે સાક્ષાત્ કામદેવના ભ્રમથી તેણે નીલ-કમળની માળા સમાન પોતાની દૃષ્ટિ તેનાપર નાખી. એવામાં બંદીજને કહ્યું કે—'વિજય-લક્ષ્મીને વરનાર તથા **અંગદેશના** સ્વામી **ભુવનપાલનો** કુમાર **કામપાલ** જયવંત વર્ત્તે છે કે જેનું અતિશય રમણીય રૂપ જોઇને દેવાંગનાઓ ખરેખર મર્ત્યલોકમાં આવવાની ઈચ્છા કરે છે.' એમ સાંભળતાં સુંદરીના જાણવામાં આવ્યું કે—'આ બંગાધિપનો કામપાલ નામે રાજકુમાર છે.' ત્યાં રાજકુમારે પણ શ્રેષ્ઠિસુતાને સાનુરાગ દૃષ્ટિથી જોઇ અને વિદ્યાની જેમ તેનુંજ ચિંતવન કરતો તે પોતાના આવાસમાં ગયો. કામજ્વરથી વ્યાકુળ થયેલ કુમાર કયાંઇ પણ રતિ ન પામતો રહેવા લાગ્યો, તેમજ અહીં શ્રેષ્ઠિસુતા પણ કામબાણથી ઘાયલ થતાં અત્યંત અસ્વસ્થ બની ગઇ. આથી શ્રેષ્ઠી ભારે ખેદ પામ્યો. એવામાં કુટિલ પરિવ્રાજિકાને પોતાના ઘરે આવેલ જોઇને શેઠ કહેવા લાગ્યો—'હે ભદ્રે ! મારી પુત્રી બહુજ અસ્વસ્થ થઇ ગઈ છે, માટે તું એને સ્વસ્થ કર.' એટલે તે બોલી—'હે શેઠ ! તેને હું જોઉં.' એમ કહી તે સુંદરીની પાસે આવી અને તેણીના કામ વિકારને સમજીને પરિવ્રાજિકાએ તેને એકાંતમાં જણાવ્યું કે—'હું તારી અસ્વસ્થતાનું કારણ સમજી ગઇ છું. માટે સાચી વાત કહી દે; કે જેથી હું તને ઇષ્ટ મેળવી આપું.' ત્યારે—'હવે બીજી કોઇ ગતિ નથી.' એમ ધારીને સુંદરીએ રાજપુત્રનો વૃત્તાંત તેણીને કહી સંભળાવ્યો. એટલે કપટકળામાં કુશળ એવી તે કહેવા લાગી—'

૫૦

રવિવારે રવિપૂજનને બ્હાને તું આદિત્યમંદિરમાં જજે. ત્યાં તને રાજકુમારનો મેલાપ કરાવી આપીશ.' એમ કહીને તે ઉઠી અને શ્રેષ્ઠીને તેણે જણાવ્યું કે— 'તારી પુત્રીની અશાંતિ કેટલીક તો મેં દૂર કરી છે, અને હવે રવિવારે સૂર્યપૂજન કરતાં તે સર્વથા ટળી જશે.' પછી તે રાજકુમારના આવાસમાં ગઇ. ત્યાં કુમારના પરિજનોએ તેણીને કહ્યું કે—'હે ભગવતી ! તું કંઇ જાણે છે ?' તે બોલી— 'હું બધું જાણું છું.' એટલે તેમણે કહ્યું—'અમારો સ્વામી બહુજ અસ્વસ્થ થઇ ગયો છે. તેને બરાબર શાંત કરો.' તે બોલી—'હા, હું એ કામ કરીશ.' ત્યારે પરિજનો તેને રાજકુમાર પાસે લઇ ગયા. ત્યાં તેણે એકાંતમાં કુમારને કહ્યું કે—'શ્રેષ્ઠીસુતાના દર્શનરૂપ છળ પામીને મદન-પિશાચે તમોને છેતર્યા છે; તેથી તમો અસ્વસ્થ બન્યા છો.' આથી રાજકુમાર હસીને બોલ્યો—'હે ભગવતી ! એ શી રીતે તારા જાણવામાં આવ્યું ? અથવા તો તપસ્વીજનો દિવ્ય જ્ઞાનરૂપ લોચનથી બધું સ્ફુટ સમજી શકે છે, હવે શાંતિનો ઉપાય બતાવો.' તે બોલી— 'ઉપાય તૈયારજ છે. રવિવારે તું આદિત્ય-ભવનમાં જજે, જેથી તે તને મળશે.'

હવે રવિવારે શ્રેષ્ઠિસુતા સ્વજનો સહિત આદિત્ય-ભવનમાં ગઇ, ત્યાંથી રવિ-પૂજન કરીને બહાર નીકળતાં, રાજકુમારે તેણીનો હાથ પકડયો, એટલે તેણે પોકાર કર્યો કે—'પરપુરૂષનો મને સ્પર્શ થયો છે, જેથી અગ્નિ વિના મારી શુદ્ધિ નથી. માટે સત્વર કાષ્ઠ તૈયાર કરો.' ત્યારે પિતાએ મહાકષ્ટે અટકાવતાં સુંદરી પોતાના ઘરે આવી. પછી તેણે પરિવ્રાજિકાને કહ્યું—'રાત્રે કોઇ રીતે રાજકુમારને લાવો.' તેણે તે પ્રમાણે કર્યું. એટલે બંનેનો સમાગમ થયો. ત્યારે સુંદરીએ વિચાર કર્યો કે—'છ કાને ગયેલ વાત છાની ન રહી શકે.' આથી તેણે સુતેલ પરિવ્રાજિકાને વસ્ત્રાદિકથી આચ્છાદિત કરીને મકાન સળગાવી દીધું અને તે બંને ગુપ્તરીતે બહાર નીકળી ગયા. આવી નિરર્ગલ મતિ-પ્રપંચમાં ચાલાક એવી પરિવ્રાજિકાને પણ સુંદરીએ છેતરી લીધી. કપટના નિધાનરૂપ અને દુષ્કૃત કરનારને કુશળ કેટલો વખત હોય ? પછી રાજપુત્ર સુંદરી સાથે પોતાના ભવનમાં આવ્યો.

અહીં ઘર બળી જતાં શ્રેષ્ઠી, પરિવ્રાજિકા અને પોતાની પુત્રીને તેમાં દગ્ધ થયેલ સમજીને તે વિલાપ કરવા લાગ્યો—'હા ! પુત્રી ! પરપુરૂષના સ્પર્શથી વ્યાકુળ થયેલ તેં અગ્નિ માગી, પણ મેં તે ન આપી, છતાં અગ્નિ, પોતાની મેળે તેં સાધી લીધી. હે વત્સે ! તેં એકલીએજ મારૂં મુખ ઉજ્વળ બનાવ્યું. વળી રમણીઓના ભૂષણરૂપ શીલ તો તારામાંજ મેં જોયું.' એમ શોકપૂર્વક તેણીના મૃતકાર્યો કરીને શ્રેષ્ઠી, તેના હાડકાં તીર્થસ્થાનમાં જઇને નાખી આવ્યો.

અહીં કેટલાક દિવસ જતાં રાજકુમારનું ધન ખુટયું. એટલે તેણે સુંદરીને કહ્યું—'હે પ્રિયે ! હવે આપણે પોતાના દેશમાં જઇએ.' તે બોલી—'એમ ન

કરો. અહીં રહેતાં પણ શેઠ બધું આપણને પૂરશે.' પછી તેણે કુમારના કાનમાં કહ્યું કે—' તું આ પ્રમાણે કર.' એટલે રાજકુમાર દુકાનપર જઇને શેઠને કહેવા લાગ્યો કે—' દ્રવ્ય લઇને મને રેશમી સાડી આપો.' ત્યારે શેઠે સાડી આપી. રાજકુમારે તે ગૃહિણીને બતાવવા માટે મોકલી. એટલે—' એ સારી નથી.' એમ કહીને સુંદરીએ તે લીધી નહિ. જેથી શ્રેષ્ઠીએ બીજી સાડી તેને બતાવવા મોકલી. તે પણ તેણે ન લીધી. એમ બે ત્રણવાર સુંદરીએ તે પાછી મોકલી ત્યારે શેઠ બોલ્યો ' તે પોતેજ અહીં આવે. આમ નકામા પગ શામાટે ઘસવા ?' આથી તે પોતે ત્યાં આવી. તેને જોતાં શ્રેષ્ઠી બોલ્યો—' આ મારી પુત્રી છે.' ત્યારે રાજકુમારે કહ્યું—' શું ? તારી પુત્રી અગ્નિમાં બળી ગઈ, તે શું યાદ નથી ? હે શેઠ ! સ્નેહને લીધે ઘેલો થયો છે શું ?' શેઠ બોલ્યો—' આ તેના જેવીજ હોવાથી હું મુગ્ધ બન્યો.' એટલે રાજપુત્રે કહ્યું—' હે શેઠ ! એમાં તારો દોષ નથી. કારણ કે સમાન વસ્તુમાં માણસને ભ્રમ થાય છે. સમાનપણાને લીધે તે વખતે મને આદિત્યભવનમાં ભ્રમ થયો હતો, જેથી પોતાની ગૃહિણી સમજીને મેં તારી પુત્રીનો સ્પર્શ કર્યો હતો. વળી અત્યારે તને તેવો ભ્રમ થયો છે કે જેથી મારી સ્ત્રીને તું પોતાની પુત્રી કહે છે, તેથી ભ્રમમાં આપણે બંને સમાન થયા.' ત્યારે શેઠ બોલ્યો—' પુત્રીના જેવી હોવાથી આ પણ મારી પુત્રી જ છે. માટે હવે તમોને જે જોઇએ તે મારી પાસેથી લેતા જજો.'

હે નાથ ! એ પ્રમાણે સ્ત્રીઓના ગહન ચરિત્રને નિપુણ જનો પણ જાણી શકતા નથી." ત્યારે નાગ બોલ્યો—' હું પણ મારી ગૃહિણીનું ચરિત્ર જોઇશ.' પછી દિગ્યાત્રાની તૈયારી કરીને નાગે પોતાની રમણીને જણાવ્યું કે—' હે પ્રિયે ! હું દેશાંતર જાઉં છું, તું ઘરે રહેજે.' એટલે તે બોલી—' હે નાથ ! તમારા વિરહમાં મને ઘર તો મસાણની જેમ ખેદકારી છે, પરંતુ પ્રિયતમનું વચન ઓળંગવું તે અયુક્ત છે. માટે અહીંજ રહીશ.'

હવે પ્રશસ્ત દિવસે નાગે પ્રયાણ કર્યું અને કેટલાક યોજન આગળ ચાલી, ધન વધારવા માટે બીજા કોઈ વણિકને દેશાંતર મોકલીને પોતે પાછો વળ્યો અને ગણિકાના ઘરમાં આવીને રહ્યો. પછી એક વખત રાત્રે નાગ ભિક્ષુકના વેશે પોતાના ઘરે ગયો. ત્યાં નાગિનીએ તેને કહ્યું–' શું તું પરદેશી છે ?' તે બોલ્યો–' હા' એટલે તે બોલી—' જો મારું કામ કરે, તો તને એક રૂપીયો આપું.' નાગ બોલ્યો—' હું તારું કામ કરીશ.' તે બોલી—' આ પોટલી ઉપાડ' નાગે તે ઉપાડી. એટલે તેની સાથે નાગિની બહાર ગઈ. હવે ત્યાં તેણીનો પ્રિય પુરૂષ કે જે કોઇ મોટા અપરાધથી શૂળીપર ચડેલ હતો. તેને સુગંધી દ્રવ્યથી તેણે રંજિત કર્યો, પુષ્પોથી તેની પૂજા કરી અને ખાદ્ય મોદક પ્રમુખ વસ્તુ તેની આગળ મૂકી. પછી નાગિની પોતાના ઘરે આવીને ભિક્ષુક (નાગ) ને કહેવા લાગી કે—' તું ઘરના દ્વાર આગળ

સુઇ રહે. સવારે તારો રૂપીયો લઇ લેજે.' એટલે કાર્પટિક-ભિક્ષુક ત્યાં સુઈ રહ્યો. નાગિનીનો એક બીજો પણ પ્રિય પુરૂષ હતો. તે તેણીના ઘરે આવ્યો અને પૂર્વનો વૃત્તાંત જાણીને તેણે નાગિનીને કહ્યું કે—'હે રાંડ ! તે ચોર તને વ્હાલો થઈ પડયો કે જે મૃતને પણ તું ઇચ્છે છે અને હું શ્રેષ્ઠ છતાં તને અનિષ્ટ લાગું છું. માટે હવે મારે તારૂં કંઇ કામ નથી.' એમ કહી, શય્યામાં વિમુખ થઇને તે સુઇ ગયો. એટલે—'આ મારા મર્મ પ્રકાશે છે, એમ ધારી કોપાયમાન થયેલ નાગિનીએ છરીવતી તેનું શિર છેદી નાંખ્યું. અહા ! સ્ત્રીઓનું સાહસ કેવું ? પછી પુનઃ તેણે ભિક્ષુકને બોલાવીને કહ્યું કે—'અહીં એક ખાડો ખોદ તને હું બીજો રૂપીયો આપીશ.' એટલે તેણે કૌતુકથી ઘરના એક ભાગમાં ખાડો ખોદ્યો. ત્યાં મારેલ પુરૂષના શરીરના કટકે કટકા કરીને તેણે તેમાં દાટી દીધા. આથી મનમાં આશ્ચર્ય પામતો નાગ ગણિકાના ઘરે ગયો અને મદનલતાને તેણે જણાવ્યું કે—' મારી મહિલાને તેં બરાબર ઓળખી સર્પની રેખાને સર્પજ જાણી શકે એ કહેવત સાચી ઠરી. પછી જ્યાં સુધી તે વણિકપુત્ર દેશાંતરથી ધન લઇને ત્યાં આવ્યો, તેટલો વખત નાગ ગણિકાના ઘરેજ રહ્યો. તે આવ્યો એટલે તેની સાથે તે પોતાના ઘરે ગયો અને ત્યાં નાગિની સાથે પ્રથમની જેમ અભિન્ન રાગથી રહેવા લાગ્યો. કારણ કે મહાપુરૂષો મોટા અપરાધીપર પણ વિરાગતા બતાવતા નથી.

એક વખતે દ્યૂત રમતાં નાગિની નાગ પાસેથી એક રૂપીયો જીતી. એટલે તે વારંવાર માગવા લાગી. ત્યારે નાગે તેને કહ્યું કે-' પૂર્વે મેળવેલા મારા બે રૂપીયા તારી પાસે છે. તેમાંથી એક વળ્યો અને બીજો મને મળ્યો.' તે બોલી-' કયા બે રૂપીઆ ?' નાગે કહ્યું-' એક પોટલી ઉપાડવાનો અને બીજો ખાડો ખોદવાનો.' એમ સાંભળતાં નાગિનીને ધ્રાસકો પડયો કે—' અહા ! મારૂં ચરિત્ર બધું એણે જોઇ લીધું.' આવા સંતાપથી હૃદય ફુટી જતાં તે મરણ પામીને નરકે ગઈ. ત્યારે લોકો નાગને કહેવા લાગ્યા કે—' ગૃહિણી મરણ પામતાં તેને તું કંઇ પુણ્ય-દાન કેમ આપતો નથી ?' નાગ બોલ્યો—' જે પોતાના દુશ્ચરિત્રના યોગે વ્યવહાર ભ્રષ્ટ થઇ મરે, તેને બીજાના પુણ્ય-દાન આપવાથી શું વળે તેમ છે. ?' એમ નાગિનીનું પ્રપંચી ચરિત્ર જોઇને વૈરાગ્યના માર્ગે લાગેલ નાગ ચિંતવવા લાગ્યો કે-" માયા-પ્રપંચના સ્થાનરૂપ, વિવેકરૂપ સૂર્યને આચ્છાદિત કરવામાં મેઘમાળા સમાન અને તરૂણ **ચીભડી**ના તંતુ સમાન કુટિલ એવી મહિલાઓને કોણ ઇચ્છે ? મૂઢ પુરૂષ, તરૂણીના નિરંતર રક્ત હસ્ત, ચરણ અને અધર-દળમાં રક્ત બને છે અને ક્ષણમાં રક્ત અને વિરક્ત એવા તેમના મનને અનુસરે છે. અજ્ઞ જન, મદનના ધનુષ્ય સમાન વક્ર એવી કામિનીઓની ભ્રકુટી જોઇને સંતુષ્ટ થાય છે, પણ તે ભ્રકુટી કરતાં હજાર ગણું વક્ર (વાંકુ) તેમનું ચિત્ત તે જાણી શકતો નથી. મહિલા પરને મોહ પમાડવા માટે કૃશ ઉદર, કઠિન સ્તન અને ચંચળ નેત્રયુગલને

પ્રગટ બતાવે છે. પણ પોતાના મનને તે કદી બતાવતી નથી. ઉન્નત સ્તન-સ્થળને લીધે વિષમ એવા રમણીના દેહ રૂપ મરૂ પ્રદેશમાં અસંભવ એવા સંવર (જળ) ને જે સેવે છે, તે તૃષ્ણાથી કદિ બાધા પામતો નથી. " એમ સંવેગ પામતાં વિષયથી વિરક્ત અને નિર્મળ મતિયુક્ત નાગે, જ્ઞાનદિવાકર ગુરૂ પાસે જિનધર્મ સાંભળ્યો. એટલે ચિત્તમાંથી કપટને દૂર નિવારી, ચારિત્ર આદરી, તપ કરી, અવસરે સમાધિપૂર્વક મરણ પામીને તે સ્વર્ગે ગયો અને નિર્વાણપદને પણ પામ્યો. "



# પ્રકરણ ૪ થું.

## લોભ કષાય ઉપર સાગરની કથા.

( અહીં શ્રી હેમચંદ્ર મહારાજ કુમારપાલ રાજાને કહે છે કે- )

" હે રાજેંદ્ર ! ક્રોધ, માન અને માયાનો પરિહાર કરતાં પણ જે લોભનો ત્યાગ ન કરે, તે ભારે કર્મી બની મહાસાગરમાં વ્હાણની જેમ સંસારમાં નિમગ્ન થાય છે. અગ્નિવ્યાપ્ત લોહમાં જળકણોની જેમ નીચ આશયને વહન કરનાર લોભમાં ચંદ્રકિરણ સમાન ધવલ ગુણો પણ વિલય પામે છે. લોભ થકી આ લોકમાં ભારે કલેશ પામીને સાગર પરલોકમાં દુર્ગતિનાં પ્રચંડ દુઃખો પામ્યો. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે—

### સાગરની કથા.




રતક્ષેત્રમાં મહિલા સમાન મનોહર આકાર ( મકાનો ) વાળી મિથિલા નામે નગરી છે કે જે મજબુત કિલ્લાથી પરિવેષ્ટિત હોવાથી પર-શત્રુને અગમ્ય છે. ત્યાં કુબેર સમાન ધનવાન્ સાગર નામે વણિક હતો કે જે લોભ-ગ્રહથી ઘેલો બની અર્થ (ધન) નેજ પુરૂષાર્થ સમજતો હતો. ખેતી, દુકાન, વ્યાજ પ્રમુખ ધન કમાવવાના નિરંતર અનેક ઉપાયો અને વાણિજ્ય કરતાં તે પોતાના દુઃખની પણ દરકાર રાખતો ન હતો.

એકદા ભારે ગર્વિષ્ઠ યોગાત્મા એક યોગી, સાગરના જોવામાં આવ્યો. એટલે તેણે પૂછયું કે—' તારામાં કોઇ શક્તિ છે ? ' ત્યારે યોગી બોલ્યો—' રાત્રે દિવસ અને દિવસે રાત્રિ દેખાડું, સમસ્ત પર્વતોને ઉપાડી લઉં, આકાશથી ગ્રહોને પૃથ્વીપર પાડું, સમુદ્રને ઓળંગું, અગ્નિને થંભું અને દુર્વાર પરચક્રને અટકાવી દઉં. જગતમાં એવું કંઇ કાર્ય નથી કે જે મને દુષ્કર હોય. ' એમ સાંભળતાં સાગરે કહ્યું—" હે યોગીંદ્ર ! ગ્રહ, પર્વત પ્રમુખ પાડવા કે ઉપાડવા સંબંધી મારે

કંઇ પ્રયોજન નથી. જો કનકસિદ્ધિ તારી પાસે હોય તો તે મને બતાવ. બીજાનું મારે કામ નથી.” એટલે યોગી બોલ્યો—‘ તું કંઇક સુવર્ણ લાવે, તો તરત તે તને બમણું કરી આપું ! ’ ત્યારે લોભી સાગર એક કર્ષ પ્રમાણ સુવર્ણ લાવ્યો. તે અગ્નિમાં નાંખીને કપટથી તેણે ધમ્યું અને છાની રીતે તેમાં પોતાનું સુવર્ણ નાંખીને સાગરને બમણું કરી બતાવ્યું. આથી વિસ્મય પામીને સાગરે તેનો ભારે આદર કર્યો. એટલે યોગી બોલ્યો—‘ એટલાજ પરિશ્રમથી પુષ્કળ સુવર્ણ પણ સિદ્ધ થઈ શકે છે. ’ ત્યારે સાગરે તેને સોપલ સુવર્ણ લાવી આપ્યું. પછી બંનેએ આખી રાત તેને અગ્નિમાં ધમ્યું અને છેલ્લા પહોરે જ્યારે સાગર સુઇ ગયો ત્યારે યોગી સુવર્ણ લઇને ભાગી ગયો. જેથી સાગરે પોક મૂકી કે—‘ હા ! હું છેતરાયો. ’ એમ ખેદ કરતો તે બેસી રહ્યો.

કોઇવાર એક પુરૂષે સાગરને કહ્યું કે—‘ દેશાંતર જઇ વેપાર કરતાં પુષ્કળ ધન પ્રાપ્ત થાય. ’ એટલે મોટો સાથ ભેગો કરી, વિવિધ કરીયાણાં લઇ, સાગર વિષમ અરણ્ય ઓળંગીને તામ્રલિપ્તિ નગરીમાં ગયો. ત્યાં ક્રય વિક્રય કરતાં તેણે ઘણું ધન પેદા કર્યું, તથાપિ સંતુષ્ટ ન થતાં સમુદ્ર ઓળંગીને ધન વધારવાની તેને ઇચ્છા થઈ. એટલે પોતાના જીવનને કષ્ટમય બનાવવા તેણે એક કાષ્ઠમય વ્હાણ લીધું, કે જેમાં અલ્પ પણ લોહ ( લોભ ) નો સંબંધ હોય, તેમાં આશ્ચર્ય કંઇ નથી. પછી દ્વીપાંતરને યોગ્ય તેણે વિવિધ કરીયાણાં ખરીદ્યાં. તેમજ ધાન્ય, ઘૃત, તેલ, જળ, ઇંધન પ્રમુખનો મોટો સંગ્રહ કર્યો, દોરડાં, સુંઠ આદિ સુકી વસ્તુઓના કોથળા ભર્યા તથા હથીયાર, અગ્નિ, તલ, કાંજી વિગેરે ઉપયોગી ચીજો લીધી અને યુદ્ધ કરવાને સુભટોને પણ સાથે લીધા. એમ બધી તૈયારી તથા મંગળક્રિયા કરાવીને સાગર પોતાના પરિજનો સહિત વ્હાણમાં બેઠો. એટલે પવનમાં સઢ છુટા મૂકવામાં આવતાં વેગથી વ્હાણ જેટલામાં મધ્ય સમુદ્રમાં ચાલવા લાગ્યું, તેવામાં કમળમાં ભ્રમરની જેમ આકાશમાં નાનું વાદળું પ્રગટ થયું. અને આસ્તે આસ્તે કૃષ્ણ અને વિકરાલ યમમહિષની જેમ તે વિસ્તાર પામ્યું. એટલે યમની કાતર સમાન દુર્દર્શનીય વીજળી ચોતરફ ચમકવા લાગી. બ્રહ્માંડને ફોડી નાંખે તેવા ભયંકર શબ્દ કરતી ગર્જના થવા લાગી. તેમજ પિશુનની જેમ અવસર પામીને દુ:સહ પવન પ્રસરવા લાગ્યો, અને મદિરા પીનારની જેમ મહાસાગર મોટા તરંગોથી ઉછળવા લાગ્યો. એવામાં વ્હાણ ભાંગ્યું અને સાગરનો માલ બધો મહાસાગરમાં પડયો; પણ દૈવયોગે સાગરને પ્રિય મનુષ્યની જેમ એક પાટીયું હાથ લાગ્યું. તેનો આધાર લઇને તે સાત દિવસ સાગરમાં ભમ્યો. પછી મહાકષ્ટે કિનારે પહોંચતાં તે નિર્દય મ્લેચ્છોની દૃષ્ટિએ પડયો. કારણ કે લોભને વશ પડેલા પ્રાણીઓ અનેક દુ:ખોમાં અથડાય છે. હવે તે મ્લેચ્છો સાગરને પોતાના સ્થાનપર

લઇ ગયા અને તેને પૌષ્ટિક ખોરાક ખવરાવવા લાગ્યા. ત્યારે **સાગરે** વિચાર કર્યો કે—' આ લોકો મને આવો ખોરાક કેમ આપે છે ? '

એક દિવસે મ્લેચ્છોએ **સાગરને** સર્વાંગે પુષ્ટ જોઇને તેને ઘાયલ કર્યો અને રૂધિરની ધારા નીકળતાં તેને બહારના પ્રદેશમાં બેસાર્યો, તેમજ તેની નજીકમાં ધનુષ્યપર બાણુ ચડાવીને એક પુરૂષ ગુપ્ત રીતે ઉભો રહ્યો. એવામાં **સાગરના** શરીરમાં લુબ્ધ બનેલ કોઇ પક્ષી ત્યાં આવી ચડયું અને **સાગરને** ઉપાડવા જતાં પેલા પુરૂષે તેને મોટા ભાલાથી વીંધી નાખ્યું. એટલે તેના પ્રહારથી વ્યાકુળ થયેલ તે પક્ષી જમીન પર પડીને મરી ગયું. હસ્તીના કુંભસ્થળમાં મોતીઓની જેમ તેના ઉદરમાં રત્નો રહેતાં હતાં. એટલે છરી વતી તેને કાપીને મ્લેચ્છોએ તે લઇ લીધાં. એમ **સાગરને** મ્લેચ્છો વારંવાર અસહ્ય દુઃખ આપવા લાગ્યા. એકદા તે પુરૂષે ભાલાવતી પક્ષીને બેભાન બનાવીને મૂકી દીધું. એવામાં સાગરને લઇને તે ઉડયું અને સમુદ્રપર થઇને જતાં પ્રહારની પીડાથી વ્યાકુળ થઇ તે સમુદ્રમાં જતાં એક વ્હાણુમાં પડયું અને તરત મરણ પામ્યું. એટલે વ્હાણુવટીયાએ ચકિત થઇને **સાગરને** આદર પૂર્વક હકીકત પૂછી. ત્યારે તેણે પોતાનો વૃત્તાંત સંભળાવીને પુનઃ તેને કહ્યું કે—' આ પક્ષીનું ઉદર ચીરીને રત્નો લઇ લે.' આથી વ્હાણુના માલીકે તે રત્નો લઇ લીધાં. એમ રત્ન લાભના હેતુથી **સાગરને** ઉપકારી સમજી વિવિધ પથ્ય-ઔષધોથી વ્હાણુવટીયાએ તેને સ્વસ્થ કરી દીધો.

એવામાં વ્હાણુ **સોરઠ** દેશમાં આવેલ **મંગલપુરના** કિનારે આવ્યું. એટલે **સાગર** વ્હાણુપરથી ઉતરી ત્યાં રહેતાં ચિંતવવા લાગ્યો કે—' અહો ! તે વખતે કુબેરની જેમ બહુ ધન લઇને હું નગરથકી નીકળ્યો હતો. હવે અત્યારે તો રંકની જેમ હું નિર્ધન થઇ પડયો. માટે ત્યાં પાછો કેમ જાઉં ? ' એમ તે વિષાદથી વ્યાકુળ થઇને વિચાર કરતો હતો, તેવામાં એક બ્રાહ્મણે તેને જોયો અને કહ્યું કે —' હે ભદ્ર ! આમ ઉદ્વેગથી આકુળ કેમ જણાય છે ? ' ત્યારે **સાગર** બોલ્યો— ' જો કે મારૂં ચરિત્ર અકથનીય છે, તથાપિ તું પ્રથમ સમાગમે સ્નેહ બતાવીને પૂછે છે, તો તને કહું છું.' એમ કહેતાં **સાગરે** પોતાનું બધું ચરિત્ર વિપ્રને કહી સંભળાવ્યું. એટલે બ્રાહ્મણે તેને કહ્યું—' તું નિર્ધન હોવાથી વિષાદ ન કર. કારણ કે હું તને ધન મેળવવાનો માર્ગ બતાવું. અહીં **ઉજ્જયંત** પર્વતમાં એક વિવર ( ગુફા ) છે, ત્યાં વાંછિતાર્થની પ્રાપ્તિ થાય છે. વળી તેમાં પ્રવેશ કરવાનો સવિસ્તર કલ્પ મારી પાસે છે, માટે જો તું મારો સહાયક થાય, તો આપણે બંને પ્રવેશ કરીએ. ત્યાં રહેલ દેવાંગનાઓ જે માગો, તે આપે છે. ત્યારે ધનલુબ્ધ **સાગરે** કહ્યું ' એમ કરીએ. ' પછી બધું ઉચિત કૃત્ય કરીને તે બંને ગુફામાં પેસવા લાગ્યા. તેમાં હસ્તગત કલ્પમાં બતાવેલ માર્ગે જવલંત **મહિષપુચ્છ** લઇને બ્રાહ્મણ આગળ ચાલ્યો અને સાગર પાછળ પાછળ જવા લાગ્યો. ક્યાંક તે પગે ચાલતા

ક્યાંક ઢીંચણથી, કયાંક ઉદરથી અને કયાંક પીઠથી ચાલતાં કઠિન તટથી તેમના બધા અવયવો છોલાઇ ગયા. વળી જતાં જતાં કયાંક મોટી ફણાથી ભયંકર લાગતા કાળા સર્પો તેમના જોવામાં આવતા અને કયાંક હસ્તથી કાતર અને કપાલ કંપાવતા એવા વેતાળો જોવામાં આવતા હતા. વળી 'હે પ્રિયે ! હું આગળ ચાલનારનું ભક્ષણ કરીશ અને તું પાછળ આવનારનું ભક્ષણ કરજે' એમ બોલતું કયાંક ભૂતનું મિથુન તેમના જોવામાં આવ્યું. એમ વિવિધ ભયંકર બનાવોથી મનમાં ક્ષોભ પામ્યા વિના આગળ જતાં જતાં તેમણે કીંમતી મણિઓથી જડેલ એક કનકમય ભવન દીઠું અને ત્યાં મણિ-કનકના અલંકારોથી વિભૂષિત થયેલ દેવીઓને જોઇ તેમના મધ્ય ભાગમાં રહેલ સ્વામિનીને તે બંને આરાધવા લાગ્યા એટલે સંતુષ્ટ થતાં તેણે તે બંનેના વસ્ત્રના છેડામાં જવ નાંખ્યા ત્યારે અવજ્ઞાથી તેને દૂર નાંખીને બંને કહેવા લાગ્યા—'હે દેવી ! અમે ભારે કષ્ટ વેઠીને આવ્યા છીએ. માટે જો અમને બે ચિંતામણિ રત્ન આપો તો અમે જઇએ. નહિ તો જવાના નથી.' આથી કોપાયમાન થયેલ દેવીએ પોતાના ડાબા પગવતી ઠોકર મારીને તે બંનેને ગુફાની બહાર જુદા જુદા સ્થળે નાંખી દીધા, એટલે સાગરે પોતાને મિથિલાના ઉદ્યાનમાં પડેલ જોયો અને વસ્ત્રાંચલમાં લાગેલ કેટલાક સુવર્ણમય જવ જોયા. આથી તે ચિંતવવા લાગ્યો કે—'અહા ! મેં મૂર્ખાએ સુવર્ણના જવ મૂકી દીધા. અથવા તો લોભથી અંધ બનેલ મનુષ્યોનો સર્વનાશ સંભવે છે.' પછી **સાગર** પોતાના ઘરે આવ્યો અને ત્યાં 'હા ! મારી લક્ષ્મી મહાસાગરમાં નષ્ટ થઇ' એમ નિરંતર શોક સાગરમાં બુડતા **સાગર**ને તેના પુત્ર **ચંદ્રે** સમજાવતાં કહ્યું—'હે તાત ! સાહસિક અને ઉદ્યોગી એવા તમને મૂકીને લક્ષ્મી ચાલી ગઇ તો ભલે તે જાય. તેનું શું પ્રયોજન છે? એ લક્ષ્મીને પોતાનેજ પસ્તાવું પડશે. વળી લક્ષ્મીના દોષ બતાવ્યા છે તે સાંભળો—નદીની જેમ તે નિરંતર નીચ-ગામી હોય છે, નિદ્રાની જેમ મનુષ્યને તે બેભાન બનાવે છે, મદિરાની જેમ તે મદ વધારે છે, ધુમની જેમ અંધતા આપે છે. ચપળા-વીજળીના જેવી તે ચપળ છે, દાવાનળની જવાળાની જેમ તે તૃષ્ણા વધારે છે અને કુલટા કામિનીની જેમ કમલા ( લક્ષ્મી ) સ્વેચ્છાએ પરિભ્રમણ કરે છે. અને વળી હે તાત ! તમારા ઘરે પૂર્વના ક્રમથી આવેલ પુષ્કળ લક્ષ્મી છે, તેમજ તમે અને મેં જે ઉપાર્જન કરી છે, તે પણ અગણિત છે.' એમ પુત્રે પ્રતિબોધ આપ્યા છતાં ભારે લોભથી બંધાયેલ સાગર, લક્ષ્મીની ચિંતામાં રાત્રે નિદ્રા પણ લેતો નહોતો.

હવે સાગરના ગૃહાંગણે એક મોટી ખાલી મંજૂષા પડી રહેતી. હવે **ચંદ્ર**ની બે ભાર્યાઓ આકાશ ગમન કરવાને સમર્થ હતી. તેમાં એક મંજૂષાપર બેસતી અને બીજી તેને ચલાવતી હતી. એટલે તે બંને રાત્રે ક્રીડા કરવાને અન્યત્ર જતી હતી. એવામાં કોઇવાર સાગરે એમ કરતી તેમને જોઇ. જેથી વિસ્મય પામીને તેણે

વિચાર કર્યો કે—'અહો ! આ બંને વહુનું આવું ચરિત્ર !' પછી તેણે એકાંતમાં પોતાના એક દાસને એ વૃત્તાંત જણાવીને કહ્યું કે—'હે સુજ્ઞ ! તું મંજૂષામાં દાખલ થઇને છાની રીતે બેસી રહે. એ મંજૂષા લઇને કયાં જાય છે, તે બરાબર જાણીને મને કહેજે.' એટલે તે નોકરે સાગરના કહ્યા પ્રમાણે કર્યું. પછી રાત્રે તે બંને બહાર ચાલી અને સમુદ્રપર થઇને જતાં ઉછળતા મત્સ્યોરૂપ લોચનથી સાગર જાણે તેમનું મનોહરરૂપ જોવાને તત્પર થયો હોય, તેમને જોવાથી સંતુષ્ટ થયેલ તે ફીણનાં સમૂહથી જાણે હાસ્ય બતાવતો હોય, લાંબી પ્રસારેલ ભુજાની જેમ ઉછળતા તરંગોથી તે જાણે તેમને આલિંગન આપવા ઉભો થયો હોય તેવો શોભતો હતો. હવે મહાસાગરના મધ્ય ભાગમાં આવેલ રત્નદ્વીપના તિલક સમાન એવા કનકપુરમાં તે ગઈ. ત્યાં સ્વેચ્છાએ રમીને પછી તે બંને પોતાના ઘરે આવી. એટલે સેવકે સાગરને જણાવ્યું કે—'હે શેઠ ! રાત્રિનો વૃત્તાંત સાંભળો–તમારી બંને વહુ, આકાશમાર્ગે કોઇ નગરમાં ગઇ. ત્યાં નગરની બહાર મંજૂષા મૂકીને તે અંદર ગઇ. તેવામાં મંજૂષામાંથી કંઈક મુખ કહાડીને મેં જોયું, તો ત્યાં પ્રસરતી કાંતિથી ચળકતા મોટા રત્નના પ્રાસાદો દીઠા વળી કનકાચલ સમાન સુવર્ણનો એક મોટો કિલ્લો મારા જોવામાં આવ્યો અને કિલ્લાની પાસે કનકની ઇંટોના કટકા મેં જોયા. સ્ફુરાયમાન કાંતિથી ભિન્નભિન્ન ભાસતા તે સુવર્ણને તમેજ ઓલખી શકો. એ વહુઓના ભયથી હું મંજૂષાની બહાર જ ન નીકળ્યો. તેથી હે શેઠ ! એ કટકા લેવાની ઈચ્છા હોવા છતાં હું લઇ ન શકયો.' ત્યારે સાગર બોલ્યો—'હે ભદ્ર ! તું કાયર અને હીનભાગી કે કનકની ઈંટોના થોડા કટકા પણ તેં લીધા નહિ. હવે એ વાત તું બીજા કોઇને જણાવીશ નહિ. કારણ કે હું પોતે ત્યાં જઇ, તે મંજૂષામાં ભરીને લઈ આવીશ.' એટલે દાસ બોલ્યો—'હું કોઇને કહીશ નહિ.'

પછી એક વખતે રાત્રે શ્રેષ્ઠી મંજૂષામાં ગુપ્ત રીતે ભરાઇ બેઠો. એવામાં કસ્તૂરીનું વિલેપન કરી, પ્રશસ્ત વસ્ત્રો પહેરી અને રત્નમય ભૂષણોથી અલંકૃત થઇ બંને વધુઓ તૈયાર થઇ. એટલે મોટી વહુએ નાની વહુને કહ્યું—'આજે તું મંજૂષા ચલાવ.' તે બોલી—'હે બહેન ! તમે આરોહણ કરો, એટલે હું એને ઉપાડું.' પછી મોટી વહુ મંજૂષાપર ચડી બેઠી અને નાની વહુએ તેને ચલાવી. એમ તે બંને આકાશમાર્ગે ચાલતાં વેગથી મહાસાગર ઓળંગીને કનકપુરમાં પહોંચી અને નગરની બહાર મંજૂષા મૂકીને તે અંદર ગઈ. એવામાં સાગરશેઠ બહાર નીકળ્યો અને ભારે લોભના વશથી કનકની ઇંટોના જેટલા કટકા તેના જોવામાં અવ્યા, તે બધા ઉતાવળથી ભેગા કરીને તેણે મંજૂષામાં ભરી દીધા. અને પોતે પણ પ્રથમની જેમ છુપાઇને બેસી રહ્યો. હવે બંને વધુ આવી અને

અગાઉની જેમ ચાલતી થઈ. ત્યાં સમુદ્ર ઉપર આવતાં નાની વહુએ મોટીને કહ્યું—' આજે કંઇ પણ કારણથી મંજૂષામાં ભાર ઘણો છે. તો એને હું સમુદ્રમાં નાખી દઈશ. તું આકાશમાર્ગે ચાલી જા. ' એમ સાંભળતાં અંદરથી સાગર ગભરાઇને બોલ્યો—' હે વધુઓ ! તમે મંજૂષાને મહાસાગરમાં નાખી ન દેશો. કારણ કે હું તમારો સસરો મરી જઇશ. ' એમ સસરાએ વાર્યા છતાં—' આ આપણું ચરિત્ર જાણી ગયો.' આથી અધિક ગુસ્સો લાવતી વધુઓએ મંજૂષા તરત સાગરમાં નાખી દીધી. એટલે—" હે ઘેલા ! તું ગામડાને બાળતો નહિ, એમ વાર્યા છતાં જાણે બરાબર સંભારી આપ્યું હોય તેમ તેણે ગામડું બાળી નાખ્યું" તે વધુઓએ પણ એ પ્રમાણે કર્યું. પછી મંજૂષામાં ભરાઇ રહેલ સાગર દુઃખપૂર્વક મહાસાગરમાં મરણ પામીને દુર્ગતિએ ગયો અને ત્યાંથી ભવ–સાગરમાં ભમશે. અહીં સાગરને, સાગરને સ્વાધીન કરીને વધુઓ પોતાના ઘરે આવી.

હવે પ્રભાતે પિતાને ન જોવાથી ચંદ્ર કહેવા લાગ્યો કે—' પિતા ક્યાં ગયા? તે દેખાતા નથી. ' એટલે પેલા સુજ્ઞ સેવકે ચંદ્રને બધો વૃત્તાંત સંભળાવીને કહ્યું કે—' મંજૂષા દેખાતી નથી, તેથી હું એવી કલ્પના કરૂં છું કે—એ વધુઓએ મંજૂષા સાથે શેઠને સમુદ્રમાં નાખ્યા હશે. ' એમ સાંભળતાં ચંદ્ર મનમાં વિષાદ પામીને વિલાપ કરવા લાગ્યો કે—' હા તાત ! હા ! ત્રિભુવન–વિખ્યાત ! હા ! અતુલ વ્યવસાયી ! હા ! પૂર્ણ સાહસિક ! એક તમારા વિના આ ભવન મને શૂન્ય ભાસે છે.' એમ શોક–સાગરમાં નિમગ્ન થયેલ ચંદ્રને તેનો મિત્ર, ગુરૂપાસે લઇ ગયો. ત્યાં ગુરૂમહારાજે સંસારથી નિર્વેદ ઉપજાવનાર ધર્મદેશના આપતા જણાવ્યું કે—

" સંસારની અસારતા ચિંતવીને ધીમાન્ પુરૂષે શોક કરવો યોગ્ય નથી, અને સર્વ અનર્થના કારણરૂપ લોભનો પરિહાર કરવો. સર્વસ્વનો વિનાશ કરનાર અને સમસ્ત દુઃખોના સ્થાનરૂપ લોભ તે જંતુઓને અનેક દુઃખો આપે છે, પણ એથી કદિ સુખ તો મળતું જ નથી. જેમ ઇંધનથી અગ્નિ અને જળથી મહાસાગર તૃપ્તિ પામતો નથી, તેમ પુષ્કળ ધન મળતાં પણ લોભને લીધે મનુષ્ય સંતુષ્ટ થતો નથી. વળી તે એમ માનતો નથી કે–સમસ્ત વિભવને મૂકીને આત્મા એકલો પર ભવમાં જાય છે. તો હું વૃથા અનેક પ્રકારનાં પાપ શા માટે કરૂં ? "

એમ સાંભળતાં ચંદ્રે જિનધર્મનો સ્વીકાર કર્યો તથા પૂર્વની બંને ભાર્યા તરત તજીને અન્ય યુવતિને તે પરણ્યો. વળી મોટો આરંભ ન કરતાં, અત્યંત લોભ ન લાવતાં, જિનપૂજા આચરતાં અને સાધુઓની ઉપાસના કરતાં તે પોતાનું જીવન વ્યતીત કરવા લાગ્યો. વળી પોતાના દ્રવ્યથી તે જિનમંદિરો કરાવતો, ત્રિકાળ જિનપૂજન કરતો, યતિઓને ભક્તિથી વસ્ત્ર, અન્ન, પાત્રાદિ આપતો, પુસ્તકો લખાવવાનો પ્રયત્ન કરતો, સાધર્મી બંધુઓને સહાય આપતો તેમજ દીના-

દિકનો ઉદ્ધાર કરતાં તે પુણ્ય ઉપાર્જન કરવા લાગ્યો. પછી પાકી અવસ્થા થતાં સમસ્ત લોભની આલોચના કરી, વિષયરૂપ વિષથી વિષાદ પામતાં ચંદ્રે સાધુ દીક્ષાનો સ્વીકાર કર્યો અને દુષ્કર તપથી શરીરને શુષ્ક બનાવી, પ્રાંતે સમાધિપૂર્વક મરણ પામીને તે સ્વર્ગે ગયો અને અનુક્રમે અજરામર પદને પણ પામ્યો.



# પ્રકરણ ૫ મું.

## કુમારપાળ રાજાનું દિનકૃત્ય.

એ પ્રમાણે **શ્રી હેમચંદ્ર** મહારાજની દેશના સાંભળતાં **કુમારપાળ** ભૂપાલ સમસ્ત તત્ત્વને જાણીને જિનધર્મમાં પરાયણ થયો. એટલે પ્રભાતે પંચ નમસ્કારનું સ્મરણ કરતાં તે જાગ્રત થતો, તેમજ હૃદયમાં દેવ, ગુરૂ અને ધર્મની પ્રતિપત્તિ-પ્રાપ્તિનો વિચાર કરતો. પછી કાય-શુદ્ધિ કરીને તે, પુષ્પ, ફળ, સ્તોત્રરૂપ વિવિધ પૂજાથી જિનપ્રતિમાઓને પૂજતો અને પંચ દંડે ( પંચાંગે ) વંદન કરતો, સત્ત્વ-ગુણના સ્થાનરૂપ તથા સમસ્ત જય-લક્ષ્મીના તિલક સમાન તે પ્રતિદિન યથાશક્તિ પ્રત્યાખ્યાન આદરતો અને તિલકના અવસરે બિરાજમાન થતો. વળી તે હસ્તીના સ્કંધપર આરૂઢ થઇ સમસ્ત સામંત-મંત્રીઓના પરિવાર સાથે જિન-ભવનમાં આવતો અને ત્યાં વિધિપૂર્વક પ્રવેશ કરતો હતો. પછી અષ્ટ પ્રકારની પૂજાથી તે જિનપ્રતિમાઓને પૂજતો અને પૃથ્વી સુધી શિર નમાવી પ્રણામ કરીને પવિત્ર સ્તોત્રોથી ભગવંતના ગુણ-ગાન કરતો હતો. વળી શ્રી હેમચંદ્ર ગુરૂરાજના ચરણ ચંદન, કર્પૂર અને કનક-કમળોથી પૂજીને તે પ્રણામ કરતો અને પ્રત્યાખ્યાન લેતો, તથા ગુરૂની સમક્ષ બેસીને, પરલોકમાં સુખ આપનાર એવા ધર્મનું તે શ્રવણ કરતો અને પોતાના મહેલમાં આવીને તે લોકોને દાદ કે ફરીયાદ કરવાનો અવસર આપતો હતો. વળી ભોજન વિશેષનો થાળ આગળ ધરીને તે પુનઃ ગૃહ-ચૈત્યની પૂજા કરતો અને યોગ્ય સંવિભાગવ્રત સાચવીને તે પવિત્ર આહારનું ભોજન કરતો હતો. ભોજન કર્યા પછી રાજસભાના મંડનરૂપ સિંહાસનપર બેસીને તે પંડિતોની સાથે શાસ્ત્રાર્થનો વિચાર ચલાવતો હતો. વળી અષ્ટમી કે ચતુર્દશી વિના તે ફરી દિવસના આઠમા ભાગે ભોજન લેતો અને સાંજે ગૃહ-ચૈત્યોની પુષ્પાદિકથી તે પૂજા કરતો હતો. એમ પુણ્યના નિધાનરૂપ કુમારપાલ રાજા પવિત્ર આચરણોથી કાળ વ્યતીત કરવા લાગ્યો.



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## જીવ મન અને ઇંદ્રિયોના સંલાપરૂપ કથા.

એકદા રાજાનો આદેશ થતાં સિદ્ધપાળ કવિ ધર્મકથા કહેવા લાગ્યો—

" હે બુધજનો ! જીવ, મન અને ઇંદ્રિયોના સંલાપરૂપ કથા સાંભળો કે જે સાંભળતાં કુમતિ ભાગી છુટે, પાપમલનો નાશ થાય, અત્યંત વિશુદ્ધ વાસના-ભાવના જાગ્રત થાય, મોહરૂપ વિષ દૂર થાય, વિષયની વિષમ વાસના તૂટી જાય, હૃદયમાં ધર્મગુણ પ્રગટ થાય અને જેથી પ્રશમ-ગુણમાં આદર ઉત્પન્ન થાય.

## જીવ, મન અને ઇંદ્રિયોના સંલાપરૂપ કથા.




વણ્ય-લક્ષ્મીના સ્થાનરૂપ દેહ નામે પાટણ ( નગર ) છે. જે ક્ષુધા તૃષા, સુખ, દુઃખ, હર્ષ અને શોક પ્રમુખ પ્રજાજન સહિત છે. વળી જ્યાં વિવિધ નાડીરૂપ માર્ગમાં સંચરનાર પવનરૂપ રખવાલ ( કોટવાલ ) છે, જ્યાં ઘણા ધર્મનો પ્રગટ મહિમા છે અને નવ દ્વાર જ્યાં સુપ્રતિષ્ઠિત છે. ત્યાં આત્મા નામે રાજા કે જે બુદ્ધિરૂપ મહારાણી સાથે વિવિધ ભોગ-ઉપભોગમાં આસક્ત થઇને નિરંતર રાજ્ય ચલાવે છે. તેનો મનરૂપ મહામંત્રી કે જેને તે પોતાની તુલ્ય માને છે. તે મહાકૌશલ-ચાતુર્યના ભાજનરૂપ, વિસ્તૃત કીર્ત્તિયુક્ત અને રાજ્યના કાર્યો બજાવવામાં પરાયણ છે. વળી પ્રગટ ગુણયુક્ત સ્પર્શ, રસના, ઘ્રાણ, લોચન અને શ્રવણ-એ પાંચ ઇંદ્રિયોરૂપ, એ મંત્રીના પાંચ **પ્રધાનજનો** છે.

હવે એકદા અવસર મેળવી, પોતાના પરિવાર સહિત મંત્રી બે હાથ જોડીને આત્માને કહેવા લાગ્યો કે—' અજ્ઞાન તે કોટિ જીવોને ઘસડીને ઘણા દુઃખમાં નાખી દે છે. એ દુષ્ટ એક પોતાના જીવિતને માટે આમ કરે છે. તેથી જાણે એ વજ્રથી ઘડાયેલ હોય તેમ લાગે છે, ' એમ સાંભળતાં આત્માએ ખેદથી ભોજન ન કરતાં તરત ગુસ્સો લાવીને કહેવા લાગ્યો—' હે મન-મંત્રી ! મારા પ્રસાદથી તું મદોન્મત્ત બની ગયો છે અને પોતાની યોગ્યતાને જાણતો નથી, કે જેથી તું મૂઢ બીજાના પર અદેખાઇ લાવે છે. વિવિધ આરંભ અને અબ્રહ્મ સેવનાર તું કયાં અને જીવ-રક્ષા કયાં ? લોચનહીન પુરૂષ તે રત્નની પરીક્ષા કરવાને શું સમર્થ થઇ શકે ? જે પંચ મહાવ્રત ધારણ કરે છે, જે દુષ્કર તપ તપે છે, જે નિર્મળ ચારિત્ર પાળે છે અને જે જીવોની રક્ષા માટે ઉપદેશ આપે છે, તેવા મુનિઓને પ્રણામ કરવા તે યુક્ત છે. વળી હે જડ ! તું જે બોલે છે, તે મને અયુક્ત લાગે છે. હે નિર્લક્ષણ મન ! ઉંટના પગે શું નૂપુર શોભે ? તું ચપલ-શિરોમણિ અને વિષયા-

સક્ત છે. નિઃસત્ત્વ અને અવિવેકી છે. હે મન ! તું જે કાંઈ દુષ્કર્મ કરે છે તેના યોગે હું ભવોભવ અનેક પ્રકારની વિડંબના પામું છું.' ત્યારે મન કહેવા લાગ્યું —'હે ગુણોત્તમ સ્વામિન્ ! તમારા પ્રસાદથી હું મોટા મનોરથ જો કરૂં તો તમે મને શા માટે અટકાવો છો ? માટે હવે પ્રસાદ લાવીને મને કાંઇ વ્યવસાય બતાવો. કારણ કે હું, અનેક અનર્થ નીપજે તેવું કંઇ કામ કરતો નથી, અને એ વાત ખોટી પણ નથી; કારણ કે સ્પર્શન પ્રમુખ પાંચ મારા નિયોગી જન છે, તે મદોન્મત્ત અને નિરંકુશ હસ્તીની જેમ અયુક્ત કાર્ય કરે છે. તો એક પ્રધાનોને ફેડીને તેના સ્થાને મને બીજા નિયુક્ત પુરૂષ આપો. હે સ્વામિન્ ! જુઓ, એ શલ્યરૂપ છે અને નિરંતર અનેક અનર્થ પ્રગટાવે છે.'

એવામાં સ્પર્શનેંદ્રિયે કહ્યું—" હું એક સમગ્ર શરીરને રૂંધી બેઠી છું. અહીં બીજી ઇંદ્રિયોમાં તપાસતાં એક મન સમાન બીજું કોઇ પ્રેરક નથી. એ ગમ્ય કે અગમ્ય કંઇ ગણતું નથી, કિલષ્ટ અબ્રહ્મની અભિલાષા કરે છે, સ્વદારા છતાં એ વેશ્યાની ઇચ્છા કરાવે છે, પરસ્ત્રી ગમનનાં દુઃખ ઉપજાવે છે, શિશિરઋતુમાં એ [1]નિર્વાત સ્થાન. ઘરમાં અગ્નિની સગડી, સુગંધિ દ્રવ્ય, તેલ તથા બહુ વસ્ત્રની સગવડ કરે છે અને ગ્રીષ્મઋતુમાં હે નાથ ! એ ચંદન–લેપ, પુષ્પો, જલાવગાહ અને ફુવારા આગળ બેસવાની ઇચ્છા કરે છે, વળી વર્ષાઋતુમાં જળ અને કાદવના પ્રસંગ રહિત અછિદ્ર ભવનતલને એ શોધે છે. એમ વિવિધ વિષયોની ઇચ્છા કરતાં પણ એ કદિ સ્પર્શનેંદ્રિયથી તૃપ્તિ પામતું નથી. આથી બુધ જનો એના દુશ્ચરિત્રની ભારે નિંદા કરે છે. હે સ્વામિન્ ! એના આવાં કર્મોને લીધે અનેક જન્મોમાં તમે પીડા પામ્યા અને વિડંબના સહન કરો છો. તેમ ભક્ષ્યાભક્ષ્યના વિવેક વિના મૂઢ બનેલ, રસ–વિષયની ગૃદ્ધિરૂપ દોલા (હીંચોળા) પર આરૂઢ થયેલ તથા પેય–અપેય વસ્તુનો વિચાર ન કરનાર રસના પણ અનેક અનર્થ ઉપજાવે છે. કારણ કે વનમાં સંચરતા, કંઈ પણ અપરાધ ન કરતા, તૃણ અને સલિલ (જળ) માત્રથી મનમાં સંતુષ્ટ થનારા તથા જરાપણ ખડખડાટ સાંભળતાં ભયભીત બનતા એવા હરિણ, સસલા, શંબર વરાહ વિગેરે નિરાધાર પ્રાણીઓને, નિરંતર મજબુત અશ્વો દોડાવી, હાથમાં ભાલા, ધનુષ્ય અને બાણ ધારણ કરી તથા પોતાના પ્રાણોને પણ સંશયમાં નાંખીને પણ કેટલાક નિર્દય જનો શિકારમાં પ્રવર્ત્તતાં મારી નાંખે છે, કેટલાક નિષ્કરૂણ બનીને સમુદ્રના ગંભીર જળમાં વિચરતા મત્સ્યોને હણે છે. વળી ક્રૂર બનેલા કેટલાક જનો નિર્દોષ લાવરી, તીતર, દહિક અને મયૂરની ગરદન મરડે છે. હે સ્વામિન્ ! દુષ્કૃતથી કલુષિત રસનાના એ વિલાસો તમારી આગળ કેટલા કહી બતાવું ? કે જે અત્યંત નિપુણ પુરૂષ, સેંકડો વરસે પણ કોઇ રીતે પૂરા કહી ન શકે, વળી વિવેક રહિત ઘ્રાણેંદ્રિય, બધી સુગંધિ વસ્તુને

૧ હવા વગરનું સ્થાન,

ઇચ્છે છે અને દુર્ગંધિ વસ્તુ તરફ તે રોષ બતાવે છે. એ પણ એક મોટો દોષ છે. તથા જો કે દૃષ્ટિને અબલા કહીને વર્ણવી છે, તથાપિ એ દુષ્ટ અત્યંત ચપળ છે. એ શુચિ કે અશુચિનો પરિહાર કરતી નથી અને યુક્ત કે અયુક્તને પણ એ અવશ્ય જુએ છે. પરદારાના પ્રવર્ત્તનમાં સ્પર્શેંદ્રિયની એ ખરેખર એક દૂતિ સમાન છે, વળી રસનાને વધારે લુબ્ધ બનાવવામાં એ મદદગાર બને છે. હે પ્રભુ! એ કેટલાં દુઃખો ન ઉપજાવે ? વળી શ્રવણ, જેમ વિટ ( કામી ) જનોના વચન સાંભળે છે, તેમ મુનિનો ઉપદેશ, નેત્રો બંધ કરીને પણ ન સાંભળે, તેમજ ગાન-તાન, વેશ્યાની વાત કે કલહ સાંભળવાથી અવિવેક નિરંતર વધ્યા કરે છે. એમ વિષયના વેગમા ચડેલ એક એક ઇંદ્રિય પણ સમસ્ત જગતને જગાડી મૂકે છે. તો એ પાંચે જ્યાં ખેદ પમાડતી ખેલી રહી છે, ત્યાં કુશળતા કયાંથી ? માટે હે વિચક્ષણ દેવ ! તમે બરાબર તપાસ કરો, કે અહીં સ્પર્શન પ્રમુખ પંચ પ્રધાનો, ચપળપણાથી જે કંઇ વિપરીત આચરણ કરે છે, તેથી તમને ભવોભવ અનિષ્ટ દુઃખ પ્રાપ્ત થાય છે. જો તમને મારા વચનમાં વિશ્વાસ ન હોય, તો આ એક મનને બાંધીને પકડી રાખો, એના વિના જો ઇંદ્રિયો પોતાના વિષયમાં પ્રવર્ત્તમાન થાય, તો મને દોષ આપજો. અને વળી હે સ્વામિન્ ! તમે સ્પર્શન પ્રમુખના કુળ, શીલ કે ગુણોની પણ પરીક્ષા કરી નથી. કારણ કે કુળ, શીલની પરીક્ષા ન કરવાથી સેવકો સ્વામીને દુઃખ આપે છે માટે હે વિચક્ષણ ! દેવ! ઇંદ્રિયોના કુળ, શીળ અને ગુણો પૂછો."

હવે બુદ્ધિદેવીનો એક વિમર્શ નામે શ્રેષ્ઠ બંધુ છે અને તેનો પ્રકર્ષ નામે કુમાર છે, કે જેનામાં અસાધારણ વિવેક વિદ્યમાન છે. તે બંને ત્યાં આવ્યા અને મસ્તક નમાવી, પ્રણામ કરતા પોતાના રાજાની સમક્ષ પૃથ્વીપર બેઠા, એટલે આત્મ રાજાએ આદરપૂર્વક મીઠા બોલથી તેમને આસન પર બેસાર્યા પછી રાજાએ તેમને પૂછયું કે—' આ પાંચે ઇંદ્રિયોના કુળ, શીળાદિક કહો. ' ત્યારે હાથ જોડીને વિમર્શ કહેવા લાગ્યો—" હે સ્વામિન્! સાંભળો—

વિકટ આપદાઓથી વ્યાપ્ત, અપરાધયુક્ત અને લાખો કુજન્મોને પ્રગટાવનાર એવી ચિત્તવૃત્તિ નામે મહા—અટવી છે. ત્યાં ત્રિભુવનને ક્ષોભ પમાડનાર તથા જ્ઞાનાવરણીયાદિ [1]સાત માંડલિક રાજાઓથી વિશેષ શોભનાર એવો મહામોહ નામે નરપતિ છે. તેના અર્ધાસને બેસનાર મહામૂઢતા નામે તેની પટરાણી છે. ત્રણ લોકને દમન કરવામાં વિક્રમ ધરાવનાર એવા તેણીના બે પુત્રો છે. તેમાં પ્રથમ રાગ–કેસરી નામે રાજસચિત્ત નગરનો સ્વામી છે અને બીજો દ્વેષ–ગજેંદ્ર નામે તામસ–ચિત્ત નગરનો સ્વામી છે. મિથ્યાદર્શન નામે મંત્રી તે મોહમહીપતિનું રાજ્ય ચલાવે છે. વળી મદ, ક્રોધ, લોભ, મત્સર મન્મથ પ્રમુખ ત્યાં સુભટો છે.

૧ અહિં મોહનીકર્મને નરપતિ ગણી છુટો પાડયો છે.

હવે એકદા ચિત્ત-વિક્ષેપ નામના મંડપમાં વિપર્યાસ નામના ઉન્નત આસનપર તે મોહમહારાજા બેઠા છે; એવામાં મિથ્યાદર્શન મંત્રીએ વિનયપૂર્વક તેને નિવેદન કર્યું કે—' હે દેવ ! આપણા કટકમાં અત્યારે બહુજ વિપરીત વર્ત્તન ચાલી રહ્યું છે, ચારિત્ર-ધર્મ નામે રાજાનો સંતોષ નામે [1]ચરટ તે વિવેક-પર્વત પર આવેલ જૈનનગરમાં તમારા લોકોને લઈ જાય છે. ' એમ સાંભળતા મોહરાજા કોપાયમાન થયો. એટલે રાગ-કેસરીકુમારે તેને કહ્યું—" હે દેવ ! અલ્પ કામને માટે આટલો બધો ગુસ્સો કરવાની શી જરૂર છે ? કારણ કે વિષયાભિલાષ નામે મારો મંત્રી છે. તેના ઇંદ્રિયોરૂપ બાળકો છે. જગતને જગાડનાર એ બાળકો તમારી કીર્ત્તિ વધારશે. એ જ્યાંસુધી ધાડ નથી પાડતા, ત્યાંસુધીજ સંતોષ પોતાનું બળ બતાવે છે. અને વળી એ બાળકોને નિરંતર સહાય કરનારા કષાયો પોતે છે. સંતોષ-ચરટ, જે આપણા લોકને ઘસડી જાય છે, તેને બલાત્કારથી પાછા વાળવાને એમાંનો એક એક બાળક પણ સમર્થ છે તો હે નાથ ! એ પાંચની શી વાત કરવી ? માટે હે દેવ! એમને સત્વર આજ્ઞા કરો, કે જેથી સંતોષ, જૈનપુરમાં આપણા લોકને જે લઇ જાય છે, તેમને એ બચાવશે. "

પછી મોહરાજાએ કહ્યું—' એ યુક્ત વાત છે ' એમ કહીને તેણે ઇંદ્રિય-બાળકોને તે કામમાં નિયુક્ત કર્યા એટલે પુનઃ વિમર્શ બોલ્યો—' હે વિચક્ષણ દેવ ! સંતોષને પરાભવ પમાડવા માટે એ માર્ગજ સલામત સમજી લ્યો. ' ત્યારે પ્રકર્ષ બોલ્યો—' હે દેવ ! વિમર્શની એ સલાહ સાચી છે. ' એવામાં મન-મંત્રીએ જણાવ્યું—' હે દેવ ! હું શું આપને ખોટું કહું છું ? ' એટલે ઇંદ્રિયોએ કહ્યું—" હે દેવ ! હવે અમારે પણ કંઇક વિનંતી કરવાની છે. " આત્મા-રાજાએ કહ્યું ' ભલે નિવેદન કરો. ' ત્યારે સ્પર્શનેંદ્રિયે જણાવ્યું—

" હે સ્વામિન્ ! અમને કોઇવાર તમારૂં દર્શન પણ થયું નથી, તો ગુણ-દોષ કોની આગળ કહીએ ? મન-મંત્રી અમને જ્યાં નિયુક્ત કરે છે, તે કર્મ અમે કરીયે છીએ, અમે પોતાની મેળે કદાપિ કોઈ કર્મમાં પ્રવર્ત્તતી નથી. જો મન અમારી પાસે ન હોય, તો કર-સ્પર્શમાત્રને પણ અમે બહુ માની લઇએ છીએ તમારા વાહનરૂપ દેહને પોષવા માટે આસક્તિ અને હૃષ્ટતા લાવ્યા વિના તમારી આજ્ઞા પ્રમાણે સ્પર્શાદિ વિષયોમાં અમે પ્રવર્ત્તીએ છીએ. તેમાં જે રાગ-દ્વેષ જાગ્રત થાય છે, તે મનનું માહાત્મ્ય સમજવું. જો મન નિરૂદ્ધ થઈ જાય તો અમારો વ્યાપાર અટકી પડે. વળી મન નિરૂદ્ધ થયા છતાં જો એક પણ ઇંદ્રિય પોતાનો વ્યાપાર ચલાવે તો એ દોષને માટે હે દેવ ! મારો નિગ્રહ કરજો. જેમ ચપળ સ્વભાવી મર્કટ ( વાનર ) ભિન્ન ભિન્ન વૃક્ષપર રમ્યા કરે છે, તેમ મન પણ અન્ય

૧ સેવક, ભોમીયો.

અન્ય વિષયમાં રમે છે, એ કયાંઇ એક સ્થાને પ્રીતિ બાંધતું નથી અને હે પ્રભુ ! એ તમને નરકના ઉંડા ખાડામાં નાખે છે. જો કે દારૂણ રાક્ષસની જેમ એ સર્વ વિષયોમાં નિરંતર પ્રવર્તે છે. તથાપિ તૃપ્તિ પામતું નથી. વળી અમને વિષયાભિલાષના બાળક કહીને દુર્મુખ મન–મંત્રીનો દોષ જે અમારા પર નાખ્યો, તે અમારો દોષ નથી. હે પ્રભુ ! અમે તમારી સાથે રહેવાને ખુશી છીએ. મનના સંકેત પ્રમાણે રાગ–કેસરી કુમાર, રાજ્યની ચિંતા અવશ્ય કરશે. હે દેવ ! દુર્મંત્રી પોતાના રાજાના ગુણોને દૂષિત બનાવે છે. કારણ કે કડવી તુંબડીનું એક બીજ પણ ઘણા ગોળને ખરાબ કરે છે. ”

એમ સ્પર્શનેંદ્રિયનું કથન સાંભળતાં ભયથી કંપતું મન કહેવા લાગ્યું–“ હે મહારાજ ! ઇંદ્રિયોનો કંઇ અપરાધ નથી, તેમ મારો પણ અપરાધ સમજશો નહિ. પણ પૂર્વે કરેલ શુભાશુભ કર્મોજ તમને સુખ–દુઃખનો દંડ આપે છે. તો તમે બીજાઓ ઉપર શા માટે રોષ લાવો છો ? સર્વ કોઇ પૂર્વે બાંધેલ કર્મનો વિપાક અવશ્ય પામે છે. તેમાં અપરાધ કે ગુણમાં અપર તો નિમિત્તમાત્ર થાય છે; એ જિનાગમનો સાર છે. કર્મ ન કરતાં પણ કોઇ તે ભોગવે છે, એ કર્મના અચળ કાયદાને કોણ લોપી શકે ? માટે તે કર્મ ભોગવતાં અજ્ઞજન શા માટે આકુળ થાય છે ?” એમ જિનમતની ઉક્તિ અને અનેક પ્રકારની યુક્તિઓ બતાવીને મન-મંત્રી મૌન રહ્યો. એવામાં કટીબદ્ધ થઇ, અભિમાન લાવીને સ્પર્શનેંદ્રિયે જણાવ્યું કે—

“ હે સ્વામિન્ ! એક મનજ દુઃખનું કારણ છે તમારા પૂર્વકૃત કર્મને જે એણે દુઃખના નિમિત્તરૂપ બતાવ્યા, તે કર્મ કરવામાં પણ એક મનજ મુખ્ય કારણરૂપ બતાવેલ છે. કારણ કે બધા વ્યાપારમાં મનનો વ્યાપાર મોટામાં મોટો છે, કે જે તંદુલ–મત્સ્યને સાતમી નરકે પહોંચાડે છે, ” ત્યારે મન બોલ્યું—“ જો એમ હોય, તો દુઃખના કારણરૂપ ઇંદ્રિયો છે, કર્મ નથી, કે જે ઇંદ્રિયના વશથી, ઘૃતથી સિંચાયેલ અગ્નિની જેમ કંદર્પ ઉદ્દીપ્ત થાય છે. કારણ કે—તિલોત્તમાના રૂપમાં વ્યામોહ પામતાં બ્રહ્માએ ક્ષણવાર પોતાના ચાર મુખ બનાવ્યાં. શંકર પાર્વતીને અર્ધાંગપર ધારણ કરે છે. તથા મન્મથના વશથી પુરંદર પ્રિયા (ઇંદ્રાણી) ના પગે પડયો. અને ગોપાંગનાઓએ કૃષ્ણને ગોકુળના આંગણે નચાવ્યો. એમ કવિઓએ ઇંદ્રિય વર્ગનો વિલાસ વર્ણવી બતાવ્યો છે. ”

એવામાં સ્પર્શને કહ્યું—“ કામને વશ થયેલા બ્રહ્માદિક જે અપયશ પામ્યા તેમાં કામનું કારણ તો મનજ સમજવું. ” આથી મન કોપાયમાન થઇને બોલ્યું કે—‘ હે આત્મન્ ! જો તને કલ્યાણની ચાહના હોય, તો બધી ઇંદ્રિયોમાં ચોર અને વધ્ય એક સ્પર્શનનેજ બાંધી લ્યો. ’ ત્યારે સ્પર્શને જણાવ્યું—‘ હે પ્રભુ ! એક મનેજ શા માટે બાંધો છો ? હું તો સદા સ્નિગ્ધ થઇને રહું છું. આ રસના

ચપળ અને લોલુપી છે કે જે મિષ્ટ ભોજન જમે છે, વળી ભક્ષ્યાભક્ષ્ય કે પેયાપેયની એ વિચારણા પણ કરતી નથી, માટે ખરી રીતે તો એક રસનાજ મારા વિકારનું કારણ છે.'

એમ પરસ્પર મન અને પાંચે ઇન્દ્રિયોનો કલહ થતાં આત્મ-રાજા બોલ્યો—"હે નિષ્ઠુર ! શાંત થાઓ, વિવાદ શા માટે કરો છો ? ભવોભવ મેં આટલો કાળ તમારો સંસર્ગ કર્યો કે કદાચ તમારામાં પ્રશમગુણ આવશે, પણ તે તો લેશ પણ તમારામાં દેખાતો નથી. વળી તમારા દુષ્ટ આચરણોથી ભવ-અટવીમાં નિરંતર ભમતાં હું જે જે દુઃખ પામ્યો છું, તે તે સાંભળો—

કુધ્યાનના યોગે મત્સ્ય-જન્મ પામી અંતર્મુહૂર્ત્તમાં હું **અપ્રતિષ્ઠાન** નામના નરકાવાસમાં અવતર્યો, ત્યાં છાસઠ સાગરોપમ વેદના ભોગવી, મુદ્ગર લઇને મારતા પરમાધામીઓને પરવશ પડતાં વજ્ર સમાન કાંટાવાળા વૃક્ષ સાથે તેમણે મને બાંધ્યો અને મને જે બાધા ઉપજાવી, તે હું કયાં જઇને પોકાર કરૂં ? કરૂણ સ્વરે આક્રંદ કરતાં તરત મને ત્યાં જકડીને બાંધી લીધો અને મારૂંજ માંસ શેકીને તે મને ખવરાવવા લાગ્યા. એ વેદનાથી હું સર્વાંગે આકુળ વ્યાકુળ થઇ ગયો, ત્યાં તો તપેલ તાંબું અને સીસું પાઇને મને અધિક દુઃખિત કર્યો. પછી પરૂ અને રૂધિરથી પૂર્ણ એવી વૈતરણીમાં મને નાંખ્યો અને તપ્ત તીરપર લાવીને મને કણની જેમ ભૂંજ્યો. એ શૂળવેધ કરતાં પણ બમણાં દુઃખને પામતાં હું કાયર બન્યો અને પરવશપણે પોકાર કરવા લાગ્યો, વળી અગ્નિજ્વાળાથી તપેલ લોહની પૂતળી સાથે મને બાંધ્યો, ત્યાં બળતાં જે મેં દુઃખ વેઠ્યું, તેનું કેટલું વર્ણન કરૂં? વળી કોઇવાર તેમણે તીક્ષ્ણ તરવાર અને છુરીવતી મને ખંડ ખંડ કરી નાંખ્યો, પણ વૈક્રિય શરીરને લીધે પારાની જેમ મળી જઇને તરત હું ત્યાં ઉભો થયો. પછી નિર્દયપણે મને કુંભીપાકમાં પકવ્યો, તેમજ ક્રૂર પક્ષીઓએ મને તીક્ષ્ણ ચંચુ મારીને ખાધો. વળી તલની જેમ મને ઘાણીમાં ઘાલીને પીલ્યો તથા પોઠીયાની જેમ મારાપર ભાર ભરી ચાબુકના પ્રહારથી મને ચલાવ્યો. વસ્ત્રની જેમ પત્થરપર મને આછોડ્યો. અને કાષ્ઠની જેમ કરવતીથી તેમણે મને કાપ્યો. તેમ ઉકળતા તેલમાં પાપડની જેમ મને તળ્યો તથા ચીભડાની જેમ છુરીવતી મને કાપીને કટકે કટકા કર્યા. વળી યમની જીભ સમાન તરવાર, ભાલા અને બાણવતી સંતાપતાં તેમણે કંઇ બાકી ન રાખી. તે વખતે હું દીન થઇને રૂદન કરતો, છતાં તે તો મને નિર્દય થઇને કાપતાજ હતા, એમ તમારા કારણે મેં સાતમી નરકનાં દુઃખો વેઠ્યાં. જ્યાં સુખનો લેશ ન મળે અને જે સુખથી સંપૂર્ણ વર્ણવી પણ ન શકાય.

વળી તિર્યંચમાં પણ હું અનંતો કાળ દુઃખ પામ્યો. જે સાંભળતાં પણ કોને કંપારી ન છુટે ? અસંખ્ય ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળ દુઃખો સ્હેતાં હું

પ્રત્યેક પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુકાયમાં રહ્યો, તેમ સાધારણ અને પ્રત્યેક વનસ્પતિકાયમાં અનંત કાળ હું આથડયો, ત્યાં મોહવૈરી અને મિથ્યાત્વના યોગે મહા દુઃખો સહન કર્યાં. ત્યાંથી અતિકષ્ટે લોકોને નિંદનીય એવા વિગલેંદ્રિયપણામાં હું આવી ચડ્યો. ત્યાં ચિરકાળ વારંવાર જન્મ મરણ કરતાં વ્યતીત કર્યા. ત્યાંથી પંચેંદ્રિય તિર્યંચ જળચર, સ્થળચર અને ખેચરમાં ગયો. ત્યાં પણ શરણરહિત થઇને મેં ભારે દુઃખો વેઠ્યાં. શસ્ત્રથી હણાયો, જાળમાં બંધન પામ્યો અને શિકારીઓએ વારંવાર મારીને મને પ્રાણરહિત કર્યો. વળી શીત, તાપ, ક્ષુધા, તૃષા, વધ, ભારવહન, શરીરવેધ, બંધન, નાસિકાવેધ, અને દાહ વિગેરે તથા અંકુશ, આર, લાકડી, અને ચાબુકના પ્રહારો સહન કરતાં કંઇ બાકી ન હતી. હે ઇંદ્રિયો અને મન ! તમારા દુશ્ચરિત્રના પ્રભાવથી વિશદ બુદ્ધિના અભાવે તિર્યંચપણામાં પરવશપણે એ પ્રમાણે હું દુઃખ પામ્યો. વળી બળતા અગ્નિમાં સોય તપાવીને તે કોઇ સુખશીલ પુરૂષના શરીરે ભોંકે અને તેને જે દુઃખ થાય, તે કરતાં આઠગણું દુઃખ, મળના નિધાનરૂપ ગર્ભાવાસમાં મેં ભોગવ્યું, તેમ જન્મ સમયે યોનિરૂપ યંત્રમાં દબાવાથી તો તે કરતાં પણ ભારે દુઃખ થાય છે, પણ બળહીન તેથી રૂદન પણ કરી ન શકું અને અધિક કોટિગણું તે દુઃખ મુખથી પણ તે વખતે હું શી રીતે કહી શકું ? વળી બાલ્યાવસ્થામાં અશુચિમાં રહેતાં હું ઉછર્યો અને દાંત આવતાં તથા કાન વીંધતી વખતે દુઃખ થવાથી હું રૂદન કરતો રહ્યો. એ બધી વિવેકહીન અવસ્થાનો વિચાર કરતાં હૃદય કંપે છે, ખરેખર ! એ કુવેળા બહુ આકરી હતી. પછી તારૂણ્ય પામતાં મને ધન, ધામ તથા લલનાની લગની લાગી અને પોતાના હિતની દરકાર ન કરતાં હું કામવાસનાથી કલુષિત થયો. રાક્ષસ સમાન એ કામ–મોહ પિશાચ મારી પાછળ લાગ્યો. તેથી ગુણહીન અને કૃપણશિરોમણિ મેં હરઘડી ધનનુંજ ચિંતવન કર્યું. એ ધનની ધગસને લીધે મેં કુળ–શીલહીન, ક્રોધી અને અપ્રસન્ન સ્વામીની સેવા સ્વીકારી. તે સમયે પ્રિયજન અને અર્ધાંગનાનો વિયોગ સહન કર્યો. તેમ પ્રાણાંત રોગોને પણ હું સહન કરી રહ્યો. મેં મારી દુષ્ટતાને લીધે કેદખાનાનાં દુઃખ–બંધનો સહન કર્યાં તથા બલવંત સાથે વિરોધ કરતાં છેવટે તેની તાબેદારી વેઠવી પડી. પછી તો જરા આવી એટલે ઇંદ્રિયો બળહીન થઈ, દાંત પડી ગયા. વચન બોલતાં સ્ખલના થવા લાગી, ચાલવાની શકિત ન રહી, મુખમાંથી ક્ષણે ક્ષણે લાળો વહેવા લાગી–એમ વૃદ્ધપણાના દુઃખો આવતાં હું વારંવાર ગભરાવા લાગ્યો. ત્યાંથી મરણ પામતાં ફરી જન્મ લઈને હું ક્ષણમાં સધન બની સંતુષ્ટ થયો અને નિર્ધન બનતાં દીન અને રૂષ્ટ થતો, ક્ષણમાં હસતો અને ક્ષણમાં રોતો, ક્ષણમાં સિદ્ધ, ક્ષણમાં બદ્ધ, ક્ષણમાં ધીર અને ક્ષણમાં બીકણ–એમ માનવ–જન્મમાં નટની જેમ વિવિધ પ્રકારે હું નાચતો

રહ્યો. એ બધાં દુઃખો તમારાં દુષ્ટ આચરણોને લીધે મારાપર આવી પડયાં, જે મેં ભોગવ્યાં. ભવ-સાગરમાં ભમતાં એ જે દુઃખો મને નડયાં, તે સાંભળતાં, બોલતાં કે સંભારતાં હૃદય કંપાયમાન થાય છે અને નેત્રમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળે છે. વળી મનુષ્ય-જન્મમાં પૂર્વે જે મારા વિરોધી હતા, તે સ્વર્ગમાં મારા કરતાં અધિક સમૃદ્ધિ પામ્યા, જે નજરે જોતાં ક્ષણે ક્ષણે મારૂં હૃદય દગ્ધ થતું, એ વિષાદ મુખથી કહી શકાય નહિ. દેવલોકમાં ઉત્તમ દેવોથી હું હીન થયો તેથી તેમની આજ્ઞા પણ મારે શિરસાવંદ્ય કરવી પડી. વળી સ્વર્ગમાં પણ હાથી, ઘોડા, કુતરા, ભુંડ વિગેરે થાય છે, પુણ્યની હીનતાને લીધે હું ત્યાં પણ આથડયો. વળી પોતાની શરીર કાંતિથી આકાશને દેદીપ્યમાન કરનાર દેવાંગનાઓ જ્યારે ચ્યવન પામતી, ત્યારે તેમના વિરહાનળથી દેવતાઓ બળતા રહે છે અને એ મહાદુઃખને લીધે પરવશપણે તે ઘેલા બનીને રોતા ફરે છે. કોઇવાર પુણ્યયોગે હું ઉત્તમ દેવપણું પામ્યો. પણ વિષય-વાસનાના ભારે વેગમાં હું જઇ પડયો. કદાચ ગર્દભ પુણ્યયોગે દેવલોકમાં જઇને વસે, પરંતુ દામણુ તેની પુંઠ કદાપિ ન મૂકે. હું કામબાણથી ઘાયલ થઇને વિષયના પાશમાં પડયો અને રતિ-કલહના કોપથી મારા શરીરે કંપ ચડયો. હું વિષયમાં ઘેલો બનીને એક ગૃહદાસની જેમ સ્ત્રીના પગે પડયો. અને ત્યાં ગુપ્તરીતે વિષયવાસના નડવાથી માનહીન થઇને રમ્યો. ઈર્ષ્યા, વિષાદ, પ્રમાદ, માયા, મોહ, ભય, ક્રોધ, મદ, લોભ અને કામ એ બધા વૈરી સ્વર્ગે જતાં પણ મને નડયા અને તેમની જાળમાં હું ફસાયો. જેમ લેણદાર દેવાદારને ન મૂકે તેમ એ મારી પૂંઠ મૂકતા નથી. વળી સ્વર્ગમાં દિવ્ય સમૃદ્ધિથી હું હર્ષઘેલો બની ગયો, પણ ચ્યવન ચિંતવતાં તો મને ભારે ખેદ થવાથી તે બધું ભૂલી ગયો. વળી અવધિજ્ઞાનથી ભાવિ જન્મ કુસ્થાને નિહાળતાં મારી ચિંતા-ખેદનો પાર ન રહ્યો. બલવાન કર્મોદય પાસે કોનું જોર ચાલી શકે ? ત્યાં એ દિવ્ય ઋદ્ધિ બધી ઝેરી ભાસવા લાગી. એટલે ક્ષણમાં વને વન, ભવને ભવનમાં ભમતાં મને ભારે દુઃખ થવા લાગ્યું. ક્ષણમાં સ્વજનને મળું, તો પણ તે નજરે તરતી વેદના ટળતી ન હતી. તપેલી શિલાપર મીણ જેમ ઓગળી જાય, તેમ ચ્યવન-સમયે હું ભારે દુઃખ પામતો, અને ક્ષણે ક્ષણે બળતો રહ્યો. તમારી દુષ્ટતાના કારણે સ્વર્ગમાં પણ મને સુખ ન મળ્યું, પરતંત્રતા, ઈર્ષ્યા, ચ્યવન વિગેરે દુઃખો હું ત્યાં પણ સ્હેતો રહ્યો. જે સાંભરતાં-યાદ કરતાં મનને કંપારી આવે અને તે સુખપર પણ અરતિ-અભાવ ઉત્પન્ન થાય.

માટે હે મન અને ઇંદ્રિયો ! તમે ચપળતા તજીને પ્રશમ ભાવને ધારણ કરો. કારણ કે મારી મતિ હવે જિનરાજ, સાધુ અને જીવદયામાં લીન થઇ છે. જે કેવળજ્ઞાનના યોગે કર-કમળમાં રહેલ મૌક્તિકની જેમ ત્રણે લોકના ભૂત, ભાવી અને વર્ત્તમાન પદાર્થોને જાણી અને જોઇ રહ્યા છે, વળી જે સ્વભાવથી અઢાર દૂષણ

રહિત અને શિવપુરનો માર્ગ બતાવનાર છે, તે એક જિનેશ્વર દેવજ મારા હૃદયમાં વસ્યા છે. વળી જે પરિગ્રહને કુગ્રહની જેમ દુઃખનું મૂળ સમજે છે, રાજ્યને રજ્જુ ( બંધન ) તુલ્ય, વિષયસુખને વિષ સમાન, પ્રિયદારાને દારૂ ( કાઠ ) સમાન, ધનને બંધન તુલ્ય અને તેજદાર અલંકારોને જે ભારરૂપ સમજી, એ બધાનો ત્યાગ કરી, આત્માના નિર્વિકલ્પ-ભાવમાં વર્ત્તતા જે સંયમ-ભારને ધારણ કરી રહ્યા છે અને ધર્મમાં ઉદ્યમવંત બનેલા એવા જૈન મુનિ એજ ગુરૂ, મારા ચિત્તમાં બિરાજમાન થયા છે, તથા જેનાથી દીર્ઘ આયુષ્ય, અનુપમ રૂપ, સમસ્ત સૌભાગ્ય, શ્રેષ્ઠ આરોગ્ય અને ઉત્કટ ગુણસમૂહ પ્રગટ થઇને પ્રાપ્ત થાય છે, તેમજ જેના યોગે જગતમાં પ્રગટ માહાત્મ્યયુક્ત કીર્તિ પ્રસરે છે—એ એક જીવદયારૂપ લતાથી વિસ્તૃત શાશ્વત સુખરૂપ ફળસિદ્ધિ પ્રાપ્ત થાય છે એ જીવદયારૂપ ધર્મથી મારૂં અંતર હવે સુવાસિત થયું છે. ”

એ પ્રમાણે નિપુણ પુરૂષે પોતાના મન અને ઇંદ્રિયોને એ ક્રમથી શુભ માર્ગે પ્રવર્ત્તાવવાનો પ્રયત્ન કરવો. એમ સાંભળતાં બધા બુધજનો ચિત્તમાં ચમત્કાર પામ્યા.

---

# પ્રકરણ ૭ મું.

## વિક્રમાદિત્યની કથા.

એક દિવસે બીજા કોઇ વિબુધ પુરૂષે કુમારપાલ રાજાને કહ્યું—‘ હે દેવ ! મારે કંઇક પૂછવાનું છે. ’ રાજાએ કહ્યું—‘ પૂછો, ’ એટલે તે પંડિત કહેવા લાગ્યો.

## વિક્રમાદિત્યની કથા.



ઉજ્જયિની નામે નગરી છે કે જ્યાં મુનિઓ અજ્ઞાનનો ધ્વંસ કરનાર છે, રાજભવન સદા હસ્તીઓથી સંકીર્ણ છે, ભવનો તે રમણીઓથી શોભાયમાન અને રાત્રિ તે મૃગાંક-જ્યોત્સ્નાથી ધવલિત છે. ત્યાં વિક્રમાદિત્ય નામે રાજા હતો, કે જેના પ્રતાપથી કુંકુમવરણા બનેલા લોકો, કુંકુમની પરવા ન કરતા અને જેના શ્વેત યશના પ્રસારથી ધવલિત બનેલા લોકો, પુષ્પોની દરકાર રાખતા ન હતા. વળી સમસ્ત નરેંદ્રોને તેણે પોતાના પરાક્રમથી તાબેદાર બનાવ્યા હતા, સુવર્ણ પુરૂષની સિદ્ધિથી તેણે અર્થીજનોને આનંદિત કર્યા હતા, સમસ્ત કળાઓમાં તે પ્રકર્ષ પામ્યો હતો, તેમજ વિવિધ દિવ્યશક્તિથી તેણે લોકોને આશ્ચર્ય-ચકિત બનાવી દીધા હતા.

એકદા તે વિક્રમરાજાએ વિચાર કર્યો કે—‘ મારા સૈનિકો એક પ્રકારે

પર-પુર-પ્રવેશ કરી જાણે છે, પરંતુ હું બીજી રીતે તે જાણવાને ઇચ્છું છું.' પછી તે જાણવાને માટે રાજ્યની બરાબર વ્યવસ્થા કરી, એક બટુકને સાથે લઇને તે પૃથ્વીમાં ભ્રમણ કરવા નીકળ્યો અને પ્રતિષ્ઠાન નગરમાં પહોંચ્યો. ત્યાં પરપુર (પરકાય) ના પ્રવેશમાં નિપુણ એક સિદ્ધ પુરૂષને તેણે જોયો. એટલે રાજા તેની સેવા કરવા લાગ્યો. ત્યારે તે સિદ્ધ પુરૂષે કહ્યું—'હે ભદ્ર ! તું કોણ છે અને મને શા માટે સેવે છે ?' આથી રાજાએ પોતાનો વૃત્તાંત કહી બતાવ્યો. એટલે સિદ્ધ બોલ્યો—'તું યોગ્ય છે, માટે ભલે શીખ. પણ બટુક તેવો નથી, માટે તે દૂર બેસી રહે. કારણ કે—

"होइ अणत्थफलं चिय कयं कुपत्ते परेण सुकयंपि ।
परिणमइ विसत्तेणं दिन्नं दुद्धंपि सप्पस्स" ॥

**અર્થ**—કુપાત્રે કરેલ સુકૃત પણ અનર્થ કરનાર નીવડે છે, સર્પને આપેલ દુધ પણ વિષરૂપ બને છે.

ત્યારે રાજાએ કહ્યું—'એ મારો સહાયક છે, માટે એને કેમ છેતરૂં !' એટલે સિદ્ધ પુરૂષે 'ભલે, બંને શીખો.' એમ કહીને તે બંનેને પરકાય-પ્રવેશિની વિદ્યા શીખવી. તે સિદ્ધ થતાં રાજા તેની અનુજ્ઞા લઇને બટુક સહિત પાછો ફર્યો. અને પોતાની નગરીને પાદર આવ્યો. તે દિવસે ત્યાં પટ્ટહસ્તી મરી ગયો હતો. તેને જોતાં રાજાએ બટુકને કહ્યું—'હું પર-પુર-પ્રવેશની શક્તિ જોઉં.' બટુક બોલ્યો—'આપને ગમે તેમ કરો.' પછી કોઈ મઠમાં બટુકને પોતાના દેહનો રખવાળ બનાવીને પોતે પોતાના શરીર થકી નીકળી અને હાથીના કલેવરમાં દાખલ થયો. ત્યારે પટ્ટહસ્તી ઉઠીને ચાલવા લાગ્યો. ત્યાં કપટી બટુકે રાજાના દેહમાં દાખલ થઇને મંત્રીઓને જણાવ્યું કે—'રાજા આવ્યો છે.' એટલે તેમણે ભારે આડંબરથી તેને નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી તે મંત્રીઓ સાથે રાજ્ય ચલાવવા લાગ્યો અને અંતઃપુરની રમણીઓ સાથે વિલાસ કરવા લાગ્યો. ત્યાં બટુક રાજાને જોતાં અધિકારીઓ બધા ચિંતવવા લાગ્યા કે—'આ શરીરથી રાજા જેવો છે, છતાં આચરણથી તો કોઇ અન્ય જેવો લાગે છે.' અહીં હસ્તીના દેહમાં રહેલ રાજાએ પોતાના શરીરમાં દાખલ થયેલ બટુકને જોઇને વિચાર કર્યો કે—'અહો ! સિદ્ધ પુરૂષનું વચન સાચું ઠર્યું'. એમ ધારી નગર મૂકીને તે અટવીમાં ચાલ્યો ગયો. ત્યાં ભમતાં તેણે, વૃક્ષપર રહેલ શુકને બાણથી મારતા કોઈ પુરૂષને જોયો. એવામાં મરણ પામેલ સારી જાતિના શુકના શરીરમાં પ્રવેશ કરી, આકાશમાં રહીને રાજાએ તે પુરૂષને કહ્યું—'અરે ! જો મારૂં વચન માને, તો તને ઋદ્ધિપાત્ર બનાવી દઉં.' તે બોલ્યો—'જેમ તું કહે, તેમ કરૂં !' ત્યારે શુક બોલ્યો—'મને લઇને નગરમાં જા !' તેણે કહ્યું—'એમ કરીશ.' એટલે શુક, તે પુરૂષના

કરતલપર આવ્યો. ત્યારે શુકને લઇને તે ઉજ્જયિની નગરીમાં ગયો, ત્યાં શુકે તેને કહ્યું—'મને ચૌટામાં ઘણું ધન લઇને વેચજે.' એટલે તે શુકને વેચવા બેઠો. એવામાં કોઇ ગણિકાએ તે મનોહર અને મનુષ્યની ભાષા બોલનાર શુકને જોયો. તેથી મનમાં વિસ્મય પામતાં તેણે પુરૂષને કહ્યું—'આ શુક મને આપ.' તે બોલ્યો—'પાંચસો રૂપીયા આપીને લઈ લે.' એવામાં નગરશેઠનો પુત્ર ત્યાં આવી ચડ્યો. તેણે કહ્યું—'છસો રૂપીયા લઇને મને આપ! ત્યારે ગણિકા બોલી—'આ શુક તેં મને પ્રથમથી આપી દીધેલ છે, માટે એને આપીશ નહિ.' એટલે પુરૂષે કહ્યું—'આ મને અધિક મૂલ્ય આપે છે. માટે એને આપું છું.' એમ કલહ કરતા તેમને કોટવાળ રાજભવનમાં લઈ ગયો. એવામાં દેવતાને પ્રણામ કરવા નીકળેલ મહારાણીએ તે શુકને દીઠો. ત્યારે તેણે કોટવાલને હુકમ કર્યો કે—'એ પુરૂષ જે મૂલ્ય માગે, તે આપીને શુક મને લાવી આપજે.' કોટવાળે તે પ્રમાણે કર્યું. એટલે રાણી તે શુકને પોતાના ભવનમાં લઈ ગઇ. તે અત્યંત વલ્લભ થઇ પડવાથી રાણી તેની સાથે નિરંતર ક્રીડા કરવા લાગી. જો કે રાણી શુકને રાજા સમજતી ન હતી, તથાપિ તેનામાંજ તે અધિક પ્રેમ રાખતી હતી. અજાણતાં પણ પીવામાં આવેલ દુધ તો અવશ્ય સંતોષજ પમાડે છે.

હવે પોતે બટુકથી છેતરાયો, તેથી શુક, પોતાને રાજા તરીકે પ્રગટ કરતો નથી. નિપુણ જનોની એજ નિપુણતા છે. શુકની વિવિધ કળાઓથી સંતુષ્ટ થયેલ રાણીએ તેને કહ્યું કે—'હે શુક! તારા જીવતાં હું જીવું છું અને તું મરતાં હું મરી જવાની છું!'

એકદા રાણીની શય્યા ઉપર ફરતી ભીંતઘરોળીને દાસીએ લાકડી મારતાં તે મરી ગઇ, એટલે શુક-શરીરને મૂકી, શંકા પામતો રાજા, તેના શરીરમાં તરત દાખલ થઇને કયાંઇ બિલમાં ભરાઇ ગયો. ત્યાં શુકને મરણ પામેલ જોઇને રાણી વિલાપ કરવા લાગી કે—'હા! શુક! હા! શરીરે મનોહર શુક! તું કયાં ચાલ્યો ગયો? મારી સાથે કેમ બોલતો નથી? તારૂં વચન સાંભળ્યા વિના હું ક્ષણવાર પણ રહેવાને સમર્થ નથી' એમ ખેદ બતાવીને તેણે મંત્રીઓને કહ્યું—'ચંદનાગરૂ તમે કાષ્ઠ તૈયાર કરો. મારે શુકની સાથે બળી મરવું છે, એવી મેં પૂર્વે પ્રતિજ્ઞા કરેલ છે. તેનો નિર્વાહ કરવાને મારે અગ્નિનું શરણ લેવું છે.' એવામાં એ વૃત્તાંત જાણવામાં આવતાં રાજાના શરીરમાં રહેલ બટુક ત્યાં દોડી આવ્યો. તેણે રાણીને અનેક યુક્તિથી સમજાવી; તથાપિ તેણે મરવાનો આગ્રહ ન મૂકયો, છેવટે તે બોલી—'જો શુક જીવતો થાય, તોજ હું જીવતી રહી શકું.' ત્યારે બટુક બોલ્યો—'હું એને જીવાડીશ.' પછી 'અહિં કોઇને દાખલ થવા દેશો નહિ.' એમ સુભટોને આદેશ કરીને રાજાના શરીરમાંથી તે શુકના શરીરમાં સંક્રાંત થયો. એટલે રાજા ઘરોલીના શરીરને મૂકીને પોતાના મૂળ શરીરમાં આવ્યો અને બોલ્યો કે—'અહો!

બટુકની કૃતઘ્નતા!' એવામાં દેવીએ વિસ્મય પામીને રાજાને વિનંતીકરી કે—'આ શું?' ત્યારે રાજાએ પોતાનો બધો વૃત્તાંત રાણીને કહી બતાવ્યો. પછી અપરાધી છતાં શુકને રાજાએ દયા લાવીને છોડી મૂકયો. કારણ કે દૈવથી હણાયેલા પ્રાણીઓ પર સત્પુરૂષો પોતાનું બળ અજમાવતા નથી.

( હવે તે પંડિત કહે છે કે ) હે સ્વામિન્! તમે પ્રસાદ લાવીને મારા સંદેહને દૂર કરો. એ પરકાય–પ્રવેશ સંભવે કે નહિ?" ત્યારે કુમારપાલ રાજા બોલ્યો કે—"એ પરકાય–પ્રવેશ સંભવે નહિ. કારણ કે પૂર્વે મેં આચાર્ય મહારાજને પૂછતાં, તેમણે જણાવ્યું હતું કે—જે પૂર્વભવના કર્મથી પ્રાપ્ત થયેલ જે શરીર સાથે જન્મે, તે, આયુષ્ય પૂર્ણ થયા પહેલાં એ શરીરને કોઇ રીતે મૂકી ન શકે. ચૌદપૂર્વી મુનિઓ પોતાનો સંદેહ નિવારવાને કોઇવાર આહારક શરીરથી મહાવિદેહમાં કેવલી પાસે જાય છે, તે પણ સ્વદેહને સર્વથા મૂકયા વિના માત્ર અંતર્મુહૂર્ત્તમાં પાછા આવે છે. માટે પરકાય–પ્રવેશ જો કે અસંભવિત છે, તથાપિ અહીં બતાવેલ છે."

ઇતિ–પરકાય–પ્રવેશના નિષેધપર વિક્રમાદિત્યની કથા.

# પ્રકરણ ૮ મું.

( અહીં પુનઃ શ્રી કુમારપાલ રાજા કહે છે કે )—

" પરકાય–પ્રવેશ સમાન અહીં એવું વિદ્યાપ્રભાવ–જન્ય આશ્ચર્ય સંભવે છે–એમ ગુરૂમહારાજે કહ્યું હતું. તે હું પણ તમારી પાસે કહી બતાવું છું. સાંભળો–આચાર્ય આર્યખપુટની જેમ વિદ્યા–સિદ્ધ પુરૂષ તે પોતાના વિદ્યા–બળથી ચેતન કે અચેતન વસ્તુને ચલાવી શકે છે. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે— "

## આર્યખપુટાચાર્યની કથા.



આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં **ભરૂચ** નામે નગર છે, જ્યાં લોકો ગુણોયુક્ત, શ્રેષ્ઠ ગુરૂને માનનારા અને ઉજ્વળ વસ્ત્રધારી છે તથા વ્હાણો જ્યાં મોટા દોરયુક્ત શ્રેષ્ઠ અને ભારે સઢવાળા છે. આર્યખપુટાચાર્ય કોઇવાર વિચરતા ત્યાં આવી ચડ્યા. તે વિદ્યાસિદ્ધ હતા અને તેથી દેવતાઓ તેમને વશ હતા. તેમનો **ભાણેજ** અત્યંત બુદ્ધિશાળી બાળ શિષ્ય હતો કે જે સાંભળવા માત્રથી ગુરૂ પાસે વિદ્યા ગ્રહણ કરતો હતો એટલે વિદ્યાસિદ્ધ ગુરૂના પ્રભાવથી તે વિદ્યાસિદ્ધ થયો. તેને સાધુસહિત ભરૂચમાં રાખીને ગુરૂ મહારાજ **ગુડસાર્થ** નામના નગરમાં ગયા, કે જ્યાં પૂર્વે ગોળના પિંડાથી લોકોએ પરબળને ભાંગ્યું; તેથી તે **ગુડસાર્થ**ના નામથી

વિખ્યાત થયું. ત્યાં વિવરમાં પ્રવેશ કરીને નાગ-રમણીઓની વેણીને પકડનાર એવો વેણિ-વત્સરાજ નામે પ્રખ્યાત રાજા હતો. વળી ભારે ગર્વને ધારણ કરનાર ત્યાં મહાવાદી પરિવ્રાજક ( સંન્યાસી ) હતો. વાદમાં સાધુઓએ તેને જીતવાથી સંતાપને લીધે મરણ પામીને તે ગુડસાર્થ નગરમાં વડુકર નામે વ્યંતર થયો. તે ઉપસર્ગ કરીને મુનિઓને ત્યાં વસવા દેતો ન હતો, તેને શાંત કરવાને ગુરૂ મહારાજ ત્યાં સાંજે પધાર્યા અને સાધુઓને તેમણે નગરની અંદર વસતિમાં મોકલી દીધા, તથા પોતે ત્યાં યક્ષના કાનપર ઉપાનહ રાખીને આગળ સુઇ ગયા. પ્રભાતે પૂજારી ત્યાં આવ્યો અને તેવી સ્થિતિ જોઇને તેણે લોકોને વૃત્તાંત કહ્યો, એટલે લોકો ત્યાં આવ્યા અને પૂજારીએ આચાર્યને કહ્યું કે—' ઉઠ. ' છતાં ગુરૂ ઉઠ્યા નહિ. ત્યારે તે તેમનું ઓઢેલ વસ્ત્ર ખેંચવા લાગ્યો. એટલે જ્યાં જ્યાં તે વસ્ત્રને ખેંચે ત્યાં ત્યાં તે નીચે સરતું ગયું. આથી એ હકીકત તેણે રાજાને નિવેદન કરી. ત્યારે રાજાએ આદેશ કર્યો કે—' એને મારો. ' એટલે લોકો લાકડીવતી ગુરૂને મારવા લાગ્યા. એવામાં તે પ્રહાર અંતઃપુરમાં રહેલ રાણીઓને વાગ્યા. જેથી—' હા ! કોઇ અદૃશ્ય રહીને અમને મારે છે ' એમ તે વિલાપ કરવા લાગી. એ હકીકત જાણીને રાજાએ આવીને ગુરૂને ખમાવ્યા. પછી ગુરૂ નગરમાં ચાલ્યા, એટલે યક્ષ તેમની પાછળ નિર્બળ થઇને ચાલ્યો તથા અન્ય દેવોની પ્રતિમાઓ પણ તેમની પાછળ પાછળ ચાલવા લાગી. ત્યાં યક્ષના ભવનમાં બે પાષાણની કુંડીઓ હતી. તેપણ જઇને મુનિની આગળ આવી પડી. આ બધું જોતાં મનમાં અચંબો પામતા લોકોએ ગુરૂને કહ્યું કે—' હે સ્વામિન્ ! એ બધી વસ્તુઓને વિદાય કરો. ' એટલે ગુરૂ મહારાજે મૂકી દીધી. અને બે કુંડીને મંત્રીને નગર-દ્વારના તટપર મૂકી અને કહ્યું કે—' જે કોઇ મારા જેવો હશે, તે એ સ્વસ્થાને લાવશે. ' એમ વિદ્યાસિદ્ધ ગુરૂએ વડુકર યક્ષને શાંત કર્યો તથા જિનશાસનની ત્યાં ભારે પ્રભાવના ( ઉન્નતિ ) કરી.

હવે ભરૂચ નગરથી ત્યાં બે સાધુ આવ્યા અને તેમણે ગુરૂને નમીને નિવેદન કર્યું કે—' અમને શ્રીસંઘે મોકલ્યા છે. હે નાથ ! તમારો ભાણેજ મુનિઓને મૂકીને ભોજનમાં આસક્ત બન્યો છે અને અન્ય ભિક્ષુઓ સાથે ભળ્યો છે. અથવા તો ઇંદ્રિયોએ કોને ગંજેલ નથી ? વિદ્યાના પ્રભાવથી શ્રાવકોના ઘર થકી સારા ખાદ્ય ભોજનથી ભરેલ પાત્રો, આકાશ-માર્ગે તેના મઠમાં આવે છે. આ આશ્ચર્ય જોઇને શ્રાવકો પણ તેની ભક્તિ સાચવે છે, માટે હે પ્રભુ ! તમે આવીને સંઘની એ અપકીર્ત્તિને અટકાવો. ' એમ સાંભળતાં ગુરૂ મહારાજ સત્વર ગુડસાર્થ થકી ભરૂચમાં આવ્યા.

હવે તે પાત્રોની આગળ એક સેવક જતો હતો, તે શ્રાવકોના ઘરે સારા આસનપર બેસીને સ્વાદિષ્ટ ભોજનથી પાત્રો ભરતો હતો. એકદા શ્વેત વસ્ત્રથી

આચ્છાદિત થયેલ તે સર્વ પાત્રો આકાશમાર્ગે આવ્યાં, તેવામાં ગુરૂ મહારાજે વચમાં એક શિલા વિકુર્વી તેથી તેની સાથે અથડાઇને તે પાત્રો બધાં ભાંગી પડ્યાં. ત્યારે શિષ્યના જાણવામાં આવ્યું કે—'આર્યખપુટાચાર્ય અહીં આવ્યા છે.' એટલે શિષ્ય ભાગી ગયો. પછી આચાર્ય, બુદ્ધના દેવાલયમાં ગયા, ત્યાં ભિક્ષુઓએ કહ્યું કે—'બુદ્ધ ભગવાનના પગે પડો.' ત્યારે ગુરૂ બોલ્યા—'હે શુદ્ધોદનના પુત્ર ! મને વંદન કર.' આથી બુદ્ધ આવીને આચાર્યના પગે પડ્યો. ત્યાં દ્વાર આગળ એક સ્થૂલ મૂર્ત્તિ હતી, તેને પણ ગુરૂએ કહ્યું કે–'આવ, મારા પગે પડ.' જેથી તે પણ આવીને તરત તેમના પગે પડી, પછી 'ઉઠ' એમ કહેતાં તે મૂર્ત્તિ એમ ને એમ ઉભી થઇ રહી. તે અત્યારે પણ તેજ પ્રમાણે છે. ત્યાં બુદ્ધને પણ તેમણે કહ્યું—'સ્વસ્થાને એક પડખે બેસી રહે.' એટલે તે એજ પ્રમાણે બેસી રહ્યો. તેમણે નિર્ગ્રંથ (બુદ્ધ) ને નમાવ્યો, તેથી ત્યાં ગુરૂ મહારાજ **નિર્ગ્રંથ** એવા નામથી પ્રસિદ્ધ થયા.

એ પ્રમાણે વિદ્યાસિદ્ધના પ્રભાવથી દેવતા અધિષ્ઠિત ચેતન કે અચેતન વસ્તુ, યથેચ્છિત ચેષ્ટા કરે છે, પરંતુ મરણ વિના જીવ, પોતાના શરીરને મૂક્યા સિવાય જે પરકાયમાં સંક્રાંત થાય, તે તો સર્વથા સંભવતુંજ નથી.

એમ શ્રી **આર્યખપુટાચાર્ય**નું અત્યદ્ભુત વિદ્યા–માહાત્મ્ય જોઇને વત્સરાજ જિનધર્મી થયો. તેણે પર્વતની પાસે બુદ્ધદેવી **તારા**નું મંદિર કરાવ્યું હતું. તેથી એ **તારાપુર** કહેવાય છે. વળી તેણેજ ત્યાં પાછળથી સિદ્ધાદિકનું ભવન કરાવ્યું, પરંતુ કાળના વશથી તે દિગંબરોએ તાબે કરી લીધું. વળી ત્યાં મારા આદેશથી **યશદેવ**ના પુત્ર **અભય** દંડાધિપે શ્રીઅજિતનાથનું ઉન્નત મંદિર કરાવેલ છે.

**ઇતિ–શ્રીઆર્યખપુટાચાર્યની કથા.**



# પ્રકરણ ૯ મું.

## શ્રી સ્થુલીભદ્રની કથા.

પછી શ્રી કુમારપાલ રાજા, દિવસના છેલ્લા પહોરે પંડીતોને વિદાય કરીને પોતે રાજસભાના મંડનરૂપ સિંહાસન પર આવીને બિરાજમાન થતો, ત્યાં સામંત, મંત્રી, માંડલિક વિગેરેને દર્શન આપી, તેમની વિનંતિ સાંભળી અને તેનો પ્રતિકાર પણ તે કરતો હતો. કોઈવાર પોતે, ઇચ્છા ન હોવા છતાં રાજ્ય–સ્થિતિને લીધે વિવેકહીન જનોને વિસ્મય પમાડનાર એવા હાથી, મલ્લ વિગેરેના યુદ્ધ તે

જોતો, વળી અષ્ટમી કે ચતુર્દશી વિના દિવસના આઠમે ભાગે તે પુનઃ ભોજન કરતો હતો. પછી સાંજે પુષ્પાદિકથી ગૃહ-ચૈત્યોની તે પૂજા કરતો અને રાત્રે રંગ મંડપમાં બેસીને તે આરતી અને મંગલ-દીપ કરાવતો. આવાં ધર્મ કાર્યો કરવાથી તથા મુક્ત હાથે દાન આપી સર્વને સંતોષ પમાડવાથી તે રાજાના વારાંગનાઓ સહિત માગધજનો ગુણગાન કરતા હતા. પછી નિદ્રા લેવા જતાં કુમારપાલ ભૂપાલ મદનરૂપ ભુજંગના વિષને વિનષ્ટ કરવામાં મંત્ર સમાન; એવા **સ્થૂલિભદ્ર** પ્રમુખ મહામુનાઓના ચરિત્રનું ચિંતવન કરતો હતો તે ચરિત્ર આ પ્રમાણે છે—

## શ્રી સ્થૂલિભદ્રની કથા.



ન, ધાન્ય, સુવર્ણ અને રત્નોથી અભિરામ એવા **પાટલીપુત્ર** નામે નગરમાં નવમો **નંદ** રાજા રાજ્ય ચલાવતો હતો કે જે શત્રુઓરૂપ પર્વતોને ભેદવામાં વજ્ર સમાન હતો. **કલ્પ** મંત્રીના વંશમાં ઉત્પન્ન થયેલ, નંદનો **શકડાલ** નામે મંત્રી હતો કે જે મુનિ-પાત્રરૂપ ઉત્તમ જળથી શરીરે સિંચાયેલ હોવાથી બાળપણાથીજ રોગરહિત હતો અને જે રાજાના લોચનરૂપ હતો. તેનો **સ્થૂલિભદ્ર** નામે પ્રથમ પુત્ર કે જે શરીરે મદન સમાન મનોહર રૂપયુક્ત હતો. વળી જેના જન્મ-દિવસે દેવતાએ કહ્યું કે-'એ ચૌદ પૂર્વને ધારણ કરનાર થશે.' તથા એ મંત્રીનો **શ્રીયક** નામે બીજો પુત્ર કે જે ન્યાય, વિનય, પરાક્રમ અને બુદ્ધિથી અલંકૃત હતો. વળી બુદ્ધિના ગુણોથી પ્રસિદ્ધ થયેલ **યક્ષા** વિગેરે, શ્રીયકની સાત બહેનો હતી.

હવે એકદા સમસ્ત લોકોના મનને પ્રમોદ પમાડનાર તથા વૃક્ષોના પલ્લવને પ્રફુલ્લિત કરનાર વસંતસમય આવ્યો. જ્યાં રમણીઓ સુંદર રાસ-ગાન કરતી રમવા લાગી, જ્યાં પોતાના વસંત-પતિના સમાગમનો હર્ષ બતાવતી વન-લતાઓ પુષ્પો વરસાવવા લાગી, અને પવનથી ચલાયમાન પલ્લવોરૂપ કોમળ હસ્તો ઉછાળીને જાણે નૃત્ય કરવા લાગી. વળી જ્યાં વસંત-લક્ષ્મીને પરણાવવા માટે જાણે કસુંબી રંગથી રંગેલ વસ્ત્રો, સર્વ શરીરે ધારણ કર્યાં હોય તેમ નવ પલ્લવોથી રક્ત બનેલ અશોક-વૃક્ષ શોભી રહ્યું હતું, વળી જે વસંતઋતુ પોતે પણ જાણે મન્મથથી ઉન્મત્ત બની હોય તેમ પ્રફુલ્લિત માલતી-પુષ્પોના મિષથી જાણે હસતી હોય, પવનથી કંપતા વનોના બાને જાણે નૃત્ય કરતી હોય અને મધુકરોના ગુંજારવથી જાણે ગાન કરતી હોય તેવી શોભતી હતી. તથા જ્યાં જગે જગે મદન-મહોત્સવ થઈ રહ્યા હતા અને મદિરા-પાનમાં લોકો મસ્ત બની રહ્યા હતા. એમ લોકોના ચિત્તને હરણ કરનાર એવા વસંતસમયે વિષયની પ્રશંસા કરતા મિત્રો સ્થૂલિભદ્રને **કોશા** વેશ્યાના ઘરે લઇ ગયા. કે જ્યાં કનકના સ્તંભોરૂપ જાણે કંદ પ્રગટ્યા હોય,

ચિનાઈ વસ્ત્રોના વિતાન ( ચંદરવા ) થી જાણે પલ્લવો આવ્યા હોય, સર્વત્ર બાંધેલ મોતીઓના તોરણોથી જાણે પુષ્પો વિકસ્યા હોય અને કનકના કળશોથી જાણે ફળો આવ્યા હોય તથા કોશા-વેશ્યાના પૂર્વકૃત સુકૃતરૂપ જળથી જાણે સિંચાયેલ હોય એવી લક્ષ્મી-લતાના સ્થાનરૂપ કોશા-ભવન શોભતું હતું, એ પ્રાસાદના, મણિ-ખંડોથી જડેલા સુવર્ણ-ગવાક્ષમાં બેઠેલ, ઉત્કૃષ્ટ રૂપ અને જ્ઞાનના ગર્વથી ઉન્મત્ત સમસ્ત શરીરે રત્નાલંકારોથી વિભૂષિત, ઉજ્વળ વેશથી વિશિષ્ટ તથા વિમાનમાં રહેલ જાણે દેવાંગના હોય એવી કોશા વેશ્યા સ્થૂલિભદ્રના જોવામાં આવી. જેના મુખથી જીતાયેલ ચંદ્રમા તે રાત્રે જાણે શંકાપૂર્વક પોતાના સ્વરૂપને બતાવતો અને લોચનની કાંતિથી જીતાયેલ હરિણો તે જાણે લજ્જાને લીધે વનવાસમાં વસ્યા હોય, જેના કૃષ્ણવર્ણ કેશ તે જાણે મુખ-કમળપર ભમરા આવીને બેઠા હોય તેવા શોભતા અને જેની ભ્રકુટી તે ત્રિભુવનમાં એક વીર એવા કંદર્પના ધનુષ્યની સુંદરતાને શરમાવતી હતી. જેના અધરોષ્ઠથી સૌંદર્યમાં જીતાયેલ વિદ્રુમ તે જાણે ક્ષાર-સમુદ્રમાં જઇને વસ્યા હોય અને જેની દંતપંક્તિની સુંદરતાથી હતાશ બનેલ કુંદપુષ્પો તે જાણે શીત-ઔષધને લેતાં હોય, જેની સરળ ભુજારૂપ લતામાં હસ્તાંગુલી તે પલ્લવ સમાન અને નખો તે પુષ્પો સમાન શોભતા હતા. વળી જેના અત્યંત કઠીન અને ઉન્નત સ્તન-ભારથી દબાયેલ મધ્યભાગે ( ઉદરે ) તે જાણે કૃશતા ધારણ કરી હોય તેમ દેખાતા હતા.

એવામાં **સ્થૂલિભદ્રે** કોશા પ્રત્યે પોતાની દૃષ્ટિ મોકલી ( નાખી ) અને તે કોશાએ પણ અસાધારણ લાવણ્ય અને સૌભાગ્યપૂર્ણ તેના શરીરપર પોતાની દૃષ્ટિ ફેંકી એટલે **સ્થૂલિભદ્ર અને કોશાનો** પરસ્પર અનુરાગ પ્રગટાવવાને પ્રથમ તેમની બંને દૃષ્ટિઓએ દૂતી પણું કર્યું. ત્યાં કોશાના અસાધારણ રૂપ અને લાવણ્યને જોતાં આશ્ચર્ય અને વિષયથી પરવશ બનેલ **સ્થૂલિભદ્રના** લોચન-યુગલે પ્રથમ અનુરક્ત મનથી નિર્મળ મોતીઓના હાર મિષે રચેલ તેણીના હૃદયરૂપ ચોકમાં પ્રવેશ કર્યો અને પછીથી પ્રહૃષ્ટ થઇને તેણે ભવનમાં પ્રવેશ કર્યો એટલે પોતાના મુખરૂપ દર્પણથી, ભ્રમરકુળથી વ્યાપ્ત દૃષ્ટિરૂપ કુસુમ-વૃષ્ટિથી હૃદય પર રહેલા પોતાના પીન સ્તનરૂપ મંગળ-કળશથી અને હાસ્યરૂપ ચંદનથી-એમ કોશાએ ભવનમાં પ્રવેશ કરતા **સ્થૂલિભદ્રને** પોતાના અસાધારણ અંગથી અનુપમ સન્માન આપ્યું. પછી તેના ગુણગાન કરીને કોશાએ આસન લાવી આપ્યું. એટલે ઉદયાચલના શિખરપર ચંદ્રમાની જેમ **સ્થૂલિભદ્ર** તે આસનપર બિરાજમાન થયો. તેનું રૂપ જોતાં પોતાના સુરૂપના ગર્વમાં શિથિલ બનેલ કોશાએ પોતાનું વિજ્ઞાન બતાવવા માટે મનોહર વીણા વગાડી ત્યારે **સ્થૂલિભદ્રે** પોતાનું ચાતુર્ય બતાવવાને ભારે કૌતુકથી એવી રીતે વીણા લઇને વગાડી કે કોશાએ તરત શલ્યની જેમ પોતાની કુશળતાનો ગર્વ મૂકી દીધો. પછી તેણે **સ્થૂલિભદ્રને** સ્નાન, ભોજ-

નાદિક કરાવ્યાં. તે પછી કાવ્યબંધ કથા પ્રબંધમાં, પ્રશ્નોત્તર કરવામાં, શૃંગાર-વચનની લીલાના પ્રસંગમાં વાત્સ્યાયન અને ભરતના ભારે ભાવપૂર્ણ હર્ષાલાપમાં તેમજ ઘૂતાદિકના વિનોદમાં તે બંનેએ દિવસનો શેષ ભાગ વ્યતીત કર્યો. એવામાં દિવાકર પશ્ચિમ દિશારૂપ અંગનાના ઉત્સંગમાં લીન થયો. એટલે મદન મહારાજાના અભિષેકને માટે મંગળ-કળશ સમાન, દિશારૂપ રમણીના દર્પણ તુલ્ય, આકાશ-લક્ષ્મીના ચંદન-તિલક સદશ, રજની-રામાના મનોહર કુંડલ સમાન અને રસિક જનોને આનંદ પમાડનાર એવો સર્વ કળાથી સંપૂર્ણ ચંદ્રમા ઉદય પામ્યો. ત્યાં તેના અમૃતમય કિરણના સ્પર્શસુખને પામીને કુમુદિની બધી વિકાસ પામી. એવામાં નૃત્યકળામાં વિચક્ષણ કોશા વેશ્યાએ ભરતે કહેલ ભાવથી સંપૂર્ણ એવા સંગીતનો પ્રારંભ કર્યો. ત્યારે મનમાં રંજિત થયેલ **સ્થૂલિભદ્રે** તત્કાળ તેને પુષ્કળ ધન આપ્યું. ત્યારપછી પરસ્પર અનુરક્ત મનથી તે બંને મદન-પલ્યંકપર બેઠા અને કામ વિલાસનું સુખ ભોગવીને બંને નિદ્રાવશ થયા. એ પ્રમાણે પિતાએ સમગ્ર ભોગની સામગ્રી પૂરી પાડતાં, **સ્થૂલિભદ્ર** અન્ય કાર્ય તજીને ત્યાં બાર વરસ ભોગવિલાસ કરતો રહ્યો.

હવે ત્યાં ઘણાં શાસ્ત્રોમાં વિચક્ષણ એવો **વરરૂચિ** નામે વિપ્ર રહેતો હતો. તે દરરોજ એકસો આઠ શ્લોક બનાવીને **નંદ** રાજાની સ્તુતિ કરતો હતો. તથાપિ નંદ, તેને કંઇ પણ ન આપતાં તે મંત્રીના મુખ સામે જોતો હતો. વળી તેને મિથ્યાત્વી સમજીને મંત્રી તેના કાવ્યોને વખાણતો નહિ. એટલે તે વિપ્ર મંત્રીની ગૃહિણી પાછળ લાગ્યો. ત્યારે તે બોલી કે-' આમ કષ્ટ શા માટે વેઠે છે ? ' તે બોલ્યો—' તું મંત્રીને મનાવ કે જેથી તે મારા કાવ્યોની પ્રશંસા કરે. ' આથી તેણે મંત્રીને ભલામણ કરી કે-' આ કાવ્યો ઠીક બોલે છે, એમ તમે રાજસભામાં એ વિપ્રના વખાણ કરજો. ' મંત્રીએ તેમ કર્યું. જેથી રાજા તે વિપ્રને પ્રતિદિન એકસો આઠ સોનામ્હોરો આપવા લાગ્યો. ત્યારે **શકડાલ** મંત્રીએ વિચાર કર્યો કે-' આમ કરતાં તો રાજાનો ભંડાર બધો ખાલી થઇ જશે. ' એમ ધારી એક દિવસે મંત્રીએ રાજાને કહ્યું કે-' હે સ્વામિન્ ! દિવસે દિવસે આ વિપ્રને આટલું બધું ધન કેમ આપો છો ? ' રાજા બોલ્યો-' તેં એનાં વખાણ કર્યા, તેથી એને ધન આપું છું. ' મંત્રીએ કહ્યું-' એ પરના કાવ્ય-ચરણ બોલે છે, તેથી મેં એની પ્રશંસા કરી. ' ત્યારે **નંદ** બોલ્યો-' એ **વરરૂચિ** તો એક સારો કવિ છે. તો પરના કાવ્ય કેમ બોલે ? ' એટલે મંત્રીએ જણાવ્યું-' હે દેવ ! મારી સાતે પુત્રીઓ બાળ છતાં એ કાવ્યો બોલી બતાવે છે. હે રાજેંદ્ર ! આ બાબતમાં જો તમારા મનમાં સંદેહ રહેતો હોય, તો તમારા કૌતુકને માટે તે બોલે અને તમે સાંભળો. '

અહીં મંત્રિ-પુત્રીઓ, એકવાર, બેવાર, ત્રણવાર, ચારવાર, પાંચવાર, છવાર

અને સાતવાર સાંભળવાથી તે સાતે અનુક્રમે પાઠ ધારી લેતી હતી. પછી રાજાના આદેશથી મંત્રીએ તેમને પડદામાં બેસારી. એવામાં **વરરૂચિએ** આવીને રાજાની સ્તુતિ કરી, જે સાંભળતાં અનુક્રમે તે બધી, વરરૂચિના બધાં કાવ્યો બોલી ગઈ. આથી રાજાએ કોપાયમાન થઇને **વરરૂચિનો** નિષેધ કર્યો, એટલે મનમાં વિલક્ષ થઇ તે ગંગાનદીને સેવવા લાગ્યો. તે સાંજે ત્યાં જળમાં સોનામ્હોર નાખી આવતો અને પ્રભાતે ગંગાની સ્તુતિ કરતો અને ત્યાં ગોઠવેલ યંત્રને પગવતી તે મારતો, જેથી આઘાત થતાં તે સોનામ્હોર ઉછળીને **વરરૂચિના** હાથમાં આવી પડતી. એ બનાવ જોઇને લોકો બોલતા કે-' ગંગા પ્રસન્ન થઇને **વરરૂચિને** સોનામ્હોર આપે છે. ' એ વૃત્તાંત રાજાના જાણવામાં આવતાં તેણે એ વાત **શકડાલ** મંત્રીને સંભળાવી. એટલે તે બોલ્યો-' જો ગંગા એને સોનામ્હોર આપતી હશે, તો મારા દેખતાં પણ તે અવશ્ય એને આપશે. ' પછી સાંજે એક સેવકને ભલામણ કરીને મંત્રીએ મોકલ્યો. તે ગુપ્ત રીતે વિપ્રની પાછળ પાછળ જઈને જોવા લાગ્યો. ત્યાં **વરરૂચિને** તેણે સોનામ્હોર મૂકતો જોયો. એટલે પાછળથી સોનામ્હોર લઇને તેણે મંત્રીને આપી. હવે પ્રભાતે પરિવાર સહિત **નંદ** રાજા ગંગા કિનારે આવ્યો. ત્યાં **વરરૂચિ** ગંગાની સ્તુતિ કરવા લાગ્યો અને હાથ પગવતી યંત્ર ચલાવતાં પણ તેને કંઈ મળ્યું નહિ, જેથી તે મનમાં ભારે વિષાદ પામ્યો. એવામાં મંત્રીએ **નંદ** રાજાને સોનામ્હોર બતાવીને સાંજનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. આથી વિપ્ર બહુ વિલખો પડી ગયો. તેમ છતાં તે મંત્રીના છિદ્ર જોતો રહ્યો. તેણે મંત્રીના ઘરની એક દાસીને લલચાવી. એટલે તેણે મંત્રીના ઘરની વાત વિપ્રને જણાવી કે-' અત્યારે **શ્રીયકના** લગ્ન નિમિત્તે મંત્રીના ઘરે વિવિધ ભોજન તૈયાર થાય છે અને હાથી-ઘોડાના કવચ, બખ્તર તથા તરવાર વિગેરે હથીયારો પણ તૈયાર થાય છે. ' એમ દાસીના મુખથી વૃત્તાંત જાણવામાં આવતાં **વરરૂચિ** બહુ હર્ષ પામીને ચિંતવવા લાગ્યો કે-' હવે મંત્રીને નાશ કરવાનો ઉપાય મને હાથ લાગ્યો. ' પછી તેણે સારી સારી ચીજો આપીને બાળકોને લલચાવ્યા અને તેમના મુખથી તે જાહેર રસ્તે કહેવરાવવા લાગ્યો કે-' મંત્રીના કામની કોઇને ખબર નથી. તે **નંદને** મારીને તેના રાજ્યપર **શ્રીયકને** બેસારશે. ' એમ ચૌટામાં તે બાળકો મોટેથી બોલી રહ્યા હતા. એવામાં એક દિવસે બહાર નીકળતાં **નંદ** રાજાએ એ બોલ સાંભળ્યા. ત્યારે મનમાં શંકા આવવાથી રાજાએ પુરૂષ મોકલીને મંત્રીના ઘરની તપાસ કરાવી એટલે તેણે આયુધ વિગેરેની હકીકત રાજાને કહી સંભળાવી. પછી મંત્રી જ્યારે પ્રણામ કરવા આવ્યો, ત્યારે રાજાએ તેની સામે પણ ન જોયું અને ઉલટો તે કોપાયમાન થયો. આથી મંત્રીએ ઘરે આવીને પોતાના પુત્ર **શ્રીયકને** કહ્યું—" હે શ્રીયક ! જો તું મારો પુત્ર હોય અને નંદનો પ્રતિહાર ( છડીદાર ) હોય, તો મારા કહેવા પ્રમાણે કર. રાજા મારાપર કોપાયમાન થયો છે. તો હું

જ્યારે રાજાને પ્રણામ કરતો હોઉં, ત્યારે તેની સમક્ષ તરવારવતી મારૂં શિર કાપી નાખજે. અને મારા દોષે રાજા સમસ્ત કુળને હણવા તૈયાર થાય, તે પહેલાં શેષ કુળને બચાવ." એમ પિતાના વચન સાંભળતાં શ્રીયક કરતલવતી કાન ઢાંકીને કંપતો બોલ્યો—' હા ! હા ! નિર્ભાગી હું પિતાનો વધ કેમ કરૂં ? ' એટલે મંત્રીએ કહ્યું—" હે વત્સ ! તું સંતપ્ત ન થા. કારણકે નીતિશાસ્ત્રમાં પણ એમ કહ્યું છે કે ' સમસ્ત કુળના કારણે એકનો નાશ થતો હોય તો થવા દેવો. ' માટે કુળ-રક્ષાના કારણે મરણ પણ મને ઇષ્ટ છે. હું તાલપુટ વિષ ખાઇને **નંદ**ને પ્રણામ કરીશ, એટલે મને મુવેલાને મારતાં તને પિતૃહત્યાનું પાપ નહિ લાગે." એમ સમજાવતાં **શ્રીયકે** મહામુશ્કેલીથી પિતાનું વચન માન્ય કર્યું. પછી મંત્રી તાલપુટ વિષ ખાઇને **નંદ** રાજાને નમસ્કાર કરવા ગયો. ત્યાં શ્રીયકે તીક્ષ્ણ તરવારવતી તેનું શિર છેદી નાખ્યું. તે જોતાં હા ! હા ! કરતો રાજા બોલ્યો—' હે **શ્રીયક** ! આ તેં શું અકાર્ય કર્યું ? ' એટલે તેણે કહ્યું—' જે સ્વામીનું અહિત કરનાર હોય, તેવા પિતાનું પણ મારે કંઇ કામ નથી. ' પછી **શ્રીયકે** મંત્રીનું મૃત-કાર્ય પતાવ્યું એટલે રાજાએ તેને બોલાવીને કહ્યું કે—' હું સંતુષ્ટ થઇને તને મંત્રિપદ આપું છું. તે બોલ્યો—' **સ્થૂલિભદ્ર** મારો મોટો ભાઇ છે, તે એ પદને યોગ્ય છે. ' ત્યારે રાજાએ તેને કોશાના ઘરથી બોલાવીને કહ્યું—' તું પિતાનું પદ (સ્થાન) લે. ' **સ્થૂલિભદ્રે** કહ્યું-' હે દેવ ! હું વિચાર કરીને લઇશ. ' આથી રાજાને વિચાર થયો કે—' આ વિચારના મિષથી પાછો ગણિકાના ઘરે ન જાય. ' એમ સમજીને રાજાએ તેને કહ્યું કે—' અશોકવાડીમાં જઇને વિચાર. '

એ પ્રમાણે **નંદ** રાજાનું વચન સાંભળતાં **સ્થૂલિભદ્રજી** અશોકઉદ્યાનમાં જઇને પરમાર્થનો વિચાર કરવા લાગ્યા કે—' ત્રણ વર્ગની ઋદ્ધિ મનુષ્ય-જન્મમાં સારરૂપ ગણાય છે, પણ અધિકારની સમૃદ્ધિ તેમાં એક વિઘ્નરૂપજ છે. એ અધિકારને લઇને રાજાના ચિત્તને અનુકૂળ રહેવું પડે એટલુંજ નહિ પણ પાપના કારણરૂપ આરંભો બધા આચરવા પડે. મંત્રિપદે તો સદ્ધર્મની શુભ વાસના પણ ક્યાંથી ? અને તેથી સિદ્ધિના શાશ્વત સુખ શી રીતે પ્રાપ્ત થાય ? એ પ્રભુતા તો પરને વધારે પીડા કરનાર હોય છે. મંત્રી જળ-જંતુની જેમ પ્રજાના રૂધિરને ચુસી લે છે, તેમાં કંઇ શંકા નથી. વળી કોઇવાર કદાચ રાજા કોપાયમાન થાય, તો ધન બધું લુંટી લઇને બંધનમાં નાખે એટલુંજ નહિ, પણ તેના કુળના બધા જનોને સતાવીને વખતસર પ્રાણાંત કષ્ટમાં પણ ઉતારી દે. એટલે ત્યાં પરવશપણે રહેતાં વિવિધ પ્રકારના ભયનો સંભવ છે અને વિવિધ રાજ્ય કાર્યોમાં સદા વ્યાકુળ થઇને રહેવું પડે છે. વળી અધિકારીઓમાં પ્રાયે કામ-ભોગની અંધતા તો દાખલ થાયજ છે અને તે તેમાં મદોન્મત્ત થઇને ભારે હર્ષઘેલા બની જાય છે. કોશાના ઘરે હું બાર વરસ ભોગવિલાસમાં મગ્ન રહ્યો. તથાપિ તે વિષયસુખમાં હું તૃપ્તિ ન

પામ્યો. માટે હે મૂઢ મન ! રાજ્યકાર્યોમાં તું બહુ નિમગ્ન બની જઇશ, અને અધિકારમાં આંધળો બનીશ, તો પછી ભવિષ્યમાં તારી શી દશા થશે ? જ્યાં જન્મ મરણના ઉંચા તરંગો ઉછળી રહ્યા છે એવા આ ભવ સાગરમાં ભમતાં તું અત્યારે ભાગ્યયોગે માનવ જન્મને પામ્યો છે તો વિષયોને તજી અને ગુણોને ભજી લે, પણ સમજુ થઇને ઘેલો ન થા. તું કોડીને બદલે કોટિ હારી જઇશ, તો આખરે તને ભારે પસ્તાવો થશે. જે મૂઢાત્મા ધર્મ તજીને વિષયના પંથે ચાલે તે પોતાના અંતરમાં પરિણામે વિરસ એવા તે વિષયસુખને સમજતો નથી. જે તાપથી વ્યાકુળ છતાં કદાગ્રહી બની કુપથ્યને સેવે છે. અને જે મૂર્ખ કોઢી છતાં માંસ ખાવાને મથે છે, તે દર્દથી કેમ બચી શકે ?

હવે પાંચ દિવસના એ રાજ અધિકારને ધારણ કરતાં પ્રતિદિન તેમાં ભારે પાપથી આત્માને લિપ્ત બનાવીને જીવ દુર્વાર નરકના લાખો દુ:ખોમાં રીબાય અને નરકરૂપ અંધ-કૂપમાં પતન પામતાં તેની શી વલે થાય ? માટે રાજાનો અધિકાર તો વિશેષ વિડંબના કરનાર છે. હે જીવ ! પ્રથમ જો કે એ મધ સમાન મધુર લાગે છે, પણ પરિણામે તે આત્મગુણને હાનિ પહોંચાડનાર છે. માટે પંચ પ્રમાદને દૂર કરીને હે ચેતન ! તું સદા જિનધર્મનું આરાધન કર કે જેથી નરકાદિકના દુ:ખો તું કદિ ન પામે. જે જીવો સાવદ્ય કર્મોને તજતા નથી અને યૌવનવયમાં સુખ શાંતિ કરનાર એવા ધર્મને આરાધતા નથી, તે મરણકાળે ધનુર્ધારી જેમ ધનુષ્યની દોરીપર હાથ ઘસતો રહે, તેમ અનેક સંતાપ પામતાં છેવટે હાથ ઘસતા રહે છે, અને દીનપણે કરગરે છે.

એમ ચિંતવીને મનમાં સંવેગ પામેલ સ્થૂલિભદ્રજી વિષયથી વિરક્ત થઇને પ્રશમ-રસમાં નિમગ્ન થયા. એટલે સંસારના ભયથી કાયર બની અને શિવ-સુખમાં આદર લાવીને તે ચિત્તમાં દુષ્કર ચરણ (ચારિત્ર) ને ચાહવા લાગ્યા. એવામાં ભાવના વૃદ્ધિ પામતાં તેમણે પંચમુષ્ટિથી કેશનો લોચ કર્યો, વળી કંબળ-રત્નના એક ભાગના તંતુઓનું રજોહરણ બનાવી, તે કંબળ ઓઢીને રાજા પાસે આવતાં તે બોલ્યો કે—'હે રાજન્ ! તને ધર્મ લાભ હો.' પછી તેમણે પુન: જણાવ્યું કે 'હે મહીપાલ ! મેં આવો વિચાર કર્યો.' ત્યારે રાજા બોલ્યો–'એ સારૂં ચિંતવ્યું.' ત્યારપછી સ્થૂલિભદ્ર મુનિ ત્યાંથી નગરમાં ચાલી નીકળ્યા. એવામાં રાજાએ કહ્યું કે—'જુઓ, એ કપટથી ગણિકાના ઘરમાં જાય છે કે નહિ ?' એમ કહીને રાજા પોતે મકાનપરથી જુએ છે, એવામાં જ્યાં સડી ગયેલ કલેવરો પડ્યા હતા એવા માર્ગથી તે બહાર નીકળી ગયા. એટલે રાજાએ તેમની પ્રશંસા કરતાં જણાવ્યું કે—'લોકોને વાર્યા છતાં પણ જ્યાં તે વિષયથી વિરક્ત બનતા નથી, ત્યાં સ્થૂલિભદ્ર ભગવાન્ પોતે વિષયથી વિરક્ત થઇ ગયા. પછી નંદ રાજાએ **શ્રીયકને** મંત્રીની પદવી આપી.

હવે સ્થૂલિભદ્રજી **સંભૂતિવિજય** ગુરૂ પાસે ગયા અને ત્યાં તેમના હાથે સંયમ સ્વીકારીને તેમણે પોતાની ઉજ્વળ કીર્ત્તિથી ત્રણે જગતને ધવલ બનાવ્યા. બંધુના સ્નેહને લઇને **શ્રીયક**પણ દરરોજ કોશાના ઘરે જતો હતો, ત્યાં **વરરૂચિ**, કોશાની નાની બ્હેન **ઉપકોશા**માં આસક્ત થયો.

એવામાં **કોશા** બીજા પુરૂષના સંગથી વિમુખ રહી, માત્ર સ્થૂલિભદ્રજીના નામ અને ગુણ–કીર્ત્તનથી સંતોષ પામતી તે મહાકષ્ટે દિવસો નિર્ગમન કરવા લાગી. તે સ્થૂલિભદ્રજીના વિયોગથી સંતપ્ત રહી. ડાબા કરતલપર મુખકમળ રાખી, અશ્રુ–જલથી સ્તનને સિંચતી, શરીરે શૃંગારને ધારણ ન કરતી, વિરહાગ્નિથી મનમાં સદા સંતપ્ત રહેતી અને દીર્ઘનિસાસાથી પોતાના અધરને શુષ્ક બનાવતી. રહેવા લાગી,

અહીં **શ્રીયકે** વરરૂચિના છિદ્ર જોતાં એકવાર કોશાની આગળ કહ્યું કે—' એ અમારા પિતાને મારવામાં કારણ બન્યો, તથા મને બંધુનો વિરહ અને તને પ્રિયતમનો વિયોગ પમાડવામાં પણ એજ એક કારણરૂપ છે, માટે **વરરૂચિ**ને મદિરા પીવરાવો.' આથી તેણે પોતાની બ્હેનને કહ્યું કે—' તું મદિરાથી મસ્ત અને એ વરરૂચિ અમસ્ત–એવી જોડી યુક્ત ન લાગે: ' પછી ઉપકોશાએ વરરૂચિને અનેક યુક્તિઓથી સમજાવ્યો અને ઇચ્છા ન હોવા છતાં તેને તેણે **ચંદ્રપ્રભા**–મદિરાનું પાન કરાવ્યું કે લોકો જેને દુધ સમાન સમજી લે. એ હકીકત **કોશાએ** શ્રિયકને જણાવી.

હવે એક દિવસે રાજાએ **શ્રીયક**ને કહ્યું—' હે **શ્રીયક**! તારો પિતા મારો હિતેચ્છુ હતો. ' એટલે તે બોલ્યો—' હે રાજન્! એ વાત સત્ય છે. પણ મદિરાથી મસ્ત બનેલ એ **વરરૂચિ**એ તેનો વિનાશ કરાવ્યો. ' ત્યાં રાજાએ કહ્યું—' શું વિપ્રવર **વરરૂચિ** મદિરા પીએ છે ? ' ત્યારે શ્રિયક બોલ્યો—' જો આપને સંદેહ હોય તો આજે તપાસી જુઓ. ' એટલે રાજાએ પ્રફુલ્લિત થતાં **શ્રીયક**ને કહ્યું—' તું, મીણ અને વિષથી મિશ્રિત એક કમળ તે વરરૂચિના હાથમાં આપજે અને બીજા કમળોનું વર્ણન કરજે. ' એટલે **શ્રીયકે** બધું એ પ્રમાણે કર્યું. તે કમળ વરરૂચિને સુંઘાડયું, જેથી તેણે ક્ષણવારમાં વમન કરતાં મદ્ય કહાડયું. આથી **વરરૂચિ**ને સભા બહાર ઘસડાવીને રાજાએ તપેલ સીસાના પાનથી તેનો નિગ્રહ કર્યો.

અહીં **સ્થૂલિભદ્ર** મુનિ તીવ્ર તપ તપવા લાગ્યા. એકદા તે ગુરૂમહારાજ સાથે **કુસુમપુર**માં આવ્યા. એવામાં વર્ષાકાલ આવતાં તે ગચ્છના ત્રણ મુનિઓએ જિનાગમમાં વર્ણવેલ ત્રણ અભિગ્રહ ધારણ કર્યા. તેમાં એક મુનિ સિંહની ગુફામાં નિરાહારપણે ચાતુર્માસ રહ્યા, બીજા દૃષ્ટિવિષ સર્પના બિલપર અને ત્રીજા મુનિ નિરાહારપણે કુવાના ફલક ( ભાલ ) પર ચાતુર્માસ રહ્યા. તે નિસ્પૃહ અને

તપોનિધાન મુનિઓના પ્રભાવથી સિંહ, ભુજંગ અને અરઘટ્ટિક મનુષ્ય એ ત્રણે શાંત થઇ ગયા. એવામાં સ્થૂલિભદ્ર મુનિએ ગુરૂ મહારાજને નિવેદન કર્યું કે—'મારે કોશા વેશ્યાને ઘરે નિરંતર ભોજન કરતાં ચાતુર્માસ રહેવું છે.' એમ કહી ગુરૂની આજ્ઞાથી તે કોશાના ઘરે ગયા. તેમને આવેલ જોઇને હર્ષ પામતી કોશા મનમાં ચિંતવવા લાગી કે—'આ મુનિ છતાં તપથી ભગ્ન થઇને આવ્યા લાગે છે. તો અત્યારે એનું શું સ્વાગત કરૂં ?' ત્યાં સ્થૂલિભદ્રજી બોલ્યા—'મને ચાતુર્માસ રહેવાને સ્થાન આપો.' કોશાએ કહ્યું—'હે નાથ ! અહીં સુખે રહો. જે પોતાના શરીરને પણ તમારા માટે ધારણ કરે છે, તો તેની પાસે ઘરની પ્રાર્થના શું માત્ર છે ? પોતાની મેળે ઘરે આવતી લક્ષ્મીને કોણ સચેતન આડે આવીને અટકાવે ?' પછી ત્યાં સ્થૂલિભદ્ર મુનિ ઉપવનમાં કોશાએ કહાડી આપેલ મકાનમાં રહ્યા અને કોશા જે સ્નિગ્ધ ભિક્ષા તેમને આપતી, તે ગ્રહણ કરતાં અસાધારણ સમાધિમાં તે રહેવા લાગ્યા. અહીં કોશા વિચારવા લાગી કે—'આ મારામાં અનુરક્ત હોવાથી સંયમથી ભ્રષ્ટ થતાં અન્ય સહાય ન મળવાથી અહીં મારી સાથે રહેવાને મારા ઘરે આવ્યા છે, જેથી પૂર્વના પુણ્યોદયથી અત્યારે મારા મનોરથ ફળ્યા. આ તો બિલાડીને દુધ અને ગીધ-પક્ષીને માંસ પ્રાપ્ત થયા જેવું થયું. હે હૃદય ! તારૂં બધું કામ પાર ઉતર્યું. માટે હવે તું નાચતું કેમ નથી ?' પછી વિશિષ્ટ શૃંગાર ધારણ કરી, કોશા મુનિ પાસે આવીને કહેવા લાગી કે—"વિરહાનલથી સંતપ્ત થયેલ મારૂં મન, હે નાથ ! અમૃત સમાન તમારૂં દર્શન પામતાં આજે શાંત થયું. હું આટલો વખત અન્ય પુરૂષનો સંગ તજી, આપના વિરહથી દુઃખ પામતી રહી છું, તો હવે આપના સુખદ સમાગમથી મારા અંગને ભારે શાંતિ મળશે. હે નાથ ! તમારા સ્નેહ અને ગુણ-કીર્ત્તનથીજ હું સુરક્ષિત રહી શકી છું. તો મને બોલાવતા કેમ નથી ? મારા પર આવા નિષ્ઠુર બનવું તે શું યુક્ત છે ? વળી આવા પ્રેમપાત્રની અવગણના કરવી-તે પણ શું ઘટિત છે ?" ઇત્યાદિ શૃંગાર વચનો બોલતાં પણ કોશાને તેમણે બોલાવી નહિ. એટલે તે મન્મથ-વશ થઇને વિવિધ વિકાર પ્રગટ કરવા લાગી. બંને હાથ ઉંચા કરી ભુજા-મૂળ બતાવતાં તે વેણી બાંધવા લાગી, તેમજ વારંવાર અંગ મરડતાં તે સ્તન-મંડળનો ઉપરનો ભાગ બતાવવા લાગી, વિલાસપૂર્વક તે બોલવા લાગી, લાવણ્યના એક નિવાસરૂપ નાભિ-પ્રદેશને તે પ્રગટ કરવા લાગી, તીર્ચ્છા લોચન કટાક્ષથી તે જોવા લાગી અને ચણીયા ( નીવિ ) બંધને શિથિલ કરવા લાગી.

એ પ્રમાણે કોશાએ અનેક કામ-વિકારની ચેષ્ટા કરી, જેને નિહાળતાં પણ સ્થૂલિભદ્ર મહાત્મા ક્ષુભિત ન થતાં વિશેષથી તે ધર્મ-ધ્યાનમાં લીન થયા અને મહિલાને દુર્ગતિના નિદાનરૂપ સમજીને તે ચિંતવવા લાગ્યા કે—"હે જીવ !

સૌંદર્યની સરસાઇથી તરૂણ કમળને જીતનાર એ ચતુરાના ચરણ-યુગલને જોતાં જો તેમાં તું લુબ્ધ બનીશ, તો દુસ્તર નરકના ખાડામાં પડીશ. કદલીના સ્તંભની સુંદરતાને શરમાવનાર અને જાત્ય સુવર્ણ સમાન ગૌર એવા શ્યામાના સરલ ઊરૂ ( સાથળ ) યુગલને તું નરક-ભવનના તોરણ સમજી લેજે. પ્રમદાના પીન એ નિતંબમાં મુગ્ધ બનીને તું સંસારરૂપ કેદખાનામાં રહ્યો અને હવે જો તેમાં મોહ પામીશ, તો વિવિધ વિડંબનાઓ અને નરકની દુઃસહ વેદનાઓ તારે સહન કરવી પડશે. હે જીવ ! જિનધર્મના માર્ગનો પરિહાર કરીને તું નારીના એ નાભિ દ્રહમાં મગ્ન થઇશ, તો અનુત્તર સુખોના નિધાનરૂપ એવા મોક્ષ નગરને તું પામી શકીશ નહિ. હે જીવ ! અતિપીન અને વર્ત્તુલ ( ગોળાકાર ) તથા વિષમ એવા તરૂણીના આ તુંગ સ્તન-સ્થળમાં તું સ્ખલના પામીશ, તો અસીમ અને ભીમ ભવારણ્યનો પાર પામી શકીશ નહિ. વળી હે મૂઢ જીવ ! ભામિનીના એ ભુજ પાશમાં બંધાઇને તું પ્રતિજ્ઞા પર પાણી ફેરવીશ, તો મોહના દુસ્તર કેદખાનામાં તારે ચિરકાળ રહેવું પડશે. વળી મહાપ્રભાવી સર્પના સમૂહ સમાન કામિનીના એ નિબિડ કુંતલ ( કેશ ) કલાપમાં જો તું મૂઢ બનીશ, તો તારા ધર્મ-ધ્યાનમાં એ ભારે વિઘ્ન કરશે-એમ સમજી લેજે." આવા પ્રશમ-ધ્યાનથી પવિત્ર, **સ્થૂલિભદ્ર** મુનિના નિશ્ચળ ચિત્તને કોશાના પીન અને મનોહર પયોધર લેશ પણ હરી શકયા નહિ. પછી મુનિએ કોશાને ધર્મ સંભળાવ્યો, જે સાંભળતાં તે શ્રાવિકા થઇ અને રાજાએ નીમેલ પુરૂષને મૂકીને તેણે અબ્રહ્મનું પ્રત્યાખ્યાન લીધું.

હવે ચાતુર્માસ પૂર્ણ થતાં તે ત્રણે મુનિ, ગુરૂ પાસે આવ્યા. એટલે 'હે દુષ્કર-કારક તમને સ્વાગત છે' એમ ગુરૂએ તેમની સન્મુખ બેસીને કહ્યું. એવામાં **સ્થૂલિભદ્રજી**ને આવતા જોઇને ભારે સન્માનપૂર્વક સામે આવીને 'હે દુષ્કર દુષ્કર કારક તને સ્વાગત છે' એમ ગુરૂએ તેમનો મોટો સત્કાર કર્યો. એ ગુરૂનું વચન સાંભળતાં તે ત્રણે શ્રમણ, મનમાં રોષ લાવીને ચિંતવવા લાગ્યા કે—'**સ્થૂલિભદ્ર** મંત્રિપુત્ર છે, તેથી એના મનને આનંદ પમાડવા ગુરૂ એને ભારે માન આપે છે.'

પછી બીજું ચોમાસું આવતાં દુષ્કર તપના મદથી મસ્ત બનેલ સિંહ-ગુફામાં રહેનાર મુનિ, ગુરૂએ વાર્યા છતાં કોશાના ઘરે ચાતુર્માસ કરવા ગયા. તેમને આવતા જોઇને કોશાએ વિચાર કર્યો કે—'અવશ્ય **સ્થૂલિભદ્રજી**ની ઇર્ષ્યા આણીને એ મારા ઘરે આવે છે. અહા ! મહાત્મા પોતાના અને પરના વિશેષને જાણતો નથી. કાગ અને હંસ, ગધેડો અને હસ્તી, ખદ્યોત અને સૂર્ય, એરંડ અને ચંદનવૃક્ષ એમની સમાનતા શી રીતે થઇ શકે ?' હવે તે **મુનિ** પણ કોશાના ઉદ્યાન-ગૃહમાં રહ્યા. ત્યાં કોશા પણ ઉપશાંત મનથી, પાપ રહિત, પોતે ભૂષણ રહિત છતાં જાણે વિભૂષિત હોય તેમ સુંદર સ્વભાવથી તે મુનિ પાસે ધર્મ સાંભળવા લાગી. તેના મુખ-ચંદ્રને જોતાં મુનિના હૃદયમાં રાગ-સાગર ઉછળ્યો. એટલે

વ્રત-ભંગના દોષની દરકાર ન કરતાં તે મુગ્ધ મુનિએ કોશા પાસે સમાગમ-સુખની યાચના કરી. ત્યારે કોશાએ વિચાર કર્યો કે—' બલવંત કર્મના વશથી જો કે એ મુનિ પતિત થયો છે, તથાપિ કોઈ ઉપાયથી હું એને માર્ગે લાવીશ.' એમ ચિંતવીને તે બોલી કે—' મને ધન-લાભ આપ, ધર્મ-લાભને શું કરૂં ?' મુનિએ પૂછ્યું—' કેટલું દ્રવ્ય જોઇએ ?' કોશા બોલી—' એક લક્ષ ધન આપ.' એટલે મોટા વૃક્ષ થકી ફળને ન પામનાર પંગુની જેમ મુનિ બહુજ વલખો પડી ગયો. ત્યારે ખેદ પામેલ મુનિને તેણે કહ્યું—' તું જરાપણ ખેદ ન પામ. **નેપાળ** દેશમાં સત્વર જા. ત્યાં શ્રાવક રાજા, સાધુને લક્ષ મૂલ્યનું રત્ન-કંબલ આપે છે.' આથી તે મુનિ ત્યાં ગયો અને રાજાની પાસે જતાં તેણે મુનિને રત્ન-કંબલ આપ્યું, તેને દંડમાં ગોપવીને તે તરત પાછો વળ્યો અને એક અટવીમાં આવી ચડયો. ત્યાં ચોરોએ તેને જોતાં લક્ષ સોનામ્હોરના આગમનને સૂચવનાર શકુન જોયું; છતાં તેને શ્રમણ સમજીને તેમણે પોતાના મનમાં અવગણના લાવી તરત જવા દીધો. એવામાં ફરી તેમને લક્ષ-આગમનસૂચક શકુન થયું. એટલે મુનિને પાછો વાળીને ચોરોએ શકુનની પરીક્ષા માટે તેને પૂછ્યું-' હે શ્રમણ ! તને અભય-વચન આપીએ છીએ, પણ તારી પાસે લક્ષ સોનામ્હોર અવશ્ય છે, તે કયાં ગોપવી છે, તે કહે.' ત્યારે મુનિએ પણ દંડમાં છુપાવેલ કંબળ-રત્નની વાત કહી બતાવી. પછી ચોરોએ મુક્ત કરતાં તે કોશા પાસે આવ્યો અને તેણે રત્નકંબળ તેના હાથમાં મૂકયું. એટલે કોશાએ તેના દેખતાં તે કંબળ ગંધાતી ખાળમાં નાખી દીધું. આથી મનમાં ખેદ પામતાં મુનિએ તેને કહ્યું—' હે કોશા ! બહુ મૂલ્યનું આ રત્ન-કંબળને તેં ખાળમાં કેમ નાખી દીધું ? દેશાંતરમાં ભમતાં મહાકષ્ટે એ મને પ્રાપ્ત થયું.' ત્યાં કોશા બોલી—" હે મહાપુરૂષ ! તું કંબળનો શોક કરે છે, પણ દુર્લભ સંયમ-ક્ષણને હારી જઇશ, તેનો તો વિચાર પણ આવતો નથી. બાવીશ પરીષહ સહન કરી, પાંચ ઇંદ્રિયોને જીતી, યોગ ધારણ કરી, ચંચળ મનને વશ લાવી, દુર્નિગ્રહ એવા ક્રોધ, માન, માયા, લોભ અને મત્સરને અટકાવી તથા પંચ મહાવ્રતના ભારને ઉપાડીને જે ચારિત્રનો તેં સંગ્રહ કર્યો છે, અગ્નિથી આરામની જેમ મનના ક્ષોભથી તેને તેં ભસ્મ કરી નાખ્યું. ઇંદ્ર ધનુષ્યની જેમ જે દુર્ગ્રાહ્ય છે, કિંપાકના ફળની જેમ જે મુખે મધુર લાગે છે, વિષધરની જેમ જે વિશ્વાસ-વર્જિત હોય છે, મદિરાની જેમ જે મતિને મોહ પમાડે છે અને ગિરિનદીની જેમ જે નીચ-ગામી હોય છે-તેવી વેશ્યાની પ્રાર્થનારૂપ ઘન ( મેઘ અથવા ઘણ ) થી તપરૂપ નાવને શામાટે ભાંગવા તૈયાર થયો છે ? કે જે ભવસાગરમાં ડુબતા જનોને પાર ઉતારવાને સમર્થ છે."

એ પ્રમાણે કોશાના ઉપદેશરૂપ અમૃત-રસથી મદનની મૂર્છાનો ઉચ્છેદ થતાં મુનિએ જણાવ્યું કે—' હે ભદ્રે ! તારૂં વચન અતિ સુંદર છે. અબ્રહ્મ-સં-

બંધી મેં જે તને કહ્યું, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ.' એટલે કોશા બોલી—'તમે ધન્ય છો કે મનને પુનઃ સુમાર્ગે લાવ્યા.'

પછી ચાતુર્માસ પૂર્ણ થતાં તે શ્રમણ ગુરૂ પાસે આવીને તેમના પગે પડ્યા. એટલે ગુરૂ મહારાજે જ્ઞાનથી બધું તેનું આચરણ જાણીને તેની નિર્ભછના કરી, ત્યારે મુનિ નમ્રતા લાવીને બોલ્યા કે—'હે ભગવન્! સ્થૂલિભદ્રજીના ગુણરૂપ જળના પૂરથી મેં મારા હૃદયમાં મત્સરરૂપ વૃક્ષને સિંચતાં જે વધાર્યું, તેના પુષ્પો સમાન દુષ્ટ વિપાકને મેં અત્યારે નજરે જોયો. જો કે હું તીવ્ર તપ કરૂં છું અને બ્રહ્મચર્યનો મદ લાવું છું, તથાપિ સ્થૂલિભદ્રજી તુલ્ય બની શકું તેમ નથી. કારણ કે ભારે ચાલાક કોશા કે જે અનુરક્ત ન હોવા છતાં તેની પ્રાર્થના કરતાં હું ભૂલ્યો. કૃષ્ણવર્ણયુક્ત ભ્રમર ઉડતો ન હોય અને જો કે તે મકરંદભોજી હોય, તથાપિ તે ગોક્ષીરના ધવલ વર્ણને કદાપિ પામી ન જ શકે.'

હવે રાજાએ કોશા રથિકને સોંપી. તે સ્થૂલિભદ્રજીને બહુજ વખાણતી હતી. એટલે રથિક તેને રીઝવવા માટે પોતાનું વિજ્ઞાન બતાવવા લાગ્યો. ગવાક્ષમાં બેસતાં તેણે બગીચામાં પુષ્પિત આમ્રવૃક્ષ જોયું. એટલે તેની લુંબને બાણ મારી અને તેની પાછળ એક પછી એક અનુક્રમે બાણ સાંધતાં છેવટે તે લુંબને ખેંચી, શસ્ત્રવતી કાપી, ત્યાં બેઠાજ તેણે પોતાના હાથમાં લુંબ લઇને તે કોશાને અર્પણ કરી. ત્યારે કોશાએ સરસવના ઢગલાપર રાખેલ સોયના અગ્રભાગપર નૃત્ય કરી બતાવ્યું. જેથી શિર ધૂણાવતો રથિક, તેના વિજ્ઞાનની પ્રશંસા કરવા લાગ્યો, એટલે કોશા બોલી કે—'હે મહાપુરૂષ! આમ્ર–લુંબમાં એક પછી એક બાણ સાંધીને અહીં બેઠાંજ તે લઇ લીધી, તે કંઈ દુષ્કર નથી, તેમજ સરસવના ઢગપર મૂકેલ સોયની અણીપર મેં નૃત્ય કર્યું–તે પણ કંઇ દુષ્કર નથી; પરંતુ ગુણનિધાન સ્થૂલિભદ્ર મહાત્મા, પ્રમદા–વનમાં ચાતુર્માસ રહ્યા છતાં વિષય–પિપાસાથી ઘાયલ ન થયા–એ અત્યંત દુષ્કર છે. મારી પાસે ચાતુર્માસ રહેતાં પણ જે વિષયના રસિક ન બન્યા, તે કૃષ્ણ–સર્પના મુખમાં રહ્યા છતાં સ્થૂલિભદ્ર મુનિ વિષથી ખંડિત ન થયા. ત્યાં મારા કટાક્ષ–વિષયને પ્રાપ્ત થતાં પણ જે વિષયાસક્ત ન થયા, તે તીક્ષ્ણ તરવારની ધારાપર ચાલતાં પણ તે ધીર મુનિવર ભેદાયા નહિ. વળી જે શ્રમણસિંહ મારી પાસે રહ્યા છતાં વિષય–સેવનથી વિરક્ત રહ્યા, તે જ્વલંત અગ્નિ–જ્વાળામાં પડતા છતાં પણ તે દક્ષ મહાત્મા દાહ ન પામ્યા. તથા મારા સ્નિગ્ધ મુખથી નીકળતા, પ્રાર્થના અને પ્રેમ–પ્રધાન વચન સાંભળતાં જે મુનિનાથ અખંડ બ્રહ્મચારી રહ્યા, તે વિષ ઘુંટીને પીધા છતાં પોતે તેવાજ સ્વસ્થ થઇ રહ્યા.

હે આત્મન! એમ કોશાના સંસર્ગરૂપ અગ્નિમાં આવતાં નિર્મળ સુવર્ણની જેમ જેમનો અધિક ગુણોત્કર્ષ થયો, તે શ્રી સ્થૂલિભદ્ર મહામુનિના ગુણગાન કર."

—⊱◎⊰—

# પ્રકરણ ૧૦ મું.

## નમસ્કારમંત્રનું માહાત્મ્ય.

પછી શ્રીકુમારપાલ રાજા હમેશાં પરમેષ્ઠીરૂપ મહામંત્રનું સ્મરણ કરતાં તે નિદ્રાવશ થતો. એ નમસ્કાર–મંત્રનું માહાત્મ્ય, ગુરૂમહારાજે બતાવેલ, તે આ પ્રમાણે રાજા દૃષ્ટાંતથી ચિંતવતો હતો—

### નંદનની કથા.



જંબૂદ્વીપના ભરતક્ષેત્રમા ધર્મક્રીડાના સ્થાનરૂપ અયોધ્યા નામે નગરી છે કે જ્યાં કૌતુકથી આવેલ શેષનાગની લક્ષ્મીને લુંટનાર કિલ્લો, ઘણા કાંગરાથી શોભે છે. ત્યાં શત્રુઓની રમણીઓને વૈધવ્ય આપવામાં સમર્થ એવો સામવર્મ નામે રાજા હતો. પોતાને તાબે કરેલ દિશારૂપી સ્ત્રીઓને જે પોતાના પ્રતાપના મિષથી કુંકુમના લેપની શોભા પમાડતો હતો. તેને લક્ષ્મી સમાન મનોહર એવી લક્ષ્મી નામે રાણી હતી. ત્રિવર્ગનું સેવન કરતાં તે બંને પોતાના શ્લાઘનીય જન્મને વ્યતીત કરતા હતા. એવામાં રાણીને મન્મથ સમાન મનોહર પુત્ર ઉત્પન્ન થયો, જે સર્વ લોકોને આનંદ પમાડનાર હોવાથી નંદન એવા નામથી વિખ્યાત થયો. કાંતિમાં ચંદ્રમા સમાન શોભાયમાન તે કુમાર, દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો અને સમય આવતાં વિનયરૂપ આકાશમાં સંચરતાં તેણે સમસ્ત કળાઓ ધારણ કરી.

એકદા તે રાજકુમારે ક્રીડા પૂર્વક નગરીમાં ભમતાં, નગરીને ઉત્સવમય જોઈને તેણે કોઇ પુરૂષને પૂછયું કે—' પ્રતિમંદિરે ધ્વજાઓ ઉંચે કરવામાં આવેલ છે અને કનકના સ્તંભોપર મણિના તોરણો બાંધવામાં આવેલ છે–એમ આ નગરીને ઉત્સવમય બનાવવાનું શું કારણ હશે ? ' ત્યારે તે પુરૂષ બોલ્યો કે—

" અહીં પૂર્વે કોટવાળે પાસેની નદીના પ્રવાહમાં તણાતું એક મોટું બીજોરાનું ફળ જોયું. એટલે નદીમાં પ્રવેશ કરી તે ફળ લઈને તેણે મહારાજાને અર્પણ કર્યું, જેથી વર્ણ ગંધ અને રસથી ઉત્કૃષ્ટ એવું તે ફળ જોતાં રાજા ભારે પ્રમોદ પામ્યો. પછી તેણે કોટવાલને સન્માન આપતાં પૂછયું કે—' આ ફળ તને કયાંથી મળ્યું ? ' તે બોલ્યો—' હું નદીના પ્રવાહમાથી એ લઇ આવ્યો. ' ત્યારે રાજાએ કહ્યું—'જ્યાં એ ઉત્પન્ન થયું છે, તે વનની તપાસ કરો.' પછી આગળ આગળ જતાં, નદીના કિનારે તે વૃક્ષ, તેના જોવામાં આવ્યું.' ત્યાં જે પ્રવેશ કરીને ફળ ગ્રહણ કરે,

તે મરણ પામે. ’ એમ તેના જાણવામાં આવતાં એ હકીકત તેણે રાજાને નિવેદન કરી. એટલે રાજાએ તેને આદેશ કર્યો કે—‘ત્યાં વારા પ્રમાણે એક એક પુરૂષને પ્રવેશ કરાવીને તારે દરરોજ એક એક ફળ લાવવું, એમ તે ફળ લાવવામાં પ્રતિદિન એક એક પુરૂષનો નાશ થવા લાગ્યો. આથી નગર-જનો ભારે વિષાદમાં પડયા.

એ પ્રમાણે કેટલોક કાળ જતાં એક વખતે જિનદાસ શ્રાવકનો વારો આવ્યો. એટલે ત્યાં નમસ્કારમંત્ર બોલતાં તે નદીમાં પડયો. તે સાંભળીને પૂર્વભવે કરેલ વ્રતની વિરાધનાને યાદ કરતાં તે વનનો અધિષ્ઠાયક વ્યંતર પ્રતિબોધ પામ્યો. જેથી પ્રત્યક્ષ થઇ, તે શ્રાવકને નમન કરીને વ્યંતર હર્ષપૂર્વક કહેવા લાગ્યો કે—‘તારા પોતાના સ્થાનપર રહેતાંજ તને દરરોજ હું એક એક ફળ આપતો રહીશ ’ એટલે તે શ્રાવકે નિવૃત્ત થઇને એ વૃત્તાંત રાજાને નિવેદન કર્યો. પછી તે દરરોજ વ્યંતર થકી એક એક ફળ ઓસીકા પાસે પામતો અને તે રાજાને અર્પણ કરતો. આથી રાજાએ સંતુષ્ટ થઇને તેનો ભારે સત્કાર કર્યો. હે કુમાર ! એમ અકાળ મરણની નિવૃત્તિથી રાજાએ નગરમાં મહોત્સવ કરાવ્યો છે. ”

એ રીતે મહોત્સવનું કારણ સાંભળીને રાજકુમાર કહેવા લાગ્યો કે—‘ અહો ! આ ભવમાં પણ પરાભવને પરાસ્ત કરનાર એવા નમસ્કાર-મંત્રનો મહિમા જગતમાં પ્રગટ છે. ’ પછી કુમારે મુનિ પાસે જઇને વિધિપૂર્વક મંત્રનીજેમ પંચનમસ્કારનો અભ્યાસ કર્યો અને તે ત્રિકાળ તેનું સ્મરણ કરવા લાગ્યો.

એકદા કોઈ પુરૂષે આવીને રાજકુમારને વિનંતિ કરી કે—‘એક સિદ્ધપુરૂષે મને [1]ચેટકમંત્ર આપેલ છે. તેની છ માસ પર્યંત મેં પૂર્વ સેવા સાધી અને હવે ઉત્તર સેવા સાધવાની મારે બાકી છે, તે સર્વ લક્ષણયુક્ત ઉત્તર સાધક વિના થઈ શકે તેમ નથી, અને તેવો તો તુંજ એક છે. માટે મંત્ર સિદ્ધિમાં હે કુમાર ! તું મને મદદ કર. ’ એટલે અન્યના ઉપરોધને માનવાના પ્રધાન ગુણથી કુમારે તેનું વચન કબૂલ રાખ્યું. કારણ કે મહાપુરૂષો સ્વભાવથીજ પરોપકાર કરવામાં સાવધાન હોય છે. પછી કૃષ્ણ ચતુર્દશીની રાત્રે રાજકુમાર સાથે તે સાધક પુરૂષ, પૂજાના સાધનો લઇને સ્મશાનમાં આવ્યો. જે સ્મશાન કયાંક શરદઋતુના વાદળાં સમાન શ્વેત અને ઘણાં હાડકાંથી વ્યાપ્ત હતું, કયાંક ચિતાનળની જ્વાળાઓના સમૂહથી આકાશને જાણે પલ્લવિત બનાવતું હતું, કયાંક હાડપિંજરો અને યમ સમાન ભાસતા વેતાલોથી ભીષણ હતું, કયાંક શંકા વિના ક્રીડા કરતી શાકિનીઓથી વ્યાપ્ત હતું, કયાંક રાક્ષસોથી દુર્દર્શનીય અને કયાંક ભૂતસમૂહથી ભયંકર ભાસતું હતું, કયાંક ઘુવડોના ઘુત્કારયુક્ત અને કયાંક શીયાળના ઘોર અવાજથી ગાજતું હતું. ત્યાં પુષ્પ, દીપ અને નૈવેદ્યયુક્ત મંડળ રચીને તે સાધક, મંત્રપૂર્વક અગ્નિ-

૧ મલિન દેવને સાધવાનો મંત્ર

કુંડમાં આહુતિ નાંખવા લાગ્યો. અને ઉત્તરસાધક કુમાર નમસ્કારનું સ્મરણ કરતો ઉભો રહ્યો. ત્યાં ત્રાસ ઉપજાવે તેવા ઘણા ભયંકર બનાવો પ્રગટ થવા લાગ્યા. એવામાં 'આ તરવારથી પદ્મની જેમ તારૂં મસ્તક કાપી નાંખીશ.' એમ બોલતો અને અટ્ટહાસ કરતો રાક્ષસ તે સાધક તરફ દોડયો. ત્યાં કુમાર તરત વચમાં પડીને કહેવા લાગ્યો કે—'હું ઉત્તરસાધક હાજર છતાં સાધકનો વધ કરવાને એ કોણ તૈયાર થયો છે?' ત્યારે રાક્ષસ બોલ્યો—'મેં આકાશમાં દિવ્ય રમણી બતાવી, જેને જોતાં એ ક્ષોભ પામ્યો. તેથી એ સાધક દોષિત હોવાથી વધ્ય છે.' એટલે **નંદન** કુમારે કહ્યું—'આ સાધકનું જે ચિત્તથી પણ બુરૂં ચિંતવશે, તેને હું જાતે પકડીને નિગ્રહ કરીશ.' એમ બોલતો કુમાર જેમ જેમ રાક્ષસની પાસે જવા લાગ્યો, તેમ તેમ રાક્ષસ પણ ઉતાવળે પગલે પાછળ પાછળ હઠવા લાગ્યો. ત્યારે કુમાર બોલ્યો—'જો તારામાં તાકાત હોય, તો સામે આવીને ઉભો રહે. આમ ભાગતો કેમ જાય છે?' રાક્ષસે કહ્યું—'હે ભદ્ર! તું જે મંત્ર સંભારે છે, તેના પ્રભાવથી અગ્નિની જેમ તારૂં તેજ સહન કરવાને હું સમર્થ નથી. તેથી હું પાછળ પાછળ હઠતો જાઉં છું. હું તને સિદ્ધ થયો છું, માટે મને મુકી દે. હવે તારૂં દુઃસાધ્ય પણ ચિંતિત અભીષ્ટ સાધી આપીશ.' ત્યાં રાજકુમારે કહ્યું—'તું આ સાધકને સિદ્ધ થા,' ત્યારે રાક્ષસ બોલ્યો—'એનામાં તેવી યોગ્યતા નથી કે જેથી એવી સિદ્ધિ એ પામી શકે, છતાં એ તારો આશ્રિત થઈને પણ સર્વ અભીષ્ટ પામી શકશે.' એમ કહીને રાક્ષસ અંતર્ધાન થઈ ગયો. એ બનાવ જોઈને સાધક તે મંત્ર સાધનાથી નિવૃત્ત થઈને કુમારને કહેવા લાગ્યો—'મને ચેટક દેવ સિદ્ધ થયો કે જેણે વિશ્વમાં ચિંતામણિ સમાન તમને સેવવાનો મને આદેશ કર્યો. પછી સ્વભવને આવીને કુમારે સાધકને મુનિની પાસે નમસ્કાર મંત્ર શીખવાડયો એટલે તે નિરંતર મંત્રનું સ્મરણ કરવા લાગ્યો.

હવે ચેટકના પ્રભાવથી સાધક સહિત આકાશ માર્ગે જગત જોવાને ભમતાં કુમાર કોઈ વાર **મિથિલા** નગરીમાં આવી ચડયો, કે જે તળીયે સ્ફટિકરત્નથી મઢેલા શ્રેષ્ઠ સાત સુવર્ણમય ભવનોથી દેદીપ્યમાન થઈને, આકાશમાં રહેલ વિમાનાથી ગાજતા ગીર્વાણ નગરની શોભાને જીતતી હતી. એ નગરીના ઉપવનમાં જાણે જિનપૂજા માટે આવેલ દેવાંગનાઓ હોય તેવી મણિની પૂતળીઓથી અભિરામ એવું **શ્રી નમિનાથ** ભગવંતનું પવિત્ર ચૈત્ય હતું. ત્યાં પ્રવેશ કરતાં **શ્રી નમિનાથની** પ્રતિમા જોઈ વિકાસ પામતા મુખથી કુમાર પ્રમોદપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યો—

" प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं, वदनकमलमंकः कामिनीसंगशून्यः ।
करयुगमपि यत्ते शस्त्रसंबंधवंध्यं, तदसि जगति देवो वीतरागस्त्वमेक " ॥१॥

અર્થ—હે નાથ ! તમારી દૃષ્ટિ પ્રશમરસથી ભરપૂર છે, મુખ કમળ પ્રસન્ન છે, ઉત્સંગ કામિનીના સંગરહિત છે તથા હસ્તયુગલ તે શસ્ત્રના સંબંધથી રહિત છે, માટે જગતમાં તમેજ એક વીતરાગ દેવ છો.

પછી **શ્રી નમિનાથને** વંદન કરી કૌતુકથી ચૈત્યનું અવલોકન કરતાં ત્યાં કુમારે એક ભાગમાં **ગાંધારી** દેવીને જોઈ એ દેવીની પૂજા કરતી કોઇ રમણી રાજકુમારને જોઇને મનમાં વિચારવા લાગી કે—' આ કોઇ મનોહર આકૃતિવાળો પુરૂષ ભાગ્યશાળી છે. ' એમ ધારી અંજલિ જોડીને તે સ્ત્રી કહેવા લાગી કે—' હે પ્રભો ! મહેરબાની કરીને અહીં બેસો અને આપનું પાવન નામ જણાવી મને આભારી કરો. ' એટલે પરના અનુગ્રહ માટે સાવધાન એવા કુમારે ત્યાં બેસીને દૃષ્ટિસંજ્ઞાથી આદેશ કર્યો કે—'એના પ્રશ્નનો જવાબ આપ.' ત્યારે સાધક બોલ્યો—' આ અયોધ્યાના સ્વામીનો **નંદન** નામે કુમાર છે અને પૃથ્વીમાં ભ્રમણ કરતાં અહીં આવી ચડયો છે.' એમ સાંભળતાં તે રમણી કહેવા લાગી—' પંચ પરમેષ્ઠીના પ્રભાવથી અત્યારે મારી સખીનું પુણ્ય-વૃક્ષ ફળ્યું, માટે તેને તમારા આગમનજન્ય પ્રીતિ પમાડીને હું જેટલામાં અહીં આવું તેટલો વખત તમે અહીંજ રાહ જોતા બેસજો.' એમ કહીને તે સ્ત્રી તરત ત્યાંથી ચાલી ગઇ. ત્યારે **નંદને** સાધકને કહ્યું—' એ સ્ત્રી મારૂં સ્વરૂપ જાણીને કયાંક ચાલી ગઇ, તેનું શું કારણ હશે ? ' સાધક બોલ્યો—' બીજુ શું હોય ? વિશાળ કુળમાં ઉત્પન્ન થયેલ કોઇ રમણી અનુરાગથી તારા આગમનને ઇચ્છતી હશે. તેને હર્ષપૂર્વક નિવેદન કરવાને એ સ્ત્રી તરત અહીંથી ચાલી ગઇ. કારણકે ભાગ્યવંત પુરૂષોને પગલે પગલે સંપત્તિ પ્રાપ્ત થાય છે.'

હવે તે સ્ત્રીએ જઇને **નંદનના** આગમનની વાત રાજપુત્રીને કહી સંભળાવી, જે સાંભળતાં મેઘધ્વનિથી મયૂરીની જેમ તે પ્રમોદ પામી. પછી તે સ્ત્રીની સાથે અત્યંત ઉત્કંઠાયુક્ત રાજકુમારી શિબિકામાં બેસીને પૂજાને બ્હાને પોતાના પરિવાર સહિત તે ચૈત્યમાં આવી. તેને જોતાં આશ્ચર્યચકિત થયેલ **નંદન** જાણે કામ વેદના જાગી હોય તેમ મસ્તક ધુણાવતો સાધકને કહેવા લાગ્યો—' હે કુવલય ! તું રાત્રે વિકાસ પામે છે, તે યુક્ત છે, હે ચંદ્ર ! તારી કળા વર્ણનીય છતાં તું વારંવાર ગુપ્ત પ્રચાર કરે છે, તે પણ યોગ્ય છે, હે વિદ્રુમ ! તેં સમુદ્ર પ્રવેશ કર્યો, તે ઉચિત કર્યું છે. હે કમળ ! તું જળમાં રહે છે, તે પણ ઠીકજ છે, હે કુંદ ! વનમાં જઇને વાસ કર્યો તે સારૂં કર્યું. કારણકે આ રમણીના નેત્ર, મુખ, અધર, હસ્ત, અને દાંતની શોભાથી તમારી કાંતિ પરાભવ પામી હશે. ' એવામાં રાજકુમારની રમણીયતા જોતાં મનમાં વિસ્મય પામેલ રાજપુત્રી પોતાની સખીને કહેવા લાગી કે—' હે કંદર્પ ! તું હવે તારા રૂપના દર્પને તજી દે, કારણકે તું અનંગ તરીકે પ્રસિદ્ધ છે, હે ચંદ્ર ! તું કલંકી છે, માટે સૌંદર્ય-લક્ષ્મીનો તારે મદ કરવો ઉચિત નથી, હે શક ! તારૂં શરીર તો નિમેષ રહિત હજાર નેત્રોથી વ્યાપ્ત છે તો તારી

રમ્યતા શું માત્ર છે ? પરંતુ આ એક પુરૂષજ મારી દૃષ્ટિમાં અમૃત વરસાવે છે.' પછી કેતકપત્ર સમાન કટાક્ષથી વારંવાર **નંદન**ને જોઇને રાજકન્યા ચૈત્યમાં જિનપૂજા કરવા ચાલી ગઈ. એવામાં તે સ્ત્રી કુમાર આગળ બેસીને કહેવા લાગી કે— 'હે સ્વામીન્ ! હું ભારે ઉત્સુકતાથી ચાલી ગઇ, તેનું કારણ સાંભળો—

" અહીં **મેઘ** નામે રાજા છે કે જેણે શત્રુરૂપ પર્વતોના ક્રોધરૂપ દાવાનળને પ્રકૃષ્ટ તરવારરૂપ જળધારાથી અટકાવેલ છે. તેની જયાવલી રાણીની કુક્ષિરૂપ છીપમાં ઉત્પન્ન થયેલ અને વિશ્વના વિભૂષણરૂપ **મુક્તાવલી** નામે પુત્રી થઈ. તે આ બાલ્યવય ઓળંગી સમસ્ત કળાનો અભ્યાસ કરતાં અનુક્રમે રૂપઋદ્ધિને વૃદ્ધિ પમાડનાર એવા પાવન યૌવનને પામી.

એકદા કૌતુકથી તે વરસાદના પ્રચુર જળથી ભરપૂર નગરની નજીકમાં નદી નિહાળવાને ગઈ. ત્યાં ઉંચે ઉછળી રહેલા મોટા કલ્લોલયુક્ત તે નદી ઓળંગવાને અસમર્થ બનેલા ઘણા લોકો નદીના બંને તટપર ભેગા થયા હતા. એવામાં કોઇ સ્ત્રીએ નદીના એક તટથી બીજા તટપર જવાની ઇચ્છા કરી. ત્યાં નદીના બંને તટ એકત્ર મળી ગયા. એટલે તે માર્ગે બીજા તટપર આવીને તે રમણી પ્રમોદપૂર્વક તરત પોતાની સખીને મળી. એ બનાવ જોતાં બધા લોકો આશ્ચર્યથી ચકિત થઈ ગયા. ત્યારે રાજકન્યાએ પેલી રમણીને પૂછયું કે—' ભદ્રે ! આ શું આશ્ચર્ય ? ' તે બોલી 'આજ નગરમાં દત્ત નામે શ્રેષ્ઠી છે, તેની હુ **સોમા** નામે પુત્રી છું. આ વિમલા નામે બાળપણાની મારી સખી છે. એક વખત તેની સાથે હું સાધ્વીઓ પાસે ગઈ, ત્યાં પ્રભાવયુક્ત પંચનમસ્કાર સાંભળતાં મેં તેનો સ્વીકાર કર્યો. પછી બીજા નગરમાં હું પરણી ત્યાંથી આજે હુ અહીં આવી અને વિમલા સખીને તટપર રહેલ જોઇને તેને મળવાની મને ઉત્કંઠા થઈ એટલે નદીમાં પ્રવેશ કરવાને ઇચ્છતી મેં પંચનમસ્કારનું ચિંતવન કર્યું. તેના પ્રભાવથી નદીના બંને તટ સાથે મળી જતાં હું અહીં આવીને મારી સખીને આનંદપૂર્વક મળી. " એમ નમસ્કાર મંત્રનો પ્રભાવ સાક્ષાત્ નજરે જોતાં રાજકન્યા બોલી કે—' અહો ! પંચનમસ્કાર તો આ લોકમાં પણ ભારે લાભદાયક છે. ' પછી વિમલા સાથે હું અને એ રાજસુતા પણ સાધ્વી પાસે જઇને નમસ્કાર મંત્ર શીખી અને દરરોજ આ ચૈત્યમાં આવીને એ મંત્રને હું ચિંતવવા લાગી, ત્યારથી રાજકન્યાની સાથે મારે મિત્રાઇ થઇ.

હવે એક વખતે એ રાજકન્યાને વિચાર આવ્યો કે—' મારો પતિ કોણ થશે ? ' ત્યારે ગાંધારી દેવીએ એને સ્વપ્નમાં જણાવ્યું કે–' અયોધ્યાના સ્વામીનો પુત્ર નંદન તારો પતિ થશે.' એમ સાંભળતાં તે પરમ પ્રમોદ પામી અને એ હકીકત તેણે મને કહી સંભળાવી. એ વૃત્તાંતને ન જાણતા તેના પિતાએ કોશાંબી-

પતિના પુત્ર સૂરસેન સાથે એ રાજ્યકન્યાનો આદરપૂર્વક સંબંધ કર્યો એટલે—'ચતુરંગ સેના સહિત તે મને અહીં પરણવાને આવ્યો છે અને આજ રાત્રે લગ્ન છે.' એમ સાંભળતાં એ રાજસુતા ભારે ખેદ પામી. વળી એ ખેદ પૂર્વક ચિંતવવા લાગી કે—'એવા મારાં ભાગ્ય નથી કે જેથી હું વલ્લભને પામી શકું. શું ગાંધારી દેવતાનું વચન પણ મિથ્યા થશે? કે દૈવે આવા સંયોગો ઉભા કર્યા. ચર્મ-ચક્ષુયુક્ત મારા પિતાએ તો મારૂં ચિત્ત ન જાણવાથી ભલે એમ કર્યું, પણ દિવ્ય ચક્ષુવાળા દૈવે આમ શામાટે કર્યું?' એમ તે અત્યંત ચિંતાતુર બની ગઈ. માટે હે કુમાર! તમે એને પરણીને નિશ્ચિંત કરો." એમ કહીને વિમલા તે રાજકન્યાને ત્યાં લઇ આવી. એવામાં રાજકુમાર નંદન બોલ્યો—'તારી સખી તો નિષ્ઠુર જેવી લાગે છે, કે દૂરથી આવેલ અમારૂં એ કાંઇ આતિથ્ય પણ કરતી નથી.' ત્યારે રાજબાળા બોલી—'હે કુંમાર! અત્યારે બીજું આતિથ્ય કરવાનો ક્યાં સમય છે?' એમ કહીને તેણે હર્ષપૂર્વક સખીના હાથે કુમારના કંઠમાં પુષ્પમાળા પહેરાવી અને તાંબૂલ આપ્યું એટલે કુમારે પણ પોતાના કંઠમાંથી હાર કહાડીને સખીના હાથે રાજકન્યાના કંઠે આરોપણ કર્યો, જેથી તે અમૃતથી સિંચન પામી હોય તેમ પોતાને ધન્ય માનવા લાગી.

એવામાં કંચુકીએ ત્યાં આવીને રાજસુતાને નિવેદન કર્યું કે—'વિવાહ—લગ્નનો સમય પાસે હોવાથી દેવી તમોને બોલાવે છે.' ત્યાં રાજબાળા કુમારને કહેવા લાગી—'હે સ્વામિન્! કહો, હવે શું કરૂં?' કુમારે કહ્યું—'પ્રિયે! જા, વિષાદ શામાટે કરે છે?' એટલે રાજકન્યા વિમલાની સાથે ઘરે આવી. પછી સાંજે રાજકુમાર પણ સાધક સહિત ત્યાં ગયો અને અવસર આવતાં મુક્તાવલીનું રૂપ કરીને સાધકને સૂરસેન કુમારની સાથે પરણાવી દીધો. અહીં ચેટક દેવે પોતે વિવાહ—મંગળ રચીને વિમલાની સાક્ષીએ તેણે કુમારને રાજકન્યા પરણાવી. હવે સૂરસેન પોતાના આવાસમાં આવીને સાધકને કહેવા લાગ્યો—'હે પ્રિયે! તને પરણીને આજે હું લોકોત્તર (બધા કરતાં અધિક) થયો છું.' ત્યારે સાધકે કહ્યું—'ખરેખર! તમે લોકોત્તર (લોક કરતાં વિલક્ષણ) જ બન્યા છો.' એમ કહેતાં તેણે પોતાનું પુરૂષરૂપ પ્રગટ કર્યું. આથી સૂરસેન વિલક્ષ બનીને કહેવા લાગ્યો—'શું તું પુરૂષ છે?' એટલે સાધક સાક્ષાત્ પુરૂષ થઇને કહેવા લાગ્યો—'હા, હું પુરૂષ છું.' ત્યાં સૂરસેન બોલ્યો—'તું કોણ છે અને આ કામમાં તને કોણે આજ્ઞા કરી છે?' તે બોલ્યો—'હું નંદન રાજપુત્રનો સેવક છું અને તેણેજ મને આ કાર્યમાં નિયુક્ત કર્યો છે. ત્યારે સૂરસેને કહ્યું—'અહો! એ રાજકન્યાને પણ તેજ પરણ્યો હશે.' સાધક બોલ્યો.—'એ બાબતમાં સંદેહ શો છે?' આથી સૂરસેન ગુસ્સે થઇને કહેવા લાગ્યો—'અરે! આ દુષ્ટે મારૂં અપમાન કર્યું માટે સત્વર એનો નિગ્રહ

કરો.' એમ આદેશ પામતા સુભટોએ તેને બાંધી લીધો. એવામાં સાધકે પોતે બંધન તોડી નંદન પાસે આવીને તેણે બધો વૃત્તાંત નિવેદન કર્યો. ત્યાં કોપાયમાન થયેલ સૂરસેન હસ્તી, અશ્વ, રથ અને પાળાઓથી સજ્જ થઇને નંદનની સાથે યુદ્ધ કરવાને સામે આવ્યો. એવામાં—' કન્યાએ પોતે અન્ય પુરૂષને પરણીને મારૂં વચન અન્યથા કર્યું ' એમ ચિંતવીને તેનો પિતા મેઘ મધ્યસ્થ થઇ રહ્યો.

હવે અહીં મનમાં લેશપણ ક્ષોભ ન પામતાં રાજબાળા આગળ બેઠેલ નંદનકુમારે સાધકને આદેશ કર્યો કે—' આ ભેગા થઇને કોલાહલ કરતા શીયાળીયાને સત્વર દૂર કરી દે. ' એટલે નમસ્કાર મંત્રના પ્રભાવથી અંગપર આવતા શસ્ત્રઘાતને વિફળ બનાવી ક્ષણવાર રણક્રીડા કરી, લોકોને વિસ્મય પમાડતા સાધકે સૂરસેનની સમસ્ત સેનાને ચેષ્ટારહિત બનાવી દીધી. તેમાં કેટલાક સુભટો ધનુષ્ય ખેંચી ઉભા રહેલા, કેટલાક તરવાર ઉપાડી તૈયાર થયેલા અને કેટલાક ભાલા ઉંચા કરીને સજ્જ બનેલા—એ બધા જેમના તેમ બળહીન બનીને સ્તંભિત થઇ રહ્યા. ત્યારે સૂરસેન ચિંતવવા લાગ્યો—' અહો ! આ તો મહા પ્રભાવશાળી નંદનકુમાર મારે નમસ્કાર કરવા યોગ્ય છે, કે જેનો સેવક પણ આવી દિવ્ય શક્તિ ધરાવે છે, ' એમ દેવતા પાસેથી તેના નમ્ર વિચારો જાણવામાં આવતાં સાધકે તેને મુક્ત કર્યો. એટલે સૂરસેને નંદનને નમસ્કાર કરી ખેદપૂર્વક જણાવ્યું કે—' પોતાની શક્તિને ન જાણતાં સિંહનો કોપ જેમ મેઘમાં નિષ્ફળ જાય, તેમ પરાભવ પામતાં મારો ક્રોધ તે તારામાં નિષ્ફળ નીવડ્યો. હે મહાનુભાવ ! એ મારો અપરાધ તું ક્ષમા કર. ' આથી નંદનકુમારે પ્રસન્ન થઇને તેનો યોગ્ય સત્કાર કર્યો. પછી મેઘરાજાએ સૂરસેનને પોતાની ભાણેજ પરણાવી અને વસ્ત્રાલંકારથી તેનો સત્કાર કરી વિસર્જન કરતાં તે પોતાની નગરીમાં ગયો.

પછી મેઘરાજાએ કેટલાક દિવસ ત્યાં નંદનકુમારને આગ્રહથી રાખીને, હસ્તી, અશ્વો, દ્રવ્ય અને આભરણાદિક આપી તેનો ભારે સત્કાર કર્યો. એમ ત્યાં કેટલોક વખત નિર્ગમન કરી, મેઘરાજાની અનુજ્ઞા મેળવી હસ્તી, અશ્વો, રથ અને પદાતિઓ સહિત નંદનકુમાર મુક્તાવલીને લઇને તે પુનઃ અયોધ્યામાં આવ્યો. ત્યાં સામવર્મ રાજાએ અત્યંત પ્રમોદ પામીને તેને રાજ્યગાદીપર બેસાર્યો અને પોતે સંયમ લઇ તીવ્ર તપ તપીને સ્વર્ગે ગયો. અહીં જિનપૂજા આચરતાં, સાધુઓની ભક્તિ કરતાં, ન્યાય અને કૃપાથી પૃથ્વીનું પાલન કરતાં અને મુક્તાવલી સાથે સંસાર—સુખ ભોગવતાં નંદન રાજા રાજ્ય ચલાવવા લાગ્યો. ત્યાં જે રાજાઓ તેના પૂર્વજોને તાબે ન હતા, તે પણ નમસ્કારના પ્રભાવથી વિના યત્ને નંદન નૃપને વશ થયા.

એવામાં એકદા ત્યાં ચંદન નામના અવધિજ્ઞાની ગુરૂ આવ્યા. એટલે નંદન

રાજા દેવીને સાથે લઇને તેમને ભકિતથી વંદન કરવા ગયો. ત્યાં ગુરૂને વંદન કરીને પૂર્વના અભ્યાસથી રાજાએ કહ્યું— ' હે ભગવન્! તમારાપર અમને અધિક ભકિત અને પ્રેમ કેમ આવે છે ? ' ત્યારે ગુરૂ મહારાજ બોલ્યા—

" અહીંજ નગરના ઉપવનમાં એક શુકમિથુન ( શુકપક્ષીનું જોડલું ) રહેતું હતું. એકદા ત્યાં પ્રતિમાએ રહેલ મુનિને જોતાં તે પ્રમોદ પામ્યું. એટલે કૃપાળુ મુનિએ તે બંનેનું ચિત્ત જાણીને તેમને પરમેષ્ઠિ નમસ્કાર મંત્ર શીખવાડ્યો. પછી તે બંને એ મંત્રને નિરંતર સંભારવા લાગ્યા. હે રાજન્! તે શુક મરણ પામીને તું રાજા થયો, શુકી તે આ તારી રાણી થઇ અને હું તે મુનિ છું. ' એમ સાંભળતાં તેમને પોતાનો પૂર્વભવ યાદ આવ્યો, એટલે નંદન રાજાએ પોતાની રાણી સહિત, ચંદનાચાર્ય પાસે સમ્યકત્વ આદર્યું, અને અનુક્રમે તેમણે શ્રાવકના બાર વ્રત સ્વીકાર્યા. એ પ્રમાણે ઉભય ભવમાં સુખકારી નમસ્કાર મંત્રનું ફળ જાણવામાં આવતાં પોતાની પ્રિયા સહિત રાજા નિરંતર તેનું સ્મરણ કરી સ્વર્ગના સુખ અને અનુક્રમે મોક્ષપદને પણ પામ્યો.

વળી એક આ વાત જગતમાં પ્રસિદ્ધ છે કે—પૂર્વે **ભરૂચ** નગરમાં એક પક્ષિણી ગુરૂએ આપેલ નમસ્કારનું સ્મરણ કરીને મરણ પામી. તે સિંહલદ્વીપના રાજાની **સુદર્શના** નામે પુત્રી થઇ. ત્યાં શ્રાવકે કહેલ નમસ્કાર સાંભળતાં તે જાતિસ્મરણ પામી, એટલે ભરૂચમાં આવી તેણે **શ્રી મુનિસુવ્રત** સ્વામીનું **શકુનિકાવિહાર** નામે ઉન્નત ચૈત્ય કરાવ્યું. ત્યાં પૂજ્ય ગુરૂ મહારાજ સાથે જઇ, ભગવંતને વંદન કરીને મેં **અંબડ** કોટવાલને આદેશ કર્યો. તેથી તે વિહાર ( ચૈત્ય ) નો તેણે પુનરૂદ્ધાર કર્યો. "

# પ્રકરણ ૧૧ મું.

## શ્રી પાર્શ્વનાથ પ્રભુ સ્મરણનો મહિમા.




ળી પરમેષ્ઠિ–નમસ્કારનું સ્મરણ કરતાં કુમારપાલ રાજા કહેતો. કે–" એ નમસ્કારના માહાત્મ્યથી તો મને સાક્ષાત્ ફળ મળ્યું; કારણકે સમસ્ત સૈન્ય સહિત પોતે દિગ્યાત્રા કરતાં પણ મારૂં કામ ન સર્યું, પરંતુ ઉલટું કંઇક વિપરીત થવા પામ્યું, અને અત્યારે નમસ્કારનું સ્મરણ કરતાં, તેના પ્રભાવથી, અંબડાદિક મારા દંડનાયકો પોતે વણિક છતાં તે શત્રુઓને જીતી લે છે. વળી સ્વચક્ર કે પરચક્ર ક્યાંઈ અનર્થ ઉપજાવતું નથી તથા દેશમાં ક્યાંઇ દુષ્કાળનું નામ પણ સાંભળવામાં આવતું

નથી, " આથી રાજા, તે નમસ્કારમંત્રનું સ્મરણ કરતાં કરતાં નિદ્રાવશ થતો અને પ્રભાત પહેલાં માગધજનો ( બંદીજનો ) એ કહેલ જિનસ્તવનથી તે જાગૃત થતો, તે આ પ્રમાણે છે.

" જે પુરૂષ, ત્રણ લોકમાં પ્રગટ મહિમાના નિધાન એવા **પાર્શ્વનાથ** ભગવંતને પૂજે છે, તેમનું શરીર શૂળ, જલોદર, શ્વાસ, ખાંસી, ક્ષય, કસર, કોઢથી ગાત્ર ગળતા હોય. કંઠમાળ, પડલયુક્ત નેત્ર, મુખથી લોહી નીકળતું હોય, અર્શ, અરોચક, દાહ જ્વર કે મોટા રોગ—એ વિગેરે વ્યાધિઓની બાધાથી રહિત થાય છે અને વધારે તેજસ્વી બને છે.

વળી ઇંદ્રો જેમના ચરણ—કમળમાં આવીને નમે છે એવા **શ્રી પાર્શ્વનાથ પ્રભુ**, જે પુરૂષના ચિત્તમાં વસે છે, તે પુરૂષને જંગમ પર્વત સમાન મોટા કુંભસ્થલથી ભયંકર, જેના મદ—જળના પરિમલપર ભ્રમરો ભેગા થઇને ગુંજારવ કરતા હોય, જે પોતાના ઉદ્દંડ દાંતવતી અનેક વૃક્ષોને ભાંગતો હોય, જે પોતાની ઉપાડેલ, યમદંડ સમાન સુંઢથી ભયંકર ભાસતો હોય અને કોપથી ભારે વિકરાળ થયો હોય એવો મદોન્મત્ત હાથી પણ કંઇ કરી શકતો નથી.

તથા સમસ્ત દુઃખોને ધ્વસ્ત કરનાર એવા **પાર્શ્વનાથ** ભગવંતને જે પુરૂષો જપે છે, તેઓ આકાશપર્યંત ઉછળતા ચપળ કલ્લોલયુક્ત, ક્રૂર અને જબરજસ્ત નક્રચક્રના સંચારથી ભયંકર, મોટા પુચ્છને પછાડતા મત્સ્યોથી વ્યાપ્ત, પ્રસરતી વડવાનલની જ્વાલાઓથી દુસ્તર તથા સેંકડો આવર્તોથી વ્યાપ્ત એવા મહાસાગરને ગોષ્પદની જેમ સ્હેલાઇથી ઓળંગી પાર ઉતરે છે.

વળી દુઃખને દળનાર **હે પાર્શ્વનાથ** ! તમારા નામરૂપ મંત્રનું જે સ્મરણ કરે છે, તેમને શિવકંઠ, પાડાના શંગ, તમાલ, ભ્રમર અને કાજળ સમાન શ્યામ, કુપિત કૃતાંતની ચપેટા સમાન વિકટ ફણા અને ફુંફાડાથી ભય ઉપજાવનાર, ચપળ બંને જીભને બતાવનાર, જંતુઓને પકડીને કવલિત કરનાર, જાણે સાક્ષાત્ પાપનો પુંજ હોય, ગુંજા ( ચણોઠી ) સમાન રક્ત લોચનયુક્ત તથા પ્રસરતા રોષયુક્ત એવો ભુજંગ પણ ભય ઉપજાવી શકતો નથી.

જે પુરૂષ ઉત્કટ ઉપદ્રવોને પરાસ્ત કરનાર એવા **શ્રી પાર્શ્વનાથ પ્રભુને** મનમાં ધારણ કરે છે, તેનાથી વીજળી સમાન કપિલ કેસરના સમૂહથી વ્યાપ્ત સ્કંધયુક્ત, હસ્તી અને મૃગને મારતાં રૌદ્ર શબ્દોથી ગિરિગુહાને પૂરનાર, નિબિડ ( તીક્ષ્ણ ) પંજાથી મતંગજના કુંભસ્થલને વિદારનાર, કુટિલ દાઢાથી દુઃપ્રેક્ષણીય, પુચ્છથી મહીતલને આઘાત કરનાર તથા અગ્નિના કણીયા સમાન રક્ત લોચનયુક્ત એવો કેસરી તરત દૂર ભાગી જાય છે.

વળી દુઃખના પુંજરૂપ કુંજને ભાંગવામાં પવન સમાન એવા **પાર્શ્વનાથ**

ભગવંતની જે પુરૂષ સ્તુતિ કરે છે, તેને ઉછળતી જ્વાળાઓથી આકાશને કવલિત કરનાર, પ્રસરતા સ્ફુલિંગ–સમૂહથી તારાગણને દ્વિગુણિત બનાવનાર, વિસ્તાર પામતા ધૂમના અંધકારથી દિશાઓને રોકનાર અને બળતા અનેક પ્રાણીઓના વિરસ અવાજથી વ્યાપ્ત એવો પ્રજ્વલંત જ્વલન પણ સંતાપ ઉપજાવી શકતો નથી.

તથા નિર્મળ ચરિત્રયુક્ત **શ્રી પાર્શ્વનાથ** ભગવંતને જે મનુષ્યો પોતાના હૃદયમાં ધારણ કરે છે, તે લોકો બખ્તર તથા ધ્વજ–પટયુકત અને મદઝરતા હસ્તીઓના ગર્જરવથી વ્યાપ્ત, હાથમાં શસ્ત્ર–સમૂહને ધારણ કરતા ઉદ્ભટ સુભટોયુકત, અશ્વોના ખુરથી ઉછળતી રજથી ગગનાંગણને સંકીર્ણ કરનાર અને નૃત્ય કરતા ધડ તથા મસ્તકોથી મંડિત મહીતલયુક્ત એવા સમરાંગણથી નિસ્તાર પામીને અવશ્ય જયલક્ષ્મીને મેળવે છે.

તેમજ જે પુરૂષ કલિમલને હરનાર એવા **શ્રી પાર્શ્વનાથ પ્રભુના** શરણે જાય છે, તે હરિણોના હર્ષને હરનાર શાર્દૂલોના શબ્દથી ભય ઉપજાવનાર, તસ્કરોના હાથે લુંટાતા મનુષ્યોના કોલાહલથી વ્યાપ્ત, ભીમ ભીલોને લીધે દુર્લંઘનીય, લીલાથી સંચરતા ગજગણયુકત અને ભમતા ભૂત, શિકારી, યક્ષ તથા સેંકડો રાક્ષસોથી ભરપૂર એવી મહા અટવીને નિર્વિઘ્ને ઓળંગીને પોતાના સ્થાને પહોંચે છે."



# પ્રકરણ ૧૨ મું.

## શુભભાવના અને દશાર્ણભદ્રની કથા.

એમ જિનગુણ–વર્ણન સાંભળ્યા પછી રાજા, પંચનમસ્કાર અને ધર્મના સ્મરણપૂર્વક દેવોને વંદન કરી, ભવથી ઉદ્વિગ્ન બનેલ તે આ પ્રમાણે ભાવતો કે "અહા ! હું વિષયરૂપ પંકમાં નિમગ્ન થઈ રહ્યો છું. તે દશાર્ણભદ્રને ધન્ય છે કે જેણે ક્ષણવારમાં રાજ્યનો પરિત્યાગ કર્યો. તે દષ્ટાંત આ પ્રમાણે છે—

### દશાર્ણભદ્રની કથા.




ભરતક્ષેત્રમાં **દશાર્ણપુર** નામે નગર છે કે જ્યાં ભારે રસ ( અનુરાગ કે જળ ) યુકત અંગના જેમ પુરૂષને આલિંગન કરી રહે, તેમ પ્રવર આકારયુકત કિલ્લાને પરિખા ( ખાઇ ), તરંગરૂપ ભુજાથી આલિંગન કરી રહી હતી. વળી એ નગર **એલકાક્ષ** એવા નામથી કેમ પ્રસિદ્ધ થયું–તે વૃત્તાંત આ પ્રમાણે છે—

જિનધર્મથી વિમુખ એવો કોઈ વણિક ત્યાં રહેતો હતો. હંમેશાં તેને અયોગ્ય

બગલાની જેમ તે એક શ્રાવિકાને પરણ્યો. એ શ્રાવકબાળા પ્રતિક્રમણ કરીને રાત્રિભોજનનું પ્રત્યાખ્યાન કરતી હતી, ત્યારે પતિ તેને કહેતો કે—' હે સુંદરી ! એવું પ્રત્યાખ્યાન કરવાથી શું ? વળી શું કોઇ રાત્રે ઉઠીને ભોજન કરવા બેસે છે ? ' એમ કહીને તે, પોતાની સ્ત્રીની મશ્કરી કરતો હતો.

હવે એકદા તે વણિક બોલ્યો કે—' હું પણ આજે રાત્રિભોજનનું પ્રત્યાખ્યાન કરૂં છું. ' એટલે તે શ્રાવિકા બોલી—' હે નાથ ! જો તમે રાત્રે ભોજન કરશો, તો પ્રત્યાખ્યાન કરશો નહિ. ' ત્યારે વણિક બોલ્યો—' નહિ તો શું હું રાત્રે ઉઠીને ખાઉં છું ? ' એવામાં એક દેવીએ વિચાર કર્યો કે—' આ શ્રાવિકાપર હસે છે, માટે એનો નિશ્ચય તો જોઉં. ' કારણ કે ધર્મ કોને પ્રિય ન હોય ? હવે તેજ નગરમાં તેની બહેન રહેતી હતી. તેનું રૂપ કરીને દેવી રાત્રે ભોજન લઇ આવી અને કહેવા લાગી કે—' હે બંધુ ! ભોજન કર. ' ત્યારે ભાર્યાએ અટકાવ્યા છતાં તે ભોજન કરવા બેઠો અને બોલ્યો કે—' હે મૃગાક્ષી ! શું આ તારાં વાકયો સાંભળી હું દિવ્ય ભોજન મૂકનાર છું ? ' એવામાં દેવતાએ લપડાક મારીને તેના નેત્રના બંને ગોળા (ડોળા) પાડી નાખ્યા. તે જોઇને શ્રાવિકાએ વિચાર કર્યો કે—' મારી અપકીર્ત્તિ ન થાય. ' એમ ધારી પતિની સ્વસ્થતા માટે કાયોત્સર્ગે રહી. કારણ કે પતિ પ્રતિકૂળ છતાં કુલીન કાંતાઓ કદિ પ્રતિકૂલ થતી નથી. પછી અર્ધરાત્રે દેવતાએ આવીને શ્રાવિકાને કહ્યું—' શું કામ છે ? ' તે બોલી—' મારા આ અપયશને દૂર કર. ' એટલે તત્કાળ **મારેલ** ઘેટાની સજીવન આંખ, દેવીએ લાવીને તરત તેને લગાવી દીધી. ત્યાં પ્રભાતે તેની ઘેટા (એલક) જેવી આંખ જોઇને લોકોએ તેને પૂછયું—' આ શું થયું ? ' ત્યારે તેણે રાત્રિનો બધો વૃત્તાંત કહી બતાવ્યો, એટલે—' અહો ! ધર્મનો મહિમા કેવો છે ? ' એમ વિસ્મયથી બોલતા તેણે અને અન્ય કેટલાક સ્વજનોએ જિનધર્મનો આદર કર્યો. એવામાં કૌતુકથી તેને જોવા સાટે ઘણા લોકો અન્ય સ્થાનોથી આવવા લાગ્યા, ત્યાં લોકો પરસ્પર પૂછતા કે—' કયાં જાય છે અને કયાંથી આવ્યો ? ' ત્યારે તે બોલતા કે—' જ્યાં એલકાક્ષ છે, ત્યાં દશાર્ણપુરમાં જઇને આવીએ છીએ.' એમ **એલકાક્ષ**ના યોગથી તે નગર એલકાક્ષ એવા નામથી પ્રખ્યાત થયું.

ત્યાં **દશાર્ણભદ્ર** નામે રાજા હતો કે જેના પ્રસરતા યશયુક્ત પ્રતાપે દિગંગનાઓને મૌક્તિક અને સુવર્ણના અલંકારોની શોભા પમાડી હતી તેની ચંદ્રસમાન મુખવાળી અને કનકતુલ્ય કાંતિવાળી એવી પાંચસો પદ્માક્ષી પત્નીઓ હતી. પોતાના ઐશ્વર્ય, સૌંદર્ય, યૌવન અને અંતઃપુરાદિકથી મદોન્મત્ત બનેલ તે રાજા, ત્રણે જગતને તૃણ સમાન પણ ગણતો ન હતો.

એકદા ત્રણે લોકને પ્રકાશવામાં ભાસ્કર સમાન **મહાવીર ભગવંત** ત્યાં

દશાર્ણ પર્વતના શિખરપર પધાર્યા. તે સાંભળતાં હર્ષ પામેલ દશાર્ણભદ્ર ચિંતવવા લાગ્યો કે 'ભગવંતને પૂર્વે બીજા કોઇએ વંદન ન કર્યું હોય, તે પ્રમાણે પ્રભાતે હું વંદન કરીશ.' એટલે મોટા હસ્તીઓ, અશ્વો, રથો, પદાતિઓ, રાણીઓ વિગેરે પોતાની સર્વ સમૃદ્ધિથી રાજા જિનેશ્વરને વંદન કરવા નીકળ્યો. તેના અભિપ્રાયને જાણીને ઇંદ્રે વિચાર કર્યો કે—' અહો ! આ રાજા સરલ લાગે છે, કે જેથી આવો મદ લાવે છે. ' પછી તેનો મદ ઉતારવાને સર્વ દિવ્ય ઋદ્ધિ સહિત ઇંદ્ર ભગવંતને વંદન કરવાની ઇચ્છાથી ઐરાવણ હાથી પર આરૂઢ થઇને આવ્યો, ત્યાં ઇંદ્રે, ઐરાવણના આઠ દાંત બનાવ્યા અને તે દરેક દાંતમાં આઠ આઠ વાવ રચી, દરેક વાવમાં આઠ આઠ કમળો રચ્યાં અને દરેક કમળનાં આઠ આઠ પત્રો બનાવ્યાં. વળી તેણે દરેક પત્રે લોકોને કૌતુક પમાડનાર દિવ્ય બત્રીશ પાત્રોનું નાટક રચ્યું. એમ ઐરાવણપર આરૂઢ થયેલ ઇંદ્રે ત્રણ પ્રદક્ષિણા દઇને મહાવીર ભગવંતને વંદન કર્યું. ત્યાં નમન કરતા હાથીનો અગ્રપાદ નિમગ્ન થવાથી તે દશાર્ણગિરિ ગજપદના નામથી વિખ્યાત થયો.

એ પ્રમાણે ઇંદ્રની અદ્ભુત દિવ્ય ઋદ્ધિ જોતાં દશાર્ણભદ્ર રાજા ચિંતવવા લાગ્યો કે—' હા ! ઇંદ્રની ઋદ્ધિ આગળ મારી ઋદ્ધિ લક્ષાંશના અર્ધભાગ જેટલી પણ નથી. તેથી કુવાના દેડકા તુલ્ય મેં વૃથા ઋદ્ધિનો ગર્વ કર્યો. કારણકે આ ઋદ્ધિ તો મદોન્મત્ત રમણીના લોચન સમાન ચંચળ છે. વળી અનેક કલેશ સહન કરતાં એ સધાય તેમ છે અને મુખ માત્રથી સુખ ઉપજાવે તેવી ખળ પુરૂષની મૈત્રીની જેમ પરિણામે અત્યંત દારૂણ છે. એ ઋદ્ધિને ધિક્કાર છે કે જેમાં આસક્ત થતા જીવો દુર્ગતિમાં જાય છે. જે કાન તોડે, તેવા સુવર્ણથી લાભ શો ? ' એમ ચિંતવી, તરત તૃણની જેમ રાજ્યનો ત્યાગ કરીને દશાર્ણભદ્ર રાજાએ ભગવંત પાસે દીક્ષા અંગીકાર કરી. એટલે ઇંદ્રે તેને નમસ્કાર કરીને કહ્યું કે—' હે મહાત્મન્ ! તમે ધન્ય છો કે તમે તમારૂં વચન સત્ય કર્યું. તમને જીતવાની ઇચ્છાથી મેં મોટી ઋદ્ધિ બતાવી અને તમે તો બધી ઋદ્ધિનો ત્યાગ કરીને જે પ્રમાણે શ્રીવીરને વંદન કરવા તૈયાર થયા, તેવી વ્રત—ઋદ્ધિ મારી પાસે કયાંથી ? માટે તમે મને જીત્યા.'

એ રીતે ચિત્ત વૃત્તિને વિષયથી વિરક્ત કરી, વીર જિનના ઉપદેશને અમલમાં રાખી, દશવિધ યતિધર્મને આરાધતા શ્રીદશાર્ણભદ્ર ધન્યવાદને પાત્ર થયા.

—※(◎)※—



## ઉપસંહાર.





એ પ્રમાણે દિનકૃત્ય અને રાત્રિકૃત્ય આચરતાં પરમાર્હત એ **કુમારપાલ મહારાજા** પૃથ્વીપર પોતાનું રાજ્ય ચલાવવા લાગ્યો. જીવોને અભયદાન આપવાની ઉદ્‌ઘોષણાથી.તેની કીર્ત્તિરૂપ નર્ત્તકી મહીતલપર નૃત્ય કરવા લાગી. વળી દુષ્કર્મથી પરભવે જીવોને અમિત દુર્ગતિનાં દુઃખ આપનાર એવાં દ્યૂત, મદ્ય વિગેરે સપ્ત વ્યસનો તેણે અહીંજ પ્રજાજનોમાં અટકાવી દીધાં. તથા પગલે પગલે રાજાએ બંધાવેલા, કાંચનદંડથી મંડિત એવા જિનાલયોને લીધે જાણે સજ્જ થયેલા પ્રતિહારોએ અટકાવેલ હોય તેમ કોઈ ઉપદ્રવ ક્યાંઈ પણ પ્રગટ થતા ન હતા. વળી અમે ત્રિકાલ **શ્રીહેમચંદ્ર** મહારાજની અસાધારણ ઉપદેશ-શક્તિની સ્તુતિ કરીએ છીએ કે દિવ્ય જ્ઞાન રહિત છતાં જેણે **શ્રી કુમારપાલ** રાજાને પ્રતિબોધ પમાડ્યો. 'રાજાઓને જીવદયા ન હોય' એ સાધારણ કહેવતને જે રાજાએ જિનધર્મને સ્વીકારીને અસત્ય બનાવી, તે **કુમારપાલ** મહીપતિ કોને શ્લાઘનીય ન હોય? વિચિત્ર વૃત્તાંતયુક્ત **શ્રી હેમચંદ્રસૂરિ** તથા **કુમારપાલ** મહારાજાનું અદ્‌ભુત ચરિત્ર રચવાને કોણ સમર્થ થઇ શકે? તથાપિ તેમનાજ ચરિત્રાનુસારે સમુદ્રમાંથી બિંદુની જેમ મેં આ ગ્રંથનો ઉદ્ધાર કર્યો.



इति पंचम प्रस्ताव.




## પ્રશસ્તિ.




તર્કરૂપ અંધકારને દૂર કરવામાં સૂર્ય અને ચંદ્ર સમાન, વસુધાના કર્ણ–ભૂષણરૂપ, ધર્મ–રથની ધુરાને ધારણ કરવામાં ધોરી સમાન, તત્ત્વાવલોકનમાં સમસ્ત જગતના લોચનરૂપ, નિર્વાણ ભવનના તોરણ અને મહાસ્તંભરૂપ એવા **શ્રી મુનિચંદ્રસૂરિ** અને બીજા **શ્રી માનદેવસૂરિ** હતા. તેમના શિષ્ય **અજિતદેવસૂરિ** કે જે બૃહદ્ગચ્છરૂપ આકાશમાં શશાંક સમાન હતા, જેમણે જિનધર્મરૂપ મહાસાગરને અત્યંત વૃદ્ધિ પમાડયો. તેમના ચરણકમલમાં હંસસમાન એવા બીજા પણ **શ્રીદેવસૂરિ** પ્રમુખ શિષ્યો થયા, કે નિરાબાધપણે સ્થિતિ કરતા જેમની સત્ય મૈત્રી પ્રમોદને વિસ્તારતી હતી. સુજ્ઞ શિરોમણિ શ્રી અજિતદેવસૂરિના ચરણ–કમલમાં ભ્રમર સમાન એવા શ્રી **વિજયસિંહસૂરિ** કે જે દુઃષમ કાળમાં પણ પરિમિત ઉપકરણ રાખનાર, ક્રિયારૂચિ, નિરંતર એક સ્થાને વાસ ન કરનાર અને ચિરકાળ મુનિવ્રતના ધારક હતા. તેમના પટ્ટરૂપ પૂર્વાચલમાં સૂર્યસમાન એવા **સોમપ્રભાચાર્ય** થયા કે જેમણે શ્રી **હેમચંદ્રસૂરિ** અને **કુમારપાલનું** આ ચરિત્ર પ્રકાશ્યું. આ સુચરિત્ર કહેવાને પ્રવર્તતાં મેં સુકવિની કીર્ત્તિ, અર્થલાભ કે પૂજાની અભિલાષા કરી નથી; પરંતુ આ દુઃષમ કાળમાં એ બંને મહાપુરૂષોએ જે દુષ્કર કાર્ય કરી બતાવ્યું અને જિનમતની અતુલ પ્રભાવના કરી, તેનું કીર્તન કરવાના એક પુણ્યમાત્રની જ મેં ઇચ્છા રાખી છે. હે બુધજનો ! જો તમારે ધર્મમાં અતુલ નિર્મળતા મેળવવાની ઇચ્છા હોય, જો **શ્રીહેમચંદ્ર** ગુરૂપર અદ્ભુત ભક્તિ બતાવવા માગતા હો, તેમના વચનમાં પરમયોગ્યતા પામવા ઇચ્છતા હો, ચમત્કાર પમાડે તેવી વિચિત્ર કથાઓ જો તમારે સાંભળવી હોય અને લોકોત્તર કાવ્ય કરવાની કામના હોય તો પ્રગટ ગુણયુક્ત આ ગ્રંથને સાવધાન થઇને શ્રવણ કરો.

**પ્રાગ્વાટ** વંશરૂપ સાગરને વૃદ્ધિ પમાડવામાં ચંદ્રસમાન, અસાધારણ બુદ્ધિશાળી, કૃતજ્ઞ, ક્ષમાશીલ, વચનકુશળ અને સૂક્તિ ( મધુરવાણી ) રૂપ સુધાના

'નિધાન, એવો **શ્રીપાલ** નામે પુરૂષ હતો કે જેને લોકોત્તર કાવ્યોથી અંતરમાં પ્રસન્ન થયેલ અને સાહિત્ય-વિદ્યામાં પ્રેમ ધરાવનાર એવા શ્રી સિદ્ધરાજે **કવીંદ્ર** અને **ભ્રાતા** કહીને બોલાવ્યો. તેનો **સિદ્ધપાલ** નામે પુત્ર કે જે કુમારપાલરાજાની પ્રીતિના સ્થાનરૂપ, વિદ્વાનોના ભૂષણરૂપ અને કવિ સમુદાયમાં મુગટ સમાન હતો. તેની વસતિ-ઉપાશ્રયમાં રહીને મેં આ ચરિત્ર રચ્યું છે, તેમાં મારાથી જે કાંઈ અયુક્ત કહેવાયું હોય, તે હે બુધજનો ! હું અંજલિ જોડીને પ્રાર્થના કરૂં છું કે તે તમે સુધારીને વાંચજો. શ્રી **હેમસૂરિ**ના ચરણ-કમલમાં હંસ સમાન અને શાસ્ત્રના રહસ્યને જાણનાર એવા **શ્રીમહેંદ્રસૂરિએ વર્ધમાન** અને **ગુણચંદ્ર ગણિ** સાથે આ ચરિત્ર સાંભળેલ છે. તો જ્યાંસુધી સમસ્ત અંધકારનો નાશ કરતા સૂર્ય અને ચંદ્રમા આકાશમાં પ્રકાશે છે, ત્યાંસુધી સાધુજનો શ્રી**હેમસૂરિ** અને **કુમારપાલ**નાં આ પવિત્ર ચરિત્રને વાંચ્યા કરો.'

નિર્મળ મતિરૂપ સુધાના નિધાન, શ્રેષ્ઠિસમુદાયમાં મુખ્ય અને શ્રીનેમિનાગનો પુત્ર એવો **અભયકુમાર** નામે શ્રાવક હતો. તેની **પદ્મા** નામે પત્ની હતી કે જે ધર્મને માટે પોતાના કર-કમળમાં લક્ષ્મીને પામી હતી અને જેણે પોતાના ચરણ-કમળથી પદ્મોને જીતી લીધાં હતાં, તેમના **હરિશ્ચંદ્રાદિક** પુત્રો ગુણવંત અને જગતમાં પ્રખ્યાત હતા. તેમજ ધર્મબુદ્ધિના પાત્રરૂપ એવી **શ્રીદેવી** પ્રમુખ તેમની પુત્રીઓ હતી. તેમની પ્રીતિને માટે કર્તાએ આ ચરિત્ર રચ્યું છે ધર્માનુરાગથી તેણે એવાં ઘણાં પુસ્તકો લખાવ્યાં. વિક્રમ સંવત્ ૧૨૪૧ ના વર્ષે ભાદરવા માસની શુકલ અષ્ટમી અને રવિવારે ગુજરાત પાટણમાં ગ્રંથકર્તાએ જિનધર્મ-પ્રતિબોધરૂપ આ ગ્રંથ રચીને સમાપ્ત કર્યો.



# શ્રી પંચપરમેષ્ઠી ગુણરત્નમાળા.

( વિવિધ અનેક ચમત્કારિક કથાઓ સાથે શ્રી પંચપરમેષ્ઠીના ૧૦૮ ગુણોનું વિસ્તારપૂર્વક અપૂર્વ વર્ણન. )

સકલ:મંત્ર શિરોમણિ, અનેક ગુણકલ્પ મહોદધિ, ચૌદપૂર્વના સારભૂત પંચપરમેષ્ટી નમસ્કાર મહામંત્ર કે જેનો મહિમા કલ્પવૃક્ષ કરતાં પણ અધિક શાસ્ત્રકાર મહારાજે વર્ણવેલ છે અને જે ધ્યાન કરવા યોગ્ય છે; નવલાખવાર વિધિપૂર્વક જપ કરતાં-નર્કનું નિવારણ થતાં ભવનો પાર-મોક્ષ પમાય છે.

આ મહા મંગળકારી પંચપરમેષ્ટીરૂપ નવકારમંત્ર કે જેના ૧૦૮ ગુણો હોઇને તેનો ચમત્કાર-પ્રભાવ તથા તેનું ફળ ઉદાહરણપૂર્વક વિસ્તારથી આ ગ્રંથમાં આપવામાં આવેલ છે, કે અને આરાધનથી માનવજન્મ સફળ થાય છે.

જિનેશ્વર ભગવાને આત્માના મોક્ષ માટે ધ્યાન-તપ ઉત્કૃષ્ટ ક્રિયા કહેલી છે, અને ધ્યાન પંચપરમેષ્ટીના ૧૦૮ ગુણોનું થઇ શકે છે. આ ૧૦૮ ગુણોનું જાણપણું સર્વ કોઇને ન હોઇ શકવાથી હાલ ઘણે ભાગે નવકારવાળીમાં ગુણોને બદલે માત્ર નવકારમંત્રનું એક એક પારે એક સ્મરણ થાય છે; પરંતુ શાસ્રકાર મહારાજનું કથન પંચપરમેષ્ટીના ૧૦૮ ગુણનાં વર્ણનનું સ્મરણ નવકારવાળી દ્વારા મોક્ષ મેળવવા માટે કરવાનું ફરમાન છે. આ ગ્રંથ તે ઉત્તમોત્તમ ગુણોનું અપૂર્વ, સુંદર, સરલ અને મોક્ષદાયી વર્ણન અનેકચમત્કારી કથાઓ, દ્રવ્યાનુયોગની હકીકતો, શાસ્ત્રોની સાક્ષીઓ આપીને મોક્ષના અભિલાષીઓ માટે વર્ણન કરી તેની અલૌકિક રચના કરી છે.

એકંદરે આ ગ્રંથ બહુ ઉપયોગી છે. નવકારમંત્રનો જપ કરનાર મનુષ્યોએ ખાસ આ ગ્રંથ ભણવા, સાંભળવા, વાંચવા આદરવાયોગ્ય છે. જેથી તેની મહત્તા અને ઉપયોગીતાના સંબંધમાં જેટલું લખીયે તેટલું ઓછું છે. આવીજાતનો વિસ્તારયુક્ત ગ્રંથ પંચપરમેષ્ટીના ગુણો માટે આ પ્રથમજ પ્રકટ થયેલો છે. ઉંચા કાગળો ઉપર સુંદર ગુજરાતી ટાઇપોથી છપાવી, સુશોભિત બાઇન્ડીંગથી અલંકૃત કરવામાં આવેલ છે. કિંમત રૂા. ૧-૮-૦ પોસ્ટેજ જુદું.

શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર